# વેદાર્થચિન્તામણિ-ભા. ૩.

## વિષયાનુક્રમણિકા.

| પૃ. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ११७७ | ५ | श्चार्त | श्चार्तः |
| ११७८ | ८ | भूतेपु | भूतेषु |
| ११८० | ४ | नारायणेति | नारायणायेति |
| ११८२ | ४ | मया | ममा |
| ११८२ | ५ | धर्मार्थकामा | धर्मार्थकाम |
| ११८५ | ६ | युद्ध्या | युद्ध्या |
| ११९१ | ७ | ध्रवम् | ध्रुवम् |
| १२०८ | ८ | मुदा | मुंदा |
| १२१३ | १ | नमा | नमो |
| ,, | ५ | ख्रया | ख्रयो |
| ,, | ,, | विण्णु | विष्णु |
| ,, | ८ | नारायणं | नारायणः |
| ,, | १३ | विण्णो | विष्णो |
| १२१४ | ३ | सृष्ठि | सृष्टि |
| १२१५ | १० | प्रविष्ठ | प्रविष्ट |
| १२१६ | ६ | यया | ययो |
| १२१७ | ३ | ाग्रनिन्दन्ति | यिनिन्दन्ति |
| १२२० | ६ | तन्त | नन्त |
| ,, | ७ | शात | शातें |
| १२२३ | १० | कृण्ण | कृष्ण |
| १२२९ | ६ | ारक्ता | रिक्ता |
| १२३० | १ | पद्य | पञ्च |
| १२३१ | ४ | वर्त्त | यर्त्त |
| १२४६ | १ | तद्दिनो | तद्दिनः |
| १२४७ | ३ | धोरे | घोरे |
| १२५४ | ३ | क्षुात्पपा | क्षुत्पिपा |
| ,, | ४ | प्रसक्ता | प्रसक्तो |
| १२५६ | १ | फद्भम्ल | फद्भुम्ल |
| ,, | ३ | पाण्टुं | पाण्डुं |
| १२५६ | ४ | विण्व | विल्व |
| १२५८ | ३ | यागोक्त | योगोक्त |
| १२६० | १० | रस | रसं |
| ,, | ११ | श्रृणु | शृणु |
| १२६३ | ४ | कस्मा | कस्मा |

| પૃ. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| १२६३ | ७ | शृण्य | शृण्व |
| ,, | ,, | तत्त्वारस्ते | तत्त्वास्ते |
| ,, | ११ | द्धान | द्धायन |
| १२६६ | ४ | कुरुप्प | कुरुष्व |
| ,, | ७ | मयस्तथा | मनस्वा |
| १२६८ | १ | ईध्दौति | ईदद्दौति |
| ,, | १० | चात्ये | चालये |
| १२६९ | २ | देवना | देवाना |
| ,, | ६ | दन्तधौति वि | दन्तधौतिर्वि |
| १२७० | ९ | इण्ड | दण्ड |
| ,, | १० | द्धारि | द्वारि |
| १२७२ | १२ | पर्यत | पर्यन्त |
| १२७८ | ४ | संगी | संगि |
| १२७९ | १० | प्रोक्ता | प्रोक्ताः |
| १२८४ | ७ | मिहायदूम्यहम् | मिहादूम्यहम् |
| १२८५ | ४ | नितमन् | निवसन् |
| १२८६ | ९ | भूतिकामो | भूतिकामः |
| १२८७ | ३ | भूमिकामः | भूतिकामः |
| १२९२ | ७ | प्रवृतिः | प्रवृत्तिः |
| १२९८ | १ | वसज्ञनाः | वसञ्जनाः |
| १३०३ | १५ | समुत्पुन्न | समुत्पन्न |
| १३०४ | ७ | शेपं | शेपं |
| १३१३ | ८ | सिद्धिदम् | सिद्धये |
| १३२२ | ८ | पुरिदं | पुनरिदं |
| १३२४ | २ | फच्चि | फाच्चि |
| १३२६ | १ | जिघ्रति | जिघ्रति |
| ,, | १० | जिता | जितो |
| १३२८ | ,, | यागत | योगत |
| १३३२ | ८ | त्याग | त्यागः |
| १३३३ | १० | संस्थान | संस्थानं |
| १३४९ | २ | तथात्मनसो | तथात्ममनसो |
| १३५४ | ६ | उपविश्य | उपविश्य |
| १३६० | ४ | यतदे | यत्तदे |
| ,, | १० | मधिष्टान | मधिष्ठान |
| १३६३ | ३ | प्यात्म | अप्यात्म |
| ,, | ५ | दतावनिः | दत्तावनिः |

| પૃ. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| १३६४ | २ | अनहत | अनाहत |
| १२६५ | १२ | ग्यगो | ग्गो |
| १२६९ | ४ | पयताः | पर्यताः |
| १३७० | ८ | मद्यमो | मध्यमो |
| १३७९ | ५ | शान्ति | शान्तिः |
| १३८० | १ | याङ | याङ |
| ,, | १ | रायीर्य | रायीर्म |
| ,, | ६ | यद्दायुः | यदायुः |
| १३८५ | १ | अन्तर्याम्मेप | अन्तर्याम्येप |
| १४२३ | ८ | श्रतौ | श्रुतौ |
| १४३५ | १ | त्तथ | त्तथा |
| १४६० | ७ | अज्ञाना | अज्ञान |
| १४६२ | १ | देहा | देहौ |
| ,, | १२ | देहा | देहौ |
| १४९० | १ | पडुदूकेति | पडुदक्केति |
| १५०४ | १५ | याम्रेया | याम्रेयी |
| १५०९ | १४ | गोधोलुक | गोधोलूक |
| १५१३ | ३ | सूकरोष्टाणां | सूकरोष्ट्राणाम् |
| ,, | ४ | कृच्छ | कृच्छ्र |
| ,, | १० | कृच्छा | कृच्छ्रां |
| १५१५ | १३ | स्त्रुद्धय | स्त्रुद्धयर्थ |
| १५२६ | ४ | कुच्छातः | कृच्छ्राति |
| १५२७ | ९ | कपिलायाः | कपिलाया |
| १५२९ | ६ | घृताम्बुना | घृताम्बूना |
| ,, | ८ | तमकृच्छ्र | ततकृच्छ्र |
| १५३० | ५ | श्चहामयेत | ह्रामयेत् |
| १५३३ | १ | सीतायां | सितायां |
| ,, | २ | असीतायां | असितायां |
| १५३४ | १३ | मभिप्सता | मभीप्सता |
| १५४७ | २ | ग्रात्याः | ग्रात्यां |
| १५४८ | १० | कत्थन | कत्थनम् |
| १५५१ | १ | प्रवृति | प्रवृत्ति |
| १५५२ | ६ | मध्यमाः | मध्यमा |
| १५५५ | ८ | भवति | भवति |
| १५५७ | ६ | रूध्वं | रूर्ध्वं |
| १५५८ | १५ | भजमाना | भजमानाः |
| १५६२ | १२ | राष्टा | राष्ट्रा |
| १५६३ | ६ | दमःव | दमः |
| ,, | १६ | श्रुवद्दर्पा | श्रुवन्दर्पा |
| १५६७ | १० | प्रयासियेत् | प्रयासयेत |
| १५६८ | २ | धातये | घातये |
| १५८४ | ६ | पाडित्ये | पाण्डित्ये |
| १५९७ | ९ | श्रतम् | श्रुतम् |
| १५९८ | २ | शुश्रपा | शुश्रूपा |
| ,, | ६ | रहिता | रहिताः |
| १६०१ | १० | नैय | नयै |
| १६०३ | ५ | तृष्णा | तृष्णां |
| ,, | ,, | श्च | च |
| १६११ | ४ | पूज्य | पूज्यं |
| १६२८ | १ | नियद्ध | नियद्धाः |
| १६२९ | ३ | ताद्दक | तादृक् |
| १६३७ | ७ | निगमात्मद्दः | निगमात्मरहः |
| १६३८ | ६ | लसदगुंली | लसदंगुलि |
| ,, | ८ | सृणा | सृणी |
| १६४० | १३ | शृणु | शृणु |



પરમહંસ સંન્યાસી સ્વામી શ્રીરામાનન્દજી યતિવર શિષ્ય
સ્વામી શ્રીમાધવાનન્દજી વિરચિત

# વેદાર્થચિન્તામણિ

## ભાગ. ૩.

### ભક્તિયોગ પ્રકરણ ૫. અન્તર્ગત ભક્તિભૂમિકા અ. ૪ અન્તર્ગત
### હરિગુણશ્રુતિ નામક ચતુર્થી ભૂમિકા સ. ૫. અન્તર્ગત અર્ચનભક્તિ નિરૂપણ.

#### નવધાભક્તિ-૫. અર્ચન.

પાદસેવન ભક્તિનું નિરૂપણ કરીને હવે અર્ચનભક્તિનું વિવેચન કરીએ છીએ. અર્ચનનો અર્થ નીચે પ્રમાણે છેઃ—

सदाभूतानुकूल्येन विधिना मे परात्मने ।
अर्पणं षोडशानां वै पाद्यादीनां तदर्चनम् ॥ शि.पु.रु.सं.ख.२,अ.२३-३० ॥

અર્થઃ—કોઈ પણ પ્રાણીને પ્રતિકૂલતા કર્યા વિના સંપૂર્ણ પ્રાણીઓની અનુકૂલતાથી વિધિપૂર્વક હું જે પરમાત્મા (શિવ) તેમને નિમિત્ત પાદ્યાદિ ષોડશોપચારોનું અર્પણ કરવું તેનું નામ અર્ચન છે. (વધાદિથી પ્રાણીઓને પ્રતિકૂલતા થાય છે.)

अभिष्टफलदानाच्च चतुर्वर्गफलाश्रयात् ।
नन्दनात्सर्वदेवानामर्चनं समुदाहृतम् ॥ कु. तं. उ. १७-७१ ॥

અર્થઃ—ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચાર પ્રકારના પુરૂષાર્થમાંથી કોઇની પણ ભક્ત લોક ઇચ્છા કરે તો પૂજાથી તે પ્રાપ્ત થાય છે, તથા તેથી સર્વ દેવો પ્રસન્ન થાય છે, તેથી પૂજાનું નામ અર્ચન કહ્યું છે.

પરમાત્માનું રૂપાદિ ન હોવાથી પાદસેવાની પેઠે અર્ચન પણ ગુરૂનું જ થાય છે. તથાપિ ઈશ્વરના અવતારાનુસાર રામ, કૃષ્ણ આદિ, મૂર્તિભેદની તથા શાલગ્રામ તથા શિવલિંગ આદિકાની પૂજા શાસ્ત્રવિહિત હોવાથી ગુરૂથી ભિન્ન ઈશ્વરની મૂર્તિની પણ પૂજા થઈ શકે છે.

वैदिकस्तान्त्रिको मिश्र इति मे त्रिविधो मखः ।
त्रयाणामीप्सितेनैव विधिना मां समर्चयेत् ॥ भा पु.स्क. ११ अ.१७-७ ॥

અર્થ:—વૈદિક અથવા તાન્ત્રિક અથવા બંને મિશ્રિત એ ત્રણ પ્રકારની મારી પૂજા છે. એ ત્રણેમાંની ઇચ્છાનુસાર કોઈ એક વિધિથી મારી પૂજા કરે.

एवं क्रियायोगपथैः पुमान्वैदिकतान्त्रिकैः ।
अर्चयन्नुभयतः सिद्धिं मत्तो विन्दत्यभीप्सितम् ॥ भा.पु.स्क.११अ.२७–४८ ॥

અર્થ:—એ પ્રમાણે તન્ત્રમાં કહ્યા પ્રમાણે અથવા વેદમાં કહ્યા મુજબ વિધિથી મારી પૂજા કરીને મનુષ્ય આ લોકમાં તથા પરલોકમાં પણ ઇચ્છિત ફલને પ્રાપ્ત કરે છે.

આ પ્રકારનાં પ્રમાણોથી ગન્ધ પુષ્પાદિકો વડે ભગવાન્‌ની પૂજાની સિદ્ધિ થાય છે.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ भ. गी. अ.९–२६ ॥

અર્થ:—કોઇપણ શુદ્ધ બુદ્ધિવાળો ભક્ત પત્ર, પુષ્પ, ફલ, જલાદિ અર્થાત્ અનાયાસે મળેલી કોઇ પણ વસ્તુ પ્રીતિપૂર્વક મને અર્પણ કરે છે તે હું ભોજન તુલ્ય ગણીને સ્વીકારીને તૃપ્ત થાઉંછું.

ગીતા અને ભાગવતના આ શ્લોકથી પણ પત્ર પુષ્પાદિવડે અર્પણ રૂપ પૂજાની સિદ્ધિ થાય છે.

अण्वप्युपाहृतं भक्तैः प्रेम्णा भूर्येव मे भवेत् ।
भूर्यप्यभक्तोपहृतं न मे तोषाय कल्पते ॥ भा. स्क०१० अ. ८१–३ ॥

અર્થ:—મારા ભક્તે આણેલી વસ્તુ થોડી પણ હોય તોપણ તે મારે બહુ જ છે. અને અભક્ત મનુષ્યે આણેલી વસ્તુ બહુજ હોવા છતાં પણ તે મને પ્રસન્ન કરવાને પૂર્ણ નથી.

આ પ્રકારનુ સુદામાજી પ્રતિ ભગવાન્‌નું વચન છે. તેનો વિચાર કરવાથી ભગવાનને પ્રસન્ન કરવામાં કોઈ ધનાદિ અર્પણ કરવું તે કારણ નથી. પરન્તુ પ્રેમ જ કારણ હોવાનો નિશ્ચય થાય છે. બાકી અર્પણાદિક વ્યવહાર શાસ્ત્રમર્યાદાનું પાલન તથા લોકશિક્ષણને માટે છે.

ભગવાન્‌ને આપવાને માટે લઈ ગયેલા તન્દુલની મૂઠી અર્પણ કરવાને સુદામાજી શરમાતા હતા. પરન્તુ સુદામાજીના આશયને જાણનાર ભગવાન્ "તું ઘેરથી મને આપવાને માટે જે લાવ્યો છુ તે આપ, ભક્ત થોડું પણ આપે તો તેથી હું પ્રસન્ન થાઉં છું, પત્ર પુષ્પાદિથી પણ હું પ્રસન્ન થાઉં છું". એ પ્રમાણે સ્પષ્ટ કહેવા છતાં પણ જ્યારે સુદામાએ આપ્યા નહીં, ત્યારે ભગવાને પોતે બગલમાંથી પોટલીને ખેંચી લઇ તેમાંથી તન્દુલ લઇને ફાક્યા. આ વાત સર્વને જ્ઞાત છે. અને ભગવાન્‌ની પ્રસન્નતાથી સુદામાજીને ધનની પ્રાપ્તિ પણ પ્રસિદ્ધ છે.

આ સુદામાના ઇતિહાસથી પણ ભગવાન્‌ની પ્રસન્નતાના કારણમાં મુખ્ય પ્રેમ જ માલમ પડે છે. છતાં પણ ભગવાને પોતે જ પોટલીને ખેંચી લઈ તન્દુલ ખાવા રૂપ વ્યવહારથી કંઇક બાહ્ય વસ્તુના અર્પણની આવશ્યકતાનું સૂચન થાય છે.

મહાભારતમાં પણ ઇતિહાસ છે. દુર્વાસા ઋષિ જ્યારે શિષ્યોને લઇને વનમાં પાણ્ડવોને ત્યાં ગયા ત્યારે સર્વ પાણ્ડવો તથા દ્રૌપદી પણ ભોજન કરી ચૂક્યાં હતાં. પાત્રમાં કાંઈ પણ બાકી નહોતુ. શિષ્યો સહિત ઋષિને ભોજન ન કરાવે તો, ઋષિ શાપ દેશે. તેથી શાપના ભયથી દ્રૌપદી ભગવાન્‌ને પોકારવા લાગી. તેના પોકારવાથી ભગવાને આવી દ્રૌપદીને પૂછ્યું–

હે દ્રૌપદી ! પાત્રમાં કાંઇ પણ હોય તો જો. દ્રૌપદીએ જોયું તો શાકના પાંદડાનો એક ટુકડો પાત્રમાં ચોટી રહેલો હતો. તેને દ્રૌપદી પ્રેમ તથા ભય અને લજ્જાપૂર્વક ભગવાન્ પાસે લાવી ભગવાનના હાથમાં અર્પણ કર્યું. ભગવાને તે પત્તાને ખાતાંજ દુર્વાસા ઋષિ તથા તેમના સર્વ શિષ્યો તૃપ્ત થયા. કોઇને પણ ખાવાની જરૂર રહી નહીં. પહેલાંની જ ભગવાન્ પાણ્ડવો તથા દ્રૌપદી ઉપર પ્રસન્ન હતા. અને સત્ય સંકલ્પવાળા હોવાની પોતાના સંકલ્પ માત્રથી શિષ્યો સહિત ઋષિનું પેટ ભરી જાત. તો પછી પાત્રમાંથી પાંદડું લઈ ખાવાની શી જરૂર હતી? માટે નિશ્ચય થાય છે કે અન્તરનો પ્રેમ હોવો આવશ્યક છે. નહિંતો બહારનો આડંબર બહુ હોવા છતાં પણ કાંઇ પ્રયોજન સિદ્ધ થતું નથી. તેમજ વળી બહારનો ઉપચાર પણ પોતાની શક્તિ અનુસાર થવો જોઇએ.

યજ્ઞાદિકોથી ભક્તિની એ જ વિલક્ષણતા છે. બહુ ધનનો વ્યય કરીને નાના પ્રકારની સામગ્રી એકઠી કરીને યજ્ઞ કરાય છે. પરન્તુ પુષ્પના એક દલના અર્પણથી ભક્તિયોગ થાય છે. આ પ્રકારના ઇતિહાસ અને પ્રમાણોથી બાહ્ય પત્ર પુષ્પાદિકોના અર્પણ રૂપ પૂજાનું પ્રયોજન સિદ્ધ થાય છે.

જેમ ભગવદર્પણ પૂર્વક સર્વ કર્મોનું અનુષ્ઠાન કરવું તે કર્મયોગનો સિદ્ધાન્ત છે, તેમ સર્વ વસ્તુને ભગવદર્પણ કરવી તે ભક્તિયોગનો સિદ્ધાન્ત છે.

રામ કૃષ્ણાદિક અવતારોના સમયને છોડી અન્ય સમયમાં કોઇએ પણ પ્રત્યક્ષમાં ભગવાન્‌ને કાંઈ પણ અર્પણ કરવું અથવા પુષ્પાદિકોથી પૂજા કરવી બને નહીં. તેથી પ્રતિમા આદિકોને અપણ કરવું તે જ હમેશને માટે ભગવાનને અર્પણ કરવા બરોબર સમજવા યોગ્ય છે. કારણ કે પ્રતીકોપાસનાની વિધિ શાસ્ત્રમાં છે. શાલગ્રામમાં વિષ્ણુબુદ્ધિ કરી જે ઉપાસના કહી છે તેને **પ્રતીકોપાસના** કહે છે. વળી નર્મદેશ્વરમાં તથા અન્ય શિવલિંગોમાં શિવબુદ્ધિથી જે ઉપાસના છે તે શિવજીની પ્રતીકોપાસના છે. તેવી રીતે સૂર્યાદિ દેવોની પણ પ્રતીકોપાસના હોય છે. ઉપાસનાના વિવેચનમાં તે સર્વનો ખુલાસો કરવામાં આવશે.

**अर्चायां स्थण्डिले अग्नौ सूर्ये वाप्सु हृदि द्विजे ।**
**द्रव्येण भक्तियुक्तोऽर्चेत् स्वगुरूं माममायया ॥**भा० स्क०११अ० २७–९॥

અર્થ:—પ્રતિમા, સ્થણ્ડિલ, અગ્નિ, સૂર્ય, જલ, હૃદય, અતિથિ આદિ (द्विज) એ મારી પૂજાનાં સ્થાન છે. એ સ્થાનમાં ગન્ધ પુષ્પાદિક દ્રવ્ય વડે શુદ્ધ ભાવથી ફલેચ્છા છોડીને સ્વગુરૂ રૂપ મારી પૂજા કરે.

શાસ્ત્રસંસ્કારથી શૂન્ય કેટલાએ અજ્ઞાની લોક પ્રતિમામાંજ પૂજાને ઉત્તમ માને છે, પરન્તુ અગ્નિ સૂર્યાદિકોમાં પૂજા કરવાના તાત્પર્યને જાણતા નથી. માટે ભગવાન્ પ્રત્યેક પૂજાના સ્થાનનો નિર્ણય કરીને બતાવે છે.

**सूर्योऽग्निर्ब्राह्मणो गावो वैष्णवः खं मरुज्जलम् ।**
**भूरात्मा सर्वभूतानि भद्र पूजापदानि मे ॥** भा०स्क०११ अ०११–४२ ॥

અર્થ:—હે ભદ્ર (ઉદ્ધવ)! સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વિષ્ણુભક્ત, હૃદયાકાશ, વાયુ, જલ, પૃથિવી, દેહાદિસંઘાત અર્થાત્ આપણું શરીર (आत्मा), તથા સર્વ પ્રાણી માત્ર એ ૧૧ સ્થાન મારી પૂજા કરવામાં ઉત્તમ છે.

सूर्ये तु विद्यया त्रय्या हविषाऽग्नौ यजेत माम् ।
आतिथ्येन तु विप्राग्र्ये गोष्वङ्ग यवसादिना ॥ भा०स्क०११अ.११–४३ ॥
वैष्णवे बन्धुसत्कृत्य हृदि खे ध्याननिष्ठया ।
वायौ मुख्यधिया तोये द्रव्यैस्तोयपुरस्कृतैः ॥ ,, ॥ ४४ ॥

અર્થ:—હે ઉદ્ધવ ! સૂર્યમાં વૈદિક મંત્રો વડે અર્ઘ્ય પાદ્યાદિદ્વારા, અગ્નિમાં હવિસ્ અર્થાત્ ધૃતાદિ હોમ દ્વારા, મારી (ભગવાન્‌ની) પૂજા કરવી. ઘરમાં આવેલા ઉત્તમ બ્રાહ્મણના આતિથ્ય દ્વારા, તેમજ ગાયમાં ઘાસ ખવરાવવું તથા પાણી પાવું આદિ સેવા દ્વારા (૪૩),

વૈષ્ણવ(ભગવદ્‌ભક્ત)માં બન્ધુની માફક તેના સત્કાર વડે તથા હૃદયાકાશમાં મારા ધ્યાન વડે, વાયુમાં સૂત્રાત્મા (મુખ્ય પ્રાણ) રૂપ સમષ્ટિ પ્રાણદૃષ્ટિ કરીને, અને જલમાં જલસહિત દૂધ આદિ પદાર્થ તથા જલગન્ધ, પુષ્પ, આદિ વડે મારી–ભગવાન્‌ની પૂજા કરવી (૪૪).

स्थण्डिलैर्मन्त्रहृदयैर्भोगैरात्मानमात्मनि ।
क्षेत्रज्ञं सर्वभूतेषु समत्वेन यजेत माम् ॥ ,, ॥ ४५.॥

અર્થ:—તથા સામે ભૂમિ ઉપર લેપ કરીને મંડલાદિ બનાવી રહસ્ય મન્ત્રો વડે દેહાદિ-સંઘાત રૂપ શરીરમાં રસાદિ ભોગ દ્વારા આત્માની પૂજા કરવાથી મારી પૂજા થાય છે–અર્થાત્ દેહ પણ ભગવાન્‌નું અધિષ્ઠાન છે–એવા જ્ઞાનથી ઈશ્વરાર્પણબુદ્ધિથી વિહિત ભોગ ધરવા તે શરીરમાં ભગવાનની પૂજા છે. તથા સંપૂર્ણ પ્રાણીઓના હૃદયોમાં સ્થિત થઈને સર્વને સત્તા-સ્ફુર્તિ દેનાર પરમેશ્વર આપજ છો એવી રીતે આ શરીરમાં તથા સર્વ પ્રાણીઓમાં સ્થિત સર્વત્ર રૂપ જે હું તેની સમદૃષ્ટિથી પૂજા કરવી. (૪૫).

अर्चादिषु यदा यत्र श्रद्धा मां तत्रार्चयेत् ।
सर्वभूतेष्वात्मनि च सर्वात्माऽहमवस्थितः ॥ भा०पु०स्क.११अ.२७–४७ ॥

અર્થ:—પૂર્વે પ્રતિમા આદિક પૂજાનાં જે સ્થાન બતાવ્યાં છે તે મધ્યેથી જેની જેમાં શ્રદ્ધા હોય તે તેમાં મારી ભગવાન્‌ની પૂજા કરે, અને સંપૂર્ણ પ્રાણીઓમાં તથા પોતાના શરીરમાં પણ મારી પૂજા થાય છે, કેમકે સંપૂર્ણ ચરાચર વસ્તુમાં સર્વાત્મા રૂપે હું જ સ્થિત છું,

આ પ્રમાણે સ્થિતિ છે. છતાં પ્રતિમા(મૂર્તિ–પ્રતીક)માં જ પૂજા કરવી છે, અથવા મૂર્તિની કદાપિ પૂજા કરવી નહીં–એવો જે આગ્રહ છે તેનો હેતુ અજ્ઞાન જ છે. આવી પ્રકારના આગ્રહથી કૃતકૃત્યતા થતી નથી.

शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती ।
मनोमयी मणिमयी प्रतिमाष्टविधा स्मृता ॥ भा०स्क०११ अ० २७–१२ ॥

અર્થ:—પથ્થરની બનાવેલી, તથા લાકડાની, તથા સુવર્ણ આદિ ધાતુની, ચોથી માટી ચન્દનાદિથી ભીંત ઉપર કાઢેલી પાંચમી ચિત્ર રૂપ, છઠી રેતીથી બનાવેલી, સાતમી મનમાં કલ્પેલી ( મનોમયી ), અને મણિની બનાવેલી, એવી આઠ પ્રકારની પ્રતિમા શાસ્ત્રમાં કહેલી છે.

આ પ્રતિમાઓના પણ સાત્ત્વિકાદિ ત્રણ પ્રકારના ભેદ હોય છે:—

योगमुद्रान्विता स्वस्था वराभयकरान्विता ।
देवेन्द्रादिस्तुता या च सात्त्विकी सा प्रकीर्तिता ॥ શુ૦ની૦અ૦ ૪–૪૦૫ ॥

અર્થ:—જે પ્રતિમામાં યોગમુદ્રા હોય, સ્વસ્થ હોય, હસ્ત વર અને અભય મુદ્રા યુક્ત હોય, જેની ઇન્દ્રાદિ દેવ સ્તુતિ કરતા હોય તે પ્રતિમા સાત્ત્વિકી કહેવાય છે.

तिष्ठन्ती वाहनस्था वा नानाभरणभूषिता ।
या शस्त्रास्त्राभयवरकरा सा राजसी स्मृताः ॥ „ ॥ ५०६ ॥

અર્થ:—જે પ્રતિમા ખડી હોય અથવા વાહન પર સ્થિત હોય, અને નાના પ્રકારના ભૂષણોથી ભૂષિત હોય અર્થાત્ અલંકાર વાળી હોય, તથા શસ્ત્ર, અસ્ત્ર, અભય તથા વરદાન દેતા જેના હસ્ત હોય તે પ્રતિમા રાજસી કહેવાય છે.

शस्त्रास्त्रैर्दैत्यहन्त्री या उग्ररूपधरा सदा ।
युद्धाभिनन्दिनी सा तु तामसी प्रतिमोच्यते ॥ „ ॥ ५०७ ॥

અર્થ:—જે પ્રતિમા શસ્ત્ર અને અસ્ત્રો વડે દૈત્યોનો સંહાર કરતી હોય તથા હમેશાં ઉગ્ર રૂપ હોય અને યુદ્ધ જેને પ્રિય હોય તેવી પ્રતિમા તામસી કહેવાય છે.

આ ત્રણ પ્રકારની પ્રતિમાથી મધ્યે જ્યાં જે યોગ્ય હોય ત્યાં તેની પૂજા કરે. મુમુક્ષુએ તો વિશેષે કરીને નિત્ય પૂજા સાત્ત્વિકની જ કરવી. કોઇ દેશાન્તરમાં જઇને કોઇ મૂર્તિની પૂજા કરવાની હોય તો ત્યાં જે પ્રકારની મૂર્તિ હોય તેવી મૂર્તિની પૂજા કરવી જોઇએ. તેથી અતિરિક્ત પ્રતિમાના અચલ તથા ચલ એવા બે પ્રકારના ભેદ હોય છે. શાલગ્રામ, નર્મદેશ્વર, આદિ ચલ કહેવાય છે, અને કાશીવિશ્વનાથ આદિકોની મૂર્તિ અચલ છે. આ આઠ પ્રકારની પ્રતિમામાં તથા શાલગ્રામ, શિવલિંગ, આદિકોમાં તથા નાના પ્રકારનાં યન્ત્રોમાં પણ ભગવાનની પૂજા થાય છે. યન્ત્ર પણ લખેલા હોય છે. તેથી લેખ્યાની અન્તર્ભૂત છે.

અને ૧૧ મા અધ્યાયના ૯મા શ્લોકમાં જે **स्वगुरुं माममायया**–પોતાના ગુરુને મારી તુલ્ય જાણી નિષ્કપટતાથી પૂજા કરવી એમ કહ્યું છે. માટે ગુરૂ પણ ભગવાનની પુજાનું સ્થાન છે.

તેવી રીતે ગુરૂની પાદુકાની પણ પૂજા જોવામાં આવે છે. ( પાદુકાનું નામ પાવડી છે).

पालनाद् दुरितच्छेदात्कामितार्थस्य वर्धनात् ।
पादुकेति समाख्याता मम तत्त्वं तव प्रिये ॥ કુ૦ તં૦ ઉ૦ १७–३२ ॥

અર્થ:—હે પાર્વતિ ! ભક્તોની રક્ષા કરનાર હોવાથી, પાપનો નાશ કર્તા હોવાથી, તથા ઇચ્છિત પદાર્થોની વૃદ્ધિ કરનાર હોવાથી, તમારા તથા મારા સ્વરૂપ રૂપ તત્ત્વને પાદુકા કહે છે.

આ પ્રમાણેનો પાદુકા શબ્દનો અર્થ જાણીને ગુરૂની પાવડી આદિની પૂજાને શાસ્ત્રાનુસાર કહી છે.

આ સર્વ પ્રકારની પૂજા પણ સનાતન ધર્મનો સ્વીકાર કરનારને માટે ઇષ્ટ છે. સર્વ પરમેશ્વરની પ્રસન્નતામાં કારણ છે.

તન્ત્રમાં કેટલીક પ્રકારના ભેદ છે. તેમાં કોઇ માર્ગમાં કેટલીક વિપરીત પ્રવૃત્તિ જોવામાં આવે છે. તેથી તેનો શિષ્ટ લોકોએ પરિત્યાગ કર્યો છે. કેટલેક ઠેકાણે તેને **ચીનાચાર** પણ કહે છે. તેથી તે ચીન દેશમાંથી અહીં આવ્યો હોય એમ માલમ પડે છે. બાકી તન્ત્રમાં જે ઉત્તમ માર્ગ છે તેનો સર્વ વૈદિક લોકે પણ સ્વીકાર કર્યો છે. તેટલો ભાગ તો સર્વને સ્વીકાર કરવા યોગ્ય છે. આ કારણથી તન્ત્ર શબ્દથી ભયંકર વ્યાઘાદિના દર્શનની માફક ડરવાનું કોઈ કારણ નથી. એ તન્ત્રોક્ત વિધિ અનુસાર પૂજા પણ તાન્ત્રિક લોકોને ફળ દેનારી છે.

**मोक्षद्वारे द्वारपालाश्चत्वारः परिकीर्तिताः ।**
**शमो विचारः संतोषश्चतुर्थः साधुसंगमः ॥** यो०वा०प्र०२ स०१२–५९ ॥

અર્થઃ—**શમ** એટલે વિષય પદાર્થની તૃષ્ણાના ત્યાગથી ચિત્તના વિક્ષેપનો અભાવ, બીજો **વિચાર**, ત્રીજો **સન્તોષ** અને ચોથો **સત્સમાગમ**–સત્પુરૂષોનો સમાગમ, એ ચાર મોક્ષ-દ્વારના રક્ષક ( દ્વારપાલ ) છે, અર્થાત્ આ ચાર જેમાં હોય તે તન્ત્રશાસ્ત્ર હોય કે અન્ય શાસ્ત્ર હોય, પરન્તુ તેની અવિરૂદ્ધ વાત સર્વને સ્વીકાર કરવા યોગ્ય છે.

**युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि ।**
**अन्यत्तृणमिव त्याज्यमप्युक्तं पद्मजन्मना ॥** यो०वा०प्र०२, स० १८–३ ॥

અર્થઃ—યુક્તિ સહિત વાણી બાલકોની હોય તોપણ સ્વીકાર કરવા યોગ્ય છે. યુક્તિ વિનાની વાત બ્રહ્માજીની પણ પરિત્યાગ કરવી જોઇએ એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે,

**नैवात्र काव्य गुण एव तु चिन्तनीयो ग्राह्यः परो गुणवता खलु सार एव ।**
**सिन्दूरचित्ररहिता भुवि रूपशून्या पारं न किं नयति नौरिव गन्तुकामान् ॥**
अव० गी० अ० २–१॥

અર્થઃ—હે બુદ્ધિમાન્ શિષ્ય ( काव्य )! ગુણી મનુષ્યે હમેશાં ગુણનો જ વિચાર કરવાનો છે. ગુણવાને સર્વ જગામાંથી ગુણનું ગ્રહણ કરવું જોઈએ. યદ્યપિ નૌકા સિન્દૂર આદિ વડે ચિત્ર કાઢ્યાં ન હોય તોપણ અવશ્ય પાર જનારને પાર કરી દે છે, તેવી રીતે ગુરુ શાસ્ત્રાદિમાંથી મુમુક્ષુએ ગુણનું જ ગ્રહણ કરવા યોગ્ય છે. દોષ જોવો નહીં.

ગુણગ્રાહી લોક હાલના સમયમાં સર્વોપરી પ્રકાશમાન થઇ રહ્યા છે, દ્વેષી લોક રસાતલમાં બેસી માખી ઉડાડતા જોવામાં આવે છે. તેથી શાન્તિપૂર્વક શાસ્ત્રનો બહુ કાળ સુધી વિચાર કરીને આપણા આ લોકના તથા પરલોકના સુખનાં સાધનોની શોધ કરનાર આ લોકમાં આનન્દથી જીવનને વીતાવી અન્તમાં પરમ પદને પ્રાપ્ત કરે છે. વિચાર કર્યા વિના શબ્દ માત્રથી ગભરાઈ નિન્દા કરનાર શાસ્ત્રનો વિદ્વાન્ હોવા છતાં ક્રોધ, દ્વેષ, આદિ રૂપ અગ્નિમાં તપે છે અને પછી નરક રૂપ અગ્નિમાં તપાયમાન થાય છે.

મૂર્તિપૂજા આદિનો પ્રચાર કરનાર સત્યવક્તા તથા વીતરાગ નિરપેક્ષ લોક હતા. સાર સંમજ્યા વિના આસુરી સંપત્તિવાળા મનુષ્યોને ખુશ કરવાને માટે મૂર્તિપૂજાને તાન્ત્રિક કહીને તેનું ખણ્ડન કરે છે, અને કેટલાક લોક શાસ્ત્રોનું પણ ખંડન કરે છે. બુદ્ધિમાનોએ

એ લોકનું શાસ્ત્રજ્ઞાન કેટલું છે, તથા તેમની નિષ્ઠા કેટલી છે, તે ઉપર હમેશાં ધ્યાન રાખવું જોઇએ. કારણ કે ભગવાને ગીતામાં કહ્યું છે કેઃ-

**ये शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥** भ०गी० अ०१६-२३ ॥

અર્થઃ—પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણથી જેનું જ્ઞાન થતું નથી તે જ્ઞાન વેદથી થાય છે. વેદશાસ્ત્રાદિકોની વિધિનો પરિત્યાગ કરીને જે પોતાની ઈચ્છાનુસાર કાર્ય કરે છે તે મનુષ્ય અન્તઃકરણની શુદ્ધિ અથવા આ લોકનું સુખ કે સ્વર્ગ અથવા મોક્ષ રૂપ પરલોકનું સુખ પ્રાપ્ત કરી શકતો નથી.

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥** भ० गी० अ० १६-२४ ॥

અર્થઃ—શાસ્ત્રથી વિમુખ થઇને મનમાની પ્રવૃત્તિ આ લોક તેમ પરલોકમાં પણ દુઃખનું કારણ હોવાથી, સુખની ઈચ્છાવાળા મનુષ્યે " શું કરવું, શુ ન કરવું " તે જાણવાને માટે વેદ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણાદિ શાસ્ત્ર જ પ્રમાણ છે, તેથી વિવેકી મનુષ્યે શાસ્ત્રની વિધિ જાણીને જ કર્મ કરવું જોઇએ અર્થાત્ શાસ્ત્રવિહિત કર્મને કરવું જોઇએ, અને શાસ્ત્રનિષિદ્ધ કર્મનો પરિત્યાગ કરવો જોઇએ.

આ પ્રમાણે શાસ્ત્રોકત જ્ઞાન તથા આચરણને જ ભગવાને સુખનું સાધન કહ્યુ છે.

ભોળી પ્રકૃત્તિવાળા લોકોને જાળમાં ફસાવી ધનાદિકોની પ્રાપ્તિ તથા કીર્તિ આદિ પોતાના નાના પ્રકારના સ્વાર્થને સિદ્ધ કરનાર મનુષ્ય જગતમાં બહુ છે. તેવા લોકોથી બચાવનાર શાસ્ત્ર જ ઉત્તમ બન્ધુ છે. સાચો ઉપદેશ કરનાર પણ થોડા જ હોય છે.

**सुलभाः पुरुषाः राजन्सततं प्रियवादिनः ।**
**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः॥**म०भा०उ०प०अ०३७-१५॥

અર્થઃ—હે રાજન્ ! હમેશાં પ્રિય બોલનાર લોક બહુ હોય છે. પરન્તુ શ્રવણકાલમાં તો અપ્રિય હોય છતાં પરિણામે ગુણ દેનાર હોય એવી વાત કહેનાર તથા તેને સાંભળનાર એ બંને દુર્લભ હોય છે. એવા યથાર્થ વક્તા તથા શ્રોતાની શાસ્ત્રકારે દુર્લભતા બતાવી છે.

શાસ્ત્રમાં સાચુ જ્ઞાન તો છે, તથાપિ તેમાં લોકોએ સ્વાર્થની વાતો મેળવીને બગાડી દીધું છે. તેથી હાલમાં શાસ્ત્ર, વિષ મળેલા દૂધપાકની તુલ્ય હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે એમ કેટલાક લોક કહે છે. આ પ્રકારના કથનમાં પોતાની બુદ્ધિની ન્યૂનતા સિદ્ધ થાય છે. જગતમાં પક્ષી બહુ પ્રકારનાં છે. છતાં સર્વમાં સામર્થ્ય સરખુ નથી હોતું. દૂધ અને પાણી એકઠું મેળવ્યું હોય તો તેમાંથી હંસ જ જૂદું કરીને દૂધને પી શકે છે, કેમકે તેની ચાંચમાં ખટાઈ છે. અન્ય પક્ષી કદાપિ હંસ તુલ્ય સામર્થ્ય સંપાદન કરવાને માટે પ્રયત્ન કરતાં કરતાં કોઇ કાળે અથવા જન્માન્તરમાં પણ દૂધ તથા પાણીનું વિવેચન કરવા સમર્થ થાય તો થાય. પરન્તુ હંસની તેમ પાણીની અથવા દુધની નિન્દા કરનાર બીજુ પક્ષી જીન્દગી ભરમાં કે જન્માન્તરમાં પણ સમર્થ બની શકે નહીં. શાસ્ત્રનો વિચાર કરીને હંસની તુલ્ય સાર અને અસારને વિવેકથી જાણનાર મનુષ્ય જ સમર્થ કોટિમાં ગણાય છે. તેવો મનુષ્ય

શાસ્ત્રની વાતોનો વિવેક કરીને યથાર્થ તત્ત્વનો બોધ કરી શકે. ઉપર ચઢેલા દ્રાક્ષના વેલામાંથી ફળને પાડવાનું સામર્થ્ય શીઆળમાં ન હોવાથી તેણે દ્રાક્ષને ખાટી કહી. શીઆળના જેવા નિન્દક લોક પણ છે.

લોકોને વિવેક સંપાદન કરવાને માટે અવશ્ય કોઇનો આશ્રય લેવો પડે છે. કોઇ કહે છે, કે અમુક પણ્ડિત અથવા અમુક મહાત્માએ હાલમાં કહેલી વાત અમને યોગ્ય લાગે છે, તેથી તેપ્રામાણિક છે. તેનો પ્રત્યુત્તર એટલો કે આપના મહાત્મા કે પણ્ડિત કોઈ અમર નથી. દસ સાલ કે વીસ સાલ બાદ તેનું મૃત્યુ થશે તો તે પછી લોકોને જ્ઞાન માટે કઇ પ્રામાણિક વસ્તુ છે? જો કહો કે અમારા પણ્ડિતજી અથવા મહાત્માએ બનાવેલા પુસ્તકને માનવાનો સમય આવશે ત્યારે તેનું નામ શાસ્ત્ર કહેવાશે, તો અમે કહીએ છીએ કે તે શાસ્ત્રનો આધાર હમેશાં ત્યાગ કરવા યોગ્ય નથી, કોઇને કોઇ શાસ્ત્ર તો માનવું જ રહ્યું. હવે અહીં ભેદ માત્ર એટલો છે કે હાલના જમાનાના ઉપદેશક તથા સ્વતંત્ર શાસ્ત્ર લખનાર અલ્પજ્ઞ તથા આપ્તગુણ રહિત છે; અને અમારાં શાસ્ત્ર તો સર્વજ્ઞ ઈશ્વર અને તેમના અધિકારી સર્વજ્ઞ કલ્પ આપ્ત ઋષિઓએ કહેલાં છે. અને આપ્તોનાં વચન જ પ્રમાણ મનાય છે.

કેટલાક લોક એમ પણ કહે છે કે શાસ્ત્ર તો ઉત્તમ છે, પરન્તુ શાસ્ત્ર નામ તો વેદનું જ. બાકી સર્વ ઇતિહાસ પુરાણાદિકોમાં ગપાષ્ટક લખેલું છે, એમ કહીને વેદનુંજ નામ પોકારે છે. એવા લોક પણ બહુ જોવામાં આવે છે. જ્ઞાન અર્થમાં વર્તનાર **વિદ્** ધાતુથી સિદ્ધ થયેલા **વેદ** શબ્દનો અર્થ વિષ્ણુ, જ્ઞાન, દર્ભમુષ્ટિનો પદાર્થવિશેષ, શાસ્ત્રજ્ઞાન, મન્ત્ર બ્રાહ્મણ રૂપ ગ્રન્થ, આદિક છે. તેમાં નાના પ્રકારનાં જ્ઞાન-સાધન હોવાથી જ તેને વેદ કહે છે. તે હમેશાં નિત્ય તથા સર્વજ્ઞ ઈશ્વર પાસેથી પ્રાપ્ત થતો હોવાથી તેને અનાદિ કહ્યો છે. તેનું શ્રુતિ પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—

यो ब्रह्माणं विद्धाति पूर्वं यो वै वेदाँश्च प्रहिणोति तस्मै ।
त ५ ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये॥ श्वे०उ०अ०६–१८ ॥

અર્થઃ—જે પરમાત્મા પ્રથમ બ્રહ્માજીની સૃષ્ટિ કરે છે, અને પછી તે બ્રહ્માજીને ઋગાદિ વેદોનો ઉપદેશ કરે છે તે આપણી બુદ્ધિના સાક્ષી રૂપ દેવને હું મુમુક્ષુ શરણે આવ્યો છું.

આ મન્ત્રથી વેદનું નિત્યત્વ તથા અનાદિત્વ સિદ્ધ થાય છે. તેથી ઋગ્વેદાદિ પહેલાં જ્ઞાનના ભણ્ડાર રૂપ કોઇ ગ્રન્થ નહોતો. તેથી તેની સર્વથી અધિક શ્રેષ્ઠતા છે. તથાપિ તે પછી રચાયેલા અનેક પ્રકારના જ્ઞાનને પ્રકટ કરનાર ગ્રન્થોની અપ્રમાણિકતા નહીં કહી. શકાય. યુક્તિ તથા અનુભવનો સર્વ વાતમાં વિચાર કરવાનો છે. યુક્તિ તથા અનુભવસિદ્ધ વાત જ્ઞાનનો હેતુ છે. તેથી કોઇ પણ બાઇબલ, કુરાન અથવા બુદ્ધ આદિના ગ્રન્થમાં લખેલું હોય તોપણ સ્વીકાર કરવો તે સારગ્રાહી બુદ્ધિનું લક્ષણ છે.

જે ગ્રન્થોમાં આ લોક સંબન્ધી અથવા પરલોક સંબન્ધી સુખને પ્રાપ્ત કરાવનાર સાધનોનું નિરૂપણ કરવામાં આવ્યું હોય અથવા આપણા ધર્મની રક્ષા કરવાને માટે જે ઉપયોગી હોય એવી વ્યાવહારિક નીતિને પ્રતિપાદન કરનાર ગ્રન્થ હોય, અથવા સામાન્ય સદાચાર માત્રને બતાવનાર પુસ્તક હોય તે સર્વ વિવેકી મનુષ્યે માનવા યોગ્ય છે. બીજા કોઇ પણ

પ્રકારનું જ્ઞાન આપનાર હોવાથી તે સર્વ ગ્રન્થોને વેદ નામથી કહેવામાં કોઇ હરકત નથી. આ ગ્રન્થ અમુક સિદ્ધાન્તને પ્રતિપાદન કરનાર છે, અને અમુક મનુષ્યે બનાવ્યો છે–એ પ્રકારે ગ્રન્થોના ભેદ શીઘ્ર જાણવાને માટે જૂદાં જૂદાં નામ રાખે છે. તેથી પુરાણ, ઇતિહાસ, સ્મૃતિ, બાઇબલ, કુરાન તથા બુદ્ધ, જૈન, આદિના ગ્રન્થ, અને તે ગ્રંથોના આધારે બનાવેલા અનેક ગ્રન્થો તથા અનેક ભક્તોની વાણી અને તત્તદ્ દેશની ભાષામાં બનાવેલા ગ્રન્થ પણ આસ્તિક તથા પક્ષરહિત મનુષ્યે માનવા યોગ્ય છે. પરન્તુ તે સર્વ ગ્રન્થોની પ્રામાણિકતા વેદમૂલ હોય તો જ સનાતન ધર્મીને માન્ય થશે. અને દરેક ગ્રન્થોની પ્રામાણિકતા યુક્તિ અને અનુભવમૂલ જ હોય છે.

વળી વેદ તથા શાસ્ત્રોનું જે યથાર્થ જ્ઞાન છે તે બહુ પુણ્યના પ્રતાપે જ પ્રાપ્ત થાય છેઃ—

**यज्ञेन वाचः पदवीयमायन्तामन्वविन्दन्नृषिषु प्रविष्टम् ॥**

ऋ०वे०सं० १०–७१–३ ॥

અર્થઃ—પહેલાં કરેલાં પુણ્યકર્મથી વેદનું ગ્રહણ કરવાની યોગ્યતા જેમણે પ્રાપ્ત કરી છે તેવા યાજ્ઞિક લોકોએ અર્થાત્ યજ્ઞાદિક વૈદિક કર્મનું અનુષ્ઠાન કરનાર લોકોએ ઋષિલોકમાં વિદ્યમાન વેદને પ્રાપ્ત કર્યો હતો.

પરમાત્માએ બ્રહ્માજી પ્રતિ ઉપદેશ કરેલો વેદ તપોબલથી બ્રહ્મર્ષિ લોકોને પ્રાપ્ત થયો છે. અને એ બ્રહ્મર્ષિ લોક પાસેથી યજ્ઞાદિક કર્મ કરનારને મળ્યો છે. ઉપરનો મન્ત્ર વેદનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થવામાં પુણ્ય કર્મને જ કારણ તરીકે બતાવે છે. જેનામાં પુણ્ય કર્મનો પ્રભાવ નથી તેને વેદનું યથાર્થ જ્ઞાન થવું સંભવ નથી એવો મંત્રનો ભાવ છે. શ્રમ કરનાર લોક વેદ ભણી તો લે છે, પરન્તુ તેનું તત્ત્વ તેઓ જાણી શકતા નથી. પુણ્ય કર્મના પ્રભાવથી બુદ્ધિ શુદ્ધ થતાં જ યથાર્થ જ્ઞાન સંપાદન કરવાની ચેષ્ટા થાય છે. તેવા લોકમાં કોઇ પણ પક્ષપાતાદિક હોવાનો સંભવ નથી. માટે હિતની ઇચ્છા રાખનાર મનુષ્યે યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિને માટે પુણ્ય કર્મ પ્રાપ્ત કરવાની જરૂર છે. પુરાણાદિકો ઉપર ધૂળ ફેંકવાથી કોઇનું કલ્યાણ થવાનું નથી. પુરાણાદિક અમારા પ્રાચીન ઋષિલોકનાં સ્મારક છે, તથા સર્વમાન્ય પણ છે.

વળી કેટલાક લોકોનું કહેવું એવું છે કે અમારાં પુરાણ તથા ધર્મશાસ્ત્રાદિકોમાં જે કહ્યું છે તે સર્વ સત્ય જ છે. તેમાં કોઇ પણ વાત મિથ્યા નથી. પરન્તુ કોઈ સ્થાનમાં તેમના સ્વાર્થ વિરૂદ્ધ કોઇ વાત નજરમાં આવે તો તે વાત બરાબર નથી, એ ક્ષેપક છે અર્થાત્ કોઇએ પાછળથી ઉમેરી દીધું છે એમ પણ કહે છે. આવા લોકોનું લક્ષ્ય પણ સત્ય માર્ગમાં નથી. કેવલ પોતાના સ્વાર્થની હાનિથી ડરીને બોલે છે. આ વાત પહેલાં વેદમાં આ પ્રકારની હતી, હાલ મળતી નથી, તે શાખા નષ્ટ થઇ છે, વેદનું જ્ઞાન બહુ અગાધ છે, કોણ જાણી શકે છે, એવી એવી વાતો કરીને વાતને ઉડાવી દે છે. આવી ચેષ્ટા કરવી ધર્માત્મા સત્યવક્તાને ઉચિત નથી. પ્રાણ ચાલ્યા જાય, ચહાય પ્રલય થાય, સત્ય વાતને છુપાવવી એ વિદ્વાનોનો ધર્મ નથી. તેમ કરવાથી હાંસી થાય છે.

શાસ્ત્રના તત્ત્વને કોઇ નહીં જાણી શકે તો આપ ભણો છો કેમ? ભણીને પણ જાણી ન શકો તો વિના ભણ્યા જ રહેવું હતું. સર્વ ધર્મોમાં વિના ભણેલા એક જ પ્રકારના અજ્ઞાની હોય છે. પરન્તુ વૈદિક ધર્મમાં ભણેલા પણ અજ્ઞાની રહી જાય છે આ એક વિલક્ષણ

વાત છે. વળી એમ કહેવાથી શાસ્ત્રની ગંભીરતા પણ રહેતી નથી. માટે શાસ્ત્રનું તત્ત્વ કોઇ જાણી શકતું નથી, વેદની શાખા નષ્ટ થઇ હોવાથી અમારા ધર્મની ખબર પડતી નથી, એવી સર્વ વાત વ્યર્થ છે. પ્રતિગ્રહનો પરિત્યાગ કરીને ભિક્ષાવૃત્તિથી જીવન ચલાવો, બ્રહ્મચર્યાદિનું નિયમ પૂર્વક પાલન કરો, અને મૈત્રી આદિ ભાવના વડે ચિત્તના દોષભાવોને નિવૃત્ત કરો, તથા પરમાત્માની ભક્તિથી સર્વાત્મભાવ સંપાદન કરો તો આપને સત્ય ધર્મ જાણવાને માટે વેદના પાંચ મંત્ર પણ બહુ થશે. પ્રાચીનકાલમાં વેદ જ જ્ઞાનનું સાધન હતું. છતાં પણ તપોબળ અને સદાચારના બળથી ઋષિ લોકે અપાર સામર્થ્ય બતાવ્યું છે, અને જ્ઞાનની અન્તિમ સ્થિતિ પ્રાપ્ત કરી છે. માટે લાખો ગ્રન્થોનો અભ્યાસ કરવો એ કોઇ યથાર્થ જ્ઞાનનું કારણ નથી એ વાત પ્રત્યક્ષ છે.

માટે પૂર્વમાં કહેલા સર્વ પક્ષોનો પરિત્યાગ કરીને વેદ તથા સર્વ પ્રકારનાં શાસ્ત્ર તથા મત અને જૂદા જૂદા આચાર્યલોક તથા ભક્ત લોકાદિકોના કથનનો યોગ્ય રીતે વિચાર કરતાં તંત્રોક્ત પૂજા આદિક પણ ઉપયોગી અને ભક્તિનું અંગ માલમ પડે છે.

કેટલાક લોક ઇશ્વરના સગુણ સ્વરૂપને તથા અવતારને પણ માનતા નથી. તથાપિ—

**मत्स्यः कूर्मो वराहश्च नृसिंहो वामनस्तथा ।**

**रामो रामश्च कृष्णश्च बुद्धः कल्की ततः स्मृतः ॥**

पद्म. पु. ख. ६, अ. ७१–२६,७ ॥

અર્થ:—મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ તથા કલ્કિ એ દશ અવતાર ભગવાન્‌ના થયા છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

અને પરમાત્માના સગુણ સ્વરૂપ વિશે તલવકાર શાખાના **કેનોપનિષત્**ના ખંડ ૩–૪ માં ઇતિહાસ છે.એક સમયે દેવતાલોક તથા અસુરોનું યુદ્ધ થયું હતું. અસુર લોક ભારે બળવાળા હતા.તથાપિ પરમેશ્વરની કૃપાથી દેવતાલોકોનો જય થયો. ત્યારે દેવતા લોકોના મનમાં “ અમે લોકોએ જ અસુરોને જીતી લીધા છે, અન્ય કોઈ ઇશ્વર આદિ તેમને જીતવામાં કારણ નથી ” એવો અહંકાર થયો. અહંકાર હમેશાં પ્રાણીઓની પડતીનું કારણ છે. અહંકારને લીધે હવે દેવતા લોક અસુરોથી હારી જશે, પરન્તુ તેમ ન થાઓ, એવો વિચાર કરીને ઇન્દ્રાદિક દેવોનો અહંકાર દૂર કરવાને માટે એક દિવ્ય પૂજ્ય પુરૂષ (यक्ष)નું રૂપ ધારણ કરીને દેવતા લોકોથી થોડે દૂર છતાં દેવતા લોક દેખી શકે એવા સ્થાનમાં જઇને ખડા રહ્યા. દેવતા લોક તે યક્ષને ઓળખી શક્યા નહીં. તેમજ તે તેજસ્વી રૂપને દેખીને કંઇક ભય પણ થયો. એ દેદીપ્યમાન સ્વરૂપવાળા પુરૂષને જાણવાની ઇચ્છાવાળા દેવતાઓએ અગ્નિ દેવતાને આ પ્રમાણે કહ્યું: હે જાતવેદ નામ અગ્નિ ! તું અમારામાં તેજસ્વી છે, તું જઇને તે પૂજ્ય પુરૂષના રૂપમાં ઉભી રહેલી વ્યક્તિને ઓળખી આવો એમ કહીને અગ્નિને તેની પાસે મોકલ્યા. અગ્નિ તેની પાસે પહોંચતાં જ બોલવાની પણ હિંમત રહી નહીં. ત્યારે તે યક્ષે “ તું કોણ છે ” એમ પૂછ્યું. ત્યારે અગ્નિને બોલવાની હિંમત આવી અને ઉત્તરમાં “હું જાતવેદ નામનો સુપ્રસિદ્ધ અગ્નિ છું” એમ પોતાનું બહુ માન યુક્ત નામ કહી બતાવ્યું. અગ્નિનું નામ સાંભળીને યક્ષે પૂછ્યું “તારામાં શું સામર્થ્ય છે ? ” અગ્નિએ “ આ પૃથ્વીમાં જે કોઇ પદાર્થ છે તે સર્વને હું જલાવી દઉં ” એમ સર્વ પૃથિવીને ભસ્મ કરી દેવાનું પોતાનું સામર્થ્ય કહ્યું. ત્યારે યક્ષે એક સૂકા ઘાસનો ટુકડો મૂકી તેને બાળી દેવાને કહ્યું. અગ્નિએ તેને બાળી દેવાને બહુ

પ્રયાસ કર્યો તોપણ બળ્યું નહીં. એટલે અગ્નિ શરમિન્દા થઇને પાછા આવ્યા, અને પોતાનું અસામર્થ્ય પ્રકટ ન કરતાં "હું યક્ષને ઓળખી શક્યો નહીં" એટલું જ કહ્યું. પછી વાયુને મોકલ્યા. વાયુ તેની પાસે જતાં હિંમત છોડી બોલ્યા વિના ઉભા રહ્યા. ત્યારે વાયુને "તું કોણ છે" એમ યક્ષે પૂછ્યું. વાયુએ પણ "માતરિશ્વા નામનો હું વાયુ છું" એમ પોતાનું સુપ્રસિદ્ધ નામ જણાવ્યું. અને વળી યક્ષના પૂછવાથી પૃથિવીમાંના સર્વ પદાર્થને ઉડાવી લઈ જવા રૂપ પોતાના સામર્થ્યને પણ બતાવ્યું. ત્યારે યક્ષે પહેલાં અગ્નિને બતાવેલા ઘાસનો ટુકડો બતાવીને તેને ઉડાવી લઇ જવા વાયુને કહ્યું. વાયુએ તેને ઉડાવી જવાને બહુ પ્રયત્ન કર્યો. તોપણ ઉડાવી શક્યા નહીં. એટલે તે પણ પાછા આવ્યા અને પોતાનું અસામર્થ્ય પ્રકટ નહીં કરતાં "હું યક્ષને ઓળખી શક્યો નહીં" એટલું જ જણાવ્યું. ત્યારે દેવતા લોકોએ યક્ષને જાણવા ઇંદ્રને જવાને કહ્યું. ઇન્દ્ર જતાં જ યક્ષ અન્તર્ધાન થયા, તેની સાથે બોલ્યા પણ નહીં.

ત્યારે ઇન્દ્ર ગભરાઇને ઉપર આકાશમાં જોવા લાગ્યા. તે સમયે ઇન્દ્રે ઇશ્વરેચ્છાથી પ્રકટ થયેલી સુવર્ણનાં ભૂષણવાળી સ્ત્રીના જેવી શોભાવાળી તથા સ્ત્રી રૂપને ધારણ કરેલી વિદ્યા રૂપી દેવીને દીઠી. "તે પૂજ્ય પુરૂષ કોણ હતા" એમ ઇન્દ્રે તેને પૂછ્યું. ત્યારે "જે ઇશ્વરની કૃપાથી તમે દેવતા જય પામ્યા છો તે ઇશ્વરજ યક્ષનું રૂપ ધારણ કરીને ઉભા હતા." 'અમે લોકોએ જ અસુરોનો પરાજય કર્યો છે' એવું તમારા લોકોનું મિથ્યાભિમાન દૂર કરવાને માટે તે રૂપે પ્રકટ થયા હતા—એવો ઉત્તર આપ્યો. એ પ્રમાણે સ્ત્રીનું રૂપ ધારણ કરેલી દેવીના વચનથી યક્ષ રૂપ ઇશ્વરને ઓળખ્યા. સંપૂર્ણ જગતને ભસ્મ કરવાની હિંમત રાખનાર અગ્નિ, તથા સર્વ જગતના પદાર્થોને લઇને ઉડવાની હિંમત કરનાર વાયુ, તથા સર્વ અસુરોને મારવાની હિંમત રાખનાર દેવરાજ ઇન્દ્રે પણ પોતાના અભિમાનનો ત્યાગ કર્યો એવી આખ્યાયિકા છે.

આ પ્રમાણે વિલક્ષણ રૂપ ધારણ કરીને નાના પ્રકારનાં કાર્ય કરવાથી ઇશ્વરના સગુણ સ્વરૂપ તથા અવતારોનો નિશ્ચય થાય છે. જેવી રીતે ઇશ્વરે યક્ષનું રૂપ ધારણ કરીને ઇંદ્રાદિ દેવોનું અભિમાન દૂર કર્યું, તેવી રીતે રામચન્દ્ર, કૃષ્ણ, નૃસિંહ, આદિ નાના પ્રકારનાં માયિક રૂપ ધારણ કરીને અનેક પ્રકારના રાવણાદિ રાક્ષસોનો નાશ કર્યો છે અને અનેક પ્રકારના ધર્મોનો પ્રચાર કર્યો છે.

ગીતામાં ભગવાને પણ કહ્યું છે કે:—

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ गी. अ. ४–५ ॥

અર્થ:—હે પરન્તપ (શત્રુને તાપ દેનાર અર્જુન) ! લીલાવિગ્રહ ધારણ રૂપ મારા બહુ જન્મ થઈ ગયા છે. તેવી રીતે તારા પણ બહુ જન્મ થયા છે. તે સર્વ હું જાણું છું, તું જાણતો નથી.

વેદમાં પરમેશ્વરને અજ કહ્યા છે. જન્મ નહીં લેનારનું નામ "અજ" છે.

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ,, ॥ ६ ॥

અર્થ:—નવીન દેહ તથા ઇન્દ્રિયાદિ ગ્રહણ કરવાનું નામ જન્મ છે. પહેલાં ગ્રહણ કરેલાં

દેહેન્દ્રિયાદિનો ત્યાગ કરવો તેનું નામ મૃત્યુ છે. સર્વજ્ઞ ઈશ્વરના આવી પ્રકારના જન્માદિ થવા એ સંભવ નથી. તથાપિ વિચિત્ર અનેક શક્તિવાળી પોતાની ઉપાધિ રૂપ પ્રકૃતિને ચિદાભાસ દ્વારા વશ કરી દેહધારીની માફક ઉત્પન્ન થયા જેવા દેખાય છે. ઈત્યાદિ વચનથી માયિક શરીરોના ધારણ રૂપ અવતારોને કહ્યા છે. " **यदा यदा हि धर्मस्य** " ઇત્યાદિ વચનોથી અવતારોનું પ્રયોજન પણ બતાવ્યુ છે.

**यतीनां मन्त्रिणां चैव ज्ञानिनां योगिनां तथा ।**
**ध्यानपूजानिमित्तं हि तनुं गृह्णाति मायया ॥** ( सुप्रभेदः )

અર્થઃ—યતિ, તથા મન્ત્રોનો જપ કરનારા, તથા પરોક્ષ જ્ઞાન વાળા જીજ્ઞાસુ, તથા યોગી-લોક વગેરે પરમાત્માની પ્રાપ્તિ માટે યત્ન કરનારા મનુષ્યોને માટે ધ્યાન તથા પૂજા કરવા સારૂ પરમેશ્વર પોતાની માયા વડે શરીરને ધારણ કરે છે અર્થાત્ માયિક શરીરને ધારણ કરે છે. વળી—

**मर्त्यावतारस्त्विह मर्त्यशिक्षणम् ।**
**रक्षोवधायैव न केवलं विभोः ॥** भा० स्क० ५, अ० १९–५ ॥

અર્થઃ—પરમેશ્વરનો મનુષ્ય રૂપે અવતાર કેવલ રાક્ષસોનો નાશ કરવા માત્રને માટે નથી. પરન્તુ લોકોને શિક્ષણ આપવાને માટે પણ છે.

ઇત્યાદિ પ્રમાણથી દુષ્ટ નિગ્રહઆદિથી અતિરિક્ત ભક્તોની પૂજા આદિ નિમિત્ત પણ માયિક શરીર ધારણ કરવામાં કારણ સિદ્ધ થાય છે. તેથી અધિકારી ભેદને અનુસાર ભક્તિનું અંગ હોવાથી પૂજા આદિક પણ અવશ્ય કરવા યોગ્ય છે.

પૂજા પણ પોતાના મન ઘટિત હોતી નથી. પરન્તુ શાસ્ત્રોક્ત પદ્ધતિ( માર્ગ )થી થવી જોઇએ.

**लब्धानुग्रह आचार्यात्तेन संदर्शितागमः ।**
**महापुरुषमभ्यर्चेन् मूर्त्याभिमतयात्मनः ॥** भा० स्क० ११, अ० ३–४८ ॥

અર્થઃ—જેના ઉપર ગુરૂની કૃપા થઈ છે, અને જેને ગુરૂએ આગમ બતાવ્યું છે અર્થાત્ જેને આગમમાં કહ્યા પ્રમાણે પૂજાનો માર્ગ બતાવેલો છે, એવો મનુષ્ય તે પદ્ધતિને અનુસાર ઇચ્છિત મૂર્તિમાં ભગવાનની પૂજા કરે.

ધર્મશાસ્ત્રમાં ઉપનયનાદિ કરીને વેદ ભણાવનારને **આચાર્ય** કહે છે. આચાર્ય સર્વ કોઈ આગમ જાણનાર નથી હોતા. વૈષ્ણવાગમ તથા શૈવાગમ આદિ તત્તદ્ દેવતાની પૂજાની વિધિ તથા મંત્રો બતાવનાર આગમશાસ્ત્ર જૂદાં જૂદાં હોય છે.

**आचारकथनाद्दिव्यगतिप्राप्तिनिदानतः ।**
**महार्थतत्त्वकथनादागमः कथितः प्रिये ॥** कु० तं० उ० १७–४३ ॥

અર્થઃ—હે પાર્વતિ ! જૂદા જૂદા ઉપાસકોને ઉપયોગી આચારનું કથન કરવાથી, અને તેમાં બતાવેલાં અનુષ્ઠાનાદિ મોક્ષપ્રાપ્તિનાં કારણ હોવાથી, તથા યથાર્થ તત્ત્વરૂપ પરમાત્માનું કથન કરવાથી, આગમ કહ્યાં છે.

**आगतं शिववक्त्रेभ्यो गतं च गिरिजाश्रुतौ ।**
**मतञ्च वासुदेवस्य तस्मादागम उच्यते ॥** शब्दस्तोममहानिधिकोषः ।

અર્થ:—મહાદેવજી જેવાના મુખથી નિકળેલાં હોવાથી, તથા પાર્વતી જેવાંના કર્ણમાં પડેલાં હોવાથી, અને ભગવાન્ વાસુદેવને અભિમત હોવાથી તંત્રશાસ્ત્રને આગમ કહે છે.

सृष्टिश्च प्रलयश्चैव देवानां च तथार्चनम् ।
साधनं चैव सर्वेषां पुरश्चरणमेव च ॥
षट्कर्मसाधनञ्चैव ध्यानयोगश्चतुर्विधः ।
सप्तभिर्लक्षणैर्युक्तं त्वागमं तद्विदो विदुः ॥ „ ॥

અર્થ:—સૃષ્ટિ, પ્રલય, દેવોની પૂજાવિધિ, નાના પ્રકારનાં સાધન, મંત્રોના પુરશ્ચરણની વિધિ, તથા ષટ્કર્મનું સાધન, અને ચાર પ્રકારના ધ્યાનયોગ-એ સાત વસ્તુનુ જેમાં વિધાન હોય તેને, આગમશાસ્ત્રને જાણનાર પુરુષો **આગમ** કહે છે.

આ પ્રમાણે " આગમ " શબ્દના અર્થનું નિરૂપણ કર્યું છે. આ આગમવેત્તાને જ અહીં આચાર્ય સમજવા. વેદોક્ત મંત્ર વડે પૂજા કરવાનું શિખવનાર આચાર્ય વૈદિક જ હોય છે. માટે તે સંસ્કાર કરાવી વેદ પઢાવનાર પણ આચાર્ય હોઈ શકે છે.

**નારદ પંચરાત્ર** આદિ ગ્રન્થોમાં, અભિગમન, ઉપાદાન, યોગ, સ્વાધ્યાય અને ઇજ્યા એવા, પાંચ પ્રકારના પૂજાના ભેદ બતાવ્યા છે:—

इज्या पंचविधा प्रोक्ता तासां भेदांश्शृणुष्व मे ।
अभिगमनमुपादानं योगः स्वाध्याय एव च ॥ गौ० तं० अ० ७–४३ ॥
इज्या पंचप्रकारार्चा क्रमेण कथयामि ते ॥ „ ॥ ४४ ॥

અર્થ —ઇજ્યા પાંચ પ્રકારની કહી છે. તેના ભેદ હું ક્રમે કહું છું તે સાંભળ. ૧. અભિગમન, ૧. ઉપાદાન, ૩. યોગ, ૪ સ્વાધ્યાય, અને ઇજ્યા એ અર્ચા( પૂજા )ના પાંચ પ્રકાર છે.

तत्राभिगमनं नाम देवतास्थानमार्जनम् ॥ „ ॥ ४४ ॥
उपलेपननिर्माल्यदूरीकरणमेव च ।
उपादानं नाम गन्धपुष्पादिचयनं यथा ॥ „ ॥ ४५ ॥
इज्या नाम चेष्टदेवपूजनं च यथार्हतः ।
स्वाध्यायो नाम अर्थानुसन्धानपूर्वको जपः ॥ „ ॥ ४६ ॥
सूक्तस्तोत्रादिपाठश्च हरेः संकीर्तनं यथा ।
तत्त्वादिशास्त्राभ्यासश्च स्वाध्यायः परिकीर्तितः ॥ „ ॥ ४७ ॥
योगो नाम स्वदेवस्य स्वात्मत्वेनैव भावना ।
इति पंचप्रकारार्चा कथिता तव सुव्रत ॥ „ ॥ ४८ ॥

અર્થ:—તે મધ્યે દેવતાસ્થાન, મન્દિર, આદિને ઝાડુ દઈ સાફ કરવાં તથા લેપનાદિથી શુદ્ધ કરવાં તથા નિર્માલ્યાદિને દૂર કરવાં ઈત્યાદિ **અભિગમન** કહેવાય છે. પૂજાને માટે ગન્ધ પુષ્પાદિ એકઠાં કરવાં તેનું નામ **ઉપાદાન** છે. ઇષ્ટ દેવનું યથાયોગ્ય પૂજન કરવુ તેને **ઇજ્યા** કહે છે. અર્થોના ચિન્તન સહિત મંત્રોનો જપ કરવો, તથા સૂક્ત સ્તોત્ર આદિનો પાઠ

કરવો; તથા ભગવાનનું કીર્તન કરવું, તથા વેદાન્તશાસ્ત્રનો અભ્યાસ કરવો, ઈત્યાદિનું નામ **સ્વાધ્યાય** છે. અને પોતાના ઇષ્ટ દેવનું સ્વાત્મ રૂપે ધ્યાન કરવું તેનું નામ યોગ છે.

**अनेन क्रमयोगेन शुद्धान्तःकरणो भवेत् । ,, ॥ ४९ ॥**

અર્થ:—ઉપર બતાવેલા ક્રમથી જો અર્ચન કરવામાં આવે તો તેનું અન્તઃકરણ શુદ્ધ થાય.

**सामीप्यसारूप्यसादृश्यसायुज्यफलदा भवेत् ॥ ,, ॥ ४९ ॥**

અર્થ:—આ પ્રકારના ક્રમવાળી ઇજ્યાનું ઇજ્યાની તીવ્રતા આદિ અનુસાર ક્રમે ૧. સામીપ્ય મુક્તિ, અથવા ૨. સારૂપ્ય મુક્તિ, અથવા ૩. સાદૃશ્ય ( સાલોક્ય ) મુક્તિ, અથવા ૪. સાયુજ્ય મુક્તિ રૂપ ફળ પ્રાપ્ત થાય. પરન્તુ–

**अविष्णुः पूजयन्विष्णुं न पूजाफलभाक्भवेत् ।**
**विष्णुर्भूत्वा यजेद्विष्णुमयं विष्णुरहं स्थितः ॥ यो.वा.प्र ५, स. ३२–४० ॥**

અર્થ:—જે મનુષ્ય અવિષ્ણુ રૂપે વિષ્ણુની પૂજા કરે તેને પૂજાનું ફળ મળતું નથી **અર્થાત્** પોતાના ઇષ્ટદેવ રૂપ ભગવાનની સાથે જેને અભેદબુદ્ધિ નથી તેને પરમેશ્વરની પૂજાનું ફળ મળતું નથી. માટે વિષ્ણુ રૂપ થઇને વિષ્ણુની પૂજા કરવી જોઇએ. મતલબ કે હું પોતે જ વિષ્ણુ રૂપે પૂજામાં સ્થિત છું–એવી ભાવના કરવી જોઇએ.

**देवो भूत्वा देवं यजेत** આ શ્રુતિ આપણી સાથે ઇષ્ટ દેવનો અભેદ જાણીને ઉપાસના કરવાની કહી છે.

વેદની કોઈ ન્યૂનતા પૂર્ણ કરવાને માટે તંત્રશાસ્ત્ર વા આગમની પ્રવૃત્તિ થઇ નથી. પરન્તુ વેદમાં પ્રતિપાદન કરેલા ધર્મોનો જેનામાં અભાવ થયો છે, અથવા જેઓને વેદમાં અધિકાર નથી, તેવાઓને માટે જ તન્ત્રશાસ્ત્રની પ્રવૃત્તિ થઈ છે. તાન્ત્રિક તથા વૈદિક લોકોનો વ્યવહાર મિશ્રિત થવાથી ધર્મમાં પણ કેટલીક મિશ્રિતતા થઈ ગઈ છે. ઉપનિષદ્ તથા તંત્રશાસ્ત્રનો સિદ્ધાન્ત અદ્વૈત પરમાત્માનું પ્રતિપાદન કરવામાં તથા તેનું જ્ઞાન સંપાદન કરવામાં છે. તથાપિ અધિકારિભેદથી અહીં પણ વ્યવસ્થા છે. જેવી રીતની સૂતસંહિતામાં વ્યવસ્થા કહી છે તે પ્રકારે અહીં લખવામાં આવે છેઃ—

**श्रुतिपथगलितानां मानुषाणां तु तन्त्रं गुरुगुरुरखिलेशः सर्ववित्प्राह शंभुः ।**
**श्रुतिपथनिरतानां तत्र नैवास्ति किंचिद्धितकरमिह सर्वं पुष्कलं सत्यमुक्तम् ॥**
**सूत० सं० ख० ४, अ० ८–२५ ॥**

અર્થ:—જે વૈદિક માર્ગમાંથી ચ્યુત ( ભ્રષ્ટ ) થયેલા હોવાથી તેમાં અનધિકારી છે તેમને માટે સર્વ ગુરૂઓના ગુરૂ સર્વેશ્વર સર્વજ્ઞ મહાદેવજી ( શમ્ભુ ) એ તંત્રશાસ્ત્રનું કથન કર્યું છે. પરંતુ જે વૈદિક માર્ગમાં તત્પર છે તેને માટે આ શાસ્ત્રમાં કાંઈ પણ હિતકારી નથી એ વાત બરાબર સત્ય છે.

યદ્યપિ વેદની શ્રુતિઓ તથા આગમ( તંત્રશાસ્ત્ર )ને અદ્વૈત પરમાત્મા સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં કોઇ વિવાદ નથી, તથાપિ ઉપનયનાદિ સંસ્કારથી યુક્ત ત્રૈવર્ણિક અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણે વેદના અધિકારી હોવાથી વેદ દ્વારા જ તેમણે તત્ત્વજ્ઞાન સંપાદન કરવું યોગ્ય છે. અને જેમનો વેદમાં અધિકાર નથી તે લોકોને આગમ દ્વારા તત્ત્વજ્ઞાન સંપાદન કરવું યોગ્ય છે. એનું અહીં વિવેચન કરવાનું છે.

श्रुतिरपि मनुजानां वर्णधर्मं बभाषे परगुरुरखिलेशः प्राह तन्त्रेषु तद्वत् ।
श्रुतिपथगलितानां वर्णधर्मं घृणाब्धिः श्रुतिपथनिरतानां नैव तत्सेवनीयम् ॥
सू० सं० ख० ४, सू० गी० अ० ८–२६ ॥

અર્થ:—જેવી રીતે શ્રુતિએ મનુષ્યોને માટે વર્ણાશ્રમ ધર્મ કહ્યા છે, તેવી રીતે પરમ ગુરૂ દયાસાગર વિશ્વેશ્વર શ્રીમહાદેવજીએ પણ શ્રુતિના માર્ગમાંથી ગલિત અર્થાત્ અનધિકારીને માટે તંત્રમાં ( શૈવાગમમાં ) વર્ણધર્મ બતાવ્યા છે. પરન્તુ તે તંત્રોક્ત વર્ણધર્મનું અનુષ્ઠાન વેદમાર્ગમાં તત્પર મનુષ્યોએ કરવા યોગ્ય નથી.

श्रुतिपथनिरतानामाश्रमा यद्वदुक्ताः परगुरुरखिलेशस्तद्वदाहाश्रमाँश्च ।
श्रुतिपथगलितानां मानुषाणां तु तन्त्रे
हरिरपि मुनिमुख्याः प्राह तन्त्रे स्वकीये ॥ ,, ॥ २७ ॥

અર્થ:—હે મુનિશ્રેષ્ઠો ! જેવી રીતે મનુષ્યોને માટે વેદમાં વર્ણાશ્રમ ધર્મ બતાવ્યા છે, તેવી રીતે સર્વના સ્વામી વિષ્ણુ ભગવાને પણ વેદમાં અનધિકારીને માટે પોતાના વૈષ્ણવાગમમાં વર્ણાશ્રમ ધર્મ બતાવ્યા છે.

विधिरपि मनुजानामाह वर्णाश्रमाँश्च श्रुतिपथगलितानामेव तन्त्रे स्वकीये ।
श्रुतिपथनिरतानां ते न वै सेवनीयाः
श्रुतिपथसममार्गो नैव सत्यं मयोक्तम् ॥ ,, ॥ २८ ॥

અર્થ:—બ્રહ્માજીએ પણ વેદમાં અનધિકારી મનુષ્યોને માટે પોતાના તંત્રશાસ્ત્રમાં વર્ણાશ્રમ ધર્મો બતાવ્યા છે. એ તંત્રોકત ધર્મ વેદમાર્ગમાં તત્પર મનુષ્યોએ પાલન કરવા યોગ્ય નથી, કેમકે વૈદિક માર્ગની તુલ્ય બીજો કોઈ માર્ગ નથી. એ વાત મેં સત્ય કહી છે.

हरहरिविधिपूजा कीर्तिताः सर्वतन्त्रे श्रुतिपथनिरतानां यद्वदुक्ता तु पूजा ।
श्रुतिपथगलितानामेव तन्त्रोक्तपूजा श्रुतिपथनिरतानां सर्ववेदोदितैव ॥२९॥

અર્થ:—જેવી રીતે વૈદિકોને માટે શિવ, વિષ્ણુ, તથા બ્રહ્માજીની પૂજા વૈદિક મંત્રાદિકો વડે કહેવામાં આવી છે, તેવી રીતે જૂદાં જૂદાં તંત્રોમાં પણ શિવ, વિષ્ણુ તથા બ્રહ્માજીની પૂજા કહી છે. પરન્તુ તંત્રોકત વિધિથી જે પૂજા છે તે વેદમાર્ગમાં અનધિકારીને માટે છે. વેદમાર્ગમાં તત્પર મનુષ્યોને માટે તો સર્વ વેદોકત જ છે.

तन्त्रोक्तेन प्रकारेण देवता या प्रतिष्ठिता ॥
सापि वन्द्या सुसेव्या च पूजनीया च वैदिकैः ॥ ,, ॥ ४५ ॥

અર્થ:—પરન્તુ તંત્રોકત વિધિથી કોઈ પણ દેવતાની પ્રતિષ્ઠા કરી હોય તો તે પ્રતિમા વૈદિક લોકોએ પણ પૂજવા તથા વન્દન કરવા યોગ્ય છે.

शुद्धमेव हि सर्वत्र देवतारूपमास्तिकाः ।
तत्तत्तन्त्रोक्तपूजा तु तंत्रनिष्ठस्य केवलम् ॥ ,, ॥ ४६ ॥

અર્થ:—હે આસ્તિક લોક ! સર્વ સ્થાનોમાં દેવતાનું રૂપ તો શુદ્ધ જ હોય છે. પરંતુ જૂદા જૂદા તન્ત્રમાં કહેલી પૂજા તત્તત્ તંત્રમાર્ગમાં દીક્ષિતને માટે છે.

પૂજાની માફક તિલક તથા શરીરમાં ચક્રાદિક ચિહ્ન ધારણ કરવું આદિ વ્યવહાર પણ જૂદા જૂદા તંત્રોક્ત દીક્ષાવાળાને માટે જ છે, બીજા એટલે વૈદિકોને માટે નથી. વૈદિકોને માટે તેવી પૂજા કરવી તે પાતક રૂપ કહ્યું છે.

એક વખત બહુ કાળ સુધી તપ કરીને ભગવાનને પ્રસન્ન કરીને નારદજી ભગવાનની પ્રાપ્તિનું સાધન પૂછે છે. ત્યારે ભગવાન્ નારદજી પ્રતિ કહે છે:—

पौरुषं सूक्तमास्थाय ये यजन्ति द्विजाश्च माम् ।
ते मां प्राप्स्यन्ति सततं संहिताध्ययनेन च ॥ વરાહ૦ પુ૦ અ૦ ૬૬–૧૦॥
अलाभे वेदशास्त्राणां पञ्चरात्रोदितेन हि ।
मार्गेण मां यजन्ते ये ते मां प्राप्स्यन्ति मानवाः ॥ „ ॥ ११ ॥

અર્થ:—હે બ્રાહ્મણ (નારદ)! જે મનુષ્ય વેદના પુરૂષસૂક્ત નામક મંત્રો વડે મારૂં પૂજન કરે છે, તથા નિયમો સહિત જેઓ હમેશાં વેદની સંહિતાનું અધ્યયન કરે છે, તેઓ મને શીઘ્ર પ્રાપ્ત થાય છે. વૈદિક વિધિ પ્રાપ્ત ન હોય તો પંચરાત્રમાં કહેલી વિધિથી મારૂં પૂજન કરનાર પણ મને પ્રાપ્ત થાય છે.

પૂર્વોક્ત પ્રમાણોથી દેવતાની પ્રતિમા આદિ કોઇ પણ હોય, તેની વૈદિક લોક પૂજા કરી શકે છે. પરન્તુ પૂજા કરનાર વૈદિક હોય તો તેણે વૈદિક રીતિથી પૂજા કરવી જોઇએ, અને તાન્ત્રિક હોય તો તેણે તાન્ત્રિક નિયમાનુસાર કરવી જોઇએ એવો નિશ્ચય થાય છે. અને વૈદિક તથા તાન્ત્રિક બંને મિશ્રિત વિધિથી પણ પૂજા થાય છે તે પહેલાં કહેવામાં આવ્યું છે. માટે વેદોક્ત મન્ત્રાદિકોમાંથી તથા તાન્ત્રિક વિધિમાંથી શિષ્ટ લોકોએ જેટલો સ્વીકાર કર્યો હોય તેટલી વિધિને મેળવીને વૈદિક લોક પૂજન કરે. અને તાન્ત્રિક લોક કેવલ તાન્ત્રિક વિધિથી જ કરે એવો નિર્ણય કરેલો છે.

પૂજા આદિકોના વિષયમાં કંઇક વર્ણવ્યવસ્થા પણ જોવામાં આવે છે. કેટલાક ગ્રન્થોમાં સ્ત્રી શૂદ્રાદિકોને પણ પૂજાનો અધિકાર કહ્યો છે. અને કેટલાકમાં તેમને માટે નિષેધ કર્યો છે. પરન્તુ વિધિ તથા નિષેધ બતાવનાર શાસ્ત્રનો વિચાર કરીને નિર્ણય કરવો યોગ્ય છે. સ્ત્રી તથા શૂદ્રને સર્વ પ્રકારની પૂજામાં અધિકાર છે એમ પણ નથી, તેમ સર્વમાં નિષેધ છે એમ પણ નથી. એ વિષયમાં નીચે પ્રમાણે પ્રમાણો છે.

ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राश्च विधिवत्क्रमात् ।
शंकरार्चां प्रकुर्वन्तु सर्वकामार्थसिद्धये ॥शि०पु०रु०सं०ख०१,अ० ११–१५॥

અર્થ:—પોતાના સર્વ પ્રકારના અર્થાત્ ધર્માર્થકામમોક્ષાદિ ચારે પ્રકારના પુરૂષાર્થ સિદ્ધ કરવાને માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણ વિધિવત્ મહાદેવની પૂજા કરે. આ શિવપુરાણના શ્લોકથી ચારે વર્ણને માટે શંકરની પૂજાનો અધિકાર સિદ્ધ થાય છે.

ब्राह्मण क्षत्रियो वैश्य शूद्रो वा प्रतिलोमजः ।
पूजयेत्सततं लिङ्गं तत्तन्मन्त्रेण सादरम् ॥ शि. पु. वि. सं. अ. २१–३९ ॥

પોતપોતાના અધિકારને અનુસાર વેદોક્ત તથા તંત્રોક્ત આદિ મન્ત્રો વડે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર તથા અનુલોમ તથા પ્રતિલોમ બંને પ્રકારના વર્ણસંકર જાતિના લોક પણ મહાદેવના લિંગનું હમેશાં પૂજન કરે.

આ પ્રમાણથી સંકર જાતિને પણ શિવલિંગની પૂજા કરવાનો અધિકાર સિદ્ધ થાય છે.

**किं बहूक्तेन मुनयः स्त्रीणामपि तथाऽन्यतः ।**

**अधिकारोऽस्ति सर्वेषाम् शिवलिंगार्चने द्विजाः ॥ ,, ॥ ४० ॥**

અર્થ:—હે વેદશાસ્ત્રના તત્વોને જાણનાર ઋષિ લોકો ! બહુ કહેવાનું શું પ્રયોજન છે ? સ્ત્રીઓ તથા અન્ય સર્વને શિવલિંગનું પૂજન કરવાનો અધિકાર છે.

આ શ્લોકથી સર્વ મનુષ્યો તથા સ્ત્રીઓને પણ શિવલિંગની પૂજાનો અધિકાર છે.

**द्विजानां वैदिकेनापि मार्गेणाराधनं वरम् ॥**

**अन्येषामपि जन्तूनां वैदिकेन न संमतम् ॥ ,, ॥ ४१ ॥**

અર્થ:—શાસ્ત્રમાં વૈદિક, તથા તાન્ત્રિક તથા મિશ્રિત ત્રણ પ્રકારની પૂજાનું વિધાન છે. તથાપિ દ્વિજાતિ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને માટે શુદ્ધ વૈદિક વિધિથી જ પૂજા કરવી શ્રેષ્ઠ છે. દ્વિજાતિને છોડી અન્ય વેદમાં અનધિકારી છે. તે લોક વેદોક્ત રીતે પૂજા કરવાનું શાસ્ત્ર સંમત નથી.

ઉપર જણાવેલા શ્લોક–૩૯, ૪૦ અને ૪૧ થી સર્વને પૂજાનો અધિકાર કહીને વેદમન્ત્રો દ્વારા કોણ પૂજા કરી શકે, અને કોણ નહીં કરી શકે, એ વાતનો નિર્ણય કર્યો છે. માટે આ શ્લોકો મહાદેવની પૂજાના મહિમાનું વર્ણન કરનાર નથી, પરન્તુ અધિકારનું જ વર્ણન કરે છે. મહિમાના વર્ણનમાં તાત્પર્ય હોત તો શ્લો. ૪૧ માં વૈદિક વિધિથી પૂજા કરવામાં અધિકારી દ્વિજાતિ માત્ર હોવાનું કથન કરવાનું કોઈ પ્રયોજન નહોતું. વળી—

**पुरुषाणां च नारीणामधिकारोऽत्र निश्चितम्** । शि०पु०वि०सं०१,अ०१६–५॥

અર્થ:—પુરુષ તથા સ્ત્રી સર્વને માટીના બનાવેલા લિંગનું (अत्र) પૂજન કરવાનો અધિકાર છે.

આ અડધા શ્લોકથી સ્ત્રી તથા પુરુષને પાર્થિવ લિંગની પૂજામાં અધિકાર બતાવી અ૦ ૨૦ ના શ્લોક૦ ૭ માં "शूद्रः कृष्णमृत्तिकया"–શૂદ્ર કાળી માટીનું લિંગ બનાવી પૂજન કરે. એ પ્રકારે શૂદ્રને કાળી માટીનું લિંગ બનાવી પૂજા કરવાનો અધિકાર બતાવી મૃત્તિકાનો પણ નિર્ણય કર્યો. માટે પૂર્વ શ્લોકથી શૂદ્રને અધિકાર બતાવ્યો છે કે નહીં એવી શંકા કરવાની આવશ્યકતા રહેતી નથી.

શિવપુરાણના પ્રમાણથી ચાર વર્ણો તથા સ્ત્રીઓનો પણ લિંગની પૂજા કરવાનો અધિકાર સિદ્ધ થયો. તથાપિ-

**पूज्यो वै ब्राह्मणानां च क्षत्रियाणां विशेषतः ॥** लिं.पु.उ.भा.अ. २०–१ ॥

**वैश्यानां नैव शूद्राणां शुश्रूषा पूजकस्य च ।**

**स्त्रीणां नैवाधिकारोऽस्ति पूजादिषु न संशयः ॥ ,, ॥ २ ॥**

અર્થ:—મહાદેવ બ્રાહ્મણ, અને વિશેષે કરીને ક્ષત્રિય, તથા વૈશ્યોના પૂજ્ય છે, શૂદ્રોના નહીં. શૂદ્રોએ તો મહાદેવની પૂજા કરનાર બ્રાહ્મણાદિની શુશ્રૂષા કરવાની છે. અને સ્ત્રીઓને પૂજાદિમાં કોઈ અધિકાર નથી. તેમાં કોઇ પ્રકારનો સંશય નથી.

**स्त्रीशूद्राणां द्विजेन्द्रैश्च पूजया तत्फलं भवेत् ॥ ,, ॥ ३ ॥**

અર્થ:—સ્ત્રી તથા શૂદ્રને બ્રાહ્મણો દ્વારા પૂજા કરાવવાથી સ્વયં મંડલપૂજાનું ફળ મળે છે.

એ પ્રમાણે આ શ્લોકમાં સ્ત્રીશૂદ્રોને મણ્ડલદેવતા સહિત મહાદેવની પૂજા કરવાનો નિષેધ કર્યો છે. તે પણ વેદોક્ત મંત્ર દ્વારા જ હોવાથી પૂજાનો નિષેધ કર્યો છે. કારણ કે અહીંના પ્રસંગમાં વેદોક્ત નિયમથી સ્થાપના કરેલા અગ્નિમાં વિરજાહોમાદિ કહેલા છે. તે શૂદ્રાદિને માટે હોય નહીં, માટે નિષેધ છે. બીજી તાન્ત્રિક રીતે અથવા પુરાણોના નિયમોથી પૂજા કરવામાં પૂર્વોક્ત શ્લોક નિષેધ કરતો નથી. અઢાર પુરાણોના કર્તા વ્યાસજી એક જ કહેવાય છે, એકના કથનમાં પૂર્વાપર વિરોધનો સંભવ નથી. પરન્તુ હમેશાં એકવાક્યતા થવી જોઇએ.

शूद्रो वर्णश्चतुर्थोऽपि वर्णत्वाद्धर्ममर्हति ।
वेदमन्त्रस्वधास्वाहावषट्कारादिभिर्विना ॥ व्यास० स्मृ० अ० १–६ ॥

અર્થઃ—ચાર વર્ણોમાં શૂદ્ર પણ એક વર્ણ હોવાથી (वर्णत्वात्) તે પણ ધર્મનું અનુષ્ઠાન કરવામાં અધિકારી છે. પરન્તુ જ્યાં વેદમંત્રનું, તથા જે મંત્રોની અન્તમાં સ્વધા, સ્વાહા, વષટ્કાર એ શબ્દોનો ઉચ્ચાર ન હોય તેવા મંત્રોનું, ઉચ્ચારણ ન હોય એવા મંત્ર દ્વારા કર્મમાં તેને અધિકાર છે.

એ પ્રમાણે વ્યાસ ભગવાને પણ પોતાના ધર્મશાસ્ત્રમાં વેદથી ભિન્ન આગમો દ્વારા અથવા પુરાણાદિમાં કહેલા મંત્ર વડે પૂજા આદિક કર્મનો અધિકાર શૂદ્રને માટે બતાવ્યો છે.

नमोऽन्तेन शिवेनैव स्त्रीणां पूजा विधीयते । सू० सं० ख० अ० ४–१४ ॥
विरक्तानां च शूद्राणामेवं पूजा प्रकीर्तिता ॥ " ॥ १५ ॥

અર્થ:—नमः શબ્દ જેની અંતમાં છે એવા शिवाय नमः એ મંત્ર વડે વિરક્ત શૂદ્ર તથા સ્ત્રીઓને પણ શાસ્ત્રમાં પૂજાનું વિધાન કર્યું છે.

સત્ શૂદ્ર અને અસત્ શૂદ્ર એમ ધર્મ શાસ્ત્રમાં શૂદ્રના બે ભેદ કહેલા છે. દ્વિજાતિસમાન આચરણ વાળા ભક્ષ્યાભક્ષ્ય વિચાર કરનાર અને શ્રાદ્ધ તથા દેવપૂજા આદિ કરનાર શૂદ્રને સત્ શૂદ્ર કહ્યા છે. તેથી અતિરિક્ત, સ્નાન શૌચાદિ રહિત અને ભક્ષ્યાભક્ષ્યના વિચાર રહિત અપવિત્ર આચરણ વાળા અસત્ શૂદ્ર કહેવાય છે. તે મધ્યે સત્ શૂદ્રને જ પૂર્વોક્ત પ્રમાણથી લિંગપૂજા આદિમાં અધિકાર કહ્યો છે. અસત્ શૂદ્ર, અન્ત્યજ, આદિકોને માટે તો પૂજા આદિમાં નિષેધ જ છે. શુદ્ધ આચાર વિચાર જેને નથી તે શું કોઇ જાતિ છે? તે સર્વ પૂજા આદિમાં અનધિકારી છે.

त्यजेत्सदोषं तल्लिंगं श्वपचाद्यैस्तु सेवितम् ।
लिङ्गान्तरं प्रतिष्ठाप्य विशुद्धिमधिगच्छति ॥ अघोरशिवपद्धतिः ॥

અર્થઃ—ચણ્ડાલાદિએ સ્પર્શ કરેલા દૂષિત લિંગનો પરિત્યાગ કરવો, અને બીજા લિંગની પ્રતિષ્ઠા કરે ત્યારે શુદ્ધિ થાય છે.

लिंगे शूद्रेण संस्पृष्टेऽघोरं पंचशतं जपेत् ।
कैवर्तकनटाद्यैश्च संस्पृष्टे दशसहस्रकम् ॥ "

અર્થઃ—અસત્ શૂદ્ર શિવલિંગનો સ્પર્શ કરે તો ૫૦૦ વાર અઘોર મંત્રનો જપ કરવાથી શુદ્ધિ થાય છે. અને મચ્છીમાર, નટ, આદિ અન્ય જાતિ સ્પર્શ કરે તો અઘોર મંત્રનો ૧૦૦૦૦ વાર જપ કરવાથી શુદ્ધિ થાય.

આ પ્રકારે અઘોર શિવાચાર્ય નામક શિવ મતના કોઇ આચાર્યે પોતાની પદ્ધતિમાં અસત્ શૂદ્ર તથા અન્ત્યજ જાતિના સ્પર્શનો પણ નિષેધ કર્યો છે. તેમાં પણ ચણ્ડાલાદિનો સ્પર્શ થવાથી તો તે લિંગનો પરિત્યાગ કરવાનું પણ કહ્યું છે. અપવિત્ર આચરણ વાળા મનુષ્યને કદાપિ પૂજા આદિનું ફળ મળતુ નથી. ફરી તેને અધિકાર છે વા નહીં એવી શંકાનો અવસર જ નથી.

સ્ત્રી તથા સત્ શૂદ્રોનો પૂજાદિમાં અધિકાર યુક્તિથી પણ સિદ્ધ થાય છે. કારણ કે શાસ્ત્ર સર્વ પ્રાણી માત્રના સુખને માટે છે, અને સુખ ધર્મના આચરણ વિના મળી શકે નહીં. અને ઈશ્વરભક્તિ આદિ તો ધર્મ છે. ભક્તિનાં અંગ તો પૂજા આદિક છે. માટે શાસ્ત્ર તો અવશ્ય અધિકાર દેતાં જ હશે.

શંકાઃ—ત્યારે શું સર્વના સુખની ઈચ્છા રાખનાર શાસ્ત્ર અસત્ શૂદ્ર તથા અન્ત્યજને મનુષ્ય નથી સમજતાં ? એવો પ્રશ્ન થઈ શકે છે.

સમાધાનઃ—અસત્ શૂદ્ર તથા ચણ્ડાલાદિ સર્વ મનુષ્ય તો છે. તેઓ પણ સનાતન ધર્મના માનનાર છે. પરન્તુ અન્તઃકરણની મલિનતા દૂર કરવાને માટે નાના પ્રકારના ધર્માચરણ કરવાને માટે, તથા ધર્માચરણની યોગ્યતા મેળવવાને માટે, સદાચાર આદિની જરૂર છે. તે ન હોવાથી અન્ત્યજાદિકોને શિવલિંગાદિ મૂર્તિઓને સ્પર્શ કરવામાં અનધિકાર કહ્યો છે. બાકી તેમના ઉપર દ્વેષ છે અથવા તેમના કલ્યાણને કોઇ ચહાતું નથી તેમ નથી. સદાચારી મનુષ્યની સેવા શુશ્રૂષા કરીને કાલે કરીને જ્યારે તેમનું આચરણ સુધરશે ત્યારે તેઓ પણ અધિકારી થઇ જશે. અધિકારી તથા અનધિકારી કહેવાનું તાત્પર્ય અમે ઉપર લખ્યું છે. અને ધર્મપ્રકરણમાં તથા કંઇક જાતિનિરૂપણમાં પણ આ વાતનો વિશેષ ખુલાસો જોઈ લેવો.

પરમાર્થ રીતે વિચાર કરતાં તો જેના હૃદયમાં ખરી ભક્તિ છે તેને અમુક મૂર્તિનું પૂજન કરવાનો અધિકાર છે એમ કોઇ પ્રકારનો આગ્રહ કરવાની આવશ્યકતા નથી, કારણ કે પરમેશ્વરની પ્રસન્નતામાં ભક્તિ માત્ર જ કારણ છે. તે તો પોતાના અન્તઃકરણનો વિષય છે. કોઈ ભક્તોને પૂજામાં વિશેષ પ્રેમ હોય તો તેને માટે પણ શાસ્ત્રે સ્વતન્ત્ર માર્ગ રાખ્યો છેઃ—

**अंगुष्ठादावपि तथा पूजामिच्छन्ति केचन ।**
**लिंगकर्माणि सर्वत्र निषेधोऽस्ति न कर्हिचित् ॥** शि.पु वि.सं.अ.११-३४ ॥

અર્થઃ—કોઇ શાસ્ત્રકાર પોતાના હાથના અંગુઠામાં પણ મહાદેવની પૂજા માને છે. લિંગની પૂજાના કર્મ સંબંધી પણ સર્વત્ર (સર્વ લિંગો સંબંધી) નિષેધ નથી. અમુક પ્રકારના લિંગમાં નિષેધ હોય તોપણ અન્ય સર્વ જગામાં નિષેધ નથી; બીજા લિંગમાં પૂજા કરી શકે છે.

આ પ્રમાણે શ્રદ્ધાળુ મનુષ્યને માટે પૂજાનાં અનેક સ્થાન બતાવ્યાં છે. એવી પૂજા સર્વ કોઇ કરી શકે છે.

**अन्येषामपि सर्वेषां नराणां मुनिपुङ्गवाः ।**
**पूजा देवालयं दृष्ट्वा प्रणामस्तस्य कीर्तितः ॥** सू.सं.ख. १, अ. ४-१५,६ ॥

અર્થઃ—સત્ શૂદ્રને છોડી અસત્ શૂદ્ર તથા અન્ત્યજાદિને માટે દેવાલયનું દર્શન કરી તેને પ્રણામ કરવા તે પણ પૂજન છે. એમ કરવાથી તેને પૂજાનું ફળ મળે છે. એ પ્રમાણે સાક્ષાત્ પૂજા કર્યા વિના પણ પૂજાનું ફળ પ્રાપ્ત કરવાનો ઉપાય બતાવ્યો છે.

આ પ્રકારે શિવપૂજાના અધિકારનું નિરૂપણ કરીને હવે વિષ્ણુપૂજાના અધિકારનો નિર્ણય કરીએ છીએ. સર્વ દેવતાઓની પૂજામાં પણ અધિકારનો વિચાર એક રીતિએ છે, તથાપિઃ—

सर्ववर्णैस्तु संपूज्याः प्रतिमाः सर्वदेवताः ।
लिंगान्यपि तु पूज्यानि मणिभिः कल्पितास्तथा ॥ वारा.पु.अ. १८६-४८॥

અર્થઃ—સર્વ વર્ણોએ પણ સર્વ પ્રકારની પ્રતિમાઓ તથા દેવતા તથા મણિ આદિથી નિર્માણ કરેલા લિંગની પૂજા કરવી યોગ્ય છે. અર્થાત્ ચારે વર્ણ કરી શકે છે. પરન્તુ—

शालग्रामो न स्पृष्टव्यो हीनवर्णैर्वसुन्धरे ।
स्त्रीशूद्रकरसंस्पर्शो वज्रस्पर्शाधिको मतः ॥ " ॥ ४९ ॥

અર્થઃ—હે વસુન્ધરે! હીન વર્ણે શાલગ્રામનો સ્પર્શ કરવો નહીં. સ્ત્રી તથા શૂદ્રના હાથનો સ્પર્શ શાલગ્રામને માટે વજ્રના સ્પર્શ જેવો કઠોર છે.

આ વારાહ પુરાણના પ્રમાણથી સ્ત્રી તથા શૂદ્રે શાલગ્રામને સ્પર્શ કરી પૂજા કરવાનો નિષેધ છે. તથાપિ—

यदि भक्तिर्भवेत्तस्य स्त्रीणां वापि वसुन्धरे ।
दूरादेवास्पृशन्पूजां कारयेत्सुसमाहितः ॥ " ॥ ५१ ॥

અર્થઃ—હે વસુન્ધરે! જો શૂદ્ર તથા સ્ત્રીને શાલગ્રામની પૂજામાં પ્રેમ હોય તો સ્પર્શ કર્યા વિના દૂરથી તેની પાસે પૂજા કરાવવી.

આ શ્લોકથી સ્ત્રી તથા શૂદ્રને પણ સ્પર્શ કર્યા વિના શાલગ્રામની પૂજા કરવાનો અધિકાર દેતા સતા અન્ય દેવો તથા મૂર્તિઓ તથા શિવલિંગાદિની ચારે વર્ણોને પૂર્વે નિર્ણય કર્યા મુજબ પૂજા કરવાનો અધિકાર છે. માટે શાલગ્રામને છોડી વિષ્ણુ આદિ અન્ય સર્વની પ્રતિમા આદિની તથા શિવલિંગની પણ દ્વિજાતિ તથા સર્વ શૂદ્ર તથા સ્ત્રીઓ પણ પૂજન કરી શકે છે. શાલગ્રામની પૂજા તો દ્વિજાતિના પુરૂષ માત્ર કરે એવો અધિકારવિષયમાં નિર્ણય કરેલો છે.

હવે કેવા પ્રકારના લિંગાદિની પૂજા કરવી અને કેવાની નહીં તેનું નિરૂપણ કરવામાં આવે છે.

लक्ष्मोज्झितं च भग्नं च स्थूलं वज्रहतं तथा ॥ अग्नि० पु० अ० १०३-१ ॥
संपुटं स्फुटितं व्यंगं लिंगमित्येवमादिकम् ।
इत्यादिदुष्टलिंगानां त्याज्याः पिण्डी तथा वृषः ॥ " ॥ २ ॥

અર્થઃ—લિંગોના લક્ષણથી રહિત હોય, તથા ભાગેલું હોય, તથા બહુ સ્થૂલ હોય, શસ્ત્ર અથવા વિજળી આદિની ચોટ લાગી હોય, તથા જોડેલું (સંપુટ) હોય તથા સ્ફુટિત હોય, ફાટ પડેલી હોય, કોઇ અંગને હાનિ થયેલી હોય, ઇત્યાદિ પ્રકારના દોષવાળાં લિંગોની પિણ્ડીઓ તથા વૃષભો ( નન્દી ) એનો ( નીચે લખેલી વિધિ અનુસાર ) પરિત્યાગ કરવો જોઇએ. પરન્તુ—

असुरैर्मुनिभिर्गोत्रैस्तन्त्रविद्भिः प्रतिष्ठितम् ।
जीर्णं वाप्यथवा भग्नं विधिनाऽपि न चालयेत् ॥ " ॥ २१ ॥

જે લિંગની પ્રતિષ્ઠા અસુરોએ કરેલી હોય, અથવા કોઈ મુનિએ કરાવેલી હોય, અથવા

પોતાના વંશના કોઇ પ્રાચીન પુરૂષે કરાવેલી હોય, અથવા કોઇ તન્ત્રવેત્તા પુરૂષે કરાવી હોય, તો તેવું લિંગ જીર્ણ હોય કે ભાગેલું હોય છતાં પણ (ઉપર જણાવેલી) વિધિપૂર્વક પણ તેને ચલાયમાન કરવું નહીં.

આ શ્લોકમાં પ્રતિષ્ઠિત લિંગો મધ્યે અસુરો તથા મુનિઓ બંનેએ પ્રતિષ્ઠા કરેલાં લિંગોને પણ ઉખાડવાની મના કરી છે. શું અસુર અને મુનિ બંને એક જેવા છે? આનો ભાવ બહુ સૂક્ષ્મ છે. મન્ત્રશાસ્ત્રને પૂર્ણ રીતે જાણનાર આ તત્ત્વને જાણી શકે છે. અનેક પ્રકારની મૂર્તિ આદિની પ્રતિષ્ઠા જોવામાં આવે છે. તેમ શિવલિંગો પણ હજારો જોવામાં આવે છે. તેમાં અમુક લિંગને ચલાયમાન કરી શકાય અને અમુકને ન કરી શકાય એમ કહ્યું. તેમાં અસુરોએ સ્થાપેલાં લિંગને પણ ઉખેડવાં નહીં એમ રહ્યું, કેમકે વેદમાં જેમ જય કરવાને માટે શ્યેન નામના યજ્ઞનું વર્ણન છે, તેમ તાન્ત્રિક ગ્રન્થોનાં પણ શત્રુનો નાશ કરવાને માટે બહુ પ્રકારની ક્રિયા લખી છે. અસુરોએ પ્રતિષ્ઠા કરેલાં કેટલાંક લિંગ તથા નૃસિંહ, વરાહ, આદિક મૂર્તિ આ પ્રકારે શત્રુ આદિકોનો નાશ કરવાને માટે સ્થાપિત કરેલી હોય છે. દેવતા સૌમ્ય હોવા છતાં તેમની પ્રાણપ્રતિષ્ઠા આદિના મુહૂર્તને અનુસાર તથા મંત્રોના જપોની વિધિના ભેદને અનુસાર તે ઉગ્ર બને છે. આવી પ્રતિમા અથવા લિંગાદિને ઉપાડવામાં મનુષ્યને ઉપદ્રવ પહોંચે છે. માટે તેને ઉખેડવાની મના કરી છે. અને મુનિઓએ સ્થાપેલાં લિંગ હમેશાં ઉત્તમ ફળને આપનારાં છે. તે ભાગવા તુટવા છતાં તેમની શક્તિ કોઈ પ્રકારે ઘટતી નથી. માટે તેમને ઉખેડવાની આવશ્યકતા નથી. અને જો ઉખેડે તો અનર્થનું કારણ બને છે. વળી પોતાના વંશની વૃદ્ધિ યા રક્ષાને નિમિત્તે કોઇ પૂર્વજ વિશેષનિયમથી લિંગની પ્રતિષ્ઠા કરે છે. તેને પણ તેના વંશજે ઉખાડવું તે અનર્થકારક છે. માટે તેને પણ ઉખેડવાની મના કરી છે. શત્રુનાશને માટે પણ મનુષ્ય લોક એવાં કાર્ય કરતા ઇતિહાસથી જોવામાં આવે છે. એ પ્રમાણે તન્ત્રને જાણનાર લોક પ્રત્યેક કાર્યને માટે લિંગાદિની પ્રતિષ્ઠા કરે છે. તેને ઉખેડવામાં પણ અનર્થ થવાનો સંભવ છે. માટે તેની પણ મના કરી છે.

હાલના સમયમાં મન્ત્રશાસ્ત્રના જાણનાર વિદ્વાન્ લોક મળવા પણ કઠણ છે, અને કેટલાક તુચ્છ બુદ્ધિવાળા લોક છે તે મન્ત્રશાસ્ત્રને સાચું કે પ્રયોજનવાળું માનતા નથી.

વળી કેટલાક લોક એમ પણ કહે છે કે કોઈપણ દેવતાનો મન્ત્ર આપણે પઢીએ તો તે દેવતા સાંભળતી નથી, ન તો તેને તેની ખબર પડે. માટે અગ્નિ આદિ દેવતાઓનો તથા રામકૃષ્ણાદિ અવતારોનાં નામ અથવા મંત્રોનું ઉચ્ચારણ કરવું વ્યર્થ છે. જો તેઓ સાંભળતા જ હોય તો જ્યારે વનમાંથી સીતાજીને રાવણ ચોરીથી લઈ ગયો ત્યારે સીતાજીએ રામચન્દ્રજીને ઉંચેથી પોકાર્યા છતાં રામચન્દ્રજીએ કેમ સાંભળ્યું નહીં! જો સાંભળ્યુ હોય તો તરત આવીને સીતાજીને છોડાવી લેત. અને પોતે ઈશ્વર હોત તો પોતાની સ્ત્રીને પાછી લાવવાને માટે વાનરાદિ પશુની સહાયતા લેવી તથા સમુદ્ર ઉપર પૂલ બાંધી લંકામાં જવું, વળી યુદ્ધ કરવું આદિ કઠણ કાર્ય કરવું ન પડત. પરન્તુ સર્વ કષ્ટ ઉઠાવવું પડ્યું. વળી જટાયુ નામના ગીધનું પણ પોતાને શ્રાદ્ધ કરવું પડ્યું, માટે રામચન્દ્રજીએ સાંભળ્યું નહીં એ વાત સ્પષ્ટ છે. એટલા ઉંચા પોતાની સ્ત્રીના પોકાર પણ જેણે નહીં સાંભળ્યા તે બીજા પરાયા મનુષ્ય વડે ધીરે ધીરે મનમાં ને મનમાં જપાતા રામ આદિ શબ્દો અથવા મન્ત્રોને કેવી રીતે સાંભળી શકે? અર્થાત્ કદાપિ નહીં. અને જ્યારે રામચન્દ્રજી પરમેશ્વર સ્વયં સાંભળી ન

શકે તો દેવાદિને સાંભળવાનું સામર્થ્ય તો હોય જ ક્યાંથી ? માટે મન્ત્ર તથા નામાદિનો જપ કરવો વ્યર્થ છે.

વળી કેટલાક એમ પણ કહે છે કે મન્ત્રોમાં કંઇક શક્તિ છે ખરી, પરન્તુ તે વેદમંત્રોમાં છે, બીજા કોઇ મંત્રમાં નથી.

આવા લોકો પ્રતિ કહેવાનું એ છે કે મંત્રોમાં શક્તિ છે એવું અમારા શાસ્ત્રોમાં કહેલું છે.

जन्मौषधिमन्त्रतपःसमाधिजाः सिद्धयः ॥ यो०द०पा० ४-१ ॥

અર્થઃ—જન્મથી તથા ઔષધથી તથા મન્ત્રથી તથા તપથી તથા સમાધિથી ઉત્પન્ન એમ પાંચ પ્રકારની સિદ્ધિ હોય છે.

કોઇ મનુષ્યે આ જન્મમાં કોઈ પણ સાધન કર્યું નથી છતાં તેનામાં જ્ઞાનાદિકની સિદ્ધિ જોવામાં આવે છે. તે જન્માન્તરમાં કરેલા સાધનોના ફળ રૂપ હોવાથી **જન્મસિદ્ધિ** કહેવાય છે. જેમકે કપિલાદિ ઋષિઓને જન્મથી જ્ઞાનાદિકની સિદ્ધિ હતી. પક્ષી આદિને પણ આકાશમાં ઉડવાની શક્તિ છે. પરન્તુ તે તેની પ્રકૃતિ છે; તે કોઇ સિદ્ધિ મનાતી નથી. **ઔષધસિદ્ધિ** પણ પારો આદિમાં રસાયનના યોગથી થાય છે. આવી સિદ્ધિ અસુરોમાં વિશેષ હોય છે. **મન્ત્રસિદ્ધિ** આકાશગમનાદિ તથા અણિમાદિ રૂપ હોય છે. સંકલ્પસિદ્ધિ રૂપ **તપઃસિદ્ધિ** છે, જે તપસ્વીઓમાં જોવામાં આવે છે, તેમના સંકલ્પ પૂર્ણ થાય છે. પરકાય-પ્રવેશનાદિક સિદ્ધિ **સમાધિસિદ્ધિ** છે, તે સમાધિથી પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે યોગશાસ્ત્રમાં મન્ત્રથી સિદ્ધિ બતાવી છે અને વેદમાં પણ મન્ત્રો દ્વારા દેવાદિકોની પ્રાર્થના તથા તેથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ રૂપ સિદ્ધિ બતાવી છે. વળી વીંછી સર્પાદિકનું ઝેર પણ મન્ત્રથી ઉતરતું પ્રત્યક્ષ હાલ પણ જોવામાં આવે છે. માટે સર્વ લોક મન્ત્રશક્તિનો અનુભવ કરી શકે છે. મંત્રોનું અનુષ્ઠાન કરીને પરીક્ષા કર્યા વિના તેની શકિતનો કોઇ પણ નિશ્ચય કરી શકતો નથી. અનુભવ કરનારને તે શીઘ્ર માલમ પડશે.

વળી દેવતા અને ઈશ્વરને બીજાના મનના સંકલ્પો પણ જાણવાની શક્તિ છે. ધીમેથી ઉચ્ચારણ કરેલા મંત્રોને પણ તેઓ સાંભળી શકે છે. સમુદ્રથી નિકળતી લહેર એક પછી એક નિકળે છે. પછીથી નિકળનાર મોજાના ધક્કાના વેગથી પહેલાં નિકળેલું મોજું કિનારા સુધી આવે છે. અને મોજાંની પંક્તિથી સર્વ મોજાંને એક બીજાની સાથે સંબંધ રહે છે. તેવી રીતે સમષ્ટિબ્રહ્માણ્ડમાં વ્યાપેલા સૂત્રાત્મા રૂપ વાયુનો દેવ, મનુષ્ય, પશુ આદિ સર્વ પ્રાણીઓના હૃદય સાથે સંબન્ધ છે. તેથી મનુષ્ય ચહાય સંકલ્પ કરે અગર બોલે અથવા કોઇ કાર્ય કરે તે સર્વનું જ્ઞાન સર્વની પાસ પહોંચાડવાની શક્તિ વાયુમાં છે. પ્રાણ વિનાનું કોઈ પ્રાણી નથી. મનુષ્યાદિના દેહોથી પરિચ્છિન્ન વાયુનું નામ જ પ્રાણ છે. તે પ્રાણનો બહારના સમષ્ટિ વાયુ સાથે સંબન્ધ છે. પ્રાણ દ્વારા સમષ્ટિ વાયુમાં પ્રવિષ્ટ થયેલા મંત્રાદિ રૂપ શબ્દનો ધ્વનિ સમુદ્રના મોજાની માફક સંકલ્પ બળથી ઇષ્ટદેવના હૃદય સુધી પહોંચે છે. દેહેન્દ્રિયાદિ વડે જે કોઈ ચેષ્ટા થાય છે તે સર્વ વાયુના બળથી જ થાય છે. વાયુ ન હોય તો બોલવું, ચાલવું, આદિ ક્રિયા થઇ શકતી નથી. મંત્રોનું ઉચ્ચારણ કરનારના પરિચ્છિન્ન વાયુ રૂપ પ્રાણ છે. તે મોજાંની માફક નિરન્તર નિકળતો સતો મંત્રના એક એક અક્ષરને આપણા ઈષ્ટદેવના હૃદય સુધી પહોંચાડે છે. આપણા સંકલ્પ તારની સાથે પહેલેથી ઇષ્ટદેવની સાથે મન્ત્રોને જોડી દીધા છે. તેથી તેની અન્ય ઠકાણાના પ્રાણીને ખબર પડતી નથી. હાલના સમયમાં એક દૂર દેશની ખબર બીજા દેશમાં પહોંચાડવાને તારનું સાધન છે. તે તારમાં

શબ્દને લઈ જવાની શક્તિ વાયુની છે. તાર વિનાનાં યન્ત્ર પણ જોવામાં આવે છે, તેમાં ખબર લઈ જનાર કોઈ જોવામાં આવતું નથી. આકાશ અથવા વાયુ સિવાય બીજા કોઇ પદાર્થની સાથે તે યન્ત્રને સંબંધ નથી. તથાપિ તે દ્વારા મોકલેલા શબ્દો હજારો માઈલ દૂરના તેવા બીજા યન્ત્રમાં પ્રકટ થાય છે. બીજા કોઈ ઠેકાણે તે શબ્દ સાંભળવામાં આવતા નથી. જડ યન્ત્રમાં જ્યારે એવું સામર્થ્ય જોવામાં આવે છે તો દેવ તથા ઈશ્વરની શક્તિમાં તો કહેવું જ શું? ઈશ્વર પોતે જ સૂત્રાત્મા રૂપે વ્યાપ્ત થયેલા છે. તેથી ઈશ્વરમાં સર્વજ્ઞાન છે. તેથી તે સર્વ વાતો જાણે છે. તે કારણથી દેવાદિ મંત્રોને સાંભળે છે કે નહીં એવી શંકા બની શકતી નથી. ધીમા કે ઉંચા કોઈ પણ સ્વરથી ઉચ્ચાર કર્યો હોય તોપણ દેવોને સાંભળવાની શક્તિ છે. અને મંત્રોની શક્તિ પણ અચિન્ત્ય છે. માટે પ્રતિષ્ઠિત મૂર્તિને ચલાયમાન કરવી નહીં.

**વિશેષ જેવી રીતે પૂજામાં અધિકારનો નિર્ણય કર્યો છે, તેવી રીતે નૈવેદ્ય ભક્ષણાદિ વિષયમાં પણ કંઈક નિર્ણય કરવાનો છે.**

शिवभक्तः शुचिः शुद्धः सद्व्रती दृढनिश्चयः ।
भक्षयेच्छिवनैवेद्यं त्यजेदग्राह्यभावनाम् ॥ शि. पु. वि. सं. अ. २२–३ ॥

અર્થ:—મહાદેવનો ભક્ત, શૌચાદિ યુક્ત તથા શુદ્ધ તથા પવિત્ર વ્રતવાળો અને દૃઢ નિશ્ચયવાળો મનુષ્ય શિવના નૈવેદ્યનું ભક્ષણ કરે. એ ગ્રહણ કરવા યોગ્ય નથી એવી ભાવનાનો ત્યાગ કરે.

दृष्ट्वाऽपि शिवनैवेद्यं यान्ति पापानि दूरतः ।
भुक्ते तु शिवनैवेद्ये पुण्यान्यायान्ति कोटिशः ॥ ,, ॥ ४ ॥

અર્થ:—શિવનૈવેદ્યને જોવાથી જ પાપ દૂર થાય છે. અને શિવ નૈવેદ્યનું ભક્ષણ કરવાથી અનેક પ્રકારનાં પુણ્યની પ્રાપ્તિ થાય છે.

आगतं शिवनैवेद्यमन्यदा ग्राह्यमित्यपि ।
विलंबे पापसंबन्धो भवत्येव हि मानवः ॥ ,, ॥ ८ ॥

અર્થ:—શિવનૈવેદ્ય પ્રાપ્ત થયું છે તે થોડી વાર પછી લઇશ એ પ્રકારે ભક્ષણમાં વિલંબ કરવાથી પણ મનુષ્ય પાપનો ભાગી થાય છે.

न यस्य शिवनैवेद्यग्रहणेच्छा प्रजायते ।
स पापिष्ठो गरिष्ठः स्यान्नरकं यात्यपि ध्रुवम् ॥ ,, ॥ ९ ॥

અર્થ:—જેને શિવનૈવેદ્ય ગ્રહણ કરવાની ઇચ્છા થતી નથી તે મનુષ્ય મહાન્ પાપી છે. તે જરૂર નરકમાં પડે છે. નૈવેદ્યના તિરસ્કાર નિમિત્ત પાપ તેને નરકનું કારણ છે.

शिवदीक्षान्वितो भक्तो महाप्रसादसंज्ञकम् ।
सर्वेषामपि लिंगानां नैवेद्यं भक्षयेच्छुभम् ॥ ,, ॥ ११ ॥

અર્થ:—શૈવાદિ આગમમાં દીક્ષિત મનુષ્ય સર્વ પ્રકારના લિંગનું પવિત્ર મહાપ્રસાદ નામનું નૈવેદ્ય ભક્ષણ કરે.

આ પ્રમાણેનાં પ્રમાણોથી શૈવદીક્ષા યુક્ત મનુષ્યને માટે સર્વ પ્રકારનાં શિવનૈવેદ્યને ભક્ષણ

કરવુ તે પુણ્યનુ કારણ કહ્યુ છે અને તે ગ્રહણ કરવા યોગ્ય નથી એવી ભાવના કરવાથી તથા નૈવેદ્ય ભક્ષણમા વિલબ કરવા રૂપ તિરસ્કારથી પાપનુ કારણ પણ બનાવ્યુ છે

હવે જે કોઈ શૈવાદિ આગમમા દીક્ષિત નથી, અથવા વૈષ્ણવાદિ આગમમા દીક્ષિત છે છતા મહાદેવમા પ્રીતિ છે, તેવાને માટે શિવનૈવેદ્યના ભક્ષણનો નિયમ બતાવે છે

अन्यदीक्षायुतनृणां शिवभक्तिरतात्मनाम् ।
शृणुध्व निर्णय प्रीत्या शिवनैवेद्यभक्षणे ॥ ,, ॥ १२ ॥

અર્થ —શૈવદીક્ષાથી અન્ય વૈષ્ણવાદિ દીક્ષા યુક્ત હોય છતા જેમના ચિત્તમા મહાદેવની ભક્તિ છે તેવા મનુષ્યોને માટે શિવનૈવેદ્યના ભક્ષણ સબધી નિર્ણય કહુ છુ તે, હે દ્વિજો ! તમે પ્રીતિ પૂર્વક સાભળો

शालग्रामोद्भवे लिंगे रसलिंगे तथा द्विजाः ।
पाषाणे राजते स्वर्णे सुरसिद्धप्रतिष्ठिते ॥ ,, ॥ १३ ॥
काश्मीरे स्फाटिके रात्ने ज्योतिर्लिंगेषु सर्वशः ।
चान्द्रायणसमं प्रोक्तं शंभोर्नैवेद्यभक्षणम् ॥ ,, ॥ १४ ॥

અર્થ —શાલગ્રામનુ બનાવેલુ લિંગ, પારા (रस)નુ બનાવેલુ, પાષાણ(મણિ)નુ હોય, કે ચાદીનુ, કે સુવર્ણનું બનાવેલુ હોય, તથા દેવતા અથવા સિદ્ધોએ જેની પ્રતિષ્ઠા કરેલી હોય, તેમજ કેસર (काश्मीर)નુ બનાવેલુ હોય કે સ્ફટિકનુ, કે રત્નનું બનાવેલુ હોય, તથા સર્વ પ્રકારના જ્યોતિર્લિંગ–એ સર્વ સ્થાનોના શિવનૈવેદ્યનુ ભક્ષણ કરવાથી ચાન્દ્રાયણ વ્રત તુલ્ય ફલ પ્રાપ્ત થાય છે

ब्रह्महापि शुचिर्भूत्वा निर्माल्यं यस्तु धारयेत् ।
भक्षयित्वा द्रुतं तस्य सर्वपाप प्रणश्यति ॥ ,, ॥ १५ ॥

અર્થ—સ્નાનાદિથી પવિત્ર થઈને શિવનુ નિર્માલ્ય( શિવને ચઢાવેલાં પુષ્પાદિ ) ધારણ કરીને જે શિવનૈવેદ્યનુ ભક્ષણ કરવામા આવે તો બ્રહ્મહત્યા કરનારનુ પાપ શીઘ્ર દૂર થાય છે

પરન્તુ તે સબન્ધમા પણ એક વિશેષતા છે —

लिंगोपरि यद्द्रव्यं तदग्राह्य मुनीश्वरा ।
सुपवित्रं च तज्ज्ञेयं यल्लिंगस्पर्शबाह्यत ॥ ,, ॥ २० ॥

અર્થ —હે મુનીશ્વરો ! લિગની ઉપર મૂકેલુ જે દ્રવ્ય (પદાર્થ) હોય તે ગ્રહણ કરવા યોગ્ય નથી જેનો લિગ સાથે સ્પર્શ થયો નથી એવુ બાહ્ય દ્રવ્ય પવિત્ર છે, અને તેનુ ભક્ષણ કરવાથી પાપનો નાશ થાય છે એવો નિયમ છે

ઉપરના શ્લો ૧૪માં જે જ્યોતિર્લિંગ કહ્યાં તેમના નામ અને સ્થાન નીચે પ્રમાણે:—

सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ।
उज्जयिन्यां महाकालमोंकारे परमेश्वरम् ॥ शि. पु. को. रु. स.अ. १–२१ ॥
केदारं हिमवत्पृष्ठे डाकिन्यां भीमशंकरम् ।
वाराणस्यां च विश्वेशं त्र्यंबकं गौतमीतटे ॥ ,, ॥ २२ ॥

वैद्यनाथं चिताभूमौ नागेशं दारुकावने ।
सेतुबन्धे च रामेशं घुसृणेशं शिवालये ॥ " ॥ २३ ॥
ग्राह्यमेषां च नैवेद्यं भोजनीयं प्रयत्नतः ।
तत्कर्तुः सर्वपापानि भस्मसाद्यान्ति वै क्षणात् ॥ " ॥ २८ ॥

અર્થઃ—કાઠિયાવાડમાં સૌરાષ્ટ્ર પ્રાંતમાં સોમનાથ, શ્રીશૈલમાં મલ્લિકાર્જુન, ઉજ્જૈનમાં મહાકાલ, ઓંકારમાં પરમેશ્વર (૨૧), હિમાલયમાં કેદારેશ્વર, ડાકિનીમાં ભીમશંકર, કાશીમાં વિશ્વનાથ, ગોદાવરીને કિનારે ત્ર્યંબકેશ્વર (૨૨), ચિતાભૂમિમાં વૈદ્યનાથ, દારૂકાવનમાં નાગેશ, સેતુબન્ધમાં રામેશ્વર, તથા શિવાલયમાં ઘુસૃણેશ (૨૩)–એ દ્વાદશ જ્યોતિર્લિંગ કહેવાય છે. આ દ્વાદશ જ્યોતિર્લિંગનું નૈવેદ્ય ગ્રહણ કરવા યોગ્ય છે. તથા પ્રયત્ન કરીને ભક્ષણ કરવું જોઈએ. એ નૈવેદ્ય ભક્ષણ કરનારનાં સર્વ પ્રકારનાં પાપ ક્ષણમાં ભસ્મ થઇ જાય છે. (૨૮).

एतेषां पूजनेनैव वर्णानां दुःखनाशनम् ।
इह लोके परत्रापि मुक्तिर्भवति निश्चितम् ॥ " ॥ २७ ॥

અર્થઃ—આ લિંગોના પૂજનથી જ વર્ણોનાં એટલે પ્રાણીઓનાં દુઃખ નાશ પામે છે. અને આ લોક સંબન્ધી તથા પરલોક સંબંધી દુઃખની નિવૃત્તિ થઇને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

ઉપરના શ્લોકોના પ્રમાણથી સર્વ કોઈ લિંગનું નૈવેદ્ય ખાવાની સમ્મતિ છે તો કોનું નૈવેદ્ય લેવાનો નિષેધ છે તે સ્પષ્ટ કહે છેઃ—

चण्डाधिकारो यत्रास्ति तद्भोक्तव्यं न मानवैः ।
चण्डाधिकारो नो यत्र भोक्तव्यं तच्च भक्तितः ॥ शि.पु वि.सं.अ० २२–१६ ॥

અર્થઃ—કોઈ મહાદેવમાં ચણ્ડનો અધિકાર હોય છે. જે સ્થાનમાં ચણ્ડનો અધિકાર હોય ત્યાંનું નૈવેદ્ય મનુષ્યે ભક્ષણ ન કરવું જોઇએ અને જે સ્થાનમાં ચંડનો અધિકાર ન હોય, ત્યાંનું નૈવેદ્ય ભક્તિપૂર્વક ભક્ષણ કરવા યોગ્ય છે. ચણ્ડ નામનો એક ગણાધિપ છે. તે મહાદેવની પૂજાનો વિરોધી છે. કેટલાંક સ્થાનમાં તેને નૈવેદ્યનો અધિકાર હોય છે. બીજાના હકનું ખાવું તે દોષ છે. બાકીના શિવનૈવેદ્યના ભક્ષણનો નિષેધ શાસ્ત્રમાં કર્યો નથી.

નૈવેદ્ય સિવાયના દેવના જે દ્રવ્યનો નિષેધ કર્યો છે તે નીચે પ્રમાણે છેઃ-

पुरक्षेत्रादि देवस्वं तद्द्रव्यं हेमवस्त्रकम् ।
पक्वगन्धादि नैवेद्यं शिवोच्छिष्टं निवेदितम् ॥ अघोरशिवपद्धतिः ॥

અર્થઃ—મન્દિરોના નિર્વાહને માટે નિયત કરેલું ગ્રામ, ક્ષેત્ર, આદિક **દેવસ્વ** (દેવની મીલકત) કહેવાય છે. દાગીના, વસ્ત્ર, આદિક **દેવદ્રવ્ય** કહેવાય છે. રાંધેલુ અન્ન તથા ગંધાદિ રૂપ નૈવેદ્ય શિવને નિવેદિત કર્યા (ધરાવ્યા) પછી તે શિવનું ઉચ્છિષ્ટ કહેવાય છે.

चण्डस्वं चण्डदत्तं स्यान्निर्माल्यं मार्जितं बहिः । "

અર્થઃ—ચણ્ડને માટે નિયત કરેલી વસ્તુ **ચણ્ડસ્વ** કહેવાય છે. પૂજા કર્યા પછી જે બહાર કાઢવામાં આવ્યું છે તેને **નિર્માલ્ય** કહે છે.

એમાં કોઇ પણ દેવનું દેવસ્વ, દેવદ્રવ્ય અને ચંડસ્વ એને કોઈ મનુષ્યે કદાપિ લેવાની ઇચ્છા ન કરવી. અને જે સ્થાનમાં ચણ્ડનો અધિકાર છે ત્યાં ચણ્ડને જ અર્પણ કરવું જોઇએ.

वाणलिंगे च लौहे च सिद्धलिंगे स्वयंभुवि ।

प्रतिमासु च सर्वासु न चण्डोऽधिकृतो भवेत् ॥ शि०पु०वि०सं०अ०२२-१७॥

અર્થઃ—બાણ રૂપ લિંગ, સુવર્ણ તથા ચાંદીનું લિંગ, તથા સિદ્ધોએ પ્રતિષ્ઠા કરેલું લિંગ, તથા સ્વયંભૂલિંગ, સર્વ પ્રકારની પ્રતિમા તથા ઉપર સ્પષ્ટ કહેલાં જ્યોતિર્લિંગાદિક વિષયમાં ચંડનો અધિકાર નથી. તેથી તે સ્થાનોનું નૈવેદ્ય ભક્ષણ કરવું તે પુણ્યનું કારણ છે. ( બાણ નામના દૈત્યે પૂજન કરીને વિસર્જન કર્યા વિના નર્મદામાં નાંખેલા અમુક પ્રકારના શિવલિંગભેદને બાણલિંગ કહે છે. )

अग्राह्यं शिवनैवेद्यं पत्रं पुष्पं फलं जलम् ।

शालग्रामशिलासंगात्सर्वं याति पवित्रताम् ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—જે સ્થાનનું શિવનૈવેદ્ય, પત્ર, પુષ્પ, ફલ તથા જલ આદિ ગ્રહણ કરવું અયોગ્ય હોય ત્યાં પણ જો શાલગ્રામ શિલા હોય તો સર્વ પવિત્ર થાય છે. ફરી કયાંયે પણ અગ્રાહ્યતાનો વિચાર કરવાનો રહેતો જ નથી.

विसर्जिते च गौरीशे निर्माल्यं न हि पावकम् ॥ अघोरशिवपद्धतिः ॥

અર્થઃ—પૂજન કરીને મહાદેવનું વિસર્જન કર્યા બાદ નિમાલ્યની પવિત્રતા નથી—પાવન કરી શકતું નથી. તેથી તેનો ઉપયોગ કરવો નકામો છે. અને તેનું લંઘન આદિ નિરસ્કારથી મનુષ્યનું ઐશ્વર્ય નષ્ટ થઇ જાય છે.

स्नापयित्वा विधानेन यो लिंगस्नपनोदकम् ।

त्रिः पिबेत् त्रिविधं पापं तस्येहाशु विनश्यति ॥ शि.पु.वि.सं.अ. २२–१८ ॥

અર્થઃ—વિધિપૂર્વક શિવલિંગનું સ્નાન કરાવીને તે સ્નાનના જલને જે ત્રણ વાર પીએ તેનાં આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક એ ત્રણે પ્રકારનાં પાપ નિવૃત્ત થાય છે. વળી—

शंभोः स्नानोदकं सेव्यं सर्वतीर्थमयं हि तत् ।

धारणात्पापसंघातैस्तत्क्षणादेव मुच्यते ॥ सौ० पु० अ० ६६–१४ ॥

આ પ્રમાણે મહાદેવની પૂજા તથા નૈવેદ્યભક્ષણાદિક પણ પુણ્યના હેતુ રૂપ બતાવ્યાં છે. સ્વાર્થી લોકોએ દરેક શાસ્ત્રમાં તો શું પરન્તુ વેદમાં પણ નાના પ્રકારની વાતો ઘુસેડી દેવામાં કમી ચેષ્ટા નથી કરી. વિવેકી મનુષ્યે પોતાના વિચારથી માર્ગની તપાસ કરવી જોઇએ. વિશેષ નૈવેદ્યાદિક સર્વ પોતાની શક્તિ અનુસાર થાય છે.

श्रूयते सर्वशास्त्रेषु यद्राम शृणु यत्नतः ।

यदन्नः पुरुषो राजँस्तदन्नास्तस्य देवताः ॥ ब्र० पु० अ० १२३–१५५ ॥

અર્થઃ—હે રામ! શાસ્ત્રમાં જે સાંભળ્યું છે તે તમને કહું છું તે યત્નપૂર્વક સાંભળો. જે અન્ન મનુષ્ય હમેશાં ખાય છે, ઇષ્ટ દેવના નૈવેદ્યને માટે પણ તેજ અન્ન હોય છે એમ સર્વ શાસ્ત્રોમાં સાંભળ્યું છે. કારણ કે અન્ન રોજ ખાતું છે અને પૂજા પણ દરરોજની છે, તેટલા માટે પોતાને ખાવાના અન્નમાંથી નૈવેદ્ય ધરાવવું સુગમ છે.

अर्द्धमदक्षिणं कृत्वा मणमेत्पार्वतीश्वरम् ।
याम्याच गच्छेत्कौवेरीं पुनस्तत्रागतिं चरेत् ॥ तारा० र० पट० २ ॥

અર્થ:—મહાદેવની અડધી પ્રદક્ષિણા કરીને મહાદેવને પ્રણામ કરવો અર્થાત્ મંદિરની દક્ષિણ દિશા તરફથી ઉત્તર દિશામાં જવુ, ફરી ત્યાંથી પાછા વળી પ્રદક્ષિણા કરીને જ્યાંથી શરૂ કરી હતી ત્યાં પાછા આવવું. આવો મહાદેવની પ્રદક્ષિણા કરવાનો નિયમ છે. પ્રદક્ષિણા કરતી વખતે જળાધારીમાંથી જળને જવાના માર્ગનું ઉલ્લંઘન ન કરે.તે જ તેનું તાત્પર્ય છે, કેમકે નિર્માલ્યના લંઘનથી હાનિ થવાનું પહેલાં કહી ચૂક્યા છીએ.

नित्यार्चनं दिवा कुर्याद्रात्रौ नैमित्तिकार्चनम् ।
उभयोः काम्यकर्मा स्यादिति शास्त्रस्य निर्णयः ॥ब्र.पु.उ.भा.वा.४,अ.४३-५६॥

અર્થ:—નિત્ય પૂજા દિવસે કરવી. નૈમિત્તિક પૂજા રાત્રિમાં પણ થઇ શકે. કોઈ ખાસ કામને માટે (काम्य) પૂજા કરતા હોય તો બંને સમયમાં કરી શકાય એવો શાસ્ત્રનો નિશ્ચય છે.

यथा युवानं राजानं यथा च मदहस्तिनम् ॥
यथा प्रियातिथिं योग्यं भगवन्तं तथार्चयेत् ॥ शा० स्मृ० अ० ४ ॥

અર્થ:—જેમ યુવાન રાજાની સેવા કરવામાં આવે છે, જેમ મદયુક્ત હાથીની સેવા કરાય છે, અને જેમ આપણા પ્રિય અતિથિનો સત્કાર કરવામાં આવે છે, તેમ ભય તથા પ્રીતિપૂર્વક ભગવાનની પૂજા કરવી. (રાજા આદિની સેવા બેદરકારીથી કરે તો તરત દંડ દેવામાં આવે છે. તેવી રીતે લાગણી વિના પરમેશ્વરની પૂજા કરવામાં આવે તો અનર્થનું જ કારણ થાય છે.)

स्वामित्वेन सुहृत्त्वेन गुरुत्वेन च सर्वदा ।
पितृत्वेन तथा भाव्यो मातृत्वेन च माधवः ॥ ,,

અર્થ:—હમેશાં પરમાત્માને સ્વામિબુદ્ધિથી, તથા સુહૃદ્બુદ્ધિથી, તથા ગુરુબુદ્ધિથી, તથા પિતાબુદ્ધિથી તથા માતાબુદ્ધિથી જોવા. અને બહુ જ ભક્તિથી તથા લાગણીથી પૂજા કરવી જોઇએ.

કોઈ પણ સમયે અથવા કોઈ પણ પ્રકારે બેપરવાઇથી કરેલી પૂજા છિન્ન (નષ્ટ) થાય છે, તે સર્વ અનર્થનું કારણ છે. પ્રમાદથી કદાપિ સમય આદિ ચૂકવો નહીં જોઇએ. અસમર્થની વાત જૂદી છે. બાકી બધાએ સમયાનુસાર જ સર્વ કાર્ય કરવું જોઇએ.

देवकार्यस्य सर्वस्य पूर्वाह्णो हि विधीयते । दक्ष० स्मृ० अ० २–३० ॥

અર્થ:—દેવસંબન્ધી જે પૂજા આદિ કાર્ય હોય તે સર્વ પૂર્વાહ્નમાં જ થવું જોઇએ.

पौर्वाह्णिकं तु यत्कर्म यदि तत्सायमाचरेत् ।
न तत्फलमवाप्नोति वन्ध्यास्त्रीरोदनं यथा ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—દિવસના પૂર્વ ભાગમાં કરવા યોગ્ય કર્મ જો મધ્યાહ્ન અથવા સાયંકાળમાં કરવામાં આવે તો તે કર્મનું ફળ પ્રાપ્ત થતું નથી વન્ધ્યા સ્ત્રીની સાથે કરેલા મૈથુનની માફક તે વ્યર્થ છે.

પૂજાને માટે પુષ્પાદિક સામગ્રી ઉત્તમ તથા પવિત્ર જોઇએ.

आरामोपहृतं पुष्पमारण्यं पुष्पमेव च ।
क्रीतं मतिग्रहे लब्धं पुष्पमेवं चतुर्विधम् ॥
स्कं.पु.ब्रा.वं.ख. ५ रे. ख. ३, अ. ५६-१०३ ॥

અર્થ —માગમાથી આણેલુ પુષ્પ, જગલનુ પુષ્પ, વેચાતુ લીધેલુ પુષ્પ તથા કોઈની પાસેથી માગીને આણેલુ પુષ્પ એમ પુષ્પ ચાર પ્રકારના હોય છે

उत्तम पुष्पमारण्यं गृहीतं स्वयमेव च ।
मध्यमं पुष्पमारामे त्वधमं क्रीतमेव च ।
प्रतिग्रहेण यल्लब्ध निष्फलं तद्विदुर्बुधा ॥ ,, ॥ १०४ ॥

અર્થ —તેમા પોતે જાતે આણેલુ વનનુ પુષ્પ ઉત્તમ છે, પોતાના બાગમાનુ પુષ્પ મધ્યમ છે, અને વેચાતું આણેલુ પુષ્પ અધમ છે પરંતુ કોઈની પાસેથી માગી આણેલા પુષ્પને જ્ઞાનવાન્ લોક નિષ્ફલ કહે છે વળી—

मुकुलैः पतितैश्चैव खण्डितैः शोपितैरपि ।
अनर्हैरपि पुष्पैश्च दलैः पत्रैश्च नार्चयेत् ।
यतः कुतश्चिदानीय यत्र कुत्रोद्भवेन च ॥ अगस्त्यसंहिता ॥

અર્થ —પુષ્પની વગર ખીલેલી કળીઓ વડે, નીચે પડેલા પુષ્પ વડે, તથા ખંડિત અર્થાત્ તૂટેલા પુષ્પ વડે, તથા સૂકા પુષ્પ તથા અયોગ્ય અને અપવિત્ર પુષ્પ તથા પુષ્પના દલ, તથા વિધાન કરેલા બિલ્વ, તુલસી, આદિના પાદડાને છુટા કરીને, તથા અન્ય પાદડા વડે, તથા જ્યા ત્યાથી એટલે અપવિત્ર મનુષ્યોની પાસેથી લાવીને અથવા ગમે તેવા અશુદ્ધ સ્થાનમા ઉગેલા પુષ્પ વડે પૂજા કરવી નહી.

रक्त शक्त्यर्कविघ्नेषु पीत विष्णौ सितं शिवे ।
तैलादिदूषितं जीर्ण सच्छिद्रं मलिन त्यजेत् ॥ वृ०ना०पु०पू०ख.अ०६७-५६॥

અર્થ —દેવી તથા સૂર્ય તથા ગણેશજીની પૂજામા લાલ વર્ણના પુષ્પની પ્રધાનતા છે, વિષ્ણુની પૂજામા પીળુ, અને શિવની પૂજામા સફેદ પુષ્પની પ્રધાનતા છે જે પુષ્પને તેલ વગેરે લાગવાથી ખરાબ થયુ હોય, તથા બહુ જીર્ણ હોય, છિદ્રવાળુ હોય અથવા મલિન હોય તેવા પુષ્પનો ત્યાગ કરવો

केशकीटापविद्धानि शीर्णपर्युषितानि च ।
स्वय पतितपुष्पाणि त्यजेदुपहतानि च ॥ मो० पु० अ० ६५-२१,२ ॥

અર્થ —જે પુષ્પને વાળ આદિ ચોટયા હોય, અથવા જેમા કીડા વગેરેએ છેદ પાડયા હોય, સૂકા હોય, આગલે દિવસે તોડેલા હોય, સ્વય પડેલા હોય, તથા ઉપહત અર્થાત્ કોઈના પગની નીચે આવવાથી દબાયા હોય વગેરે પુષ્પનો પણ ત્યાગ કરવો જોઇએ

न पर्युषितदोषोऽस्ति जलजोत्पलचम्पके । ,, ॥ ४३ ॥

અર્થ —કમલ (જલજ) તથા નીલ કમલ (ઉત્પલ) તથા ચપક પુષ્પ વાસી હોય તેનો દોષ નથી અર્થાત્ આગલે દિવસે તોડેલા હોવા છતા હરકત નથી

शुष्कै पर्युषितै पत्रैरपि बिल्वस्य नारद ।
पूजयेद्गिरिजानाथं मुच्यते सर्वपातकैः ॥ ,, ६५-१३ ॥

અર્થ —હે નારદ! બહુ દિવસ પહેલા તોડેલા હોય અથવા સૂકા હોય એવા બિલ્વ પત્રથી મહાદેવનુ પૂજન કરવુ તેમ કરનારી સર્વ પાપથી મુક્ત થાય છે આ પ્રમાણેથી બિલ્વપત્ર વાસી

હોય તોપણ તેમાં દોષ નથી એવો નિશ્ચય થાય છે. તેથી અતિરિક્ત પુષ્પ તથા જલ વાસી હોય તો તેનો પરિત્યાગ કરવો જોઈએ.

वर्ज्यं पर्युषितं पुष्पं वर्ज्यं पर्युषितं जलम् ।
न वर्ज्यं तुलसीपत्रं न वर्ज्यं जाह्नवीजलम् ॥ स्का.पु.२,मार्ग.मा.५,अ. ८–९॥

અર્થ:—વાસી પુષ્પ તથા વાસી જલ એ બંને ત્યાજ્ય છે, પૂજામાં યોગ્ય નથી. પરન્તુ તુલસીપત્ર તથા ગંગાજલ એ બંને વાસી હોય તોપણ દોષ નથી, તેનો ત્યાગ ન કરવો. બંને પવિત્ર છે.

कमलैः शतपत्रैश्च शंखपुष्पैः परैस्तथा ॥ शि.पु.रु. २,सृ.ख.१,अ.१३–६२॥
कुशपुष्पैश्च धत्तुरैर्मन्दारैर्द्रोणसंभवैः ।
तथा च तुलसीपत्रैर्विल्वपत्रैर्विशेषतः ॥ ,, ॥ ६३ ॥
पूजयेत्परया भक्त्या शंकरभक्तवत्सलः ।
सर्वाभावे विल्वपत्रमर्पणीयं शिवाय च ॥ ,, ॥ ६४ ॥

અર્થ—કમલ, શતપત્ર તથા શંખ પુષ્પ વડે (૬૨), તથા બીજાં કુશપુષ્પ, ધત્તુરાનાં પુષ્પ, મન્દાર પુષ્પ (સ્વર્ગમાં સ્થિત દેવવૃક્ષ, તથા પરિભદ્ર વૃક્ષનું નામ મન્દાર છે) દ્રોણ પુષ્પ, તુલસીપત્ર, તથા વિશેષ કરીને બિલ્વપત્ર વડે (૬૩), ભક્તવત્સલ મહાદેવનું પૂજન કરે. અને કાંઈ પણ સામગ્રી ન હોય તો શિવજીને બિલ્વપત્ર અર્પણ કરવું.

भुक्तिमुक्तिफलं तस्य तुलस्या पूजयेद्यदि ।
अर्कपुष्पैः प्रतापैश्च कुब्जकल्हारकैस्तथा ॥ शि.पु.रु.सं.ख.१, अ.१४–२८ ॥

અર્થ:—જે ભક્ત તુલસી તથા અર્કનું પુષ્પ તથા પ્રતાપ પુષ્પ તથા અપામાર્ગ અથવા સફેદ કમળ વડે મહાદેવનું પૂજન કરે તેને ભોગ તથા મોક્ષ બંને મળે છે.

तुलसीमञ्जरीभिर्यः कुर्याद्धरिहरार्चनम् ।
न स गर्भगृहं याति मुक्तिभागी न संशयः॥स्का पु.ख.२,का.मा.४,अ.२३-१३॥

અર્થ:—તુલસીની મંજરી વડે જે મહાદેવ તથા વિષ્ણુનું પૂજન કરે છે તે ફરી માતાના ગર્ભમાં આવતો નથી, અને મોક્ષનો ભાગી થાય છે તેમાં કાંઈ સંશય નથી.

विद्यते कुसुमं तन्न यन्नैव शिववल्लभम् ।
चंपकं केतकीं हित्वा त्वन्यत्सर्वं समर्पयेत् ॥ शि.पु.रु.सं.ख.१,अ०१४-३६॥

અર્થ:—જે મહાદેવને પ્રિય ન હોય એવું પુષ્પ જોવામાં આવતું નથી. પરન્તુ કેતકી અને ચંપક એ બે પુષ્પને છોડી અન્ય સર્વ પુષ્પ ચઢાવવા યોગ્ય છે. કેતકી અને ચંપક એ બંને ત્યાજ્ય છે.

ચંપામાં પણ પીળા રંગનાં ઉગ્ર ગન્ધવાળા ખડચંપાનાં પુષ્પનો નિષેધ છે, કેમકે—

नागचंपकपुन्नागा धत्तूरकसमाः स्मृताः । सौ० पु० अ० ६५–३८ ॥

અર્થ:—નાગચંપાનું પુષ્પ તથા પુન્નાગનું પુષ્પ મહાદેવની પૂજામાં ધત્તૂરાના પુષ્પ સમાન છે. એમ નાગચંપા વડે પૂજાનું વિધાન છે.

तत्रापि तुलसी धन्याऽतीव श्रेष्ठा महामुने ।
त्यक्त्वा गणेशं सर्वेषां प्रीतिदा सर्वकामदा ॥ शि.पु.रु.सं.ख.५,अ.२६-५४॥

અર્થઃ—હે મહામુનિ! પુષ્પાદિકોમાં તુલસી ધન્ય છે, અને અતિ શ્રેષ્ઠ છે. ગણેશને છોડી સર્વને પ્રીતિ દેનારી છે. અને પૂજા કરનારની કામનાને સિદ્ધ કરનારી છે.

આ પ્રમાણે મહાદેવની પૂજાને માટે ખડચંપો તથા કેતકીને છોડી કોઈ પણ પુષ્પનો નિષેધ કરેલો નથી. છતાં લોકોમાં તુલસી વડે મહાદેવની પૂજાનો તથા બિલ્વ પત્ર, ધતૂરો, આદિ વડે વિષ્ણુની પૂજાનો નિષેધ જોવામાં આવે છે. સાધારણ મનુષ્યોને "આ અમારો પુત્ર છે, આ અમારી સ્ત્રી, આ અમારૂં ધન, આ અમારૂં ક્ષેત્ર" ઈત્યાદિક દરેક પદાર્થમાં મમતા હોય છે. તેવી રીતે ભક્ત લોકો "આ અમારા પરમેશ્વર, આ અમારો મન્ત્ર, આ અમારૂ મન્દિર," ઈત્યાદિક મમત્વ ઇશ્વરમાં પણ કરે છે. તેમ કરતાં કરતાં મમત્વ તથા ભેદ બહુ વધી જતાં "આ મારા દેવનું પુષ્પ, આ અન્ય દેવનું પુષ્પ, આ અમારા દેવનું નૈવેદ્ય, આ અમારા દેવનું શાસ્ત્ર મોક્ષનું કારણ, આ અન્ય દેવનું શાસ્ત્ર નરકનું કારણ" ઇત્યાદિક ભેદ પણ ઉત્પન્ન થાય છે. તે લોકોએ પોતાની મનઘટિત દ્વેષ ભરેલી વાતોને અજ્ઞાની મનુષ્યોને નિશ્ચય કરાવવાને માટે પુરાણોથી માંડીને વેદ સુધી ઘુસાડવામાં કસર રાખી નથી. સ્કાન્દ પુરાણના પ્રભાસ (૭) ખંડના ૨૪ મા અધ્યાયમાં—

केतकीजातिमुक्तं च कुन्दयूथिमदन्तिकाः ।
शिरीशसर्जजंबूककुसुमानि विवर्जयेत् ॥स्का. पु०प्र०भा०ख०अ०२४-४९॥

અર્થઃ—કેતકી, જાતિ (ચમેલી), કુન્દ વૃક્ષનું પુષ્પ, કરવીરનું પુષ્પ, તથા જુઇ, વનમલ્લિકા, શિરીષનું પુષ્પ, ગુલાબજામ નામના વૃક્ષનું પુષ્પ, તથા સર્જ (શાલ વૃક્ષનું પુષ્પ) એ પુષ્પો વડે મહાદેવની પૂજા નહીં કરવી.

आकुलीकुसुमं पत्रं करंजेन्द्रसमुद्भवम् ।
विभीतकानि पुष्पाणि कुसुमानि विवर्जयेत् ॥ ,, ॥ ५० ॥
स्वयं पतितपुष्पाणि त्यजेदुपहतानि च ।
तुलसीशतपत्रं च गन्धारी मदनस्तथा ॥ ,, ॥ ५३ ॥

અર્થઃ—વળી આકુલી પુષ્પ તથા પત્ર, તથા કરંજ વૃક્ષનું પુષ્પ તથા કુટકી વૃક્ષ (ઇંદ્ર)નું પુષ્પ, તથા વયડા વૃક્ષનું પુષ્પ તથા ફલ મહાદેવને ન ચઢાવવુ. (૫૦). સ્વયં ગરી પડેલાં પુષ્પ તથા કચરાયલાં પુષ્પથી પૂજા ન કરે, તેવી રીતે તુલસી પત્ર તથા શતપત્ર (શ્વેત કમલ)થી પણ મહાદેવની પૂજા ન કરે. (૫૩).

ઇત્યાદિક શ્લોકથી વિહિન શતપત્રાદિની સાથે નિષિદ્ધ પુષ્પોનાં નામ પણ લઇને તુલસી પત્રથી પૂજા કરવાનો નિષેધ કર્યો છે. આ લેખ શિવપુરાણના લેખથી વિરૂદ્ધ હોવાથી પરિત્યાગ કરવા યોગ્ય છે, કેમકે "कमलैः शतपत्रैश्च"એ શ્લોકથી શ્વેત કમલથી પૂજાનું વિધાન પહેલાં કરી ચૂકયા છે, અને "यूथिकाकुसुमैः शस्तैः-ઉત્તમ જૂઇનાં પુષ્પ વડે-ઇત્યાદિક શ્લોકથી જૂઇનાં ફુલથી પણ પૂજન કરવાનું વિધાન કર્યું છે. તેવી જ રીતે **शि० पु० रु० सं० सृ ख. अ. १४** માં बन्धुक (જાસુદ) કરવીર (કનેર) આદિ પુષ્પો વડે પણ પૂજાનું વિધાન કર્યું છે. છતાં વિહિત તથા નિષિદ્ધની સાથે મેળવીને તુલસી પત્ર વડે પૂજાનો પણ

નિષેધ શાસ્ત્ર સંમ્મતિને અનુકુલ નહીં થાય. નિષિદ્ધ હોય તો અવશ્ય પહેલેથી જ નિષેધ કરવો હતો.

તુલસી મહાદેવની પૂજાને માટે યોગ્ય હોવામાં બીજું પણ કારણ છે. તુલસીનો ઇતિહાસ પુરાણમાં નીચે પ્રમાણે લખ્યો છેઃ—

એક સમયમાં ઇંદ્ર મહાદેવનું દર્શન કરવાને માટે કૈલાસમાં ગયા. તો ઇન્દ્રે ત્યાં એક ભયંકર વ્યકિત દીઠી. પરન્તુ મહાદેવને દીઠા નહીં. મહાદેવ પોતે જ તે ભયંકર રૂપ ધારણ કરીને બેઠા હતા. તે વાત ઇંદ્રે જાણી નહોતી. ઇંદ્રે તે વ્યકિતને મહાદેવના સમાચાર પૂછ્યા ત્યારે તેણે કોઈ પણ સમાધાન કર્યું નહીં. ઇન્દ્રે ક્રોધથી તેને વજ્ર માર્યું. ત્યારે ઇન્દ્રનું વજ્ર ભસ્મ થઇ ગયું. તથા ઇન્દ્ર પણ મૂર્છિત થઇને પડી ગયા. અને મહાદેવના કપાળમાંથી કોપાગ્નિ પ્રકટ થયો. તે અગ્નિ ઇન્દ્રને ભસ્મ કરવા તૈયાર થયો. ત્યારે દેવતાના ગુરુ બૃહસ્પતિએ અગ્નિને શાન્ત કરવાને માટે મહાદેવની સ્તુતિ કરી. મહાદેવ પ્રસન્ન થઇને "કપાળમાંથી નિકળેલો અગ્નિ ફરી પાછો અંદર પ્રવેશ નહીં કરી શકે, પરન્તુ આ અગ્નિ ઇન્દ્રને બાધા ન કરી શકે એવો ઉપાય કરૂં છું" એમ કહીને અગ્નિને સમુદ્રમાં ફેંકયો. તે ગંગા અને સમુદ્રના સંગમમાં જઇને પડયો. તે જ વખતે તે બાલક રૂપ થઇને રોવા લાગ્યો. તેના રૂદનથી પૃથિવી, સ્વર્ગલોક તથા સસ લોક પણ કંપવા લાગ્યા. એ આશ્ચર્ય જોઇને બ્રહ્માજી ત્યાં ગયા. એટલામાં સમુદ્રાભિમાની દેવતાએ તે બાળકને લઇને બ્રહ્માજીના ખોળામાં મૂકયો, અને તેના સંસ્કાર કરવાની પ્રાર્થના કરી. એટલું કહેતામાં તો તે બાલકે બ્રહ્માજીની દાઢી પકડીને ધુમાવી. ત્યારે તે દુઃખથી બ્રહ્માજીના નેત્રથી પાણી નિકળ્યું. તે જલ બાળકના શરીર ઉપર પડયું. ત્યારે બ્રહ્માજીએ તેનું નામ જલંધર પાડયું, કારણ કે બ્રહ્માજીના નેત્રમાંથી પડેલા જળને તે બાળકે પોતાના અંગ ઉપર ધારણ કર્યું. નામ પાડીને પછી સર્વ શાસ્ત્રનું જ્ઞાન, તથા રૂદ્ર સિવાય અન્ય સર્વથી અવધ્યત્વ રૂપ વર પણ આપ્યો. એ જલંધરનો વિવાહ કાળનેમિની પુત્રી વૃન્દા સાથે થયો. તે બહુ પતિવ્રતા હતી. બ્રહ્માજીના વરદાનના બળથી તે જલંધર ઇન્દ્રાદિક દેવતાને પણ પરાસ્ત કરીને નાના પ્રકારની દિવ્ય સંપત્તિનો ઉપભોગ કરતો હતો. તેથી દેવતા લોકે દુઃખી થઇને વિષ્ણુ ભગવાન્ પાસે જઇને તેમની સ્તુતિ કરી. વિષ્ણુ ભગવાન્ જલંધરની સાથે યુદ્ધ કરવાને જવા સારૂ તૈયાર થયા. ત્યારે લક્ષ્મીજી બોલ્યાં–"જલંધર મારો ભાઇ છે, તેને તમે કેની રીતે મારી શકો?" વિષ્ણુ ભગવાને તેના ઉત્તરમાં કહ્યું કે બ્રહ્માજીએ તેને મહાદેવજી સિવાય બીજા કોઇથી તારો વધ નહીં થાય એવો વર આપ્યો છે. તે વરના બળથી, તથા જલંધરની ઉત્પત્તિ મહાદેવના તેજથી હોવાથી, તથા તમારો ભાઈ હોવાથી પણ હું તેને મારી શકીશ નહીં. તથાપિ દેવતાઓની પ્રાર્થનાથી યુદ્ધને માટે હું જાઉંછું. એમ કહી યુદ્ધ કરવા ગયા. અને જલંધરનું યુદ્ધ જોઇને વિષ્ણુ ભગવાને તેને વર માગવા કહ્યું; ત્યારે જલંધરે "તમે મારી બેન તથા તમારા ગણોની સાથે મારે ઘેર આવીને રહો" એવો વર માગ્યો.

વિષ્ણુ ભગવાન્ કબુલ કરીને સર્વ દેવતાઓની સાથે જલંધરના ઘરમાં જઇને રહ્યા. જલંધરે દેવતાઓના અધિકારમાં (સ્થાનમાં) સર્વ દૈત્યોને સ્થાપન કર્યા, અને દેવ તથા ગન્ધર્વાદિ પાસે જે રત્નાદિક ઉત્તમ વસ્તુ હતી તે સર્વ પોતાને વશ કરી ત્રણે લોકનો રાજા થયો. તે સમયે નારદજી જલંધરની લક્ષ્મી જોવાને તથા વિષ્ણુ ભગવાનનાં દર્શન કરવાને માટે જલંધરને ઘેર ગયા. ભકત જલંધરે નારદજીનું પૂજન કરીને આવવાનું કારણ પૂછ્યું. તો

નારદજીએ મહાદેવજીની સાથે જલધરનુ યુદ્ધ કરાવવા યુક્તિ રચીને જલધરને કહ્યુ—"હુ કૈલાસમા યદચ્છાથી ગયો હતો ત્યારે હુ પાર્વતીજીની સાથે બેઠેલા મહાદેવજીની વિભૂતિ જોઈ ચકિત થયો કોઇની પાસે એવી વિભૂતિ મે દીઠી નહોતી તે વખતે તમારી જે લક્ષ્મી તે પણ મને યાદ આવી તેથી તમારી લક્ષ્મી જોવાને માટે હુ અહી આવ્યો છુ તમારી ઋદ્ધિ જોઇ સર્વ રત્ન તમારી પાસે છે પરન્તુ સ્ત્રીરત્નથી રહિત છે તેથી હુ વિચાર કરુ છુ કે મહાદેવથી અન્ય કોઇ વિશેષ ઋદ્ધિ વાળા ત્રિલોકીમા નથી અપ્સરા આદિક તમારા ઘરમા છે તોપણ તેમાની કોઇ પણ રૂપમા પાર્વતીજી બરાબર નથી તેમનુ સાન્દર્ય જોઇ બ્રહ્મા જીનુ પણ ધૈર્ય રહ્યુ નહી સાક્ષાત્ કામદેવનો નાશ કરનાર વીતરાગ મહાદેવ પણ તેમના સૌન્દર્યથી ભ્રમિત થયા છે વિધાતાએ પાર્વતીજીનુ રૂપ જોઇને અપ્સરાઓની સૃષ્ટિ કરી છે તથાપિ પાર્વતીજીની તુલ્ય એક પણ નથી બની એવી પાર્વતી મહાદેવજીની પાસે છે તેથી તેમની સમૃદ્ધિ સર્વથી અધિક છે તમારી સમૃદ્ધિ મહાદેવના તુલ્ય નથી એમ કહીને નારદજી ચાલ્યા ગયા

જલધર એ વાત સાભળી કામજ્વરથી પીડિત થઇને તથા ભગવાનની માયાથી મોહિત થઇને મહાદેવની પાસે પોતાના દૂત (સિહિના પુત્ર રાહુ)ને મોકલ્યો દૂતે જઇને 'સ્મશાનમા રહેનાર તથા અસ્થિ (હાડકા)ની ભસ્મને ધારણ કરનાર દિગમ્બર એવા તમને પાર્વતી જેવી સ્ત્રી હોઈ શકે નહી, સપૂર્ણ રત્નોનો ભોક્તા હુ છુ સ્ત્રીઓમા રત્ન પાર્વતી છે, માટે પાર્વતી મારે યોગ્ય છે, ભીખ માગી ખાનાર તમારે યોગ્ય નથી'—આ પ્રકારનો જલધરનો સદેશો મહાદેવની આગળ કહ્યો રાહુએ એટલુ કહેતામા જ મહાદેવના ભ્રૂમધ્યમાથી વિજળીના સમાન ભયકર એક પુરૂષ નિકળ્યો તે રાહુને ખાવાને માટે તેની પાછળ દોડયો રાહુ પોતાની રક્ષાને માટે હે દેવોના પણ દેવ! આ મને બ્રાહ્મણને ખાવાને આવ્યો છે, આપ મારી રક્ષા કરો" એમ મહાદેવનુ નામ લઇને પોકાર કર્યો તેનો પોકાર સાભળી મહાદેવે તેને રોક્યો અને રાહુને બચાવી લીધો ત્યારે તે પુરૂષે આકાશમા સ્થિત થઇને મહાદેવ પાસે ખાવાનુ માગ્યુ તો મહાદેવે તેને પોતાના જ હાથ પગનુ માસ ખાવા કહ્યુ ત્યારે તેણે પોતાના હાથ પગનુ માસ ખાઇ લીધુ તેથી મહાદેવજીએ પ્રસન્ન થઈ તેમના દ્વારપાળ તરીકે તેને નિયત કર્યો અને કીર્તિમુખ તેનુ નામ રાખ્યુ અને 'જે મારી પૂજા કરશે તે તારી પૂજા પણ કરશે નહિતો તેની પૂજા વ્યર્થ જશે' એવો તેને વર આપ્યો

રાહુએ જઇને પોતાના સ્વામીને સર્વ વાત કહી જલધર એ સમાચાર સાભળી ક્રોધથી દૈત્યોને લઈ મહાદેવની સાથે યુદ્ધ કરવાને માટે ગયો મહાદેવને મહાન્ બળવાળા જોઇને જલધરે અદ્ભુત માયાની રચના કરી ત્યા ગન્ધર્વ લોક ગાવુ બજાવવુ, નાચવુ શરૂ કર્યુ મહાદેવ તે આશ્ચર્યને દેખી તેમા એકાગ્ર ચિત્ત થયા પોતાના હાથમાથી શસ્ત્ર પડી જતું પણ તેઓ જાણી શક્તા નહોતા ગાન તથા નાચમા મહાદેવને એકાગ્ર ચિત્તવાળા જોઇને જલધર શુભ તથા નિશુભ નામના બે દૈત્યોને નિયુક્ત કરીને મહાદેવનુ રૂપ ધારણ કરીને પાર્વતીજીની પાસે ગયો મહાદેવના રૂપ વાળા દૈત્યને જોઈ પાર્વતીજી તરત આવી ગયા પાર્વતીજીને દેખતા જ જલધરનુ ધૈર્ય રહ્યુ નહીં તે સમયે પાર્વતીજીએ તેને ઓળખી લીધો પાર્વતીજી તરત જ અન્તર્ધાન થયા પાર્વતીજીને નહીં દેખવાથી જલધર શીઘ્ર યુદ્ધમા ગયો પાર્વતી પણ વૃન્દાના પાતિવ્રત્ય બળથી જલધર શીઘ્ર મરી શકતો નથી એ વાત જાણતા હતા તે સમયે પાર્વતીજીએ વિષ્ણુ ભગવાનનુ સ્મરણ કર્યુ એટલામા વિષ્ણુ ભગવાન્ પાર્વતીજીની

પાસે પહોંચી ગયા. પાર્વતીજીએ "જલંધર દૈત્યે આવી કેવું અદ્દભુત કામ કર્યું છે એ વાતનો તમે કેમ વિચાર કરતા નથી? શું આપ એ કુબુદ્ધિની ચેષ્ટાને જાણતા નથી?" એમ વિષ્ણુ ભગવાનને પૂછયું. વિષ્ણુ ભગવાન્, "જલંધર આપનો પતિવ્રતા ધર્મ નષ્ટ કરવાને આવ્યો છે. હવે એક જ રસ્તો એને મારવાને છે. તેની પત્નીનો પતિવ્રતાધર્મ નષ્ટ કરવો એ જ તેને મારવાનો ઉપાય છે." એમ પાર્વતીજીને કહીને જલધરના નગરમાં ગયા. જે દીવસે વૃન્દાના પતિવ્રતાધર્મનો ભંગ કરવાનો નિશ્ચય કર્યો તે જ દીવસની રાત્રિમાં વૃન્દાએ પોતાના પતિનાં અનિષ્ટ સૂચક નાના પ્રકારનાં ખરાબ સ્વપ્ન દીઠાં. જાગતાં તે સ્વપ્નોનો વિચાર કરતી કરતી કોઈ પણ પ્રકારની શાન્તિ નહીં મળવાથી ડરને લીધે રોવા લાગી. શાન્તિને માટે પોતાની બે સખીને સાથે લઇને નગર પાસેના બાગમાં ગઈ. ત્યાં પણ તેને શાન્તિ મળી નહીં, તેથી આમ તેમ ફરતી હતી. એટલામાં ભયંકર સ્વરૂપવાળા બે રાક્ષસ તેની સામે આવ્યા. તેમને જોઇને ડરથી ભાગવાની તૈયારીમાં હતી. એટલામાં એક તપસ્વી પોતાના એક શિષ્યની સાથે તેની સામે મૌન ધરી ઉભા રહેલા દીઠા. વૃન્દા મુનિનો કંઠ પકડી "અમારી રક્ષા કરો" એમ કહેવા લાગી, મુનિએ "હુમ્" શબ્દથી જ તે બંને રાક્ષસોને પાછા હઠાવ્યા. રાક્ષસ પાછા હઠયા જોઈ વૃન્દા મુનિને પ્રણામ કરી પૂછવા લાગીઃ–હે પવિત્ર વ્રતોને ધારણ કરનાર ઋષિ! મારા પતિ મહાદેવની સાથે યુદ્ધ કરવાને ગયા છે. તેમની યુદ્ધમાં શી દશા છે તે આપ મને કહો. મુનિએ એ વાકયને સાંભળી ઉંચે જોયુ એટલામાં બે વાનર આવી પ્રણામ કરી ઋષિની આગળ ખડા રહ્યા. મુનિએ ઇસારો કરતાં તે બંને આકાશમાં ગયા. અડધી ક્ષણમાં જલન્ધરનું શિર આદિ અંગને લઇને આવી ઉભા, તે દેખીને વૃન્દા મૂર્છિત થઇ પડી ગઈ. ઋષિએ પોતાના કમણ્ડલનું જળ છાંટી વૃન્દાને સચેતન કરી. વૃન્દા રડવા લાગી. તથા જલન્ધરને જીવતો કરવા ઋષિને પ્રાર્થના કરી. "તેને રૂદ્રે મારેલો છે તેથી જીવતો થાય નહીં. છતાં તારા ઉપર દયા કરી હું તેને જીવતો કરીશ" એમ કહી ઋષિ અન્તર્ધાન થયા. એટલામાં જલન્ધરે ઉઠીને વૃન્દાને આલિંગન કર્યું. વૃન્દા પોતાના પતિને જોઇ આનન્દ પામી, અને બહુ દિવસે તેની સાથે રમણ કર્યું. એક દિવસ વૃન્દાએ આ જલંધર વેષને ધારણ કરેલા વિષ્ણુને ઓળખ્યા. તેથી ક્રોધથી વિષ્ણુ ભગવાનને ધિક્કાર દીધા. "પોતાની માયાથી જે બે રાક્ષસો મને બતાવ્યા હતા, તે જ રાક્ષસ તારી પત્નીનું હરણ કરશે, અને તું સ્ત્રી વિયોગ નિમિત્ત દુઃખથી વાનરોની સાથે વનમાં ફરશે" એવો શાપ દઇને પોતે અગ્નિમાં પ્રવેશ કર્યો. વિષ્ણુ ભગવાનના રોકવાથી પણ રોકી નહીં. વિષ્ણુ પણ વૃન્દામાં મોહિત થઇને ત્યાંજ વૃન્દાની રાખમાં ઉભા રહ્યા. દેવતા લોક તથા સિદ્ધ લોકે પણ સમજાવવા છતાં વિષ્ણુને શાન્તિ મળી નહીં. વૃન્દાના પતિવ્રતા ધર્મનો નાશ થતાં જ જલન્ધર યુદ્ધમાં માર્યો ગયો. જલન્ધરના દેહમાંથી તેજ નિકળી મહાદેવમાં પ્રવિષ્ટ થઈ ગયું. ત્યારે વૃન્દાના દેહમાંથી તેજ નિકળી પાર્વતીજીમાં લય પામ્યું.

દેવતા લોકે પ્રસન્ન થઈ મહાદેવની સ્તુતિ કરી અને વૃન્દાની રાખમાં સ્થિત વિષ્ણુભગવાનના હાલ પણ તેમને કહ્યા. મહાદેવ વિષ્ણુ ભગવાનના મોહને નિવૃત્ત કરવાને માટે દેવતાઓને પ્રકૃતિ રૂપ માયાને શરણે જવાને કહી અન્તર્ધાન થયા. પછી દેવતા લોકે શક્તિની સ્તુતિ કરી. ત્યારે દેવી પ્રસન્ન થઈ દેવતાઓને કહે છેઃ—"હું પોતે જ ગૌરી, તથા લક્ષ્મી તથા સ્વરા (સરસ્વતી) એ રૂપથી સ્થિત છું, તમે લોક તેમની પાસે જાઓ, તમારૂં કામ સિદ્ધ થશે,"

એમ કહી અન્તર્ધાન થઈ, શક્તિના કહેવા અનુસાર દેવલોકોએ તે દેવીઓની પાસે જઇને પ્રાર્થના કરી વિષ્ણુ ભગવાનના સમાચાર કહ્યા, ત્યારે પાર્વતી, તથા લક્ષ્મી, તથા સ્વરા એ ત્રણેએ એક એક બીજ આપ્યું અને કહ્યું કે જે સ્થાનમાં વિષ્ણુ ખડા છે, ત્યાં જઇને બીજને વાવજો. તમારૂં કાર્ય સિદ્ધ થશે. દેવતા લોકે બીજ લઇ જઇને ત્યાં વાવ્યું. ત્રણે બીજમાંથી ત્રણ વનસ્પતિ ઉત્પન્ન થઇ. જે સ્વરાએ આપ્યું હતું તેમાંથી ધાત્રી (આમળાનું વૃક્ષ)ની ઉત્પત્તિ થઈ. જે લક્ષ્મીએ આપ્યું હતું તેમાંથી માલતી (જાતિ) ઉત્પન્ન થઇ. અને જે બીજ પાર્વતીજીએ આપ્યું હતું તેમાંથી તુલસી થઈ. તે સ્ત્રી રૂપ વાળી વનસ્પતિને જોઈ વૃન્દાના રૂપથી મોહિત થયેલા વિષ્ણુનો મોહ નિવૃત્ત થયો, અને તે સ્ત્રી રૂપ વનસ્પતિની વિષ્ણુએ યાચના કરી. ત્યારે, તુલસી અને ધાત્રી વિષ્ણુને પ્રીતિથી જુએ છે. અને લક્ષ્મીજીએ બીજ આપતી વખતે વૃન્દાના હાલ સાંભળી કંઇક ઈર્ષ્યાની સાથે આપ્યું હતું. તેથી તેમાંથી ઉત્પન્ન થયેલી સ્ત્રી ભગવાનમાં ઈર્ષ્યાવાળી થઈ. તેથી તેનું નામ વર્વરી (માલતીનો જાતિભેદ) પડ્યું, અને તે નિન્દિત થઇ. પાર્વતીજીએ આપેલા બીજમાંથી ઉત્પન્ન થયેલી સ્ત્રીના રૂપની સાથે તુલના કરવામાં કોઇ નહીં હતું. એવી ઉત્તમ રૂપવાળી હોવાથી તેનું નામ તુલસી પડ્યું છે. તે તુલસી તથા ધાત્રી બંને પ્રીતિની સાથે વિષ્ણુ ભગવાનના પ્રેમમાં તત્પર હતી, તેથી વૃન્દાના વિયોગ દુઃખને ભૂલી એ બંનેની સાથે વિષ્ણુ ભગવાન્ વૈકુંઠમાં ગયા. વિષ્ણુ ભગવાનના તુલસીની સાથેના પ્રેમને રાધા સહન નહોતી કરતી. રાધિકાએ તેને શાપ દીધો. તે શાપથી તુલસીએ ભારતમાં જન્મ લીધો. અને રાજા ધર્મધ્વજની પુત્રી થઈ. તેણીએ બહુ કાલ સુધી તપ કરીને બ્રહ્માજીને પ્રસન્ન કર્યાં. બ્રહ્માજીએ તેને વર આપ્યો કે સુદામા નામનો જે ગોપ ગોલોકમાં હતો તેણે રાધિકાના શાપથી દાનવ વંશમાં જન્મ લીધો છે. તે પહેલાં તને દેખી મોહિત થયો હતો. તે શંખચૂડ નામથી પ્રસિદ્ધ છે. હવે તું તેની પત્ની થઈશ. તેનું મૃત્યુ થયા બાદ તું તારા પતિ નારાયણને પ્રાપ્ત થઈશ. ફરી કાલાન્તરમાં દૈવયોગથી તું નારાયણના જ શાપથી વૃક્ષ રૂપ થઈશ, અને સર્વને પવિત્ર કરનારી થઇશ, સર્વ પુષ્પોમાં તું પ્રધાન થઈશ, અને તું વિષ્ણુને સર્વથી અધિક પ્રિય થઇશ.

આ પ્રકારના બ્રહ્માજીના વરથી તુલસી શંખચૂડની પત્ની થઈ. શંખચૂડ બહુ ભારે બલવાન્ હતો, મહાદેવ સિવાય બીજાથી તેનું મૃત્યુ નહોતું. અને તુલસીના પતિવ્રતા ધર્મના બળથી મહાદેવથી પણ તે શીઘ્ર મરતો ન હતો. તેથી જેવી રીતે જલંધરનું રૂપ ધારણ કરીને વૃંદાના પતિવ્રતા ધર્મનો ભંગ કર્યો હતો, તેવી રીતે તુલસીના પતિવ્રતા ધર્મનો ભંગ વિષ્ણુ ભગવાને કર્યો, ત્યારે મહાદેવે શંખચૂડને માર્યો. વિષ્ણુ ભગવાન્ મારા પતિનો વેશ લઇને મારૂં વ્રત નષ્ટ કરવા આવ્યા એવું જ્યારે તુલસીને માલમ પડ્યું, ત્યારે "તમે પાષાણ રૂપ થાઓ" એવો શાપ દીધો. શાપ દઈને દુઃખથી તે રૂદન કરવા લાગી, અને વિષ્ણુભગવાન્ પણ શોકાતુર થયા. તુલસીનું રૂદન જોઇને વિષ્ણુભગવાને મહાદેવનું સ્મરણ કર્યું એટલે મહાદેવ પ્રકટ થયા. રોતી તુલસીને સમજાવવા લાગ્યાઃ—"જગતમાં સર્વ પ્રાણી પોતાના કર્મનું ફળ ભોગવે છે, માટે તુ રો નહિ. તમે બંનેના સુખનો ઉપાય હું બતાવું છું, તેં પહેલાં નારાયણ તારા પતિ થાય તેને માટે તપ કર્યું હતું. તે તપનું ફલ અવશ્ય મળવાનું છે. તેથી આ શરીરનો પરિત્યાગ કરીને દિવ્ય દેહને ધારણ કર, અને લક્ષ્મીની સાથે તું પણ હરિની સાથે રમણ કર. પરિત્યાગ કરેલો તારો સ્થૂલ દેહ ગણ્ડકી નામની ભારતની પુણ્ય નદી રૂપે પ્રસિદ્ધ થશે, અને મારા વરથી તું દેવપૂજાના સાધનમાં પ્રધાન તુલસી વૃક્ષ થઇશ. તુલસી વૃક્ષની અધિષ્ઠાત્રી દેવી

તું વૈકુંઠમાં હરિની સાથે રમણ કરીશ. અને નદીની અધિષ્ઠાતૃ દેવી તું હરિના અંશ સમુદ્રની અર્થાત્ સમુદ્રાધિષ્ઠાતૃદેવની પત્ની થઇશ. અને તારા શાપથી હરિ પણ ગણ્ડકીને તીરે પર્વત રૂપ થઇ સ્થિત રહેશે. ત્યાં આગળ બહુ તીક્ષ્ણ દાઢવાળા કીડા થશે. તે કીડા એ પહાડના પથ્થરોને પોતાની દાઢ વડે છેદન કરીને અન્દર ચક્ર બનાવશે. એ કીડાએ છેદન કરેલા પથ્થરનું નામ **શાલગ્રામ શિલા** પડશે. અને વૈકુંઠમાં તારા દિવ્ય રૂપની સાથે વિષ્ણુનો સંબંધ રહેશે. એ પ્રકારે અહીં તારા આધિભૌતિક સ્વરૂપ રૂપ તુલસીપુષ્પની સાથે વિષ્ણુના આધિભૌતિક સ્વરૂપ રૂપ શાલગ્રામની સાથે સંબન્ધ રહેશે. અર્થાત્ ભક્તલોક તુલસીપત્રથી શાલગ્રામનું પૂજન કરશે. તેથી તેઓ પુણ્યના ભાગી થશે. શાલગ્રામ તથા શંખ તથા તુલસી એ ત્રણેને જે એક સ્થાનમાં રાખે, તે હરિનો પ્રિય થશે"–આ પ્રકારનો વર આપીને મહાદેવ પોતાના સ્થાનમાં ગયા. મહાદેવના વરથી તુલસી પ્રસન્ન થઇ દેહનો ત્યાગ કરી દિવ્ય રૂપ ધારણ કરી વિષ્ણુ ભગવાનની સાથે વૈકુંઠમાં ગઇ, કેમકે તે પણ તપોબળથી પોતાના પૂર્વવૃત્તાન્તને જાણતી હતી. તુલસીના સ્થૂલ દેહથી ગણ્ડકી નદીની ઉત્પત્તિ થઇ, વિષ્ણુ તેના કિનારે પર્વત રૂપ થયા, તે પથ્થરોને કીડાઓ છેદન કરતા રહે છે તેમાંથી જે નદીના જલમાં પડે છે તે પૂજનથી પુણ્ય દેનાર છે.

આ પ્રમાણે સર્વ દેવોનાં જે પુષ્પ છે તેમાં શ્રેષ્ઠ હોવાનો વર તુલસીને મહાદેવ તથા બ્રહ્માજીને આપ્યો હતો. તુલસીના ઇતિહાસમાં મહાદેવને તુલસી અનિષ્ટ લાગે એવું કોઇ કારણ જણાતું નથી. બાકી તુચ્છ બુદ્ધિવાળાનો વિવાદ જ કારણ માલમ પડે છે. જેવી રીતે તુલસી સાથે મહાદેવને કોઇ વિરોધ નથી, તેવી રીતે બિલ્વ પત્રની સાથે વિષ્ણુને પણ વિરોધ જોવામાં આવતો નથી.

**विल्वस्य दललक्षेण योऽर्चयेद्विष्णुमव्ययम् ।**
**परमं मोक्षमाप्नोति प्रसादाज्जगतीपतेः॥** पद्म.पु.क्रि०यो०ख०अ०१३–८५,६॥

અર્થ:—જે મનુષ્ય બિલ્વના એક લાખ પત્રથી અવિનાશી વિષ્ણુ ભગવાનની પૂજા કરે છે તે જગત્ના પતિ પરમેશ્વરની પ્રસન્નતાથી પરમ મોક્ષને પ્રાપ્ત થાય છે.

આ પદ્મપુરાણના વચનથી બિલ્વપત્રથી વિષ્ણુપૂજન કરનારને મોક્ષ કહ્યો છે.

**विल्वपत्रं शमीपत्रं पत्रं भृंगिरजस्य च ।**
**तमालामलकीपत्रं शस्तं मे पूजने सुत ॥** स्का.पु.ख.२,मार्ग.मा.५,अ.७–११॥

અર્થ:—ભગવાન્ પ્રતિ બ્રહ્માજી પુષ્પવિશેષોના મહાત્મ્ય વિષે પૂછે છે. ભગવાન્ કહે છે:–હે પુત્ર ! બિલ્વપત્ર તથા શમીપત્ર તથા ભુંગરાજ, તમાલ, તથા આમળાનાં વૃક્ષનાં પત્ર મારી પુજામાં ઉત્તમ છે.

આ પ્રમાણે બ્રહ્માજી પ્રતિ પૂજાને યોગ્ય નાના પ્રકારનાં પુષ્પો બતાવી પત્રની મધ્યે બિલ્વાદિ પત્ર શ્રેષ્ઠ કહ્યાં છે. તેથી બિલ્વપત્રથી વિષ્ણુની પૂજા કરવામાં શાસ્ત્રથી કોઇ હરકત નથી. વળી—

**शाण्डिल्याखण्डपत्रैश्च धत्तूरैश्चार्कपुष्पकैः ।**
**योऽर्चयेद्विष्णुमीशं च संसाराब्धिसुपारगः ॥** पद्म०पु०ख० १,अ०१२–२४॥

અર્થઃ—બિલ્વનાં અખંડ પત્ર વડે તથા ધતૂરાના પુષ્પથી તથા અર્કના પુષ્પથી જે વિષ્ણુ તથા મહાદેવનું પૂજન કરે છે તે સંસાર રૂપી સમુદ્રની પાર જનાર છે.

આ પ્રમાણથી બિલ્વ પત્ર, તથા ધત્તૂરો તથા અર્કના પુષ્પથી પણ વિષ્ણુની પૂજા સિદ્ધ થાય છે.

सकृदभ्यर्चयेद्यो मां विल्वपत्रेण मानवः ।
मुक्तिभागी निरातंको मम पार्श्वगतो भवेत् ॥स्का.पु.ख.२,मा.मा.५,अ.८–११॥

અર્થઃ—જે મનુષ્ય બિલ્વ પત્ર વડે એક વાર પણ મારૂ પૂજન કરે તે મોક્ષનો ભાગી થાય છે, તથા આતંક (રોગ) રહિત થાય છે અને મારો પાર્ષદ થાય છે.

विल्वपत्राच्छमीपत्राज्जातीपत्रात्सरोरुहात् ।
वल्लभं तुलसीपत्रं कौस्तुभादधिकं मम ॥ स्का.पु.ख.२,मा.मा.५,अ० ८–१२ ॥

અર્થઃ—બિલ્વના પત્રથી તથા શમીના પત્રથી તથા જાતી પત્ર તથા કમલપત્રથી પણ તુલસીપત્ર મને અધિક પ્રિય છે. અધિક તો શું કહીએ! કૌસ્તુભ મણિથી પણ તુલસીપત્ર મને અધિકપ્રિય છે.

આ પ્રમાણે તુલસીની પ્રધાનતા કહી છે. પરન્તુ બિલ્વપત્રનો નિષેધ કર્યો નથી. છતાં—

विल्वपत्रैस्तत्प्रसूनैर्नार्चयेद्देवकीसुतम् ॥ गौ० तं० अ० २२–४१ ॥

અર્થઃ—બિલ્વપત્ર તથા તેના ફળથી દેવકી પુત્ર ભગવાનની પૂજા ન કરવી.

આ પ્રમાણે અહીં બિલ્વપત્રથી ભગવાનની પૂજાનો જે નિષેધ કર્યો છે, તેનું કારણ પહેલાં કહેલું मम तव-મારૂં તારૂં-(વૈદિક અને તાન્ત્રિક મતભેદ) એથી અતિરિક્ત માલમ પડતું નથી.

एकादश्यां हरेः पूजां जातीपुष्पैः समाचरेत् ।
द्वादश्यां विल्वपत्रेण शतपत्र्या ततः परम् ॥ " ॥

અર્થઃ—એકાદશીને દિવસે હરિની પૂજા જાતી પુષ્પવડે, દ્વાદશીને દિવસે બિલ્વપત્રથી કરવી. અન્ય દિવસે શ્વેત કમલ વડે કરવી.

આ પ્રમાણે હરિની પૂજામાં એકાદશીને દીવસે જાતી પુષ્પની અને દ્વાદશીને રોજ બિલ્વ પત્રની પ્રધાનતા કહી છે.

तान्येव च प्रशस्तानि कुसुमानि च मे सुत ।
यानि स्युर्वर्णयुक्तानि रसगन्धयुतानि च ॥ स्का.पु.ख.२,मा.मा.५,अ.७–८ ॥
निर्गन्धान्यपि शस्तानि कुसुमानि मतानि मे । ॥ ९ ॥

અર્થઃ—હે સુત (બ્રહ્મ)! સર્વ પુષ્પોની ગણતરી શી કરવી? જે પુષ્પનો વર્ણ સારો હોય, તથા જેમાં રસ તથા સુગંધ હોય તે પુષ્પ સારાં છે. અને સુગંધ રહિત હોય તેમ છતાં જેમાં વર્ણ હોય તે પુષ્પ પણ સારાં છે.

पुष्पैररण्यसंभूतैः पत्रैर्वा गिरिसंभवैः ।
अपर्युषितनिच्छिद्रैः प्रोक्षितैर्जन्तुवर्जितैः ॥ " ॥ १२ ॥
अथारामोद्भवैर्वाऽपि पुष्पैः संपूजयेच्च माम् ॥ " ॥ १३ ॥

અર્થ:—જૂદી જૂદી ઋતુમાં જંગલમાં કે પહાડમાં કે બાગમાં ઉત્પન્ન થયેલાં પુષ્પ તથા પત્ર વડે મારી પૂજા કરવી. પરન્તુ તે આગલા દિવસે તોડેલાં ન હોય, છિદ્રવાળાં ન હોય, જન્તુ આદિ રહિત હોય, તથા પાણી છાંટીને શુદ્ધ કરેલાં હોય એવાં પુષ્પ વડે પૂજા કરવી.

येषां सन्ति च पुष्पाणि प्रशस्तानि ममार्चने ।
तेषां पत्राणि शस्तानि तदभावे फलानि च ॥

स्का.पु.ख.२,मार्ग.मा. ५, अ.७–३० ॥

અર્થ:—મારી પૂજામાં જેનાં પુષ્પ શ્રેષ્ઠ છે તેનાં પત્ર પણ શ્રેષ્ઠ છે. પુષ્પ તથા પત્ર એ બંનેના અભાવે તેમનાં ફળનો ઉપયોગ કરવો.

पुष्पाणामप्यलाभे तु पत्राण्यपि निवेदयेत् ।
फलानामप्यभावे तु तृणगुल्मौषधैरपि ॥ सौ० पु० अ० ६६–४४ ॥

અર્થ:—પુષ્પોના અભાવે પત્રો અર્પણ કરવાં. પત્રોના અભાવે તેમનાં ફળ અર્પણ કરવાં. ફળોનો પણ અભાવ હોય ત્યારે તૃણ, ગુલ્મ તથા ઔષધિ અર્પણ કરવી. તૃણ એટલે ઘાસ. દર્ભ તથા જવ આદિના અંકુર અર્પણ કરવા. (ગુલ્મ શેરડી આદિ, અને ઔષધિ નામ ડાંગર આદિ ધાન્ય છે.)

औषधानामप्यभावे तु भक्त्या भवति पूजितः ॥ ,, ॥ ४५ ॥

અર્થ:—ધાન્ય પણ ન મળે તો ભક્તિથી જ પૂજા થઈ શકે છે. પ્રેમ જ સર્વમાં મુખ્ય છે.

यवप्रियंगुनिष्पावमुद्गमाषचणाङ्कुरान् ।
सुसंभृतानलूनाग्रान् पुष्पालाभे प्रकल्पयेत् ॥ वि० सं०प० १५–१०२,३ ॥

અર્થ:—પુષ્પોના અભાવે જવ, પ્રિયંગુ (કાંગ), નિષ્પાવ, મગ, અડદ, ચણા એ સર્વના અંકુરોના અગ્ર ભાગ જે કાપેલા ન હોય તથા સારી રીતે સંભાળીને રાખ્યા હોય તે અર્પણ કરવા.

न च पत्रोर्णकुसुमैर्न चैवोन्मत्तसंभवैः ॥
न चाम्रातकजैः पुष्पैरर्चनीयो दिवाकरः ॥

स्का०पु०प्र०ख०७,अ० १७–१६५ ॥

અર્થ:—પત્રોર્ણ (શ્યોનાક) વૃક્ષના પુષ્પથી, તથા ધંતૂરા (ઉન્મત્ત)ના પુષ્પથી, તથા આમ્રાતકના પુષ્પથી સૂર્ય ભગવાનની પૂજા ન કરે.

આ પ્રમાણથી સૂર્યની પૂજામાં પૂર્વોક્ત પુષ્પોનો નિષેધ કર્યો છે. વળી—

विलेपनानां सर्वेषां रक्तचन्दनमुत्तमम् ।
पुष्पाणां करवीराणि प्रशस्तानि प्रचक्षते ॥ भवि०पु०ब्रा०प०अ०६८–१९ ॥

અર્થ:—સર્વ લેપનોમાં રક્ત ચન્દનનો લેપ સૂર્યને માટે શ્રેષ્ઠ છે, અને પુષ્પોમાં કનેરનું પુષ્પ શ્રેષ્ઠ છે.

गृहे लिंगद्वयं नार्च्यं शालग्रामत्रयं तथा ॥ वारा० पु० अ० १८६–४० ॥

द्वे चक्रे द्वारकायास्तु नार्च्यं सूर्यद्वयं तथा ।
गणेशत्रितयं नार्च्यं शक्तित्रितयमेव च ॥ ,, ॥ ४१ ॥

અર્થ:—ઘરની અંદરની પૂજામાં બે શિવલિંગનું પૂજન ન કરવું અર્થાત્ બે શિવલિંગ ન રાખવાં, પરન્તુ ન્યૂન વા અધિક રાખવાં; તેમ દ્વારકાનાં બે ચક્ર ન રાખવાં, બે સૂર્યનું પૂજન ન કરવું, ત્રણ ગણેશનું અને ત્રણ શક્તિનું પણ પૂજન ન કરવું.

એ પ્રમાણે ગૃહની અંદરની પંચાયતન પૂજામાં ઉપર પ્રમાણેની ચલ મૂર્તિઓનો નિષેધ કર્યો છે.

अस्थिभिः शंखचूडस्य शंखजातिर्बभूव ह ।
प्रशस्तं शंखतोयं च सर्वेषां शंकरं विना ॥
શિ૦પુ૦રુ૦સં૦ખ૦ ૬, અ૦ ૪૦–૨૧ ॥

दुर्गार्चनप्रिया नूनमभिषेकप्रियः शिवः ।
तस्मात्तेषां प्रतोषाय विदध्यात् तत्तदादरात् ॥ ,, ॥ ११६ ॥
दीपप्रियः कार्तवीर्यो मार्तण्डो नतिवल्लभः ।
स्तुतिप्रियो महाविष्णुर्गणेशस्तर्पणप्रियः ॥ बृ.ना.पु.,पू.ख.,अ.७६–११५ ॥

અર્થ:—શંખચૂડનાં અસ્થિમાંથી શંખ જાતિ ઉત્પન્ન થઈ છે, મહાદેવ સિવાય અન્ય સર્વ દેવોને માટે શંખનું જલ શ્રેષ્ઠ છે. (મહાદેવે શંખચૂડનો વધ કરેલો.)

કાર્તવીર્યને વિશેષે કરીને દીપ પ્રિય છે; સૂર્ય ભગવાનને નમસ્કાર પ્રિય છે; મહાવિષ્ણુને સ્તુતિ પ્રિય છે; ગણેશને તર્પણ પ્રિય છે; દુર્ગાને અર્ચન પ્રિય છે; અને મહાદેવને અભિષેક પ્રિય છે. માટે તે દેવોની પ્રસન્નતાને માટે દીપાદિ વિશેષ કરીને કરવા.

વિષ્ણુસહસ્રનામાદિ ભગવાનની સ્તુતિ રૂપ હોવાથી **સ્તોત્ર** કહે છે.

स्तोकस्तोकेन मनसः परमप्रीतिकारणात् ॥
स्तोतृसंतारणाद्देवि स्तोत्रमित्यभिधीयते ॥ કુલ૦ ઉ૦ ૧૭-૩૪ ॥

અર્થ:—પઢતાં પઢતાં ધીમે ધીમે મનમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. અને સ્તુતિ કરનારની સંસારથી રક્ષા કરે છે, માટે તેને **સ્તોત્ર** કહે છે.

મન્ત્રોનો જપ કહેવાય છે અને સ્તોત્રોનો પાઠ કહેવાય છે. શબ્દ બહાર ન સંભળાય તેવી રીતે જપ કરવાનો છે. અને સ્તોત્રોનો ઉંચે પાઠ કરવાનો છે.

मनसा यत्स्मरेत्स्तोत्रं वचसा वा मनुं जपेत् ।
उभयं निष्फलं देवि भिन्नभाण्डोदकं यथा ॥ કુ૦ત૦, ૫–૧૯ શ્લો૦ ૫૬॥

અર્થ:—જે સ્તોત્રને મનથી સ્મરણ કરે છે, અને જે વાણીથી મંત્ર(मनु)ને ઉંચે પઢે છે, એ બંનેનું ફળ ફુટેલા પાત્રમાં રાખેલા પાણીની માફક વ્યર્થ જાય છે.

**પૂજા કરતી વખતે પવિત્ર વસ્ત્ર પહેરીને પૂજા કરવી જોઇએ.** નીલ(ગળીથી રંગેલું) તથા કાળું, વગેરે રંગનું વસ્ત્ર પહેરીને પૂજા કરવી અત્યન્ત નિષિદ્ધ છે.

नीलरक्तेन वस्त्रेण यत्कर्म कुरुते द्विजः ।
स्नानं दानं जपो होमः स्वाध्यायः पितृतर्पणम् ।
तथा तस्य महायज्ञा नीलवस्त्रस्य धारणात् ॥ स्का.पु.ख.१,अ.११८–३१ ॥

અર્થઃ—નીલ રંગથી (ગળીથી) રંગેલું વસ્ત્ર પહેરીને દ્વિજાતિ સ્નાન, દાન, જપ, હોમ, અધ્યયન, પિતૃતર્પણ, મહાયજ્ઞ, આદિ જે કંઇ સત્કર્મ કરે, તે સર્વ નીલ વસ્ત્ર ધારણ કરવાથી નિષ્ફળ જાય છે.

नीलीरक्तं यदा वस्त्रं विप्रस्त्वंगेषु धारयेत् ।
अहोरात्रोषितो भूत्वा पंचगव्येन शुध्यति ॥ ,, ११८–३२ ॥

અર્થઃ—જો બ્રાહ્મણ નીલ રંગથી રંગેલું વસ્ત્ર ધારણ કરે તો એક રોજ ઉપવાસ કરીને પછી પંચગવ્યનું સેવન કરવાથી શુદ્ધ થાય છે.

सन्ध्या स्नानं जपो होमः स्वाध्यायः पितृतर्पणम् ।
हथा तस्य महायज्ञा नीलीरक्तस्य धारणात् ॥ अंगि० स्मृ० ३३ ॥

અર્થઃ—નીલ રંગથી રંગેલું વસ્ત્ર ધારણ કરવાથી તેની સંધ્યા, સ્નાન, જપ, હોમ, સ્વાધ્યાય, તથા પિતૃતર્પણ આદિ મહાયજ્ઞો સર્વ વ્યર્થ જાય છે.

पालनाद्विक्रयाचैव नीलीवृत्त्युपजीवनात् ।
पतितस्तु भवेद्विप्रस्त्रिभिः कृच्छ्रैर्विशुद्ध्यति॥ ,, ॥ ३४ ॥

અર્થઃ—નીલી (ગળી)નું પાલન કરવાથી અર્થાત્ તેના છોડની રક્ષા કરવાથી (ઉછેરવાથી) તથા તેનું વેચાણ કરવાથી તથા તેની વૃત્તિથી જીવન ચલાવવાથી બ્રાહ્મણ પતિત થાય છે; અને ત્રણ કૃચ્છ્રવ્રત કરવાથી શુદ્ધ થાય છે.

नील्या चोपहते क्षेत्रे शस्यं यत्र प्ररोहति ।
अभोज्यं तद् द्विजातीनां भुक्त्वा चान्द्रायणं चरेत् ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—નીલી વાવવાથી ભ્રષ્ટ થયેલી જમીનમાં ઉત્પન્ન થયેલું અન્ન દ્વિજાતિએ ખાવું યોગ્ય નથી. અજાણતાં કદાપિ ખાધું હોય તો તેના પ્રાયશ્ચિત્તને માટે ચાન્દ્રાયણ વ્રત કરવું જોઇએ.

वापयेद्यत्र नीलीं तु तावत्स्यादशुचिर्मही ।
प्रमाणं द्वादश समा अत ऊर्ध्वं शुचिर्भवेत् ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—જે ખેતરમાં નીલી વાવેલી હોય તે ખેતર બાર વર્ષ પર્યન્ત અશુદ્ધ રહે છે. ત્યાર બાદ તેમાં બીજું અન્ન વાવી શકાય.

આ પ્રકારની શાસ્ત્રદૃષ્ટિથી નીલ તથા કાળા રંગને અપવિત્ર ગણેલા છે. તેથી સત્કર્મમાં તેનો પરિત્યાગ કરવાનો કહ્યો છે. નીલ રંગમાંથી કાળો રંગ બને છે, તે વિના બનતો નથી. બંને તુલ્ય જ છે. માટે બંને અત્યન્ત નિષિદ્ધ છે. કેટલાક દેશોમાં કોઈ કોઈ શોખની ખાતર કાળું વસ્ત્ર પહેરે છે. તેઓ કાળું વસ્ત્ર પહેરીને ભૂત રૂપે ઘૂમવું તેને જ શોખ અને ધર્મનું તત્ત્વ સમજે છે. તેની અપવિત્રતાના દોષનો તેઓ વિચાર કરતા નથી.

વિશેષ પૂજાની **અંતમાં સ્તોત્રોના પાઠ** કરીને અપરાધ ક્ષમા કરાવવો અવશ્ય છે. તથા પૂજાના **અંગ રૂપ નમસ્કાર** પણ કરવો જરૂરનો છે.

स्तवैरुच्चावचैः स्तोत्रैः पौराणैः प्राकृतैरपि ।

स्तुत्वा प्रसीद भगवन्निति वन्देत दण्डवत् ॥ भा.पु.स्क.११अ.२७–४४ ॥

અર્થ:—પૂજાની અંતમાં, ચહાય પુરાણમાં કહ્યાં હોય અથવા કોઈ સાધારણ શ્રદ્ધાળુ મનુષ્યે ભાષામાં બનાવેલાં હોય એવા ઉત્તમ કે નાના (ઉચ્ચાવચ) સ્તોત્ર વડે સ્તુતિ કરીને "હે ભગવન્! પ્રસન્ન થાઓ" એવું મનમા ધ્યાન કરીને પછી દંડવત્ પ્રણામ કરવો.

આ પ્રમાણે પૂજાની અંતમાં સ્તોત્રનો પાઠ કરીને પ્રણામ કરવાનું શાસ્ત્રમાં વિધાન કર્યું છે.

ઇતિ અર્ચનભક્તિ નિરૂપણ સમાપ્ત.

## નવધાભક્તિ–૬. વન્દન.

ઉપર પ્રમાણે અર્ચનરૂપ ભક્તિનું નિરૂપણ કરીને હવે **વન્દન** રૂપ ભક્તિનું નિરૂપણ કરીએ છીએ

मन्त्रोच्चारणध्यानाभ्यां मनसा वचसा क्रमात् ।

यदष्टांगेन भूस्पर्शं तद्वै वन्दनमुच्यते ॥ शि. पु. रु.सं. ख.२,अ. २३–११ ॥

અર્થ:—મંત્રોચ્ચારણ તથા ધ્યાનસહિત ક્રમે મન અને વાણીથી જે અષ્ટાંગ ભૂસ્પર્શ છે તેનું નામ વન્દન છે.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।

मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ भ. गी. अ. १८–६५ ॥

અર્થ:—શ્રી ભગવાન્ અર્જુન પ્રતિ કહે છે–હે અર્જુન! મારા એટલે વાસુદેવના સ્વરૂપમાં મન લગાવ, અને મારી જ ભક્તિ કર, તથા મારૂં જ પૂજન કર, તથા મને નમસ્કાર કર. આ પ્રકારની ભક્તિ કરવાથી તું મને પ્રાપ્ત કરીશ. તેમાં તું શંકા ન કર. એ સત્ય વાત છે. હુ તારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરીને કહુ છું. તું મારો પ્રેમી છે. પ્રેમી મનુષ્યને વંચન કરવું ઉચિત નથી એવો ભાવ છે.

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।

नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ ,, ९–१४ ॥

અર્થ:—કેટલાક ભક્તો દૃઢ નિયમ કરીને ઇન્દ્રિયોપસંહાર, શમ, દમ, દયા, અહિંસા આદિ ધર્મ વડે પ્રયત્ન કરતા સતા સમાહિત થઇને પ્રેમપૂર્વક મારૂં કીર્તન કરીને મને ઉપાસે છે અર્થાત્ મારી **કીર્તનભક્તિ** કરે છે, અને કેટલાક તે જ નિયમો પાળીને નમસ્કાર કરતા સતા અને ઉપાસે છે અર્થાત્ મારી **વન્દનભક્તિ** કરે છે.

આ શ્લોકોમાં ભગવાને નમસ્કારને પણ ભક્તિનું અંગ કહ્યુ છે. પૂજાની સામગ્રીના અભાવે પણ નમસ્કાર માત્રથી ભગવાન્ પ્રસન્ન થાય છે. પૂજાની અંતમાં નમસ્કાર કરવાથી, પૂજામાં જે કંઇ કમી હોય અથવા કંઈ ભૂલ થઇ હોય અથવા કોઈ અપરાધ થયો હોય તે સર્વની ક્ષમા થાય છે, અને પૂર્ણ ફળ પણ મળે છે.

प्रणम्य दंडवद्भूमौ नमस्कारेण योऽर्चयेत् ।

स यां गतिमवाप्नोति न तां क्रतुशतैरपि ॥ ग.म.पु.आ.का. अ० २२८–६ ॥

અર્થ:— પૃથ્વી ઉપર દંડવત્ પ્રણામ દ્વારા જે ભગવાન્‌નું પૂજન કરે છે તેને જે ફળ મળે છે તે ફળ ( ગતિ ) સેંકડો યજ્ઞ કરવાથી પણ મળતું નથી, કેમકે યજ્ઞાદિકોથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે અને તે તો નાશ વાળું છે. અને નમસ્કારાદિ ભક્તિથી તો પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે. અને તે પરમેશ્વરની પ્રાપ્તિ રૂપ ફળ નાશ રહિત છે. આથી યજ્ઞાદિકોના ફળ કરતાં પણ અધિક ફળ નમસ્કાદિ ભકિતનું કહ્યું છે.

तत्तेऽनुकम्पां सुसमीक्षमाणो भुञ्जान एवात्मकृतं विपाकम् ।
हृद्वाग्वपुर्भिर्विदधन्नमस्ते जीवेत यो मुक्तिपदे स दायभाक् ॥
भा०पु०स्क० १०, अ०१४-८ ॥

અર્થ:—જ્ઞાન જે છે તે શીઘ્ર પ્રાપ્ત થવાનું નથી. માટે પોતાના કર્મના ફળ રૂપ સુખ દુઃખને ભોગતો સતો તથા આપની કૃપા થવાની રાહ જોતો સતો જે મનુષ્ય મન તથા વાણી તથા શરીરથી આપની નમસ્કારાદિ રૂપ ભકિત કરે છે અર્થાત્ જીવનનું ફલ જ પરમેશ્વરની ભકિત છે એવો નિશ્ચય કરીને જે નમસ્કારાદિ ભકિત કરે છે તે મુકિતનો અવસ્ય ભાગી થાય છે. જેવી રીતે પિતાના ધનનો પુત્ર જરૂર હકદાર થાય છે, તેવી રીતે ભક્ત પુરૂષ પરમાત્માના સ્વરૂપના જ્ઞાન રૂપ ધનનો અવશ્ય ભાગી થાય છે.

ममाद्यामङ्गलं नष्टं फलवाँश्च मे भवः ।
यन्नमस्ये भगवतो योगिध्येयांघ्रिपङ्कजम् ॥ भा०स्क० १०, अ० ३८-६ ॥

અર્થ:—અક્રૂરજી કહે છે-આજ સંસારના દુઃખના કારણ રૂપ જે મારૂં પાપ (અમંગલ) હતું તે નષ્ટ થયું છે. અને મારો જે જન્મ છે તે પણ આજ સફળ થયો છે, કેમકે યોગી લોક પણ જે ભગવાન્‌ના ચરણકમલનું ધ્યાન કરે છે છતાં તેમને પણ જેનું દર્શન બહુ દુર્લભ છે એવા ચરણકમલને હું આજ નમસ્કાર કરૂં છું.

पतितः स्खलितश्चार्तः क्षुत्वा वा विवशन्ब्रुवन् ।
हरये नम इत्युच्चैर्मुच्यते सर्वपातकात् ॥ भा० स्क० १२ अ० १२-४७ ॥

અર્થ:—કુવા આદિમાં પડેલો, અથવા પગ ખસી જતાં અથવા દુઃખી અવસ્થામાં અથવા છીંક ખાતાં અથવા અવશ થઇને પણ જે " પરમાત્માને મારો નમસ્કાર છે " એમ ઉંચે સ્વરે કહેનાર સર્વ પાપથી છુટી જાય છે.

दुर्गसंसारकान्ताराकूपारे विप्रधावताम् ।
एकः कृष्णे नमस्कारो मुक्त्या तान्तारयिष्यति॥
ग.म.पु.आ.का.अ. २८८-७ ॥

અર્થ:—જેની પાર ઉતરવું બહુ કઠણ છે એવા ( अकूपार ) સંસાર રૂપ મહાવિષમ વનમાં પોતાની રક્ષાને માટે આમ તેમ દોડનાર ( विप्रधवताम् ) મનુષ્યોને માટે ભગવાન્ ( કૃષ્ણ ) ને કરેલો એક નમસ્કાર જ રક્ષાનો ઉપાય છે. તે મોક્ષદ્વારા તેને સંસારરૂપી વનની પાર કરી દે છે.

अतसीपुष्पसंकाशं पीतवाससमच्युतम् ।
ये नमस्यन्ति गोविन्दं न तेषां विद्यते भयम् ॥ " ११-४० ॥

અર્થઃ—અતસી વૃક્ષના પુષ્પ જેવો જેનો વર્ણ શ્યામ છે, તથા જેણે પીળાં વસ્ત્ર પહેરેલાં છે, એવા અવિનાશી કૃષ્ણ પરમાત્માને જે નમસ્કાર કરે છે તેઓ સંસારનો ભય પામતા નથી.

एकोऽपि कृष्णस्य कृतः प्रणामो दशाश्वमेधावभृथेन तुल्यः ।
दशाश्वमेधी पुनरेति जन्म कृष्णप्रणामी न पुनर्भवाय ॥

स्का.पु.ख.५,रे.ख.३,अ० १३२–११ ॥

અર્થઃ—ભગવાન્ (કૃષ્ણ) ને એક પણ નમસ્કાર કરવો તથા દશ અશ્વમેધ યજ્ઞ કરવા એ બન્નેનું ફલ તુલ્ય છે. પરન્તુ દશ અશ્વમેધ કરનાર ફરી સંસારને પ્રાપ્ત થાય છે, ભગવાનને નમસ્કાર કરનારને ફરી સંસારનો ભાગી થતો નથી. એટલી ભગવાન્‌ની ભક્તિમાં અધિકતા છે.

विसृज्य स्मयमानान्स्वान् दृशं व्रीडां च दैहिकीम् ।
प्रणमेद्दण्डवद्भूमावश्वचण्डालगोखरम् ॥ मा० स्क० ११ अ० २९–१६ ॥

અર્થઃ—પોતાની હાંસી કરનાર (स्मयमान) મિત્રાદિકોની ઉપેક્ષા કરીને, તથા "હું ઉત્તમ છું," "આ નીચ છે" આ પ્રકારની દેહ દૃષ્ટિ તથા લજ્જાનો પણ ખ્યાલ છોડીને, ઘોડા, ચણ્ડાલ, ગાય (પશુ) તથા ગધેડાને જોઈને પણ પૃથ્વી ઉપર દણ્ડવત્ પ્રણામ કરવો. કારણ કે કેટલીકવાર લજ્જા પણ સત્કર્મમાં બાધા રૂપ થાય છે. અનુચિત વ્યવહારમાં લજ્જા હોય તો મનુષ્ય બહુ પ્રકારનાં પાપોથી બચી શકે છે. તેવી રીતે ઉચિત નમસ્કારાદિમાં લજ્જા કરવાથી સત્કર્મમાં કદાચ બાધ થાય છે, અને કદાપિ પાપનું પણ કારણ બને છે. તેથી લજ્જા આદિ છોડવાને માટે પણ નમસ્કાર અવશ્ય કર્તવ્ય છે. બીજું, દેહમાં "હું મોટો" એ પ્રકારનું જે અભિમાન છે તે પણ નમસ્કારથી કાંઇક કમી થાય છે.

यावत्सर्वेषु भूतेषु मद्भावो नोपजायते ।
तावदेवमुपासीत वाङ्मनःकायवृत्तिभिः ॥ मा०स्क० ११, अ० २९–१७ ॥

અર્થઃ—જ્યાં સુધી સર્વ પ્રાણીમાં પરમેશ્વરબુદ્ધિ ન થાય ત્યાં સુધી એ પ્રકારે વાણી, મન અને શરીરથી મારી ભક્તિ કરવી.

આ પ્રમાણે ભક્તિની અવધિ, સંપૂર્ણ પ્રાણીમાં ઇશ્વરબુદ્ધિ થવા સુધી કહેવામાં આવી છે. સર્વ પ્રાણીમાં ઇશ્વરબુદ્ધિ રૂપ સર્વાત્મભાવ ઉત્પન્ન કરવાના સાધન રૂપ નમસ્કાર પણ છે.

अयं हि सर्वकल्पानां सध्रीचीनो मतो मम ।
मद्भावः सर्वभूतेषु मनोवाक्कायवृत्तिभिः ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—પરમેશ્વરની પ્રાપ્તિને માટે નાના પ્રકારનાં સાધનો કહ્યાં છે. તે સાધનો મધ્યે મન, વાણી અને કર્મથી સર્વ પ્રાણીમાં ઇશ્વરબુદ્ધિ કરવી એ શ્રેષ્ઠ સાધન છે એવો મારો મત છે.

આ પ્રકારના પ્રમાણથી સર્વાત્મભાવ ઉત્પન્ન કરવો એ સર્વ સાધનોનું લક્ષ્ય છે. અને સર્વને ઇશ્વરબુદ્ધિથી નમસ્કાર કરવાથી અભિમાન શીઘ્ર નિવૃત્ત થઇ જાય છે અને કોઇમાં પણ નીચત્વબુદ્ધિ થતી નથી. ઇશ્વરસૃષ્ટિમાં અનેક પદાર્થ છે. તેમાંની કોઈ પણ વસ્તુમાં નીચદૃષ્ટિ થાય તો ભેદદૃષ્ટિના નિમિત્તથી તેનું પાપ નિવૃત્ત થતું નથી. તો પછી મનુષ્યાદિ ઉત્કૃષ્ટ પ્રાણીમાં નીચ દૃષ્ટિ કરનારનું પાપ તો નિવૃત્ત થાય જ ક્યાંથી?

नरेष्वभीक्ष्णं मद्भावं पुंसो भावयतोऽचिरात् ।
स्पर्धाऽसूयातिरस्काराः साहंकारा वियन्ति हि ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—મનુષ્યોમાં હમેશાં ઈશ્વરદષ્ટિ કરતા સતા શીઘ્ર જ અર્થાત્ આ જ જન્મમાં સમાનોમાં સ્પર્ધા, અધિકમાં અસૂયા, હીનમાં તિરસ્કાર, અને પોતાનામાં અહંકારાદિ જે દોષો હોય છે તે નષ્ટ થઇ જાય છે.

માટે સર્વ પ્રાણીઓને ઇશ્વરબુદ્ધિથી નમસ્કાર કરવો એમ વ્યાસ ભગવાને કહ્યું છે.

ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति ॥
प्रणमेद्दण्डवद्भूमावश्वचण्डालगोखरम् ॥ ,,

અર્થઃ—ઇશ્વિરે પોતે જ જીવ રૂપ કલા થઇને સર્વમાં પ્રવેશ કર્યો છે, માટે ઇશ્વર બુદ્ધિથી ઘોડા, ચણ્ડાલ, પશુ (गो) તથા ગધેડાને પણ દણ્ડવત્ પ્રણામ કરવો.

આ પ્રમાણે ઇશ્વરબુદ્ધિથી સર્વને પ્રણામ કરવાની શાસ્ત્રની આજ્ઞા છે. માટે "હું આ મનુષ્ય અથવા આ પ્રાણીને પ્રણામ કરૂં છું" એ પ્રકારની બુદ્ધિ પરિત્યાગ કરવા યોગ્ય છે, કેમકે તે અજ્ઞાનને લીધે છે.

નમસ્કારનું વિશેષ પ્રયોજન, નિયમ આદિ પહેલાં લખી ચુકયા છીએ. માટે અહિં વિશેષ લખવાની જરૂર નથી.

ઇતિ વન્દનભક્તિનિરૂપણ સમાપ્ત.

## નવધાભક્તિ—૭. દાસ્ય

વન્દનભક્તિનું નિરૂપણ કરીને હવે **દાસ્ય** રૂપ ભક્તિનું નિરૂપણ કરીએ છીએ.

सदा सेव्यानुकूल्येन सेवनं तद्धि गोगणैः ।
हृदयामृतभोगेन प्रियं दास्यमुदाहृतम् ॥ शि. पु. रु.सं.ख.२,अ. २३—२९ ॥

અર્થઃ—જેવી રીતે અમૃતનું સેવન કરવાથી ચિત્તમાં પ્રસન્નતા થાય છે, તેવી રીતે પ્રેમ પૂર્વક પોતાના ઇષ્ટદેવની અનુકૂલતાને અનુસાર શરીરથી સેવા કરવી તેનું નામ **દાસ્ય** છે.

यन्नामश्रुतिमात्रेण पुमान् भवति निर्मलः ।
तस्य तीर्थपदः किं वा दासानामवशिष्यते ॥ भा. स्क० ९, अ० ५—१६ ॥

અર્થઃ—ગંગા આદિ તીર્થના આશ્રય રૂપ જેના પાદ છે એવા (**તીર્થપદ**) ભગવાનના નામના શ્રવણ માત્રથી મનુષ્ય રાગ દ્વેષ, લોભ, આદિક દોષથી રહિત થઇને શુદ્ધ થાય છે. ફરી એ ભગવાનના દાસોને માટે પ્રાપ્ત કરવાનું શું બાકી રહે છે—શુ દુર્લભ છે? અર્થાત્ કાંઇજ નહીં. સર્વ પ્રકારના પુરૂષાર્થ તેને માટે સુલભ છે એવો ભાવ છે.

આ પ્રમાણે 'દાસભાવથી ભકિત કરનારને સર્વ પ્રકારની વસ્તુની સિદ્ધિ કહેવાથી **દાસભાવ** પણ ભકિતનું અંગ સિદ્ધ થાય છે. "દાસ" નામ ભૃત્ય (સેવક)નું છે. જેવી રીતે એક સાચો સેવક પોતાનું શરીર પણ સ્વામીને અર્પણ કરીને સર્વ પ્રકારના સ્વાર્થનો ત્યાગ કરીને સ્વામીના સુખને માટે જ પ્રયત્ન કરે છે, તેવી રીતે ભગવાનના ભકત પણ સર્વ

પ્રકારના સ્વાર્થનો ત્યાગ કરીને પરમેશ્વરની પ્રસન્નતાને માટે ભક્તિ કરે છે. અને દાસભાવથી ભગવાન્ શીઘ્ર વશમાં આવે છે.

किं चित्रमच्युत तवैतदशेषबन्धो दासेष्वनन्यशरणेषु यदात्मसात्त्वम् ।
योऽरोचयत्सह मृगैः स्वयमीश्वराणां श्रीमत्किरीटतटपीडितपादपीठः ॥
भा० स्क० ११ अ० २९-४ ॥

અર્થઃ—હે સંપૂર્ણ પ્રાણીઓના બન્ધુ ! હે અવિનાશી સ્વરૂપ ! બ્રહ્માદિ દેવ લોકોના કિરીટ ( મુકુટ ) ના અગ્ર ભાગથી પીડિત છે પગ જેના એવા આપ છો; અર્થાત્ બ્રહ્મા આદિ દેવતા લોક આપને નમસ્કાર કરે છે. એમ હોવા છતાં પણ આપે શ્રીરામચન્દ્ર રૂપે વાનરોની સાથે મિત્રતા કરવાનું પસન્દ કર્યું. અથવા વૃન્દાવનમાં પશુને ચરાવનાર ગોવાળોનાં પશુ સાથે મિત્રતા કરી. તેમાં કારણ કૃપા જ છે. જેમને આપના વિના બીજો કોઈ આશ્રય નથી એવા દાસોને અધીન ( आत्मसात् ) આપ થઈ જાઓ છો તેમાં કાંઇ આશ્ચર્ય નથી, કેમકે સાચા ભક્તોને અધીન હોવું એ શ્રેષ્ઠ પુરૂષોનો સ્વભાવ જ છે.

આ પ્રમાણે દાસભાવ ભક્તિથી ભગવાનને વશ કરવાનું સામર્થ્ય શાસ્ત્રમાં કહ્યું છે. પરન્તુ " હું દાસ છું " એ પ્રકારની ભાવના માત્રથી દાસભક્તિ થતી નથી.

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वाऽनुसृतस्वभावात् ।
करोति यद्यत्सकलं परस्मै नारायणेति समर्पयेत्तत् ॥ भा०स्क०११अ.२-३६॥

અર્થઃ—શરીરથી થતુ જવું આવવું આદિ ક્રિયા, તથા વાણીથી થતી ભાષણાદિ ક્રિયા, તથા મન વડે થતા સંકલ્પાદિક, તથા અન્ય નેત્રાદિક ઇંદ્રિયો વડે થનારી દર્શનાદિ ક્રિયા, તથા બુદ્ધિથી થતી નિશ્ચયાદિ રૂપ તથા ચિત્ત વડે થતી ચિન્તનાદિ રૂપ જે ક્રિયા છે તે સર્વ, અથવા સાત્ત્વિકાદિ સ્વભાવને અનુસરી જે કોઇ શાસ્ત્રોક્ત અથવા શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરે છે તે સર્વ પરમેશ્વર નારાયણને અર્પણ કરવું અર્થાત્ એથી ભગવાન્ પ્રસન્ન થાઓ એવી ભાવના કરવી એ જ દાસભક્તિનું સ્વરૂપ છે.

જ્યાંસુધી પૂર્ણ દાસભાવ ન થાય ત્યાં સુધી " આ મારૂં, આ શેઠનું " એવો ભેદ લૌકિક સેવકોમાં જોવામાં આવે છે. તેથી જે મનુષ્ય પોતાના સ્વામી પાસેથી કાંઇ પણ ધન લઇને તેને પોતાનું સ્વતન્ત્ર બનાવવા માટે પ્રયત્ન કરે છે તેવા સેવકને શેઠની પૂર્ણ પ્રસન્નતા મળતી નથી. પરન્તુ જે સાચો સેવક છે તેણે જે કોઇને પોતાનો સ્વામી અને પોતાને તેનો દાસ માન્યો હોય તો સ્વામીની પ્રસન્નતા સિવાય બીજી કોઇ વસ્તુની ઇચ્છા રાખતો નથી. ત્યારે પોતે જ સ્વામીના ધન રૂપ થઈ ગયો, એટલે પોતાનું ધન પણ સ્વામીનું જ કહેવાય. તેથી યથાર્થ સેવક જે કોઇ વસ્તુ પોતે પ્રાપ્ત કરે તે સર્વ સ્વામીને જ અર્પણ કરે છે. અન્ય પણ કંઇ કર્મ કરે તે પણ સ્વામીની પ્રસન્નતાને માટે જ કરે છે.

ભગવાનના ભક્તોનો નિશ્ચય સર્વ પ્રકારે પરમાત્માની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો છે. તેથી સર્વ પ્રકારનાં કર્મ ભગવાનને અર્પણ કરતા રહેવું; એ જ દાસભાવની દૃઢતામાં તથા પરમાત્માની પ્રસન્નતામાં કારણ છે. કોઈ પણ પ્રકારના કર્મના ફલની ઇચ્છા રાખે; અથવા કોઈ પણ વસ્તુમાં મમતા રાખે તો તે ખરી ભક્તિ કહી શકાય નહીં. તે તો વ્યાપારબુદ્ધિ છે.

ઇતિ દાસ્યભક્તિનિરૂપણ સમાપ્ત.

---

## નવધાભકિત-૮. સાખ્ય

આ પ્રમાણે દાસભાવભકિતનું નિરૂપણ કરીને સાખ્ય અર્થાત્ સખાભાવ રૂપ ભકિતનું વર્ણન કરીએ છીએ.

**मङ्गलामङ्गलं यद्यत् करोतीतीश्वरो हि मे ।**
**सर्वं तन्मङ्गलायेति विश्वासः साख्यलक्षणम् ॥** શિ.પુ.રુ.સં.ખ.૨,અ.૨૩-૩૨॥

અર્થઃ—ઈશ્વર મારૂં મંગલ કે અમંગલ જે કાંઇ કરે છે તે સર્વ મારે માટે મંગલ રૂપ જ છે એવો જે વિશ્વાસ તે સાખ્યનું લક્ષણ છે.

પરમાત્મા સર્વના સુહૃદ્ છે, કેમ કે પ્રત્યુપકારની ઇચ્છા રાખ્યા વિના સ્વભાવથી જ સર્વનો ઉપકાર કરનારા છે. પ્રત્યુપકારની ઈચ્છા રાખીને જે ઉપકાર કરે છે એવા મિત્ર લૌકિક મનુષ્યોમાં હોય છે, એક જ મનુષ્ય કોઈના પ્રતિ સુહૃદ્ અને અન્ય પ્રતિ મિત્ર, તથા કોઇના પ્રતિ શત્રુ પણ જોવામાં આવે છે.

**अहोभाग्यमहोभाग्यं नन्दगोपव्रजौकसाम् ।**
**यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥** भा०स्कं० १०,अ० १४-३२ ॥

અર્થઃ—નન્દગોપ તથા વ્રજમાં રહેનાર અન્ય લોકોનાં પણ ભાગ્ય બહુ આશ્ચર્ય રૂપ છે, કેમકે પરમાનન્દ સ્વરૂપ પરિપૂર્ણ પર બ્રહ્મ સનાતન પરમાત્મા તેમના મિત્ર છે. અર્થાત્ તે લોક ભગવાનની સાથે પુત્રાદિક નિમિત્ત સંબંધને લીધે સુહૃદ્ભાવથી વર્તાવ કરે છે.

**इत्थं सतां ब्रह्म सुखानुभूत्या दास्यं गतानां परदैवतेन ।**
**मायाश्रितानां नरदारकेण साकं विजह्रुः कृतपुण्यपुञ्जाः ॥** .,અ૦૧૨-૧૧॥

અર્થઃ—તત્ત્વવેત્તા લોકોને સચ્ચિદાનન્દ સ્વરૂપે સ્ફુરણ થાય છે. અને જે લોક ભગવાનના દાસ છે તેમના પ્રતિ પર દેવતા રૂપે સ્ફુરણ થાય છે. અને માયાને અધીન જે વિષયી લોક છે તેમના પ્રતિ સાધારણ મનુષ્યના પુત્ર રૂપે પ્રતીત થાય છે. એવા ભગવાનની સાથે, જેણે અનન્ત પુણ્ય કરેલાં છે એવા ગોવાળોના બાળક આદિ વિહાર કરે છે, અર્થાત્ જ્ઞાની લોકો પ્રતિ સચ્ચિદાનન્દ સ્વરૂપે અનુભવ માત્ર થાય છે. આ પ્રકારની ભગવાનની સાથે ક્રીડા જ્ઞાની લોકોને પણ થતી નથી. અને ભકતોને દેવતા રૂપે ભજન જ થાય છે. વિષયી લોકોને ભગવાનનો સંબંધ પણ થતો નથી. માટે ભગવાનની સાથે આ પ્રકારે મિત્રભાવે વિહાર થવો તે અત્યન્ત પુણ્યનું જ ફલ છે એવો ભાવ છે.

ઈત્યાદિક પ્રમાણથી સહૃદ્ભાવ પણ ભકિતનું અંગ સિદ્ધ થાય છે. જેઓ ભગવાનને સર્વના સુહૃદ્ જાણે છે તેઓને ભગવાન્ પણ સુહૃદ્ થાય છે. અર્થાત્ ઈશ્વર સર્વના સુહૃદ્ હોવા છતાં તે લોકોને વિશેષ રૂપે સુહૃત્ત્વનો અનુભવ કરાવે છે.

જેનું હૃદય સુંદર અર્થાત્ રાગ, દ્વેષ, લોભ, આદિથી મલિન નથી પવિત્ર છે, તેનું નામ સુહૃદ છે. પરમાત્મા સ્વભાવથી જ શુદ્ધ સ્વરૂપ હોવાથી હમેશાં સુહૃદ્ જ છે. સ્વાર્થાદિ નિમિત્તથી કોઇની સાથે મિત્રતા કરતા નથી. પરન્તુ શુદ્ધ ભાવને જ અધીન છે. વિચારદૃષ્ટિથી જોવામાં આવે તો દાસભાવ ભકિતની પહેલાં જ સાખ્યભકિત કહેવી યોગ્ય હતું, કારણ કે જે કોઇ મનુષ્ય કોઇનો દાસ થાય છે તે પહેલાં તેને સુહૃદ્ જાણે છે. જ્યાંસુધી સુહૃદ્ ન જાણે

ત્યાંસુધી સાચો દાસ થવું સંભવિત નથી. અને જ્યાંસુધી સુહૃદ્બુદ્ધિ તથા દાસભાવ ન થાય ત્યાંસુધી આત્મનિવેદન થવાનું નથી. તેથી દાસભાવની દઢતાને માટે તથા આત્મનિવેદનને માટે પણ સુહૃદ્ભાવની આવશ્યકતા છે. એ હેતુથી જ દાસભાવ અને આત્મનિવેદનની વચમાં સુહૃદ્ભાવને કહ્યો છે. સુહૃદ્ભાવ (સાખ્ય) વિના દાસભાવ અને આત્મનિવેદન થઈ શકતું નથી એ વાત સિદ્ધ જ છે.

ઇતિ સાખ્યભકિતનિરૂપણ સમાપ્ત.

## નવધાભકિત-૯. આત્મનિવેદન.

આ પ્રમાણે સુહૃદ્ભાવ (સાખ્ય) ભકિતનું નિરૂપણ કરીને હવે આત્મનિવેદન ભકિતનું વિવેચન કરીએ છીએ.

कृत्वा देहादिकं तस्य प्रीत्यै सर्वं तदर्पणम् ।
निर्वाहाय च शून्यत्वं यत्तदात्मसमर्पणम् ॥ शि.पु.रु.सं.ख.२,अ.२३-२३॥

અર્થઃ—ભગવાનની પ્રીતિ અર્થે દેહાદિ સર્વ ભગવાનને અર્પણ કરવું અને પોતાના નિર્વાહને માટે કાંઇ પણ ન રાખવું (शून्यत्वं) તેનું નામ આત્મસમર્પણ છે.

मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा निवेदितात्मा विचिकीर्षितो मे ।
तदामृतत्वं प्रतिपद्यमानो मयात्मभूयाय च कल्पते वै ॥

भा.स्क.११,अ.२९-३४॥

અર્થઃ—મનુષ્ય સર્વ પ્રકારનાં કર્મોને પરિત્યાગ કરીને જ્યારે દેહાદિ સર્વ મને અર્પણ કરે છે, ત્યારે મારી પ્રાપ્તિને યોગ્ય કર્મ કરવાની ઇચ્છા કરે છે એવો નિશ્ચય થાય છે. અને ત્યારે જ તે જન્મ મૃત્યુ રૂપ સંસારદુઃખથી નિવૃત્ત થઈ મારી પ્રાપ્તિને યોગ્ય થાય છે. અર્થાત્ જ્યાંસુધી મનુષ્ય નાના પ્રકારના સાંસારિક પદાર્થોની પ્રાપ્તિને માટે જે ભિન્ન ભિન્ન કર્મ કરે છે તે સર્વનો ત્યાગ કરીને ભગવાનનો આશ્રય લેતો નથી, ત્યાંસુધી તે મનુષ્ય પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છાવાળો છે અથવા તેને યોગ્ય કર્મ કરનાર છે એવો નિશ્ચય કરી શકાતો નથી. સર્વનો પરિત્યાગ કરીને ઇશ્વરપરાયણ થવું તે જ પૂર્ણભકિતનું લક્ષણ છે.

धर्मार्थकामा इति योऽभिहितस्त्रिवर्ग ईक्षा त्रयी नयदमौ विविधा च वार्ता ।
मन्ये तदेतदखिलं निगमस्य सत्यं स्वात्मार्पणं स्वसुहृदः परमस्य पुंसः ॥

भा०स्क०७,अ० ६-२६॥

અર્થઃ—વેદમાં ધર્મ, અર્થ, કામ એવો જે ત્રિવર્ગ કહેલો છે તે તથા આત્મવિદ્યા (ईक्षा), કર્મવિદ્યા (त्रयी), તથા નીતિ (નય), દણ્ડ (દમ), તથા કૃષિ આદિ નાના પ્રકારની જે વિદ્યા છે તે સર્વ અન્તઃકરણની શુદ્ધિ તથા વિવેકાદિ દ્વારા આત્મનિવેદનનું સાધન હોય તો જ તેને વિદ્યા કહી શકાય. સંસારના ત્રિગુણાત્મક વિષય પદાર્થોની સિદ્ધિને માટે શાસ્ત્ર જેનું પ્રતિપાદન કરે છે તે સકામી મનુષ્યોને માટે ઠીક છે. પરન્તુ યથાર્થ વસ્તુ જે પરમાત્મ રૂપ પુરૂષ સર્વના સુહૃદ્ છે તેને સર્વ વસ્તુ તથા કર્મફલ અર્પણ કરવું એ જ શાસ્ત્રનું તાત્પર્ય છે.

ઇત્યાદિ પ્રમાણથી આત્મનિવેદન એ ભક્તિનું એક મુખ્ય અંગ સિદ્ધ થાય છે. પ્રથમ સર્વ કર્મ-અર્થાત્ ફલોને અર્પણ કરવાને દાસભક્તિ કહી છે. હવે સર્વ પ્રકારનાં કર્મોનો પણ પરિત્યાગ કરીને આપણી સર્વ પ્રકારની સામગ્રી સહિત દેહને પણ ઈશ્વરાર્પણ કરવો તેનું નામ **આત્મનિવેદન** છે. પહેલાં દાસભાવથી કર્મફલો તથા અન્ય વસ્તુનું અર્પણ કરતા કરતા પદાર્થમાં મમતા કાંઈક નિવૃત્ત થતી જાય છે. પછી પોતાના દેહમાંથી પણ મમત્વને નિવૃત્ત કરવું તેવો આત્મનિવેદનનો ભાવ છે. રાવણે પોતાનાં શિર કાપી કાપીને ચઢાવ્યાં એવો ઇતિહાસ છે. પરન્તુ તે આત્મનિવેદન નથી. તે તો આસુરી સંપત્તિવાળાની કઠોરતા છે.

આ વિષયમાં કેટલાક લોકોને એવી શંકા થવાનો સંભવ છે કે સખાભાવ તથા દાસભાવ આદિક વ્યવહાર લૌકિક મનુષ્ય તથા આપણા કુટુંબીની સાથે થઈ શકે છે, ભગવાનની સાથે નહીં. ભગવાનનું તો ધ્યાન થઈ શકે. અથવા તેમના મન્ત્રાદિકોનો જપ થઇ શકે અથવા "**अहं ब्रह्मास्मि**" એ પ્રકારે ચિન્તન કરવાનો વિષય છે. આ શંકા બરાબર છે. તથાપિ મિત્રાદિકોની સાથે જેવી રીતે બેસવું ઉઠવું તથા ખાવું પીવું ઇત્યાદિ વ્યવહાર રાખવામાં આવે છે એવો વ્યવહાર રાખવો તેને અહીં સુહૃદ્‌ભાવ કહ્યો નથી. અને શેઠની સેવાની માફક સ્નાન કરાવવું, અથવા વસ્ત્ર પહેરાવવાં તેનું નામ અહીં દાસભાવ પણ નથી. પરન્તુ પરમાત્મા કોઈનું પણ અનિષ્ટ કરતા નથી, સર્વનો ઉપકાર જ કરે છે, એવા નિશ્ચયથી તેમની ભક્તિ કરવી એ જ સુહૃદ્‌ભાવનું તાત્પર્ય છે. નહિંતો એવું બને કે કર્માનુસાર કોઇ દુઃખ પ્રાપ્ત થતાં ભક્તિ આદિને છોડી દે અને ઈશ્વરને ગાળ દેવામાં પણ સંકોચ નહીં કરે. અને એવા લોક બહુ જોવામાં આવે છે. એવી ભૂલ ન થાય માટે સુહૃદ્‌ભાવ કરવાનો કહ્યો છે.

અસમર્થ પ્રાણીઓ ઉપર દયા શીઘ્ર થવાનો સંભવ છે. "આપ પરમાત્મા તો સર્વ પ્રકારે સમર્થ છો. તેથી દયાળુ આપના વિના અન્ય કોઇ અમારો રક્ષક નથી" આ પ્રકારની પ્રાર્થના હમેશાં બની રહે તેને માટે ભેદભાવનાથી દાસત્વને કહ્યું છે.

**अहं ब्रह्मास्मि** આદિક મહાવાક્યના વિચારને માટે સર્વ કોઈ અધિકારી હોતા નથી. અશુદ્ધ અન્તઃકરણવાળા વિષયાસક્ત મનુષ્યોને માટે ઉલટું તે અનર્થનું જ કારણ છે, કેમકે તે કર્મ તથા ઉપાસનાનો પરિત્યાગ કરીને તત્ત્વજ્ઞાનના અભિમાનથી નરકમાં ડુબશે. વાસ્તવિક રીતે તો ક્રમે ક્રમે અભ્યાસ વધારતાં વધારતાં જ મનુષ્ય તત્ત્વજ્ઞાનનો અધિકારી થઈ શકે છે. માટે કહ્યું છે કેઃ—

**तस्यैवाऽहं ममैवाऽसौ स एवाहमिति त्रिधा ।**
**भगवच्छरणत्वं स्यात्साधनाभ्यासपाकतः ॥**

અર્થઃ—હું પરમેશ્વરનો દાસ છું. પરમેશ્વર મારાજ છે. અને મારૂં સ્વરૂપ જ પરમેશ્વર છે. એમ ત્રણ પ્રકારે પરમાત્માને શરણે જવાની રીતિ છે. સાધનોના અનુષ્ઠાન વડે ક્રમે ક્રમે આ અન્ત્ય અવસ્થા પ્રાપ્ત થઈ શકે છે.

ભક્તિની શરૂઆતમાં હું પરમેશ્વરનો દાસ છું એવી ભાવના થાય છે. કારણ કે તે અવસ્થામાં તેને "દેહાદિકથી ભિન્ન આત્મા કે ઈશ્વર કોઇ છે, મારા જીવે તેની ભક્તિ કરવી જોઇએ" એટલુંજ જ્ઞાન થાય છે. જીવ બ્રહ્મના અભેદની વાત કદાપિ સાંભળી હોય અથવા શાસ્ત્ર દ્વારા પોતે જ જાણી હોય. તથાપિ તે જ્ઞાન પરોક્ષ હોવાથી દૃઢ જ્ઞાન કહી શકાય નહીં. દાસભાવથી ભક્તિ કરતાં કરતાં કંઇક દોષની નિવૃત્તિ થતી જાય છે. અને સંસારથી

કઈક વિરક્તિ પણ થતી જાય છે જેટલી જેટલી સંસારથી વિરક્તિ થાય છે, તેટલો તેટલો પરમાત્મામા પ્રેમ વધતો જાય છે

એ પ્રમાણે પ્રેમની વૃદ્ધિ થતા થતા "પરમેશ્વર મારા જ છે" એ પ્રમાણે ભક્તિની બીજી અવસ્થા પ્રાપ્ત થાય છે સાધારણ લૌકિક સેવકોમા પણ 'હુ શેઠનો સેવક, શેઠ મારા સ્વામી" એવો પ્રેમ વિશેષ જોવામા આવે છે

સાધન કરતાં કરતા તેથી પણ વધતા વધતા "હુ જ પરમેશ્વર છુ—મારૂ સ્વરૂપ જ પરમેશ્વર છે" એવો નિશ્ચય થાય છે અર્થાત્ ભગવદાકાર અન્તઃકરણની વૃત્તિ રૂપ ભક્તિ દૃઢ થવાથી **अहं ब्रह्मास्मि** એ જ્ઞાન દૃઢ થાય છે

આ તત્ત્વજ્ઞાન બહુ ભાગ્યશાળી મનુષ્યોને અનેક જન્મના પુણ્ય કર્મના પ્રભાવથી અન્તિમ જન્મમા પ્રાપ્ત થવાનુ છે પુણ્ય સપાદન કર્યા વિના, તથા ક્રમથી સાધન કર્યા વિના આત્મસાક્ષાત્કારની ઇચ્છા રાખનાર બુદ્ધિમાન્ નહી કહેવાય પરમાત્માને શરણ જવાની જે ત્રણ રીતિ બતાવી છે તે સાધનોનુ અનુષ્ઠાન ક્રમથી કહ્યુ છે પૂર્ણ પરિપક્વ અવસ્થા પ્રાપ્ત થતા અન્ત્ય સ્થિતિ પ્રાપ્ત થાય છે માટે પ્રથમ દાસભાવજ ઉત્તમ છે મિષ્ટાન્ન પુષ્ટિ દેનાર છે, તથાપિ સગ્રહણી વાળાને મૃત્યુનુ કારણ છે સમર્થને માટે તત્ત્વજ્ઞાન યોગ્ય જ છે છતા બીજાને માટે અનર્થનુ જ કારણ છે તે લોકોને માટે તો પ્રથમ દાસભક્તિ શ્રેષ્ઠ છે. અન્તઃકરણની ભાવના વિરોધ થતા ઇશ્વરમા પણ દાસભાવ બને છે માટે—

**सर्वलाभोपहरणं दास्येनात्मनिवेदनम् ॥ भा. स्क. ११, अ ११–३५ ॥**

અર્થ —આપણને પ્રાપ્ત થયેલી સર્વ વસ્તુનુ સમર્પણ તથા દાસભાવથી આત્મનિવેદન અર્થાત્ પુત્રાદિ સર્વ પ્રમાણના સાધનો સહિત પોતાનો દેહ પણ ભગવાનને નિમિત્ત અર્પણ કરવો અર્થાત્ "આ સર્વ પરમેશ્વરનુ છે, અમારૂ એમા કાઇ નથી" એ પ્રકારે પદાર્થોમાથી પોતાના મમત્વની નિવૃત્તિ કરીને મમત્વનો અભાવ વ્યવહારમા લાવવો—વર્તાવ કરવો એ સર્વ ભક્તિનુ અગ છે તદીયતાના વિવેચનમા પણ આ વાત પહેલા કહેવામા આવી છે

ભગવાનની સાથે મિત્રભાવ આદિ ભાવના કરવાથી ઇશ્વરના તિરસ્કાર થશે એવો ખ્યાલ કરવો નહીં કેમકે—

**काम क्रोधं भयं स्नेहमैक्य सौहृदमेव च ।**
**नित्य हरौ विदधतो यान्ति तन्मयतां हि ते ॥ भा.स्क.१०, अ० २९–१५ ॥**

અર્થ —કામ, ક્રોધ, ભય, સ્નેહ, સબન્ધ, સુહૃદ્ભાવ ઇત્યાદિ કોઇ પણ ભાવથી ભગવાનનુ ચિન્તન કરવામા આવે તો ઇશ્વરસાયુજ્યની પ્રાપ્તિ થાય છે

ગોપીઓમાથી કેટલીક મનથી જ ભગવાનને પ્રાપ્ત થઇ છે શિશુપાલ ક્રોધથી ભગવાનનુ ચિન્તન કરતો હતો કસ ભગવાનથી ડરતો હતો યશોદા આદિને સ્નેહ હતો પાણ્ડવો પોતાના સબધી જાણી પ્રેમ કરતા હતા નારદાદિને સુહૃદ્ભાવ હતો આ સર્વ લોકને ભગવાનની સાથે સાયુજ્યને પ્રાપ્ત થયા છે, કેમકે ભગવત્પ્રાપ્તિમા કોઈપણ પ્રકારે અન્તઃકરણને ભગવદાકાર કરવામા જ તાત્પર્ય છે.

પરન્તુ કેટલાક લોક—

मत्कामा रमणं जारं मत्स्वरूपविदोऽबलाः ।

ब्रह्म मां परमं प्रापुः संगाच्छतसहस्रशः ॥ भा० स्क० ११, अ०१२–१३ ॥

અર્થઃ—મારા યથાર્થ સ્વરૂપને નહિ જાણનાર તથા લૌકિક મનુષ્યની તુલ્ય એક ઉપપતિ (रमणं जारं) રૂપે મારી કામના કરનાર કેટલીએ સ્ત્રીઓ મારા સમાગમથી પરબ્રહ્મ રૂપ મારા સાયુજ્યને પ્રાપ્ત થઇ છે. વળીઃ—

तमेव परमात्मानं जारबुद्ध्यापि संगताः ।

जहुर्गुणमयं देहं सद्यः प्रक्षीणबन्धनाः ॥ भा० स्क० १०, अ० २९–११ ॥

અર્થઃ—તે પરમાત્મ રૂપ કૃષ્ણ ભગવાનને એક ઉપપતિ (जार) રૂપે ધ્યાન કરવાથી જેનાં કર્મ રૂપ બંધનો છૂટી ગયાં છે તેવી ગોપીઓએ પંચભૂતોના (ત્રિગુણાત્મક) શરીરનો પરિત્યાગ કર્યો (जुहुः) અર્થાત્ દેહનો ત્યાગ કરીને ભગવાનના સાયુજ્યને પ્રાપ્ત થઈ. વળીઃ—

याः संपर्यचरन्प्रेम्णा पादसंवाहनादिभिः ।

जगद्गुरुं भर्तृबुद्ध्या तासां किं वर्ण्यते तपः ॥ भा०स्क०१०,अ०९०–२७ ॥

અર્થઃ—જેમણે જગદ્ગુરૂ પરમાત્માની પતિબુદ્ધિથી પ્રેમપૂર્વક પાદમર્દનાદિ સેવા સારી રીતે કરી છે તેમના તપનું શું વર્ણન કરવું ?

ઇત્યાદિ ભાગવતના શ્લોકો તથા રાસલીલાનાં પ્રકરણોને જોઇ બહુ ગભરાઇને ભાગવતને તથા ગોપીઓને તથા બહુ આવેશમાં આવી જઇને ભગવાનને પણ અસંબદ્ધ બોલવાને તૈયાર થઇ જાય છે. અને કેટલાક લોક ભાગવત ગ્રન્થોનો બહિષ્કાર કરવાને માટે પણ તૈયાર થાય છે. આવી વાતો સાંભળી ઉદ્વેગથી કેટલાક ભક્તો પણ "એ શ્લોકનો ભાવ જૂદો છે, આવી વાત કદાપિ હોઈ શકે નહિં" એમ કહીને ભગવાનને તથા ગોપી લોકોને તથા ભાગવતને પણ એ અપરાધથી બચાવવાને માટે પ્રયત્ન કરે છે. આ લોકની આ સર્વ ચેષ્ટા તો ઠીક છે, કેમકે ત્યાગ કરવાને યોગ્ય કામાદિથી કલ્યાણ પ્રાપ્ત થયું એવી વાત સાંભળવાથી સર્વ ગભરાય એમાં આશ્ચર્ય નથી.

नभः पतत्यात्मसमं पतत्रिणः ॥

અર્થઃ—પક્ષીઓ પોતાની શક્તિ અનુસારજ આકાશમાં ઉંચે ઉડે છે. સર્વ પક્ષી સરખાં ઉંચે ઉડતાં જોવામાં આવતાં નથી.

આ ન્યાયને અનુસાર સર્વ મનુષ્ય સ્વાર્થનો પરિત્યાગ કરીને શાસ્ત્રનું વિવેચન કરવા છતાં પોતાની બુદ્ધિ અનુસાર જ વિવેચન કરી શકે છે. ભાગવત ભક્તિપ્રધાન ગ્રન્થ છે. તેનું વિવેચન કરવાને માટે ભક્તિશાસ્ત્રનું રહસ્ય તથા કંઇક અલંકારાદિકની શૈલી વિશેષ જાણવાની જરૂર છે. મર્મને નહીં જાણી શ્લોકોના અર્થોની જૂદી જૂદી રચના કરવાનો પ્રયત્ન છોડીને સત્ય વસ્તુનું લક્ષ્ય રાખી શાસ્ત્રના મર્મને જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ.

ભગવાન્માં કામ, ક્રોધ, આદિ કરવો તે કામાદિ દોષોની નિવૃત્તિ કરવાના ઉપાયરૂપ છે.

तदर्पिताखिलाचारः सन् कामक्रोधाभिमानादिकं तस्मिन्नेव करणीयम् ॥

नार० भ० सू० ६५ ॥

અર્થઃ—દાસભાવથી સંપૂર્ણ કર્મોને જેણે ભગવાનને અર્પણ કર્યાં છે તેણે કામ, ક્રોધ,

અભિમાનાદિ સર્વ ભગવાન્‌ને વિશે જ કરવાં જોઈએ.

દેવ, બૃહસ્પતિ, પ્રજાપતિ, અને બ્રહ્મા (હિરણ્યગર્ભ) સુધીના આનન્દનું નિરૂપણ કરતા સતા પૂર્વ પૂર્વ કહેલા ચક્રવર્તી આદિના આનન્દ કરતાં ઉત્તર ઉત્તર કહેલા મનુષ્યગન્ધર્વાદિના આનન્દ સો સો ગણા અધિક છે. તે સર્વમાં બ્રહ્મા(હિરણ્યગર્ભ)નો આનન્દ શ્રેષ્ઠ કહ્યો છે. આ હિરણ્યગર્ભનો આનન્દ પણ સચ્ચિદાનન્દ રૂપ પરમાત્માના આનન્દનો એક દેશ માત્ર છે. (વૈરાગ્યવિવેચનમાં આનું અધિક વિવેચન જોવું.) આ પરમાત્માની પ્રાપ્તિ રૂપ પરમાનન્દને માટે પૂર્વ પૂર્વ આનન્દનો પરિત્યાગ તથા ઉત્તરોત્તર આનન્દમાં ઇચ્છા પણ સાધન રૂપ છે તેમાં કોઇ દોષ નથી, ઇચ્છાનો પરિત્યાગ કરતા કરતા બ્રહ્મલોક પર્યન્તના ભોગ્ય પદાર્થની ઇચ્છાનો પરિત્યાગ કરીને પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છા માત્ર બાકી રહે તો તે યોગ્ય અધિકારી કહેવાય છે.

યજ્ઞાદિક સકામ કર્મ કરનાર લોક દેવલોકના અપ્સરા આદિક દિવ્ય ભોગની ઇચ્છાવાળા હોય છે, વિરક્ત હોતા નથી. તથાપિ તેમની દુરાચારીમાં ગણતરી કરવામાં આવતી નથી. તેવી રીતે મોક્ષની પ્રાપ્તિને માટે પોતાના કુટુંબાદિનો પરિત્યાગ કરીને નિયમાનુસાર સંન્યાસ ધારણ કરનારની પણ ગણતરી દુરાચારીમાં નથી. તેવી જ રીતે જેનો ત્યાગ કરવો બહુ કઠિણ છે એવી વાસનાનો પરિત્યાગ કરવાને માટે ભગવાન્‌ને પતિભાવથી પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનારી ગોપીઓ પણ દુરાચારી ગણી શકાય નહીં. પ્રાચીન વિદ્વાનોએ તથા ભક્તલોકોએ પણ ગોપીઓને ઉત્તમ ભક્તોની કોટિમાં ગણી છે. વળીઃ—

वसुदेवगृहे साक्षाद्भगवान्पुरुषः परः ।
जनिष्यते तत्प्रियार्थं संभवन्तु सुरस्त्रियः ॥ ભા૦ સ્ક૦ ૧૦, અ૦ ૧–૨૩ ॥

અર્થઃ—વસુદેવના ઘરમાં સ્વયં ભગવાન્ ભાવિક શરીર ધારણ કરીને પ્રકટ થનાર છે. તેમને સેવાથી પ્રસન્ન કરવાને માટે (तत्प्रियार्थम्) તમે દેવ સ્ત્રીઓ પણ પૃથ્વીમાં જન્મ લ્યો. એ પ્રમાણે દેવસ્ત્રીઓ પ્રતિ બ્રહ્માજીના વચનથી; તથા—

सर्वे ते देवतामाया उभयोरपि भारत ।
ज्ञातयो बन्धुसुहृदो ये च कंसमनुव्रताः ॥ ભા૦ સ્ક૦ ૧૦, અ૦ ૧–૨૩ ॥

અર્થઃ—નન્દ તથા વસુદેવ એ બન્નેના(उभयोः) કુળમાં જે કોઇ જ્ઞાતિવાળા છે તથા બન્ધુ લોક છે તથા સુહૃદ છે અને અન્ય જે કોઇ કંસના અનુયાયી છે તે સર્વે નિશ્ચય પૂર્વક દેવાંશ જ(देवतामायाः) એવા નારદજીના વચનથી પણ નન્દ ગોપાદિક દેવાંશ તથા ગોપી લોકો દેવસ્ત્રીઓના અંશ હોવાનું સિદ્ધ થાય છે જે દેવ તથા દેવીઓના અંશ હોય છે તેમને સ્વયં વસ્તુનું જ્ઞાન થાય છે કેમકે દેવના લોકોને "સ્વયંજ્ઞાતવેદ" કહ્યા છે–વેદ ભણ્યા વિના જેને વેદનું જ્ઞાન હોય છે. તેનું નામ "સ્વયંજ્ઞાતવેદ" છે. ગોપીલોકોને ભગવાન્ સંબંધી કેવું જ્ઞાન હતું તે વાત ગોપીલોકોની સ્તુતિથી માલમ પડે છે.

न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक् ।
विखनसाऽर्थितो विश्वगुप्तये सख उदेयिवान्सात्वतां कुले ॥

ભા૦ સ્ક૦ ૧૦, અ૦ ૩૧–૪ ॥

અર્થઃ—હે સખે ! આપ ગોપી યશોદાના પુત્ર નથી, પરન્તુ સંપૂર્ણ પ્રાણીઓના અન્તઃકરણના આપ સાક્ષી સ્વરૂપ છો. બ્રહ્માજી ( **विखनस्** ) ની પ્રાર્થનાથી જગત્‌ની રક્ષા કરવાને માદવોનાં( **सात्वताम्** )કુલમાં આપે અવતાર ધારણ કર્યો છે.

**तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।**
**श्रवणमंगलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥ ,, ॥ ९ ॥**

અર્થઃ—આધ્યાત્મિકાદિક તાપને દૂર કરનારી, તથા વિદ્વાનોએ જેની સ્તુતિ કરેલી છે તેવી તથા પાપને દૂર કરનારી, તથા શ્રવણ માત્રથી મંગલના કારણ રૂપ તથા શાન્ત સ્વરૂપ ( **श्रीमत्** ) તેવી આપની કથા રૂપ અમૃતની, જેઓએ પૂર્વ જન્મમાં બહુ દાનાદિ પુણ્ય કરેલું છે તેવા લોકો પૃથ્વીમાં સ્તુતિ કરે છે—અર્થાત્ તેવા લોકો જ આપની કથા રૂપ અમૃતનું પાન કરવાને ભાગ્યશાળી થાય છે. અમૃતપાન કરવાથી દેહ સંબંધી ખેદ નિવૃત્ત થાય છે, તેથી તત્ત્વવેત્તા લોક તેવા અમૃતને તુચ્છ માને છે. પરન્તુ ભગવાન્‌ની કથા રૂપી અમૃત તો સર્વ દુઃખોને દૂર કરે છે, એવા અમૃતનું પાન બહુ જ પુણ્ય વિના મળતું નથી એવો ભાવ છે. વળી—

**विरचिताभयं वृष्णिधुर्य ते चरणमीयुषां संसृतेर्भयात् ।**
**करसरोरुहं कान्त कामदं शिरसि देहि नः श्रीकरग्रहम् ॥**
**भा.स्क.१०,अ.३१–५ ॥**

અર્થઃ—હે વૃષ્ણિ વંશીઓમાં શ્રેષ્ઠ ! હે કાન્ત અર્થાત્ હે વાસુદેવ ! સંસારના ભયથી આપનાં ચરણોમાં આવેલા ( **ईयुषाम्** ) ભક્તોને જે હાથ વડે આપે અભય આપેલું છે, તથા જે હાથ સર્વ કામનાઓને પૂર્ણ કરે છે, અને જે સાક્ષાત્ લક્ષ્મીજીના હાથનું ગ્રહણ કરનાર છે એવા આપના કરકમલને અમારા લોકોના શિર ઉપર ધરો. ( શ્લોકમાં **कान्त** શબ્દનો અર્થ "પતિ" નથી. "**कस्य ब्रह्मणो अन्तो यस्मादिति कान्तः**" એ પ્રકારના વિગ્રહથી "કાન્ત" નામ પરમાત્માનું છે, સંહારકાલમાં બ્રહ્માનો પણ નાશ પરમાત્માથી જ થાય છે. માટે તેમનું નામ કાન્ત કહ્યું છે.) તથા—

**प्रणतदेहिनां पापकर्शनं तृणचरानुगं श्रीनिकेतनम् ।**
**फणिफणार्पितं ते पदाम्बुजं कृणु कुचेषु नः कृन्धि हृच्छयम् ॥ ,, ॥ ७ ॥**

અર્થઃ—પ્રણામ કરનારના અર્થાત્ શરણાગતોના પાપને દૂર કરનાર, તથા ગવાદિ તૃણચરની પાછળ જનાર તથા લક્ષ્મી, શોભા, બુદ્ધિ, કીર્તિ, સિદ્ધિ આદિના આશ્રય રૂપ, તથા કાલીય નાગની ફણો ઉપર મૂકેલા એવા આપના ચરણકમળને અમારા સ્તનોમાં અર્પણ કરો. અને જેમ કાલીય નાગની ફણો ઉપર પગ રાખવાથી તેના ઘોર વિષનું વમન થયું હતું, તેવી રીતે અમારા હૃદયમાં સ્થાપિત કરેલા આપનાં ચરણકમલ અમારા હૃદયમાં રહેલા કામાદિ ( **हृच्छयम्** ) દોષોનું છેદન કરો (**कृन्धि**) અર્થાત્ ઝેરી નાગનું ઘોર વિષ જ્યારે આપના ચરણકમલથી બહાર નિકળી ગયું છે, તો પછી અમારા કામાદિના તુચ્છ વેગનું વમન થાય તેમા શી નવાઇ એવો ગોપીઓની સ્તુતિનો ભાવ છે. વળી—

**प्रणतकामदं पद्मजार्चितं धरणिमंडनं ध्येयमापदि ।**
**चरणपंकजं शंतमं च ते रमण नः स्तनेष्वर्पयाधिहन् ॥ ,, ॥ १३ ॥**

અર્થઃ—હે સર્વ પ્રાણીઓમાં રમણ કરનાર ( रमण ), તથા હે દુઃખોના નાશ કરનાર ( आधिहन् )! પ્રણામ કરનારને સર્વ કામ્ય પદાર્થ દેનાર એવા, તથા જેની પૂજા બ્રહ્માજીએ કરેલી છે એવા, તથા પૃથિવીના અલંકાર રૂપ એવા, તથા આપત્તિ સમયે ધ્યાન કરવા યોગ્ય એવા અર્થાત્ ધ્યાન માત્રથી આપત્તિને દૂર કરનાર એવા આપના ચરણકમલને અમારા કામાદિ દોષોની શાન્તિને માટે અમારા સ્તનોમાં અર્પણ કરો.

આ પ્રમાણે विरचिताभयम् ઇત્યાદિ શ્લોકો વડે જે પ્રાર્થના છે તેથી ગોપી લોકોના યથાર્થ જ્ઞાનનો, તથા પોતાના કામાદિ દોષોને નિવૃત્ત કરવાની શુદ્ધ ભાવનાનો નિશ્ચય થાય છે. માટે આ ગોપીલોકોની ભક્તિ ઉત્તમ તથા વિરક્તિયુક્ત હોવાનો નિશ્ચય થાય છે. જેટલી ગોપીઓ ભગવાનની પાસે ગઈ છે તે સર્વ વિરક્ત જ છે એમ પ્રમાણથી સિદ્ધ થાય છે.

दुहन्त्योऽभियुः काश्चिद्दोहं हित्वा समुत्सुकाः ।
पयोऽधिश्रित्य संयावमनुद्वास्यापरा ययुः ॥ भा०स्क० १०, अ० २९-५॥

અર્થઃ—ભગવાનની પાસે જવાની ઇચ્છા વાળી ( समुत्सुकाः ) કોઈ ગોપીઓ ગાયને દોહતી હતી તે દોહન કાર્ય પડતુ મૂકીને ગઇ. કોઈ તો ગરમ કરવાને ચૂલા ઉપર દૂધને રાખીને અર્થાત્ તેને ઉતાર્યા વિના જ ચાલી ગઈ. કોઇ ચૂલા ઉપરથી સંયાવ( થૂલી )ને ઉતાર્યા વિના ચાલી ગઇ. (ગોળ અને ઘીમાં ઘઉંની નાની નાની કણીથી બનતા ખાવાના પદાર્થને संयाव કહે છે ).

परिवेषयन्त्यस्तद्धित्वा पाययन्त्यः शिशून्पयः ।
शुश्रूषन्त्यः पतीन्काश्चिदश्नन्त्योऽपास्य भोजनम् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—કોઇ પોતાના પુત્રાદિકોને ખાવાનું પીરસતી હતી તેઓ પીરસવાનું કામ અધવચ છોડીને ચાલી ગઇ. કોઈ પોતાના બાળકોને દૂધ પાતી હતી તે છોડીને ગઈ. કોઇ પતિની સેવા કરતી હતી તે છોડીને જતી રહી. અને ભોજન કરતી હતી તે ભોજન તજીને ગઇ.

लिम्पन्त्यः प्रमृजन्त्योऽन्या अञ्जन्त्यः काश्च लोचने ।
व्यत्यस्तवस्त्राभरणाः काश्चित्कृष्णान्तिकं ययुः ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—કોઇ પોતાના શરીરમાં ચન્દનાદિનો લેપ કરતી હતી, કોઈ અંગોમાં ઉદ્વર્તન કરતી હતી, કોઈ નેત્રમાં અંજન લગાવતી હતી, તે સર્વ ક્રિયાઓ છોડીને ભગવાનની પાસે ચાલી ગઇ. અને કેટલીકના શરીરનાં વસ્ત્ર અને આભૂષણ અસ્તવ્યસ્ત હતાં તેની દશામાં ગઈ. (માંગલ્ય-સૌભાગ્ય-સૂચક હમેશ પહેરવાનાં ભૂષણનું જ અહીં ગ્રહણ છે.)

ता वार्यमाणाः पतिभिः पितृभिर्भ्रातृबन्धुभिः ।
गोविन्दापहृतात्मानो न न्यवर्तन्त मोहिताः ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—પોતાના પતિ, પિતા, ભાઈ, બન્ધુ આદિ લોકોએ રોકયા છતાં પણ તે ગોપીઓ પાછી વળી નહી. સર્વ ભગવાનની પાસે ચાલી ગઈ, કેમકે ભગવાને તેમનાં ચિત્તને સંસારમાંથી હરણ કરી લીધાં હતાં, અને ભગવાનમાં મોહિત થઈ ગઇ હતી. તેથી તેમને પતિ આદિનું કાંઈ ભાન રહ્યું નહોતું.

આ પ્રકારે અર્થાત્ કુટુંબ, ધન, આદિ સર્વનો પરિત્યાગ કરીને ઘેરથી નિકળી જવું તે તીવ્ર વિરક્તિ વિના કદી બની શકે નહીં એ વાત સર્વ જાણી શકે છે. અનુચિત વ્યવહાર કરનાર ચોરી છુપીથી જાય છે. અને અનુચિત વ્યવહાર કરનાર પુરૂષ પણ મેદાનમાં સ્ત્રીઓને એકઠી કરી શકે નહીં. વળી—

**अन्तर्गृहगताः काश्चिद्गोप्योऽलब्धविनिर्गमाः ।**

**कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलितलोचनाः ॥ ,, ॥ ९ ॥**

અર્થ:—જે કોઈ ગોપીલોક ઘરની અંદર હતી તે દરમ્યાન તેમના પતિ આદિએ દ્વાર બંધ કરી દીધેલાં હોવાથી ભગવાનની પાસે જવાને રસ્તો ન મળવાથી જઇ શકી નહીં તેઓ ભગવાનમાં ભાવના યુક્ત હોઇ નેત્ર બંધ કરી ભગવાનનું ધ્યાન કરવા લાગી (दध्युः).

**दुःसहप्रेष्ठविरहतीव्रतापधुताशुभाः ।**

**ध्यानप्राप्ताच्युताश्लेपनिर्वृत्त्या क्षीणमङ्गलाः ॥ ,, ॥ १० ॥**

અર્થ:—અતિ પ્રિય ભગવાનના વિરહાગ્નિના તીવ્ર અને સહન ન થઇ શકે તેવા તાપથી જેઓનાં સર્વ પાપ નષ્ટ થઇ ગયાં છે તેવી ગોપીઓએ કરેલા ધ્યાનમાં પ્રાપ્ત થયેલા ભગવાન્ (**अच्युत**)ના સંગ (**આશ્લેષ**)થી અર્થાત્ ભગવદાકાર થયેલી વૃત્તિમાં પ્રકટ થયેલા આનન્દ (**निर्वृत्ति**)થી તેમનાં પુણ્યકર્મ પણ નષ્ટ થઇ ગયાં. આ પ્રમાણે પ્રારબ્ધ કર્મનો નાશ થવાથી તેઓએ પોતાના દેહનો ત્યાગ કર્યો.

**ભગવાનના ધ્યાનથી યોગીઓની માફક તેમનો દેહત્યાગ પણ કહ્યો છે.**

આ નાના પ્રકારનાં પ્રમાણોથી ગોપીઓમાં કોઇ પણ મનુષ્ય સ્ત્રી નહોતી (સર્વ દેવસ્ત્રીઓ હતી). અને સર્વ વિરક્ત હતી. તથા યથાર્થ જ્ઞાનવાળી હતી. તેમની ભાવના પણ શુદ્ધ હતી. તેમાં કાંઇ શંકાને અવસર નથી.

છતાં સર્વ ગોપી સરખી નહોતી. કોઈ તો જન્મથી સિદ્ધ જ હતી. કોઇ સાધન કરીને સિદ્ધ થઇ હતી. કોઇ તો ભગવાનને પતિ રૂપે પ્રાપ્ત કરવાને માટે વ્રત કરતી કુમારિકા આદિ કામના વાળી પણ હતી. તેમા કામના વાળીની કામના નિવૃત્ત કરવાને માટે પોતાની પ્રતિજ્ઞા અનુસાર રાસાદિક પણ કોઈ અયોગ્ય નથી. ગોપીઓને મનુષ્યદષ્ટિથી જોઇએ તોપણ શાસ્ત્રાનુસાર દોષ નથી આવતો, કેમકે ભગવાન્ વિશે જે કામના છે તે કામાદિક દોષને નિવૃત્ત કરવાને માટે છે.

**न मय्यावेशितधियां कामः कामाय कल्पते ।**

**भर्जिताः क्वथिता धाना प्रायो बीजाय नेष्यते ॥** भा०स्क०१०,अ०२२-२६॥

અર્થ:—જેનું ચિત્ત મારામાં લાગેલું છે તેની કામનાનું ફલ વિષયભોગ નહી થાય, કેમકે શેકેલા તથા પાણીમાં પકાવેલા (**क्वथिताः**) દાણા ફરીથી બીજમાં કામ લાગતા નથી.

જેવી રીતે અગ્નિમાં શેકેલા કે પકાવેલા ચણા આદિ બીજમાંથી ફરી અંકુર ઉત્પન્ન થઇ શકતા નથી. તેવી રીતે પરમાત્માના ભક્તોના ચિત્તમાં જે કામના છે તે વિષયભોગને માટે જન્મરૂપી અંકુર ઉત્પાદન કરવા સમર્થ નહીં થાય. કારણ કે પરમાત્મા જ્ઞાન સ્વરૂપ છે. અને જ્ઞાન સ્વરૂપમાં ચિત્ત લગાવવાથી ચિત્તના કામાદિ દોષ જ્ઞાન રૂપી અગ્નિમાં દગ્ધ થઇ

જાય છે. તેથી ભુંજેલા કે પકાવેલા અનાજની માફક જન્મરૂપી, અંકુરના કારણ રૂપ વિષયવાસના તેમાં રહેતી નથી એવો ભાવ છે.

ઇતિ આત્મનિવેદનભક્તિનિરૂપણ સમાપ્ત.

ઇતિ ભક્તિ પ્રક૦ ૫ માં તદ્ગુણશ્રુતિ (હરિગુણશ્રુતિ) નામની ભક્તિની ચતુર્થી ભૂમિકા નિરૂપણ અ. ૪. સ. ૫. સમાપ્ત.

## અધ્યાય ૪. સર્ગ. ૬.

### ૫. પઞ્ચમી ભૂમિકા–રત્યઙ્કુરોત્પત્તિ.

હવે રત્યઙ્કુરોત્પત્તિ નામની ભક્તિની પંચમી ભૂમિકાનું નિરૂપણ કરીએ છીએ.

પૂર્વે કહેલી ચાર ભૂમિકા સાધન રૂપ છે. તેમનું અનુષ્ઠાન કરવાથી દ્રવીભૂત ચિત્તમાં પ્રવિષ્ટ થયેલી ભગવદાકાર વૃત્તિ રૂપ ભક્તિ ઉત્પન્ન થાય છે. આ પંચમી ભૂમિકા જ ભક્તિનું સ્વરૂપ છે. તે પરિપક્વ થવાથી બાકીની ૭ ભૂમિકા પ્રાપ્ત થાય છે. બાકી ૭ ભૂમિકા તેના ફલ રૂપ જ છે. રત્યઙ્કુરોત્પત્તિનુ સ્વરૂપ નીચેના શ્લોકમાં બતાવ્યું છે:

ज्ञानमाता शम्भुभक्तिर्भुक्तिमुक्तिप्रदा सदा ।
सुलभा यत्प्रसादाद्धि सत्प्रेमाङ्कुरलक्षणा ॥ शि. पु को.रु.सं.अ. ४१–१९ ॥

અર્થઃ—શંભુ (શિવ–પરમેશ્વર)ની ભક્તિ જ્ઞાનને ઉત્પન્ન કરનારી છે તથા ભોગ મોક્ષ દેનારી છે, તે ભક્તિની સત્પ્રેમાઙ્કુર લક્ષણા અર્થાત્ રત્યઙ્કુરોત્પત્તિ નામની પંચમી ભૂમિકા જે પરમાત્માની પ્રસન્નતાથી થાય છે તેમને ભજો.

सतां प्रसंगान्मम वीर्यसंविदो भवन्ति हृत्कर्णरसायनाः कथाः ।
तज्जोषणादाश्वपवर्गवर्त्मनि श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति ॥
भा.स्क.३,अ.२५–२५ ॥

અર્થઃ—સત્પુરૂષોના સમાગમથી, મારા પ્રભાવનું જ્ઞાન જેમાંથી પ્રાપ્ત થાય તેવી અને હૃદય અને કર્ણને આનન્દ આપનારી કથાનું શ્રવણ પ્રાપ્ત થાય છે. તે કથાના સેવન (जोषण)થી શીઘ્ર મોક્ષમાર્ગમાં શ્રદ્ધા થાય છે. શ્રદ્ધાથી પ્રીતિ થાય છે. તે પછી પ્રેમના અતિશય રૂપ ભક્તિ આદિ ક્રમે ઉત્પન્ન થાય છે.

भवापवर्गो भ्रमतो यदा भवेज्जनस्य तर्ह्यच्युत सत्समागमः ।
सत्संगमो यर्हि तदैव सद्गतौ परावरेशे त्वयि जायते रतिः ॥
भा०स्क० १०,अ० ५१–५३ ॥

અર્થઃ—હે અચ્યુત! સંસારમાં ઘુમતા મનુષ્યને જ્યારે સંસાર( भव )માંથી નિવૃત્ત થવાનો સમય આવે છે ત્યારે તેમને સત્પુરૂષોનો સમાગમ થાય છે. અને જ્યારે સત્પુરૂષોનો સમાગમ થાય છે, ત્યારે જ તેમના ઉપદેશ દ્વારા સદ્ગતિ રૂપ આપ પરમેશ્વરમાં પ્રેમ રૂપ ભક્તિ ઉત્પન્ન થાય છે.

ઈત્યાદિ પ્રમાણથી સત્સંગ તથા કથાશ્રવણાદિ સાધનોથી પંચમી ભૂમિકા રૂપ રત્યઙ્કુરોત્પત્તિ નામની ભક્તિ ઉત્પન્ન થાય છે. તેને જ પ્રેમલક્ષણા ભક્તિ કહે છે.

द्रुतस्य भगवद्धर्माद्धारावाहिकतां गता ।
सर्वेशे मनसो वृत्तिर्भक्तिरित्यभिधीयते ॥ भक्ति० र० उ० अ० १-३ ॥

અર્થ:—ભગવાન્‌ના ગુણોના શ્રવણથી દ્રવીભૂત થયેલા ચિત્તની પરમેશ્વર વિષયક જે ધારાવાહિ વૃત્તિ તેનું નામ ભક્તિ-ભગવદાકારતા છે. તદાકારતાને જ અહીં ભક્તિશાસ્ત્રમાં વૃત્તિ કહે છે. અને તેને જ શાસ્ત્રવેત્તા લોક ભક્તિ કહે છે.

मद्‌गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गंगाम्भसोऽम्बुधौ ॥ भा०स्क०३,अ० २९-११ ॥
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ॥ ,, ॥ १२ ॥

અર્થ:—જ્યાં સગુણ ભક્તિના ૮૧ પ્રકારના ભેદ બતાવવામાં આવ્યા છે ત્યાં નિર્ગુણ ભક્તિનું પ્રતિપાદન કરનાર આ શ્લોકનું વ્યાખ્યાન કરવામાં આવ્યુ છે. પૂર્વ શ્લોકમાં જે ભક્તિનું લક્ષણ કહ્યું છે તેને જ આ શ્લોકમાં સ્પષ્ટ કર્યું છે. જે વિષયના સંબન્ધથી ચિત્ત દ્રવાવસ્થાને પ્રાપ્ત થાય છે, અવશ્ય તે જ વસ્તુની આકારતાને ચિત્ત પ્રાપ્ત થાય છે. જેવી રીતે સ્ફટિક મણિની આગળ લાલ પીળાં વગેરે રંગનાં પુષ્પ કે વસ્ત્રાદિ રાખવામાં આવે તો સ્ફટિક મણિ તે પુષ્પ અને વસ્ત્રના વર્ણને ગ્રહણ કરે છે, તેવી રીતે ઘટાદિ વિષયપદાર્થના સંબન્ધથી ચિત્ત ઘટાદિ વિષયપદાર્થોની આકારતાને પ્રાપ્ત થાય છે. આવો વેદાન્ત તથા સાંખ્યશાસ્ત્રનો પણ સિદ્ધાન્ત છે.

मूषासिक्तं यथा ताम्रं तन्निभं जायते तथा ।
घटादीन्व्याप्नुवच्चित्तं तन्निभं जायते ध्रुवम् ॥ पंचदशी०प्र०४-२८ ॥

અર્થ:—જેવી રીતે ત્રાંબુઆદિ પીગળાવીને મૂષામાં રેડયું હોય તો તે મૂષાના આકાર વાળું થાય છે. તેવી રીતે ઘટાદિ વિષયને વ્યાપ્ત થયેલુ ચિત્ત અવશ્ય ઘટાદિના આકારને પ્રાપ્ત થાય છે.

व्यञ्जको वा यथा लोको व्यंग्यस्याकारतामियात् ।
सर्वार्थव्यंजकत्वाद्धीरर्थाकारा प्रदृश्यते ॥ ,, ॥ २९ ॥

અર્થ:—અથવા જેમ વસ્તુના સ્વરૂપને પ્રકટ કરનાર પ્રકાશ પ્રકાશ્યના આકારને પ્રાપ્ત થાય છે; તેમ બુદ્ધિ સર્વ પદાર્થોની પ્રકાશક હોવાથી પદાર્થના આકાર વાળી દેખાય છે.

જો વ્યઞ્જક પ્રકાશ ઘટાદિ પદાર્થોની આકારતાને પ્રાપ્ત ન થતો હોત તો પદાર્થના આવરણની નિવૃત્તિ થાત નહીં. અને આવરણની નિવૃત્તિ થયા વિના પદાર્થનું જ્ઞાન પણ થાય નહીં બુદ્ધિવૃત્તિ ઇન્દ્રિય દ્વારા બહાર નિકળીને જ્યારે ઘટાદિ વિષય રૂપ પરિણામને પ્રાપ્ત થાય છે, ત્યારે ઘટાદિ પદાર્થોના આવરણની નિવૃત્તિ થાય છે, અને આવરણની નિવૃત્તિ થવાથી ચિદાભાસ ઘટાદિ પદાર્થને પ્રકાશ કરે છે. આ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. ઘટ ઉપર માટીનો જાડો લેપ કરીને કોઇ રાખે તો " આ ઘટ છે " એમ કોઈ કહે નહીં, કેમકે મૃત્તિકા રૂપ આવરણથી તેની અંદર શી વસ્તુ છે તે કોઈ પણ જાણે નહીં. માટી રૂપ આવરણ નિવૃત્ત થવાથી જ " આ ઘટ છે " એવું જ્ઞાન થાય છે.

માયાની આવરણ શક્તિથી દરેક પદાર્થ ઢંકાયલો છે. જૂદા જૂદા પદાર્થોના આવરણની

નિવૃત્તિને માટે તત્તત્ પદાર્થોના આકાર રૂપ થયેલી બુદ્ધિવૃત્તિની આવશ્યકતા છે. વિષયાકાર થયેલી બુદ્ધિવૃત્તિ જ્યારે સર્વના આવરણને નિવૃત્ત કરે છે, ત્યારે ઘટનો પ્રકાશ થઈ " આ ઘટ છે " એવું જ્ઞાન મનુષ્યને થાય છે. તેથી " આ ઘટ છે, " " આ પટ છે " એ પ્રકારનું સર્વ વસ્તુનું જ્ઞાન જોઈને બુદ્ધિવૃત્તિ તત્તદ્ વિષયોની આકારતાને પ્રાપ્ત થાય છે એ વાતનો નિશ્ચય થાય છે.

ચિત્તનો સ્વભાવ લાખ જેવો છે. તાપક પદાર્થના સંબંધથી લાખ પિગળી જાય છે, નહિંતો કઠિન રહે છે. તેવી રીતે—

कामक्रोधभयस्नेहहर्षशोकदयादयः ।
तापकाश्चित्तजतुनस्तच्छान्तौ कठिनं तु तत् ॥ भ० र० ઉ० १–५ ॥

અર્થઃ—ચિત્ત રૂપી લાખના કામ, ક્રોધ, ભય, સ્નેહ, હર્ષ, શોક, દયા, આદિ એટલે ચર્માદિ દ્રાવક છે. અર્થાત્ કામાદિકોથી ચિત્ત દ્રવીભૂત થાય છે. તે કામાદિ શાન્ત થતાં લાખની પેઠે ચિત્ત કઠિણ જ રહે છે. અગ્નિના તીવ્ર તાપથી જેમ લાખ જળની માફક પિગળે છે, તેને દ્રવીભાવ કહે છે. સૂર્યના તાપમાં રાખી તપાવવાથી તે થોડી મૃદુ થાય છે, તે અવસ્થાને શિથિલભાવ કહે છે. એ પ્રમાણે જેમ કઠિન, મૃદુ તથા દ્રવીભાવ એની લાખની ત્રણ અવસ્થા છે, તેવી રીતે ચિત્તના દ્રાવક કામાદિની ન્યૂનતા અને અધિકતાના ભેદથી ચિત્તની પણ દ્રવીભાવ, શિથિલ અને કઠિણ એવી ત્રણ અવસ્થા છે. કઠણ અવસ્થા કોઇના પણ સ્વરૂપનું ગ્રહણ કરતી નથી. શિથિલ અવસ્થામાં પ્રવેશ પામે ચિત્ત વસ્તુના પૂર્ણ આકારને પ્રાપ્ત થતું નથી. એક વાસનાલેશ જ પ્રવિષ્ટ થાય છે અને ચિત્ત જ્યારે બીજી વસ્તુનું ગ્રહણ કરે છે ત્યારે તે નષ્ટ થઈ જાય છે. તેથી તે સામાન્ય વાસના છે. અને દ્રુત અવસ્થામાં પ્રવેશ પામેલી તદાકારતાને ભાવ કહે છે. તે કદાપિ નષ્ટ થતી નથી તેથી તેને **સ્થાયિભાવ** કહે છે.

અને તેને વાસના, સંસ્કાર, ભાવના, રતિ પણ કહે છે. આ સ્થાયીભાવ, જ્યારે વિભાવ, અનુભાવ અને વ્યભિચારીના સંબંધથી સુખ રૂપે પ્રકટ થાય છે ત્યારે તેને **રસ** કહે છે.

विभावैरनुभावैश्च व्यभिचारिभिरप्युत ।
स्थायी भावः सुखत्वेन व्यज्यमानो रसः स्मृतः ॥ ,, ३–२ ॥

અર્થઃ—પૂર્વે કહેલા સંસ્કાર રૂપ રતિ નામનો સ્થાયી ભાવ વિભાવાદિના સંબન્ધથી સુખ રૂપે પરમાનન્દ પ્રતીત થતો રસ કહેવાય છે.

विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः ॥ ,, ॥

અર્થઃ— વિભાવ તથા અનુભાવ તથા વ્યભિચારીના સંબંધથી રસની ઉત્પત્તિ થાય છે આ જ ભરત સૂત્રનો ભાવ પૂર્વ શ્લોકમાં કહ્યો છે.

વાસના રૂપે સ્થિત રતિને પ્રકટ કરીને સ્વાદ લેવા યોગ્ય બનાવનાર કારણોને **વિભાવ** કહે છે. અને વિભાવ વડે રતિ પ્રકટ થયા બાદ તેનું આસ્વાદન કરાવનારને **અનુભાવ** કહે છે.

આલંબન અને ઉદ્દીપન ભેદથી વિભાવ બે પ્રકારનો છે. તેમાં ભગવાન્ **આલંબન** વિભાવ રૂપ છે. અને વંશીનો ધ્વનિ, તુલસી, ચંદન, આદિક **ઉદ્દીપન વિભાવ** રૂપ છે.

-અનુભાવ પણ સ્વાભાવિક અને ઔપાધિક ભેદથી બે પ્રકારનો છે. સ્વાભાવિકને અહીં સાત્ત્વિક કહે છે. અને ઉપાધિ નિમિત્તને ઔપાધિક અનુભાવ કહે છે.

**स्तम्भः प्रलयरोमाञ्चौ स्वेदो वैवर्ण्यवेपथू ।**
**अश्रुवैस्वर्यमित्यष्टौ सात्त्विकाः परिकीर्तिताः ॥**　　प्रतापरुद्रीयम्० र० प्र० ॥

અર્થ:—**સ્તંભ** એટલે વિષાદ તથા વિસ્મય આદિથી થનારી જડતા—ચેતન હોવા છતાં પણ ચેષ્ટા રહિત થઇ જવું તે. અને ચેતના રહિત થઈને ચેષ્ટાથી શૂન્ય થવું તેનું નામ **પ્રલય** છે. તે સુખ, મદ, પ્રહારાદિથી થાય છે. સુખથી જે પ્રલય થાય છે તે વખતે સંપૂર્ણ ઇન્દ્રિયો પોતપોતાના વ્યાપારથી ઉપરામ પામે છે. તેથી પ્રલય કહ્યો છે. **રોમાઞ્ચ** નામ રોમનું ખડા થવું તે છે. તે સુખ, ઉત્સાહ, ભય, વિસ્મય આદિથી થાય છે. શરીરનું ધ્રુજવું તેનું નામ **કંપ** (વેપથુ) છે. તે ભય તથા જ્વરાદિથી થાય છે. શરીરમાંથી જળનું વહેવું તેનું નામ **સ્વેદ** છે. અને તે ગરમી, શ્રમ, હર્ષ, વ્યાયામ, લજ્જા, ભય, ક્રોધ, આદિથી થાય છે. **વૈવર્ણ્ય** નામ શરીરના વર્ણમાં ફેર થવો તે છે. તે ક્રોધ, ધૂપ, શીત, ભયાદિથી થાય છે. નેત્રમાંથી જે જળ નિકળે છે તેને **અશ્રુ** કહે છે. તે ક્રોધ, હર્ષ, શ્રમ આદિથી થાય છે. ગદ્ગદ વાણી બોલવી તેનું નામ **વૈસ્વર્ય** છે. વાણી જ્યારે ગદ્ગદ થાય છે ત્યારે વર્ણોનું સ્પષ્ટ ઉચ્ચારણ થતું નથી. અને હર્ષ, શોક, ભયાદિથી થાય છે. એ આઠ સ્વાભાવિક સાત્ત્વિક અનુભાવ છે.

ઉપાધિ નિમિત્ત, જેમ—

**स्मितं गीतं कटाक्षश्च भुजक्षेपश्च हुंकृतिः ।**
**तनुमोटनजृंभादिश्चानुभावः प्रकीर्त्यते ॥**　　भक्ति० र० उ० ३ टीका ॥

અર્થ:—થોડું હસવું, ગાવું, કટાક્ષ, હાથ ફેંકવો તે, હુંકાર કરવો તે, શરીરને તોડવું (**मोटन**), બગાસાં ખાવાં, ઇત્યાદિ ઔપાધિક અનુભાવ કહેવાય છે.

હવે વ્યભિચારીનું વિવેચન કરવામાં આવે છે:—

**निर्वेदग्लानिशंकाख्यास्तथाऽसूयामदश्रमाः ।**
**आलस्यं चैव दैन्यं च चिन्ता मोहः स्मृतिर्धृतिः ॥**
**व्रीडा चपलता हर्ष आवेगो जडता तथा ।**
**गर्वो विषाद औत्सुक्यं निद्राऽपस्मार एव च ॥**
**सुप्तिर्विबोधोऽमर्षश्चाप्यवहित्थमथोग्रता ।**
**मतिर्व्याधिस्तथोन्मादस्तथा मरणमेव च ॥**
**त्रासश्चैव वितर्कश्च विज्ञेया व्यभिचारिणः ।**
**त्रयस्त्रिंशदमी भावा रसस्य सहकारिणः ॥**　　प्रतापरुद्रीय प्र० २ ॥

નિર્વેદથી લઇને વિતર્ક સુધીના ૩૩ નાં નામ **વ્યભિચારી** છે. તેમને રસના સહકારી કહ્યા છે. જેમ મોજાં સમુદ્રનાં પોષક છે, તેમ આ ૩૩ ભાવ સ્થાયી ભાવના પોષક છે.

૧. દુઃખ તથા ઈર્ષ્યા અને સત્ અસત્ના વિવેક આદિથી થનારી જે સાંસારિક

પદાર્થોમાં નિષ્ફલત્વબુદ્ધિ છે તેનું નામ નિર્વેદ (વૈરાગ્ય) છે નિર્વેદથી ચિન્તા, અશ્રુ, નિઃશ્વાસ, દીનતા, આદિક થાય છે. ૨. શરીરનું ઓજસ ક્ષીણ થવાથી જે નિર્બલતા થાય છે તેનું નામ ગ્લાનિ છે. તે ક્ષુધા, પિપાસા, શ્રમ આદિથી થાય છે. ૩. બીજાની ક્રૂરતાથી અથવા પોતાની અનીતિથી ભવિષ્યમાં થનાર અનિષ્ટની કલ્પના (ઉત્પ્રેક્ષા) નું નામ શંકા છે. ૪. બીજાની ઉત્કર્ષતાને સહન ન કરી શકવી તેનું નામ અસૂયા છે. અસૂયાવાળો મનુષ્ય બીજાના ગુણમાં પણ દોષનું જ આરોપણ કરતો રહે છે. ૫. મદિરા આદિ પદાર્થો પીવાથી તથા કામવિકાર વધવાથી થનાર વિવેકનાશક આલ્હાદનું નામ મદ છે. મદના સમયમાં મોહ તથા હર્ષની સંકરતા થાય છે. મદિરા આદિ પીને ઉત્તમ પુરૂષ સુઈ રહે છે, મધ્યમ ગાયન કરે છે, અને અધમ પ્રકૃતિવાળા રડે છે, તથા અસંબદ્ધ પ્રલાપ કરે છે. આ પ્રમાણે મદિરા આદિ પીનારામાં મોહ તથા આનન્દાદિ મનુષ્યભેદને અનુસાર જોવામાં આવે છે. તેથી હર્ષ મોહનો સંકર કહ્યો છે. ૬. ચાલવાથી તથા નૃત્ય કરવા વગેરેથી થનાર જે થાક છે તેનું નામ **શ્રમ** છે. ૭. સામર્થ્ય હોવા છતાં, પણ કર્તવ્ય કાર્યમાં જે ઉદ્યમની મંદતા છે તેને આલસ્ય કહે છે. તે ગર્વ, શ્રમ, આદિથી થાય છે. ૮. દૈન્ય નામ દીનતાનું છે. તે ચિત્તધૈર્યનો. પરિત્યાગ કરવાથી તથા દારિદ્ર્ય આદિથી થાય છે. ૯. પોતાને અપેક્ષિત વસ્તુની પ્રાપ્તિ ન થવાથી તથા અનપેક્ષિત વસ્તુની પ્રાપ્તિ થવાથી થનાર ધ્યાનનું નામ ચિન્તા છે. ૧૦. ભય તથા દુઃખ તથા આવેશાદિથી થનાર મૂર્ચ્છાનું નામ સ્મૃતિ છે. પહેલા કોઇએ કોઇ સિંહને દીઠો. બહુ દિવસ બાદ જ્યારે પહેલાં દીઠેલા સિંહની સદશ સિંહને દેખે છે ત્યારે તેને પહેલા દીઠેલા સિંહનો ખ્યાલ આવે છે. તેનું નામ સ્મૃતિ છે. ૧૨. ધૃતિ નામ નિઃસ્પૃહતાનું છે. તે જ્ઞાનાદિકથી થાય છે. મનુષ્ય નષ્ટ થયેલી તથા અપ્રાપ્ત વસ્તુને નિમિત્ત શોક કરતો નથી. ધૃતિ શબ્દના તુષ્ટિ, ધાગ, ધારણા, આદિ અનેક અર્થ થાય છે. પરન્તુ અહીં નિઃસ્પૃહતા અથવા સંપૂર્ણ સ્પૃહતા છે. સંસ્કૃત ભાષામાં એક શબ્દનો એક જ અર્થ હોય એવો નિયમ નથી. પરન્તુ એક શબ્દના અનેક અર્થ હોય છે. તત્તત્ સ્થાનમાં જે અર્થની યોગ્યતા છે ત્યાં તે અર્થનું ગ્રહણ કરવું જોઇએ. જેમ "સૈન્ધવ" શબ્દના ઘોડો અને મીઠું (નિમક) બે અર્થ છે. પરન્તુ ભોજનને સમયે કોઇ સૈન્ધવ માગે તો તેને ઘોડો નહીં અપાય, મીઠું જ આપવું જોઈએ; કેમકે ભોજન કરનારને કોઇ વસ્તુમાં મીઠું કમી હોવાના કારણે તે માગવાનો સંભવ છે, ઘોડો લાવવાનું કહેવાનો સંભવ નથી. તેવી રીતે યાત્રાના પ્રસંગમાં સૈન્ધવ માગે તો ઘોડાનો જ સંભવ છે. તે પ્રસંગે મીઠું માગવાનું કોઈ પ્રયોજન નથી. તેવી રીતે સર્વ શબ્દોના અર્થ પણ પ્રકરણાનુસાર જ હોય છે. ૧૩. વ્રીડા નામ શરમનું છે. તે ચિત્તના સંકોચનરૂપ છે. તે કામ નિમિત્ત રાગ તથા સ્તુતિ, આચારભ્રંશતા, આદિથી થાય છે. ૧૪. રાગદ્વેષ, માત્સર્ય, આદિથી થતી અનવસ્થિતિ (અસ્થિરતા) નું નામ ચપલતા છે. તેથી અવિચાર તથા સ્વચ્છન્દ આચરણ આદિ થાય છે. ૧૫. અભીષ્ટ વસ્તુને જોવી તથા પ્રાપ્ત થવી ઇત્યાદિથી થનારી ચિત્તની પ્રસન્નતાનું નામ હર્ષ છે. ૧૬. ચિત્તના સંભ્રમનું નામ આવેગ છે. પ્રિય મિત્રાદિ તથા અપ્રિય શત્રુ આદિના સમ્બન્ધથી, તથા વર્ષા તથા હસ્તી આદિના સમ્બન્ધથી પણ થાય છે, ૧૭. ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિથી થતી "ઇતિકર્તવ્યતા મૂઢતા" નું નામ જાડ્ય છે. શું કરવાનું, શું નહીં કરવાનું, તેનો વિવેક ભૂલી જવો તેનું નામ "ઇતિકર્તવ્યતામૂઢતા" છે. ૧૮. બલ, ઐશ્વર્ય, કુલ, લાવણ્ય, આદિ નિમિત્તથી અન્ય મનુષ્ય કરતાં પોતાનામાં અધિકતાનું જે અભિમાન તેનું નામ ગર્વ છે. ગર્વી મનુષ્ય બીજાને ધિક્કારે છે. ૧૯.

કાર્યનો ભંગ આપણા અપરાધનું જ્ઞાન, તથા વિઘ્ન તથા વિપત્તિ આદિથી થતા ધૈર્યનાશનું નામ **વિષાદ** છે. તેને " વિષણ્ણતા " પણ કહે છે. ૨૦. ઇષ્ટ તથા રમણીય વસ્તુને જોવામાં થતા વિલંબની અસહનતાનું નામ **ઔત્સુક્ય** છે. ૨૧. ચિત્તનું નિમીલન અર્થાત્ ચિત્તના બાહ્યેન્દ્રિયની સાથેના સંબંધનો જે અભાવ તેનું નામ **નિદ્રા** છે. ૨૨. **અપસ્માર** નામ આવેશનું છે. તે અશુચિ તથા વાતાદિ ધાતુની વિષમતાથી થાય છે. આવેશથી પૃથ્વી ઉપર પડી જવું તથા અસંબદ્ધ બોલવું આદિ થાય છે. ૨૩. નિદ્રાતિશયનું નામ **સુપ્તિ** છે. ૨૪. જાગવું તેનું નામ **વિબોધ** છે. અવિદ્યા, મોહ, નિદ્રા, આદિનો નાશ થવાથી વિબોધ થાય છે. ૨૫. આપણા પ્રતિ અપરાધી મનુષ્યને જોઇને ચિત્તનું જે જ્વલન છે તેનું નામ **અમર્ષ** છે. અધિક્ષેપ, અપમાન, આદિથી તે થાય છે. ૨૬. હર્ષાદિથી થતું હસમુખાપણું આદિને છુપાવવાનું નામ **અવહિત્થ** છે. જેમ કોઇ સ્ત્રી પોતાના પ્રેમીના ચરિત્રોને સાંભળી હર્ષિત થાય છે, અને હર્ષથી થતા મુખવિકાસ આદિને લજ્જાથી છુપાવવાને માટે નીચે જુએ છે, તથા પગના અંગુઠાથી પૃથિવી ઉપર લખે છે. તેને અવહિત્થ કહે છે. ૨૭. પોતાના કે પુત્રાદિનો દ્રોહ રૂપ અપરાધ નિમિત્તે બીજાને તાડનાદિ કરવાને તૈયાર થવાના કારણ રૂપ જે ક્રૂરતા તેનું નામ **ઉગ્રતા** છે. ૨૮. શાસ્ત્રાદિકોના વિચારથી થતો જે યથાર્થ વસ્તુનો નિશ્ચય છે તેનું નામ **મતિ** છે. મતિ પ્રાપ્ત થતાં મનુષ્ય પોતાના કર્તવ્યને કરે છે. અને ભ્રમ તથા સંશયનો નાશ થાય છે, અને શિષ્યોને ઉપદેશ દેવો આદિ કાર્ય કરે છે. ૨૯. મનસ્તાપ તથા વાતપિત્તાદિ દોષોની વિષમતાથી થતા જ્વરાદિ રોગોનું નામ **વ્યાધિ** છે. ૩૦. ભય, સન્નિપાત, ઇષ્ટવિયોગ, ધનનાશ, આદિથી થતા ચિત્તભ્રમનું નામ **ઉન્માદ** છે. ઉન્માદને લીધે નિમિત્ત વિના પણ હસવું અસંબદ્ધ બોલવું, કારણ વિના દોડવું તથા રૂદન કરવું ઈત્યાદિ થાય છે. ૩૧. પ્રાણત્યાગનું નામ **મરણ** છે. ૩૨. વીજળી તથા ભૂકંપ આદિથી અકસ્માત્ થતા ચિત્તક્ષોભને **ત્રાસ** કહે છે. ૩૩. સંદેહાદિથી થતા અનેક પ્રકારના ઊહ ( તર્ક ) ને **વિતર્ક** કહે છે. આ પ્રકારના વિભાવ તથા અનુભાવ તથા વ્યભિચારીથી સુખરૂપતા રૂપે પ્રતીત થતો સ્થાયી ભાવ **રસ** કહેવાય છે. આ જ પહેલાં કહેલા " **विभावैरनुभावैश्च** " એ શ્લોકનું તાત્પર્ય છે.

વિષય કોઈ પણ સુખ રૂપ નથી. આત્મસ્વરૂપનું નામ જ સુખ છે.

**भगवान्परमानन्दस्वरूपः स्वयमेव हि ।**

**मनोगतस्तदाकाररसतामेति पुष्कलम् ॥** भ० र० उ० १–१०॥

અર્થઃ—દર્પણમાં જે સૂર્યનો આકાર જોવામાં આવે છે, તે સૂર્યથી ભિન્ન નથી. દર્પણ રૂપ ઉપાધિને લીધે બિંબરૂપ સૂર્યને જ પ્રતિબિંબ કહે છે. તેવી રીતે પરમાનન્દ સુખસ્વરૂપ ભગવાન્ પોતે જ મનમાં પ્રતિબિંબત થઇને સ્થાયી ભાવને પ્રાપ્ત થઈ પુષ્કલ રસતાને પ્રાપ્ત થાય છે. તેથી ભક્તિરસની પરમાનન્દ રૂપતા છે. સુખરૂપ રસને શ્રુતિ પરમાત્મ રૂપ કહે છે. " **रसो वै सः । रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति ।** " દ્રુત ચિત્તમાં પ્રવિષ્ટ થયેલો ભગવદાકારતા રૂપ ભાવ સ્થાયી રહેવાથી તે ભક્તને હમેશાં ભગવદાકારનું ભાન રહે છે. તેથી તે કૃતકૃત્ય થાય છે; કેમકે અગ્નિના તાપથી ખૂબ પિગળેલી લાખમાં હિંગળોક આદિ કોઈ પાકો રંગ નાંખવામાં આવે તો સર્વ લાખ હિંગળોકાદિના રંગવાળી થાય છે. લાખ જ્યારે ઠંડી પડીને કઠિન થાય છે ત્યારે પણ તે રંગ જતો નથી.

ફરી જ્યારે તે રંગવાળી લાખને બીજી વાર પિગળાવી કાષ્ટાદિકને રંગે તો તે હિંગળોક આદિનો રંગ કાષ્ટાદિને પણ ચઢે છે. અહીંઆં પ્રથમ હિંગળોકનો વિષય લાખ હતો. તે હિંગળોક લાખની દ્રુત અવસ્થા થતાં તેમાં પ્રવિષ્ટ થયો છે. અને પ્રવિષ્ટ થઇને લાખને પોતાના રંગની બનાવી છે. તે રંગવાળી લાખને બીજીવાર પિગળાવી જ્યારે કાષ્ટને લગાવે છે. ત્યારે તે હિંગળોકનો વિષય લાખ દ્વારા કાષ્ટ થયુ છે. તે વખતે તે હિંગળોક પોતાનો રંગ કાષ્ટમાં ચઢાવ્યા છતાં નષ્ટ થયો નથી. તેવી રીતે દ્રુત ચિત્તમાં પ્રવિષ્ટ થયેલી ભગવદાકાર વૃત્તિ, ચિત્ત રૂપી લાખ કઠિણ થવા છતાં પણ નષ્ટ થતી નથી. જ્યારે ફરી કોઇ સમયમાં બીજા વિષયને ગ્રહણ કરે છે ત્યારે તે વસ્તુને પણ ભગવદાકારે જ પ્રતીતિ કરાવે છે. તેથી તેને ઉત્તમ ભક્ત તથા કૃતકૃત્ય ભાગવત કહ્યો છે. તે પ્રમાણે નિર્વિકલ્પ સમાધિમાં એક વાર પ્રવિષ્ટ થયેલો પરમાનન્દ ચિત્તમાંથી જતો નથી, ફરી પણ અનુભવમાં આવે છે.

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ भा० स्क० ११, अ० २–४५ ॥

અર્થઃ—જે ભક્ત સંપૂર્ણ પ્રાણીઓમાં ભગવાનના સ્વરૂપને દેખે છે, અને સર્વ પ્રાણીઓને ભગવાન્‌માં કલ્પિત જુએ છે, તે ભગવદ્ભક્તોમાં ઉત્તમ છે.

આ પ્રમાણે દ્રુત અવસ્થામાં ચિત્તમાં પ્રવેશ પામેલી ભગવદાકારતા ફરી દ્રાવક પદાર્થના અભાવથી પ્રાપ્ત થયેલી કઠિનાવસ્થામાં પણ સ્થિર રહેવાથી બીજે સમયે ફરી અન્ય પ્રાણીઓને દેખતી સમયે પણ તે સર્વમાં ભગવદાકારતા જ પ્રતીત થાય છે, કેમકે અન્ય સર્વ પ્રાણીઓને ગ્રહણ કરતી વખતે પણ દ્રુત અવસ્થામાં પ્રવિષ્ટ થયેલી ભગવદાકારતાથી જ સર્વ વસ્તુનો પ્રકાશ હોવાથી તેને સર્વ પ્રાણીઓમાં ભગવદ્ભાવના જ ઉત્પન્ન થાય છે. આવા સંસ્કારનો નાશ નહીં થવાથી તે ભગવદ્ભક્તોમાં ઉત્તમ છે એવો ભાવ છે.

આ પ્રકારે સર્વ વસ્તુમાં ભગવદ્રૂપની પ્રતીતિવાળા પુરૂષ બ્રહ્મવેત્તા છે, ભક્ત નહીં, એવી શંકા કરવાની જરૂર નથી. બ્રહ્મવેત્તાને દ્રવીભાવ અવસ્થાની અપેક્ષા ન હોવાથી તેની ઉત્તમ કે મધ્યમ કે પ્રાકૃત ભક્તોમાં ગણતરી નથી.

અહીંઆં દ્રવાવસ્થાની પૂર્ણતા થતાં " सर्वभूतेषु यः पश्येत् " એ શ્લોકમાં કહેલી અવસ્થામાં ભાગવતોત્તમને કહ્યો છે. આ દ્રવાવસ્થાને પ્રણય, અનુરાગ, સ્નેહ આદિ શબ્દથી કહી છે.

શિથિલ અવસ્થામાં ભગવદાકારતાની વાસનાનો લેશ માત્ર હોય છે. તેથી તે ખરી વાસના નથી, પરન્તુ સામાન્ય વાસના છે. તેથી તેને સર્વમાં ભગવદાકારતા પ્રતીત થતી નથી. પરન્તુઃ—

ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च ।
प्रेममैत्रीकृपोपेक्षां यः करोति स मध्यमः ॥ भा० स्क० ११, अ० २–४६ ॥

અર્થઃ—જે ભક્ત ઈશ્વરમાં પ્રેમ કરે છે, અને ઈશ્વરાધીન જે ભગવદ્ભક્ત છે તેમની સાથે મિત્રભાવ કરે છે, તથા અજ્ઞાનીમાં કૃપા અર્થાત્ તેના દુઃખની નિવૃત્તિ કરવાની ઇચ્છા કરે છે, અને ભગવાન્ તથા ભગવાનના ભક્તો ઉપર દ્વેષ કરનારમાં ઉપેક્ષાબુદ્ધિ કરે છે તે મધ્યમ ભગવદ્ભક્ત કહેવાય છે.

આ પ્રકારની અવસ્થાવાળાને આગળ દ્રવાવસ્થા ઉત્પન્ન થવાની છે. તેથી તેમનો મધ્યમ

ભકત કહ્યા છે. અને જેમને આ બંને અવસ્થા નથી હોતી, પરન્તુ તે અવસ્થા પ્રાપ્ત કરવાને માટે શ્રદ્ધા પૂર્વક શ્રવણ કીર્તન આદિ ભાગવત ધર્મનું અનુષ્ઠાન કરે છે તે કનિષ્ઠ અવસ્થાના હૃદય વાળા કહેવાય છે.

अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते ।
न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः॥भा०पु०स्क०११,अ० २–४७॥

અર્થ:—જે ભકત ભગવાનની પ્રાપ્તિને માટે સર્વત્ર વ્યાપક પરમાત્માને નહીં જાણતા સતા પ્રતિમામાં જ ભગવાનનું પૂજન શ્રદ્ધાથી કરે છે ( ईहते ), પરન્તુ ભગવાનના અન્ય ભકતોમાં કે ગાય, અતિથિ, આદિમાં શ્રદ્ધા નથી અને તેમની પૂજા આદિ પણ કરતો નથી, તે ભકત પ્રાકૃત કહેવાય છે. અર્થાત્ હમણાં જ ભક્તિનું સાધન કરવાને શરૂઆત કરનાર નવીન ભકત છે.

विसृजति हृदयं न यस्य साक्षाद्धरिरवशाभिहतोऽप्यघौघनाशः ।
प्रणयरशनया धृतांघ्रिपद्मः स भवति भागवतप्रधान उक्तः ॥

भा०स्क०११,अ० २–५५ ॥

અર્થ:—રોગ, મરણ, આદિ અવસ્થામાં અવશ હોવા છતાં પણ હરિના નામનું ઉચ્ચારણ કરવાથી જે હરિ સર્વ પાપનો નાશ કરનારા છે એવા, અને જે ભગવાનના ચરણકમળને પ્રણય ( પ્રેમ અથવા દ્રવાવસ્થા ) રૂપ દોરી વડે બાંધીને હૃદયમાં રાખેલા છે એવા સાક્ષાત્ ભગવાન્ જેના હૃદયનો પરિત્યાગ કરતા નથી, એવો જે ભકત છે તે ભગવદ્ભકતોમાં મુખ્ય છે. પ્રણય નામની દ્રવાવસ્થા રૂપ દોરી ભગવાનને બાંધવાનું સાધન છે. અર્થાત્ દ્રવાવસ્થામાં પ્રવિષ્ટ થયેલાને ફરી બહાર નિકળવું સંભવ નથી. આ શ્લોકમાં દ્રવાવસ્થાને જ પ્રણય કહ્યો છે. દ્રવાવસ્થામાં પ્રવિષ્ટ થયેલા સ્વરૂપના ભાનના પણ ત્રણ પ્રકારના ભેદ હોવાથી ઉત્તમ ભગવદ્ભકત પણ ત્રણ પ્રકારના હોય છે. તેમાં જે પહેલા ઉત્તમ ભકત છે તેને પ્રપંચના સત્યત્વનું ભાન થાય છે. જેમકે—

खं वायुमग्निं सलिलं महीञ्च ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् ।
सरित्समुद्रांश्च हरेः शरीरं यत्किंचभूतं प्रणमेदनन्यः ॥

भा.स्क.११,अ.२–४१ ॥

અર્થ:—આકાશ, વાયુ, અગ્નિ (તેજ), જલ, પૃથિવી, એ પંચભૂતોને, તથા સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, આદિ જ્યોતિયોને, તથા નાના પ્રકારના પ્રાણીઓને, તથા દક્ષિણ પૂર્વાદિ દિશાઓને, તથા વૃક્ષાદિને; તથા નદી, સમુદ્ર, આદિ પદાર્થ હરિના શરીર રૂપ છે એવી ભાવના કરીને અનન્ય થઇને તે સર્વને પ્રણામ કરે છે, અર્થાત્ પોતાને પણ ઇશ્વરના શરીર રૂપ માનીને સર્વને પ્રણામ કરે છે.

આ શ્લોકમાં કહેલા ભકત ઉત્તમ કોટિમાં હોવા છતાં પણ પ્રપંચના સત્યત્વનું ભાન હોવાથી પ્રાકૃત ભાગવતોત્તમ છે.

બીજી કોટિના ઉત્તમ ભકત પ્રપંચના મિથ્યાત્વના ભાનવાળા હોય છે.

तस्मादिदं जगदशेषमसत्स्वरूपं स्वप्नाभमस्तधिषणं पुरुदुःखदुःखम् ।
त्वय्येव नित्यसुखबोधतनावनन्ते मायात उद्यदपि यत्सदिवावभाति ॥

ભા૦ સ્ક૦ ૧૦, અ૦ ૧૪-૨૨ ॥

અર્થઃ—ભગવાન્ પોતે જ્યારે પોતાની ઇચ્છાનુસાર વર્તનારી માયાશક્તિનો વિસ્તાર કરીને ક્રીડા કરે છે ત્યારે પોતાની લીલા ક્યાં થશે કયારે થશે કેવી રીતે થશે એ પ્રકારની વાતને કોઇ જાણી શકતા નથી.

માટે અસદ્રૂપ તથા સ્વપ્નપદાર્થની તુલ્ય જેની પ્રતીતિ છે એવું, અને સ્વયં પ્રકાશશૂન્ય (अस्तधिषणम्) અથવા અનિર્વચનીય સ્વરૂપ, અને જેમાં દુઃખ જ દુઃખ રહેલું છે એવું આ સકળ જગત્ અનન્ત, નિત્ય તથા આનન્દ તથા જ્ઞાન સ્વરૂપ તમારામાં માયાથી ઉદય પામતું સત્ વસ્તુના જેવું પ્રતીત થાય છે.

આ શ્લોકથી પ્રપંચના મિથ્યાત્વના ભાનવાળા મધ્યમ ભાગવતોત્તમને કહ્યા છે. અને ત્રીજા જે ઉત્તમ ભક્ત છે તે જગતને સત્ય રૂપે જાણતા નથી એટલુંજ નહીં પરન્તુ સ્વપ્ન તુલ્ય પ્રતીતિ માત્ર પણ જોતા નથી. તેમાં નીચે મુજબ નારદજીનું વચન પ્રમાણ રૂપ છે.

ध्यायतश्चरणाम्भोजं भावनिर्जितचेतसा ।
औत्कण्ठ्याश्रुकलाक्षस्य हृद्यासीन्मे शनैर्हरिः ॥ ભા૦સ્ક૦૧, અ૦ ૬-૧૭ ॥

અર્થઃ—નારદજી વ્યાસજીની પ્રતિ પોતાનું વૃત્તાન્ત સંભળાવે છે-મારી માતાને હું એકજ પુત્ર હતો. તે બીજાની દાસી હોવાથી પરાધીન હતી, તેથી મારૂં નાના બાળકનું પણ યોગ ક્ષેમ કરવામાં સમર્થ નહોતી. એક રોજ મારી માતા ગાય દહોવાને માટે ઘરની બહાર નિકળી, તો રસ્તામાં તેને સાપ કરડયો. તેથી તે મરી ગઈ. ત્યારે હું માતાના મરણને ઇશ્વરાનુગ્રહ સમજીને એકલો ઉત્તર દિશા તરફ ચાલ્યો. અનેક પ્રકારનાં ગ્રામ તથા વનોને ઉલ્લંઘન કરીને હું ગયો. ત્યારે એક ભયંકર વન જોવામાં આવ્યું. તે વખતે હું બહુ જ થાકયો હતો, અને બહુ ભૂખ્યો અને તરસ્યો થયો હતો. સ્નાન કરીને જલ પી શ્રમ નિવૃત્ત કરવા થોડો આરામ લઇને પછી તે નિર્જન વનમાં પીપલાના વૃક્ષ નીચે બેસી શાસ્ત્રમાં જેવા સાંભળ્યા છે તેવા ભગવાનનું મેં ધ્યાન કરવા માંડયું.

પ્રેમભક્તિથી ચિત્તને વશ કરી ભગવાનના ચરણકમલનું ધ્યાન કરતાં પ્રેમથી નેત્રમાં આંસુ આવ્યાં, જેથી મારાં નેત્ર ભરાઈ ગયાં, ત્યારે મારા હૃદયમાં ક્રમે ભગવાનના સ્વરૂપ રૂપ આનન્દ પ્રકટ થયો.

प्रेमातिभरनिर्भिन्नपुलकाङ्गोऽतिनिर्वृतः ।
आनन्दसंप्लवे लीनो नापश्यमुभयं मुने ॥ ભા૦ સ્ક. ૧, અ૦ ૬-૧૮ ॥

અર્થઃ—હે મુનિ! અતિશય પ્રેમથી મારા શરીરમાં રોમાંચ ઉત્પન્ન થયાં, તથા અત્યન્ત સુખી થયો. તથા આનન્દના સમુદ્રમાં ડુબેલા મેં મને પોતાને તથા અન્ય કોઈ ને જોયો નહીં.

આ પ્રકારની ઉત્તમ ભાગવતોત્તમની જગતની અપ્રતીતિ પૂર્વ શ્લોકમાં કહી છે. સાધનનો અભ્યાસ પરિપક્વ થતાં આ ઉત્તમ ભૂમિકાની પ્રાપ્તિ થાય છે.

દ્રુત અવસ્થામાં પ્રવિષ્ટ થયેલી ભગવદાકારતાનું જ નામ જ્યારે ભક્તિ છે, ત્યારે ચિત્તના દ્રાવક રૂપ કારણના ભેદથી ભક્તિમાં પણ ભેદ હોવાનો સંભવ છે.

चित्तद्रुते कारणानां भेदाद्भक्तिस्तु भिद्यते ॥ ભ૦ ર૦, ઉ૦ ૨-૨ ॥

અર્થઃ—ચિત્તનો દ્રવીભાવ થવામાં કારણના ભેદથી ભક્તિનો પણ ભેદ થાય છે. તેવી રીતે દ્રવીભાવના કારણ કામાદિના ભેદથી ભક્તિભેદનું પ્રતિપાદન કર્યું છે.

શરીરસંબન્ધવિશેષની જે ઇચ્છા છે તેનું નામ અહીંયાં **કામ** છે તે સમીપતા અને અને દૂરતાના ભેદથી બે પ્રકારનો હોય છે. સમીપ અવસ્થામાં ચિત્ત દ્રવીભૂત થવાથી પ્રવિષ્ટ થયેલી જે શ્રીકૃષ્ણાકારતા છે તેને **સંભોગ** નામ રતિ કહે છે. અને દૂરસ્થ અવસ્થામાં ચિત્ત દ્રવીભૂત થવાથી પ્રવિષ્ટ થયેલી જે શ્રીકૃષ્ણાકારતા છે તેને વિપ્રયોગ નામ રતિ કહે છે. તેમાં ગોપી લોકનું દૃષ્ટાન્ત છે.

ક્રોધથી દ્રવીભૂત થયેલા ચિત્તમાં પ્રવિષ્ટ થયેલી જે કૃષ્ણાકારતા છે તેને દ્વેષ કહે છે. ફલભેદથી ક્રોધના બે ભેદ છે. દ્વેષ થવાથી ચિત્તમાં વ્યાકુલતા ઉત્પન્ન થાય છે. વ્યાકુલતાથી મનસ્તાપ આદિ ઉપદ્રવ ઉત્પન્ન થાય છે. કદાપિ ક્રોધથી મનસ્તાપાદિક ઉપદ્રવની નિવૃત્તિ થાય છે. અને કદાપિ ક્રોધ ચિત્તની પ્રીતિનું પણ કારણ બને છે. અહીંઆં જે પહેલી વ્યાકુલતા છે તે દ્વેષ છે. બીજી રતિવિશેષ છે, દ્વેષવિષય ઉદાહરણ શિશુપાલનું છે.

પોતે કરેલા અપરાધના નિમિત્તથી થતા ત્રાસવિશેષથી જ્યારે ચિત દ્રુત થાય છે ત્યારે થતી રતિનું નામ **ભય** છે.

પુત્રાદિક વિષયક પ્રેમનું નામ **સ્નેહ** છે. પાલ્યપાલક રૂપથી તથા સેવ્યસેવકભાવ રૂપથી બે પ્રકારનો હોય છે. તેમાં પણ સેવ્યસેવકભાવ ત્રણ પ્રકારનો છે. ભગવાન્‌ના દાસ્યથી તથા તેમના સાખ્યથી તથા હાસ્ય તથા સાખ્યથી મિશ્રિત—એમ ત્રણ પ્રકારનો સેવ્યસેવક-ભાવ હોય છે. પાલ્યપાલક રૂપ સ્નેહથી દ્રુત થયેલા ચિત્તમાં જે શ્રીકૃષ્ણાકારતા છે તે **વત્સલરતિ** કહેવાય છે. સેવ્યસેવકભાવથી દ્રુત્ત ચિત્તમાં પવિષ્ટ થયેલી કૃષ્ણાકારતા **પ્રેયો-રતિ** કહેવાય છે.

ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ આદિથી થતા સુખવિશેષનું નામ **હર્ષ** છે. તેના ચાર પ્રકારના ભેદ છે. તેમાં પ્રથમ પરમેશ્વરના માહાત્મ્યના જ્ઞાનથી થનાર જે નિરતિશય આનન્દ છે તે સર્વથી શ્રેષ્ઠ છે. ભગવાન્‌ના મહત્ત્વના જ્ઞાનથી ચિત્ત દ્રુત થઇ જે ભગવદાકારતા પ્રવિષ્ટ થઈ છે તે રતિ શુદ્ધા કહેવાય છે. તે કોઇની સાથે મિશ્રિત નથી તેથી શુદ્ધા છે. તેની પ્રાપ્તિ સુધી શાસ્ત્રોમાં સાધનનો ઉપદેશ છે, કેમકે તે જ મોક્ષનું સાક્ષાત્ સાધન છે.

લજ્જા તથા વેષ, વાણી, ચેષ્ટા, આદિથી થતો બીજા પ્રકારનો હર્ષ છે. તેને **હાસ** કહે છે. વિલક્ષણ ચમત્કારી પદાર્થોને જોવાથી તથા શ્રવણ કરવાથી જે હર્ષ થાય છે તેને **વિસ્મય** કહે છે.

યુદ્ધાદિથી શૂરાને થતા હર્ષને **ઉત્સાહ** કહે છે. યુદ્ધાદિથી થતો હર્ષ જીતનારને થાય છે, હારેલાને થતો નથી.

ઇષ્ટના વિયોગથી ચિત્તમાં વ્યાકુલતા થાય છે. વ્યાકુલતાથી ચિત્ત દ્રવીભૂત થવાથી જે રતતા પ્રવિષ્ટ થાય છે તેને **શોક** કહે છે.

વિષય પદાર્થોના તુચ્છત્વના જ્ઞાનથી થતી જે ઘૃણા છે તેને અહીં દયા કહે છે. તેના ત્રણ પ્રકારના ભેદ હોય છે, દુર્ગન્ધ, વ્રણ, આદિને દેખવાથી જે ઘૃણા થાય છે તેને **ઉદ્વેગિની** કહે છે. સ્મશાન, પિશાચ, આદિને દેખવાથી જે ઘૃણા થાય છે તેને **ક્ષોભિણી** કહે છે. શરીર તથા ઇન્દ્રિયાદિક નિમિત્ત દુઃખથી, વિચારથી થતી જે ઘૃણા છે તે **શુદ્ધા** છે.

ઉપર યુદ્ધાદિમાં જય થવાથી જે ઉત્સાહ કહ્યો છે તેના પણ વિશેષ ભેદ છે.

દયા કરવાને યોગ્ય પ્રાણીના દુઃખની નિવૃત્તિને માટે કૃપાથી જે પ્રવૃત્તિ છે તેથી જ્યારે ચિત્ત દ્રવીભાવને પ્રાપ્ત થાય છે ત્યારે દયોત્સાહ કહેવાય છે.

" હે યાચક ( અર્થિન્ ) ! તું તારી ઇચ્છિત વસ્તુને માગ, હું સર્વસ્વ આપવાને તૈયાર છું " આ પ્રકાર દાની મનુષ્યના પ્રશસંનીય ઉદ્યમને દાનોત્સાહ કહે છે.

આપણા ધર્મની રક્ષાને માટે જે યથાર્થ ચેષ્ટા છે તેને ધર્મોત્સાહ કહે છે. વશીકાર વૈરાગ્યથી દ્રુત થયેલા ચિત્તમાં જે પ્રકાશ છે તેને શમ ( શાન્તિ ) કહે છે.

આ કામાદિકોથી ચિત્તનો દ્રવીભાવ કરનાર બીજો કોઇ પદાર્થ નથી. ચિત્તની જેટલા પ્રકારની દ્રુતિ છે તેટલા પ્રકારનો સ્થાયીભાવ પણ છે. તે સર્વ સ્થાયીભાવ રસ રૂપે પ્રકટ થાય છે,

શૃઙ્ગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, શાન્ત–એ નવ પ્રકારના રસ છે. તેમાં ધર્મોત્સાહ અર્થાત્ ધર્મ સંબંધી વીરરસ, તથા દયોત્સાહ અર્થાત્ દયા સંબંધી વીરરસ, તથા દયાના ભેદ રૂપ ત્રણ પ્રકારની જુગુપ્સા સંબંધી, તથા બીભત્સ– એ ૭ ભગવદ્વિષયક નથી. અને જે કારણથી તે ભગવદ્વિષયક નથી તે કારણથી તે ભક્તિ–રસના વિષય નથી.

અને રૌદ્ર તથા રૌદ્રભયાનકના વિષય ભગવાન્ હોઇ શકે છે, તથા રસ પણ છે. તથાપિ ભક્તિરસતા નથી. કેમકે જેના વિષે મનુષ્યને ઈર્ષ્યા થાય છે તેના વિશે પ્રીતિ થઈ શકતી નથી એવો નિયમ છે. તેથી પ્રીતિના વિરોધી હોવાથી તેમાંનો કોઈ ભક્તોને આસ્વાદ્ય નથી. સંભોગ તથા વિપ્રલંભ નામની બે રતિ, શોક, તથા પ્રીતિ, ભીતિ અને વિસ્મય, તથા દાનોત્સાહ–એ સર્વ ભગવાનને વિશે થાય છે. વિભાવાદિના સંબંધથી જલ અને દૂધની માફક વિવેચન કરવા અયોગ્ય રૂપે મિશ્રિત હોવાથી દૂધમાં નાંખેલા જલની પેઠે જ્યારે ભિન્ન પ્રતીત થતા નથી ત્યારે તે રસ શબ્દથી કહેવાય છે. ભગવદ્વિષયક હોવાથી ભક્તિરસ કહેવાય છે. આ મિશ્રિત રતિ છે.

શુદ્ધા અને વત્સલરતિ તથા પ્રેયોરતિ એ ત્રણ અન્ય ભાવની સાથે મળેલા નહીં હોવાથી અમિશ્રિત રતિ કહેવાય છે. તેથી આ અમિશ્રિત રતિ ત્રણ પ્રકારની છે. કેવલ સંકીર્ણ, તથા સંકીર્ણમિશ્રિત, અને કેવલ મિશ્રિત તથા શુદ્ધ એવા ચાર પ્રકારના ભેદ છે. ભાવના પણ આ ૪ ચાર ભેદ છે.

રતિનો ભાવાન્તરની સાથે સંબન્ધ થવાથી કેવલ સંકીર્ણ કહે છે. અને ભાવાન્તરની સાથે સંબંધ થઈ રતિનું આલંબન ભગવાનથી ભિન્ન થાય છે ત્યારે સંકીર્ણ મિશ્રિત કહેવાય છે. ભાવાન્તરની સાથે સંબદ્ધ થઇને ભગવાન્ વિષયક હોય તો કેવલ મિશ્રિત કહેવાય છે. કોઇ પણ ભાવની સાથે સંબન્ધ ન હોય તો શુદ્ધા રતિ કહેવાય છે.

તેમાં રૌદ્ર તથા રૌદ્ર ભયાનક તથા ધર્મ સંબંધી વીરરસ તથા દયા સંબંધી વીરરસ તથા બીભત્સ તથા શાન્ત એ ક્રોધ, ભય, ઉત્સાહ, જુગુપ્સા, નિર્વેદના સંબંધથી કેવલ સંકીર્ણ કહેવાય છે. આ કેવલ સંકીર્ણનો આશ્રય ભગવાનથી ભિન્ન વિષયક હોય તો સંકીર્ણ મિશ્રિત કહેવાય છે. અને ભગવદ્વિષયક હોય તો કેવલ મિશ્રિત કહેવાય છે. ભાવાન્તરની સાથે અસંયુક્ત દશામાં

ભગવદ્વિષયક શુદ્ધા રતિ થાય છે. તેનાં વિશુદ્ધારતિ,-વત્સલરતિ, પ્રેયોરતિ એવાં ત્રણ નામ પ્હેલાં કહેલાં છે. એ પ્રકારે ઉપનિષદ્‌ના સિદ્ધાન્તને **અનુસાર** ભક્તિનું વિવેચન કર્યું છે.

**સાંખ્યમતને અનુસાર** રાજસી, તામસી, શુદ્ધસાત્ત્વિકી તથા મિશ્રિત એવા ભક્તિના ચાર ભેદ કહ્યા છે. કોઇની સાથે ઈર્ષ્યા હોવાથી દ્વેષ થાય છે અને ભયથી પણ દ્વેષ થાય છે તેમાં ઈર્ષ્યાથી ઉત્પન્ન થયેલા દ્વેષથી થયેલી ભક્તિ રજોગુણપ્રધાન હોવાથી રાજસી છે. અને ભયથી ઉત્પન્ન થયેલા દ્વેષથી જે ભક્તિ થાય છે તે તમઃપ્રધાન હોવાથી તામસી છે. હર્ષથી થતી ભક્તિ સાત્ત્વિકી છે, અને કામ, શોક, દયા, આદિથી ઉત્પન્ન થયેલી જે ભક્તિ છે તે મિશ્રિત છે.

**ચિત્તની દ્રુત અવસ્થામાં પ્રવિષ્ટ થયેલી** જે ભગવદાકારતા છે તેનું નામ ભક્તિ છે. તે હમેશાં યાદ રાખવા યોગ્ય છે. નહિંતો દ્વેષાદિકથી ભક્તિ થવી સંભવ નથી.

**इति** ભક્તિ પ્રક૦ ૫માં “ રત્યઙ્કુરોત્પત્તિ ” નામની ભક્તિની પંચમી ભૂમિકા નિરૂપણ અ. ૪. સ. ૬. સમાપ્ત.

## અધ્યાય. ૪. સર્ગ. ૭.

### ૬. ભૂમિકા-સ્વરૂપાધિગતિ નિરૂપણ.

આ પ્રકારે ભક્તિની પંચમી ભૂમિકાના વિવેચનમાં ભક્તિના વિશેષ સ્વરૂપનું વર્ણન કરીને હવે “ સ્વરૂપાધિગતિ ” નામની પછી ભૂમિકાનુ નિરૂપણ કરીએ છીએ.

ભક્તિની છઠી ભૂમિકાનું નામ સ્વરૂપાધિગતિ છે. સ્થૂલ તથા સૂક્ષ્મ દેહથી જૂદો કરીને આત્માનું જે જ્ઞાન તેનું નામ **સ્વરૂપાધિગતિ** છે. આ પ્રકારનું આત્મજ્ઞાન ન થાય તો દેહાદિકોમાં આત્મત્વ બુદ્ધિ રૂપ અધ્યાસથી, રતિ ઉત્પન્ન હોવા છતાં, પૂર્ણ ફલની પ્રાપ્તિ થઈ શકતી નથી. કેમકે—

ज्ञानं निःश्रेयसार्थाय पुरुषस्यात्मदर्शनम् ।
यदाहुर्वर्णये तत्ते हृदयग्रन्थिभेदनम् ॥ भा० स्क० ३, अ० २६–२ ॥

અર્થ:—અધ્યાસરૂપ હૃદયગ્રન્થિનો નાશ કરનાર અને મોક્ષના સાધનરૂપ આત્મજ્ઞાન વેદશાસ્ત્રમાં કહેલું તમને કહું છું.

अनादिरात्मा पुरुषो निर्गुणः प्रकृतेः परः ।
प्रत्यग्धामा स्वयंज्योतिर्विश्वं येन समन्वितम् ॥ ,, ॥ ३ ॥

અર્થ:—જેના પ્રકાશથી આ જગત્ સર્વ પ્રકાશિત થઈ રહ્યું છે તે પરમાત્મારૂપ પુરૂષ અનાદિ છે. તથા નિર્ગુણ છે, અને માયારૂપ પ્રકૃતિથી ભિન્ન છે, તથા જ્ઞાન સ્વરૂપ છે. તથા સ્વયં પ્રકાશ રૂપ છે.

स एव प्रकृतिं सूक्ष्मां दैवीं गुणमयीं विभुः ।
यदृच्छयैवोपगतामभ्यपद्यत लीलया ॥ ,, ॥ ४ ॥

અર્થ:—તે પૂર્વોક્ત લક્ષણવાળા વિભુએ (પરમેશ્વરે) સત્ત્વાદિ ગુણરૂપ, તથા નામરૂપે પ્રકટ નહીં થયેલી એવી, અને પોતાની શક્તિરૂપ સ્વતઃસિદ્ધ દૈવી પ્રકૃતિનો જગતની સૃષ્ટિ કરવાને

માટે સ્વીકાર કર્યો. પ્રકૃતિના માયા અને અવિદ્યા બે ભેદ છે. માયા ઉપાધિવાળાનું નામ ઈશ્વર છે, અને અવિદ્યા ઉપાધિવાળાનું નામ જીવ છે. ઈશ્વર માયાને પોતાને અધીન રાખી સૃષ્ટિ આદિ કાર્ય કરે છે. અને જીવ અવિદ્યાને અધીન થઈને સંસારને પ્રાપ્ત થાય છે.

गुणैर्विचित्राः सृजतीं स्वरूपाः प्रकृतिं प्रजाः ।
विलोक्य मुमुहे सद्यः स इह ज्ञानगूहया ॥ ,, ॥ ५ ॥

અર્થ:—પોતાની સમાન સત્ત્વાદિ ગુણવાળા દેવાદિ રૂપ નાના પ્રકારની પ્રજાની સૃષ્ટિ કરનારી પ્રકૃતિને જોઈને તે જીવ પોતાના સ્વરૂપના આવરણથી–અજ્ઞાનથી (ज्ञानगूहया) મોહને પ્રાપ્ત થયો અર્થાત્ પોતાને ભૂલી ગયો.

एवं पराभिध्यानेन कर्तृत्वं प्रकृतेः पुमान् ।
कर्मसु क्रियमाणेषु गुणैरात्मनि मन्यते ॥ ,, ॥ ६ ॥

અર્થ:—એ પ્રકારે પ્રકૃતિના પરિણામ રૂપ દેહાદિમાં આત્માધ્યાસ કરીને પુરૂષ ગુણો દ્વારા થતા કર્મમાં જે પ્રકૃતિનું કર્તૃત્વ છે તેનું પોતાનામાં (આત્મામાં) આરોપણ કરે છે.

तदस्य संसृतिबन्धः पारतन्त्र्यञ्च तत्कृतम् ।
भवत्यकर्तुरीशस्य साक्षिणो निर्वृतात्मनः ॥ ,, ॥ ७ ॥

અર્થ:—આ કર્તૃત્વાદ અભિમાનથી, પરમાર્થથી અકર્તા તથા સાક્ષી રૂપ તથા સ્વતન્ત્ર તથા આનન્દ સ્વરૂપ પુરૂષને જ કર્મનું બન્ધન તથા ભોગમાં પરતન્ત્રતા અને જન્મમરણાદિ રૂપ સંસાર પણ થાય છે.

આ પ્રકારના પ્રમાણથી જીવને સંસારનું કારણ અધ્યાસને જ સિદ્ધ કર્યું છે. અને અધ્યાસને સિદ્ધ કરીને —

आत्मा नित्योऽव्ययः शुद्ध एकः क्षेत्रज्ञ आश्रयः ।
अविक्रियः स्वदृग्हेतुर्व्यापकोऽसंग्यनावृतः ॥ भा० स्क० ७, अ० ७–१९ ॥
एतैर्द्वादशभिर्विद्वानात्मनो लक्षणैः परैः ।
अहं ममेत्यसद्भावं देहादौ मोहजं त्यजेत् ॥ ,, ॥ २० ॥

અર્થ:—આત્મા નિત્ય અર્થાત્ ઉત્પત્તિ વિનાશરહિત, અવ્યય અર્થાત્ અપક્ષયથી રહિત, શુદ્ધ અર્થાત્ રાગદ્વેષાદિ મલથી રહિત, એક, સાક્ષીસ્વરૂપ, સર્વના આશ્રયરૂપ, નિર્વિકાર, સ્વયંપ્રકાશ સ્વરૂપ, સર્વના કારણરૂપ (हेतुः), વ્યાપક, અસંગ તથા પરિપૂર્ણ (अनावृतः) છે. એ પ્રમાણેનાં બાર લક્ષણથી આત્માને દેહાદિથી વિવેચન કરીને અર્થાત્ દેહાદિકોથી આત્માને ભિન્ન જાણીને અજ્ઞાનથી દેહાદિમાં થતી અહંબુદ્ધિ તથા પુત્રાદિમાં થતી મમત્વબુદ્ધિનો પરિત્યાગ કરે.

અહીં ઉપરના ૧૯મા શ્લોકમાં આત્માના યથાર્થ સ્વરૂપનું કથન કરીને ૨૦મા શ્લોકમાં આત્મા અને અનાત્માના વિવેચનથી અધ્યાસની નિવૃત્તિ કરવાની કહી છે.

આ પ્રમાણે જીવનું યથાર્થ જ્ઞાન થયા પછી જીવ તથા પરમાત્માનું અભેદજ્ઞાન થાય છે. તેનું પ્રમાણ પણ ભાગવતમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनाम् ।

जगद्धिताय सोऽप्यत्र देहीवाभाति मायया ॥ भा. स्क. १०, अ. १४–५५ ॥

અર્થઃ—આ કૃષ્ણ(પરમાત્મા)ને તું સંપૂર્ણ પ્રાણીઓના અન્તરાત્મા રૂપ જાણ. તે પણ જગતના હિતને માટે અવતાર ધારણ કરીને પોતાની માયા શક્તિથી જીવની પેઠે દેહધારી જેવા જોવામાં આવે છે.

આ શ્લોક સંપૂર્ણ પ્રાણીઓના અન્તરાત્મા રૂપ જીવનો કૃષ્ણ ભગવાન્ (પરમાત્મા) સાથે અભેદ બતાવી મુમુક્ષુને જીવ તથા ઈશ્વરના અભેદજ્ઞાનની આવશ્યકતા બતાવે છે. એવું જ્ઞાન પણ ભક્તિ પછી થાય છેઃ—

वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः ।

जनयत्याशु वैराग्यं ज्ञानञ्च यदहैतुकम् ॥ भा० स्क० १, अ० २–७ ॥

અર્થઃ—ભગવાન્ વાસુદેવમાં કરેલો ભક્તિયોગ શીઘ્ર વૈરાગ્ય તથા શુષ્ક તર્કાદિના અવિષય રૂપ જે યથાર્થ જ્ઞાન તેને ઉત્પન્ન કરે છે.

આ શ્લોકમાં પરમેશ્વરની ભક્તિથી જીવ બ્રહ્મના અભેદજ્ઞાનની પ્રાપ્તિનું કથન પણ કર્યું છે.

ઇતિ ભક્તિ પ્રક૦ ૫માં "સ્વરૂપાધિગતિ" નામની ભક્તિની છઠ્ઠી ભૂમિકા નિરૂપણ.

અ. ૪. સ. ૭. સમાપ્ત.

---

## અધ્યાય. ૪. સર્ગ. ૮.

---

### ૭. સપ્તમી ભૂમિકા—પ્રેમવૃદ્ધિ(પરાનન્દ)નિરૂપણ.

આ પ્રમાણે ભક્તિની છઠ્ઠી ભૂમિકાનું નિરૂપણ કરીને "પ્રેમવૃદ્ધિ" નામની સપ્તમી ભૂમિકાનું નિરૂપણ કરીએ છીએ.

ઉપર કહ્યા પ્રમાણે જીવ બ્રહ્મના અભેદ રૂપ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થતાં વૈરાગ્યની દઢતા થાય છે. વૈરાગ્યની દઢતા થવાથી પ્રેમની વૃદ્ધિ થાય છે. તેને પ્રેમવૃદ્ધિ(પરાનન્દ) કહે છે. તે ભક્તિની સપ્તમી ભૂમિકા છે. તેનું વર્ણન ભાગવતમાં નીચે પ્રમાણે કર્યું છેઃ—

न्यस्तक्रीडनको बालो जडवत्तन्मनस्तया ।

कृष्णग्रहगृहीतात्मा न वेद जगदीदृशम् ॥ भा० स्क० ७, अ० ४–३७ ॥

અર્થઃ—જે બાલક પ્રતિ રમવાને માટે રમકડું ફેંકવામાં આવેલું છે તે બાલક જેવી રીતે તે રમકડામાં તન્મય થવાથી બીજા કોઈ પદાર્થમાં ચિત્ત લગાડતો નથી, તેવી રીતે સપ્તમી ભૂમિકાને પ્રાપ્ત થયેલા ભક્તનું ચિત ભગવાનમાં લાગેલું હોવાથી જડની માફક તે વ્યવહારમાં પ્રતીત થતા જગતને દેખતો નથી. પરન્તુ જગતને કૃષ્ણમય જ દેખે છે. અજ્ઞાની મનુષ્ય વ્યવહાર દશામાં જેવી રીતે શત્રુ મિત્રાદિ રૂપ ભેદબુદ્ધિથી જુએ છે, તેવી રીતે દેખતો નથી. તેથી બાલક તથા જડનું દૃષ્ટાન્ત આપેલું છે. બાલક સ્વતઃ રાગદ્વેષ રહિત હોય છે. અને પોતાનું તથા પારકું-જ્ઞાન જેને હોતું નથી. તેને જડ કહે છે. સપ્તમી ભૂમિકા વાળાને રાગદ્વેષની નિવૃત્તિ થાય છે, અને ભેદજ્ઞાન પણ હોતું નથી. તેથી જગતને

ઇશ્વરમય જ દેખે છે. જેમ બાળક પોતાના ચિત્તને કોઇ વસ્તુમાં લગાડે તો તે બીજી સર્વ વાત ભૂલી જાય છે, અને તેમાં તન્મય થઇ જાય છે; તથા જેમ કોઇ ગ્રહ(ભૂત)ના આવેશ વાળો મનુષ્ય બાહ્ય વસ્તુને જાણતો નથી, અને તે આવેશથી ધુજે છે; તેવી રીતે સપ્તમી ભૂમિકા વાળો ભક્ત પણ કૃષ્ણ રૂપી ગ્રહના આવેશ વાળો હોવાથી સંપૂર્ણ જગતને કૃષ્ણ રૂપે દેખે છે, અને તેની ધૂનમાં જ હમેશાં રહે છે.

आसीनः पर्यटन्नश्नञ्छयानः प्रपिबन्ब्रुवन् ।
नानुसंधत्त एतानि गोविन्दपरिरंभितः ॥ भा० स्क० ७, अ० ४-३८ ॥

અર્થઃ—તેવો ભક્ત ચહાય બેઠેલો હોય અથવા વિચરતો હોય અથવા ખાતો અથવા સુતો અથવા પીતો અથવા બોલતો વગેરે વ્યવહાર કરતો હોય, તોપણ તેના અન્તઃકરણની વૃત્તિ ભગવદાકાર થયેલી (परिरंभितः—આલિંગિત) હોવાથી તે વ્યવહારને જાણતો નથી. મન ભગવાન્‌માં લાગેલું હોવાથી ઇંદ્રિયોથી થતા વ્યવહારનું ભાન રહેતું નથી. જેમ બે મિત્ર બેસી વાત કરતા સમયમાં એક બીજાને કહે છે "તું શું બોલ્યો તે મેં સાંભળ્યું નહીં, ફરી બોલ, મારૂં મન બીજે ઠેકાણે ગયું હતું", તેવી રીતે જેનું ચિત્ત ભગવાન્‌માં લાગેલુ છે તેને બાહ્ય વસ્તુનું જ્ઞાન રહેતું નથી. તે વાતમાં શંકાનો અવસર જ નથી. કેમકે મનુષ્યની ચિત્તવૃત્તિ જે વસ્તુનું ધ્યાન કરે છે તેની સાથે તદાકાર થઇને ખડી થાય છે. જેવી રીતે સ્ફટિક મણિની આગળ લાલ, પીળું, આદિ પુષ્પને રાખવામાં આવે તો સ્ફટિક તદ્રૂપ પ્રતીત થાય છે, એવો સ્વભાવ ચિત્તનો પણ છે.

क्वचिद्रुदति वैकुंठचिन्ताशबलचेतनः ॥
क्वचिद्धसति तच्चिन्ताह्लाद उद्गायति क्वचित् ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—માતાના વિયોગથી જેવી રીતે નાનું બાળક રૂદન કરે છે, તેવી રીતે હરિના ચિન્તનથી જેની વૃત્તિ ભગવદાકાર થઇ છે એવો ભક્ત ભગવદાકાર વૃત્તિ ખસી જવાથી જ્યારે ભગવાનના સ્વરૂપને દેખતો નથી, ત્યારે તે રૂદન કરે છે. જ્યારે ભગવાન્‌નું સ્વરૂપ વૃત્તિની એકાગ્રતાથી દેખે છે, ત્યારે પ્રસન્ન બાલકની પેઠે હસે છે. અને કદાચ ભગવાનના ચિન્તનથી આલ્હાદ ઉત્પન્ન થતાં ઉંચા સ્વરે ગાયન કરે છે.

नदति क्वचिदुत्कण्ठो विलज्जो नृत्यति क्वचित् ।
क्वचित्तद्भावनायुक्तस्तन्मयोऽनुचकार ह ॥ ,, ॥ ४० ॥

અર્થઃ—કદાચ "હે પ્રભો!" એ પ્રકારે ઉંચા સ્વરે (उत्कंठः) ભગવાનને પોકારે છે. કદાચ અતિશય આનન્દ થવાથી લજ્જા છોડીને નૃત્ય કરે છે. કદાચ ભગવત્સ્ફુર્તિનો અભાવ થવાથી વિરહ નિમિત્ત ખેદથી ભગવાનની ભાવના યુક્ત થવાથી ઉન્મત્ત મનુષ્યની માફક "હું જ ભગવાન્ છું" એવો વિચાર કરીને સ્વયં ભગવાનની લીલાનું અનુકરણ કરે છે.

क्वचिदुत्पुलकस्तूष्णीमास्ते संस्पर्शनिर्वृतः ।
अस्पन्दप्रणयानन्दः सलीलामीलितेक्षणः ॥ ,, ॥ ४१ ॥

અર્થઃ—કદાચ આનન્દના અનુભવ(संस्पर्श)થી સુખી થયેલા શરીરમાં રોમાંચ થવાથી, તથા સ્થિર સ્નેહથી જે આનન્દ પ્રકટ થયો છે તેથી નેત્રમાં આંસુ આવવાથી નેત્ર થોડાં બંધ કરી ચુપચાપ સ્થિર બેસી રહે છે.

આ પ્રમાણેથી સપ્તમી ભૂમિકાની અવસ્થા કહેવામાં આવી છે. આ સપ્તમી ભૂમિકા પર્યન્ત જ સાધનોનો અભ્યાસ થાય છે. તેની આગળની ચાર ભૂમિકાઓ અયત્નસાધ્ય છે.

ઇતિ ભક્તિ પ્રક૦ ૫ માં "પ્રેમવૃદ્ધિ" નામની ભક્તિની સપ્તમી ભૂમિકાનુ નિરૂપણ અ. ૪. સગ. ૮. સમાપ્ત.

## અધ્યાય ૪. સર્ગ ૯.

### ૮. અષ્ટમી ભૂમિકા—તત્સ્ફુરણ નિરૂપણ.

હવે "તત્સ્ફુરણ" (तस्य स्फुरणम्) નામની ભક્તિની અષ્ટમી ભૂમિકાનું નિરૂપણ કરવામાં આવે છે.

પ્રેમના આશ્રય રૂપ ભગવાનના સાક્ષાત્કાર રૂપ "तस्य स्फुरणम्" નામ અષ્ટમી ભૂમિકા છે. આ અષ્ટમી ભૂમકા વિશે નીચેનો શ્લોક છેઃ—

पश्यन्ति मे रुचिराण्यंब सन्तः प्रसन्नवक्त्रारुणलोचनानि ।
रूपाणि दिव्यानि वरप्रदानि साकं वाचं स्पृहणीयां वदन्ति ॥

भा०स्क०३,अ० २५–३५ ॥

અર્થઃ—હે અંબ! સન્ત પુરૂષો પ્રસન્ન મુખ વાળાં, તથા અરૂણ રંગનાં નેત્ર વાળાં, તથા ભક્તોને વર દેનારાં, મારાં અલૌકિક રૂપોને દેખે છે, અને મારી સાથે સ્પૃહણીય વાણી બોલે છે. (એક વાર શ્રવણ કરવાથી જેનું ફરીથી શ્રવણ કરવાની ઇચ્છા થાય, અથવા પ્રશંસા કરવા યોગ્ય હોય એવી વાણી સ્પૃહણીય કહેવાય છે.)

तैर्दर्शनीयावयवैरुदारविलासहासेक्षितवामसूक्तैः ।
हृतात्मनो हृतप्राणांश्च भक्तिरनिच्छतो गतिमण्वीं प्रयुंक्ते ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—અમારાં મુખ નેત્રાદિક દર્શનીય અવયવોની ઉદાર લીલા તથા મન્દ હાસ્ય તથા દર્શન તથા મધુર (વામ) વાણીથી જેઓનાં ચિત્ત તથા ઇંદ્રિયો અમારા તરફ ખેંચાયાં છે તેમને ઇચ્છા ન હોય તોપણ મારી ભક્તિ તેમને મારી સૂક્ષ્મ ગતિ–જીવ બ્રહ્મની એકતા રૂપ મુક્તિ–પ્રાપ્ત કરાવે છે.

ઇતિ ભક્તિ પ્રક૦ ૫માં "તત્સ્ફુરણ" નામની ભક્તિની અષ્ટમી ભૂમિકા નિરૂપણ અ. ૪. સર્ગ ૯. સમાપ્ત.

## અધ્યાય ૪. સર્ગ. ૧૦.

### ૯. નવમી ભૂમિકા-ભગવદ્ધર્મનિષ્ઠા નિરૂપણ.

હવે " ભગવદ્ધર્મનિષ્ઠા " નામની ભક્તિની નવમી ભૂમિકાનું નિરૂપણ કરીએ છીએ. ભાગવત ધર્મમાં નિષ્ઠાનું નામ ભગવદ્ધર્મનિષ્ઠા છે. તે પ્રથમ કહેલી અવસ્થા ( ત્રીજી ભૂમિકા ) પ્રયત્ન સાધ્ય છે, તેથી તે સાધન રૂપ છે. પછી આ નવમી ભૂમિકામાં થતી જે દૃઢ નિષ્ઠા છે તે ફલ રૂપ છે. આ ભૂમિકામાં ભાગવત ધર્મ સિવાયના અન્ય ધર્મથી નિવૃત્ત થઈ જાય છે. તે ઉપર રાજા ભરત વગેરે દૃષ્ટાન્ત છે.

शालग्रामे महाभागो भगवन्न्यस्तमानसः ।
स उवास चिरं कालं मैत्रेय पृथिवीपतिः ॥ वि. पु. अं. २, अ. १३–७ ॥

અર્થ:—હે મૈત્રેય! મહા ભાગ્ય શાલી ભરત રાજા શાલગ્રામ-રૂપ ભગવાનની મૂર્તિમાં મન લગાવી બહુ કાલ સુધી રહેતા હતા.

अहिंसाद्यशेषेषु गुणेषु गुणिनां वरः ।
अवाप परमां काष्ठां मनसश्चापि संयमे ॥ „ ॥ ८ ॥

અર્થ:—તે ગુણીમાં શ્રેષ્ઠ એવા ભરત અહિંસાદિ યમ નિયમ આદિ સાધનોમાં તથા મનનો સયમ કરવામાં પણ પરમ અવધિને પહોંચી ગયા હતા.

यज्ञेशाच्युत गोविन्द माधवानन्त केशव ।
कृष्ण विष्णो हृषीकेशेत्याह राजा स केवलम् ॥ „ ॥ ९ ॥

અર્થ:—તે રાજા, હે યજ્ઞેશ! હે અચ્યુત! ગોવિન્દ! માધવ! અનન્ત! કેશવ! કૃષ્ણ! 'વિષ્ણુ ' હૃષીકેશ! એ પ્રકારનાં કેવલ ભગવાનનાં જ નામ બોલતા રહ્યા.

नान्यज्जगाद मैत्रेय किंचित्स्वप्नान्तरेष्वपि ।
एतत्पदं तदर्थं च विना नान्यदचिन्तयत् ॥ „ ॥ १० ॥

અર્થ:—સ્વપ્નમાં પણ તે રાજા ભગવાનના નામને છોડી બીજો કોઈ પણ શબ્દ બોલતા નહોતા. અને મનથી પણ ભગવાનનાં નામ અને તેમના અર્થનું જ ચિન્તન કરતા હતા, અન્ય કાંઈ ચિન્તન કરતા નહોતા.

समित्पुष्पकुशादानं चक्रे देवक्रियाकृते ।
नान्यानि चक्रे कर्माणि निस्सङ्गो योगतापसः ॥ „ ॥ ११ ॥

અર્થ:—તે સંગથી રહિત યોગ યુક્ત તપસ્વી રાજા ભરત દેવપૂજાને માટે સમિધ્, પુષ્પ, કુશ, આદિ લાવતા હતા, બીજું કાંઈ પણ કર્મ કરતા નહોતા.

આ પ્રકારે નવમી ભૂમિકામાં અન્ય કાર્યમાંથી પણ નિવૃત્તિ તથા ભાગવત ધર્મ માત્રમાં નિષ્ઠા રાજા ભરતની સાંભળી છે. વળી—

अंबरीषो महाभागः सप्तद्वीपवतीं महीम् ॥
अव्ययां च श्रियं लब्ध्वा विभवं चातुलं भुवि ॥ भा.स्क० ९,अ. ४–१५ ॥

मेनेऽतिदुर्लभं पुंसां सर्वं तत्स्वमसंस्तुतम् ।
विद्वान्विभवनिर्वाणं तमो विशति यत् पुमान् ॥ ,, ॥ १६ ॥

અર્થ:—જે કારણથી (यत्) સંસારના પદાર્થોથી મનુષ્ય મોહને પ્રાપ્ત થાય છે, તે કારણથી સંસારના વિભવના નાશ તથા મોહપ્રાપ્તિ રૂપ ફલને જાણતા મહાભાગ રાજા અંબરીષે, પૃથ્વીમાં મનુષ્યોને માટે દુલભ સાત દ્વીપ વાળી પૃથ્વી, તથા ઉપદ્રવથી રહિત સંપત્તિ તથા ઉપમા રહિત ઐશ્વર્ય પ્રાપ્ત કર્યા છતાં તે સર્વને સ્વપ્નના પદાર્થની તુલ્ય મિથ્યા માન્યું.

वासुदेवे भगवति तद्भक्तेषु च साधुषु ।
प्राप्तो भावं परं विश्वं येनेदं लोष्टवत्स्मृतम् ॥ ,, ॥ १७ ॥

અર્થ:—અને વાસુદેવ ભગવાન્‌માં તથા સાધુ પુરૂષોમાં તથા ભગવાન્‌ના ભક્તોમાં પણ અંબરીષ રાજાને ઉત્તમ પ્રેમ પ્રાપ્ત થયો, જે પ્રેમથી તેમણે જગત્‌ને માટીના ઢેફા બરાબર ગણ્યું.

स वै मनः कृष्णपदारविन्दयोर्वचांसि वैकुण्ठगुणानुवर्णने ।
करौ हरेर्मन्दिरमार्जनादिषु श्रुतिं चकाराच्युत सत्कथोदये ॥ ,, ॥ १८ ॥

અર્થ:—તે અંબરીષે પોતાના મનને ભગવાન્‌ના ચરણમાં જ લગાવ્યું, અન્ય કોઇમાં નહીં. તેવી રીતે તેમની વાગિન્દ્રિયને ભગવાનના ગુણોનું વર્ણન કરવામાં જ લગાવી. પોતાના હાથને ભગવાન્‌નું મન્દિર સાફ કરવું આદિ સેવામાં જ રોક્યા હતા. શ્રોત્રેન્દ્રિયને ભગવાન્‌ની કથા શ્રવણ કરવામાં જ પ્રવૃત્ત કરી હતી.

मुकुन्दलिंगालयदर्शने दृशौ तद्भृत्यगात्रस्पर्शेऽङ्गसंगमम् ।
घ्राणं च तत्पादसरोजसौरभे श्रीमत्तुलस्या रसनां तदर्पिते ॥ ,, ॥ १९ ॥
पादौ हरेः क्षेत्रपदानुसर्पणे शिरो हृषीकेशपदाभिवन्दने ।
कामं च दास्ये न तु कामकाम्यया यथोत्तमश्लोकजनाश्रया रतिः ॥ २० ॥

અર્થ:—અને નેત્રને ભગવાન્‌ની મૂર્તિ તથા મન્દિરોનાં દર્શન કરવામાં લગાવ્યાં હતાં. ત્વગિન્દ્રિય ભગવદ્ ભક્તોનાં અંગોના સ્પર્શમાં તત્પર હતી, અને ઘ્રાણેન્દ્રિયને ભગવાન્‌ના પાદકમલમાં ચઢાવેલી તુલસીની સુગંધ લેવામાં જ રોકી હતી, અન્યમાં નહીં. તેમની રસનેન્દ્રિય ભગવાન્‌ને અર્પણ કરેલા અન્નાદિમાં જ (तदर्पिते) પ્રવૃત્ત હતી. (૧૯), તેમના પગ ભગવાન્‌નાં દ્વારકા આદિ ક્ષેત્ર તરફ જવામાં, અને શિર હમેશાં ભગવાનના ચરણોને વન્દન કરવામાં જ પ્રવૃત્ત હતું. અને અર્પણ કરેલા નૈવેદ્યાદિને સ્વીકાર કરવાની તેની જે કામના હતી તે દાસબુદ્ધિથી હતી, ભોગની ઇચ્છાથી નહીં. બહુ શું કહેવું. ભગવાન્ (ઉત્તમ શ્લોક)ના ભક્તોમાં જેવી રીતે ભક્તિ (रति) થાય તેને અનુસાર અંબરીષ રાજા સર્વ કાર્ય કરતા હતા.

एवं सदा कर्मकलापमात्मनः परेऽधियज्ञे भगवत्यधोक्षजे ।
सर्वात्मभावं विदधन्महीमिमां तन्निष्ठविप्राभिहितः शशास ह ॥ ॥ २१ ॥

અર્થ:—એ પ્રમાણે ભગવાન્‌માં જેમની નિષ્ઠા છે એવા વસિષ્ઠાદિક ભગવદ્ ભક્તોએ કહેલી રીતિએ યજ્ઞાદિક કર્મોના ફલદાતા પરમેશ્વરમાં સર્વાત્મભાવ કરતા સતા આ પૃથ્વીનું પાલન કર્યું.

આ પ્રમાણે રાજા અંબરીષની પણ નવમી ભૂમિકાની ભક્તિ ભાગવતમાં સાંભળવામાં આવે છે. વળી—

तं मोपयातं प्रतियन्तु विप्रा गंगा च देवी धृतचित्तमीशे ।
द्विजोपसृष्टः कुहकस्तक्षको वा दशत्वलं गायत विष्णुगाथाः ॥

भा स्कं. १, अ. १९-१५ ॥

અર્થઃ—રાજા પરીક્ષિત બ્રાહ્મણો પ્રતિ કહે છેઃ-હે બ્રાહ્મણો ! આપ લોક મને (मा) ભગવાનમાં ચિત્ત લગાવેલો તથા તેમનો શરણાગત (उपयातम्) જાણો. દેવી ગંગા પણ મને પોતાને શરણે આવેલો જાણે.

(શાપ દેનાર) ઋષિથી પ્રેરિત (उपसृष्टः) અથવા કપટી વેશધારી(कुहकः) તક્ષક નાગ મને ઇચ્છાનુસાર કરડો. પરન્તુ આપ લોક તો ભગવાનના ગુણોનું ગાયન જ કરતા રહો.

पुनश्च भूयाद्भगवत्यनन्ते रतिः प्रसंगश्च तदाश्रयेषु ।
महत्सु यां यामुपयामि सृष्टिं मैत्र्यस्तु सर्वत्र नमो द्विजेभ्यः ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—અને કદાપિ મારો ફરી જન્મ થાય તો હું જે જે યોનિમાં જન્મ લઉં ત્યાં સર્વત્ર અનન્ત પરમાત્મામાં મારી ભક્તિ હો તથા તેમના મહાન્ ભક્તોનો સંગ પણ મને મળો. તથા સંપૂર્ણ પ્રાણીઓ સાથે મારી મૈત્રી થાઓ. આપ બ્રાહ્મણ લોકો પ્રતિ મારા નમસ્કાર છે.

इति स्म राजाऽध्यवसाययुक्तः प्राचीनमूलेषु कुशेषु धीरः ।
उदङ्मुखो दक्षिणकूल आस्ते समुद्रपत्न्याः स्वसुतन्यस्तभारः ,, ॥ १७ ॥

અર્થઃ—આ પ્રકારના નિશ્ચય યુક્ત થઇને ધીર રાજા પરીક્ષિત પોતાના પુત્ર જનમેજયને રાજ્ય કારભાર સોંપી ગંગાને દક્ષિણ કિનારે પૂર્વ દિશામાં અગ્ર ભાગ રાખી તથા પશ્ચિમ દિશા(प्राचीन)માં મૂળ રાખીને બિછાવેલાં કુશો ઉપર ઉત્તર દિશામાં મુખ કરીને બેઠા.

एवं च तस्मिन्नरदेवदेवे प्रायोपविष्टे दिवि देवसंघाः ।
प्रशस्य भूमौ व्यकिरन्प्रसूनैर्मुदा मुहुर्दुन्दुभयश्च नेदुः ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—આ પ્રમાણે જ્યારે રાજાઓના પૂજ્ય રાજા (नरदेवदेव) પરીક્ષિત અન્નજલનો પરિત્યાગ કરીને ભગવાનના ધ્યાનથી દેહનો ત્યાગ કરવાને બેસી ગયા, ત્યારે સ્વર્ગમાં સ્થિત દેવતાઓ ભૂમિમાં સ્થિત તે રાજાની પ્રશંસા કરીને પ્રેમથી પુષ્પોની વૃષ્ટિ કરી, અને ભેરી આદિ વાજાં વગાડ્યાં.

આ પ્રમાણે રાજા ભરત તથા અંબરીષ તથા પરીક્ષિતનાં દૃષ્ટાન્તથી નવમી ભૂમિકાનું સ્વતઃસિદ્ધ ભગવદ્ધર્મનિષ્ઠાનું સ્વરૂપ બતાવ્યું છે.

ઇતિ ભક્તિ પ્રક૦ ૫ માં "ભગવદ્ધર્મનિષ્ઠા" નામની ભક્તિની નવમી ભૂમિકાનું નિરૂપણ અ. ૪. સ. ૧૦ સમાપ્ત.

## અધ્યાય ૪. સર્ગ. ૧૧.

### ૧૦. દશમી ભૂમિકા—સ્વસ્મિંસ્તદ્ગુણશાલિતાનિરૂપણ.

હવે "**स्वस्मिंस्तद्गुणशालिता**" નામની ભક્તિની દશમી ભૂમિકાનુ વિવેચન કરીએ છીએ.

કદાપિ નાશ નહીં પામતા ભગવાનની તુલ્ય ગુણોનો આવિર્ભાવ દશમી ભૂમિકામાં થાય છે. તેથી તે ભૂમિકાનું નામ તદ્ગુણશાલિતા છે.

**अथो विभूतिं मम मायया चितामैश्वर्यमष्टाङ्गमनुप्रवृत्तम् ।**

**श्रियं भागवतीं वाऽस्पृहयन्ति भद्रां परस्य मे तेऽश्नुवते तु लोके ॥**

મા૦સ્ક૦૩, અ૦ ૨૫–૩૭ ॥

અર્થ:—અવિદ્યાની નિવૃત્તિ થતાં મારા એકાન્ત ભક્ત મારા માયાવીના પ્રસિદ્ધ સત્યલોકાદિકોની ભોગસામગ્રીને, તથા ભક્તિથી સ્વતઃ પ્રાપ્ત થતી (**अनुप्रवृत्तम्**) અણિમાદિ અષ્ટ ઐશ્વર્ય સિદ્ધિને, તથા વૈકુંઠમાં સ્થિત (**भागवतीं**) ભોગસંપત્તિની ઇચ્છા નહીં હોવા છતાં પણ મારા લોકમાં દુઃખથી રહિત તે વિભૂતિને તેઓ પ્રાપ્ત થાય છે.

**न कर्हिचिन्मत्पराः शान्तरूपे नंक्ष्यन्ति नो मेऽनिमिषो लेढि हेतिः ।**

**येषामहं प्रिय आत्मा सुतश्च सखा गुरुः सुहृदो दैवमिष्टम् ॥ ,, ॥ ३८ ॥**

અર્થ:—જેઓનો પ્રિય આત્મા હું છુ, તથા પુત્રને તુલ્ય જેમના સ્નેહનો વિષય, તથા સખાને તુલ્ય વિશ્વાસ યોગ્ય, તથા ગુરૂને તુલ્ય આદર કરવા યોગ્ય, તથા મિત્રને તુલ્ય હિતકારી, તથા દેવની તુલ્ય પૂજ્ય પણ હું જ છું એવા ભક્તો નષ્ટ થતા નથી, કેમકે અનિમિષ અર્થાત્ હમેશાં જાગતું રહેતું કાલ રૂપ શસ્ત્ર તેમનો ગ્રાસ કરતું નથી.

આ પ્રમાણે દશમી ભૂમિકામાં ભકતોને ભગવાનની તુલ્ય અવિનાશિ ઐશ્વર્યની પ્રાપ્તિરૂપ ગુણોનો આવિર્ભાવ (તદ્ગુણ શાલિતા) કહ્યો છે.

ઇતિ ભક્તિ પ્રક૦ ૫ માં "સ્વસ્મિંસ્તદ્ગુણશાલિતા" નામની દશમી ભૂમિકાનું નિરૂપણ અ. ૪. સર્ગ. ૧૧. સમાપ્ત.

## અધ્યાય. ૪. સર્ગ.૧૨

### ૧૧. અગિયારમી ભૂમિકા—પ્રેમની પરમકાષ્ઠાનું નિરૂપણ.

હવે પ્રેમની પરમકાષ્ઠા રૂપ ભક્તિની ૧૧ ની ભૂમિકાનું નિરૂપણ કરીએ છીએ.

મરણ પર્યન્ત વિરહ સહન ન હોવો એ પ્રેમની પરમ અવધિ છે. જેમ—

**गोपीनां परमानन्द आसीद्गोविन्ददर्शने ।**

**क्षणं युगशतमिव यासां येन विनाऽभवत् ॥** મા૦ સ્ક૦ ૧૦,અ૦૧૯–૧૬ ॥

અર્થ:—ગોપી લોકોને ભગવાનના દર્શનથી પરમાનન્દ થતો હતો. ભગવાનના દર્શન વિના એક ક્ષણ વીતતી તો તે યુગ સમાન લાગતી હતી.

यर्ह्यम्बुजाक्षापससार भो भवान् कुरून् मधून् वाऽथ सुहृद्दिदृक्षया ।
तत्राब्दकोटिप्रतिमः क्षणो भवेद्रविं विनाऽक्ष्णोरिव नस्तवाच्युत ॥
भा० स्क० १, अ० ११–९ ॥

અર્થઃ—હે અંબુજાક્ષ ! જ્યારે આપ અમારો ત્યાગ કરીને આપના બન્ધુ યુધિષ્ઠિર તથા નન્દાદિનાં દર્શનની ઇચ્છાથી હસ્તિનાપુર અથવા મથુરા દેશમાં જતા હતા, ત્યારે તમારા ભક્ત અમારી (न) એક ક્ષણ પણ એક કરોડ વર્ષ તુલ્ય લાગતી હતી. અને તમારૂં (तव) દર્શન ન થવાથી, જેમ સૂર્યના પ્રકાશ વિના નેત્ર નિષ્પ્રયોજન થાય છે તેમ, અમારાં નેત્ર વ્યર્થ માલમ પડતાં હતાં.

આ પ્રમાણે ગોપી લોકોની ક્ષણમાત્રના પણ વિરહની અસહિષ્ણુતા રૂપ પ્રેમની પરમ અવધિ ભાગવતમા બીજા સ્થાનમા પણ બતાવી છે. તે નીચે પ્રમાણે—

अन्तर्गृहगताः काश्चिद्गोप्योऽलब्धविनिर्गमाः ।
कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलितलोचनाः ॥ भा० स्क० १०, अ० २९–९ ॥
दुःसहप्रेष्ठविरहतीव्रतापधुताशुभाः ।
ध्यानप्राप्ताच्युताश्लेषनिर्वृत्या क्षीणमंगलाः ॥ „ ॥ १० ॥

આ શ્લોકનું વ્યાખ્યાન ઉપર આત્મનિવેદનના વિવેચનમાં કરવામાં આવ્યું છે.

तमेव परमात्मानं जारबुद्ध्यापि संगताः ।
जहुर्गुणमयं देहं सद्यः प्रक्षीणबन्धनाः ॥ „ ॥ ११ ॥

અને પ્રેમના સર્વ ભેદ પંચમી ભૂમિકામાં વર્ણવવામાં આવ્યા છે.

ઇતિ ભક્તિ પ્રક. ૬ માં "પ્રેમની પરમાવધિ" નામની ૧૧ મી ભૂમિકાનું નિરૂપણ અ. ૪. સ. ૧૨. સમાપ્ત.

**ઇતિ ભક્તિની ૧૧ ભૂમિકાનું વર્ણન અધ્યાય. ૪. સમાપ્ત.**



## અધ્યાય. ૫.

### દશાપરાધત્યાગનિરૂપણ.

આ પ્રકારે ભક્તિનું સ્વરૂપ તથા ભક્તિનાં સાધન તથા ભક્તિની ભૂમિકાઓનું નિરૂપણ કરવામાં આવ્યું.

છતાં ભક્તિ કરનારે એક વાત ખાસ યાદ રાખવાની છે. ભક્તિદ્વારા પ્રેમની પરમાવધિની પ્રાપ્તિ થાય છે ખરી. પરન્તુ જેવી રીતે રોગી મનુષ્યને વમન તથા વિરેચનાદિ દ્વારા શુદ્ધિ કર્યા વિના ઔષધ અસર કરતું નથી, તેવી રીતે અન્તઃકરણની શુદ્ધિ વિના કરેલી ભક્તિની કાંઇ અસર થતી નથી. અન્તઃકરણમાં અનેક પ્રકારના દોષ હોય છે. તેમાં નીચે લખેલા દશ દોષ મુખ્ય છે, તેમને શાસ્ત્રમાં અપરાધ કહ્યા છે. તેમનો ત્યાગ કર્યા વિના ભક્તિનું પૂર્ણ ફળ મળતું નથી. તે નીચે મુજબઃ—

गुरोरवज्ञां साधूनां निन्दां भेदं हरे हरौ। वृ०ना०पु०पू०ख०अ० ८२–२२॥

અર્થઃ—૧. માતા પિતા તથા ગુરૂ તથા આપણાથી વિદ્યા, આયુ, આદિમાં અધિક હોય તેમની અવજ્ઞા રૂપી એક દોષ, તથા ૨.ધર્માત્મા, ઈશ્વરભક્ત, આદિની નિન્દા એ બીજો દોષ, તથા મહાદેવ અને વિષ્ણુમાં ભેદ બુદ્ધિ—અર્થાત્ મહાદેવના ભક્તોને વિષ્ણુમાં ઈશ્વરબુદ્ધિનો અભાવ, તેવી જ રીતે વિષ્ણુભક્તોને શિવમાં ઈશ્વરબુદ્ધિનો અભાવ એ બે પ્રકારની ભેદબુદ્ધિ એ ત્રીજો દોષ ( અપરાધ )—એ સર્વનો ત્યાગ કરવો જોઇએ.

મુમુક્ષુ મનુષ્યને માટે ભેદબુદ્ધિ મહાન્ અનર્થનું કારણ છે. ભક્તિના તાત્પર્યને નહીં જાણનારા કેટલાક અજ્ઞાની લોક નવી નવી વાતો સંભળાવી વિષ્ણુભક્તિના બહાનાથી શિવની નિન્દા કરે છે. શાસ્ત્રદષ્ટિથી તે લોક નરકના ભાગી છે.

વેદ તથા પુરાણાદિકામાં બ્રહ્મા, વિષ્ણુ તથા મહાદેવ એ ત્રિમૂર્તિનો અભેદ બતાવ્યો છે. તે નીચે મુજબ છે.

**પ્રથમ શ્રુતિઓનાં પ્રમાણોથી ત્રિમૂર્તિનો અભેદ બતાવીએ છીએ.**

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः सुपर्णो गरुत्मानेकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ ऋ.वे.मं.१,अनु. २२, सू. १६४, ऋ. ४६ ॥

અર્થઃ—આ નાના પ્રકારના ઐશ્વર્ય યુક્ત પરમેશ્વરને ઇન્દ્ર કહે છે, તથા મિત્ર તથા સુંદર પક્ષવાળા ગરૂડ પણ કહે છે, પરમાત્મા એક હોવા છતાં તેમને વેદના જ્ઞાતા લોક અગ્નિ, યમ, માતરિશ્વા ( વાયુ ) આદિ નાના પ્રકારનાં નામથી કહે છે. નામ અનેક હોવા છતાં પણ વસ્તુ કોઇ રીતે બદલાઈ જતું નથી.

यो देवानां प्रथमं पुरस्ताद्विश्वाधिको रुद्रो महर्षिः हिरण्यगर्भं पश्यत जायमान-ॅ स नो देवः शुभया संयुनक्तु ॥कृ. य. वे. तै. आ. प्र. १०, अनु.१०–१९॥

અર્થઃ—અગ્નિ, ઇન્દ્ર, આદિ દેવતાઓમાં પ્રથમ, તથા અગ્નિ આદિક દેવતા કરતાં પ્રથમ ઉત્પન્ન થયેલા એવા હિરણ્યગર્ભને જે દેખે છે, તથા જે જગતનું કારણ હોવાથી જગતથી અધિક છે, તથા જે રૂદ્ર છે. રૂદ્ ( सद् ) નામના વેદશબ્દ વડે પ્રતિપાદ્ય

કરવા યોગ્ય છે, તથા જે સર્વજ્ઞ છે, એવા જે પરમેશ્વર તે અમોને સંસારથી નિવૃત્ત થવાના સાધન રૂપ બ્રહ્મતત્વના સાક્ષાત્કાર વડે મુક્ત કરો.

બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને માટે પ્રાર્થના રૂપ આ મંત્રમાં રૂદ્ર શબ્દથી પરમાત્માને જ કહ્યા છે.

**यो वेदादौ स्वरः प्रोक्तो वेदान्ते च प्रतिष्ठितः ।**

**तस्य प्रकृतिलीनस्य यः परः स महेश्वरः॥** कृ.य.वे.तै.आ.प्र.१०,अनु.१०-२४॥

અર્થઃ—**अग्निमीडे पुरोहितम्** ઈત્યાદિક મન્ત્રોના ઉપક્રમમાં જે પ્રણવ રૂપ વર્ણ છે તે પ્રણવને **ॐमित्येतदक्षरमिदꣳसर्वं( माण्डू०उप० )** ઈત્યાદિ મન્ત્રમાં પ્રતિપાદન કર્યો છે, તે પ્રણવ રૂપ પરમેશ્વર ધ્યાનકાલમાં જગત્‌ના કારણ રૂપ અવ્યાકૃતમાં લીન થાય છે અર્થાત્ અકાર, ઉકાર, અને મકારમાં વિરાટ, હિરણ્યગર્ભ તથા અવ્યાકૃતનું ધ્યાન કરીને, વિરાટ્ રૂપ અકારનો ઉકાર રૂપ હિરણ્યગર્ભમાં લય કરવો, પછી ઉકાર રૂપ હિરણ્યગર્ભનો મૂલ પ્રકૃતિ રૂપ મકારમાં લય કરવો. એ પ્રકારે પ્રકૃતિમાં લીન થયેલા પ્રણવની ચોથી માત્રા રૂપ નાદમાં ધ્યાન કરવા યોગ્ય ઉત્કૃષ્ટ પરમાત્મા રૂપ વસ્તુ છે તે **મહેશ્વર** છે એમ જાણવું યોગ્ય છે.

આ મંત્રમાં પણ મહેશ્વર નામથી પરમાત્માને જ કહ્યા છે.

**सहस्रशीर्षं देवं विश्वाक्षं विश्वशंभुवम् ।**

**विश्वं नारायणं देवमक्षरं परमं प्रभुम् ॥** कृ.य.वे.तै.आ.प्र.१०,अनु.११–१ ॥

અર્થ.—પૂર્વ મંત્રમાં કહેલા મહેશ્વરનું ધ્યાન કરો. તે મહેશ્વર કેવા છે? અનન્ત શિરવાળા છે. સંપૂર્ણ જગત્ અર્થાત્ વિરાટ્‌સ્વરૂપ એ મહેશ્વરનો દેહ છે. તેથી અમારાં સર્વ શિર એ વિરાટ્‌નાં જ કહેવાય છે, તેથી તેમને અનન્ત શિરવાળા કહ્યા છે. વળી જે અમારી સંપૂર્ણ ઇંદ્રિયો રૂપ ઇન્દ્રિયોવાળા છે, માટે વિશ્વાક્ષ–અનન્ત ઇંદ્રિયવાળા છે. વળી સંપૂર્ણ જગત્‌ને તે વિરાટ્‌થી સુખ મળે છે, તેથી તે " વિશ્વશંભુ " છે. હવે આ વિરાટ્‌રૂપ દેહમાં સ્થિત મહેશ્વરનું પોતાનું સ્વરૂપ મંત્રના બીજા અડધા ભાગમાં કહે છેઃ—તે વિશ્વ છે અર્થાત્ અધિષ્ઠાનમાં જગત્ કલ્પિત હોવાથી અધિષ્ઠાનથી ભિન્ન જગત્ નથી તેથી તેને વિશ્વરૂપ કહ્યું છે, તે **નારાયણ** છે અર્થાત્ જલાદિક પંચભૂતોમાં સ્થિત છે, અથવા " નાર " શબ્દથી સંપૂર્ણ પ્રાણી માત્રને કહે છે. તે પ્રાણી માત્ર જેનું નિવાસસ્થાન છે તેથી નારાયણ કહે છે, તે દેવ છે–ઇંદ્રાદિ દેવ રૂપ છે, અર્થાત્ પ્રાણી માત્રમાં સ્થિત હોવાથી ઇંદ્રાદિ દેવ રૂપ પણ તે જ છે, તથા " અક્ષર " છે–જેનો કદાપિ નાશ થતો નથી એવા છે, સર્વના કારણ રૂપ હોવાથી " પરમ " છે, અર્થાત્ સર્વથી ઉત્કૃષ્ટ છે, અને સર્વને નિયમમાં રાખવાને સમર્થ હોવાથી " પ્રભુ " છે.

**स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् ॥**

कृ०य०वे०तै०आ०प्र०१०,अनु० ११–१२॥ कै०उप० ८ ॥

તે ચતુર્મુખ બ્રહ્મા છે. તે શિવ–ગૌરીપતિ છે. તે ઇન્દ્ર–સ્વર્ગના રાજા છે. તે અક્ષર–જગત્‌ની હેતુ માયા વિશિષ્ટ અન્તર્યામી ઇશ્વર છે. અને પરમ–માયાથી રહિત છે અર્થાત્ શુદ્ધ ચિદ્રૂપ છે. અને સ્વરાટ્ છે–કોઇને પરતન્ત્ર નહીં હોવાથી " સ્વરાટ " છે અર્થાત્ પોતે જ રાજા છે. આ પ્રમાણે અનેક વેદમંત્રે ત્રિમૂર્તિઓનો અભેદ જ પ્રતિપાદન કર્યો છે. વળી–

नमो गिरीशाय च शिपिविष्टाय च नमो ॥ तै०सं०का०४ प्र०५, अनु० ६॥

અર્થ:—મહાદેવ રૂપ ધારી તથા વિષ્ણુ રૂપ ધારી પરમાત્માને મારા નમસ્કાર છે. "ગિરીશ" નામ શિવજીનું છે, અને "શિપિવિષ્ટ" નામ વિષ્ણુનું છે, કેમકે વિષ્ણુ શિપિવિષ્ટ છે એવી શ્રુતિ છે. શિવજીનું ગિરીશ નામ તો પ્રસિદ્ધ છે.

આ પ્રમાણે ઇંદ્ર ભગવાન્ પણ વિષ્ણુ ભગવાન્ તથા મહાદેવજીની અભેદ રૂપે જ સ્તુતિ કરે છે.

પુરાણાદિમાં પણ ત્રિમૂર્તિનો અભેદ બતાવ્યો છેઃ—

आदिसर्गे महाविष्णुः स्वप्रकाशो जगन्मयः ।
गुणभेदमधिष्ठाय मूर्तित्रिकमवासृजत् ॥ बृ. ना. पु. पू. ख. अ. ३–३ ॥

અર્થ:—સૃષ્ટિના પહેલાં સ્વયંપ્રકાશ રૂપ જગન્મય મહાવિષ્ણુએ સત્વાદિ ગુણોના ભેદથી ત્રણ મૂર્તિની સૃષ્ટિ કરી અર્થાત્ ત્રિમૂર્તિ રૂપ થયા

गुणेभ्यः क्षोभमाणेभ्यस्त्रयो देवा विजज्ञिरे ।
एका मूर्तिस्त्रयो भागा ब्रह्मविष्णुमहेश्वराः ॥ मत्स्य. पु. अ. ३–१६ ॥

અર્થ:—સત્વાદિ ગુણોની વિષમતા થવાથી ત્રણ દેવોની સૃષ્ટિ થઈ છે. એક પરમેશ્વરના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એવા ત્રણ ભાગ પડયા છે.

एकोऽपि बहुधा भाति लीलया केवलः शिवः ।
ब्रह्मविष्ण्वादिरूपेण देवदेवो महेश्वरः ॥ सौ. पु. अ. २–४ ॥

અર્થ:—સંપૂર્ણ દેવોના પણ દેવ એક જ કેવલ કલ્યાણ સ્વરૂપ મહેશ્વર (પરમાત્મા) લીલાથી બ્રહ્મા, વિષ્ણુ, આદિ રૂપે પ્રતીત થાય છે.

नारायणं शिवो विष्णुः शंकरः पुरुषोत्तमः ।
एतैर्हि नामभिर्ब्रह्म परं प्रोक्तं सनातनम् ॥ वारा. पु. अ. ७२–१३ ॥

અર્થ:—સાક્ષાત્ પર બ્રહ્મ સનાતન(પરમાત્મા)ને શિવ, વિષ્ણુ, શંકર, પુરૂષોત્તમ, ઇત્યાદિ નામથી કહે છે.

ब्रह्मा दक्षादयः कालस्तथैवाखिलजन्तवः ।
विभूतयो हरेरेतज्जगतः सृष्टिहेतवः ॥ वि. पु. अं. १ अ. २२–३० ॥

અર્થ:—માયા ઉપાધિવાળા પરમેશ્વરના ત્રણ ભેદ છે. તેમાં બ્રહ્મા તથા દક્ષાદિક પ્રજાપતિઓ, તથા કાલ, તથા તેમનાં (બ્રહ્માના) અનુયાયી સર્વ પ્રાણી—એ સર્વ ઈશ્વરની વિભૂતિ સૃષ્ટિ કરવાને માટે છે.

विष्णुर्मन्वादयः कालः सर्वभूतानि च द्विज ।
स्थितेर्निमित्तभूतस्य विष्णोरेता विभूतयः ॥ „ ॥ ३१ ॥

અર્થ:—વિષ્ણુ, મનુ આદિ, કાલ, તથા તેમનાં (વિષ્ણુનાં) અનુયાયી સર્વ પ્રાણી એ પરમેશ્વરની વિભૂતિઓ જગતની સ્થિતિને માટે છે.

रुद्रः कालान्तकाद्याश्च समस्ताश्चैव जन्तवः ।
चतुर्धा प्रलयायैता जनार्दनविभूतयः ॥ „ ॥ ३२ ॥

અર્થઃ—અને રૂદ્ર, તથા કાલ, યમ (અન્તક), આદિ, તથા તેમનાં (રૂદ્રનાં) અનુયાયી સર્વ પ્રાણી એ પરમેશ્વરની નિત્ય, ચાર પ્રકારની વિભૂતિ પ્રલયને માટે છે.

एवमेव जगत्स्रष्टा जगत्पाता तथैव च ।
जगद्भक्षयिता चैव समस्तस्य जनार्दनः ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—તેવી રીતે સંપૂર્ણ જગતની સૃષ્ટિ, રક્ષા તથા સંહાર કરનાર એકજ પરમાત્મા છે.

सृष्टिस्थित्यन्तकारणाद् ब्रह्मविष्णुशिवात्मिकाम् ।
स संज्ञां याति भगवानेक एव जनार्दनः ॥ वि. पु. अं. १ अ. २–६३ ॥

અર્થઃ—ભગવાન્ એક જ પરમાત્મા સૃષ્ટિ, સ્થિતિ અને નાશનું કારણ હોવાથી બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ એ ત્રણ નામવાળા થાય છે.

एवं सर्वेषु भूतेषु भक्तिरव्यभिचारिणी ।
कर्तव्या पण्डितैर्ज्ञात्वा सर्वभूतमयं हरिम् । वि. पु. अं. १ अ. १९–९ ॥

અર્થઃ—એ પ્રમાણે પણ્ડિતોએ પરમેશ્વરને સર્વભૂતમય જાણીને સર્વ ભૂતોમાં ઇશ્વરબુદ્ધિ કરીને ભગવાનની અવ્યભિચારી ભક્તિ કરવી જોઇએ.

આ શ્લોકમા સર્વ પ્રાણીઓમાં પણ ઇશ્વરબુદ્ધિ રાખી ભક્તિ કરવાની કહી છે, તો પછી ઇશ્વરમાં પણ તેને ભેદબુદ્ધિ અને દ્વેષ હોય તો તેને નરકમાં જવાને બીજા માર્ગની જરૂર નથી.

यत्किंचिन्मनसा ग्राह्यं यद्ग्राह्यं चक्षुरादिभिः ।
बुद्धया च यत्परिच्छेद्यं तद्रूपमखिलं तव ॥ वि. पु. अं. १, अ. ४–१९ ॥

અર્થઃ—મન તથા ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી અથવા બુદ્ધિ વડે જે કોઇ વસ્તુ જાણવા યોગ્ય છે તે સર્વ આપ ભગવાનનું રૂપ છે.

ज्ञानस्वरूपमखिलं जगदेतदबुद्धयः ।
अर्थस्वरूपं पश्यन्तो भ्राम्यन्ते मोहसंप्लवे ॥ ,, ॥ ४० ॥

અર્થઃ—આ સર્વ જગત્ જ્ઞાન સ્વરૂપ અર્થાત્ પરમાત્મા રૂપ છે. પરન્તુ અજ્ઞાની લોક તેને પશુ, પક્ષી, ઘટ, પટ, આદિ પદાર્થ રૂપે જ જુએ છે. તેથી તે લોક અવિવેકથી સંસારમાં ભ્રમણ કરતા રહે છે.

शिवे च परमेशे च विष्णौ च परमात्मनि ।
समबुद्धया प्रवर्तन्ते ते वै भागवता जनाः ॥ बृ. ना. पु.पू. ख. अ.५–५५॥

અર્થઃ—શિવ તથા પરમાત્મામા, અને વિષ્ણુ તથા પરમાત્મામાં સમાન બુદ્ધિથી જેઓ પ્રવર્તે છે તેઓ ઉત્તમ ભગવદ્ભક્ત કહેવાય છે.

यो विष्णुः स तु वै रुद्रो यो रुद्रः स पितामहः ।
एकमूर्तिस्त्रयो देवा रुद्रविष्णुपितामहाः ॥ हरिवंश. प. २, अ. १२५–३१॥

અર્થઃ—જે વિષ્ણુ છે તે જ રૂદ્ર છે, જે રૂદ્ર છે તે જ બ્રહ્મા છે. રૂદ્ર, વિષ્ણુ અને બ્રહ્મા (પિતામહ)એ ત્રણે દેવો એક મૂર્તિ–એક પરમેશ્વર–રૂપ છે.

तस्यैव परमा मूर्तिस्तन्मयोऽहं न संशयः ।
नावयोर्विद्यते भेदो वेदेष्वेतन्न संशयः ॥ कूर्म. पु. अ. २६-६० ॥

અર્થઃ—ભગવાન્ કહે છે-તે મહાદેવની જ હું મૂર્તિ છું અને હું શિવ રૂપ જ છું, અમો બંનેમાં કોઇ ભેદ નથી એવો વેદનો નિશ્ચય છે તેમાં કોઇ સંશય નથી.

न मे विप्राऽस्ति कर्तव्यं नानवाप्तं कथंचन ।
पूजयामि तथापीशं जानन्वै परमं शिवम् ॥ ,, ॥ ५६ ॥

અર્થઃ—હે બ્રાહ્મણો ! મારે કોઈ કર્તવ્ય નથી, અને મને પ્રાપ્ત ન હોય એવી કોઇ વસ્તુ નથી. તથાપિ હું મહાદેવને કલ્યાણ રૂપ પરમાત્મા જાણીને તેમની પૂજા કરૂં છું.

न वै पश्यन्ति ते देवं मायया मोहिता जनाः ।
ततश्चैवात्मनो मूलं ज्ञापयन्पूजयामि तम् ॥ ,, ॥ ५७ ॥

અર્થઃ—માયાથી મોહિત થયેલા લોક તે મહાદેવને જાણતા નથી. તેથી હું તે મહાદેવને મારા પણ કારણ રૂપ પરમાત્મા રૂપે જણાવતા સતા પૂજન કરૂં છું.

सकलमिदमहं च वासुदेवः परमपुमान्परमेश्वर स एकः ।
इति मतिरचला भवत्यनन्ते हृदयगते व्रज तान्विहाय दूरात् ॥
वि. पु. अं. ३ अ. ७-३२ ॥

અર્થઃ—યમ રાજા પોતાના દૂતોને કહે છેઃ— હે દૂતો ! "આ સંપૂર્ણ જગત્ તથા હું પણ વાસુદેવ પર પુરૂષ પરમાત્મા સ્વરૂપ જ છું, અને તે પરમાત્મા એક જ છે" એવા અનન્ત (અપરિચ્છિન્ન) પરમાત્મામાં જેની બુદ્ધિ (નિશ્ચય) છે તેવા ભકતોને છોડી તમે દૂર જજો.
આ શ્લોકથી સર્વાત્મભાવ વાળા ભકતોને જ યમદૂતના ભયનો અભાવ કહ્યો છે.

रुद्रं विष्णुः प्रविष्टस्तु तथा रुद्रमयो भवेत् । हरिवंश. प. २, अ. १.२५-३३॥
अग्निमग्निः प्रविष्टस्तु अग्निरेव यथा भवेत् ।
तथा विष्णुप्रविष्टस्तु रुद्रो विष्णुमयो भवेत् ॥ ,, ॥ ३४ ॥

અર્થઃ-જેમ અગ્નિમાં પ્રવિષ્ટ થયેલો અગ્નિ અગ્નિરૂપ થઈ જાય છે, અન્ય:રૂપ થતો નથી; તેવી રીતે રૂદ્રમાં પ્રવિષ્ટ વિષ્ણુ રૂદ્ર મય થઈ જાય છે, અને વિષ્ણુમાં પ્રવિષ્ટ રૂદ્ર વિષ્ણુમય થઈ જાય છે. અર્થાત્ બંને એક રૂપ જ છે, કોઇ ભેદ નથી.

આવાં અનેક પ્રમાણોથી શિવ અને વિષ્ણુની એકરૂપતાનું કથન કર્યું છે.

વળી શિવ અને વિષ્ણુમાં ભેદબુદ્ધિ કરનારને દોષ પણ કહ્યો છે.

विष्णुरुद्रान्तरं चैव श्रीगौर्यारन्तरं तथा ।
गंगागौर्यन्तरं चैव यो ब्रूते मूढधीस्तु सः ॥ स्का. पु ख. ४ अ. २७-१८४ ॥

અર્થઃ—જે વિષ્ણુને મહાદેવથી ભિન્ન કહે છે, તથા લક્ષ્મીજીએ પાર્વતીથી ભિન્ન કહે છે, અને ગંગાજીને પાર્વતીથી ભિન્ન કહે છે તે મૂઢ બુદ્ધિવાળો છે.

शिवनिन्दापराश्चैव ये पाशुपतनिन्दकाः ।
विद्विषो मम ते ज्ञेयाः पतन्ति नरकेऽशुचौ॥स्का. पु.ख.४ अ. ६०-१३२ ॥

અર્થ:—ભગવાન્ કહે છે:—જે શિવજીની નિન્દા કરનારા છે, તથા પશુપતિ મહાદેવને પ્રાપ્ત કરવાના સાધન રૂપ જે પાશુપત ધર્મ છે તેની જે નિંદા કરનારા છે એ બંને મારા દ્વેષી છે. અને તેઓ અપવિત્ર નરકમાં પડે છે.

अष्टाविंशतिकोटिषु नरकेषु क्रमेण हि ।

कल्पं कल्पं वसेयुस्ते ये विश्वेश्वरनिन्दकाः ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—જગતના ઈશ્વર જે શિવજી છે તેમની નિંદા કરનાર ૨૮ પ્રકાર( કોટી )નાં નરકમાં પડે છે. ત્યાં દરેક નરકમાં એક એક કલ્પ પર્યન્ત નિવાસ કરે છે.

વળી દક્ષના યજ્ઞનો ભંગ જોઈને વિષ્ણુ ભગવાન્ વિચાર કરે છે:—

दक्षो मूढमतिः शम्भुं विद्विषन् कुरुते मखम् ।

तस्मै तादृक्फलं नोचेद्विफलं स्याच्छ्रुतीरितम् ॥ महा. भाग. अ. १०–४१॥

અર્થ:—મૂઢબુદ્ધિ દક્ષ મહાદેવની સાથે દ્વેષ કરીને યજ્ઞ કરે છે. તેને એવું વિપરીત ફલ ન મળે તો શ્રુતિનું વચન મિથ્યા થઈ જાય. તેથી એવું ફલ મળવું જ જોઈએ.

शिवविद्वेषणेनैव विद्विष्टोऽस्मि न संशयः ।

अहं शिवः शिवो विष्णुर्भेदो नास्त्यावयोर्यतः ॥ ,, ॥ ४२ ॥

અર્થ:—હું વિષ્ણુ જ શિવ છું, અને શિવ જ વિષ્ણુ છે, અમારા બંનેમાં ભેદ નથી. તેથી શિવની સાથે વિદ્વેષ કરવો તે મારો જ દ્વેષ થયો સમઝવો.

ईश्वरं ये विनिन्दन्ति ते मूका पशवो ध्रुवम् ।

एवं विविच्य दक्षाय छागमुण्डं ददौ मुने ॥ ,, ॥ ८४ ॥

અર્થ:—જે ઈશ્વરની નિન્દા કરે છે તે નક્કી મુંગાં પશુ થાય છે એ પ્રકારે શિક્ષાનો વિવેક કરીને દક્ષના શિરમાં બકરાનું શિર જોડી દીધું છે. તેમ ન હોત તો બોલતા પ્રાણીનું શિર રાખી શકતા હતા.

यो मां समर्चयेन्नित्यमेकान्तं भावमाश्रितः ।

विनिन्दन्देवमीशानं स याति नरकायुतम् ॥ कू. पु. अ. २७–१९ ॥

અર્થ:—જે મનુષ્ય એકાન્ત ભક્તિથી મારૂં પૂજન કરે છે, અને મહાદેવની નિન્દા કરે છે, તે અનેક જન્મ નરકને પ્રાપ્ત થાય છે.

ध्यानं योगस्तपस्तप्तं ज्ञानं यज्ञादिको विधिः ।

तेषां विनश्यति क्षिप्रं ये निन्दन्ति महेश्वरम् ॥ ,, ॥ ४९ ॥

અર્થ:—જેઓ મહાદેવની નિન્દા કરે છે તેમણે કરેલું ધ્યાન, યોગ, તપ, પરોક્ષ જ્ઞાન તથા યજ્ઞાદિ કર્મ—એ સર્વ જલદી નષ્ટ થઈ જાય છે—તેનું ફલ મળતું નથી.

कुर्वन्ति चावताराणि ब्राह्मणानां कुलेषु वै ।

देवीशापविनिर्दग्धाः पुरा दक्षाध्वरे द्विजाः ॥ कू. पु. अ. ३०–२७॥

निन्दन्ति च महादेवं तमसाविष्टचेतसः ।

वृथा धर्मं चरिष्यन्ति कलौ तस्मिन्युगान्तिके ॥ ,, ॥ २८ ॥

અર્થ:—પહેલાં દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં જે "બ્રાહ્મણો" દેવીના શાપથી દગ્ધ થયેલા છે અથવા શાપ લાગેલો છે તેઓ અન્તિમ કલિયુગમાં બ્રાહ્મણોના કુલમાં જન્મ લેશે અને તમોગુણી ચિત્ત વાળા થઇને મહાદેવના નિન્દા કરશે, અને ધર્માચરણ કરશે, પરંતુ તે વ્યર્થ જશે.

ये चान्ये शापनिर्दग्धा गौतमस्य महात्मन. ॥ ,, ॥ २९ ॥
सर्वेऽवतरिष्यन्ति ब्राह्मणास्तासु योनिषु ।
विनिन्दन्ति हृषीकेशं ब्राह्मणा ब्रह्मवादिनः ॥ ,, ॥ ३० ॥
वेदबाह्यव्रताचारा दुराचारा वृथाश्रमाः ।
मोहयन्ति जनान्सर्वान्दर्शयित्वा फलानि च ॥ ,, ॥ ३१ ॥

અર્થ:—અને જે બ્રાહ્મણોને ગૌતમજીનો શાપ મળેલો છે તેઓ તે તે યોનિમાં જન્મ લઇને વિષ્ણુ ભગવાનની નિન્દા કરશે. અને વેદનું કથન કરનાર એ શાપિત બ્રાહ્મણો વેદબાહ્ય વ્રત કરનારા થશે, તથા દુરાચારી થશે. તથા આશ્રમ ધર્મના પાલન વિના નામ માત્ર આશ્રમ વાળા થશે. અને જૂઠાં ફળો બતાવીને લોકોને મોહમાં નાખશે.

शिवस्य हृदये विष्णुर्विष्णोश्च हृदये शिवः ।
यथान्तरं न पश्यामि तथा मे स्वस्ति चायुषः ॥ मत्स्य. पु. अ. ६९–५ ॥

અર્થ:—શિવના હૃદયમાં વિષ્ણુ છે અને વિષ્ણુના હૃદયમાં શિવ છે. જે કારણથી હું બંનેમાં ભેદ જોતો નથી, તે કારણથી મારા આયુની હાનિ નથી.

इहाशेषजगद्धाता पुरा नारायणः स्वयम् ।
आराधयन्महादेवं लोकानां हितकाम्यया ॥ कू. पु. अ. १४–४३ ॥
इहैनं देवमीशानं देवानामपि दैवतम् ।
आराध्य महतीं सिद्धिं लेभिरे देवदानवाः ॥ ,, ॥ ४४ ॥

અર્થ:—અહીંઆં સંપૂર્ણ જગતની રક્ષા કરનાર (धाता) નારાયણ પોતેજ લોકોના હિતની ખાતર મહાદેવનું આરાધન કરીને મોટી સિદ્ધિ પ્રાપ્ત કરી છે. તથા દેવ તથા દાનવ લોક પણ દેવોના દેવ તે મહાદેવનું પૂજન કરીને મોટી મોટી સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે.

ये द्विषन्ति महादेवं संसारार्णवतारकम् ।
सुमहत्पातकं तेषां निरयार्णवगामिनाम् ॥ शि. पु. उमा. सं. अ. ५–७ ॥

અર્થ:—સંસાર રૂપી સમુદ્રમાં રક્ષા કરનાર મહાદેવની સાથે જે દ્વેષ કરે છે તેમને મહાન્ પાતક લાગે છે અને તેઓ નરક ગામી થાય છે.

यो हरिः स शिवः साक्षाद्यः शिवः स स्वयं हरिः ।
एतयोर्भेदमातिष्ठन्नरकाय भवेन्नरः ॥ देवी० भा. स्क० ३, अ० ६–५५ ॥

અર્થ:—જે હરિ છે તે સાક્ષાત્ શિવ છે; જે શિવ છે તે સ્વયં હરિ છે. એ બંનેમાં ભેદ ભાવના કરનાર મનુષ્ય નરકનો ભાગી થાય છે.

આ વિગેરે પ્રમાણોથી શિવ તથા વિષ્ણુની એક રૂપતાનું, તથા તે બંનેમાં ભેદબુદ્ધિ કરનારને દોષનું કથન કરવામાં આવ્યું છે.

તેવી જ રીતે અન્ય પચાયતન દેવતાઓમાં પણ ભેદબુદ્ધિ કરવાથી દોષ કહ્યા છે. જેમકે–

श्रीकृष्णे च तदर्चायामन्येषां प्रकृतौ सति ।

शिवे च शिवलिङ्गे च सूर्ये सूर्यमणौ तथा ॥ देवी.भा.स्क.९, अ. ३४-३२ ॥

गणेशे वाथ दुर्गायामेव सर्वत्र सुन्दरि ।

यः करोति भेदबुद्धिं ब्रह्महत्यां लभेत्तु सः ॥ " ॥ ३३ ॥

અર્થઃ—હે સુન્દરી ! હે સતી ! શ્રીકૃષ્ણમાં કે તેમની મૂર્તિ (પ્રકૃતિ)માં, શિવમાં તથા શિવલિંગમાં, સૂર્યમાં કે સૂર્યમણિમાં, ગણેશમાં કે દુર્ગાજીમાં સર્વત્ર જે ભેદબુદ્ધિ કરે છે તેને બ્રહ્મહત્યાનું પાતક લાગે છે. તેમ જ વળી—

शिवनैवेद्यके चैव हरिनैवेद्यके तथा ।

करोति भेदबुद्धिं यो ब्रह्महत्यां लभेत्तु सः ॥ " ॥ ३७ ॥

અર્થઃ—તેવી જ રીતે શિવ નૈવેદ્યમાં અને વિષ્ણુના નૈવેદ્યમાં જે ભેદબુદ્ધિ કરે છે તેને પણ બ્રહ્મહત્યાનું ફળ પ્રાપ્ત થાય છે.

વળી પુરાણાદિકોમાં પરમાત્માનાં અનેક નિમિત્તથી અનેક નામ કહ્યાં છેઃ—

भगलिंगाङ्कितं सर्वं व्याप्तं वै परमेष्ठिना ।

भगरूपो भवेद्विष्णुर्लिंगरूपो महेश्वरः ॥ स्का.पु.ख.५,रेवा.ख.३,अ.१४-२०॥

અર્થઃ—સ્ત્રી તથા પુરૂષોના ચિહ્નથી યુક્ત જે કોઈ પદાર્થ જગતમાં છે તે સર્વ પરમાત્માથી વ્યાપ્ત છે. તેમાં ભગ રૂપ વિષ્ણુ છે અને લિંગ રૂપ મહાદેવ છે.

भाति सर्वेषु लोकेषु गीयते भूर्भुवादिषु ।

प्रविष्टः सर्वभूतेषु तेन विष्णुर्भगः स्मृतः ॥ " ॥ २१ ॥

અર્થઃ—સર્વ જગતમાં પ્રકાશિત થઈ રહ્યા છે તેથી, તેમજ પૃથિવી આદિ ૧૪ ભુવનમાંનાં પ્રાણીઓ તેમનું ગાન કરે છે તેથી, તથા સંપૂર્ણ પ્રાણીઓમાં પ્રવેશ કરેલો છે તેથી, વિષ્ણુ ભગવાન્‌ને "ભગ" કહે છે.

विशनाद्विष्णुरित्युक्तः सर्वदेवमयो महान् ।

भासनाद्गमनाच्चैव भगसंज्ञा प्रकीर्तिता ॥ " ॥ २२ ॥

અર્થઃ—સર્વ દેવતા રૂપ મહાન્ પરમાત્માને સર્વ પ્રાણીઓમાં પ્રવેશ કરવાથી વિષ્ણુ કહ્યા છે. અને પ્રકાશ રૂપ હોવાથી તથા સવ સ્થાનોમાં વ્યાપક રૂપે પ્રાપ્ત હોવાથી તેમનું ભગ નામથી કથન કર્યું છે.

ब्रह्मादिस्तंबपर्यन्तं यस्मिन्नेति लयं जगत् ।

एकभावं समापन्नं लिंगं तस्माद्विदुर्बुधाः ॥ " ॥ २३ ॥

અર્થઃ—બ્રહ્માથી સ્થાવર પર્યન્તના જગતનો જેમાં લય થઈ એકભાવ થાય છે. તેથી વિદ્વાન્ લોક પરમાત્માને લિંગ શબ્દથી કહે છે.

આ પ્રમાણે સંપૂર્ણ જગત્ મહાદેવ તથા વિષ્ણુનું જ સ્વરૂપ છે. તેમનું જ પૂજન કરવા યોગ્ય છે એ વાતનો અજ્ઞાની લોકોને નિશ્ચય કરાવવાને માટે પ્રસિદ્ધ શિવલિંગનું પૂજન શાસ્ત્રમાં કર્યું છે. એ કોઈની ગુપ્તેન્દ્રિય પૂજન નથી. રામચન્દ્રાદિ અવતારોની પહેલાં તેનું

પૂજાની પ્રથા હતી. કેટલાક લોક નાના પ્રકારની કલ્પના કરી આક્ષેપ કરે છે, તે લોકોએ શાસ્ત્રનું મર્મ જાણવુ જોઈએ.

શિવલિંગી નામનું એક ઔષધ છે. તેનું બીજ, જલાધારીની અંદર પ્રતિષ્ઠા કરાવેલા શિવલિંગની તુલ્ય છે, કોઈ પણ ભેદ નથી. તે બીજમાં જલાધારી તથા શિવલિંગનું સ્પષ્ટ રૂપ જોવામાં આવે છે. અહીં કોણ બ્રાહ્મણના શાપથી કોનું લિંગ ગરી પડયું છે? તથા કઈ સ્ત્રીએ આવીને તેને પોતાની ગુપ્તેન્દ્રિયમાં સ્થાપન કર્યું છે? તેનો ઇતિહાસ જોવામાં આવતો નથી. આવા કુદરતના દશ્યનો શાસ્ત્ર વચનની સાથે મેળ કરીને જોવાથી વિવેકી મનુષ્ય ઇશ્વરની વ્યાપક શક્તિનો નિશ્ચય કરી શકે છે.

देवेषु च महादेवो महादेव इति स्मृतः ।
बृहत्त्वाच्च स्मृतो ब्रह्मा परत्वात्परमेश्वरः ॥ कू० पु० अ० ४–६० ॥

અર્થઃ—સર્વ દેવોમાં મહાન્–મહિમાવાળા–હોવાથી શિવને મહાદેવ કહે છે, અને સર્વથી મોટા હોવાથી તેમને બ્રહ્મા કહે છે, અને માયા આદિથી પર હોવાથી તેમને પરમેશ્વર કહે છે.

वशित्वादप्यवश्यत्वादीश्वरः परिभाषितः ।
ऋषिः सर्वगतत्वेन हरिः सर्वहरो यतः ॥ „ ४–६१ ॥

અર્થઃ—સર્વ પ્રાણી માત્ર પોતાને વશ છે, અને પોતે કોઇને પણ વશ નથી, તેથી તેમને ઇશ્વર કહ્યા છે, સર્વત્ર વ્યાપક હોવાથી ઋષિ કહ્યા છે, અને સર્વનું હરણ કરનાર હોવાથી હરિ કહે છે.

अनुत्पादाच्च पूर्वत्वात् स्वयंभूरिति स स्मृतः ।
नारायणमयं यस्मात्तेन नारायणः स्मृतः ॥ „ ॥ ६२ ॥

અર્થઃ—એ પરમાત્માની કોઇમાંથી પણ ઉત્પત્તિ થઇ નથી, અને તે સર્વથી પહેલા છે, તેથી તેમને "સ્વયંભૂ" કહ્યા છે. સંપૂર્ણ પ્રાણીઓના આશ્રય રૂપ (नारायणम्) છે તેથી તેમને નારાયણ કહ્યા છે. અથવા "નર" નામ જીવોનું છે, અને તે જીવોમાં રહેતા હોવાથી નારાયણ કહેવાય છે.

हरः संसारहरणाद्विभुत्वाद्विष्णुरुच्यते ।
भगवान्सर्वविज्ञानादवनादोमिति स्मृतः ॥ „ ॥ ६३ ॥

અર્થઃ—સંસારનું હરણ કરનાર હોવાથી તેમને હર કહે છે. અને વ્યાપક હોવાથી વિષ્ણુ કહે છે. સર્વનું જ્ઞાન ધરાવતા હોવાથી ભગવાન્ કહેવાય છે. અને સર્વની રક્ષા કરનાર હોવાથી ૐ કહેવાય છે.

सर्वज्ञः सर्वविज्ञानात्सर्वः सर्वमयो यतः ।
शिवः स्यान्निर्मली यस्माद्विभुः सर्वगतो यतः ॥ „ ४–६४ ॥

અર્થઃ—સર્વનું વિશેષ રૂપે જ્ઞાન હોવાથી સર્વજ્ઞ કહેવાય છે. સંપૂર્ણ જગદ્રૂપ હોવાથી "સર્વ" કહેવાય છે. નિર્મલ હોવાથી શિવ કહે છે. અને સર્વ વસ્તુમાં વ્યાપક હોવાથી વિભુ કહે છે.

तारणात्सर्वदुःखानां तारकः परिगीयते ।
बहुना किमुक्तेन सर्वंब्रह्ममयं जगत् ॥ „ ॥ ६५ ॥

અર્થ:—સર્વ દુઃખમાંથી તારણ કરનાર હોવાથી તારક કહેવાય છે. બહુ કહેવાનું શું પ્રયોજન છે? સંપૂર્ણ જગત્ બ્રહ્મમય જ છે.

अनादिरेष भगवान कालोऽनन्तोऽजरोऽमर ।
सर्वगत्वात्स्वतन्त्रत्वात् सर्वात्मत्वान्महेश्वरः ॥ „ ॥ ६६ ॥

અર્થ:—આ ભગવાન્ અનાદિ છે. કાલ રૂપ છે. અનન્ત છે. અજર છે. અમર છે. સર્વ જગામાં વ્યાપક હોવાથી તથા સર્વ પ્રકારે સ્વતન્ત્ર હોવાથી એ મહેશ્વર છે.

च्यवनोत्पत्तियुक्तेषु ब्रह्मेन्द्रवरुणादिषु ॥ मत्स्य० पु० अ० २४८–३४ ॥
यस्मान्न च्यवसे स्थानात्तस्मात्संकीर्त्यसेऽच्युतः । „ ॥ ३५ ॥

અર્થ:—પતન અને ઉત્પત્તિ યુક્ત બ્રહ્મા, ઇન્દ્ર, વરૂણ, આદિ સ્થાનમાં હોવા છતાં તેમનું પતન થવા છતાં તમારૂં પતન થતુ નથી. માટે તમે અચ્યુત કહેવાઓ છો.

यस्माद्ब्रह्मादयो देवा मुनयश्चोग्रतेजसः ।
न तेऽन्तं त्वधिगच्छन्ति तेनातन्तस्त्वमुच्यते ॥ „ ॥ ३७,८ ॥

અર્થ:—જે કારણથી બ્રહ્માદિ દેવતા તથા મહા તેજસ્વી ઋષિ લોક પણ તમારો અન્ત જાણતા નથી, તે કારણથી તમને અનન્ત કહ્યા છે,

न क्षीयसे न क्षरसे कल्पकोटिशतैरपि ॥ „ ॥ ३८ ॥
तस्मात्त्वमक्षरत्वाच्च विष्णुरित्येव कीर्त्यसे ॥ „ ॥ ३९ ॥

અર્થ:—કરોડો કલ્પ વીતી જાય તો પણ તમારો ક્ષય નથી થતો. તથા કદાપિ નાશ પણ થતો નથી. તેથી-અવિનાશી હોવાથી-તમારૂં નામ વિષ્ણુ છે.

विष्टब्ध यत्त्वया सर्वं जगत्स्थावरजंगमम् ।
जगद्विष्टंभनाच्चैव विष्णुरेवेति कीर्त्यसे ॥ ॥ ३९,४० ॥

અર્થ:—આ સંપૂર્ણ સ્થાવર જંગમ રૂપ જગતને વ્યાપી તમે રોકી રાખ્યું છે. તેથી તમને વિષ્ણુ કહે છે.

व्याप्तं त्वयैव विशता त्र्यैलोक्यं सचराचरम् ॥ „ ॥ ४१ ॥
तस्माद्विष्णुरिति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ॥ „ ॥ ४२ ॥

અર્થ:—સંપૂર્ણ પ્રાણીઓમાં જીવરૂપે પ્રવેશ કરીને ત્રિલોકીને તમે વ્યાપ્યું છે. તેથી તમને વિષ્ણુ કહે છે.

युगे युगे विनष्टाङ्गां विष्णो विन्दसि तत्त्वतः ।
गोविन्देति ततो नाम्ना प्रोच्यसे ऋषिभिस्तथा ॥ „ ॥ ४३,४४ ॥

અર્થ:—હે વિષ્ણો! જુગ જુગમાં નષ્ટ થતી વેદવાણીને આપ જાણો છો. તેથી ઋષિ લોક આપને ગોવિન્દ કહે છે.

हृषीकाणीन्द्रियाण्याहुस्तत्त्वज्ञानविशारदाः ॥ मत्स्य० पु० अ० २४८–४४ ॥
ईशिता च त्वमेतेषां हृषीकेशस्तथोच्यसे । „ ॥ ४५ ॥

અર્થ:—તત્ત્વજ્ઞાનમાં કુશલ લોક ઇંદ્રિયોને "હૃષીક" કહે છે. અને આપ તેમના પ્રેરક છો, તેથી આપને "હૃષીકેશ" કહે છે.

वसन्ति त्वयि भूतानि ब्रह्मादीनि युगक्षये ॥ „ ॥ ४५ ॥
त्वं वा वससि भूतेषु वासुदेवस्तयोच्यसे ॥ „ ॥ ४६ ॥

અર્થ:—પ્રલયકાલમાં બ્રહ્માદિ સર્વ પ્રાણી તમારામાં રહે છે, અથવા તમે સર્વ પ્રાણીમાં રહો છો, તેથી તમને વાસુદેવ કહે છે.

संकर्षयसि भूतानि कल्पे कल्पे पुनः पुनः ॥ „ ॥ ४६ ॥
ततः संकर्पणः प्रोक्तस्तत्त्वज्ञानविशारदैः । „ ॥ ४७ ॥

અર્થ:—કલ્પે કલ્પે વારંવાર પ્રાણીઓને તમે ખેંચી કાઢો છો અર્થાત્ લય પામેલા પ્રાણીઓની સૃષ્ટિ કરો છો. તેથી તમને સંકર્ષણ કહે છે.

प्रद्युम्नः—प्रकृष्टं द्युम्नं बलं यस्य सः प्रद्युम्नः ।

અધિક બલવાળા હોવાથી પરમાત્માને પ્રદ્યુમ્ન કહે છે.

निरोद्धा विद्यते यस्मान्न ते भूतेषु कश्चन। „ ॥ २४८—४८ ॥
अनिरुद्धस्ततः प्रोक्तः पूर्वमेव महर्षिभिः ॥ „ ॥ ४९ ॥

तद्दुःखं दुःखहेतुं वा विद्रावयति यः प्रभुः ॥
रुद्र इत्युच्यते तस्माच्छिवः परमकारणम् ॥ शि० पु० कैला० सं० अ० ९—१४ ॥

स आदिः सर्वजगतां कोऽस्य वेदान्वयं ततः ।
सर्वं जगदस्य रूपं दिग्वासाः कीर्त्यते ततः ॥ स्का. पु. ख. १, कौ. ख. २, अ. २५—७१ ॥

गुणत्रयमयं शूलं शूली यस्माद्बिभर्ति सः ।
अवद्धाः सर्वतो मुक्ता भूता एव च तत्पतिः ॥ „ ॥ ७२ ॥

श्मशानं चापि संसारस्तद्वासी कृपयार्थिनाम् ।
भूतयः कथिता भूतिस्तां बिभर्ति स भूतभृत् ॥ „ ॥ ७३ ॥

वृषो धर्म इति प्रोक्तस्तमारूढस्ततो वृषी ।
सर्पाश्च दोषाः क्रोधाद्यास्तान्बिभर्ति जगन्मयः ॥ „ ॥ ७४ ॥

नानाविधा कर्मयोगा जटारूपा बिभर्ति सः ।
वेदत्रयी त्रिनेत्राणि त्रिपुरं त्रिगुणं वपुः ॥ „ ॥ ७५ ॥

भस्मीकरोति तद्देवस्त्रिपुरघ्नस्ततः स्मृतः ।
एवंविधं महादेवं विदुर्ये सूक्ष्मदर्शिनः ॥ „ ॥ ७६ ॥

अथवा शेषकल्याणगुणैकघन ईश्वरः ।
शिव इत्युच्यते सद्भिः शिवतत्त्वार्थवेदिभिः ॥ शि. पु. कैला. सं. अ. ९—८ ॥

मुकुं भक्तिरसप्रेमवचनं वेदसंमतम् ।
यस्तं ददाति भक्तेभ्यो मुकुन्दस्तेन कीर्तितः ॥ ब्र. वै. पु. कृ. ज. ख. उ. अ. १११—२८ ॥

शाश्वतत्वादनन्तश्च गोविन्दो वेदनाद्गवाम् ।
अतत्त्वं कुरुते तत्त्वं तेन मोहयते प्रजाः ॥ ,, ॥ १४ ॥

અર્થ:—નિત્ય રહેનાર હોવાથી તેમને શાશ્વત કહે છે, અને શાશ્વત હોવાથી અનન્ત છે. અને વેદ રૂપી વાણીના જાણનાર હોવાથી તેમને ગોવિન્દ કહે છે, તે ભગવાન્ મિથ્યા રૂપ પ્રપંચને સત્ય જેવો કરી બતાવે છે અને તે વડે સર્વ પ્રાણીઓને મોહિત કરે છે. તેથી પ્રજાઓ મોહથી ભેદબુદ્ધિ તથા દ્વેષ કરે છે.

આ પ્રમાણે નાના પ્રકારનાં કારણોથી એક જ પરમેશ્વરનાં અનેક નામ વેદ તથા ઇતિહાસ અને પુરાણાદિમાં કહ્યાં છે. ઉપાધિનિમિત્તથી નામ બદલાવાથી પણ વસ્તુ બદલાતી નથી. જેવી રીતે રામદાસ–નામનો એક મનુષ્ય શાલામાં બાલકોને વિદ્યા પઢાવે તો લોક તેને શિક્ષક કહે છે, તેજ મનુષ્ય કોઈની રસોઇ કરે તો તે રસોઇયો કહેવાય છે, દુકાન કરે તો વેપારી કહેવાય છે, ઘોડાગાડી હાંકવાથી ગાડીવાળો કહેવાય છે, ન્યાયાધીશની નોકરી કરે તો ન્યાયાધીશ કહેવાય, એ પ્રમાણે પઢાવવું આદિ કાર્ય કરવાથી તેનાં જૂદાં જૂદાં નામ કહે છે, છતાં રામદાસનું શરીર તો તેજ છે, તે બદલાતું નથી, તેવી રીતે રામદાસનો પુત્ર કૃષ્ણદાસ તેને પિતા કહે છે, પુત્રનો પુત્ર તેને દાદા કહે છે, તેના ભાઇનો પુત્ર રામદાસને કાકા કહે છે, રામદાસના પિતાની અપેક્ષાએ રામદાસ પુત્ર થાય છે, અને તેની બેનના પુત્રની અપેક્ષાએ મામો થાય છે. આ પ્રમાણે પુત્રાદિની અપેક્ષાએ રામદાસનાં પિતા આદિ નામ થયાં છે. પરન્તુ રામદાસની વ્યક્તિમાં કોઇ ભેદ પડયો નથી.

તેવી રીતે જૂદી જૂદી ઉપાધિ તથા કારણોને લીધે પરમાત્માનાં નામ બદલાવાથી પણ પરમાત્મા કોઇ રીતે બદલાતા નથી. માટે શિવભક્ત અથવા વિષ્ણુભક્ત અથવા અન્ય દેવી આદિકોના ભક્તોએ પણ ભેદબુદ્ધિનો પરિત્યાગ કરીને સર્વમાં પરમેશ્વરબુદ્ધિ કરી ભક્તિ કરવી યોગ્ય છે. માટે હરિ અને હરમાં ભેદબુદ્ધિ કરવી તે પણ એક મહાન્ અપરાધ છે.

બાકીના સાત અપરાધો નીચે પ્રમાણે છે:—

वेदनिन्दां हरेर्नामबलात्पापसमीहनम् ॥ वृ. ना. पु., पू.ख.,अ.८२–२२ ॥
अर्थवादं हरेर्नाम्नि पाषण्डं नामसंग्रहे ।
अलसे नास्तिके चैव हरिनामोपदेशनम् ॥ ,, ॥ २३ ॥
नामविस्मरणं चापि नाम्न्यनादरमेव च ।
संत्यजेद्दूरतो वत्स दोषानेतान्सुदारुणान् ॥ ,, ॥ २४ ॥

અર્થ:—અશ્રદ્ધાથી વેદ તથા શાસ્ત્રોની નિન્દા કરવી તે ચોથો અપરાધ છે. શાસ્ત્રનો અભ્યાસ કરનાર સર્વને કોઈ શાસ્ત્રમાં શ્રદ્ધા હોતી નથી. પોતાની સમજણની અનુસાર શાસ્ત્રનું પ્રતિપાદન કરનાર લોક પણ શાસ્ત્રમાં શ્રદ્ધાવાળા કહેવાય નહીં. પરન્તુ તે લોકો કેવળ નિન્દક ન કહી શકાય, કારણકે તે લોક પોતાના સ્વાર્થને ઉપયોગી વાતોનો સ્વીકાર કરી લે છે. અને નિન્દક લોક તો શાસ્ત્રમાં દૂષણમાત્ર જ દેખે છે એ વિશેષ છે. તે લોકની ભક્તિ માત્ર કેવલ આડંબર માત્ર છે. એ ચોથા અપરાધનું સ્વરૂપ કહ્યું. પાંચમો અપરાધ, પરમેશ્વરની ભક્તિના બલથી મને કોઈ પ્રકારનું પાપકર્મ બાધ કરશે નહીં એવા વિચારથી દુરાચાર કરવો તે છે. અન્ય દુરાચારી લોક કરતાં આ લોકને અધિક પાપનો દણ્ડ ભોગવવો પડશે.

વળી ભગવદ્દભક્તિથી પાપ દૂર થાય છે અથવા મોક્ષ મળે છે એવી શાસ્ત્રીય વાતો સર્વ વ્યર્થ છે, લોકોને ફોસલાવવાને માટે અર્થવાદ (સ્તુતિ) રૂપ માત્ર છે એ પ્રકારની જે બુદ્ધિ તે છઠો અપરાધ છે.

અને પરમેશ્વરની ભક્તિના નામે નાના પ્રકારનાં પાખંડ કરવાં અર્થાત્ વેષ, ભાષા, આદિ વડે લોકોમાં ભ્રમ ઉત્પન્ન કરી પૂજા પ્રતિષ્ઠા સંપાદન કરવી તે ૭મો અપરાધ છે.

અને અલસ અર્થાત્ ક્ષુદ્રબુદ્ધિ અને ક્ષુદ્ર સ્વભાવવાળા તથા નાસ્તિક મનુષ્યો પ્રતિ ઈશ્વર-ભક્તિનો ઉપદેશ કરવો તે ૮મો અપરાધ છે. કાદંબરીમાં કહ્યુ છે કે —

सुभाषितं हारि विशत्यधोगलान्न दुर्जनस्यार्करिपोरिवामृतम् ।
तदेव धत्ते हृदयेन सज्जनो हरिर्महारत्नमिवातिनिर्मलम् ॥कादम्बरी. श्लो. ७॥

અર્થઃ—જેવી રીતે રાહુ (સૂર્યનો શત્રુ) ના ગલામાં અમૃત ઉતરી શક્યુ નહીં, તેવી રીતે દુર્જનના હૃદયમાં મનોહર સુભાષિત પણ પ્રવેશ કરી શકતુ નથી. અને જેમ ભગવાન્ અતિ નિર્મલ કૌસ્તુભ મણિને છાતી ઉપર ધારણ કરે છે, તેમ સજ્જન પુરૂષ તેજ સુભાષિતને હૃદયમાં ધારણ કરે છે.

અને ઈશ્વરનું નામ અર્થાત્ ઈશ્વરની ભક્તિ કરવી એ આપણી ફરજ છે એમ ન સમજવુ અર્થાત્ ઈશ્વરને ભૂલી જવો તે ૯ મો અપરાધ છે.

અને ઈશ્વરના નામનો અનાદર કરવો અર્થાત્ ઈશ્વર તથા ઈશ્વરના ભક્તોનો તિરસ્કાર કરી ભક્તિમાર્ગની મશ્કરી ઉડાવવી તે ૧૦મો અપરાધ છે.

માટે વત્સ! જો ઈશ્વરની ભક્તિ વડે સંસારના દુઃખની નિવૃત્તિ કરવાની ઈચ્છા રાખતો હોય તો આ ભયંકર ૧૦ અપરાધોનો પરિત્યાગ કરો.

આ વેદિત ૧૦ અપરાધનો પરિત્યાગ કરીને ભક્તિ કરવામાં આવે તો તેને પરમાત્મામાં પૂર્ણ પ્રેમભક્તિ તથા સંસારથી વિરક્તિ અને ભગવત્ સ્વરૂપનો અનુભવ પણ દિન પ્રતિદિન વધતો થાય. આ દોષોનો પરિત્યાગ કર્યા વિના ભક્તિ કરનાર મનુષ્યને પચાસ કે સો વર્ષ સુધી ભક્તિ કરવાથી પણ અન્ત:કરણની પવિત્રતા થાય નહીં, તેમજ ઈશ્વરની પ્રાપ્તિ પણ ન થાય. જેમ કુપથ્ય કરનાર રોગીનું ઔષધસેવન કલેશ રૂપ થાય છે, તેવી રીતે ભક્તિ પણ એક કલેશ રૂપ થાય છે. હસ્તીને પોતાના શરીર ઉપર ધૂળ નાંખવાનો સ્વભાવ ન હોત તો સ્નાનથી તેનું શરીર સ્વચ્છ થાત. પરન્તુ ધૂળ નાંખવાના સ્વભાવથી સ્નાન કરાવવાથી પણ સ્વચ્છ થતો નથી. તેવી રીતે અપરાધ કરવાનો જેનો સ્વભાવ છે તેવા મનુષ્યનું હૃદય ભક્તિથી પણ શુદ્ધ થતુ નથી. માટે તે દસ અપરાધ પરિત્યાગ કરવા યોગ્ય છે.

ઇતિ ભક્તિ પ્રક૦ ૫ માં દશાપરાધત્યાગનિરૂપણ અ. ૫. સમાપ્ત.



## અધ્યાય ૬.

### મુક્તિભેદનિરૂપણ.

દુઃખની નિવૃત્તિ તથા આનન્દની પ્રાપ્તિને શાસ્ત્રમાં મોક્ષ કહ્યો છે. મુમુક્ષુ મનુષ્યના સાધનોના ભેદથી તેના ફલરૂપ મુક્તિના પણ પાંચ ભેદ શાસ્ત્રમાં કહ્યા છે.

सालोक्यमपि सारूप्यं सार्ष्टचं सायुज्यमेव च ।
कैवल्यं चेति तां विद्धि मुक्तिं राघव पञ्चधा ॥ शि. गी. अ. १३ श्लो० ३॥

અર્થઃ—હે રામચંદ્રજી! સાલોક્ય, સારૂપ્ય, સાર્ષ્ટ્ય તથા સાયુજ્ય, અને પાંચમી કૈવલ્ય–એ પ્રકારે મુક્તિના પાંચ ભેદ છે. આ પાંચ ભેદ મહાદેવજીએ રામચન્દ્રજી પ્રતિ કહ્યા છે. તેમાં મુક્તિકોપનિષદ્‌માં સાર્ષ્ટ્ય મુક્તિને સામીપ્ય મુક્તિ કહી છે.

मां पूजयति निष्कामः सर्वदाऽज्ञानवर्जितः ।
स मे लोकं समासाद्य भुंक्ते भोगान्यथेप्सितान् ॥ „ ॥ ४ ॥

અર્થઃ—જે મનુષ્ય સંસારના અર્થાત્ પૃથિવીલોક તથા સ્વર્ગાદિ લોકના પદાર્થોની કામના રહિત તથા અજ્ઞાનથી પણ રહિત થઇને મારૂં પૂજન કરે છે તે મારા લોકને પ્રાપ્ત થઇને ઇચ્છિત ભોગો ભોગવે છે. આને સાલોક્ય મુક્તિ કહે છે. આ મુક્તિની પહેલી અવસ્થા છે. આ શ્લોકમાં, દેહ તથા ઇન્દ્રિયાદિથી ભિન્ન જ પરમેશ્વર છે, તે બ્રહ્મલોક અથવા વિષ્ણુલોક અથવા શિવલોકમાં રહેનાર છે તથા સર્વ પ્રકારની ઐશ્વર્યશક્તિવાળા છે તથા સર્વજ્ઞ છે અને મારા સ્વરૂપથી ભિન્ન નથી આ પ્રકારના જ્ઞાનથી તે ઇશ્વરનું પૂજન કરે છે, તેથી તેને અજ્ઞાનથી રહિત કહ્યો છે. કોઈ સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કારવાન્ હોવાથી અજ્ઞાન રહિત કહ્યો નથી. વળી કેવલ મૂર્તિમાં પૂજન કરવું તેને અહીં પૂજા કહી નથી, પરન્તુ મન્ત્ર અથવા નામનો જપ, તથા પોતાના સ્વરૂપથી પરમેશ્વરના અભેદનું ધ્યાન, તથા સ્તોત્રોનો પાઠ, ઇત્યાદિ સર્વ સાધનોથી જ્યારે ઇશ્વરમાં દૃઢભક્તિ થાય છે ત્યારે તેનું નામ પૂજન કહેવાય છે. એવી નામાદિના જપદ્વારા અહંગ્રહ ઉપાસના (અભેદ ઉપાસના) રૂપ દ્રઢ ભક્તિ કરવાથી સાલોક્ય મુક્તિ મળે છે એવું ઉપનિષદ્‌માં પણ કહ્યું છે.

दुराचाररतो वापि मन्नामभजनात्कपे ।
सालोक्यमुक्तिमाप्नोति न तु लोकान्तरादिकम् ॥मुक्ति. उप. अ. १–१८,१॥

અર્થઃ—રામચન્દ્રજી હનુમાન્ પ્રતિ કહે છે–કોઇ દુરાચારી મનુષ્ય પણ નામની ઉપાધિ દ્વારા મારી (પરમેશ્વરની) ભક્તિ કરે છે તો તે સાલોક્ય મુક્તિને જ પ્રાપ્ત થાય છે, અન્ય સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ તેને થતી નથી. વળી—

ज्ञात्वा मां पूजयेद्यस्तु सर्वकामविवर्जितः ।
मया समानरूपः सन् मम लोके महीपते ॥ शि. गी. अ. १३–५ ॥

અર્થઃ—જે લોક મારા (ભગવાનના) સચ્ચિદાનન્દ સ્વરૂપને પરોક્ષ રીતે પોતાના સ્વરૂપથી અભિન્ન જાણીને સર્વ પ્રકારની કામનાનો પરિત્યાગ કરીને મારૂં ભજન કરે છે તે

લોક મારી તુલ્ય રૂપને પ્રાપ્ત થઇને અનેક પ્રકારના ભોગ ભોગવે છે. આ પ્રકારની મુક્તિને **સારૂપ્ય** મુક્તિ કહે છે.

અને મુક્તિકોપનિષદ્‌માં કાશીમાં મરણથી સારૂપ્ય મુક્તિ કહી છે.

**काश्यां तु ब्रह्मनालेऽस्मिन्मृतो मत्तारमाप्नुयात् ॥ मुक्ति, उ.अ.१ श्लो १९॥**

અર્થઃ—કાશીમાં મણિકર્ણિકાની સમીપમાં સ્થિત તીર્થભેદ રૂપ બ્રહ્મનાલમાં જે મરણ પામે છે તેને તારક મન્ત્રની પ્રાપ્તિ થાય છે. જે મન્ત્રથી સંસારથી તરી જાય તેવું નામ તારક મન્ત્ર છે.

**पुनरावृत्तिरहितां मुक्तिं प्राप्नोति मानवः ॥ ,, ॥ २० ॥**

અર્થઃ—આ તારક મન્ત્રના પ્રભાવથી મનુષ્યને પુનરાવૃત્તિ રહિત મુક્તિ પ્રાપ્ત થાય છે.

**यत्र कुत्रापि वा काश्यां मरणे स महेश्वरः ॥ ,, ॥ २० ॥**

**जन्तोर्दक्षिणकर्णे तु मत्तारं समुपादिशेत् ।**

**निर्धूताशेषपापौघो मत्सारूप्यं भजत्ययम् ॥ ,, ॥ २१ ॥**

અર્થ—( પરમેશ્વરને ભક્ત ) કાશીમાં જ્યાં ત્યાં પણ મરે, છતાં તે મહાદેવ મનુષ્યના ( जन्तो ) જમણા કાનમાં પરમેશ્વરને પ્રાપ્ત કરાવનાર તારક મન્ત્રનો ઉપદેશ કરે છે. તે મન્ત્રના પ્રભાવથી સંપૂર્ણ પાપોને ધોઈને મારા સારૂપ્યને પ્રાપ્ત થાય છે.

આ પણ કાશીમાં મરવાથી જે સારૂપ્ય મુક્તિ કહી છે તે પણ કાશીમાં રહીને સગુણ પરમાત્માની અહમ્ અભેદોપાસના ( અહંગ્રહોપાસના ) કરનારને માટે કહી છે. બીજા કોઇ કાશીમાં રહેનાર ધૂર્તોને માટે અથવા પ્રતીકોપસના વાળાને માટે પણ કહી નથી કેટલાક સ્થાનમાં દુરાચારીને પણ કાશીમાં મરવાથી મુક્તિ થાય છે અને પરમેશ્વરના નામનું ઉચ્ચારણ માત્રથી મુક્તિ થાય છે એવાં વચન છે, તથાપિ તે સર્વ કાશીક્ષેત્ર તથા ઈશ્વર ભક્તિની પ્રશંસા રૂપ અર્થવાદ વાણી છે, કોઈ સિદ્ધાન્ત નથી. જો પ્રતીકોપાસના વાળાને બ્રહ્મલોક, વિષ્ણુલોક, ઇન્દ્રલોક, આદિ લોકની પ્રાપ્તિ થતી નથી, તો બીજા કાશીમાં મરનાર દુરાચારીને અથવા ઉપાસના નહીં કરનારને બ્રહ્મલોકાદિની પ્રાપ્તિ અને સારૂપ્ય મુક્તિ પ્રાપ્ત થાય છે એમ કહેવું કેવલ યુક્તિ શૂન્ય છે.

**अप्रतीकालम्बनान्नयतीति बादरायणः ॥ वे. द. अ. ४, पा. ३ सू. १५॥**

અર્થઃ—પ્રતીકોપાસના કરનારથી ભિન્ન અભેદોપાસના કરનાર લોકોને અમાનવ પુરૂષ બ્રહ્મલોકમાં લઈ જાય છે એવું બાદરાયણ આચાર્ય માને છે. આ વેદાન્તદર્શનના સૂત્રમાં વ્યાસજીએ પ્રતીકોપાસના કરનારને બ્રહ્મલોક પ્રાપ્તિનો નિષેધ કર્યો છે. આ કારણથી તે વાતનો તો નિશ્ચય જ છે કે પ્રતીકોપાસના કરનાર અથવા કેવલ ઉપાસના વિના કાશીમા મરનાર લોકોને પણ સાલોકય આદિ મુક્તિ મળતી નથી. અહંગ્રહોપાસના કરનારને માટે સાલોકય ( એક સ્થાનમાં નિવાસ ) આદિ રૂપ મુક્તિની પ્રાપ્તિ પ્રાણોપાસનાના વિષયમા બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પણ કહી છે.

**एतस्यै देवतायै सायुज्ज्यं सलोकतां जयति ॥ बृ.उ.अ. १ ब्रा.५, क.२३ ॥**

અર્થઃ—આણ દેવતાની ઉપાસના કરવાથી તેના સાયુજ્ય અને સલોકતાની પ્રાપ્તિ થાય છે. વળી—

यत्करोति यदश्नाति यज्जुहोति ददाति यत् ॥
यत्तपस्यति तत्सर्वं यः करोति मदर्पणम् ।
मल्लोके स श्रियं भुङ्क्ते मत्तुल्यं मामवं भजेत् ॥ शि.गी. अ. १३-७,८॥

અર્થઃ—જે કાંઇ કર્મ કરે છે, જે કાંઇ ભોજન કરે છે, અગ્નિમાં જે કાંઇ હવન કરે છે, જે કાંઇ દેએ છે, અથવા જે કાંઇ તપસ્યા કરે છે તે સર્વ મને અર્પણ કરે છે અર્થાત્ આ લોક સંબંધી તથા પરલોક સંબંધી કોઈ પણ પ્રકારના ભોગની જે ઇચ્છા કરતા નથી તે લોક મારા લોકમાં સર્વ દિવ્ય સંપત્તિને ભોગવે છે, અને જગતની સૃષ્ટિ આદિ કરવાની શક્તિને છોડીને બાકી સર્વ મારી સમાન પ્રભાવ પણ તેને પ્રાપ્ત થાય છે. તેને સાયુજ્ય મુક્તિ કહે છે. અને

सदाचाररतो भूत्वा द्विजो नित्यमनन्यधीः ।
मयि सर्वात्मके भावो मत्सामीप्यं भजत्ययम् ॥ मुक्ति० अ० १-२२,२३॥

અર્થઃ—જે મનુષ્ય સદાચારમાં તત્પર રહીને મારી પ્રાપ્તિ વિનાની સર્વ ચિન્તાને છોડીને સંપૂર્ણ વસ્તુના સ્વરૂપ રૂપ મારામાં જ જે ભાવવાળા છે તે મારી સામીપ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે. જ્યારે મુમુક્ષુ મનુષ્ય સંપૂર્ણ વસ્તુને ઈશ્વર રૂપ જાણે છે, ત્યારે દૃઢ ભાવનાથી સર્વકર્મનાં ફલને ઈશ્વરાર્પણ કરે છે, અને ગૃહ, પુત્ર, આદિમાંથી પણ તેની મમતા તથા અહંકારાદિ અન્ય દોષ પણ નિવૃત્ત થાય છે. અને ત્યારે તે મનુષ્ય સામીપ્ય અથવા સાર્ષ્ટિ મુક્તિનો (સમાન સત્તા) ભાગી થાય છે. આ જે ઈશ્વરાર્પણ કરીને ઈશ્વરનું ધ્યાન કરવું તે જ આત્મનિવેદન નામની ભક્તિનું સ્વરૂપ છે. અને—

यस्तु शान्त्यापि युक्तः सन्मामात्मत्वेन पश्यति ।
स जायते परं ज्योतिरद्वैतं ब्रह्म केवलम् ॥ शि. गी. अ. १३-८,९ ॥

અર્થઃ—જે મનુષ્ય શાન્તિ આદિ સાધન યુક્ત થઇને હું સગુણ પરમેશ્વરને પોતાના સ્વરૂપ રૂપે જાણે છે તે કેવલ અદ્વૈત સ્વયંપ્રકાશ સ્વરૂપ બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે. તેને જ સાયુજ્ય મુક્તિ કહે છે.

નિર્ગુણ સ્વરૂપ તથા સગુણ સ્વરૂપ પરમાત્માની અવસ્થાભેદથી છે, વસ્તુથી નથી. એક જ સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્મા માયાશક્તિથી સગુણ પણ થાય છે. બંને સ્વરૂપ એક જ પરમાત્માનાં હોવાથી સાયુજ્ય મુક્તિમાં સગુણ પરમાત્માની પ્રાપ્તિ થતા છતાં પણ કેવલ જ્યોતિ સ્વરૂપ અદ્વૈત પરમાત્માને પ્રાપ્ત થાય છે એમ લખ્યું છે. અને—

गुरूपदिष्टमार्गेण ध्यायन्मद्गुणमव्ययम् ।
मत्सायुज्यं द्विजः सम्यग्भजेद्भ्रमरकीटवत् ॥ मुक्ति. उ. अ. १-२४ ॥

અર્થઃ—ગુરૂએ જેવી રીતે પરમેશ્વરની અભેદોપાસનાનો ક્રમ બતાવ્યો હોય તેવી રીતે જે મારૂં અવિનાશી ગુણોનું ધ્યાન કરે છે તે ભ્રમરકીટની તુલ્ય મારી સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે.

ભ્રમર પોતાના ઇંડાને પ્રથમ કોઇ જગાએ મૂકે છે. ઇંડું ફૂટીને તેમાંથી લીલા રંગના સામાન્ય એક આંગળ લાંબા કીડાની ઉત્પત્તિ થાય છે. દરમ્યાન તેની રાહ જોતી તેની

માતા ( ભમરી ) તેને રાખવાને યોગ્ય માટીનું એક ઘર બનાવી તૈયાર કરે છે. પછી તે કીડાને લાવી તે ઘરમાં મૂકી તેની સામે જોઈ રહે છે. ત્યારે તે કીડાને પોતાને મારવાનો ભય લાગે છે તેથી તે ભ્રમરનું જ ધ્યાન કરતો રહે છે. આ પ્રમાણે ધ્યાન કરતો કરતો અન્તમાં તે કીડો પણ ભ્રમરના રૂપને જ પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે ઈશ્વરની સમાન જાતિ વાળો આ જીવ પણ તેની અભેદ ઉપાસના કરતો કરતો ઈશ્વર રૂપ થઈ જાય છે. એ પ્રમાણે—

चतुर्विधा या मुक्तिर्मदुपासनया भवेत् ॥ मुक्ति. उ. अ. १–२५ ॥

અર્થઃ—આ ચાર પ્રકારની જે મુક્તિ કહી તે મારી ઉપાસનાથી પ્રાપ્ત થાય છે. અને કૈવલ્ય મુક્તિ કેવલ ઉપનિષદાદિના વિચારદ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી જ થાય છે. એને—

आत्मस्वरूपावस्थानं मुक्तिरित्यभिधीयते ॥ मुक्ति. उ. अ. १–९ ॥

અર્થઃ—જીવનું જે યથાર્થ સચ્ચિદાનન્દ સ્વરૂપ છે તેમાં સ્થિતિ થવી તેનું નામ કૈવલ્ય મુક્તિ છે.

सत्यं ज्ञानमनन्तं यदानन्दं ब्रह्म केवलम् ।
सर्वधर्मविहीनं च मनोवाचामगोचरम् ॥ शि. गी. अ. १३–१० ॥
सजातीयविजातीयपदार्थानामसंभवात् ।
अतस्तद्व्यतिरिक्तानामद्वैतमिति संज्ञितम् ॥ „ ॥ ११ ॥

અર્થઃ—સત્ય, જ્ઞાન, અનન્ત તથા આનન્દ સ્વરૂપ, તથા સર્વ ધર્મથી રહિત, મન અને વાણીથી પર–એવા બ્રહ્મથી ભિન્ન સજાતીય, વિજાતીય કે સ્વગત ભેદવાળો કોઈ પદાર્થ નહીં હોવાથી આ બ્રહ્મને અદ્વૈત કહે છે. વૃક્ષોનાં પાંદડાં, ફુલ, ફળ, આદિમાં જે પરસ્પર ભેદ છે તે **સ્વગત** ભેદ છે. અને વૃક્ષોમાં પીપળો, લીંબડો, આદિ વૃક્ષોનો જે પરસ્પર ભેદ છે તે **સજાતીય** ભેદ કહેવાય છે. અને વૃક્ષ તથા પથ્થરનો જે પરસ્પર ભેદ છે તે **વિજાતીય** ભેદ કહેવાય છે. માટે—

मत्वा रूपमिदं राम शुद्धं यदभिधीयते ।
मय्येव दृश्यते सर्वं जगत्स्थावरजङ्गमम् ॥ „ ॥ १२ ॥

અર્થઃ—હે રામ! આ આત્માનું જે શુદ્ધ સ્વરૂપ વર્ણન કરવામાં આવ્યું તેને જાણવાથી સંપૂર્ણ સ્થાવર જંગમ રૂપ જગતને મારા સ્વરૂપમાં કલ્પિત દેખે છે.

व्योम्नि गन्धर्वनगरं यथा दृष्टं न दृश्यते ।
अनाद्यविद्यया विश्वं सर्वं मय्येव कल्प्यते ॥ „ ॥ १३ ॥

અર્થઃ—આકાશમાં ગન્ધર્વનગર વાસ્તવિક રીતે નથી, છતાં જોવામાં આવે છે. તેવી રીતે દેખાતું આ જગત્ પરમાર્થથી મારામાં નથી, પરન્તુ અનાદિ અવિદ્યાથી કલ્પિત છે. તેથી—

मम स्वरूपज्ञानेन यदाऽविद्या प्रणश्यति ।
तदैक एव वर्तेऽहं मनोवाचामगोचरः ॥ „

અર્થઃ—જે સમયમાં મારા સ્વરૂપનું જ્ઞાન થવાથી અવિદ્યા નષ્ટ થઇ જાય છે, ત્યારે મન વાણીથી પર એવો હું એક જ વિદ્યમાન રહું છું.

सदैव परमानन्द स्वप्रकाशचिदात्मकः ।

न कालः पंच भूतानि न दिशो विदिशश्च न ॥
मदन्यन्नास्ति यत्किञ्चित्तदा वर्तेऽहमेकलः ॥ शि० गी० अ० १३-१५ ॥

અર્થઃ—હું નિત્ય પરમાનન્દ સ્વપ્રકાશ અને ચિદાત્મા છું. કાલ તથા દિશા, વિદિશ, પઞ્ચભૂત એ કાંઈ પણ મારા સ્વરૂપમાં નથી એટલે હુ કવલ એક જ વસ્તુ હમેશાં વિદ્યમાન રહું છું.

न संदृशे तिष्ठति मे स्वरूपं न चक्षुषा पश्यति मां तु कश्चित् ।
हृदा मनीषा मनसाऽभिक्लृप्तं ये मां विदुस्ते ह्यमृता भवन्ति ॥ ॥ १६ ॥

અર્થઃ—મારૂં નિર્ગુણ સ્વરૂપ નેત્રાદિ ઇન્દ્રિયો જેને વિષય કરી શકે એવા રૂપાદિ રહિત છે, અને તેથી તેને કોઈ પણ ચર્મચક્ષુ વડે દેખી શકતું નથી. પરન્તુ જે કોઈ હૃદયમાં બુદ્ધિ વડે મારા સ્વરૂપને જાણે છે તે જ જ્ઞાની મુક્ત થાય છે. આ નિર્ગુણ સ્વરૂપની પ્રાપ્તિનું નામ કૈવલ્ય મુક્તિ છે.

જેવી રીતે એક ધર્માત્મા રાજાના દેશમાં એક પરમ પ્રેમી નાના પ્રકારના વૈભવ વાળો બહુ આનન્દથી રહે છે, તેવી રીતે અહીં સાલોક્ય મુક્તિના સુખને સમઝવું જોઇએ. અને જેવી રીતે રાજ્ય કરવાની સર્વ સત્તા જેને છે એવા પ્રતિનિધિ આદિના સુખની તુલ્ય સારૂપ્ય મુક્તિનું સુખ હોય છે. અને યુવરાજની પદવીમાં સ્થિત રાજપુત્ર તથા રાજાની પટરાણી આદિની તુલ્ય સાષ્ટર્ય (સમાન સત્તાક) મુક્તિ (સામીપ્ય મુક્તિ) વાળાનું સુખ સમઝવું જોઇએ. અને સ્વયં રાજા હોવાનું જે સુખ છે તે સાયુજ્ય મુક્તિમાં હોય છે. અને કૈવલ્ય મુક્તિમાં પરમાનન્દ સ્વરૂપ પરબ્રહ્મમાં લીન થવાથી પુનરાવૃત્તિ થતી નથી અર્થાત્ જન્મમરણ રૂપ દુઃખનો કદાપિ ભાગી થતો નથી. મોક્ષ તો સગુણ બ્રહ્મમાં લીન થનાર સાયુજ્ય મુક્તિ વાળાને પણ થાય છે. પરન્તુ તેમા આટલો જ ભેદ છે કે વિષ્ણુ આદિ જગતની રક્ષા કરનાર ઐશ્વર્યવાળા દેવોના અધિકાર પૂર્ણ થતા સુધી સાયુજ્ય મુક્તિવાળા તે વિષ્ણુ આદિમાં લીન રહે છે. વિષ્ણુ આદિના અધિકાર પૂર્ણ થઈ જ્યારે તે વિષ્ણુ આદિ લોકોની મુક્તિ થાય છે, ત્યારે તે સાયુજ્ય મુક્તિ વાળાની પણ મુક્તિ થાય છે. એટલે જ્યારે વિષ્ણુ આદિ પોતાના સગુણ સ્વરૂપનો ત્યાગ કરીને નિર્ગુણ સ્વરૂપમાં સ્થિત થાય છે, ત્યારે તે લોકની મુક્તિ કહેવામાં આવી છે. અને વિષ્ણુ આદિની સાથે નિર્ગુણ સ્વરૂપમાં સાયુજ્ય મુક્તિવાળા પણ લીન થવાથી સાયુજ્ય મુક્તિ વાળાને કૈવલ્ય મુક્તિ કહે છે. કીડીથી લઈ ત્રિમૂર્તિ સુધીનાં સર્વ પ્રાણી પણ દેહધારી હોવાથી, કોઇને કાંઈ દુઃખ તો થાય છે જ. યદ્યપિ જીવની તુલ્ય ગર્ભવાસાદિક દુઃખ ત્રિમૂર્તિ આદિને થતુ નથી, તથાપિ તેમને પણ નાના પ્રકારનાં દુઃખોનો અનુભવ પુરાણાદિમા શ્રવણ કરવામાં આવે છે. તેથી દુઃખનો અત્યન્તાભાવ કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થવાથી જ થાય છે. આ કારણથી સર્વ લોકોએ કૈવલ્ય મુક્તિ પ્રાપ્ત કરવાનો જ પ્રયત્ન કરવો જોઇએ એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. નિર્ગુણ પરમાત્માની પ્રાપ્તિ થયા પછી અમુક સમય પછી જન્મ લેશે એવો કોઈ નિયમ નથી. બાકી સર્વને પ્રાપ્ત થનારની પુનરાવૃત્તિ અર્થાત્ પુનર્જન્મની પ્રાપ્તિ શાસ્ત્રમાં કહી છે.

दश मन्वन्तराणीह तिष्ठन्तीन्द्रियचिन्तकाः ।
भौतिकास्तु शतं पूर्ण सहस्रं त्वाभिमानिकाः ॥

बौद्धा दशसहस्राणि तिष्ठन्ति विगतज्वराः ।
पूर्णं शतसहस्रं तु तिष्ठन्त्यव्यक्तचिन्तकाः ॥
पुरुषं निर्गुणं प्राप्य कालसंख्या न विद्यते ।

અર્થઃ—(આ વાયુપુરાણના શ્લોક યોગ સૂત્રના પ્રથમ પાદના ૧૯ મા સૂત્રના વ્યાસભાષ્યની ટીકામાં વાચસ્પતિ મિશ્રે લખ્યા છે.) ઇન્દ્રિયાદિમાંથી કોઇને પણ આત્મા રૂપે જાણીને ઉપાસના કરનાર તે ઇન્દ્રિયાદિના અભિમાની દેવને પ્રાપ્ત થાય છે. તેમાં ઇન્દ્રિયોને આત્મારૂપે માની તેની ઉપાસના કરનાર ઇન્દ્રિયાભિમાની દેવમાં દશ મન્વતર રહે છે અને તેવી રીતે પંચભૂતોની ઉપાસના કરનાર પૂર્ણ સો મન્વતર રહે છે. અને બુદ્ધિ અથવા મહતત્ની ઉપાસના કરનાર ૧૦ હજાર મન્વન્તર દુઃખ રહિત રહે છે. અને પ્રધાનની ઉપાસના કરનાર એક લાખ મન્વન્તર રહે છે, અને સગુણ પરમાત્માને પ્રાપ્ત થઈ ને અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર એ સર્વની ઉપાસના કરનાર તે બ્રહ્મા આદિના સો વર્ષની આયુ પૂર્ણ થયા પછી નિર્ગુણ પરમાત્માને પ્રાપ્ત થાય છે. બ્રહ્મલોકમાં જનાર બે પ્રકારના હોય છે. કોઈ પઞ્ચાગ્નિવિદ્યા તથા અશ્વમેધાદિ સાધનથી બ્રહ્મલોકમાં જાય છે, અને કોઇ ઈશ્વરની ઉપાસનાથી પણ જાય છે. તેમાં પઞ્ચાગ્નિવિદ્યા આદિ વડે બ્રહ્મલોકમાં જનારને માટે આત્મજ્ઞાન હોવાનો નિયમ નથી. તેમની પુનરાવૃત્તિ થાય છે. તેથી—

एतेन प्रपद्यमाना इमं मानवमावर्त्तं नावर्तन्ते ॥ छा०उ०अ० ४-१५-५॥

અર્થઃ—આ ઉત્તરાયણ માર્ગથી બ્રહ્મલોકમાં ગયેલા લોકોની આ કલ્પમાં પુનરાવૃત્તિ થતી નથી, બીજા કલ્પમાં તો પુનરાવૃત્તિ થાય છે. આ પ્રમાણે પઞ્ચાગ્નિવિદ્યા આદિ વડે બ્રહ્મલોકમાં જનારની શ્રુતિ પુનરાવૃત્તિ કહે છે. અને ઇશ્વરની ઉપાસના વડે બ્રહ્મલોકમાં જનારને સગુણ વિદ્યાનું ફલ ક્ષીણ થતાં પણ ઇશ્વરના અનુગ્રહથી આત્મજ્ઞાન થાય છે. તેથી તેમની મુક્તિ થાય છે. તેને ક્રમમુક્તિ કહે છે. પરન્તુ ઇશ્વરની ઉપાસના કરનારમાં પ્રતીકના આશ્રય વિના અહંગ્રહોપાસના કરનારને જ બ્રહ્મલોક અથવા વિષ્ણુલોકાદિની પ્રાપ્તિ થાય છે, અને ત્યાં નિર્ગુણ પરમાત્માને પ્રાપ્ત થઈ ફરી મોક્ષનુ સુખ ભોગવવામાં કાલની ગણતરી નથી, કેમકે તેની પુનરાવૃત્તિ થતી નથી.

આ પ્રમાણે શાસ્ત્રમાં પાંચ પ્રકારની મુક્તિ જ કહી છે, તથાપિ જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ નામની બે પ્રકારની મુક્તિનાં નામ પણ શાસ્ત્રમાં કહ્યાં છે. તેમાં વિદેહમુક્તિ નામની મુક્તિ આત્મસ્વરૂપના સાક્ષાત્કાર વાળા તત્ત્વવેત્તાના દેહનો નાશ થયા બાદ થાય છે, અને તે નિર્ગુણ પરમાત્માની પ્રાપ્તિ રૂપ છે. જીવન્મુક્તિ મોક્ષના અધિકારી તત્ત્વવેત્તાને જીવિત અવસ્થામાંજ પ્રાપ્ત થતા સુખવિશેષનું જ નામ છે. અને જીવન્મુક્તોનાં લક્ષણ ઉપર કહેવામાં આવ્યાં છે.

ઇતિ ભક્તિયોગ પ્રક૦ ૫ માં મુક્તિભેદ નિરૂપણ અ. ૬. સમાપ્ત.

ઇતિ ભક્તિયોગ પ્રકરણ ૫. સમાપ્ત.



# ઉપાસના પ્રકરણ. ૬.

## અધ્યાય. ૧.

### ઉપાસનાભેદ આદિનું નિરૂપણ.

**ઉપાસનાભેદ.**

ઉપરના પાંચમા પ્રકરણમાં ભક્તિયોગનું નિરૂપણ કરીને આ પ્રકરણમાં ઉપાસનાનું વિવેચન કરવામા આવે છે.

**નિષ્કામ કર્મયોગ** વડે જેના અન્તઃકરણથી શુદ્ધિ થયેલી હોય તેવા મનુષ્યને ચિત્ત-વૃત્તિની ચઞ્ચલતા રૂપ વિક્ષેપની નિવૃત્તિને માટે ઉપાસનાની આવશ્યક્તા છે. ભક્તિ પણ ઉપાસનાની અન્તર્ભૂત જ છે, ઉપાસનાથી ભિન્ન નથી. તથાપિ વૈદિક ગ્રન્થોમા વિશેષે કરીને ભક્તિને ઉપાસના નામથી જ કહે છે. ભક્તિ વા ઉપાસના કેવલ પરમેશ્વર માત્રની નથી હોતી. પરન્તુ ઇન્દ્રાદિક દેવતા તથા ઋષિ આદિની પણ હોય છે. અને તેના માર્ગ પણ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. માટે પ્રથમ ધર્મપ્રકરણમાં ઉપાસનાના **ઉપાસનાપદ્ધતિ** અને **સાધનપદ્ધતિ** એવા બે ભેદ કહેવામાં આવ્યા. પછી **ઉપાસનાપદ્ધતિ**ને અનુસાર ૧. સગુણબ્રહ્મોપાસના, ૨. નિર્ગુણોપાસના, ૩. દેવતોપાસના, ૪. શિલાવિગ્રહોપાસના (મૂર્તિની ઉપાસના), અને ૫. ઋષિ આદિની ઉપાસના-એમ પાંચ પ્રકારના ભેદ બતાવ્યા છે. આ ભેદ કેવલ ઉપાસકોની ઉપાસનાના વિષય રૂપ લક્ષ્યના ભેદથી કહ્યા છે, કર્મ ભેદથી નહીં. ઉપાસના પણ એક પ્રકારના માનસી કર્મ રૂપ છે. અહીં માનસી કર્મ રૂપ ઉપાસનાના ભેદ કહેવાના છે.

**બાહ્યોપાસના** તથા **આન્તરીયોપાસના**–એવા ઉપાસનાના બે ભેદ છે. તેમાં બાહ્યો-પાસનાને **પ્રતીકોપાસના**, અને આન્તરીય ઉપાસનાને **અહંગ્રહોપાસના** (અભેદોપાસના) નામથી કહે છે. તેમાં પ્રતીકોપાસનાના **સંપદ્, આરોપ, સંવર્ગ** અને **અધ્યાસ**–એ ચાર ભેદ કહ્યા છે. અને અહંગ્રહોપાસના **સગુણ** અને **નિર્ગુણ** ભેદથી બે પ્રકારની હોય છે. બને પ્રકારની ઉપાસના મળીને ઉપાસનાના ૭ ભેદ છે.

### ઉપાસનાપદ્ધતિને અનુસાર ઉપાસનાના ભેદ.

**પ્રતીકોપાસના.**

આ ઉપાસનાના ભેદ શિવગીતામાં નીચે પ્રમાણે કહ્યા છેઃ—

> उपासाविषयस्तत्र चत्वारः परिकीर्तिताः ।
> संपदारोपसंवर्गाध्यासा इति मनीषिभिः ॥ शि. गी. अ. १२–१० ॥

અર્થઃ—વિદ્વાનોએ બાહ્ય પ્રતીકોપાસનાની વિધિ ચાર પ્રકારની કહી છે—૧. સંપત્, ૨. આરોપ, ૩. સંવર્ગ અને ૪. અધ્યાસ.

अल्पस्याधिकत्वेन गुणयोगाद्विचिन्तनम् ।
अनन्तं वै मन इति संपद्विधिरुदीरितः ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—કોઇ વસ્તુ અલ્પ ગુણ વાળી હોય, તથાપિ તેમાં અનન્ત ગુણોની ભાવના કરીને જે ચિન્તન છે તે સંપત્ ઉપાસના કહેવાય છે. જેમ છાન્દોગ્યોપનિષદ્‌ના અ. ૩ ના ૧૮ મા ખંડમાં "मनो ब्रह्मेत्युपासीत"—મન બ્રહ્મ રૂપ છે એ પ્રમાણે ઉપાસના કરે. અહીં મન અલ્પ ગુણ વાળું છે, તેમાં પરમાત્માના અનન્ત ગુણોની કલ્પના કરીને ઉપાસના બતાવી છે. માટે તેને સંપત્ ઉપાસનાની વિધિ કહી છે. શિવલિંગ તથા શાલગ્રામ આદિમાં અનન્ત ગુણ યુક્ત મહાદેવ તથા વિષ્ણુ ભગવાનનું ધ્યાન કરવું તે પણ સંપત્ ઉપાસના રૂપ છે. અને—

विधावारोप्य योपासा सारोपः परिकीर्तितः ।
यद्वदोङ्कारमुद्‌गीथमुपासीतेत्युदाहृतः ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—જેની ઉપાસના કરવાનું વિધાન કર્યું હોય તેના એક દેશ અથવા અંગમાં અર્થાત્ અવયવમાં સંપૂર્ણ ઉપાસ્ય વસ્તુનો આરોપ કરીને જે ઉપાસના કરવી તેને આરોપ કહે છે. જેમ છાન્દોગ્યોપનિષદ્‌માં અ. ૧ ના ખં. ૧ માં "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत"—ૐ એ અક્ષરની ઉદ્‌ગીથ બુદ્ધિથી ઉપાસના કરો—એ પ્રમાણે ૐકારની ઉદ્‌ગીથ સામ રૂપે ઉપાસના કહી છે. અહીં ઓમકાર ઉદ્‌ગીથના અવયવ રૂપ છે; તેની ઉદ્‌ગીથ સામ રૂપે ઉપાસના બતાવી છે. તેથી તે ઉપાસના આરોપ કહેવાય છે. અને—

आरोपो बुद्धिपूर्वेण य उपासाविधिश्च सः ।
योषित्यग्निमतिर्यत्तदध्यासः स उदाहृतः ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—આરોપ અને અધ્યાસનું સ્વરૂપ વિશેષે કરીને એક જેવુંજ છે. ભેદ એટલો જ છે કે બુદ્ધિપૂર્વક કોઇ એક વસ્તુમાં પોતાને ઇચ્છિત ધર્મનું આરોપણ કરીને તેની ઉપાસના કરવી તેને અધ્યાસ કહે છે, કેમકે તે "अतस्मिँस्तद्बुधिः" રૂપ છે. અને अतस्मिँस्तद्बुधिः નામ જ અધ્યાસ છે. (જે વસ્તુ તદ્રૂપ—તે રૂપ નથી તેમાં તેની જે બુદ્ધિ તેનું નામ અધ્યાસ છે.) જેમ સ્ત્રી અગ્નિ નથી, છતાં તેમાં અગ્નિબુદ્ધિ કરવી તેને અધ્યાસ કહે છે. "योषा वाव गौतमाग्निः"—હે ગૌતમ! સ્ત્રી અગ્નિ રૂપ છે—આ પ્રકાર છાન્દોગ્નોપનિષદ્‌ના અ. ૫ ના ખ. ૮ માં સ્ત્રીની અગ્નિ રૂપે ઉપાસના કહી છે. અને—

क्रियायोगेन चोपासा विधिः संवर्ग उच्यते ।
संहृत्य वायुः मलये भूतान्येकोऽवसीदति ॥ ,, ॥ १२-१४ ॥

અર્થઃ—કર્મના સંબંધથી જે ઉપાસના કરવામાં આવે છે તેનું નામ સંવર્ગ છે, જેમ પ્રલયકાલમાં સંવર્ત નામનો વાયુ પોતાની શક્તિથી સર્વ પ્રાણીને વશ કરીને સ્થિત થાય છે. અહીં પ્રાણીઓને પોતાના વશમાં કરવા રૂપ કર્મના નિમિત્તથી ઉપાસના કરવી તેને સંવર્ગ કહો છે. વળી સંવર્ગ ઉપાસનામાં વાયુને સંવર્ગગુણવાળા કરીને તેનું ધ્યાન કરવામાં

આવે છે. છાન્દોગ્યોપનિષદ્‌ના અ. ૪ના ખ. ૩માં સંવર્ગ ઉપાસનાનું કથન છે. ઉપનિષદોમાં અનેક પ્રકારની ઉપાસનાઓ બતાવી છે. તે ઉપાસનાઓનો આજ કાલ અભાવ જ જોવામાં આવે છે, તથાપિ નામ માત્રથી જાણવાને માટે કેટલીક ઉપાસનાનાં નામ નીચે બતાવીએ છીએઃ-

૧. પ્રાણદૃષ્ટિથી ૐકારની ઉપાસના, ૨. આદિત્યદૃષ્ટિ તથા પ્રાણદૃષ્ટિથી ઉદ્‌ગીથ સ્વરની ઉપાસના, ૩ સાધુદૃષ્ટિથી સંપૂર્ણ સામની ઉપાસના, ૪. લોકદૃષ્ટિથી હિંકાર, **પ્રસ્તાવ, ઉદ્‌ગીથ, પ્રતિહાર, નિધન**–એ પાંચ પ્રકારના સામની ઉપાસના, ૫. વૃષ્ટિદૃષ્ટિથી એ પાંચ પ્રકારના સામની ઉપાસના, ૬. જલદૃષ્ટિથી તેમની ઉપાસના, ૭. ઋતુદૃષ્ટિથી તેમની ઉપાસના, ૮. પશુદૃષ્ટિથી તેમની ઉપાસના, ૯. પ્રાણદૃષ્ટિથી તેમની ઉપાસના, ૧૦. વાણીદૃષ્ટિથી **હિંકાર, પ્રસ્તાવ, આદિ, ઉદ્‌ગીથ, પ્રતિહાર, ઉપદ્રવ, નિધન**, એ સાત પ્રકારના સામની ઉપાસના, ૧૨. પ્રાણોમાં ગાયત્ર સામની ઉપાસના, ૧૩. અગ્નિમાં રથન્તર સામની ઉપાસના ૧૪. આદિત્યમાં બૃહત્ સામની ઉપાસના, ૧૫. સ્ત્રી તથા પુરૂષ રૂપ મિથુનમાં વામદેવ્ય સામની ઉપાસના ૧૬. ઋતુમાં વૈરાજ સામની ઉપાસના, ૧૭. મેઘમાં વૈરૂપ સામની ઉપાસના, ૧૮. પૃથિવ્યાદિ દૃષ્ટિથી શકવરી સામની ઉપાસના, ૧૯. પશુદૃષ્ટિથી રેવતી સામની ઉપાસના, ૨૦. દેવતાદૃષ્ટિથી રાજન સામની ઉપાસના, ૨૧. ગાયત્રી રૂપ બ્રહ્મની ઉપાસના, ૨૨. દ્વારપાલાદિ ગૌણ ઉપાસના તથા હૃદયમાં મુખ્ય બ્રહ્મની ઉપાસના, ૨૩. વિરાટ્‌ની કોશોપાસના, ૨૪. આત્મયજ્ઞોપાસના, ૨૫. અક્ષિપુરૂષની ઉપાસના, ૨૬. વ્યાહૃતિ ઉપાસના, ૨૭. સેતુ રૂપ આત્મોપાસના, ઈત્યાદિ અનેક ઉપાસના છે.

તાન્ત્રિક તથા પૌરાણિક સાધનોના આગ્રહથી તથા અનાર્ય ધર્મોની વૃદ્ધિ થવાથી પણ સર્વ વૈદિક ઉપાસના નષ્ટ પ્રાય જ થઈ ગઇ જ છે.

### અહંગ્રહોપાસનાના ભેદ.

હવે બાહ્ય પ્રતિકોપાસનાના ભેદોને કહીને આન્તરીય **અહંગ્રહોપાસનાના** ભેદો કહીએ છીએ. અહંગ્રહોપાસના સગુણ તથા નિર્ગુણ, પણ હોય છેઃ—

**उपसंगम्य बुद्धया यदासनं देवतात्मना ।**
**तदुपासनमन्तः स्यात्तद्बहिः संपदादयः ॥ ,, ॥ १२–१९ ॥**

અર્થઃ—ઉપાસનાના વિષય દેવને પોતાના સ્વરૂપની સાથે અભિન્ન જાણીને અન્તઃકરણથી દેવતાની તદ્રૂપતા રૂપ સમીપતાને પ્રાપ્ત થઈ સ્થિત થવું તેનુ નામ **ઉપાસના** છે. અને આ ઉપાસના **આન્તરીય** છે, અને મુખ્ય પણ છે. જે સંપદાદિ ઉપાસનાઓ છે તે **બાહ્ય** છે, અને ગૌણ પણ છે, જે કોઈ પણ મનુષ્ય સગુણ બ્રહ્મની તથા નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિની ઉચ્છાવાળા હોય તે સર્વએ અહંગ્રહોપાસના જ કરવી જોઇએ. પ્રતિકોપાસનાના ભેદ રૂપ સંપદાદિ ઉપાસના વડે તેની પ્રાપ્તિ થતી નથી એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

**अविष्णुः पूजयन्विष्णुं न पूजाफलभाग्भवेत् ।**
**विष्णुर्भूत्वा यजेद्विष्णुमयं विष्णुरहं स्थितः ॥यो॰ वा॰ प्र॰ ५, स॰ ३१–४०॥**

અર્થઃ—જે મનુષ્ય અવિષ્ણુ હોઇને વિષ્ણુનું પૂજન કરે છે તે પૂજનના ફલનો ભાગી થતો નથી. તેથી કરીને વિષ્ણુ થઇને વિષ્ણુનું પૂજન કરે અર્થાત્ હું પોતે જ વિષ્ણુ રૂપે સ્થિત છું–એ પ્રકારે વિષ્ણુ અર્થાત્ વ્યાપક પરમાત્મા સાથે પોતાના સ્વરૂપનો અભેદ

निश्चय करीने परमात्मानी भक्ति करवी जोइए एवो श्लोकनो भाव छे.

विवेकी उपासकने उपास्य देवनुं अभिमान थाय छे एवुं उपनिषद्‌ना प्रमाणथी सिद्ध थाय छे.

अथ ह शौनकं च कापेयमभिप्रतारिणं च काक्षसेनिं परिविष्यमाणौ ब्रह्मचारी बिभिक्षे तस्मा उ ह न ददतुः ॥ छा० उप० अ० ४, ख० ३, क० ५ ॥

अर्थः—एक समये शुनकनो पुत्र अने कपिगोत्रनो (कापेय) शौनक, अने कक्षसेननो पुत्र होवाथी काक्षसेनि अने अभिप्रतारी नामनो राजा ए बन्ने भोजन करवा माटे बेठा हता, अने रसोईआ लोक पीरसता हता, ते वखते एक संवर्ग विद्याना उपासक ब्रह्मचारीए त्यां जइने भीक्षा मागी. त्यारे ते बन्नेए ब्रह्मचारीनुं ब्रह्मवेत्तापणानुं अभिमान जाणी लइने, जो आने भिक्षा न आपीए तो ते शुं बोलशे, ते जाणवाने माटे तेने भिक्षा आपी नहीं. त्यारे—

स होवाच महात्मनश्चतुरो देव एकः कः स जगार भुवनस्य गोपास्तं कापेय नाभिपश्यन्ति मर्त्या अभिप्रतारिन्बहुधा वसन्तं यस्मै वा एतदन्नं तस्मा एतन्न दत्तमिति ॥ छा० उ० अ० ४ ख० ३–६ ॥

अर्थः—ते ब्रह्मचारी कहे छे के जे एक देव पृथ्वी आदि संपूर्ण लोकनी रक्षा करनार छे. अने जे अग्नि आदि अर्थात् अग्नि, सूर्य, चन्द्र तथा जल, अने वाणी, चक्षु, श्रोत्र अने मन ईत्यादि वीर्यवाळाने पण ग्रसन करे छे ते अध्यात्म अने अधिदैव तथा अधिभूत रूप बहु प्रकारथी रहेनार देवने मरणधर्मवाळा अविवेकी लोक जाणता नथी. तमे बन्नेए जे मने भिक्षा आपी नथी ते जेने माटे आ अन्न बनाववामां आवे छे तेने ज तमे लोकोए आ अन्न आप्युं नथी.

आ प्रमाणे ब्रह्मचारीए पोताने संवर्ग रूप प्रजापति (वायु) समजीने कह्युं छे, केमके भिक्षा मागवाने माटे ब्रह्मचारी गयो छे, अने तेने ज भिक्षा पण आपी नहीं. वायु अथवा प्रजापति भिक्षाने माटे गया नथी. तेने भिक्षानो निषेध पण कर्यो नथी. तथापि ब्रह्मचारी वायुदेव रूप प्रजापतिने भिक्षा आपी नहीं एम स्पष्ट कह्युं छे, माटे ब्रह्मचारीने पोताना उपास्य संवर्ग गुणवाळा वायुनुं "हुं वायु छुं." ए प्रकारनुं अभिमान छे एवो निश्चय थाय छे. अग्नि आदिने पोतानामां लय करनार अथवा ग्रसी जनार होवाथी संवर्ग गुणवाळो कह्यो छे. माटे ए वातनो निश्चय छे के कोई पण प्रकारना देवादिनी अथवा परमेश्वरनी उपासना करनारने तत्तद् देवो अथवा परमेश्वरनी प्राप्तिने माटे अभेदोपासना ज करवी जोइए. अभेदज्ञानथी परमेश्वरनी प्राप्ति रूप उत्तम फळने विषे गोपी लोकोनुं दृष्टांत स्मरणभक्तिना लेखमां पहेलां कही चूक्या छीए.

### साधनपद्धतिने अनुसार उपासनाना भेद.

अहीं सुधी उपासनापद्धतिने अनुसार उपासनना भेदनुं निरूपण करीने हवे साधनपद्धतिने अनुसार उपासनाना भेदनुं निरूपण करवामां आवे छे.

योगशास्त्रमां कहेलां साधनोने ज अहीं साधनपद्धति कहेवामां आवे छे. योगना अवान्तर भेद अनेक छे, तथापि विशेष करीने—

मन्त्रयोगो हठश्चैव लययोगस्तृतीयकः ।
चतुर्थो राजयोगः स्यात्स द्विधाभाववर्जितः । शि० सं० प० ५ श्लो० १४ ॥

અર્થ:—૧ મન્ત્રયોગ, ૨ લયયોગ, ૩ હઠયોગ, અને ૪ રાજયોગ, એ ચાર ભેદ છે. તેમાં જે રાજયોગ છે તે દ્વૈતભાવથી રહિત છે. તે મધ્યે—

मातृकादियुतं मन्त्रं द्वादशाब्दं तु योजयेत् ।
क्रमेण लभते ज्ञानमणिमादिगुणान्वितम् ॥ यो०त० उ० श्लो० २१ ॥
अल्पबुद्धिरिमं योगं सेवते साधकाधमः । ,, ॥ २२ ॥

અર્થ:—જે સાધક ન્યાસાદિ યુક્ત મન્ત્રોનો જપ ૧૨ વર્ષ સુધી કરે છે તેને ક્રમે જ્ઞાનની પ્રાપ્તિ તથા અણિમાદિ ગુણોથી યુક્ત ઐશ્વર્યની સિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે. અર્થાત્ મન્ત્રનો જપ કરતા કરતા મન્ત્રના વાચ્ય રૂપ પરમેશ્વરમાં મનોવૃત્તિની સ્થિતિ થવાથી તેને મન્ત્રયોગ કહ્યો છે. આ મન્ત્રયોગનું સેવન અલ્પ બુદ્ધિવાળો અધમ કોટિનો સાધક કરે છે. એનું નામ મન્ત્રયોગ છે. અને—

लययोगश्चित्तलयः कोटिशः परिकीर्तितः ।
गच्छँस्तिष्ठन्स्वपन्भुञ्जन्ध्यायेन्निष्कलमीश्वरम् ॥ ,, ॥ २३ ॥
स एव लययोगः स्याद्धठयोगमतः शृणु । ,, ॥ २४ ॥

અર્થ:—ચિત્તને પરમાત્મામાં લીન કરવુ તેનું નામ લયયોગ છે, તેને અનેક પ્રકારનો કહ્યો છે. ચાલતાં, બેઠેલા હોય, સુતા હોય, ખાતા હોય ત્યારે પણ નિષ્કલ પરમાત્માનું ધ્યાન કરવું અર્થાત્ હમેશાં પરમાત્મામા ચિત્ત રહેવાનું જે સાધન છે તેનુ નામ લયયોગ છે આથી આગળ હવે તુ હઠયોગને સાંભળ.

यमश्च नियमश्चैव आसनं प्राणसंयमः ॥ ,, ॥ २४ ॥
प्रत्याहारो धारणा च ध्यानं भ्रूमध्यमे हरिम् ।
समाधिः समतावस्था साष्टाङ्गो योग उच्यते ॥ ,, ॥ २५ ॥

અર્થ:—યમ, નિયમ, આસન, પ્રાણયામ, પ્રત્યાહાર, ધારણા, ભ્રૂમધ્યમાં પરમાત્માનું ધ્યાન, સમાધિ (સમતાવસ્થા અર્થાત્ જીવાત્મા પરમાત્માનો અભેદ) એ આઠ અંગ વાળા યોગને હઠયોગ કહે છે. અને—

महामुद्रा महाबन्धो महावेधश्च खेचरी ।
जालंधरोड्डियानश्च मूलबन्धस्तथैव च । ,, ॥ २६ ॥
दीर्घप्रणवसन्धानं सिद्धान्तश्रवणं परम् ।
वज्रोली चामरोली च सहजोली त्रिधा मता ॥ ,, ॥ २७ ॥

અર્થ:—મહામુદ્રા, મહબન્ધ, મહાવેધ, ખેચરી, જાલન્ધર, ઉડ્ડિયાણ, અને મૂલબન્ધ તથા દીર્ઘ પ્રણવનો જપ, તથા યથાર્થ જ્ઞાનવિષયક શાસ્ત્રનું શ્રવણ તથા વજ્રોલી, અમરોલી, સહજોલી, એ ત્રણ પ્રકારની મુદ્રા-આ સર્વ પણ હઠયોગની અન્તર્ભૂત છે. અને—

राजन्तं दीप्यमानं तं परमात्मानमव्ययम्।
प्रापयेद्यस्तु योगोऽयं राजयोगः प्रकीर्तितः ॥ "

અર્થઃ—પ્રકાશ સ્વરૂપ અવિનાશ સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરાવનાર હોવાથી નિર્વિકલ્પ સમાધિને રાજયોગ કહ્યો છે.

હઠયોગનિરૂપણ.

આ હઠયોગાદિનું નિરૂપણ કરતા પહેલાં યોગ શબ્દના અર્થનું નિરૂપણ કરીએ છીએ. યોગ નામ સમાધિનું છે. તેથી યોગશાસ્ત્રમાં—

योगश्चित्तवृत्तिनिरोधः । यो० द० पा० १ सू० १ ॥

અર્થઃ—ચિત્તની રાજસ તથા તામસ વૃત્તિઓના નિરોધનું નામ યોગ છે એવો યોગ શબ્દનો અર્થ કર્યો છે. વિશેષે કરીને ચિત્તની વૃત્તિઓનો સ્વભાવ બાહ્ય પદાર્થો તરફ જ હોવાનો છે. તે બાહ્ય વૃત્તિઓનો નિરોધ કરીને તેમનો તેમના કારણમાં લય કરવો તેને યોગ કહે છે. ચિત્ત તથા ચિત્તની વૃત્તિ–એ બંનેનો ભેદ વિચાર કર્યા વિના મનુષ્યોના ખ્યાલમાં આવવાનો નથી. માટે ચિત્ત તથા ચિત્તવૃત્તિનું સ્વરૂપ પહેલાં જ જાણવું જોઇએ. ચિત્ત એક વસ્તુ છે. તે અન્તઃકરણ રૂપ છે. જે વસ્તુ વડે કાર્યને સિદ્ધ કરવામાં આવે છે તેને કરણ કહે છે. જેમકે ઘાસ ખોદવા રૂપ કાર્ય દાતરડા રૂપ સાધનથી સિદ્ધ કરે છે, માટે દાતરડું કરણ રૂપ છે. તેવી રીતે બહારના રૂપને જોવું તથા શબ્દો સાંભળવા, આદિ કાર્ય નેત્ર તથા કર્ણાદિ ઇન્દ્રિયો વડે થાય છે, તેથી નેત્રાદિ ઇન્દ્રિયોને કરણ કહે છે. તે નેત્રાદિ અન્તઃકરણની અપેક્ષાએ બહાર હોવાથી તે સર્વને બાહ્યેન્દ્રિય કહેવામાં આવે છે. અને અન્તઃકરણ શરીરની અંદર છે તેથી તેને અન્તઃકરણ કહે છે. અન્તઃકરણ એક હોવા છતાં પણ તેની વૃત્તિઓના ભેદથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર નામથી શાસ્ત્રમાં નિરૂપણ કર્યું છે. તેનું વિશેષ સ્વરૂપ જાણવાને માટે જ્ઞાનયોગ પ્રકરણના અ. ૧ ના સંજ્ઞાનિરૂપણ નામના સર્ગ ૨ માં જોવું.

અન્તઃકરણના પરિણામ વિશેષનું જ નામ વૃત્તિ છે. ચિત્તની વૃત્તિને અવયવ તથા વૃત્તિના સમૂહ રૂપ ચિત્તને અવયવી પણ કહે છે. અથવા અંગ તથા અંગી પણ કહે છે. સૂર્ય તથા સૂર્યનાં કિરણ, તથા અગ્નિ અને અગ્નિની જ્વાળાની તુલ્ય ચિત્ત અને વૃત્તિને સમઝવી જોઇએ. ત્રિગુણાત્મક ચિત્તના પરિણામવિશેષ રૂપ વૃત્તિ પણ ત્રિગુણાત્મક જ હોય છે. અર્થાત્ સત્ત્વ, રજસ્ અને તમો ગુણ રૂપ જ હોય છે. યોગશાસ્ત્રમાં प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः । यो. द. पा. १ स. ६ ।–પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ એ પાંચ પ્રકારની વૃત્તિ છે. આ સૂત્રથી પાંચ પ્રકારની વૃત્તિ છે એમ કહ્યું છે. તે પણ ત્રિગુણાત્મક જ છે. તેથી તામસ તથા રાજસ વૃત્તિના નિરોધને યોગ કહ્યો છે. સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાત એ બે પ્રકારની સમાધિ હોય છે. તેમાં સંપ્રજ્ઞાત સમાધિમાં તામસ અને રાજસ વૃત્તિનો નિરોધ થાય છે, અને અસંપ્રજ્ઞાત સમાધિમાં તામસ, રાજસ અને સાત્વિક એ ત્રણે વૃત્તિનો નિરોધ થાય છે.

આ પ્રમાણાદિ વૃત્તિઓનાં લક્ષણ નીચે પ્રમાણે છેઃ—

ચાંદીમાં આ ચાંદી છે, તેવી રીતે ઘટ, પટ, પશુ આદિ પદાર્થોમાં "આ ઘટ છે, આ પટ છે, આ પશુ છે" એ પ્રકારનું જે જ્ઞાન છે, તેને યથાર્થ જ્ઞાન કહે છે, યથાર્થ જ્ઞાનનું

નામ જ **પ્રમા** છે. અને પ્રમા જ્ઞાનના સાધનને **પ્રમાણ** કહે છે. પક્ષીના સ્વરૂપને નેત્રેન્દ્રિયોથી દેખવાથી જ આ પક્ષી છે એવું યથાર્થ જ્ઞાન થાય છે. ત્યારે યથાર્થ જ્ઞાનનું સાધન નેત્ર પણ થયું. તેવી રીતે શબ્દ, રસ, ગન્ધ, આદિનું યથાર્થ જ્ઞાન કર્ણ, જિહ્વા, આદિ ઈન્દ્રિયો દ્વારા જ થાય છે. તેથી નેત્રાદિક ઈન્દ્રિયોનું નામ પણ પ્રમાણ છે. કોઇ મકાનની અંદર અથવા કોઈ પેટી આદિમાં કોઇ વસ્તુ રાખી હોય, તો તે પાસે હોવા છતાં પણ તે વસ્તુનું યથાર્થ જ્ઞાન કોઇને પણ થતું નથી. જે વસ્તુ મકાન કે પેટીની અંદર છે તેનું સ્વરૂપ નેત્રની સામે આવવાથી જ તેનું જ્ઞાન થાય છે. તેથી પશુ, પક્ષી, ઘટ, પટ ઇત્યાદિ પદાર્થોનું જ્ઞાન થવામાં પશુ આદિ પદાર્થોને નેત્રેન્દ્રિયની સામે હોવાની પણ આવશ્યકતા છે. તેવી રીતે શબ્દ, રસ, ગન્ધ, આદિનું જ્ઞાન થવાને માટે શબ્દાદિ વિષયોને કર્ણાદિ ઇન્દ્રિયોની નજીક હોવાની પણ આવશ્યકતા રહે છે. તે કારણથી જેવી રીતે નેત્રાદિ ઇન્દ્રિય યથાર્થ જ્ઞાનનુ સાધન છે, તેવી રીતે પદાર્થ અને ઇન્દ્રિયોનું સમીપ હોવું તે પણ યથાર્થ જ્ઞાનનુ સાધન છે. આ પ્રમાણે ઘટાદિ પદાર્થો નેત્રાદિ ઇન્દ્રિયની સમીપ હોવા તેને પ્રત્યક્ષ કહે છે. **અક્ષ** નામ ઇન્દ્રિયોનું છે. તેની પ્રતિ (સન્મુખ) થયા તેથી "પ્રત્યક્ષ" નામ થયુ છે. તે પ્રત્યક્ષ એક પ્રણામ છે.

અને જે વસ્તુ ઈન્દ્રિયની સામે નથી તેનું જ્ઞાન અનુમાનથી થાય છે. પર્વતની અંદરના અગ્નિને નેત્રથી દેખતા નથી. તથાપિ પર્વતમાંથી નિકળતા ધૂમને જોઇને "તેની અંદર અગ્નિ છે" એવું અનુમાન કરવામાં આવે છે; કેમકે તેણે પહેલાં રસોડામાં અગ્નિને જોયો હતો અને ત્યાં ધૂમાડો પણ દીઠો હતો. તેથી જે જે સ્થાનમાં ધુમાડો હોય તે તે સ્થાનમાં અગ્નિ પણ છે—આ ધૂમ અને અગ્નિનો સાથે રહેવાનો નિયમ જાણ્યો હતો. જેવી રીતે પ્રત્યક્ષ પ્રમાણથી અગ્નિવિશેષનું જ્ઞાન થાય છે, તેવી રીતે અગ્નિવિશેષનું જ્ઞાન અનુમાન પ્રમાણથી થતુ નથી, પરન્તુ અગ્નિ સામાન્યનું જ જ્ઞાન થાય છે. આ **અનુમાન** પણ એક પ્રમાણ છે. અને યથાર્થ વક્તાની વાણીને **આગમ** પ્રમાણ કહે છે.

આ ત્રણે યથાર્થ જ્ઞાનનાં સાધન હોવાથી—

**प्रत्यक्षानुमानागमाः प्रमाणानि ॥** यो० द० पा० १ सू० ७ ॥

પ્રત્યક્ષ, અનુમાન અને આગમ આ ત્રણ **પ્રમાણ** છે. આ સૂત્રથી યોગદર્શનમાં પ્રત્યક્ષાદિને પ્રમાણ કહ્યાં છે. નેત્રાદિક ઇન્દ્રિયો દ્વારા ચિત્તવૃત્તિ બહાર નિકળીને જ્યારે ઘટાદિ પદાર્થરૂપે પરિણત થાય છે ત્યારે "આ ઘટ છે, આ પટ છે," એવું જ્ઞાન થાય છે. અને ચિત્ત અન્તઃકરણ રૂપ હોવાથી ઇન્દ્રિય વિના તે બહાર નિકળી શકતું નથી. તેથી ચિત્તની વૃત્તિ, તથા ચૈતન્ય, તથા ઇન્દ્રિય, અને ઇન્દ્રિય તથા વિષય પદાર્થની સમીપતા—એ સર્વ હોય તો જ સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે એવો નિશ્ચય છે. ચિત્તવૃત્તિ વિના કોઈ પણ પ્રત્યક્ષાદિ પ્રમાણ થઈ શકતું નથી. તેથી પ્રત્યક્ષાદિને પણ વૃત્તિ રૂપ જ માનવું પડશે. અને—

**विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम् ॥** यो० द० पा० १-८ ॥.

અર્થઃ—મિથ્યાજ્ઞાનને વિપર્યય કહે છે. તે મિથ્યાજ્ઞાન પદાર્થોના યથાર્થ સ્વરૂપનું ભાન કરાવતું નથી, ઉલટું વિપરીત ભાન કરાવે છે. તેથી તેને વિપર્યય કહે છે. છીપમાં જે ચાંદીનું જ્ઞાન છે તે **વિપર્યયજ્ઞાન** છે. અને "આ ઠુંઠું છે કે પુરુષ છે" એ પ્રકારનો જે સંશય

છે તે પણ મિથ્યાજ્ઞાન જ છે. તેથી સંશયજ્ઞાન પણ વસ્તુના સ્વરૂપનો નિર્ણય કરી શક્તું નથી. અને—

**शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः ॥ ,, १–९ ॥**

અર્થ:—શબ્દનું જ્ઞાન થાય, અને તે વસ્તુશૂન્ય પણ હોય, તેને વિકલ્પ કહે છે. શબ્દજ્ઞાન થવા છતાં પણ વિકલ્પજ્ઞાન આગમ પ્રમાણની અન્તર્ભૂત નથી. અને વસ્તુશૂન્ય હોવાથી પણ વિપર્યયની અન્તર્ભૂત પણ નથી. વસ્તુના યથાર્થ જ્ઞાનની અપેક્ષા નહીં કરીને જે નિશ્ચય કરવા રૂપ વિકલ્પ છે તે આ બંનેથી ભિન્ન જ છે. અને જ્ઞાનનો કોઇ ભિન્ન વિષય નહીં હોવાથી અહીં "વસ્તુશન્ય" કહ્યુ છે. જેમ "દેવદત્તનો કંબલ છે" એ પ્રયોગમાં દેવદત્ત અને કંબલનો પ્રત્યક્ષ ભેદ માલમ પડે છે, તેવી રીતે **चैतन्यं पुरुषस्य स्वरूपम्**–જે ચૈતન્ય છે તે પુરૂષનું સ્વરૂપ છે આ પ્રયોગમાં પણ શબ્દજ્ઞાનથી ચૈતન્ય અને પુરૂષનો ભેદ માલમ પડે છે. અહીં દેવદત્ત અને કંબલ એ બંને ભિન્ન પદાર્થ હોવાથી "દેવદત્તનો કંબલ" એ પ્રયોગમાં દેવદત્ત અને કંબલનો જે ભેદ છે તે યથાર્થ છે. પરન્તુ ચૈતન્ય અને પુરૂષમાં કોઈ ભેદ નથી, કેમકે ચૈતન્ય જ પુરૂષ છે. તેથી ચૈતન્ય અને પુરૂષનો જે ભેદ છે તે આરોપણ કરેલો છે. આ પ્રમાણે અભેદમાં ભેદનું આરોપણ કરીને, અને ભેદમાં અભેદનું આરોપણ કરીને જે કથન છે તે વિકલ્પ છે પુરૂષનું ચૈતન્ય, રાહુનું શિર, ઇત્યાદિ સ્થલમાં અભેદમાં ભેદનું આરોપણ છે. અને "લોઢાનો ગોળો શરીરને બાળે છે" આ સ્થલમાં ભેદવાળા પદાર્થમાં અભેદનું આરોપણ કરીને કથન છે, કેમકે લોઢાના ગોળામાં કોઈનો શરીરને બાળવાનો ઉષ્ણ ગુણ નથી. શરીરને બાળવાનો ગુણ અગ્નિમાં છે. જ્યારે લોઢાના ગોળાને અગ્નિમાં તપાવ્યો ત્યારે શરીરને બાળવાનો અગ્નિનો ગુણ ગોળામા આવ્યો છે. ત્યારે લોઢાનો ગોળો બાળે છે એમ કહે છે. તે કથન સ્વભાવથી જ ભેદવાળુ લોઢું અને અગ્નિના અભેદનું આરોપણ કરીને થાય છે. અને—

**अभावप्रत्ययालंबना वृत्तिर्निद्रा ॥ ,, १–१० ॥**

અર્થ:—જાગ્રત્ અને સ્વપ્ન અવસ્થાની વૃત્તિનો અભાવ થવાના કારણ રૂપ તમોગુણનો આશ્રય કરનારી વૃત્તિનુ નામ નિદ્રા છે. અર્થાત્ તમોગુણની વૃદ્ધિ થવાથી સર્વ વિષયોનો પરિત્યાગ કરીને જે વૃત્તિ પ્રવૃત્ત થાય છે તેને નિદ્રા કહે છે. અને—

**अनुभूतविषयासंप्रमोषः स्मृतिः । ,, ॥ ११ ॥**

અર્થ:—પ્રમાણાદિ દ્વારા જેટલા વિષયનો અનુભવ કર્યો છે તેટલો જ વિષય બુદ્ધિમાં આરૂઢ થવો તેનું નામ સ્મૃતિ છે અર્થાત્ પહેલાં અનુભવ કરેલાનું પશ્ચાત્ જે સ્મરણ થાય છે તેનું નામ સ્મૃતિ છે. જાગ્રદાદિ અવસ્થામાં અનુભવ કરેલાના સંસ્કાર દ્વારા જ સ્મૃતિની ઉત્પત્તિ થાય છે.

જ્યાંસુધી આ સર્વ વૃત્તિઓનો નિરોધ કરવામાં ન આવે ત્યાંસુધી સમાધિની પ્રાપ્તિ પણ થતી નથી. અને રજોગુણ આદિની વૃદ્ધિ થવાથી ચિત્તની "**क्षिप्तं मूढं विक्षिप्तं एकाग्रं निरुद्धम्**" એ પાંચ અવસ્થાઓ થાય છે. રજોગુણની વૃદ્ધિ થવાથી ચિત્ત અત્યન્ત બહિર્મુખ પણ થાય છે. અને ભિન્ન ભિન્ન વિષયોની તરફ દોડવાથી અસ્થિર રહે છે. આ પ્રકારના ચિત્તને ક્ષિપ્ત કહે છે. વિશેષે કરીને દૈત્યદાનવાદિનું ચિત્ત આ પ્રકારનું હોય છે. અને તમોગુણની વૃદ્ધિ થવાથી કર્તવ્ય

તથા અકર્તવ્યને નહીં જાણીને ક્રોધાદિ દ્વારા વિરુદ્ધ કાર્ય કરવા તત્પર રહે છે એવું જે ચિત્ત છે તેને મૂઢ કહે છે. રાક્ષસ તથા પિશાચોનું ચિત્ત આ પ્રકારનું હોય છે. અને સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી દુઃખનાં સાધનોને દૂર કરીને સુખનાં સાધનોમાં જ આસક્ત રહે એવું ચિત્ત વિક્ષિપ્ત કહેવાય છે. એવું ચિત્ત વિશેષે કરીને દેવતા લોકોનું હોય છે. આ ત્રણે પ્રકારના ચિત્તની અવસ્થા સમાધિમાં ઉપયોગી નથી. એકાગ્ર અને નિરુદ્ધ એ બે અવસ્થા સમાધિને ઉપયોગી છે. તેથી એકાગ્રતા તથા નિરોધ અવસ્થા પ્રાપ્ત કરવાને માટે પ્રમાણાદિ વૃત્તિયોનો નિરોધ અવશ્ય કરવો જોઇએ.

મનુષ્યોને જન્મ મરણાદિ સર્વ પ્રકારના દુઃખનું કારણ મન વિના બીજી કોઈ વસ્તુ નથી. આ સર્વ જગતની રચના કરનાર મન જ છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

मनोदृश्यमिदं द्वैतं यत्किंचित्सचराचरम् ।
मनसो ह्यमनीभावे द्वैतं नैवोपलभ्यते ॥ माण्डू० का० प्र० ३–३१ ॥

અર્થઃ—આ જે કોઇ દ્વૈત પ્રપઞ્ચ (જગત્) જોવામાં આવે છે તે સર્વ મનના દૃશ્યરૂપ હોવાથી મનથી ભિન્ન નથી. જ્યારે મનનો નિરોધ થઈ જાય છે ત્યારે આ કોઈ પણ દ્વૈત-પ્રપઞ્ચ જોવામાં આવતો નથી એવો ભાવ છે. જ્યારે મન સંકલ્પ કરે છે ત્યારે જ જગતના પદાર્થ ભાસે છે. સમાધિ અથવા સુષુપ્તિ અવસ્થામાં મન કોઈ સંકલ્પ કરતું નથી. તેથી તે અવસ્થામાં કોઇ પણ દ્વૈત પદાર્થની પ્રતીતિ પણ થતી નથી. વસિષ્ઠાદિક ઋષિ લોકે પણ જગતની પ્રતીતિનું તથા દુઃખાદિનું કારણ મનને જ કહ્યું છે.

चित्तमात्रं नरस्तस्मिन्गते शान्तमिदं जगत् ।
उपानद्गूढपादस्य ननु चर्मास्तृतैव भूः ॥ यो० वा० प्र० २ स० ६६–२ ॥

અર્થઃ—જીવને જે આ સંસારની પ્રાપ્તિ છે તેનુ કારણ મન જ છે, કેમકે આ જગત્ ચિત્ત રૂપ જ છે. ચિત્ત વિના જગત્ કોઇ વસ્તુ નથી. ચિત્તના સંકલ્પ વિકલ્પ નિવૃત્ત થવાથી આ જગત્ પણ શાન્ત થઇ જાય છે. એકનું ચિત્ત સંકલ્પ વિકલ્પનો પરિત્યાગ કરીને શાન્ત થતાં તેને જગતના પદાર્થ વિક્ષેપનું કારણ થતા નથી. તથાપિ બીજા અનેક વિક્ષિપ્ત ચિત્ત વાળાને માટે તે જગત્ સત્ય રૂપે પ્રતીત થવાથી દુઃખનું જ કારણ છે. જેણે પગમાં જોડા પહેર્યા છે તેને માટે પૃથ્વી સર્વ ચર્મથી ઢંકાયલી જ છે, કેમકે તે જે સ્થાનમાં પગ રાખે છે ત્યાં સર્વ ઠેકાણે તેને ચર્મ જ પ્રતીત થાય છે. સર્વ જગતને ચર્મથી ઢાંકી શકાતું નથી. તેવી રીતે જેણે પોતાના ચિત્તને રોકી દીધુ છે તેને માટે જગત્ કોઇ દુઃખ દેનારૂ નથી. સર્વ મનુષ્યનું ચિત્ત રોકીને સુખ મેળવવાનું ચહાય તો તે બનવાનું નથી. વળી—,

पत्रमात्रादृते नान्यत्कदल्या विद्यते यथा ।
भ्रममात्रादृते नान्यज्जगतो विद्यते तथा ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—જેમ કેળના સ્તંભને ઉઘાડીને જુએ તો તેમાંથી પાંદડાં (છોડાં) સિવાય કોઈ સાર વાળું લાકડું મળવાનું નથી; તેવી રીતે આ જગત્ પણ ભ્રમ વિના અન્ય કાંઈ પણ જોવામાં આવતું નથી. વળી—

जायते बालतामेति यौवनं वार्धकं ततः ।
मृतिं स्वर्गं च नरकं भ्रमाच्चेतो हि नृत्यति ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—ચિત્ત પોતે જ બાલ અવસ્થાને પ્રાપ્ત થાય છે. તથા પોતે જ યૌવન, વૃદ્ધાવસ્થા, મરણ, તથા સ્વર્ગ અને નરકને પણ પ્રાપ્ત થતું સતું ભ્રમથી નૃત્ય કરે છે.

घोरं शान्तं मूढं च आत्मचित्तमिह स्थितम् ।
घोरं जाग्रन्मयं चित्तं शान्तं स्वप्नमयं स्थितम् ॥ यो०प्र०६०स० १२४-३७॥

અર્થઃ—ઘોર, શાન્ત અને મૂઢ અવસ્થા રૂપે આપણું ચિત્ત જ સ્થિત છે. જાગ્રદવસ્થાનું ચિત્ત ઘોર, અને સ્વપ્નાવસ્થાનું ચિત્ત શાન્ત છે. અને—

मूढं सुषुप्तभावस्थं त्रिभिर्हीनं मृतं भवेत् ।
यच्च चित्तं मृतं तत्र सत्त्वमेकं स्थितं समम् ॥
तदेव योगिनः सर्वे यत्नात्संपादयन्ति हि ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—સુષુપ્તિ અવસ્થામાં ચિત્ત મૂઢ કહેવાય છે. આ ત્રણે અવસ્થાઓથી રહિત ચિત્ત મૃત હોય છે. અને જે અવસ્થામાં ચિત્ત મૃત અવસ્થાને પ્રાપ્ત થાય છે તે અવસ્થામાં રજોગુણથી વિક્ષિપ્ત નહીં થયેલું હોવાથી સમ રહે છે અર્થાત્ લય, વિક્ષેપ, આદિ દોષથી રહિત થાય છે. અને ચિત્ત નિર્મલ હોવાથી પોતાનું સ્વરૂપ હમેશાં પ્રકટ રહે છે. તેથી સર્વ યોગી લોક ચિત્તની મૃતક અવસ્થા પ્રાપ્ત કરવાને માટે સમાધિનો અભ્યાસ મહાન્ પ્રયત્નથી કરે છે. વળી—

चित्तं सर्वमिति प्राहुस्तत्त्यक्त्वा पुत्र राजसे ।
चित्तत्यागं विदुः सर्वे त्यागं सर्वविदो जनाः ॥ यो०प्र०६०स० १११-२१॥

અર્થઃ—હે રામચન્દ્ર ! આ જગત્ ચિત્તના સંકલ્પ રૂપ હોવાથી ચિત્ત માત્ર જ છે અર્થાત્ ચિત્તથી ભિન્ન નથી એમ કહ્યું છે. એ ચિત્તનો પરિત્યાગ કરવાથી મનુષ્ય શોભાને પ્રાપ્ત થાય છે. માટે સર્વ વિદ્વાન્ લોક ચિત્તના ત્યાગને જ ત્યાગ કહે છે. કોઇ મનુષ્ય બાહ્ય પદાર્થોનો ત્યાગ કરે છે, તથાપિ તેમના ચિત્તમાં રજોગુણ અને તમોગુણની વિશેષતા હોવાથી રાગ તથા દ્વેષ અને અભિમાનાદિ વિશેષ જોવામાં આવે છે. એવા લોક વનમાં ફલ મૂલ આદિનું ભોજન કરીને અથવા જલ કે વાયુ માત્રનું ભક્ષણ કરીને રહેવા છતાં પણ તે લોકનું કલ્યાણ થતું નથી. તે લોકનું ધર્માચરણ કેવલ આડંબર રૂપ હોય છે. અજ્ઞાની મનુષ્ય બાહ્ય પદાર્થોનો પરિત્યાગ કરીને પશ્ચાત્ ત્યાગના અભિમાનથી વિશેષ ગ્રસેલા દેખાય છે. તે કેવલ નરકના જ ભક્ત છે. તેથી ચિત્તનો ત્યાગ જ મહાન્ ત્યાગ છે તેમાં સંશય નથી.

### ચિત્તની સ્થૂલતાનાં કારણ.

સંસારમાં રહેતા મનુષ્ય ચહાય ગૃહસ્થાશ્રમી હોય, અથવા તપસ્વી હોય, અથવા કોઈ યોગી કે સંન્યાસી હોય-તેઓ કોઇ પણ પ્રકારનું પાપ કરતા નથી, તથાપિ સ્વભાવથી જ દોષોની ઉત્પત્તિ થાય છે, અને દિવસે દિવસે ચિત્તવૃત્તિ પણ સ્થૂલ થતી જાય છે. માટે સૂક્ષ્મ વસ્તુનું ગ્રહણ કરવાનું સામર્થ્ય નષ્ટ થઈ મૂઢ બની જાય છે એવું શાસ્ત્રનું કથન છે.

अनात्मन्यात्मभावेन देहभावनया तथा ।
पुत्रदारैः कुटुंबैश्च चेतो गच्छति पीनताम् ॥ यो०वा०प्र०५, स० ५०-५७ ॥

અર્થઃ—અનાત્મ પદાર્થોમાં આત્મત્વબુદ્ધિ હોવાથી તેમ દેહભાવનાથી અર્થાત્ દેહમાં આત્મત્વબુદ્ધિ હોવાના કારણથી દેહને કોઇ પણ આત્મા માનતા નથી. વિરોચનના અનુયાયી લોક દેહને આત્મા માનતા હતા. પરન્તુ વૈદિક ધર્મીઓની મધ્યમાં એવો કોઇ પણ નથી. પરન્તુ દેહનું પાલણ પોષણ અને મોજમઝામાં આસક્ત મનુષ્યને જ દેહભાવના વાળો કહેવાય છે. વળી પુત્ર, સ્ત્રી અને અન્ય કુટુંબાદિમાં થતી મોહમમતાથી મનુષ્યોનું ચિત્ત સ્થૂલતાને પ્રાપ્ત થાય છે. વળી—

अहंकारविकारेण ममतामललीलया ।
इदं ममेति भावेन चेतो गच्छति पीनताम् ॥ यो० वा०प्र०५.स० ५०–५८ ॥

અર્થઃ—અહંકાર રૂપ વિકારથી તથા અનેક પ્રકારની વસ્તુમાં થતી મમતાથી, અને આ મારૂં છે, આ બીજાનું છે એ પ્રકારની ભાવનાથી ચિત્ત સ્થૂલતાને પ્રાપ્ત થાય છે. સર્વ હું કરનાર છું એ પ્રકારના કર્તૃત્વના અભિમાન માત્રને જ અહીં અહંકાર શબ્દથી કહ્યું છે. ધનીને ધનનું અભિમાન, અને ઉત્તમ કુલવાળાને કુલનું અભિમાન, વિદ્વાનોને વિદ્યાનું અભિમાન, બલવાનને બલનું અભિમાન, દાનીને દાનનું અભિમાન, વિરક્તને વિરક્તિનું અભિમાન, અને ભિક્ષુને ભિક્ષુત્વનું (અર્થાત્ ભિક્ષાથી નિર્વાહ કરવાનું અભિમાન), તેમ રૂપનું અભિમાન, યૌવનનું અભિમાન, હોંશીઆરીનું અભિમાન, રાજ્યનું અભિમાન, કુટુંબ પરિવારનું અભિમાન, નેતાપણાનું અભિમાન, આચાર્યત્વનું અભિમાન, પુરોહિતપણાનું અભિમાન, મઠાધીશત્વનું અભિમાન, વ્યાપારનું અભિમાન, ખેતી કરવાનું અભિમાન, વિશેષ શું કહેવું? વ્યભિચાર આદિ દુરાચારમાં પ્રવૃત્ત મનુષ્ય પણ પોતપોતાનો દુરાચાર કરવાની હોંશીઆરીનું અભિમાન રાખે છે; દારૂ પીનાર "હું એક નંબરની એક આખી બૉટલ પી જાઉં" એવું અભિમાન રાખે છે; ઇંડાં આપનાર મરઘડીને ઘરમાં રાખવાનું અભિમાન કરે છે; અને ભંગી આદિનું મેલું સાફ કરવાનું કામ છે, તેમને લોકોમાં સ્થૂલ દૃષ્ટિવાળા નિકૃષ્ટ ગણે છે, તે ભંગી આદિ પણ પોતાના શ્રેષ્ઠપણાનું અભિમાન રાખે છે. તેમાં એક લાલબેગમ નામના ભંગીના આચાર્યનું દૃષ્ટાન્ત છે. તે નીચે પ્રમાણે છેઃ—

એક સમયે ભંગીઓની એક મોટી સભા ભરાઇ હતી. તેમાં હજારો ભંગી બેઠેલા હતા. અને તેમનો આચાર્ય લાલબેગમ એક મોટા ઉંચા આસન ઉપર બેઠો હતો. તે વખતે એક કિસીટા નામના ભંગીએ આચાર્યને પ્રશ્ન કર્યો. પ્રથમ તેણે પોતાના આચાર્યની કંઇક પ્રશંસા કરી–આપ બહુ સમર્થ છો, સર્વ પ્રકારના ગુણસંપન્ન છો, ત્યાગી અને વિરક્ત તથા તપસ્વી પણ છો, માટે અમો ભંગી માત્રના કુળનું તો કલ્યાણ જ છે. પરન્તુ અમને એવો વિચાર આવે છે કે આ બ્રાહ્મણ અને વાણીઆ આદિના કુળમાં કોઇ આપના જેવો સમર્થ ગુરૂ નથી. માટે તેમનું કલ્યાણ કેવી રીતે થશે તેનો આપ કોઇ ઉપાય બતાવો.

પોતાના શિષ્ય કિસીટાનો આ પ્રશ્ન સાંભળી લાલબેગમ તેને ઉત્તર આપવા લાગ્યો–ભાઇ કિસીટારામ! બૈમણ અને બનીયાનું પણ કલ્યાણ થવાનું છે. પણ તે લોકનું કલ્યાણ તમારી કૃપાથી પછી થવાનું છે, તમારૂં કામ રોજ રોજ સવારમાં ઉઠીને સડકોમાં તથા ગલીઓમાં ઝાડુ દેવાનું છે. આ બૈમણ અને બણીઆ લોક તે વખતે તળાવ અને નદી આદિમાં સ્નાન કરીને ઘેર આવતા હશે. ઝાડુની ધૂળ ઉડીને તે લોકોના શિર ઉપર પડશે. તેથી તેમનું પણ કલ્યાણ થવાનું જ છે. કિસાટા પણ આ સાંભળીને બહુ ખુશી થઇ ગયો. અને તે દિવસથી લોકો

તરફ પોતાના ઝાડુની ધુળ પણ કંઇક વિશેષ ઉડાડવા લાગ્યો. તે બિચારા લોકોના કલ્યાણને માટે કરતો હતો, અને તેને પરોપકાર સમઝતો હતો. એક દિવસ એક બ્રાહ્મણ સ્નાન કરીને આવતો હતો તે સ્વભાવથી કંઇક ક્રોધી હતો, અને કંઇક કર્મચુસ્ત હતો. અન્ત્યજાદિથી બહુ દૂર નાસતો હતો. તે બ્રાહ્મણને નજીક આવેલો જોઇને કિસીટા ભંગીએ તેની તરફ વધારે ધૂળ ઉડાડી. તે બ્રાહ્મણને ક્રોધ ચઢવાથી તેણે ભંગીને ખૂબ માર્યો. ભંગી બિચારો પોતાના પરોપકારને પ્રકટ કરતો સતો બૂમો મારવા લાગ્યો. બ્રાહ્મણ, આવા પરોપકારનો આવો પ્રત્યુપકાર થાય છે એમ કહીને ફરીવાર સ્નાન કરવાને માટે નદી તરફ ગયો. તે દિવસથી કીસીટા ભંગી પરોપકારની વાત ભૂલી ગયો.તથાપિ પોતાના ઝાડુની ધૂળથી બીજાનું કલ્યાણ સમજી આનન્દમાં રહેતો હતો. આ પ્રકારના લોકોને પણ અભિમાન છૂટતુ નથી, તો બીજાનું તો કહેવું જ શું ? આ લાલબેગમના ઉપદેશથી ભંગીનું કલ્યાણ અથવા પરોપકાર શો થવાનો હતો! માર ખાઇને પહેલાં જ હોશ જતા રહ્યા હતા. એવી રીતે ખોટા અભિમાનમાં મગ્ન રહેનાર લોક નરકદુઃખના ભાગી છે. અને લાલબેગમની તુલ્ય ઉપદેશ આપીને પરોપકાર પ્રકટ કરનાર પોતાની સાથે લાખો જીવોને નરકમાં લઇ જાય છે.

માટે મનુષ્યોને અભિમાની લોકોનો સંસર્ગ મહાન્ અનર્થનું જ કારણ છે. આ લોક તથા પરલોકમાં પણ માર ખાવો જ પડશે. વળી—

आधिव्याधिविलासेन समाश्वासेन संसृतौ ।
हेयादेयप्रयत्नेन चेतो गच्छति पीनताम् ॥ यो०वा०प्र० ५, स० ५०–६० ॥

અર્થઃ—અનેક પ્રકારના શોકથી તથા રોગાદિની પ્રાપ્તિથી, તથા સંસારના પદાર્થોમાં રમણીયતા તથા નિત્યત્વની બુદ્ધિથી દુઃખનાં સાધનોનો પરિત્યાગ કરવાના તથા સુખનાં સાધનોનું ગ્રહણ કરવાના પ્રયત્નથી પણ ચિત્ત સ્થૂલતાને પ્રાપ્ત થાય છે, વળી—

स्नेहेन धनलोभेन लाभेन मणियोपिताम् ।
आपातरमणीयेन चेतो गच्छति पीनताम् ॥ ,, ॥ ६१ ॥

અર્થઃ—કુટુંબાદિમાં તથા અનેક ભોગ્ય પદાર્થોમાં સ્નેહ થવાને કારણે, તથા ધનના લોભથી તથા ધન અને સ્ત્રી આદિ સ્થૂલ પદાર્થોની પ્રાપ્ત થવાથી ચિત્ત સ્થૂલતાને પ્રાપ્ત થાય છે.

दुराशाक्षीरपानेन भोगानलबलेन च ।
आस्थादानेन चारेण चित्ताहिर्याति पीनताम् ॥ ,, ॥ ६२ ॥

અર્થઃ—સર્પને દૂધ પાવાથી તેનું શરીર મોટું થાય છે, અને ઝેર પણ વધે છે, તેવી રીતે ખોટી તૃષ્ણા રૂપ દૂધનું પાન કરવાથી તથા ભોગ રૂપી અગ્નિના બળથી, તથા સંસારના પદાર્થોમાં આસ્થા રાખવાથી નાના પ્રકારના વિષયોના ભોગથી ચિત્ત રૂપી સર્પ સ્થૂલતાને પ્રાપ્ત થાય છે.

### અભિમાનાદિ દોષની નિન્દા.

આ પ્રકારના અભિમાનાદિ ચિત્તદોષની નિવૃત્તિ કરવાનું સાધન કર્યા વિના બાહ્ય આડંબર કરનાર ઉપર શાસ્ત્રકારોએ અનેક પ્રકારના લેખ લખ્યા છે. તે નીચે પ્રમાણે—

देहदण्डनमात्रेण का मुक्तिरविवेकिनाम् ।
वल्मीकताडनादेवि मृतः किन्नु महोरगः ॥ कु० त० उ० १–७६ ॥

અર્થઃ—કેવલ શરીરને દણ્ડ માત્ર દેવાથી અવિવેકી લોકોને શું મુક્તિ મળી શકે છે? અર્થાત્ નથી મળતી. વલ્મીકને તાડન કરવાથી તેની અંદર પડેલો મહાન્ સર્પ કાંઇ મરતો નથી.

धनाहारार्जने युक्ता दाम्भिका वेषधारिणः ।
भ्रमन्ति ज्ञानिवल्लोके भ्रामयन्ति जनानपि ॥ „ ॥ ७७ ॥

અર્થઃ—ધન તથા ભોજનને સંપાદન કરતા સતા દામ્ભિક વેષધારી લોક જ્ઞાનીની માફક જગતમાં ભ્રમણ કરે છે, અને બીજા લોકોને સંસારમાં ભ્રમણ કરાવે છે.

सांसारिकसुखासक्तं ब्रह्मज्ञोऽस्मीति वादिनम् ।
कर्मब्रह्मोभयभ्रष्टं तं त्यजेदन्त्यजं यथा ॥ „ ॥ ७८ ॥

અર્થઃ—વળી જે સંસારના સુખમા આસક્તિ વાળો છે, છતાં પોતાને બ્રહ્મવેત્તા કહેનાર છે–એવા કર્મ અને બ્રહ્મ બંનેથી ભ્રષ્ટ થયેલા લોકોનો અન્ત્યજની તુલ્ય પરિત્યાગ કરવો જોઇએ.

सुगन्धि वनिता वस्त्रं गीतं पानं च भोजनम् ।
शय्या च भूषणं ज्ञेयो भोगोऽप्यष्टविधो बुधैः ॥ भ.पु प्र.प.ख. २, अ.४–७ ॥

અર્થઃ—સુગંધિદાર અત્તર આદિ પદાર્થ, સ્ત્રી, વસ્ત્ર, ગાન, પાન તથા ભોજન, સુન્દર પથારી તથા ભૂષણ એ આઠ પ્રકારની વસ્તુને વિદ્વાન્ લોકોએ ભોગ્ય પદાર્થ તરીકે જાણવા જોઇએ. તે ભોગ દિવ્ય અને અદિવ્ય એ બે ભેદથી બે પ્રકારના હોય છે. જે ભોગ આ પૃથિવીલોકમાં હોય છે તે અદિવ્ય, અને જે સ્વર્ગલોકમાં હોય છે તેને દિવ્ય કહે છે. તેમાં પ્રીતિવાળા મનુષ્યને સંસારના સુખની આસક્તિ વાળો કહેવાય છે.

गृहारण्यसमा लोके गतव्रीडा दिगंबराः ।
चरन्ति गर्दभाद्याश्च योगिनस्ते भवन्ति किम् ॥ कु० त० उ० १–७९ ॥

અર્થઃ—જેને ઘર તથા જંગલ બને સમાન છે, જે શરમરહિત છે, તથા દિગંબર છે, એવાં ગધેડાં આદિ બહુ પ્રાણી છે. તેઓ શુ યોગી છે? અર્થાત્ નગ્ન ફરવા માત્રથી યોગી નથી. તેમજ—

मृद्भस्मत्रक्षणाद्देवि मुक्ताः स्युर्यदि मानवाः ।
मृद्भस्मशायिनो ग्राम्याः किं ते मुक्ता भवन्ति हि ॥ „ ॥ ८० ॥

અર્થઃ—માટી તથા ભસ્મ ચોળવાથીજ મનુષ્ય જો મુક્ત થતો હોત તો માટી અને રાખોડીમાં આળોટનાર ગામનાં કુતરા આદિ પ્રાણી પણ મુક્ત થઇ જાત. માટે માટી અથવા રાખ ચોળવાથી પણ મોક્ષ મળતો નથી. વળી—

तृणपर्णोदकाहाराः सततं वनवासिनः ।
हरिणादिमृगा देवि योगिनस्ते भवन्ति किम् ॥ „ ॥ ८१ ॥

અર્થ:— ઘાસ પાંદડાં અને જલ આદિ ભક્ષણ કરવાથી તથા હમેશાં વનમાં રહેવા માત્રથી યોગી થવાતું હોય તો ઘાસાદિ ભક્ષણ કરનાર અને હમેશાં વનમાં વિચરનાર હરિણાદિ પ્રાણી શું યોગી છે? અર્થાત્ નથી, માટે ઘાસ, પાંદડાં, આદિ ખાવાથી પણ મોક્ષ મળતો નથી, કે યોગી થવાતું નથી.

आ जन्ममरणान्तश्च गङ्गादितटिनो स्थिताः ।
मण्डूकमत्स्यप्रमुखा व्रतिनस्ते भवन्ति किम् ॥ ,, ॥ ८२ ॥

અર્થ:—જન્મથી મરણ પર્યંત ગંગા આદિ તીર્થોને કિનારે રહેનાર દેડકાં, તથા ગંગાજલમાં રહેનાર માછલાં આદિ પ્રાણી કોઇ શું વ્રતી હોય છે? અર્થાત્ નહીં. માટે સાધન વિના ગંગા આદિ તીર્થોમાં રહેવાથી પણ મોક્ષ મળતો નથી.

वदन्ति हृदयानन्दं पठन्ति शुकसारिकाः ।
जनानां पुरतो देवि विबुधाः किं भवन्ति हि ॥ ,, ॥ ८३ ॥

અર્થ:—મનુષ્યોની આગળ પોતાના હૃદયના આનન્દને પ્રકટ કરનાર પોપટ આદિ પક્ષી પણ કોઈ શબ્દો પઠે છે, તેથી તે શું કોઇ પણ્ડિત છે? અર્થાત્ નથી.

આ પ્રમાણે શાસ્ત્રની નાના પ્રકારની વાતોને યાદ કરીને લોકોની આગળ પોપટની માફક બોલનાર પણ વિદ્વાન્ નથી હોતા, તેમ મોક્ષના ભાગી થતા નથી. પરન્તુ જે શાસ્ત્રમાં કહેલાં સાધનોનું અનુષ્ઠાન કરનાર છે તેને જ પણ્ડિત કહી શકાય છે, અને તે જ મોક્ષનો ભાગી થાય છે. વળી—

पारावताः शिलाहाराः परमेश्वरि चातकाः ।
न पिबन्ति महीतोयं योगिनस्ते भवन्ति किम् ॥ ,, ॥ ८४ ॥

અર્થ:—કબુતર આદિ કેટલાંએ પક્ષી એક એક દાણો વીણીને તે ખાઈ જીવન ચલાવે છે. તથા ચાતકાદિ કંઇ પક્ષી પૃથ્વીમાંનું પાણી પીતાં નથી. શું તેથી તેઓ યોગી છે? અર્થાત્ નહીં. તેવી રીતે કોઈ શિલોઞ્છવૃત્તિ દ્વારા જીવન ચલાવતા હોય અથવા જલનો પણ પરિત્યાગ કર્યો હોય-કેવલ નિરાહાર રહે છે, તે કારણથી કંઇ મોક્ષ મળતો નથી. અને અન્ન ખાવાથી કોઇ નરકમાં જતું નથી. વળી—

शीतवातातपसहा भक्ष्याभक्ष्यसमाः प्रिये ।
तिष्ठन्ति सूकराद्याश्च योगिनस्ते भवन्ति किम् ॥ ,, ॥ ८५ ॥

અર્થ:—હે પાર્વતિ! ડુક્કર આદિ કંઈ પ્રાણી ઠંડી તથા ગરમીને સહન કરે છે, અને ભક્ષ્યાભક્ષ્યનો કોઇ વિચાર કરતાં નથી. અર્થાત્ સારૂં અનાજ આદિ તેમ મળને પણ ખુશીથી ખાય છે, કાંઇ વિચાર કરતાં નથી. શું તેથી તેઓ કોઈ યોગી છે? માટે ડુક્કર આદિ પશુની તુલ્ય ઠંડી અને ગરમી સહન કરવાથી અથવા ભક્ષ્યાભક્ષ્યના વિચારનો પરિત્યાગ કરવાથી પણ મનુષ્યને મોક્ષ મળતો નથી. પરન્તુ—

तस्मादित्यादिकं कर्म लोकवञ्चनकारकम् ।
मोक्षस्य कारणं साक्षात्तत्त्वज्ञानं कुलेश्वरि ॥ ,, ॥ ८६ ॥

અર્થઃ—આ પ્રમાણે ઉપર કહેલા લોકોને મોક્ષ મળતો નથી. તેમ તેઓ યોગી પણ નથી હોતા. માટે (तस्मात्) ઉપર કહેલાં નિરાહારાદિ સર્વ કર્મ લોકોને વઞ્ચન કરવાને માટે છે. મોક્ષનું સાક્ષાત્ સાધન તો કેવલ તત્ત્વજ્ઞાન જ છે. વળી—

षड्दर्शनमहाकूपे पतिताः पशवः प्रिये ।
परमार्थं न जानन्ति पशुपाशनियन्त्रिताः ॥ ,, ॥ ८७ ॥

અર્થઃ—હે પાર્વતિ! અજ્ઞાની રૂપ પશુ લોક પશુના બન્ધનના કારણ રૂપ કામ, ક્રોધ, મદ, મત્સર, રાગ, દ્વેષ, આદિ ફાંસીથી યુક્ત થયેલા છે, અને છ દર્શન (શાસ્ત્ર) રૂપી કુવામાં પડેલા છે. પરન્તુ પરમાર્થ વસ્તુને જાણતા નથી. વળી—

वेदशास्त्रार्णवे घोरे ताड्यमाना इतस्ततः ।
कालोर्मिग्राहग्रस्ताश्च तिष्ठन्ति हि कुतार्किकाः ॥ ,, ॥ ८८ ॥

અર્થઃ—મૃત્યુ રૂપી ગ્રાહે (મકરે) ગ્રસેલા તે કુતાર્કિક લોક તે કાલ રૂપી મોજાંવાળા, વેદ તથા શાસ્ત્ર રૂપી મહાન્ સમુદ્રમાં ગોથાં ખાતા આમ તેમ નાસતા ફરે છે. માટે—

वेदागमपुराणज्ञः परमार्थं न वेत्ति यः ।
विडंवकस्य तस्यापि तत्सर्वं काकभाषितम् ॥ ,, ॥ ८९ ॥

અર્થઃ—કોઈ વેદ તથા આગમો તથા પુરાણોને જાણનાર છે. પરન્તુ પરમાર્થને જાણતો નથી—એવા વિડંબના વાળા જે કથન કરે છે તે સર્વ કથન કાગડાની બોલી સમાન છે.

इदं ज्ञानमिदं ज्ञेयमितिचिन्तासमाकुलाः ।
पठन्त्यहर्निशं देवि परतत्त्वपराङ्मुखाः ॥ ,, ॥ ९० ॥

અર્થઃ—તે યથાર્થ તત્ત્વથી વિમુખ લોક "આ જ્ઞાન છે, આ જ્ઞેય છે—અર્થાત્ આટલું જાણવામાં આવ્યું છે, આટલુ જાણવાનું બાકી છે," એવી ચિન્તાથી વ્યાકુલ થયેલા હોઇ પરમ તત્ત્વથી પરાઙ્મુખ થઇને દિનરાત શાસ્ત્રને જ ભણતા રહે છે. અને—

वाक्यछन्दोनिवन्धेन काव्यालंकारशोभिना ।
चिन्तया दुःखिता मूढास्तिष्ठन्ति व्याकुलेन्द्रियाः ॥ ,, ॥ ९१ ॥

અર્થઃ—તે મૂઢ લોક વાક્યરચના તથા છન્દથી યુક્ત અને અલંકારથી શોભિત એવી કવિતાના વિચારથી દુઃખિત થયેલા વ્યાકુલ થયેલી ઇન્દ્રિયો વાળા થઇને રહે છે.

अन्यथा परमं तत्त्वं जनाः क्लिश्नन्ति चान्यथा ।
अन्यथा शास्त्रसद्भावो व्याख्यां कुर्वन्ति चान्यथा ॥ ,, ॥ ९२ ॥

અર્થઃ—પરમાર્થ તત્ત્વનું જ્ઞાન તો કંઇક અન્ય પ્રકારે પ્રાપ્ત થાય છે, અને લોક કંઈ અન્ય પ્રકારે કલેશ પામે છે. શાસ્ત્રનો ભાવ અન્ય કોઈ પ્રકારનો છે, અને તેની વ્યાખ્યા કંઇ બીજે જ પ્રકારે કરવામાં આવે છે.

कथयन्त्युन्मनीभावं स्वयं नानुभवन्ति हि ।
अहङ्कारहताः केचिदुपदेशविवर्जिताः ॥ ,, ॥ ९३ ॥

અર્થ:—એવા કેટલાએ લોક હાય છે કે અહંકારથી જેમની પરમાર્થ બુદ્ધિ નષ્ટ થઇ ગઇ છે, અને જેઓને યથાર્થનો ઉપદેશ મળ્યા નથી, તેવા લોક મનનો નિરોધ થવાથી જે આનન્દનો અનુભવ થાય છે તેનું બીજાઓને શ્રવણ કરાવે છે, પરન્તુ પોતે તેનો અનુભવ કરતા નથી. વળી—

पठन्ति वेदशास्त्राणि विवदन्ति परस्परम् ।
न जानन्ति परं तत्त्वं दर्वी पाकरसं यथा ॥ ,, ॥ ९४ ॥

અર્થ:—તે લોક વેદ તથા શાસ્ત્રોને ભણે છે, અને પરસ્પર વાદવિવાદ કરે છે. પરન્તુ જેવી રીતે કડછી દાળ, આદિ વ્યઞ્જનમાં ફરતી રહે છે પરન્તુ તેના રસને તે જાણતી નથી, તેવી રીતે તે વાદવિવાદ કરનાર લોક પણ શાસ્ત્રના તત્ત્વને જાણતા નથી.

शिरो वहति पुष्पाणि गन्धं जानाति नासिका ।
पठन्ति वेदशास्त्राणि दुर्लभो भाववेदकः ॥ ,, ॥ ९५ ॥

અર્થ:—કેટલાક લોક પુષ્પને શિરમાં રાખે છે ખરા, પરન્તુ તેની ગન્ધને તો કેવલ નાસિકા જ જાણે છે. તેવી રીતે ઘણા લોક શાસ્ત્રોના ભારને ઉઠાવે છે અને ભણે પણ છે, પરન્તુ શાસ્ત્રના તાત્પર્યને જાણનાર તો થોડા જ હોય છે. વળી—

तत्त्वमात्मस्थमज्ञात्वा मूढः शास्त्रेषु मुह्यति ।
गोपः कक्षगतं छागं कूपे पश्यति दुर्मतिः ॥ ,, ॥ ९६ ॥

અર્થ:—કોઇ કુબુદ્ધિ ગ્વાળી પોતાની બગલમાં બકરાના બચ્ચાને રાખી કુવાને કિનારે જઇને ઉભો રહ્યો. ત્યારે પોતાની બગલમાં રાખેલા બચ્ચાને કુવામાં પડેલું સમઝી કુવામાંથી તેને કાઢવાને માટે તે જેમ પ્રયત્ન કરે છે, તેવી રીતે આપણા અન્તરમાં સ્થિત જે તત્ત્વ વસ્તુ છે તેને નહીં જાણતાં મૂઢ લોક શાસ્ત્રમાં મોહ પામે છે અર્થાત્ પરમાર્થ વસ્તુને શાસ્ત્રમાંથી કાઢવા ચહાય છે. પરન્તુ—

संसारमोहनाशाय शाब्दबोधो न हि क्षमः ।
न निवर्तेत तिमिरं कदाचिद्दीपवार्तया ॥ ,, ॥ ९७ ॥

અર્થ:—સંસારના મોહને નિવૃત્ત કરવાને માટે ફક્ત શબ્દના જ્ઞાન માત્રમાં સામર્થ્ય નથી. જેમ દીવા સંબંધી વાર્તા કરવા માત્રથી કદાપિ અંધારૂં નિવૃત્ત થતુ નથી. **માટે વિવેકી મનુષ્યે શાસ્ત્ર દ્વારા તત્ત્વનું પરોક્ષ જ્ઞાન સંપાદન કરીને પછી શાસ્ત્રનો પરિત્યાગ કરીને સાધનોના અનુષ્ઠાન દ્વારા પરમાત્મામાં ચિત્તને લીન કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ.**

માટે જ્યાંસુધી અહંકારાદિ દોષથી મન ભટકતું રહે છે, ત્યાંસુધી કોઇને પણ સંસારની નિવૃત્તિ થતી નથી. અને જેનું કર્મ કેવલ ઈશ્વરની પ્રસન્નતા માટે હોય છે, સંસારના કોઈ પણ પદાર્થ તથા પૂજા પ્રતિષ્ઠાને માટે નથી, તેની જ ભાવના શુદ્ધ હોઈ શકે છે. અને શુદ્ધ ભાવનાથી કરેલો ધર્મ જ મનુષ્યને સુખદાયક થઈ શકે છે.

अन्तर्भावमदुष्टस्य विशतोऽपि हुताशनम् ।
न स्वर्गो नापवर्गश्च देहनिर्दहनं परम् ॥ स्का०पु०ख०१०अ० ४२–६१ ॥

અર્થ:—જેના અંતરમાં દુષ્ટ ભાવના છે એવો મનુષ્ય અગ્નિમાં પ્રવેશ કરવા છતાં પણ તેને સ્વર્ગ અથવા મોક્ષની પ્રાપ્તિ થતી નથી, કેવલ દેહને બાળવું માત્ર થાય છે. વળી—

भावशुद्धिपरं शौचं प्रमाणं सर्वकर्मसु ।
अन्यथालिंगते कान्ता भावेन दुहितान्यथा ॥ ,, ॥ ६२ ॥

અર્થ:—ભાવનાની જે પવિત્રતા છે તે જ મોટુ શુદ્ધિનું સાધન છે. સર્વ કર્મ કરવાનુ રહસ્ય ભાવને શુદ્ધ કરવો તે જ છે. એક જ મનુષ્યને પત્ની આલિંગન કરે છે અને પુત્રી પણ કરે છે. પરન્તુ સ્ત્રી પતિભાવથી અને દુહિતા પિતૃભાવથી કરે છે. તેમાં ભાવનાના ભેદથી જ અન્તઃકરણની વૃત્તિનો ભેદ હોય છે.

त्रिदण्डधारणं मौनं जटाधारणमुण्डनम् ।
वल्कलाजिनसर्वांशो व्रतचर्याभिषेचनम् ॥ वृ०गौ०स्मृ०अ० २१ ॥
अग्निहोत्रं वने वासः स्वाध्यायो ध्यानसंस्क्रिया ।
सर्वाण्येतानि वै मिथ्या यदि भावो न निर्मलः ॥ ,,

અર્થ.—જેની ભાવના શુદ્ધ નથી તેનું ત્રિદણ્ડધારણ, તથા મૌનવ્રત, તથા જટાધારણ, તથા શિરમુણ્ડન, તથા વૃક્ષોની છાલ પહેરવી, અથવા મૃગચર્માદિ પહેરવું, વિચાર વિનાનું ભોજન કરવું, તથા વ્રત કરવુ તથા સ્નાન તથા અગ્નિહોત્ર તથા વનવાસ તથા વેદાધ્યયન તથા ઈશ્વરનુ ધ્યાન અને અનેક પ્રકારના શુદ્ધિના સંસ્કાર—એ સર્વ વ્યર્થ થાય છે,

આ પ્રકારનાં અનેક પ્રમાણોથી શુદ્ધ ભાવનાથી સત્કર્મો કરતા સતા અન્તઃકરણના દોષોને નિવૃત્ત કરીને પરમાત્મામાં ચિત્તને લગાડવુ તેજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય સિદ્ધ થાય છે.

ઇતિ ઉપાસના પ્ર૦ ૬ માં ઉપાસનાના ભેદાદિ નિરૂપણ અ૦ ૧ સમાપ્ત.



## અધ્યાય. ૨.

### યોગનું પ્રયોજનાદિ તથા વિધ્નાદિનું નિરૂપણ

### સર્ગ ૧.

#### યોગનું પ્રયોજનાદિ નિરૂપણ—૧. યોગનું પ્રયોજન.

હવે આ અધ્યાયમાં ચિત્ત નિરોધના ઉપાયો કહેવામાં આવે છે.

ચિત્તની રાજસ તથા તામસ વૃત્તિઓને નિવૃત્ત કરીને પરમાત્મામાં ચિત્ત લગાડવાને માટે યોગ અને જ્ઞાન એવાં બે સાધન શાસ્ત્રમાં કહ્યાં છે.

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव ।
योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥यो०वा०प्र० ५, स० ७८–८॥

અર્થઃ—વસિષ્ઠજી રામચન્દ્રજી પ્રતિ કહે છે–હે રામચન્દ્ર! ચિત્તનો નાશ કરવાને માટે અર્થાત્ પરમાત્માકાર કરવાને માટે યોગ અને જ્ઞાન એવાં બે જ સાધન છે. ચિત્તવૃત્તિના નિરોધનું નામ યોગ છે. અને સંપૂર્ણ વસ્તુને આત્મરૂપે જોવી તેનું નામ જ્ઞાન છે. નિર્વિકલ્પ સમાધિમાં જ્યારે ચિત્તની સર્વ વૃત્તિઓનો નિરોધ થઇ જાય છે, ત્યારે ચિત્ત સર્વ પ્રકારે શાન્ત થવાથી સાક્ષીથી ચિત્તનો અનુભવ થતો નથી. આ પ્રકારની ચિત્તની શાન્ત અવસ્થાને નાશ કહે છે. તેમાં—

असाध्य- कस्यचिद्योग' कस्यचिज्ज्ञाननिश्चयः ।
प्रकारौ द्वौ ततो देवो जगाद परमः शिवः ॥

અર્થઃ—કોઇને ચિત્તવૃત્તિના નિરોધ રૂપ યોગ કઠણ છે, કોઇને તત્ત્વનો નિશ્ચય કરવા રૂપ જ્ઞાન કઠણ પડે છે. તેથી મનુષ્યોના સામર્થ્યને અનુસાર કરવાને માટે પરમેશ્વરે બે પ્રકારના ઉપાય કહ્યા છે.

આત્મજ્ઞાનને માટે ચિત્તવૃત્તિના નિરોધની આવશ્યકતા છે. પરન્તુ યોગી લોક તે આત્મજ્ઞાન ચિત્તવૃત્તિનો નિરોધ થયા પછી પ્રાપ્ત થવાનું માને છે. અને વેદાન્તી લોકનો નિશ્ચય એવો છે કે વિચારથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ હોવાથી ચિત્તનો નિરોધ પોતાની મેળે જ સિદ્ધ થાય છે, અને તેને માટે વિચારથી અતિરિક્ત કોઇ પણ ભિન્ન સાધનની આવશ્યકતા નથી. તે લોક પરમાત્મામાં કલ્પેલા આ જગતને મિથ્યા રૂપ દેખે છે. અર્થાત્ અધિષ્ઠાન રૂપ–પરમાત્મા રૂપ–જુએ છે. આ પ્રકારે જગતમાં મિથ્યાત્વ દૃષ્ટિથી તથા વિચારથી આત્મજ્ઞાન થાય છે. અને આત્મજ્ઞાન થયા પછી ચિત્તવૃત્તિનો નિરોધ પણ ભિન્ન કોઇ સાધન વિના આત્મનિષ્ઠા માત્રથી જ માને છે. કારણ કે ચિત્તને સંકલ્પ કરવાને માટે પરમાત્માથી ભિન્ન કોઇ વસ્તુને નહી દેખવાથી ચિત્ત પોતેજ સંકલ્પને છોડીને બ્રહ્માકાર થઇ જાય છે.

આ પ્રકારનાં બે સાધનો મધ્યે પ્રથમ અહીં યોગનું નિરૂપણ કરવામાં આવે છે, કેમકે તેને જ ઉપર સાધનપદ્ધતિ રૂપ ઉપાસના કહી છે. અને જ્ઞાન રૂપ સાધનનું વિવેચન જ્ઞાનયોગ પ્રકરણમાં વિશેષ રૂપે આવશે.

#### ૨. યોગના અધિકારીનું નિરૂપણ.

યોગનું નિરૂપણ કરતા સતા પ્રથમ યોગનો અધિકારી તથા દેશકાલાદિનું નિરૂપણ કરીએ છીએ.

न भवेत्संगयुक्तानां तथाऽविश्वासिनामपि ।
गुरुपूजाविहीनानां तथा च बहुसंगिनाम् ॥ शि० सं० प० ३–१७ ॥
मिथ्यावादरतानां च तथा निष्ठुरभाषिणाम् ।
गुरुसन्तोषहीनानां न सिद्धिः स्यात्कदाचन ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—જે મનુષ્ય કુટુંબ પરિવારમાં આસક્ત હોય, તથા જેને વ્યાવહારિક લોકો સાથે બહુ સંગ હોય, તથા જે મનુષ્ય વિશ્વાસ રહિત હોય, તથા ગુરૂની સેવા શુશ્રૂષા આદિ રહિત હોય (૧૭), તથા જે મિથ્યા અને કઠોર વાણી બોલનાર હોય, તથા ગુરૂને સંતોષ પમાડનાર ન હોય એમાંના કોઇને પણ યોગસિદ્ધિ થતી નથી. (૧૮).

તેટલા માટે પ્રથમ યોગાભ્યાસ કરનાર અધિકારી સંગદોષથી રહિત તથા સત્ય અને મધુર ભાષણ કરનાર તથા સાધનમાં વિશ્વાસ રાખનાર તથા ગુરૂભક્ત હોવો જોઇએ.

फलिष्यतीति विश्वासः सिद्धेः प्रथमलक्षणम् ।
द्वितीयं श्रद्धया युक्तं तृतीयं गुरुपूजनम् ॥ ,, ॥ १९ ॥
चतुर्थं समताभावं पञ्चमेन्द्रियनिग्रहम् ।
षष्ठं च प्रमिताहारं सप्तमं नैव विद्यते ॥ ,, ॥ २० ॥

અર્થઃ—યોગસિદ્ધિ થવામાં કારણ પ્રથમ તો વિશ્વાસ જ છે. બીજું શ્રદ્ધા, ત્રીજું ગુરૂની પૂજા, ચોથું પ્રાણી માત્રમાં સમાન ભાવ રાખવો તે, પાંચમું ઇન્દ્રિયોનો નિગ્રહ અને છઠું મિતાહાર (માપીને કરતા હોય તેવો આહાર) છે. સાતમા કોઈ સાધનની આવશ્યક્તા નથી.

### ૩. યોગને માટે દેશકાલાદિનું નિરૂપણ.

યોગસાધના કરવાને યોગ્ય દેશ તથા કાલ આદિની પણ આવશ્યકતા છે.

सुराज्ये धार्मिके देशे सुभिक्षे निरुपद्रवे ।
धनुःप्रमाणपर्यन्तं शिलाग्निजलवर्जिते ॥
एकान्ते मठिकामध्ये स्थातव्यं हठयोगिना ॥ हृ० प्र० उ० १ श्लो० १२ ॥

અર્થઃ—જે દેશનો રાજા સારો હોય, જે દેશ ધાર્મિક હોય, જ્યાં સુભિક્ષ હોય અર્થાત્ યોગીને ખાન પાન આદિને માટે યોગ્ય પદાર્થ અનાયાસે મળતો હોય, તથા ચોર અને વાઘ આદિ ઉપદ્રવથી રહિત હોય, તથા જે સ્થાનમાં યોગિનું આસન હોય ત્યાં નજીકમાં ચાર હાથ સુધીની જગામાં કોઈ પથ્થર તથા અગ્નિ તથા જલ પણ ન હોય એવા એકાન્ત સ્થાનમાં હઠયોગીએ પોતાના અભ્યાસને માટે મઠ નિર્માણ કરીને તેમાં રહેવું જોઇએ

વળી સ્થાન સબંધમાં ઉપનિષદમાં પણ નિરૂપણ કરવામાં આવ્યું છે.

समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः ।
मनोनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत्॥श्वे.उ.अ.२–१०॥

અર્થઃ—યોગીનું આસન બહુ ઉંચું કે નીચુ ન હોય એવા સમાન દેશમાં હોવું જોઇએ, અને પવિત્ર અર્થાત્ નજીકમાં હાડકા, કેશ, આદિ ન હોય, તથાપાસે કાંકરા, અગ્નિ અને જલ ન હોય, અર્થાત્ બહુ શબ્દ કરનારી સ્ત્રી આદિ પાસે ન હોય, તથા જ્યાં બહુ સૂક્ષ્મ

રેતી ન હોય કે જે વાયુથી ઉડીને મુખમાં કે નેત્રમાં પડવાનો સંભવ હોય વિશેષ શું કહે ? જે સ્થાન મનને બહુ અનુકૂલ હોય અને મચ્છર વ્યાઘ્ર, આદિ પ્રાણીનો જ્યાં ઉપદ્રવ ન હોય તથા જ્યાં વાયુ આદિનો ઉપદ્રવ ન હોય એવા ગુહા આદિ સ્થાનમાં હોવું જોઈએ. "नात्युच्छ्रितम् नातिनीचम्" (भ० गी० ६-११) ઇત્યાદિ શ્લોકમાં ભગવાને પણ તેમ કહ્યું છે. માટે એવા ઉત્તમ સ્થાનમાં અભ્યાસીને માટે મઠ બનાવવો જોઈએ.

अल्पद्वारमरन्ध्रगर्तविवरं नात्युच्चनीचायतं
सम्यग्गोमयसान्द्रलिप्तममलं निःशेषजन्तूज्झितम् ।
बाह्ये मण्डपवेदिकूपरुचिरं प्राकारसंवेष्टितम् ।
प्रोक्तं योगमठस्य लक्षणमिदं सिद्धैर्हठाभ्यासिभिः ॥ ह० प्र० उ० १-१३ ॥

અર્થઃ—જેનું છિદ્ર (દ્વાર) નાનું હોય, તથા જેમાં બારી આદિ છિદ્ર ન હોય, જેમાં ઉંદર આદિ પ્રાણી દર (વિવર) ન બનાવી શકે એવું, તથા ન તો બહુ ઉંચું હોય, કે ન તો બહુ નીચું હોય, કે ન તો બહુ વિસ્તાર વાળું હોય, તથા છાણથી સારી રીતે લીંપેલું હોય, તથા મચ્છર આદિ સર્વ જન્તુથી રહિત હોય, અને જેની બહાર એક મંડપ અર્થાત્ બહાર બેસીને વિશ્રામ કરવા યોગ્ય એક શાલા તથા શુદ્ધ સંસ્કાર કરેલી ખાલી જમીન તથા કુવો ઇત્યાદિથી રમણીય હોય, અને જેની ચારે બાજુ ભીંત હોય એ પ્રમાણેનું યોગમઠનું લક્ષણ છે એમ હઠયોગના અભ્યાસી લોકે કહ્યું છે. બહુ ઉંચું હોય તો ચઢવાને શ્રમ પડે, અને બહુ નીચું હોય તો ઉતારવામાં શ્રમ પડે, અને બહુ વિશાલ હોય તો દૃષ્ટિ દૂર જશે. માટે તેની ઉંચાઈ આદિ યુક્તિ યુક્ત હોવી જોઇએ.

વળી નન્દિકેશ્વર પુરાણમાં યોગમઠનું લક્ષણ નીચે પ્રમાણે કહ્યું છે.

मन्दिरं रम्यविन्यासं मनोज्ञं गन्धवासितम् ।
धूपामोदादिसुरभिकुसुमोत्करमण्डितम् ॥
मुनितीर्थनदीवृक्षपद्मिनीशैलशोभितम् ।
चित्रकर्मनिबद्धं च चित्रभेदविचित्रितम् ॥
कुर्याद्योगगृहं धीमान् सुरम्यं शुभवर्त्मना ।

અર્થઃ—જે મઠની રચના રમણીય હોય, તથા મનને પ્રિય હોય, તથા ધૂપ વગેરે સુગન્ધિ વાળા પદાર્થથી જેને સુગન્ધિદાર કર્યું હોય, તથા પુષ્પોથી શોભિત હોય, તથા જે મન્દિરનું સ્થાન, મુનિ, તીર્થ, બાધા રહિત નદી, વૃક્ષ, કમલિની, પર્વત એ વડે શોભિત હોય, તથા મઠની ભીંત આદિ ઉપર ઋષિ આદિની નાના પ્રકારની ચિત્રકારીથી વિચિત્ર બનાવેલું હોય —બુદ્ધિમાન્ મનુષ્ય એવા યોગમઠને સુન્દર રીતે બનાવે.

दृष्ट्वा चित्रगतांछान्तान्मुनीन्याति मनः शमम् ।
सिद्धान्दृष्ट्वा चित्रगतान्मतिरभ्युद्यता भवेत् ॥
मध्ये योगगृहस्याथ लिखेत्संसारमंडलम् ।
श्मशानं च महाघोरं नरकांश्च लिखेत्क्वचित् ॥

तान्दृष्ट्वा भीपणाकारान्संसारे सारवर्जिते ॥ ,, १–१२ ॥

અર્થ:—ચિત્રમાં દોરેલા શાન્ત ઋષિઓના ચિત્રને જોઈને યોગીનું ચિત્ત શાન્તિને પ્રાપ્ત થાય છે. અને ચિત્રમાં લખેલા સિદ્ધોને જોઇને બુદ્ધિમાં યોગાભ્યાસ કરવાને માટે ઉદ્યમ પણ વધે છે. વળી યોગગૃહની મધ્યમાં સંસારમણ્ડલ લખવું જોઇએ. અને કોઇ જગાએ ઘોર સ્મશાન તથા નરકો પણ ચીતરવાં જોઈએ, કેમકે તે ભયંકર સ્મશાન તથા નરકોને જોઇને તુચ્છ સંસાર ઉપરથી યોગીને વૈરાગ્ય થાય.

વળી શિવપુરાણમાં પણ અભ્યાસ કરવાને માટે કેટલાંક સ્થાન આદિનું નિરૂપણ કર્યું છે.

शुभे काले शुभे देशे शिवक्षेत्रादिके पुनः ।
विजने जन्तुरहिते निःशब्दे बाधवर्जिते ॥ शि.पु.उ.वा.सं.अ. ३८–४६ ॥
सुमलिप्ते स्थले सौम्ये गन्धधूपादिवासिते ।
मुक्तपुष्पसमाकीर्णे वितानादिविचित्रिते ॥ ,, ॥ ४७ ॥
काशपुष्पसमित्तोयफलमूलसमन्विते ।
नाग्न्यभ्याशे जलाभ्याशे शुष्कपर्णचयेऽपि वा ॥ ,, ॥ ४८ ॥

અર્થ:—શુભ કાલ તથા શુભ દેશમાં, તથા શિવક્ષેત્રાદિ પવિત્ર સ્થાનમાં તથા જીવજન્તુ રહિત હોય, તથા કોઇ પ્રકારનો શબ્દ ન હોય, અને જ્યાં કોઈ પ્રકારની બાધા ન હોય (૪૬) સારી રીતે ગોબરથી લીંપેલું તથા ગન્ધ અને પુષ્પથી સુગન્ધિત કરેલુ હોય તથા જે કુન્દ વૃક્ષનાં પુષ્પ વડે પરિપૂર્ણ હોય, તથા વસ્ત્રની ચંદની તથા પડદા તથા તોરણ વડે સુશોભિત કરેલું હોય. (૪૭),

તથા જે સ્થાન કાઈનાં પુષ્પ તથા સમિધ્ તથા જલ તથા ફલ તથા મૂલથી યુક્ત હોય, અને પાસે અગ્નિ તથા જલ ન હોય, અને આજુબાજુમાં સૂકાં પાંદડાંના ઢગ પડ્યા ન હોય. (૪૮),

न दंशमशकाकीर्णे सर्पश्वापदसंकुले ।
न च दुष्टमृगाकीर्णे न भये दुर्जनावृते ॥ ,, ॥ ४९ ॥

અર્થ:—અને માખી, મચ્છર, સર્પ તથા શ્વાનાદિથી ભરેલું ન હોય, તથા મનુષ્યને મારનાર કોઈ દુષ્ટ વ્યાઘ્રાદિ પ્રાણી ન હોય, તથા જ્યાં કોઈ ભય ન હોય તથા જે દુર્જનોથી ભરેલું ન હોય. (૪૯),

श्मशाने चैत्यवल्मीके जीर्णागारे चतुष्पथे ।
नदीनदसमुद्राणां तीरे रथ्यान्तरेऽपि वा ॥ ,, ॥ ५० ॥

અર્થ:—તથા સ્મશાનમાં અથવા ગામના પ્રસિદ્ધ વડ વૃક્ષ આદિની નીચે ન હોય, તથા રાફડા (વલ્મીક) વગેરેની પાસે ન હોય, તથા જૂના તુટેલા ફુટેલા મકાનમાં ન હોય; ચૌટું તથા નાની મોટી નદી, કે સમુદ્રને તીરે ન હોય, તથા પોળની અંદર પણ ન હોય. (૫૦).

न जीर्णोद्यानगोष्ठादौ नानिष्टे न च निन्दिते । ,, ॥ ५१ ॥

અર્થ:—તેમજ જીર્ણ બાગ અથવા ગોશાલા આદિ પણ ન હોય, તેમ કોઇ પ્રકારે અનિષ્ટ સ્થાન અથવા નિન્દિત સ્થાન પણ ન હોય, (૫૧) એવા યોગ્ય સ્થાનમાં યોગનો અભ્યાસ કરવો જોઇએ.

नाजीर्णाम्लरसोद्गारे न च विण्मूत्रदूपिते । ,, ॥ ५१ ॥
न च्छर्यामतिसारे वा नातिभुक्तौ श्रमान्विते ॥
न चातिचिन्ताकुलितो न चापि क्षुत्पपासितः । ,, ॥ ५२ ॥
नापि स्वगुरुकर्मादौ प्रसक्ता योगमाचरेत् ॥ ,, ॥ ५२ ॥

અર્થ:—અને જ્યારે અજીર્ણ થયું હોય તથા ખાટા ઓડકાર આવતા હોય તથા મલમૂત્ર વિસર્જન કરીને શુદ્ધ થયેલો ન હોય, તથા વમન(छर्दि) તથા દસ્ત લાગેલો હોય, અથવા બહુ ખાધુ હોય, અથા બહુ શ્રમ લાગ્યો હોય, તથા ઘણી ચિન્તાથી વ્યાકુલ થયો હોય, તથા ભૂખ અથવા તરસ લાગી હોય, અથવા પોતાના કોઇ કાર્યમાં અથવા ગુરૂના કોઇ કાર્યમાં લાગેલો હોય, તે સમયમાં પણ યોગનો અભ્યાસ ન કરે. વળી—

युक्ताहारविहारश्च युक्तचेष्टश्च कर्मसु ।
युक्तस्वभावबोधश्च सर्वायासविवर्जितः ॥ ,, ॥ ५३ ॥
किंचिदुन्नमितशिरा दन्तैर्दन्तान्न संस्पृशेत् । ,, ॥ ५६ ॥
प्राणायामेन सिद्धयन्ति दिव्याः शान्त्यादयः क्रमात् ।,, अ० ३९–१० ॥

અર્થ:—યુક્ત આહાર તથા યુક્ત વિહારવાળો હોય, તથા સર્વ કર્મમાં યુક્ત ચેષ્ટાવાળો હોય, અને જેની નિદ્રા અને જાગરણ પણ યુક્તિને અનુસાર હોય, અને સર્વ પ્રકારના કલેશ આપનાર કર્મથી રહિત હોય (૫૩), એવો યોગી શિરને કંઇક ઉંચું રાખીને તથા દાંતને દાંત વડે સ્પર્શ ન કરતો સતો (૫૬) બેસીને પ્રાણાયામ કરવાથી ઉત્તમ શાન્તિ આદિને પ્રાપ્ત કરે છે. વળી—

दूरदेशे तथाऽरण्ये राजधान्यां जनान्तिके ।
योगारंभं न कुर्वीत कृतो न सिद्धिदो भवेत् ॥ घे. सं. उप. श्लो. ३ ॥

અર્થ:—દૂર દેશમાં, વનમાં, રાજધાનીમાં અર્થાત્ જે નગરમાં રાજધાની હોય તે નગરમાં તથા મનુષ્યોની સમીપમાં યોગાભ્યાસ કરવાનો આરંભ ન કરે. છતાં જો કરે તો સિદ્ધ નહીં થાય. કેમકે—

अविश्वासं दूरदेशे अरण्ये रक्षिवर्जितम् ।
लोकारण्ये प्रकाशश्च तस्मात्त्रीणि विवर्जयेत् ॥ ,, ॥ ४ ॥

અર્થ:—દૂર દેશમાં કોઇનો વિશ્વાસ પડે નહિ, અને વનમાં કોઈ રક્ષા કરનાર ન હોય અને લોકોના સમુહ વાળા શહેર આદિમા જાહેર થાય. માટે દૂર દેશ તથા વન અને લોકોના સમુદાય વાળું જે રાજધાની આદિ હોય એવુ મોટું શહેર. એ ત્રણનો પરિત્યાગ કરવો જોઇએ.

૪. વળી યોગારંભ કરનારે કાલનો પણ વિચાર કરવો જોઈએ.

हेमन्ते शिशिरे ग्रीष्मे वर्षायां च ऋतौ तथा।
योगारंभं न कुर्वीत कृतो योगो हि रोगदः ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—હેમન્ત ઋતુ, શિશિર, ગ્રીષ્મ, અને વર્ષા ઋતુ, એમાં યોગનો આરંભ ન કરવો અને જો કરવામાં આવે તો રોગ થાય. માટે તે ઋતુઓમાં યોગનો આરંભ નહીં કરવો જોઇએ.

वसन्ते शरदि प्रोक्तं योगारंभं समाचरेत्।
तथा योगी भवेत्सिद्धो रोगान्मुक्तो भवेद्ध्रुवम् ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—વસન્ત અને શરદ્ ઋતુમાં યોગનો આરંભ કરવો જોઇએ. તે ઋતુમાં યોગનો આરંભ કરવાગાં આવે તો યોગ સિદ્ધ થઇને જરૂર રોગથી મુક્ત થાય.

૫ યોગાભ્યાસીના આહારાદિના નિયમોનું વર્ણન.

વળી યોગાભ્યાસીને ભોજનનો પણ નિયમ હોવો જોઇએ. નહિંતો યોગની સિદ્ધિ થતી નથી.

मिताहारं विना यस्तु योगारंभं तु कारयेत्।
नानारोगो भवेत्तस्य किंचिद्योगो न सिद्ध्यति ॥ ,, ॥ ५–१६ ॥

અર્થઃ—જે મનુષ્ય માપ્યા વિનાનું ભોજન કરીને યોગનો આરંભ કરે છે, તેને નાના પ્રકારના રોગ થાય છે, અને તેને કોઇ પ્રકારના યોગની સિદ્ધ થતી નથી. વળી—

शाल्यन्नं यवपिण्डं वा गोधूमपिण्डकं तथा।
मुद्गं माषचणकादि शुभ्रं च तुषवर्जितम् ॥ ,, ॥ १७ ॥
आमरंभां बालरंभां रंभादण्डं च मूलकम्।
वार्ताकी मूलकं ऋद्धिं योगी भक्षणमाचरेत् ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—યોગાભ્યાસ કરનારે ભાત, જવ, ઘઉ, મગ, અડદ અથવા ચણાની દાળ છોડાં વિનાની શુદ્ધ ભોજન કરે. અને કાચું કેળું, તથા કોમલ (થોડો પાકેલો) વેલો, તથા કેળની અંદરનો સફેદ દરડ, તથા કેળની જડ, તથા એક જાતનું નાનું રિંગણુ અર્થાત્ "**वार्ताकुरेषा गुणसप्तयुक्ता**" એ પ્રમાણે જેના સાત ગુણ લખ્યા છે, મૂળો, ઋદ્ધિ, એ સર્વનું શાક ખાવા યોગ્ય છે. વળી—

बालशाकं कालशाकं तथा पटोलपत्रकम्।
पंचशाकं प्रशंसीत वास्तुकं हिलमोचिकाम् ॥ ,, ॥ २० ॥

અર્થઃ—કોમળ કાચું શાક, જે તે ઋતુમાં થતુ શાક, તથા પટોલનાં પાંદડાં, બથુઆ, તથા હિલમોચિક એ પાંચ પ્રકારનાં શાક યોગીને માટે પ્રશંસનીય છે અર્થાત્ ખાવા યોગ્ય છે.

शुद्धं सुमधुरं स्निग्धं उदरार्द्धविवर्जितम्।
भुज्यते सुरसं प्रीत्या मिताहारमिमं विदुः ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—સ્વચ્છ અને મધુર તથા ચીકણું તથા અડધું પેટ ભરાય તેટલું તથા સુંદર રસ વાળું પ્રીતિપૂર્વક ખાવું તેને મિતાહાર કહે છે.

अन्नेन पूरयेदर्धं तोयेन तु तृतीयकम्।
उदरस्य तुरीयांशं संरक्षेद्वायुचारणे ॥ ,, ॥ २२ ॥

અર્થ:—અડધું પેટ ભોજનથી ભરે, અને ત્રીજો ચતુર્થાંશ ભાગ જલ પીએ, અને પેટનો ચોથો ચતુર્થાંશ ભાગ પવનને ફરવાને માટે ખાલી રાખે. અને—

कट्वम्ललवणं तिक्तं भृष्टं च दधितक्रकम् ।
शाकोत्कटं तथा मद्यं तालं च पनसं तथा ॥ ,, ॥ २३ ॥
कुलत्थं मसूरं पाण्डुं कूष्माण्डं शाकदंडकम् ।
तुम्बी कोलकपित्थं च कंटबिल्वपलाशकम् ॥ ,, ॥ २४ ॥
करंबं जंबीरं बिंबं लकुनं लशुनं विषम् ।
कामरंगं पियालं च हिंगुशाल्मलिकेमुकम् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—કડવું, ખાટું, ખારૂં, તીખું, શેકેલું (ચણા આદિ), દહીં, છાશ, તથા પચવામાં ભારે પડે તેવું શાક, નિશાવાળો પદાર્થ (દારૂઆદિ), ખજુર (તાલ), ફનસ (૨૩), તથા કુલથી, મસૂરની દાળ, પાણ્ડુ (પીતકા નામનું શાક વિશેષ), ભૂરૂં કોળું, શાકદણ્ડક નામનું શાકવિશેષ, ગોળ દૂધી, બોર (કોલ), કૈથાનું ફળ, કાંટા વાળું બિલ્વ, તથા પલાશ (૨૪), તથા કબંદનાં ફૂલ, જંબીરી, મંદારનું ફૂલ વગેરેનાં શાક, લકુન, લસણ, વિષ, કમરખ, ડુંગળી, હિંગ, શેમર, કેમુક (કેન્દુ નામના વૃક્ષનાં ફળ), એ સર્વ યોગના આરંભ કાલમાં વર્જન કરવા જોઇએ. વળી—

तैलतिलसर्षपमद्यमत्स्यान् ॥ ह० प्र० उ० १ श्लो० ५९ ॥

અર્થ:—તેલ, તલ, સરસવ, મદ્ય તથા મત્સ્ય એ સર્વ યોગીને માટે અપથ્ય છે. તેવી રીતે-

काठिन्यं दुरितं पूतिमुष्णं पर्युषितं तथा ।
अतिशीतं चाति चोग्रं भक्ष्यं योगी विवर्जयेत् ॥ घे०सं०उप० श्लो० २९ ॥

અર્થ:—કઠણ પદાર્થ, પાપ ઉત્પન્ન કરનાર વસ્તુ, સડેલી વસ્તુ, અત્યન્ત ઉષ્ણ, વાસી, બહુ ઠંડું અને બહુ ઉગ્ર ભોજન પણ યોગીએ તજવું જોઇએ.

प्रातः स्नानोपवासादि कायक्लेशविधिं विना ।
एकाहारं निराहारं यामान्ते च न कारयेत् ॥ ,, ॥ ३० ॥

અર્થ:—પ્રાતઃકાલમાં સ્નાન, ઉપવાસ, શરીરને કલેશ આપનાર કામ, વિધિ વિનાનું ભોજન, એકવાર ભોજન કરવું તે તથા નિરાહાર અર્થાત બિલકૂલ ભોજન ન કરવું અને એકવાર જમીને એક પ્રહર પછી ફરી ખાવું-એ સર્વ પણ ન કરે. વળી—

स्तेयं हिंसा जनद्वेषं चाहंकारमनार्जवम् ।
उपवासमसत्यं च मोहश्च प्राणपीडनम् ॥ शि० सं० प० ३–३७ ॥
स्त्रीसंगमग्निसेवां च वह्वालापं प्रियाप्रियम् ।
अतीव भोजनं योगी त्यजेदेतानि निश्चितम् ॥ ,, ॥ ३८ ॥

અર્થ:—ચોરી, હિંસા, મનુષ્યો ઉપર દ્વેષ, અહંકાર, સરલ ન રહેવું તે (અસરલતા), ઉપવાસ, જૂઠું બોલવું તે, મોહ મમતા, પ્રાણીને પીડા કરવી તે (૩૭), સ્ત્રીનો સંસર્ગ,

અગ્નિનું સેવન, પ્રિય કે અપ્રિય રૂપ બહુ બોલવું તે અને બહુ ભોજન કરવું–તે સર્વનો યોગીએ નિશ્ચયપૂર્વક પરિત્યાગ કરવો જોઇએ.

૬. વળી યોગીએ સિદ્ધિને માટે સેવન કરવા યોગ્ય કાર્ય પણ શાસ્ત્રમાં કહ્યું છે:—

घृतं क्षीरं च मिष्टान्नं ताम्बूलं चूर्णवर्जितम् ।
कर्पूरं निष्ठुरं मिष्टं सुमठं सूक्ष्मवस्त्रकम् ॥ ,, ॥ ४० ॥
सिद्धान्तश्रवणं नित्यं वैराग्यगृहसेवनम् ।
नामसंकीर्तनं विष्णोः सुनादश्रवणं परम् ॥ ,, ॥ ४१ ॥
धृतिः क्षमा तपः शौचं ह्रीर्मतिर्गुरुसेवनम् ।
सदैतानि परं योगी नियमानि समाचरेत् ॥ ,, ॥ ४२ ॥

અર્થ:—ઘૃત, દૂધ, મધુર પદાર્થ, કર્પૂરથી વાસિત ચૂના વિનાનું તામ્બૂલ, નિષ્ઠુરતા રહિત વાણી બોલવી, સુન્દર મઠ તથા સુન્દર વસ્ત્ર (૪૦), અને વેદાન્તનું શ્રવણ, વૈરાગ્યપૂર્વક ગૃહમાં રહેવું, પરમાત્માના નામનો જપ, તથા સારા શબ્દોનું શ્રવણ કરવું તે (૪૧), તથા ધૈર્ય, ક્ષમા, તપ, શૌચ, લજ્જા, યોગમાં કર્તવ્યબુદ્ધિ, ગુરૂની સેવા, એ સર્વમાં તત્પર રહીને યોગી એ નિયમોનું આચરણ કરે. (૪૨). અને—

अनिलेऽर्कप्रवेशे च भोक्तव्यं योगिभिः सदा ।
वायौ प्रविष्टे शशिनि शयनं साधकोत्तमैः ॥ ,, ॥ ४३ ॥

અર્થ:—જ્યારે સૂર્યનાડી અર્થાત્ પિઙ્ગલા નાડી વહેતી હોય ત્યારે અર્થાત્ વાયુ જ્યારે દક્ષિણ નાસિકામાંથી વહેતો હોય ત્યારે યોગી હમેશાં ભોજન કરે, અને જ્યારે ચન્દ્રનાડી અર્થાત્ ઇડાનાડી ચાલતી હોય એટલે કે ડાબી નાસિકામાંથી વાયુ વહેતો હોય, ત્યારે સાધક યોગી શયન કરે. અને—

सद्यो भुक्तेऽपि क्षुधिते नाभ्यासः क्रियते बुधैः ।
अभ्यासकाले प्रथमं कुर्यात्क्षीराज्यभोजनम् ॥ ,, ॥ ४४ ॥
ततोऽभ्यासे स्थिरीभूते न तादृङ्नियमग्रहः ॥ ,, ॥ ४५ ॥

અર્થ:—અને ભોજન કરીને તરત જ તથા ભૂખ્યો હોય તે વખતે પણ કદાપિ અભ્યાસ ન કરે. અને અભ્યાસકાલમાં પ્રથમ દૂધ અને ઘૃતનું ભોજન કર. આ પ્રમાણેના નિયમ સાથે અભ્યાસ કરીને જ્યારે અભ્યાસ સ્થિર થાય ત્યારે પછી એ નિયમની આવશ્યકતા નથી. વળી—

स्वेदः संजायते देहे योगिनः प्रथमोद्यमे ।
यदा संजायते स्वेदो मर्दनं कारयेत्सुधीः ॥
अन्यथा विग्रहे धातुर्नष्टो भवति योगिनः ॥ ,, ॥ ४६ ॥

અર્થ:—જ્યારે યોગી પ્રથમ અભ્યાસ શરૂ કરે, ત્યારે તેના શરીરમાંથી પરસેવો ઉત્પન્ન થાય છે. જ્યારે પરસેવો થાય ત્યારે તે પરસેવાને શરીરમાં મર્દન કરવો જોઇએ. મર્દન નહીં કરવાથી યોગીના શરીરનો ધાતુ નષ્ટ થઈ જાય છે. વળી—

द्वितीये हि भवेत्कम्पो दार्दुरी मध्यमे मतः ।
ततोऽधिकतराभ्यासाद्गगनेचरः साधकः ॥ „ ॥ ५० ॥

અર્થઃ—બીજી ભૂમિકામાં કંપ થાય છે, ત્રીજીમાં દાદુરી વૃત્તિ થાય છે અર્થાત્ આસન ઉડે છે, અને ફરી ભૂમિ ઉપર આવી જાય છે. તેથી અધિક અભ્યાસ થતાં યોગી ઇચ્છાનુસાર આકાશમાં સંચાર કરે છે.

तावत्कालं प्रकुर्वीत योगोक्तनियमग्रहम् ॥
अल्पनिद्रापुरीषं च स्तोकं मूत्रं च जायते ॥ „ ॥ ५२ ॥

અર્થઃ—મલ, મૂત્ર અને નિદ્રા અલ્પ થાય, ત્યાં સુધી યોગને માટે કહેલા નિયમોનું ગ્રહણ કરવું.

अरोगित्वमदीनत्वं योगिनस्तत्त्वदर्शिनः ।
स्वेदो लाला कृमिश्चैव सर्वथैव न जायते ॥ „ ॥ ५३ ॥
कफपित्तानिलाश्चैव साधकस्य कलेवरे ।
तस्मिन्काले साधकस्य भोज्येष्वनियमग्रहः ॥ „ ॥ ५४ ॥

અર્થઃ—તત્ત્વદર્શી યોગીને શરીર સંબંધી તથા મનની પીડા પણ થતી નથી. તેમ શરીરમાં પરસેવો, લાળ, કૃમિ, આદિ ઉત્પન્ન થતા નથી, તેમજ તેના શરીરમાં કફ, પિત અને વાયુનો દોષ પણ થતો નથી. અને જ્યારે તેવી સ્થિતિ થાય, ત્યારે ભોજ ન આદિના નિયમમાં આગ્રહ ન રાખે. ત્યાંસુધી તો સર્વ પ્રકારના નિયમ પાળવાની આવશ્યકતા છે.

सन्त्यत्र बहवो विघ्ना दारुणा दुर्निवारणाः ।
तथापि साधयेद्योगी प्राणैः कण्ठगतैरपि ॥ „ ॥ ५६ ॥

અર્થઃ—યોગનું સાધન કરવામાં, જેનું નિવારણ કરવું કઠણ છે એવા બહુ ભારે વિઘ્ન આવે છે. તથાપિ કંઠે પ્રાણ આવે તો પણ સાધક યોગીએ અભ્યાસનો પરિત્યાગ નહીં કરવો જોઈએ.

ततो रहस्युपाविष्टः साधकः संयतेन्द्रिय ।
प्रणवं प्रजपेद्दीर्घं विघ्नानां नाशहेतवे ॥ „ ॥ ५७ ॥

અર્થઃ—પછી એકાન્તમાં બેસીને જીતેન્દ્રિય સાધક યોગી વિઘ્નોને દૂર કરવાને માટે દીર્ઘ પ્રણવનો જપ કરે.

ઇતિ ઉપાસના પ્ર૦ ૬ માં યોગનું પ્રયોજન, અધિકારી, આદિનું નિરૂપણ

અ૦ ૨. સ૦ ૧. સમાપ્ત.

## અધ્યાય ૨. સર્ગ ૨.

### સમાધિનાં વિઘ્નોનું નિરૂપણ.

પહેલા સર્ગમાં, યોગને સિદ્ધ કરનારના માર્ગમાં અનેક પ્રકારનાં વિઘ્નો બાધા કરે છે એમ કહ્યું. તેથી આ સર્ગમાં તે વિઘ્નોનું વિવેચન કરીએ છીએ.

મહાદેવજી પાર્વતી પ્રતિ કહે છે કેઃ—

शृणु देवि प्रवक्ष्यामि यथा विघ्नाः स्थिताः सदा ।
मुक्तिं प्रति नराणां च भोगः परमबन्धनः ॥ शि. सं. प. ५, श्लो. २ ॥

અર્થઃ—હે દેવિ! મનુષ્યને યોગમાર્ગમાં જે વિઘ્નો હમેશાં બાધા કરનાર છે તે હું કહું છું તે તમે સાંભળો. સર્વ વિઘ્નોમાં ભોગનું જે બન્ધન છે તે જ સર્વથી મોટું વિઘ્ન છે. માટે પ્રથમ ભોગ રૂપ વિઘ્નોનુ કથન કરીએ છીએ.

#### ૧. ભોગ રૂપ વિઘ્ન.

नारी शय्यासनं वस्त्रं धनमस्य विडंवनम् ।
ताम्बूलभक्षयानानि राज्यैश्वर्यविभूतयः ॥ ,, ॥ ३ ॥
हैमं रौप्यं तथा ताम्रं रत्नं चागुरुधेनवः ।
पाण्डित्यं वेदशास्त्राणि नृत्यं गीतं विभूषणम् ॥ ,, ॥ ४ ॥
वंशी वीणा मृदङ्गाश्च गजेन्द्रश्चाश्ववाहनम् ।
दारापत्यानि विषया विघ्ना एते प्रकीर्तिताः ।
भोगरूपा इमे विघ्ना धर्मरूपानिमान्शृणु ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—સ્ત્રીનો સંસર્ગ, શય્યા, ઉત્તમ આસન, વસ્ત્ર, ધન એ સર્વ મુમુક્ષુને માટે વિડંબના રૂપ છે. તેમ પાન ખાવાનો શોખ, પાલખી આદિ સ્વારી, રાજ્ય, નાના પ્રકારનાં ઐશ્વર્યનો ભોગ, સોનું, ચાંદી, ત્રાંબુ, અનેક પ્રકારનાં રત્ન, હીરા, આદિ, તથા ગાય આદિ ધન, એ સર્વ વિઘ્નકારક છે. અને પાણ્ડિત્ય કરવું, વેદ તથા શાસ્ત્ર અર્થાત્ શાસ્ત્રવાસના, નાચ, ગાયન, ભૂષણ, વાંસળી, વીણા, અને ઢોલ, આદિ વાજાં વગાડવાં, તથા હાથી ઘોડા આદિ વાહન, સ્ત્રી, પુત્ર, આદિ—કેવલ એક ગુરૂની સેવા છોડીને અન્ય ઉપર પહેલાં કહ્યાં છે તે સર્વ ભોગ રૂપ વિઘ્ન છે. જે પ્રકારે ભોગ રૂપ વિઘ્ન છે, તેવી રીતે ધર્મ રૂપ વિઘ્નનું પણ શાસ્ત્રમાં કથન છે. તેનું નીચે વિવેચન કરીએ છીએ.

#### ૨. ધર્મ રૂપ વિઘ્ન.

स्नानं पूजाविधिर्होमं तथा मोक्षमयी स्थितिः ।
व्रतोपवासनियमा मौनमिन्द्रियनिग्रहः ॥ शि० सं० प० ५—६ ॥

અર્થઃ—સ્નાન, પૂજાવિધિ તથા હોમ તથા સુખથી રહેવું અર્થાત્ સર્વ સુખની સામગ્રી તૈયાર કરીને આનન્દથી રહેવુ, વ્રત ઉપવાસ આદિ નિયમ, મૌન, હઠથી ઇન્દ્રિયનિગ્રહ કરવાનો પ્રયત્ન (૬),

ध्येयं ध्यानं तथा मन्त्रो दानं ख्यातिर्दिशासु च ।
वापीकूपतडागादिप्रासादारामकल्पना ॥ „ ॥ ७ ॥
यज्ञं चान्द्रायणं कृच्छ्रं तीर्थानि विविधानि च ।
दृश्यन्ते च इमा विघ्ना धर्मरूपेण संस्थिताः ॥ „ ॥ ८ ॥

અર્થઃ—તથા કોઇ દેવાદિનું ધ્યાન, કોઇ વિશેષ મન્ત્રનો જપ, દાન, ખ્યાતિ અર્થાત્ સર્વ જગાએ પ્રસિદ્ધિ થવી, તથા વાવ, કુવા, તળાવ, તથા ધર્મશાલા, મન્દિર, આદિ મકાન બનાવવાં (૭), યજ્ઞ કરવો, તથા પાપ દૂર કરવાને માટે ચાન્દ્રાયણાદિ વ્રત કરવાં, તથા નાના પ્રકારનાં તીર્થોમાં જવું–આ સર્વ ધર્મ રૂપે સ્થિત વિઘ્ન છે. (૮). કોઈ ગૃહસ્થાશ્રમમાં રહીને સામાન્ય ધર્મનું પાલન કરનાર અથવા ઈશ્વરભક્તિ કરનારને માટે આ વિઘ્ન રૂપ નથી. ધર્મ રૂપ હોવાથી પરલોકમાં ભોગ પ્રાપ્તિના સાધન રૂપ છે. પરન્તુ કેવલ મોક્ષની ઇચ્છાથી જ ભક્તિમાર્ગ તથા જ્ઞાનમાર્ગનો સ્વીકાર કરીને સ્વધર્મને છોડી ઈશ્વર પરાયણ થયેલો છે, ત્યાગી છે, તેને માટે આ સર્વ વિઘ્ન રૂપ છે. કેટલાએક તીવ્ર વૈરાગ્ય તથા તીવ્ર મુમુક્ષુતાથી રહિત, તથા આ લોક અને પરલોક સંબંધી વિષયભોગની ઇચ્છાવાળા લોક આ ધર્મ રૂપ વિઘ્નોને મોક્ષમાર્ગમાં વિઘ્ન રૂપ માનતા નથી. પરન્તુ તેઓ તેને પરોપકાર તથા લોકોની ધર્મમાં પ્રવૃત્તિ કરાવવાના ઉપાય રૂપ નિષ્કામ કર્મયોગનું ગૃઢ તાત્પર્ય બતાવે છે. તે લોક પોતાના વૈરાગ્યની ન્યૂનતાનો વિચાર કરીને પરમાત્મામાં નિષ્ઠા વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. નહિંતો મોક્ષના ભાગી નહી થાય.

### ૩. જ્ઞાન રૂપ વિઘ્ન.

यत्तु विघ्नं भवेज्ज्ञानं कथयामि वरानने ।
गोमुखं स्वासनं कृत्वा धौतिप्रक्षालनं च तत् ॥ „ ॥ ९ ॥
नाडीसंचारविज्ञानं प्रत्याहारनिरोधनम् ।
कुक्षिसंचालनं क्षिप्रं प्रवेश इन्द्रियाध्वना ॥
नाडीकर्माणि कल्पाणि भोजनं श्रूयतां मम ॥ „ ॥ १० ॥

અર્થઃ—હે વરાનને ! હવે જ્ઞાન રૂપ વિઘ્નોને કહું છું. ગાયના મુખ સદૃશ આસન કરીને ધૌતિકર્મ દ્વારા પેટને ધોવું તથા નાડી ચલાવવી તેનું જ્ઞાન, તથા વાયુનું આકર્ષણ તથા નિરોધ કરવાનું જ્ઞાન અર્થાત્ પ્રાણાયામ, તથા પેટને હલાવવું તથા ઇન્દ્રિય દ્વારા પ્રવેશ અર્થાત્ મુખ દ્વારા વસ્ત્રનો અંદર પ્રવેશ કરવો, અને ગુદા દ્વારા જલનો પ્રવેશ કરવો તથા નાસિકા દ્વારા સૂત્રપ્રવેશ કરવો ઇત્યાદિ, અને નાડીશુદ્ધિને માટે નાના પ્રકારનું કર્મ–એ સર્વ જ્ઞાન રૂપ વિઘ્ન છે.

તથા ભોજન વિષયમાં જે વિઘ્ન છે તેને પણ સાંભળો.

### ૪. ભોજન રૂપ વિઘ્ન.

नवधातुरसं छिन्धि शुण्ठिकास्ताडयेत्पुन. ।
एककालं समाधिः स्याल्लिंगभूतमिमं शृणु ॥ „ ॥ ११ ॥

અર્થઃ—નવીન રસ સહિત ભોજન દોષનો નાશ કરે છે. માટે તેવી વસ્તુ તેમજ સુંઠનું ચૂર્ણ ખાવું જોઈએ. તેથી યોગ્ય કાલમાં સમાધિ થાય છે એ સર્વ જ્ઞાન રૂપ વિઘ્નનાં લક્ષણ છે.

### ૫. જ્ઞાન રૂપ વિઘ્નનાં ચિન્હ.

सङ्गमं गच्छ साधूनां संकोचं भज दुर्जनात् ।
प्रवेशनिर्गमे वायोर्गुरुलक्षं विलोकयेत् ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—સાધુસંગની અભિલાષા, તથા દુર્જનથી દૂર રહેવાનો વિચાર, તથા વાયુના પૂરક આદિ સમયમાં માત્રાની ગણતરી કરતાં ગુરૂ કે લઘુનાં લક્ષણ દેખવાં,

पिण्डस्थं रूपसंस्थश्च रूपस्थं रूपवर्जितम् ।
ब्रह्मैतस्मिन्मतावस्था हृदयं च प्रशाम्यति ।
इत्येते कथिता विघ्ना ज्ञानरूपे व्यवस्थिताः ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—શરીરમાં સ્થિત રૂપનો વિચાર, તથા રૂપ અને કુરૂપનો વિચાર, આ જગત્ સર્વ બ્રહ્મ રૂપ છે, તે બ્રહ્મને મેં જાણ્યું છે—આ પ્રકારનો નિશ્ચય અને આ પ્રકારના વિચારથી ચિત્તમાં શાન્તિ—આ સર્વ વિઘ્નો જ્ઞાન રૂપે સ્થિત છે. છતાં પણ સમાધિમાં વિઘ્ન રૂપ જ્ઞાન છે.

જે બ્રહ્મ છે તે ત્રિપુટી જ્ઞાનનો વિષય નથી, તથાપિ તેને ત્રિપુટી જ્ઞાનના વિષય રૂપ જાણવો તે અજ્ઞાન જ છે. માટે બ્રહ્મને મેં જાણ્યું છે આ પ્રકારના નિશ્ચયને પણ વિઘ્ન રૂપ કહ્યો છે.

અને કેનોપનિષદ્‌માં, બ્રહ્મને ત્રિપુટી જ્ઞાનના વિષય રૂપે બ્રહ્મને જેણે જાણ્યું છે તેણે યથાર્થ રૂપે બ્રહ્મને જાણ્યું નથી એમ બ્રહ્મની ત્રિપુટી જ્ઞાનની વિષયતાનો નિષેધ કર્યો છે.

ઉપર કહેલાં વિઘ્નો મધ્યે ધર્મ રૂપ તથા જ્ઞાન રૂપ વિઘ્નોના વિષયમાં પણ શંકા ઉત્પન્ન થવાનો સંભવ છે, કેમકે ધર્મનું અનુષ્ઠાન અન્તઃકરણની શુદ્ધિ દ્વારા આત્મજ્ઞાનમાં કારણ છે એમ કહ્યું છે. અને સત્પુરૂષોના સમાગમને તો એક મુખ્ય સાધન રૂપ જ કહ્યું છે. ફરી તે વિઘ્ન રૂપ કેવી રીતે? અને તેનું અનુષ્ઠાન ન કરે તો આત્મનિષ્ઠા કેવી રીતે પ્રાપ્ત થશે? એ સર્વ શંકા થવાનો સંભવ છે. તેનું સમાધાન નીચે પ્રમાણે છે.

જેમ કોઈ ખેતી કરનાર મનુષ્યનું લક્ષ્ય કેવલ ડાંગર, ઘઉં, આદિ અનેક પ્રકારનું અન્ન પ્રાપ્ત કરવામાં જ હોય છે. ખેતરમાં હળ જોડવું, ખાતર નાંખવું, બીજ વાવવું, અનાજ પાકતા સુધી સમયાનુસાર તેમાંથી ઘાસ કાઢવું, જલ પાવું, તથા પશુ આદિથી ખેતીની રક્ષા કરવી—એ કાર્યમાં ખેડૂતનું લક્ષ્ય નથી હોતું. પરન્તુ હળ જોડવુ, બીજ વાવવું, આદિ કર્મ કર્યા વિના ખેતીમાં અનાજ પાકવાનો સંભવ નથી. તેથી ખેડુતને અવશ્ય તે સર્વ કર્મ કરવું જ પડે છે. જો હળ જોડવું આદિ કર્મ કર્યા વિના અનાજ પાકતું હોત તો તે કદાપિ પશુને મહેનત આપવી, તથા પોતે મહેનત કરવી, આદિ કરત નહીં. પરન્તુ ખેડવું આદિ કર્મ કર્યા વિના અન્ન પાકતું નથી. તેથી તે હળ ખેડીને બીજ વાવવું આદિ કાર્ય દ્વારા જ અનાજની ઇચ્છા કરે છે. અને તે કર્મ પણ કાલની અનુસાર કરે છે—પ્રથમ ખાતર નાંખે છે, પછી ખેડે છે, પછી વાવે છે. પછી અનાજના છોડ ઉગ્યા બાદ કંઈ મોટા પણ થયા. પછી તે ખેડતો નથી. કેમકે તેમ કરવાથી ખેતી સર્વ નષ્ટ થઈ જાય, અને તે અજ્ઞાની પણ કહેવાય. વાવેલું અનાજ મોટું થતુ જાય તેને અનુસાર તેને પાણી આદિ આપવામાં તથા

ઘાસ આદિ નીંદીને કાઢી નાંખવામાં તત્પર રહેનાર ખેડુતની ખેતીની રક્ષા થાય છે, અને તે જ બુદ્ધિમાન્ ગણાય છે.

તેવી રીતે મોક્ષ રૂપી ખેતીને પરિપકવ કરવાની ઇચ્છા વાળો મુમુક્ષુ ખેડુતનું પણ મોક્ષ રૂપી અન્ન પ્રાપ્ત કરવામાં જ મુખ્ય લક્ષ્ય છે. નિષ્કામ કર્માદિ ખેડવાની તુલ્ય કાર્ય લક્ષ્ય હોતું નથી, તેમ બીજુ કોઇ ધર્માચરણ કરવામાં પણ લક્ષ્ય હોતું નથી. પરન્તુ નિષ્કામ કર્મ દ્વારા ચિત્તશુદ્ધિ કર્યા વિના તે જ્ઞાનનો અધિકારી થઇ શકતો નથી. અને તે વિના મોક્ષ પણ મળવાનો નથી. તેથી ખેડુતની માફક તે પરવશ થઇને કર્મ કરે છે. કર્મ કરીને અન્તઃકરણની શુદ્ધિ થયા બાદ બ્રહ્મવિચાર કરવાને માટે સુગમતા પ્રાપ્ત કરવાને કર્મનો પરિત્યાગ કરે છે. અને શ્રવણ, મનન, નિદિધ્યાસનમાં તત્પર રહે છે. તેવી રીતે મુમુક્ષુ ક્રમે ક્રમે જ્ઞાનની એક એક ભૂમિકાને પ્રાપ્ત કરે છે, અને ઉત્તર ઉત્તર ભૂમિકાની પ્રાપ્તિ કરવાની સુગમતાને માટે પહેલાંનાં સાધનોનો પરિત્યાગ કરે છે અને ઉત્તર ભૂમિકાને પ્રાપ્ત કરવાના સાધનને કરતો પણ રહે છે. જે મુમુક્ષુ પહેલી ભૂમિકાના સાધનને પરિત્યાગ કર્યા વિના ઉત્તર ભૂમિકાનું આધન કરવા જાય તેની ભૂમિકા પણ દૃઢ થતી નથી. ઉલટું ખેતી મોટી થયા પછી પણ ખેતરને ખેડીને ખેતીને બગાડનાર ખેડુતની માફક બુદ્ધિહીન કહેવાય છે. તે કારણથી મુમુક્ષુએ પ્રથમ અવસ્થામાં કરવાને કહેલાં જે સાધન છે તેને તેનું ફલ પ્રાપ્ત થતાં પરિત્યાગ કરવું જોઇએ. નહિંતો ઉત્તર સાધનમાં દઢતા થવી સંભવ નથી. જો તેમ ન હોય તો ત્યાગાશ્રમનું વિધાન કરવાની આવશ્યકતા જ નહોતી. કર્મના ઝઘડાથી વિચારમાં ખામી રહેવાનો સંભવ જોઇને ત્યાગનું વિધાન કર્યું છે. ફરી ત્યાગનો સ્વીકાર કરીને પણ પૂર્વાશ્રમને ઉચિત કર્મ કરે તો તે વિઘ્ન રૂપ કહેવાશે. માટે સર્વ વસ્તુનો ત્યાગ કરી પરમાત્મપરાયણ થયેલા યતિ, યોગી, તથા ભક્ત એ સર્વને પરામાત્મામાં નિષ્ઠા પ્રાપ્ત કરવામાં **ભોગ, ધર્મ** તથા **જ્ઞાન** રૂપ વિઘ્ન કહ્યાં છે તે બરાબર છે. પરમાત્મામાં સ્થિર બુદ્ધિ કરવાની ઇચ્છા વાળાને માટે મોક્ષની ઇચ્છાનો પણ પરિત્યાગ કરવાની આવશ્યકતા છે. **કેવલ બ્રહ્માકાર વૃત્તિની સ્થિતિ કરવાને માટે સર્વ પદાર્થમાં બ્રહ્મદર્શન વિના બાકી સર્વ સાધન અનર્થ રૂપ જ છે.**

વળી વિષય પદાર્થની અભિલાષા નિવૃત્ત થઈ ચૂકી છે, મન ભોગ્ય પદાર્થને અધીન થતું નથી, તો પછી ફરી વિષયોમાં દોષદૃષ્ટિ રૂપ વૈરાગ્યના સાધનનો અભ્યાસ કરવાની આવશ્યકતા રહેતી નથી. આ પ્રમાણે જ્યાં સુધી બ્રહ્મના સ્વરૂપને જાણે નહી, ત્યાંસુધી જ શ્રવણની આવશ્યકતા રહે છે, પછી નહી, અને મનન સંશય નિવૃત્ત થતા સુધી જ કરવાની આવશ્યકતા રહે છે, અને વિપર્યયની નિવૃત્તિ થતા સુધી જ નિદિધ્યાસનની પણ આવશ્યકતા છે. અને જ્યારે શ્રવણ વડે બ્રહ્મને જાણ્યું, મનન વડે નિશ્ચય પણ કર્યો, અને નિદિધ્યાસન વડે વિપરીત ભાવના પણ નિવૃત્ત કરી, તો પછી સાક્ષાત્કારને માટે કેવલ **બ્રહ્મનિષ્ઠા** જ કરવાની આવશ્યકતા છે. "હું બ્રહ્મ છું" એવા ઉપનિષદાદિ દ્વારા પ્રાપ્ત થયેલા જ્ઞાન વડે પોતે ચુપ થઈ ને બેસી રહેવુ તેનું નામ પણ બ્રહ્મનિષ્ઠા નથી. પરન્તુ જે જે વસ્તુને જુએ છે, અને જે જે વસ્તુને સાંભળે છે, અને સુંઘે છે, તથા સ્પર્શ કરે છે તે સર્વ બ્રહ્મ રૂપ જ છે એવો જ વિચાર કરીને સર્વથી ઉપરામ પામવું. તેવી રીતે પોતાના શરીરના નિર્વાહ માટે ભોજન સ્નાનાદિ કરતા હોય તે પણ બ્રહ્મદૃષ્ટિથી જ કરવાં. એ પ્રમાણે હમેશાં બ્રહ્માકાર

વૃત્તિને જ સ્થિર રાખવી તેનું નામ જ બ્રહ્મનિષ્ઠા છે. એ પ્રમાણે સર્વમાં બ્રહ્મદૃષ્ટિ કરતા સતા પરેચ્છા પ્રારબ્ધને વશ થઈને કાલક્ષેપ કરનાર પરોક્ષ અનુભવ વાળાને અપરોક્ષ અનુભવ થાય છે. અને અપરોક્ષ અનુભવ થયા પછી, સાધનોના અનુષ્ઠાનના નિમિત્તથી જે ક્લેશ હતા તે નિવૃત્ત થવાથી તથા સ્વરૂપાનન્દના અનુભવથી તેના મનમાં સર્વ પ્રકારની તૃપ્તિ થાય છે, અને પોતાને કૃતકૃત્ય માને છે. તે તૃપ્તિ તથા કૃતકૃત્યતાનું સ્વરૂપ પંચદશીમાં નીચે પ્રમાણે બતાવ્યું છેઃ—

दुःखिनोऽज्ञा संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।
परमानन्दपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ पं. द प्र. ७–२५५ ॥

અર્થઃ—પુત્રાદિની અપેક્ષાથી દુઃખી થતા અજ્ઞાની લોક સંસારને ભલે પ્રાપ્ત થાય. હું પરમાનન્દ પરિપૂર્ણ કઈ વસ્તુની ઇચ્છાથી સંસારને પ્રાપ્ત થાઉં? અર્થાત્ પ્રાપ્ત નહીં થાઉં. વળી—

अनुतिष्ठन्तु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥ ,, ॥२५६॥

અર્થઃ—જે લોક પરલોકની પ્રાપ્તિની ઇચ્છા વાળા છે તે લોક નાના પ્રકારના કર્મો ભલે કરે. હું સ્વયં સર્વ લોક રૂપ જ છું. તેથી કર્મ કરીને કયા નવા લોકોને પ્રાપ્ત કરવાના છે? અર્થાત્ કોઈ પણ પ્રાપ્ત કરવાના રહ્યા નથી. માટે હું કયા પ્રયોજનને માટે અનુષ્ઠાન કરૂં અને કેમ કરૂં? અર્થાત્ નથી કરી શકતો.

व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयन्तु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥ ,, ॥२५७॥

અર્થઃ—શાસ્ત્રોક્ત વ્યાખ્યા કરવામાં તથા વેદો ભણાવવામાં જે અધિકારી હોય તેઓ ભલે તેમ કરે. હું તો અક્રિય હોવાથી અર્થાત્ ક્રિયાથી રહિત હોવાથી શાસ્ત્રોની વ્યાખ્યા કરવી આદિમાં મારો અધિકાર નથી. વળી—

शृण्वन्त्वज्ञाततत्त्वास्ते जानन् कस्माच्छृणोम्यहम् ।
मन्यन्तां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥

અર્થઃ—જે લોક તત્ત્વને જાણતા નથી તે લોક ભલે શ્રવણ કરે. અને સંશય હોય તે મનન કરે. જેને સંશય નથી એવો હું શા માટે મનન કરૂં? અર્થાત્ ન કરૂં.

विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्ययात् ।
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् । ,, ॥२६१॥

અર્થ—અને જેને વિપરીત ભાવના હોય તે તેની નિવૃત્તિને માટે નિદિધ્યાસન કરે. પરન્તુ દેહમાં આત્મત્વબુદ્ધિ રૂપ વિપર્યયને હું કદાપિ પ્રાપ્ત થતો નથી. તેથી હું તો નિદિધ્યાસન પણ કરતો નથી.

विरलत्वं व्यवहृतेरिष्टं चेद्धानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः ॥ ,, ॥२६४॥

અર્થઃ—વ્યવહારની ન્યૂનતા ઇષ્ટ છે, માટે અવશ્ય ધ્યાન કરવું જોઈએ—એમ જો તમે કહો તો તમે વ્યવહારની ન્યૂનતાને માટે ધ્યાન કરો. પરન્તુ વ્યવહારને અબાધક સમજતો હું કેવી રીતે ધ્યાન કરૂં? અર્થાત્ ન કરૂં.

ઘાસ આદિ નીંદીને કાઢી નાંખવામાં તત્પર રહેનાર ખેડુતની ખેતીની રક્ષા થાય છે, અને તે જ બુદ્ધિમાન્ ગણાય છે.

તેવી રીતે મોક્ષ રૂપી ખેતીને પરિપકવ કરવાની ઇચ્છા વાળા મુમુક્ષુ ખેડુતનું પણ મોક્ષ રૂપી અન્ન પ્રાપ્ત કરવામાં જ મુખ્ય લક્ષ્ય છે. નિષ્કામ કર્માદિ ખેડવાની તુલ્ય કાર્ય લક્ષ્ય હોતુ નથી, તેમ બીજું કોઇ ધર્માચરણ કરવામાં પણ લક્ષ્ય હોતું નથી. પરન્તુ નિષ્કામ કર્મ દ્વારા ચિત્તશુદ્ધિ કર્યા વિના તે જ્ઞાનનો અધિકારી થઇ શકતો નથી. અને તે વિના મોક્ષ પણ મળવાનો નથી. તેથી ખેડુતની માફક તે પરવશ થઇને કર્મ કરે છે. કર્મ કરીને અન્તઃકરણની શુદ્ધિ થયા બાદ બ્રહ્મવિચાર કરવાને માટે સુગમતા પ્રાપ્ત કરવાને કર્મનો પરિત્યાગ કરે છે. અને શ્રવણ, મનન, નિદિધ્યાસનમાં તત્પર રહે છે. તેવી રીતે મુમુક્ષુ ક્રમે ક્રમે જ્ઞાનની એક એક ભૂમિકાને પ્રાપ્ત કરે છે, અને ઉત્તર ઉત્તર ભૂમિકાની પ્રાપ્તિ કરવાની સુગમતાને માટે પહેલાંનાં સાધનોનો પરિત્યાગ કરે છે અને ઉત્તર ભૂમિકાને પ્રાપ્ત કરવાના સાધનને કરતો પણ રહે છે. જે મુમુક્ષુ પહેલી ભૂમિકાના સાધનને પરિત્યાગ કર્યા વિના ઉત્તર ભૂમિકાનું સાધન કરવા જાય તેની ભૂમિકા પણ દઢ થતી નથી. ઉલટું ખેતી મોટી થયા પછી પણ ખેતરને ખેડીને ખેતીને બગાડનાર ખેડુતની માફક બુદ્ધિહીન કહેવાય છે. તે કારણથી મુમુક્ષુએ પ્રથમ અવસ્થામાં કરવાને કહેલાં જે સાધન છે તેને તેનું ફલ પ્રાપ્ત થતાં પરિત્યાગ કરવું જોઇએ. નહિંતો ઉત્તર સાધનમાં દઢતા થવી સંભવ નથી. જો તેમ ન હોય તો ત્યાગાશ્રમનું વિધાન કરવાની આવશ્યકતા જ નહોતી. કર્મના ઝઘડાથી વિચારમાં ખામી રહેવાનો સંભવ જોઇને ત્યાગનું વિધાન કર્યું છે. ફરી ત્યાગનો સ્વીકાર કરીને પણ પૂર્વાશ્રમને ઉચિત કર્મ કરે તો તે વિઘ્ન રૂપ કહેવાશે. માટે સર્વ વસ્તુનો ત્યાગ કરી પરમાત્મપરાયણ થયેલા યતિ, યોગી, તથા ભક્ત એ સર્વને પરામાત્મામાં નિષ્ઠા પ્રાપ્ત કરવામાં **ભોગ, ધર્મ** તથા **જ્ઞાન** રૂપ વિઘ્ન કહ્યાં છે તે બરાબર છે. પરમાત્મામાં સ્થિર બુદ્ધિ કરવાની ઇચ્છા વાળાને માટે મોક્ષની ઇચ્છાનો પણ પરિત્યાગ કરવાની આવશ્યકતા છે. કેવલ **બ્રહ્માકાર વૃત્તિની સ્થિતિ કરવાને માટે સર્વ પદાર્થમાં બ્રહ્મદર્શન વિના બાકી સર્વ સાધન અનર્થ રૂપ જ છે.**

વળી વિષય પદાર્થની અભિલાષા નિવૃત્ત થઈ ચૂકી છે, મન ભોગ્ય પદાર્થને અધીન થતું નથી, તો પછી ફરી વિષયોમાં દોષદષ્ટિ રૂપ વૈરાગ્યના સાધનનો અભ્યાસ કરવાની આવશ્યકતા રહેતી નથી. આ પ્રમાણે જ્યાં સુધી બ્રહ્મના સ્વરૂપને જાણે નહીં, ત્યાંસુધી જ શ્રવણની આવશ્યકતા રહે છે, પછી નહી; અને મનન સંશય નિવૃત્ત થતા સુધી જ કરવાની આવશ્યકતા રહે છે; અને વિપર્યયની નિવૃત્તિ થતા સુધી જ નિદિધ્યાસનની પણ આવશ્યકતા છે. અને જ્યારે શ્રવણ વડે બ્રહ્મને જાણ્યું, મનન વડે નિશ્ચય પણ કર્યો, અને નિદિધ્યાસન વડે વિપરીત ભાવના પણ નિવૃત્ત કરી, તો પછી સાક્ષાત્કારને માટે કેવલ **બ્રહ્મનિષ્ઠા** જ કરવાની આવશ્યકતા છે. "હુ બ્રહ્મ છુ" એવા ઉપનિષદાદિ દ્વારા પ્રાપ્ત થયેલા જ્ઞાન વડે પોતે ચુપ થઈ ને બેસી રહેવું તેનું નામ પણ બ્રહ્મનિષ્ઠા નથી. પરન્તુ જે જે વસ્તુને જુએ છે, અને જે જે વસ્તુને સાંભળે છે, અને સુંઘે છે, તથા સ્પર્શ કરે છે તે સર્વ બ્રહ્મ રૂપ જ છે એવો જ વિચાર કરીને સર્વથી ઉપરામ પામવું. તેવી રીતે પોતાના શરીરના નિર્વાહ માટે ભોજન સ્નાનાદિ કરતા હોય તે પણ બ્રહ્મદૃષ્ટિથી જ કરવાં. એ પ્રમાણે હમેશાં બ્રહ્માકાર

વૃત્તિને જ સ્થિર રાખવી તેનું નામ જ બ્રહ્મનિષ્ઠા છે. એ પ્રમાણે સર્વમાં બ્રહ્મદષ્ટિ કરતા સતા પરેચ્છા પ્રારબ્ધને વશ થઈને કાલક્ષેપ કરનાર પરોક્ષ અનુભવ વાળાને અપરોક્ષ અનુભવ થાય છે. અને અપરોક્ષ અનુભવ થયા પછી, સાધનોના અનુષ્ઠાનના નિમિત્તથી જે કલેશ હતા તે નિવૃત્ત થવાથી તથા સ્વરૂપાનન્દના અનુભવથી તેના મનમાં સર્વ પ્રકારની તૃપ્તિ થાય છે, અને પોતાને કૃતકૃત્ય માને છે. તે તૃપ્તિ તથા કૃતકૃત્યતાનું સ્વરૂપ પંચદશીમાં નીચે પ્રમાણે બતાવ્યું છેઃ—

दुःखिनोऽज्ञा संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।
परमानन्दपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ पं. द प्र. ७—२५५ ॥

અર્થઃ—પુત્રાદિની અપેક્ષાથી દુઃખી થતા અજ્ઞાની લોક સંસારને ભલે પ્રાપ્ત થાય. હું પરમાનન્દ પરિપૂર્ણ કઈ વસ્તુની ઇચ્છાથી સંસારને પ્રાપ્ત થાઉં ? અર્થાત્ પ્રાપ્ત નહી થાઉં. વળી—

अनुतिष्ठन्तु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥ ,, ॥२५६॥

અર્થઃ—જે લોક પરલોકની પ્રાપ્તિની ઇચ્છા વાળા છે તે લોક નાના પ્રકારના કર્મો ભલે કરે. હું સ્વયં સર્વ લોક રૂપ જ છું. તેથી કર્મ કરીને કયા નવા લોકોને પ્રાપ્ત કરવાના છે ? અર્થાત્ કોઈ પણ પ્રાપ્ત કરવાના રહ્યા નથી. માટે હું કયા પ્રયોજનને માટે અનુષ્ઠાન કરૂં અને કેમ કરૂં ? અર્થાત્ નથી કરી શકતો.

व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयन्तु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥ ,, ॥२५७॥

અર્થઃ—શાસ્ત્રોક્ત વ્યાખ્યા કરવામાં તથા વેદો ભણાવવામાં જે અધિકારી હોય તેઓ ભલે તેમ કરે. હું તો અક્રિય હોવાથી અર્થાત્ ક્રિયાથી રહિત હોવાથી શાસ્ત્રોની વ્યાખ્યા કરવી આદિમાં મારો અધિકાર નથી. વળી—

शृण्वन्त्वज्ञाततत्त्वास्ते जानन् कस्माच्छृणोम्यहम् ।
मन्यन्तां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥

અર્થઃ—જે લોક તત્વને જાણતા નથી તે લોક ભલે શ્રવણ કરે. અને સંશય હોય તે મનન કરે. જેને સંશય નથી એવો હું શા માટે મનન કરૂં ? અર્થાત્ ન કરૂં

विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्ययात् ।
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् । ,, ॥२६१॥

અર્થ—અને જેને વિપરીત ભાવના હોય તે તેની નિવૃત્તિને માટે નિદિધ્યાસન કરે. પરન્તુ દેહમાં આત્મત્વબુદ્ધિ રૂપ વિપર્યયને હું કદાપિ પ્રાપ્ત થતો નથી. તેથી હું તો નિદિધ્યાસન પણ કરતો નથી.

विरलत्वं व्यवहृतेरिष्टं चेद्धानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः ॥ ,, ॥२६४॥

અર્થઃ—વ્યવહારની ન્યૂનતા ઇષ્ટ છે, માટે અવશ્ય ધ્યાન કરવું જોઈએ—એમ જો તમે કહો તો તમે વ્યવહારની ન્યૂનતાને માટે ધ્યાન કરો. પરન્તુ વ્યવહારને અબાધક સમઝતો હું કેવી રીતે ધ્યાન કરૂં ? અર્થાત્ ન કરૂં.

विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।
विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः ,, ॥२६५॥

અર્થઃ—જે કારણથી મને વિક્ષેપ નથી તે કારણથી મારે સમાધિ પણ નથી. જેના મનમાં વિકાર હોય તેને જ વિક્ષેપ થાય છે, અને તેને સમાધિની જરૂર છે, બીજાને નહીં.

नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक् ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः ॥ ,, ॥२६६॥

અર્થઃ—મનમાં વિકાર નહીં હોવાથી સમાધિની આવશ્યકતા નથી, તથાપિ સમાધિના ફલ રૂપ અનુભવ તો સંપાદન કરવાનો છે, માટે સમાધિ તો કરવી જ પડશે એમ કહેવું પણ બને નહીં, કેમકે હું તો હમેશાં અનુભવ રૂપ જ છું. અને અનુભવ રૂપ એવો જે હું તેને હવે બીજો કયો અનુભવ થવાનો છે ? અર્થાત્ નથી થવાનો. માટે હું કર્તવ્ય કરી ચૂક્યો છું, હવે બાકી કોઇ કર્તવ્ય રહ્યું નથી. અને પ્રાપ્ત કરવા યોગ્ય જે વસ્તુ હતી તે તો અવશ્ય પ્રાપ્ત થઈ ચૂકી છે. આ પ્રમાણે જ તત્ત્વવેત્તાનો નિશ્ચય હોય છે.

તથાપિ અપરોક્ષ જ્ઞાની જીવન્મુક્તને પણ કાલક્ષેપ પ્રારબ્ધને અધીન હોય છે, કેમકે ભોગમાં તત્ત્વવેત્તાને સ્વતન્ત્રતા નથી. માટે શાસ્ત્રમાં પ્રારબ્ધને અનુસાર જ્ઞાનીને પણ અનિયમિત પ્રવૃત્તિનો સંભવ કહ્યો છે. તે પણ પઞ્ચદશીમાં બતાવ્યો છે.

व्यवहारो लौकिको वा शास्त्रीयो वान्यथापि वा ।
ममाकर्तुरलेपस्य यथारब्धं प्रवर्तताम् ॥ ,, ॥२६७॥

અર્થઃ—અથવા અમારો સ્નાન, ભિક્ષા, આદિ લૌકિક વ્યવહાર હો, અથવા ધ્યાન સમાધિ આદિ શાસ્ત્રીય વ્યવહાર હો, અથવા એ બંનેથી અન્ય નિષિદ્ધ વ્યવહાર હો–કર્તૃત્વ અને ભોક્તૃત્વ રહિત એવા મારી પ્રવૃત્તિ પ્રારબ્ધ કર્મને અનુસાર હો.

अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।
शास्त्रीयेणैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः । ,, ॥२६८॥

અર્થઃ—અથવા હું કૃતકૃત્ય હોવા છતાં પણ લોકોનો અનુગ્રહ (ઉપકાર) કરવાની ઇચ્છાથી શાસ્ત્રોક્ત માર્ગે જ વર્તાવ કરૂં તો પણ અમારી શી ક્ષતિ છે ? અર્થાત્ કોઇપણ હાનિ નથી.

देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।
तारं जपतु वाक् तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥ ,, ॥२६९॥
विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानन्दे विलीयताम् ।
साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥ ,, ॥२७०॥

અર્થઃ-દેવપૂજા તથા સ્નાન, શૌચ, ભિક્ષા આદિમાં અમારૂં શરીર વર્તે, અને વાણી પ્રણવનો જપ કરે અથવા વેદાન્ત શાસ્ત્રને ભણે, અને બુદ્ધિ પરમાત્માનું ધ્યાન કરે અથવા બ્રહ્માનન્દમાં લીન થઇ જાઓ. તોપણ હું સાક્ષી એમાંનો કોઇ પણ વ્યવહાર કરતો કે કરાવતો નથી.

આ પ્રમાણે અપરોક્ષ અનુભવ વાળા તત્ત્વવેત્તાને પણ પોતાના પ્રારબ્ધને અનુસાર અલૌકિક અથવા શાસ્ત્રીય અથવા નિષિદ્ધ વ્યવહાર હોવાનો સંભવ છે. પરન્તુ અપરોક્ષ અનુભવને માટે

તો બ્રહ્મનિષ્ઠા કરવી જ જોઈએ. તેમાં કોઇપણ શંકા નથી, કેમકે ધર્મ અધર્મ સર્વને છોડીને જ્યાં સુધી નિષ્ઠા કરવામાં નહીં આવે ત્યાં સુધી જ્ઞાન પણ થવાનું નથી, **કેમકે બ્રહ્મનિષ્ઠા જ્ઞાનપ્રાપ્તિનું સાધન છે.** અને નિષ્ઠા વિના નિદિધ્યાસનની પરિપક્વ અવસ્થા થતી નથી એવો વેદાન્તશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. અને અપરોક્ષ અનુભવ થયા પછી તત્ત્વવેત્તાની પ્રારબ્ધને અનુસાર પ્રવૃત્તિ હોવાનો સંભવ શાસ્ત્રમાં કહ્યો છે. અને બ્રહ્મનિષ્ઠા જ્ઞાનનું સાધન હોવાથી તે સમયે પુરૂષાર્થ પ્રધાન જ વ્યવહાર થાય છે. સાધન અવસ્થામાં પ્રારબ્ધને તથા તત્ત્વવેત્તાપણાને પણ માનનાર કેવલ પ્રમાદી અને અજ્ઞાની છે, કેમકે પ્રારબ્ધ કેવલ ભોગમાં સન્તોષ રાખવાને માટે જ શાસ્ત્રમાં કહ્યું છે.

અને તત્ત્વવેત્તાને પણ પ્રારબ્ધને અનુસાર જ ભોગ હોય છે, તથાપિ તેની પણ કાંઈ મર્યાદા હોય છે, કેમકે **પ્રારબ્ધ** નામ પૂર્વ જન્મમાં કરેલા પુરૂષાર્થ રૂપ કર્મનું ફલ છે. તેથી તત્તત્ આશ્રમમાં સ્થિત મનુષ્યોનું વિરૂદ્ધ આચરણ જોવામાં આવે તો ત્યાં પ્રારબ્ધની કલ્પના થતી નથી, પરન્તુ ત્યાં પ્રમાદને જ માનવો પડશે. નહિં તો ચોરાદિને દણ્ડ દેવો આદિ સર્વ પાપનું જ કારણ થશે. તો ગુરૂ શાસ્ત્ર ધર્માચરણાદિ સર્વ ઉન્મત્તના કથન રૂપ થશે.

સંપૂર્ણ જગત્ના પદાર્થોને દોષ રૂપ જાણીને તેમનો પરિત્યાગ કર્યો, વિચાર વડે આત્મજ્ઞાન પણ પ્રાપ્ત કર્યું, અને બ્રહ્મનિષ્ઠા પણ થઈ. છતાં ફરી પહેલાં પ્રૈષોચ્ચારણ કાલમાં ત્યાગેલી વસ્તુને ગ્રહણ કરી તેમાં પ્રારબ્ધનું કારણ ઉભું કરવું તે કથન સર્વ લોકને હાંસીનું કારણ થશે. ત્યાગીને એવું વિરૂદ્ધ રીતિનું પ્રારબ્ધ બાધા કરતું હોય તો પ્રારબ્ધના બલથી તત્ત્વજ્ઞાનીને નરકપ્રાપ્તિ પણ અવશ્ય થશે. માટે તત્ત્વવેત્તાને નરકથી બચાવવાને માટે પ્રારબ્ધને યુક્તિથી માનવું જોઇએ.

વળી જ્યારે આત્મજ્ઞાનને માટે જપ તપ આદિ ધર્માચરણોને છોડી બ્રહ્મનિષ્ઠા કરવી જોઇએ એમ કહો તો નિષ્કામ કર્મયોગીને માટે જ્ઞાન પ્રાપ્તિ કહી છે તે વિરૂદ્ધ થશે, કેમકે નિષ્કામ કર્મયોગી કોઈ કર્મનો ત્યાગ કરતો નથી. અને કર્મના ત્યાગ વિના બ્રહ્મનિષ્ઠા બનતી નથી. અને બ્રહ્મનિષ્ઠા નહીં કરે તો આત્મજ્ઞાન પણ થવાનું નથી. અને જ્ઞાન ન થવાથી મોક્ષ મળવાનો પણ સંભવ નથી—એવી જો કોઈ શંકા કરે તો તેનું સમાધાન નીચે પ્રમાણે સમઝવું જોઇએ.

*નિષ્કામ કર્મયોગ પ્રકરણમાં સંન્યાસઃ કર્મયોગશ્ચ નિઃશ્રેયસકરાવુભૌ ।* આ શ્લોકમાં **કર્મસંન્યાસ** દ્વારા આત્મવિચાર કરીને જ્ઞાન પ્રાપ્ત કરનારને જે મોક્ષ રૂપ ફળ મળે છે તે જ મોક્ષ રૂપ ફલ અન્તઃકરણની શુદ્ધિ થયા બાદ પણ બ્રહ્માર્પણ બુદ્ધિથી કર્મ કરતા સતા આત્મવિચારથી જ્ઞાન પ્રાપ્ત કરનાર નિષ્કામ કર્મયોગીને માટે પણ કહ્યું છે. અને સંન્યાસ પ્રકરણમાં વિધિપૂર્વક કર્મનો પરિત્યાગ કરીને બ્રહ્મવિચાર કરવાને માટે ચતુર્થાશ્રમનો સ્વીકાર કરનાર એક કોટિના સંન્યાસી, અને ગૃહસ્થાશ્રમમાં જ રહી આત્મવિચાર વડે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને જીવન્મુક્તિના સુખને માટે સંન્યાસ લેનાર બીજી કોટિના સંન્યાસી, તથા ગૃહસ્થાશ્રમમાં રહીને અન્તઃકરણની શુદ્ધિ થયા બાદ પણ નિષ્કામ કર્મના અનુષ્ઠાનને ચાલુ રાખનાર આત્મવિચારથી જ્ઞાન પ્રાપ્ત કરીને પણ જીવન્મુક્તિના સુખને માટે સંન્યાસ સ્વીકાર કર્યા વિના લોકસંગ્રહને માટે મરણ પર્યન્ત કર્મ કરતા રહેનાર ત્રીજી પ્રકારના સંન્યાસી પણ કહ્યા છે.

વળી લોકસંગ્રહ કરવાની ઇચ્છાથી નિષ્કામ કર્મોને કરનાર તત્ત્વવેત્તા ગૃહસ્થાશ્રમીનાં સર્વ કર્મ બ્રહ્મબુદ્ધિથી જ થાય છે.

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ „ ४-२४ ॥

અર્થ:—આ શ્લોકથી યજ્ઞના સાધનરૂપ ચમસ, સરવો, આદિ, તથા ચરૂ પુરોડાશાદિ,અને અગ્નિ તથા હોતા આદિ કર્મ કરનાર કર્તા–એ સર્વમાં બ્રહ્મદૃષ્ટિ કરવાને માટે આ શ્લોકથી બતાવ્યું છે. સંપૂર્ણ કર્મને તથા કરણ આદિને જ બ્રહ્મ રૂપે દેખવાં તે જ બ્રહ્મદૃષ્ટિ અથવા બ્રહ્મનિષ્ઠાનું સ્વરૂપ છે. અને કર્મસંન્યાસીએ સ્વરૂપથી કર્મનો ત્યાગ કરેલો હોવાથી તેનાથી યજ્ઞાદિ કર્મ થતું નથી. તેથી તેના પ્રતિ "ब्रह्मार्पणं" ઇત્યાદિ ઉપદેશ નહીં કરતું સતું શાસ્ત્ર સર્વ વસ્તુ માત્રને, તથા દેખવું, સાંભળવું, સ્પર્શ કરવો એ સર્વને બ્રહ્મ રૂપે દેખવા રૂપ બ્રહ્મનિષ્ઠા બતાવી છે. અને કર્મીને પણ કર્મનાં સર્વ સાધનમાં બ્રહ્મદૃષ્ટિ રૂપ બ્રહ્મનિષ્ઠા બતાવી છે. પરન્તુ આત્મજ્ઞાનમાં ઉપયોગી બ્રહ્મનિષ્ઠા બંનેને પણ છે. વળી—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ भ. गी. अ. ९-२७ ॥

અર્થ:—આ શ્લોકમાં અર્જુન પ્રતિ–જે તું ખાય છે, જે હવનાદિ કર્મ કરે છે, જે કાંઇ દાન કરે છે, જે કાંઇ તપ કરે છે, હે કુન્તીપુત્ર! તે સર્વ મને અર્પણ કર એમ કહે છે.

આ શ્લોક બ્રહ્મનિષ્ઠાના પરમ તત્ત્વને જ ભગવાને કહ્યું છે. અને "शुभाशुभफलैः" આ ૨૮ મા શ્લોકથી પૂર્વોક્ત પ્રકારનું બ્રહ્મનિષ્ઠાનું ફલ મોક્ષ જ છે એ પણ ભગવાને સ્પષ્ટ કહ્યું છે. માટે કર્મયોગીને બ્રહ્મનિષ્ઠા થતી નથી, અને નિષ્ઠા નહીં હોવાથી આત્મજ્ઞાન અને મોક્ષપણ થશે નહીં એ સર્વ કથન શાસ્ત્રાનુસાર નહીં હોવાથી પરિત્યાગ કરવા યોગ્ય છે. માટે આત્મજ્ઞાન થવાને માટે સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને બ્રહ્મનિષ્ઠા કરવી જોઇએ એ જ્ઞાનમાર્ગનો સિદ્ધાન્ત છે.

તેવી જ રીતે ભક્તિયોગનું અનુષ્ઠાન કરનારને પણ સાધનભક્તિનું અનુષ્ઠાન કરતા સતા પરાભક્તિની પ્રાપ્તિ કરવાને માટે પરમાત્મામાં નિષ્ઠા કરવાને માટે આવશ્યકતા શાસ્ત્રમાં કહી છે. જ્ઞાની તથા ભક્ત એ બંનેને માટે પરમાત્મામાં નિષ્ઠા કરવાની રીતિ એક જ છે, કોઇ ભેદ નથી. તથાપિ અધિકારીભેદથી સાધનમાં ભેદ કહ્યો છે. પરન્તુ જ્યારે નિષ્ઠા કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે ત્યારે નિષ્ઠા કરવાની રીતિ બંનેને એક જ હોય છે. તથાપિ પરમાત્મામાં નિષ્ઠા કરનાર ભક્ત લોકોની સ્થિતિ કેવી હોય છે તેને અહીં કહીએ છીએ. અને પરમાત્મામાં નિષ્ઠા કરનારની નિષ્ઠા પરિપક્વ થતાં કેવો સ્વભાવ થાય છે તે ભાગવતમાં નીચે પ્રમાણે કહ્યો છે.

आसीनः पर्यटन्नश्नञ्छयानः प्रपिबन्ब्रुवन् ।
नानुसंधत्त एतानि गोविन्दपरिरंभितः ॥ भा० स्क० ७, अ० ४-३८ ॥

અર્થ:—પરમાત્મામાં નિષ્ઠા કરનાર ભક્ત બેઠેલા હોય અથવા વિચરવું આદિ કર્મ કરતા હોય તોપણ તેના અન્તઃકરણની વૃત્તિ પરમાત્માકાર હોવાથી તે પણ બાહ્ય વ્યવહારને જાણતો નથી. તે જે કરે છે તેનું તેને ભાન રહેતું નથી. વળી—

न्यस्तक्रीडनको बालो जडवत्तन्मयस्तथा ।
कृष्णग्रहगृहीतात्मा न वेद जगदीदृशम् ॥ „ ॥ २७ ॥

અર્થઃ—બાલક રમકડાથી ખૂબ રમીને પછી રમકડાને છોડી દેવા છતાં પણ ચિત્ત રમકડામાં જ રહે છે. તેવી રીતે રાગ દ્વેષથી રહિત ભક્તનું ચિત્ત સંસારના વિષયોમાંથી હઠીને પરમાત્મા (**कृष्णग्रह**)માં જ લાગેલું છે, તેથી તે આ જગતને જાણતા નથી એવું નિષ્ઠાનું ફલ કહ્યું છે.

આ પ્રકારની નિષ્ઠા પ્રાપ્ત કરવાને માટે ભગવાન્ અર્જુન પ્રતિ—

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**

**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥** भ. गी. अ. १८–६६ ॥

અર્થઃ—આ શ્લોકથી વર્ણધર્મ તથા આશ્રમ ધર્માદિ સર્વ છોડીને પરમેશ્વર પરાયણ થવાને ઉપદેશ દીધો છે, કેમકે સર્વનો ત્યાગ કરીને ઈશ્વર પરાયણ થવાથી જ નિષ્ઠાની પ્રાપ્તિ થાય છે. ઈશ્વરમાં નિષ્ઠા કરનાર ભક્તોની નિષ્ઠાની પરમ અવધિને જ **પરાભક્તિ** કહી છે.

તેવી રીતે નિર્વિકલ્પ સમાધિનો અભ્યાસ કરનાર યોગીને પણ તે પહેલાં પ્રાણાયામાદિક સિદ્ધ કરવાને માટે કરવામાં આવતા ધૌતિકર્મ આદિની આવશ્યકતા રહેતી નથી. અને પ્રાણાયામ સિદ્ધ થયા પછી ભોજનાદિના પ્રત્યેક નિયમોની પણ આવશ્યકતા રહેતી નથી. અને સમાધિના અભ્યાસ કાલમાં બીજાં સાધનોનું અનુષ્ઠાન કરવાથી અથવા અન્ય કોઇ ધાર્મિક કાર્યમાં તત્પર રહેવાથી તેનાથી સમાધિ થવાની નથી. માટે સમાધિ પ્રાપ્ત કરવાને માટે પૂર્વ પૂર્વનાં સાધનોનો પરિત્યાગ કરવાની આવશ્યકતા છે. તેથી તે પૂર્વ પૂર્વ સાધનોને સમાધિના અભ્યાસકાલમાં વિઘ્ન રૂપ કહ્યાં છે તે બરાબર છે.

ઇતિ સમાધિનાં વિઘ્નોનું નિરૂપણ અ. ૨ સ. ૨ સમાપ્ત.

## અધ્યાય ૨. સર્ગ. ૩.

### મેદાદિ રૂપ દોષની નિવૃત્તિના ઉપાયનું નિરૂપણ.

ઉપરના સર્ગમાં અભ્યાસી મનુષ્યને નિવૃત્ત કરવા યોગ્ય ભોગાદિ વિઘ્નોનું નિરૂપણ કરીને, હવે આ સર્ગમાં, જે મનુષ્યોને મેદાદિ અધિક હોય તેને પ્રાણાયામ કરવાને માટે હરકત પડે છે. તેને માટે પ્રાણાયામ શુદ્ધ કરતા પહેલાં જ દેહશુદ્ધિ કરવાને માટે જે ઉપાય શાસ્ત્રમાં કહેલા છે તેનું નિરૂપણ કરીએ છીએ.

**मेदः श्लेष्माधिकः पूर्वं षट्कर्माणि समाचरेत् ।**

**अन्यस्तु नाचरेत्तानि दोषाणां समभावतः ॥** ह०यो०प्र०उ०२, श्लो० २१ ॥

અર્થઃ—જે મનુષ્યના શરીરમાં મેદ તથા શ્લેષ્મ અધિક હોવાના કારણથી પ્રાણાયામાદિમાં હરકત થતી હોય, તેણે પ્રાણાયામના અભ્યાસ પહેલાં છ કર્મ કરવાં જોઈએ. અને જેના શરીરમાં મેદ તથા શ્લેષ્મની અધિકતા નથી તેના શરીરમાં દોષ સમાન ભાવથી હોય છે. માટે તે મનુષ્ય આ છ કર્મ ન કરે અથાત્ તેણે ષટ્ કર્મ નહીં કરવાથી પણ પ્રાણાયામ કરવામાં હરકત પડતી નથી. અને—

**धौतिर्बस्तिस्तथा नेतिस्त्राटकं नौलिकं तथा ।**

**कपालभातिश्चैतानि षट्कर्माणि प्रचक्षते ॥** ,, ॥ २२ ॥

અર્થઃ—ધૌતિ બસ્તિ, નેતિ, ત્રાટક, નૌલિક અને કપાલભાતિ એ ૭ કર્મ કહે છે તે મધ્યે.

अन्तर्धौतिर्दन्तधौतिर्हृद्धौतिर्मूलशोधनम् ।
धौतिं चतुर्विधां कृत्वा घटं कुर्वन्ति निर्मलम् ॥ घे० सं० उ० १-१३ ॥

અર્થઃ—અન્તર્ધૌતિ, દન્તધૌતિ, હૃદ્ધૌતિ અને મૂલશોધન એવાં ચાર પ્રકારનાં ધૌતિકર્મ છે શરીરને અંદરથી શુદ્ધ કરવું તેને અન્તર્ધૌતિ કહે છે. અને દાંતને સ્વચ્છ કરવા તેને દન્તધૌતિ કહે છે. અને હૃદયને નિર્મલ કરવું તેનું નામ હૃદ્ધૌતિ કહે છે. તથા મલદ્વારની શુદ્ધિ કરવી તેનું નામ મૂલશોધન.છે. આ ચાર પ્રકારની બસ્તિથી શરીરને નિર્મલ કરવું જોઇએ. તેમાં—

वातसारं वारिसारं वह्निसारं बहिष्कृतम् ।
घटस्य निर्मलार्थाय अन्तर्धौतिश्चतुर्विधा ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—વાતસાર, વારિસાર, વહ્નિસાર અને બહિષ્કૃત એમ અન્તર્ધૌતિ ચાર પ્રકારની હોય છે. અને—

काकचञ्चुवदास्येन पिबेद्वायुं शनैः शनैः ।
चालयेदुदरं पश्चाद्वर्त्मना रेचयेच्छनैः ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—પોતાના મુખને કાગડાની ચાંચની સમાન કરીને અર્થાત્ હોઠને સંકોચ કરીને ધીમે ધીમે વાયુનું પાન કરે, પછી ઉદરને હલાવે (અર્થાત્ ધુમાવે) ફરી ધીમે ધીમે તે વાયુને મુખ દ્વાર બહાર કાઢે તેને વાતસાર કહે છે.

वातसारं परं गोप्यं देहनिर्मलकारणम् ।
सर्वरोगक्षयकरं देहानलविवर्धनम् ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—આ વાતસાર ધૌતિ ગુપ્ત રાખવા યોગ્ય છે; અને શરીરને નિર્મલ કરવાનું સાધન છે; અને સર્વ રોગોનો નાશ કરનાર છે, અને દેહના અગ્નિને વધારનાર છે. અને—

आकण्ठं पूरयेद्वारि वक्त्रेण च पिबेच्छनैः ।
चारयेदुदरेणैव चोदराद्रेचयेदधः ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—મુખથી ધીમે ધીમે ગળા સુધી પાણી પીને ફરી પેટને હલાવીને તે જલને ગુદાદ્વારા કાઢી નાખે. તેને વારિસાર ધૌતિ કહે છે.અને—

वारिसारं परं गोप्यं देहनिर्मलकारकम् ।
साधयेत्तं प्रयत्नेन देवदेहं प्रपद्यते ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—વારિસાર ધૌતિ પણ બહુ ગુપ્ત રાખવા જેવી છે, તે દેહને શુદ્ધ કરનારી છે તેને મહાન્ યત્નથી સિદ્ધ કરવી જોઇએ. તે વડે દેવતા તુલ્ય શરીર પ્રાપ્ત થાય છે.

नाभिग्रन्थिं मेरुपृष्ठे शतवारं च कारयेत् ।
अग्निसारमियं धौतिर्योगिनां योगसिद्धिदा ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—નાભિગ્રન્થિ અર્થાત્ ડુંટીની ગાંઠને સો વાર મેરૂપૃષ્ઠમાં લગાવે. આ ધૌતિને અગ્નિસાર ધૌતિ કહે છે. આ યોગી લોકોને સિદ્ધિ આપનારી છે.

उदरामयजं त्यक्त्वा जठराग्निं विवर्धयेत् ।
एषा धौतिः परा गोप्या देवनामपि दुर्लभा ॥ ,, ॥ २० ॥

અર્થ:—અને તે પેટના સર્વરોગોને દૂર કરીને જઠરાગ્નિને વધારે છે. આ ધૌતિ બહુ ગુપ્ત છે અને દેવતા લોકોને પણ દુર્લભ છે.

काकीमुद्रां शोधयित्वा पूरयेदुदरं महत् ।
धारयेदर्धयामं तु चालयेदधोवर्त्मना ॥ ,, ॥ २१ ॥

અર્થ:—પ્રથમ કાકીમુદ્રા કરીને અર્થાત્ કાગડાની ચાંચ સમાન મુખ કરીને પેટ ભરીને વાયુનું પાન કરે. ફરી તે પવનને દોઢ કલાક પેટમાં રાખીને ગુદા દ્વારા બહાર કાઢે. તેનું નામ બહિષ્કૃત ધૌતિ છે. હવે દન્તમૂલ ધૌતિનું વિધાન કરે છે.

दन्तमूलं जिह्वामूलं रन्ध्रं च कर्णयुग्मयोः ।
कपालरन्ध्रं पञ्चैते दन्तधौतिं विधीयते ॥ घे० सं० उ० १—२६ ॥

અર્થ:—દાંતની જડને ધોવી, જીભની જડને ધોવી, કાનના બંને છેદને ધોવા, કપાળના છેદને ધોવો એ પાંચ પ્રકારની દન્તધૌતિ હોય છે.

खादिरेण रसेनाथ मृत्तिकया च शुष्कया ।
मार्जयेद्दन्तमूलं च यावत्किल्बिषमाहरेत् ॥ ,, ॥ २७ ॥

અર્થ:—જ્યાં સુધી મેલ દૂર ન થાય ત્યાં સુધી ખદિરના રસ (કાથા) વડે અથવા સૂકી માટી વડે દાંતની જડને ઘસે. તેને દન્તમૂલ ધૌતિ કહે છે.

दन्तमूलं पराधौतिर्योगिनां योगसाधने ।
नित्यं कुर्यात्प्रभाते च दन्तरक्षाय योगवित् ॥ ,, ॥ २८ ॥

અર્થ:—યોગીઓને યોગસાધનમાં દન્તમૂલ ધૌતિ બહુ શ્રેષ્ઠ છે. માટે યોગને જાણનાર મનુષ્ય રોજ પ્રાતઃકાળમાં દાંતોની રક્ષાને માટે દન્તમૂલને ધૌતિકર્મ વડે સાફ કરવા જોઇએ.

तर्जनीमध्यमाऽनामा अंगुलीत्रययोगतः ।
वेशयेद्गलमध्ये तु मार्जयेल्लाम्बिकाजडम् ॥
शनैः शनैर्मार्जयित्वा कफदोषं निवारयेत् ॥ ,, ॥ ३० ॥

અર્થ:—તર્જની અર્થાત્ અંગુઠાની પાસેની આંગળી અને વચલી આંગળી, તથા અનામિકા છેલ્લી નાની આંગળીની પાસેની આંગળી (અનામા) એ ત્રણે આંગળીને ગળાની અંદર પ્રવેશ કરીને જીભની જડને ધીમે ધીમે ઘસે, અને ઘસીને જે કાંઇ કફ દોષ હોય તે સર્વને દૂર કરે. તેને જીવ્હામૂલ ધૌતિ કહે છે. અને—

तर्जन्यनामिकायोगान्मार्जयेत्कर्णरन्ध्रयोः ।
नित्यमभ्यासयोगेन नादान्तरं प्रकाशयेत् ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—તર્જની અને અનામિકાને ભેગી કરી કાનોના બંને છિદ્રને પ્રતિદિન શુદ્ધ કરવાથી એક પ્રકારનો નાદ પ્રકટ થાય છે.

बद्धाङ्गुलेन दक्षेण मार्जयेद्भालरन्ध्रकम् ।
एवमभ्यासयोगेन कफदोषं निवारयेत् ॥ ,, ॥ ६४ ॥

नाडी निर्मलतां याति दिव्यदृष्टिः प्रजायते ।
निद्रान्ते भोजनान्ते च दिवान्ते च दिने दिने ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—જમણા હાથના અંગુઠા વડે પ્રતિદિન સૂતેલા ઉઠે ત્યારે તથા ભોજનની અન્તમાં તથા સૂર્યાસ્તની સમયમાં કપાલરન્ધ્રને અર્થાત્ તાલુને જલ વડે ધોઇ નાખે. (૩૪). એ પ્રમાણે કરવાથી અંદરનો કફનો દોષ નાશ પામે છે. અને નાડી નિર્મલ થઇ જાય છે. અને દૃષ્ટિ (નજર) સાફ થઇ જાય છે. તેને કપાલરન્ધ્રશોધન કહે છે. અને—

हृद्धौति त्रिविधं कुर्याद्दण्डवमनवाससा ॥ ,, ॥ ३६ ॥
रंभादण्डं हरिद्राया वेत्रदण्डं तथैव च ।
हृन्मध्ये चालयित्वा तु पुनः प्रत्याहरेच्छनैः ॥ ,, ॥ ३७ ॥

અર્થ:—હૃદ્ધાતિ એ ત્રણ પ્રકારની હોય છે. ૧ દણ્ડધાતિ, ૨ વમનધૌતિ અને ૩ વાંસધૌતિ. તેમાં કેળનો વચલો જે સાર ભાગ છે તેનો દંડો અથવા હળદરનો દંડ, અથવા ચીકણા નેતરના દંડને ગળાની અંદર હૃદય સુધી ધીમે ધીમે પ્રવેશ કરે. ફરી તેને ધીમે ધીમે બહાર કાઢે. તેને હૃદ્ધોતિ કહે છે.

कफपित्तं तथाक्लेदं रेचयेदूर्ध्ववर्त्मना ।
दण्डधौतिविधानेन हृद्रोगं नाशयेद्ध्रुवम् ॥ ,, ॥ ३८ ॥

અર્થ:—દણ્ડધૌતિ કરવાથી કફ, પિત્ત, ક્લેદ અર્થાત્ લાળ, વગેરે વિકાર રૂપ મલ મુખ દ્વારા બહાર નીકળી જાય છે. અને હૃદયના સંપૂર્ણ રોગોને નિશ્ચયપૂર્વક નાશ પમાડે છે.

भोजनान्ते पिबेद्वारिं चाकंठं पूर्णितं सुधीः ।
ऊर्ध्वदृष्टिं क्षणं कृत्वा तज्जलं वमयेत्पुनः ॥ ,, ॥ २९ ॥

અર્થ:—બુદ્ધિમાન્ મનુષ્ય ભોજનના અન્તમાં કંઠ સુધી જલ પીને થોડી વાર સુધી ઉપર દૃષ્ટિ રાખે. પછી તે જલને વમન કરી નાંખે. તેને **વમનધૌતિ** કહે છે. તેનો રોજ અભ્યાસ કરવાથી કફ અને પિત્તનું નિવારણ થાય છે. અને—

चतुरंगुलविस्तारं हस्तं पञ्चदशायतम् ।
गुरूपदिष्टमार्गेण सिक्तं वस्त्रं शनैर्ग्रसेत् ॥
पुनः प्रत्याहरेच्चैतदुचितं धौतिकर्म तत् ॥ ह० प्र० उ० २—२४ ॥

અર્થ:—ચાર આંગળ પહોળું, ૧૫ હાથ લાંબું, એવું સૂક્ષ્મ વસ્ત્ર ગરમ જલથી ભીનું કરીને ગુરૂના ઉપદેશને અનુસાર ધીમે ધીમે તે વસ્ત્રને ગળવાનો અભ્યાસ કરે. વસ્ત્રને ગળ્યા પછી પેટમાં ગયેલા વસ્ત્રને નૌલિકર્મથી ચલાવી ( હલાવી ) તેને બહાર કાઢે. તેને **વાસધૌતિ** કહે છે.

कासश्वासप्लीहकुष्ठं कफरोगाश्च विंशतिः ।
धौतिकर्मप्रभावेन प्रयान्त्येव न संशयः ॥ ,, ॥ २५ ॥

અર્થ:—કાસ, શ્વાસ, પ્લીહા, કુષ્ઠ, અને વીસ પ્રકારના કફરોગ–એ સર્વ આ ધૌતિકર્મના પ્રભાવથી નષ્ટ થઈ જાય છે, તેને ધાસધૈતિ કહે છે.

अपानक्रूरता तावद्यावन्मूलं न शोधयेत् ।
तस्मात्सर्वप्रयत्नेन मूलशोधनमाचरेत् ॥ घे० सं० उ० ॥ १–४३ ॥

અર્થ:—જ્યાંસુધી ગુદાનું દ્વાર સાફ થાય નહીં, ત્યાંસુધી અપાનની ક્રૂરતા (કરડાપણું) બની રહે છે, અને ગુદાનો પવન કષ્ટથી નિકળે છે. માટે સર્વ પ્રકારના યત્નથી મૂલશોધન કરવું જોઈએ.

पीतमूलस्य दण्डेन मध्यमांगुलिनाऽपि वा ।
यत्नेन क्षालयेद्गुह्यं वारिणा च पुनः पुनः ॥ ,, ॥ ४४ ॥

અર્થ:—કાચી હળદરની જડથી અથવા વચલી આંગળી વડે વારંવાર યત્ન સહિત જલ દ્વારા ગુદાનું દ્વાર સાફ કરવું જોઇએ.

वारयेत्कोष्ठकाठिन्यमामाजीर्णं निवारयेत् ।
कारणं कान्तिपुष्ट्योश्च दीपनं वह्निमण्डलम् ॥ ,, ॥ ४५ ॥

અર્થ:—મલશોધન કોષ્ઠની કઠિનતાને દૂર કરે છે, અને દેહની કાન્તિ અને પુષ્ટિને આપનાર તથા જઠરાગ્નિને વધારનાર છે.

ધૌતિકર્મનું વિવેચન કરીને હવે બસ્તિકર્મનું નિરૂપણ કરીએ છીએ.

जलवस्तिः शुष्कवस्तिर्वस्तिः स्याद् द्विधा स्मृता ।
जलवस्तिं जले कुर्याच्छुष्कवस्तिं सदा क्षितौ ॥ ,, ॥ ४६ ॥

અર્થ:—એક જલબસ્તિ તથા બીજી શુષ્કબસ્તિ એ બે પ્રકારની બસ્તિ હોય છે. તેમાં જલબસ્તિ જલમાં કરવી જોઇએ, અને શુષ્કબસ્તિ સ્થલમાં કરવી જોઇએ.

नाभिदघ्नजले पायौ न्यस्तनालोत्कटासनः ।
आधाराकुञ्चनं कुर्यात्क्षालनं वस्तिकर्म तत् ॥ ह० प्र० उ० २–२६ ॥

અર્થ:—નાભિ સુધી જલમાં સ્થિત થઇને ગુદાની અંદર એક નળી રાખે. નાલિકાના છિદ્રમાં કનિષ્ઠ અંગુલીનો પ્રવેશ થઈ શકે એવી નાલિકા હોવી જોઇએ, અને છ આંગળ લાંબી હોવી જોઇએ. તેમાં ચાર આંગળ ગુદાની અંદર પ્રવેશ કરે, અને બે આંગળ બહાર રહે. પછી પાણીમાં ઉત્કટાસને બેસીને આધારને આકુંચન કરે, જેથી વાંસની નાલી દ્વારા જલ અંદર જઈ શકે. જલ અંદર પ્રવિષ્ટ થઈ જાય ત્યારે જલને નૌલિકર્મથી ઘુમાવી તેનો ત્યાગ કરે. આ પ્રમાણે ઉદરને ધોવાના કર્મને **જલબસ્તિ** કહે છે.

गुल्मप्लीहोदरं चापि वातपित्तकफोद्भवाः ।
वस्तिकर्मप्रभावेन क्षीयन्ते सकलामयाः ॥ ,, ॥ २७ ॥

અર્થ:—ગુલ્મ, પ્લીહા અને ઉદરરોગ, વાત તથા પિત્ત અને કફથી થતા સર્વ રોગ બસ્તિકર્મના પ્રભાવથી નષ્ટ થઈ જાય છે. અને—

धात्विन्द्रियान्तःकरणप्रसादं दद्याच्च कान्ति दहनप्रदीप्तिम् ।
अशेषदोषोपचयं निहन्यादभ्यस्यमानं जलवस्तिकर्म ॥ ,, ॥ २८ ॥

અર્થ:—આ જલબસ્તિ કર્મના અભ્યાસથી ધાતુ અર્થાત્ રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, શુક્ર—એ સર્વ, તથા ઇન્દ્રિયો તથા અન્તઃકરણ શુદ્ધ થાય છે. અને શરીરમાં કાન્તિ આવે છે, અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, અને સર્વ પ્રકારના દોષની વૃદ્ધિને નષ્ટ કરી દે છે. વળી—

वस्ति पश्चिमोत्तानेन चालयित्वा शनैरथ ।
अश्विनीमुद्रया पायुमाकुञ्चयेत्प्रसारयेत् ॥ ,, ॥ ४९ ॥

અર્થ:—સ્થલમાં પીઠ ઉપર ચત્તા (ઉત્તાન) સૂઈ રહીને ક્રમે ગુદાના દ્વારને હલાવે અને અશ્વિની મુદ્રા વડે ગુદાનો સંકોચ અને વિકાસ કરે. તેમ કરવાથી સ્થલબસ્તિ સિદ્ધ થાય છે.

एवमभ्यासयोगेन कोष्ठदोषं न विद्यते ।
विवर्धयेज्जाठराग्निमामवातं विनाशयेत् ॥ ,, ॥ ५० ॥

અર્થ:—આવી રીતે સ્થલબસ્તિ સાધવાથી કોષ્ઠમાં કોઈ પ્રકારનો દોષ રહેતો નથી અને જઠરાગ્નિ વધી જાય છે અને આમ વાતનો પણ નાશ થાય છે.

હવે નેતિકર્મનું વિધાન કરવામાં આવે છે.

सूत्रं वितस्तिसुस्निग्धं नासानाले प्रवेशयेत् ।
मुखान्निर्गमयेच्चैषा नेतिः सिद्धैर्निगद्यते ॥ ,, ॥२–२९ ॥

અર્થ:—બાર આંગળ અથવા તેથી વધારે ચીકણા સૂત્રને નાસિકાની અંદર પ્રવેશ કરે, અને મુખમાં થઇને બહાર કાઢે, તેને સિદ્ધ લોકોએ નેતિ કહી છે.

कपालशोधिनी चैव दिव्यदृष्टिप्रदायिनी ।
जत्रूर्ध्वजातरोगौघं नेतिराशु हन्ति च । ,, ॥ ३० ॥

અર્થ:—આ નેતિક્રિયા કપાલને શુદ્ધ કરે છે, અને નાસિકા આદિના મેલને દૂર કરે છે. દિવ્ય દૃષ્ટિ આપે છે, અને સ્કન્ધની સંધિની ઉપરના ભાગના સર્વ રોગોને શીઘ્ર નષ્ટ કરી નાંખે છે.

હવે ત્રાટકની વિધિ કહીએ છીએ.

निरीक्षेन्निश्चलदृशा सूक्ष्मलक्ष्यं समाहितः ॥
अश्रुसंपातपर्यंतमाचार्यैस्त्राटकं स्मृतम् ॥ ,, ॥ ३१ ॥

અર્થ:—ચિત્તને એકાગ્ર કરીને સૂક્ષ્મ લક્ષ્યની તરફ નિશ્ચલ દૃષ્ટિથી જુએ. જ્યાંસુધી નેત્રમાંથી જલ ન નિકળે ત્યાંસુધી જુએ. આને આચાર્ય લોક ત્રાટક કહ્યું છે.

मोचनं नेत्ररोगाणां तन्द्रादीनां कपाटकम् ।
यत्नतस्त्राटकं गोप्यं यथा हाटकपेटकम् ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—આ ત્રાટક નેત્રરોગનો નાશ કરનાર છે, અને તન્દ્રા આદિનું નાશક છે. માટે જેવી રીતે સુવર્ણની પેટી ગુપ્ત રાખવા યોગ્ય છે, તેમ આ ત્રાટક ગુપ્ત રાખવા યોગ્ય છે.

અને નૌલિકર્મ નીચે પ્રમાણે છે.

अमन्दावर्तवेगेन तुन्दं सव्यापसव्यतः ।
नतांसो भ्रामयेदेषा नौलिः सिद्धैः प्रचक्ष्यते ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—ખભાને નમાવીને વેગની સાથે પેટની દક્ષિણ તથા ડાબી બંને બાજુ ઘુમાવે. સિદ્ધ લોકોએ આને નૌલિકર્મ કહ્યું છે.

मन्दाग्निसंदीपनपाचनादिसंधापिकानन्दकरी सदैव ।
अशेषदोषामयशोषणी च हठक्रियामौलिरियं च नौलिः ॥,, ॥ ३४ ॥

અર્થ:— આ નૌલિ મન્દાગ્નિનું દીપન તથા અન્ન આદિનું પાચન કરે છે. અને હમેશાં આનન્દ દેનારી છે. વળી વાતાદિક દોષથી થતા સર્વ રોગોનો નાશ કરનારી છે, અને હઠયોગની ધૌતિ આદિ બીજી સર્વ ક્રિયા કરતાં ઉત્તમ છે.

હવે કપાલભાતિનું નિરૂપણ કરીએ છીએ.

वातक्रमेण व्युत्क्रमेण शीत्क्रमेण विशेषतः ।
भालभातिं त्रिधा कुर्यात्कफदोषं निवारयेत् ॥ घे० सं० उ० १–५६ ॥

અર્થ:—વાતક્રમ, વ્યુત્ક્રમ અને શીત્ક્રમના ભેદથી કપાલભાતિ ત્રણ પ્રકારની છે. તે કરવાથી કફથી થતા સર્વ રોગ નષ્ટ થાય છે.

इडया पूरयेद्वायुं रेचयेत्पिंगलां पुनः ।
पिंगलया पूरयेद्वा पुनश्चन्द्रेण रेचयेत् ॥ ,, ॥ ५७ ॥

અર્થ:—ડાબી નાસિકા (ઇડા) દ્વારા પવન ખેંચીને ભરવો, અને જમણી નાસિકાથી બહાર કાઢવો. ફરી જમણી નાસિકાથી ભરવો અને ડાબી નાસિકાથી બહાર કાઢવો. તેને વાતક્રમ કપાલભાતિ કહે છે.

पूरकं रेचकं कृत्वा वेगेन न तु चालयेत् ।
एवमभ्यासयोगेन कफदोषं निवारयेत् । ,, ॥ ५८ ॥

અર્થ:—જ્યારે પૂરક અથવા રેચક કરે ત્યારે જલદી કરે નહીં, પરન્તુ ધીમે ધીમે કરે. એવો અભ્યાસ કરવાથી કફનો દોષ દૂર થાય છે.

नासाभ्यां जलमाकृष्य पुनर्वक्त्रेण रेचयेत् ।
पायं पायं व्युत्क्रमेण श्लेष्मदोषं निवारयेत् ॥ ,, ॥ ५९ ॥

અર્થ:—નાસિકાનાં બંને છિદ્રથી જલ ખેંચીને પછી મુખ દ્વારા તેને બહાર કાઢે. તે પ્રમાણે મુખ દ્વારા લઈને પછી નાસિકા દ્વારા બહાર કાઢે. એ પ્રમાણે કરવાથી શ્લેષ્મ દોષને નિવારણ કરે છે. તેને વ્યુત્ક્રમ કપાલભાતિ કહે છે.

शीत्कृत्य पीत्वा वक्त्रेण नासानालैर्विरेचयेत् ।
एवमभ्यासयोगेन कामदेवसमो भवेत् ॥ ,, ॥ ६० ॥

## અધ્યાય ૩. સર્ગ. ૨.

### યોગનાં અંગોનું નિરૂપણ.

**यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ॥**

यो० द० पा० २ सू० २९ ॥

અર્થઃ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ—એ આઠ યોગનાં અંગ છે.

**હવે એ અંગોનું ક્રમવાર નિરૂપણ કરીએ છીએ. પ્રથમ યમો કહીએ છીએ.**

**अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥** ,, ॥ ३० ॥

અર્થઃ—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ છે.

આ પાંચ પૈકી અહિંસા અને સત્યનું વિવેચન સદાચાર પ્રકરણમાં કરવામાં આવ્યું છે. માટે હવે અસ્તેયનું વિવેચન કરીએ છીએ.

**अनादानं परस्वानामापद्यपि कथंचन ।**
**मनसा कर्मणा वाचा तदस्तेयं प्रकीर्तितम् ॥**

स्का.पु.ख.१कौ.ख.२.अ.५६—१७,८ ॥

અર્થઃ—આપણ ઉપર આપત્તિ આવ્યા છતાં પણ મન, વાણી કે કર્મથી પણ રજા વિના બીજાના ધનનું ગ્રહણ ન કરવું તેને અસ્તેય કહ્યું છે.

**चौर्येण वा बलेनापि परस्वहरणं हि यत् ।**
**स्तेयमित्युच्यते सद्भिरस्तेयं तद्विपर्ययम् ॥** ના૦પુ૦પૂ૦ખ૦અ૦ ૧૩—૭૮ ॥

અર્થઃ—ચોરીથી અથવા બળથી બીજાના ધનનું જે હરણ છે તેને સ્તેય કહે છે. તે ન કરવું તેનું નામ અસ્તેય છે. અને—

**अमैथुनं यतीनां च मनोवाक्कायकर्मभिः ।**
**ऋतौ स्वदारगमनं गेहिनां ब्रह्मचर्यता ॥** ,, ॥ १८,९ ॥

અર્થઃ—યતિ તથા વાનપ્રસ્થોને માટે મન વગેરે વડે સ્ત્રીના સમાગમનો જે પરિત્યાગ છે તેને બ્રહ્મચર્ય કહ્યું છે. તેમજ ઋતુકાલમાં પોતાની પત્નીની સાથે ગમન કરવું તેને ગૃહસ્થાશ્રમીને માટે બ્રહ્મચર્યતા કહી છે. પરન્તુ આ ગૃહસ્થનું બ્રહ્મચર્ય યોગાભ્યાસમાં ઉપયોગી નથી.

**वर्जयेद्दुर्जनमान्तं वह्निस्त्रीपथसेवनम् ।**
**प्रातःस्नानोपवासादि कायक्लेशविधिं तथा ॥** હ૦ પ૦ પ્ર૦ ૬૪ ॥

અર્થઃ—યોગનો અભ્યાસ કરનારે દુર્જનોનો દેશ તથા અગ્નિનો સંબંધ, સ્ત્રીનું સેવન, રોજ રોજ પગે રસ્તામાં ચાલવું, પ્રાતઃકાલમાં સ્નાન તથા ઉપવાસાદિ વ્રત કરવું તે વિગેરે, તથા બીજાના શરીરને ક્લેશ થાય તેવું કર્મ—તે સર્વનો પરિત્યાગ કરવો જોઇએ. યોગાભ્યાસીને માટે સ્ત્રીના સંસર્ગનો નિષેધ કર્યો છે. ગૃહસ્થાશ્રમીને માટે જે ઋતુગમનને બ્રહ્મચર્ય કહ્યું છે તે શાસ્ત્રવિહિત હોવાથી કેવલ પાપના અભાવ માત્રનું સૂચક છે.

તપસ્વી તથા મુમુક્ષુ અભ્યાસી આદિને સ્ત્રીઓ વગેરે તો શું પરન્તુ ગૃહસ્થાશ્રમી માત્રને પણ સંસર્ગ પડનિનું જ કારણ છે. તે વાત સૌભરિ ઋષિના ઇતિહાસથી પ્રત્યક્ષ માલમ પડે છે.

વિવાહના નિરૂપણ સમયે પ્રથમ ભાગ પૃ. ૫૨૫ માં સૌભરિનો કંઈક ઇતિહાસ લખ્યો છે. સૌભરિ ઋષિ માન્ધાતાની પચાસ કન્યાઓને વિવાહ કરી વનમાં લઈને ગયા. ત્યાં જઈને તે સમર્થ ઋષિએ એક વિશ્વકર્મા (સુતાર)ને બોલાવી દરેક કન્યાને માટે જૂદો જૂદો એકેક મહેલ બનાવવાની આજ્ઞા દીધી. અને સર્વ મકાનોની ચારે બાજુ બાગ તથા હંસાદિ પક્ષીઓ તથા કમલ આદિથી શોભિત તલાવ તથા મકાનની અંદર શય્યા આદિ સર્વ સામાન તથા અન્ય સર્વ સામગ્રી પણ તૈયાર કરાવી. અને તેમાં કદાપિ પણ નાશ ન પામે એવો અક્ષય ખજાનો ઉપસ્થિત કર્યો અને યોગ્ય ભૃત્યાદિને પણ તૈયાર કર્યા. તે ગૃહોમાં સર્વ કન્યાઓ આનન્દથી રહેતી હતી. એક સમય પુત્રીઓની ઉપર સ્નેહ વાળા રાજા માન્ધાતા પુત્રીઓનું સુખદુઃખ જાણવાને માટે ઋષિના આશ્રમમાં ગયા. ત્યારે સ્ફટિકના મહેલ તથા જલાશય અને ઉપવન આદિને જોઈ રાજા બહુ આશ્ચર્ય ચકિત થયો. અને એક મહેલમાં જઈને પોતાની કન્યાને મળ્યો, અને કન્યા ઉપર પ્રેમ બતાવી આસન ઉપર બેઠો, અને પ્રેમથી તે પુત્રીને તેના સર્વ સુખ દુઃખનો હેવાલ પૂછયો. અને ઋષિનો તારા ઉપર પ્રેમ છે કે મારૂં ઘર યાદ આવે છે? એમ પૂછ્યું. ત્યારે પુત્રી કહે છે કે ત્યાં સર્વ પ્રકારની ભોગ સામગ્રી તથા વસ્ત્રાદિક પણ સર્વ તૈયાર છે, કોઈ પ્રકારનું દુઃખ નથી. તથાપિ પોતાના જન્મસ્થાનને કોણ યાદ કરતું નથી? મને ફક્ત એક જ દુઃખ છે. તે એ કે ઋષિ મારૂં ઘર છોડીને બહાર જતા નથી, મારી પાસે જ રહે છે, તેથી મારી બહેનો દુઃખી છે. એટલું મને દુઃખ છે, બીજું કાંઈ નથી. તે કન્યાની વાત સાંભળીને રાજા બીજી પુત્રીની પાસે ગયા. તે પુત્રીને પણ તે જ પ્રકારે પૂછ્યું. અને તેણીએ પણ તે જ પ્રકારે સર્વ વાત કહી. તે પ્રમાણે રાજા પચાસે કન્યાઓની પાસે ગયા. સર્વેએ તે જ પ્રમાણે વાત કહી, અને ઋષિ હમેશાં મારી જ પાસે રહે છે, બહાર જતા નથી. આ વચન સાંભળી ઋષિના તપોબલના વિચાર કરતો રાજા બહુ આશ્ચર્ય પામ્યો, અને બહુ સન્તુષ્ટ થયો. પછી એકાન્તમાં બેઠેલા ઋષિની પાસે જઈને સ્તુતિ અને પૂજા કરી. કંઈક કાલ સુધી ઇચ્છાનુસાર ત્યાં રહીને પોતાના નગરમાં ચાલ્યો ગયો.

કેટલોક કાલ વીત્યા બાદ ઋષિને પચાસ કન્યાઓમાં ૧૫૦ પુત્ર થયા. તે પુત્રો ઉપર પણ દિન પ્રતિદિન સ્નેહ થતો રહ્યો તથા મમતા થઈ. મારો આ પુત્ર મધુર વાણી બોલે છે, થોડા દિવસમાં તે ચાલવા લાગશે, ફરી તે યુવાન થશે અને તેનો વિવાહ થશે, ફરી તેનાં પણ છોકરાં થશે, ફરી તેમનો પણ વિવાહ તથા છોકરાં આદિ થશે, હું તે સર્વને જોઈશ–આ પ્રકારના મનોરથ કરતા જ રહ્યા, અને પુત્ર અને પૌત્રોને દીઠા. તથાપિ ઋષિના મનોરથ શાન્ત ન થયા. ત્યારે ઋષિએ વિચાર કર્યો કે હજાર કે લાખ વર્ષ થાય તોપણ મનોરથ શાન્ત થવાનો નથી.

पद्भ्यां गता यौवनिनश्च जाता दारैश्च संयोगमिताः प्रसूताः ।
दृष्टाः सुतास्तत्तनयप्रसूतिं द्रष्टुं पुनर्वाञ्छति मेऽन्तरात्मा ॥

वि०पु०अं०४अ० २–४५ ॥

## અધ્યાય ૩. સર્ગ. ૨.

યોગનાં અંગોનું નિરૂપણ.

यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ॥

यो० द० पा० २ सू० २९ ॥

અર્થ:—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ-એ આઠ યોગનાં અંગ છે.

હવે એ અંગોનું ક્રમવાર નિરૂપણ કરીએ છીએ. પ્રથમ યમો કહીએ છીએ.

अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥ ,, ॥ ३० ॥

અર્થ:—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ છે.

આ પાંચ પૈકી અહિંસા અને સત્યનું વિવેચન સદાચાર પ્રકરણમાં કરવામાં આવ્યું છે. માટે હવે અસ્તેયનું વિવેચન કરીએ છીએ.

अनादानं परस्वानामापद्यपि कथंचन ।
मनसा कर्मणा वाचा तदस्तेयं प्रकीर्तितम् ॥

स्का.पु.ख.१कौ.ख.२.अ.५६–१७,८ ॥

અર્થ:—આપણુ ઉપર આપત્તિ આવ્યા છતાં પણ મન, વાણી કે કર્મથી પણ રજા વિના બીજાના ધનનું ગ્રહણ ન કરવું તેને અસ્તેય કહ્યું છે.

चौर्येण वा बलेनापि परस्वहरणं हि यत् ।
स्तेयमित्युच्यते सद्भिरस्तेयं तद्विपर्ययम् ॥ ना०पु०पू०ख०अ० ३३–७८ ॥

અર્થ:—ચોરીથી અથવા બલથી બીજાના ધનનું જે હરણ છે તેને સ્તેય કહે છે. તે ન કરવું તેનું નામ અસ્તેય છે. અને—

अमैथुनं यतीनां च मनोवाक्कायकर्मभिः ।
ऋतौ स्वदारगमनं गेहिनां ब्रह्मचर्यता ॥ ,, ॥ १८,९ ॥

અર્થ:—યતિ તથા વાનપ્રસ્થોને માટે મન વગેરે વડે સ્ત્રીના સમાગમનો જે પરિત્યાગ છે તેને બ્રહ્મચર્ય કહ્યું છે. તેમજ ઋતુકાલમાં પોતાની પત્નીની સાથે ગમન કરવું તેને ગૃહસ્થાશ્રમીને માટે બ્રહ્મચર્યતા કહી છે. પરન્તુ આ ગૃહસ્થનું બ્રહ્મચર્ય યોગાભ્યાસમાં ઉપયોગી નથી.

वर्जयेद्दुर्जनप्रान्तं वह्निस्त्रीपथसेवनम् ।
प्रातःस्नानोपवासादि कायक्लेशविधिं तथा ॥ ह० प० प्र० ३४ ॥

અર્થ:—યોગનો અભ્યાસ કરનારે દુર્જનોનો દેશ તથા અગ્નિનો સંબંધ, સ્ત્રીનું સેવન, રોજ રોજ પગે રસ્તામાં ચાલવું, પ્રાતઃકાલમાં સ્નાન તથા ઉપવાસાદિ વ્રત કરવું તે વિગેરે, તથા બીજાના શરીરને કલેશ થાય તેવું કર્મ—તે સર્વનો પરિત્યાગ કરવો જોઇએ. યોગાભ્યાસીને માટે સ્ત્રીના સંસર્ગનો નિષેધ કર્યો છે. ગૃહસ્થાશ્રમીને માટે જે ઋતુગમનને બ્રહ્મચર્ય કહ્યું છે તે શાસ્ત્રવિહિત હોવાથી કેવલ પાપના અભાવ માત્રનું સૂચક છે.

તપસ્વી તથા મુમુક્ષુ અભ્યાસી આદિને સ્ત્રીઓ વગેરે તો શું, પરન્તુ ગૃહસ્થાશ્રમી માત્રનો પણ સંસર્ગ પતનિનું જ કારણ છે. તે વાત સૌભરિ ઋષિના ઇતિહાસથી પ્રત્યક્ષ માલમ પડે છે.

વિવાહના નિરૂપણ સમયે પ્રથમ ભાગ પૃ. ૫૨૫ માં સૌભરિને કંઇક ઇતિહાસ લખ્યો છે. સૌભરિ ઋષિ માન્ધાતાની પચાસ કન્યાઓને વિવાહ કરી વનમાં લઇને ગયા. ત્યાં જઇને તે સમર્થ ઋષિએ એક વિશ્વકર્મા (સુતાર)ને બોલાવી દરેક કન્યાને માટે જૂદા જૂદા એકેક મહેલ બનાવવાની આજ્ઞા દીધી. અને સર્વ મકાનોની ચારે બાજુ બાગ તથા હંસાદિ પક્ષીઓ તથા કમલ આદિથી શોભિત તલાવ તથા મકાનની અંદર શય્યા આદિ સર્વ સામાન તથા અન્ય સર્વ સામગ્રી પણ તૈયાર કરાવી. અને તેમાં કદાપિ પણ નાશ ન પામે એવો અક્ષય ખજાનો ઉપસ્થિત કર્યો અને યોગ્ય ભૃત્યાદિને પણ તૈયાર કર્યા. તે ગૃહોમાં સર્વ કન્યાઓ આનન્દથી રહેતી હતી. એક સમય પુત્રીઓની ઉપર સ્નેહ વાળા રાજા માન્ધાતા પુત્રીઓનું સુખદુઃખ જાણવાને માટે ઋષિના આશ્રમમાં ગયા. ત્યારે સ્ફટિકના મહેલ તથા જલાશય અને ઉપવન આદિને જોઈ રાજા બહુ આશ્ચર્ય ચકિત થયો. અને એક મહેલમાં જઇને પોતાની કન્યાને મળ્યો, અને કન્યા ઉપર પ્રેમ બતાવી આસન ઉપર બેઠો, અને પ્રેમથી તે પુત્રીને તેના સર્વ સુખ દુઃખનો હેવાલ પૂછયો. અને ઋષિનો તારા ઉપર પ્રેમ છે કે મારૂં ઘર યાદ આવે છે? એમ પૂછ્યું. ત્યારે પુત્રી કહે છે કે ત્યાં સર્વ પ્રકારની ભોગ સામગ્રી તથા વસ્ત્રાદિક પણ સર્વ તૈયાર છે, કોઈ પ્રકારનું દુઃખ નથી. તથાપિ પોતાના જન્મસ્થાનને કોણ યાદ કરતું નથી? મને ફક્ત એક જ દુઃખ છે. તે એ કે ઋષિ મારૂં ઘર છોડીને બહાર જતા નથી, મારી પાસે જ રહે છે, તેથી મારી બહેનો દુઃખી છે. એટલું મને દુઃખ છે, બીજું કાંઈ નથી. તે કન્યાની વાત સાંભળીને રાજા બીજી પુત્રીની પાસે ગયા. તે પુત્રીને પણ તે જ પ્રકારે પૂછ્યું. અને તેણીએ પણ તે જ પ્રકારે સર્વ વાત કહી. તે પ્રમાણે રાજા પચાસે કન્યાઓની પાસે ગયા. સર્વેએ તે જ પ્રમાણે વાત કહી, અને ઋષિ હમેશાં મારી જ પાસે રહે છે, બહાર જતા નથી. આ વચન સાંભળી ઋષિના તપોબલના વિચાર કરતો રાજા બહુ આશ્ચર્ય પામ્યો, અને બહુ સન્તુષ્ટ થયો. પછી એકાન્તમાં બેઠેલા ઋષિની પાસે જઇને સ્તુતિ અને પૂજા કરી. કંઇક કાલ સુધી ઇચ્છાનુસાર ત્યાં રહીને પોતાના નગરમાં ચાલ્યો ગયો.

કેટલોક કાલ વીત્યા બાદ ઋષિને પચાસ કન્યાઓમાં ૧૫૦ પુત્ર થયા. તે પુત્રો ઉપર પણ દિન પ્રતિદિન સ્નેહ થતો રહ્યો તથા મમતા થઈ. મારો આ પુત્ર મધુર વાણી બોલે છે, થોડા દિવસમાં તે ચાલવા લાગશે, ફરી તે યુવાન થશે અને તેનો વિવાહ થશે, ફરી તેનાં પણ છોકરાં થશે, ફરી તેમનો પણ વિવાહ તથા છોકરાં આદિ થશે, હું તે સર્વને જોઇશ—આ પ્રકારના મનોરથ કરતા જ રહ્યા, અને પુત્ર અને પૌત્રોને દીઠા. તથાપિ ઋષિના મનોરથ શાન્ત ન થયા. ત્યારે ઋષિએ વિચાર કર્યો કે હજાર કે લાખ વર્ષ થાય તોપણ મનોરથ શાન્ત થવાનો નથી.

पद्भ्यां गता यौवनिनश्च जाता दारैश्च संयोगमिताः प्रसूताः ।
दृष्टाः सुतास्तत्तनयप्रसूतिं द्रष्टुं पुनर्वाञ्छति मेऽन्तरात्मा ॥

वि०पु०अं०४अ० २–४५ ॥

અર્થઃ—હું મારા પુત્રોને જોઇને "તે ચાલશે, યુવાન થશે, તેમનો વિવાહ થશે, તેમને પુત્ર થશે, હું તેમને જોઇશ" એવા વિચાર કરતો હતો. હવે મારા પુત્ર ચાલવા લાગ્યા, યુવાન પણ થયા, વિવાહ પણ થયા, અને તેમની પત્નીઓને છોકરાં પણ થયાં, અને મેં મારા પુત્રોને દીઠા, પુત્રોના પુત્રોને પણ દીઠા, છતાં પણ ફરી તેમનાં સન્તાનને જોવાની મારૂં મન ઇચ્છા કરે છે. અને—

द्रक्ष्यामि तेषामपि चेत्प्रसूतिं मनोरथो मे भविता ततोऽन्यः ।
पूर्णेऽपि तत्राप्यपरस्य जन्म निवार्यते केन मनोरथस्य ॥ ,, ॥४६॥

અર્થઃ—હું તે પુત્રોના પુત્રોને પણ જોઇશ તો પણ બીજો મનોરથ જરૂર થશે. તે મનોરથ પણ પૂર્ણ થશે તો વળી બીજો મનોરથ થશે. મનોરથને કોઇ પણ નિવારણ કરી શકશે નહી. વળી—

आ मृत्युतो नैव मनोरथानामन्तोऽस्ति विज्ञातमिदं मयाद्य ।
मनोरथासक्तिपरस्य चित्तं न जायते वै परमार्थसंगी ॥ ,, ॥ ४७ ॥

અર્થઃ—મરણ પર્યન્ત પણ મનોરથોનો અન્ત નથી તે વાત મેં આજ જાણી છે. અને મનોરથોને પૂર્ણ કરવાને આસક્ત મનુષ્યનું ચિત્ત પણ પરમાર્થ વસ્તુનું ગ્રહણ નહીં કરે. વળી—

स मे समाधिर्जलवासमात्रे मत्स्यस्य संगात्सहसैव नष्टः।
परिग्रहः संगकृतो मयाऽयं परिग्रहोत्थाश्च महाविधित्साः। ,, ॥ ४८ ॥

અર્થઃ—હું સર્વ પ્રકારના ભોગ પરિત્યાગ કરીને કેવલ જલમાં નિવાસ કરીને તપ કરતો હતો. માછલીના સંગથી મારી સમાધિ સહેજમાં નષ્ટ થઇ, અને વિવાહ કરવાની ઇચ્છા થઇ અને વિવાહ કર્યો પણ. અને વિવાહ કરવાના નિમિત્તથી આ સર્વ મહાન્ વ્યવહારની રચના કરવાની ઇચ્છા થઇ. વળી—

दुःखं यदैवैकशरीरजन्म शतार्धसंख्यं तदिदं मसूतम् ।
परिग्रहेण क्षितिजात्मजानां सुतैरनेकैर्बहुलीकृतं तत् ॥ ,, ॥ ४९ ॥

અર્થઃ—એક શરીરનો જન્મ થવોજ દુઃખ છે. આ તો ૧૫૦ પુત્ર થયા. રાજકન્યાઓ સાથે વિવાહ કરવાથી આ સર્વ કુટુંબ વધી ગયું છે.

सुतात्मजैस्तत्तनयैश्च भूयो भूयश्च तेषां स्वपरिग्रहेण ।
विस्तारमेष्यत्यतिदुःखहेतुः परिग्रहो वै ममता निदानम् ॥,, ॥ ५० ॥

અર્થઃ—પુત્રોના પુત્રો, તેમના પણ પુત્રો, ફરી તેમના વિવાહથી પુત્રલોક-એ પ્રમાણે દુઃખના કારણનો વિસ્તાર થશે. ખરેખર કન્યાનો જે પરિગ્રહ છે તેજ મમતાનું કારણ છે.

चीर्णं तपो यत्तु जलाश्रयेण तस्यर्द्धिरेषा तपसोऽन्तरायः ।
मत्स्यस्य संगादभवच्च यो मे सुताभिरागो मुषितोऽस्मि येन ॥ ,, ॥५१॥

અર્થઃ—મેં જલમાં રહીને જે તપ કર્યું તેનું ફલ માછલીના સંગથી મને આ સંસારની વૃદ્ધિ થઇ, અને તેથી સુતાદિમાં રાગ ઉત્પન્ન થયો, જે રાગથી હું વંચિત થયો છું. એ પ્રમાણે મારા તપનો ભંગ ( अन्तरायः ) થયો. વળી—

निःसंगता मुक्तिपदं यतीनां संगादशेषाः प्रभवन्ति दोषाः ।

आरूढयोगोऽपि निपात्यतेऽधः संगेन योगी किमुताल्पसिद्धिः ॥ ,, ॥६२॥

અર્થ:—યતિ લોકાને મોક્ષનું સાધન તો સંગનો પરિત્યાગ જ છે, અને સર્વ દોષોની ઉત્પત્તિ સંગથી જ થાય છે. અને યોગની ભૂમિકામાં ચઢેલો મનુષ્ય પણ સંગના દોષથી નીચે પડે છે. તેમાં અલ્પ સિદ્ધિ વાળો મનુષ્ય પડે તેમાં તો કહેવું જ શું?

આ પ્રમાણે વિચાર કરીને **સૌભરિ** ઋષિ પુત્ર તથા ગૃહાદિ સર્વનો પરિત્યાગ કરીને પત્નીને લઇ વનમાં જઈ વાનપ્રસ્થાશ્રમની વિધિથી રહ્યા, અને પછીથી ભિક્ષુ થયા.

માટે યોગ ભ્યાસીએ સ્ત્રી વિગેરેનો સંગ ન કરવો જોઇએ.

વળી પોતાના નિર્વાહને માટે જરૂરની વસ્તુને છોડી બીજા સર્વ પદાર્થોનું ગ્રહણ ન કરવું તેનું નામ **અપરિગ્રહ** છે. પરિગ્રહ કરનારના મનમાં સન્તોષ થવો સંભવતો નથી; અને લોભની પણ વૃદ્ધિ થાય છે.

હવે નિયમો કહીએ છીએ.

शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ यो. द. पा. २–३२ ॥

અર્થ:—બાહ્ય તથા આન્તરીય બંને પ્રકારનું શૌચ, તથા સંતોષ, તથા શરીર આદિનું તપ તથા ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ આદિને સહન કરવા રૂપ તપ, તથા સ્વાધ્યાય અર્થાત્ મોક્ષશાસ્ત્રોનું અધ્યયન અથવા પ્રણવાદિ મન્ત્રોનો જપ, તથા ઇશ્વરપ્રણિધાન અર્થાત્ સર્વ કર્મોનાં ફલને પરમ ગુરૂ પરમેશ્વરને અર્પણ કરવાં–એ પાંચ **નિયમ** છે. અને કેટલાંક પુરાણાદિ ગ્રન્થોમાં દશ યમ અને દશ નિયમ કહ્યા છે. તે નીચે પ્રમાણેઃ—

अहिंसासत्यमस्तेयं ब्रह्मचर्यं क्षमा धृतिः ।

दयार्जवं मिताहारः शौचं चैव यमा दश ॥ ह० यो० प्र० पृ० १६ ॥

तपः सन्तोष आस्तिक्यं दानमीश्वरपूजनम् ।

सिद्धान्तवाक्यश्रवणं ह्रीमती च तपो हुतम् ॥ ,,

नियमा दश संप्रोक्ता योगशास्त्रविशारदैः । ,,

અર્થ:—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર, અને શૌચ એ દશ યમ છે. અને તપ, સંતોષ, આસ્તિક્ય–પરલોક અને ઇશ્વરની માન્યતા, દાન કરવું તે, ઇશ્વરની ભકિત, સિદ્ધાન્ત વાકયો (મોક્ષશાસ્ત્ર)નું શ્રવણ, લજ્જા, બુદ્ધિથી વિચાર કરીને ધર્માચરણ, તપ અને હોમ એ દશ નિયમ યોગશાસ્ત્રના વિદ્વાન્ લોકોએ કહ્યા છે. આ શ્લોકો હઠયોગ પ્રદીપિકામાં આપેલા છે, પરન્તુ તે હઠયોગપ્રદીપિકાના નથી.

નારદપુરાણમાં સાત યમ રહ્યા છે.

अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यापरिग्रहौ ।

अक्रोधश्चानसूया च प्रोक्ता संक्षेपतो यमाः ॥ ना. पु. पू. ख.अ. ३३–७५ ॥

અર્થ:—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અક્રોધ (ક્રોધ ન કરવો તે) અને અસૂયાનો અભાવ–એ સર્વ સંક્ષેપથી યમ કહ્યા છે. તે મધ્યે—

सर्वेषामेव भूतानामक्लेशजननं हि यत् ।

अहिंसा कथिता सद्भिर्योगसिद्धिप्रदायिनी ॥ ॥ ७६ ॥

અર્થઃ—કોઈ પણ પ્રાણીને દુઃખ ઉત્પન્ન ન કરવું તેને સત્પુરૂષોએ અહિંસા કહી છે.

यथार्थकथनं यच्च धर्माधर्मविवेकतः ।
सत्यं माहुर्मुनिश्रेष्ठ अस्तेयं शृणु सांमतम् ॥ ,, ॥ ७७ ॥

અર્થઃ—અને હે મુનિશ્રેષ્ઠ ! ધર્મ તથા અધર્મના વિવેકથી જે યથાર્થનું કથન કરવું તેને સત્ય કહે છે. હવે અસ્તેયનું શ્રવણ કરો. (અસ્તેયનું લક્ષણ ઉપર કહેવામાં આવ્યું છે.)

आत्मनस्तु समुत्कर्षादतिनिष्ठुरभाषणम् ।
क्रोधमाहुर्धर्मविदो ह्यक्रोधस्तद्विपर्ययः ॥ ના૦પુ૦પૂ૦ ખ૦ અ૦ ૩૩–૮૪ ॥

અર્થઃ—અન્તઃકરણમાં જ્વલન રૂપ પ્રવૃત્તિ ઉત્પન્ન થઇને (समुत्कर्षात्) બીજાના પ્રતિ જે કઠોર વાણી બોલવી તે ક્રોધનું સ્વરૂપ છે. આ ન કરવું તે અક્રોધ છે.

યમનિયમાદિકોને કોઇ સાત અને કોઈ દશ પણ કહે છે, પરન્તુ યોગશાસ્ત્રમાં કહેલા યમ તથા નિયમમાં સર્વનો અન્તર્ભાવ થઇ જાય છે. અહિંસા આદિ યમ બહુ કાલ સુધી પાલન કરવાથી જ તેનું ફલ પ્રાપ્ત થાય છે. અને અહિંસાદિના સંબંધમાં પુરાણ તથા ધર્મશાસ્ત્રોમાં એવો પણ લેખ છે કે બ્રાહ્મણનું મૃત્યુ ન કરવું, તીર્થમાં હિંસા ન કરવી, શત્રુ અને વ્યાઘ્ર આદિ હિંસક પ્રાણીઓને મારવામાં દોષ નથી, અને પોતાના જીવનની રક્ષાને માટે મિથ્યાભાષણ કરવુ તેમાં દોષ નથી. પરન્તુ આ સર્વ હિંસા સંબંધી શાસ્ત્રોના લેખ વ્યાઘ્રાદિની હિંસાથી પાપનો અભાવ કથન કરે છે. અને ધનના નાશાદિ વિષયમાં મિથ્યાભાષણ કરવામાં જે દોષનો અભાવ કહ્યો છે તે દષ્ટ પ્રયોજનને સિદ્ધ કરવાને માટે કૂટ નીતિને અનુસાર વચન છે, ધર્મયુક્ત નથી. અને તે સર્વ યમ રૂપ વ્રતનું વિરોધી છે. કારણ કેઃ—

एते जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥यो.द.पा.२–३१ ॥

અર્થઃ—બ્રાહ્મણત્વાદિ જાતિ, તથા તીર્થાદિક દેશ, તથા ચતુર્દશી આદિ કાલ, અને બ્રાહ્મણ પ્રયોજનાદિ સમય (પ્રસંગ)–આ ચાર પ્રકારના પરિચ્છેદ રહિત, ચિત્તની ક્ષિપ્તાદિ સર્વ અવસ્થામાં હોનાર, આ યમાદિક મહાવ્રત કહેવાય છે. અર્થાત્ "બ્રાહ્મણને નહીં મારૂં" એ નિયમનો ભાવ, પ્રયોજનને અનુસાર બીજાને મારીશ એવો થાય છે. આ જાતિપરિચ્છેદ વાળો નિયમ કહેવાય છે. અને તીર્થમાં નહીં મારૂં એવા નિયમનો ભાવ, તીર્થને છોડી બીજા સ્થાનમાં પ્રયોજનને અનુસાર હિંસા કરીશ એવો થાય છે. આ **દેશપરિચ્છેદ** વાળો નિયમ કહેવાય છે. અને "ચતુર્દશીને દિવસે હિંસા નહીં કરૂં, આ નિયમનો ભાવ, પણ ચતુર્દશીને છોડી બાકીના દિવસોમાં પ્રયોજનને અનુસાર હિંસા કરીશ એવો જ થાય છે. આ **કાલપરિચ્છેદ** વાળો નિયમ કહેવાય છે. અને બ્રાહ્મણ પ્રયોજનાદિક વિના હિંસા નહીં કરૂં એવા નિયમનો ભાવ, બ્રાહ્મણપ્રયોજનાદિને માટે હિંસા કરીશ એવો જ થાય છે. માટે તે **સમયપરિચ્છેદ** વાળો નિયમ કહેવાય છે. આ ચારે પ્રકારના પરિચ્છેદથી રહિત એટલે કોઇ પણ જાતિની કોઈ પણ દેશમાં, કોઇ પણ કાલમાં, કોઇ પણ સમયે હું હિંસા નહીં કરૂં એવો જે નિયમ છે તે **મહાવ્રત** કહેવાય છે. માટે મુમુક્ષુએ કોઇ પણ પ્રાણીની કોઈ પણ દેશમાં, કોઈ કાલમાં, કોઇ પણ સમયે હિંસા નહીં કરવી જોઇએ. અર્થાત્ કોઈને પણ શરીર, વાણી અને મનથી દુઃખ નહીં દેવુ જોઇએ એવો સિદ્ધાન્ત છે.

---

## અધ્યાય ૩. સર્ગ ૩.

### યમોનું ફળ.

આ યમાદિક સકામ તથા નિષ્કામ બંને પ્રકારના લોક પાલન કરી શકે છે. તેમને તેનું ફળ પણ ભિન્ન ભિન્ન રૂપે પ્રાપ્ત થાય છે. **તેમાં સકામ અહિંસા આદિ યમોનું ફળ યોગશાસ્ત્રમાં નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે.**

**अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥**　　　યો० દ० પા० ૨–૩૫ ॥

અર્થઃ—અહિંસા વ્રતની પરિપકવ અવસ્થા પ્રાપ્ત થતાં તેની (યોગીની) પાસે સ્વભાવથી વિરૂદ્ધ સ્વભાવ વાળા સર્પ, નોળીઓ, આદિ પ્રાણી પણ વૈરનો પરિત્યાગ કરીને એક સ્થાનમાં રહે છે અર્થાત્ હિંસક પ્રાણી પણ હિંસા કરવાના સ્વભાવને પરિત્યાગ કરે છે. અને–

**सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥**　　　,,　　॥ ૨–૩૬ ॥

અર્થઃ—સત્ય ભાષણ કરવાનું વ્રત પરિપકવ થતાં યોગી જે કર્મ કરે છે તેનું ઉત્તમ ફળ મળે છે, અને તેની વાણી વ્યર્થ જતી નથી. તેથી કરીને વર તથા શાપ દેવાને પણ સમર્થ થાય છે. અને—

**अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥**　　　,,　　॥ ૩૭ ॥

અર્થઃ— અસ્તેય વ્રત પરિપકવ થતાં સર્વ પ્રકારનાં અનિચ્છિત દિવ્ય રત્નોની પ્રાપ્તિ થાય છે. અને—

**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥**　　　,,　　॥ ૩૮ ॥

અથઃ—બ્રહ્મચર્ય વ્રત પરિપકવ થતાં મહાન્ વિલક્ષણ સામર્થ્યની પ્રાપ્તિ થાય છે. વીર્ય-નિરોધનું નામ જ બ્રહ્મચર્ય છે. તેના નિરોધથી શરીર તથા ઈન્દ્રિય અને મનમાં વિલક્ષણ સામર્થ્ય ઉત્પન્ન થાય છે. વીર્યનિરોધ કરનારમાં ઊર્ધ્વરેતા તથા સ્તબ્ધરેતા એવા બે ભેદ હોય છે. તેમાં ઊર્ધ્વરેત વાળા મનુષ્યની બુદ્ધિશક્તિ, જ્ઞાનશક્તિ, આદિ બહુ વિશેષ હોય છે, અને તેની યોગસિદ્ધિ શીઘ્ર થાય છે. યોગ વિના ઊર્ધ્વરેતા નથી હોતા. અને **સ્તબ્ધરેતા** એટલે સ્તબ્ધ વીર્યવાળામાં સામાન્ય બળ જ હોય છે. અને—

**अपरिग्रहस्थैर्ये जन्मकथंतासंबोधः ॥**　　　,,　　॥ ૩૯ ॥

અર્થઃ—અપરિગ્રહ વ્રત પરિપકવ થતાં પૂર્વ જન્મમાં હું કોણ હતો અને કેવા પ્રકારનો હતો, શું કામ કરતો હતો–એ સર્વનું જ્ઞાન થાય છે.

યોગમાં અપરિગ્રહ કહ્યો છે તે કેવલ ભોગસાધનનો પરિગ્રહ નહીં કરવા માત્રને નથી કહ્યો, કેમકે જેવી રીતે અન્ય પદાર્થ ભોગનું સાધન છે, તેવી રીતે શરીર પણ ભોગનું જ સાધન છે. માટે પોતાના શરીરનો પરિગ્રહ પણ પરિત્યાગ કરવો જોઇએ અર્થાત્ આ શરીરથી અનેક ભોગ ભોગવવાના છે, માટે તેની વિશેષ રીતે રક્ષા કરવી જોઇએ એવી બુદ્ધિથી શરીરમાં જે રાગવિશેષ છે તે જ શરીરનો પરિગ્રહ છે. એવો પરિગ્રહ કરવાથી બહિર્મુખ વૃત્તિ અવશ્ય થશે. તેથી યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ પણ થઇ શકતી નથી. આ પ્રમાણે શરીરનો પરિગ્રહ પણ જેણે પરિત્યાગ કર્યો છે અર્થાત જે નિરપેક્ષ છે તેને પૂર્વ જન્મનું જ્ઞાન થાય

છે. અને કામના વિના અહિંસા આદિનું પાલન કરનારને યોગશાસ્ત્રમાં કહેલાં ફલથી ભિન્ન ફલ મળે છે. નિષ્કામ અહિંસા તથા ક્ષમાથી ક્રોધની નિવૃત્તિ થાય છે. અને બ્રહ્મચર્યથી કામની નિવૃત્તિ થાય છે. અને અસ્તેય અને અપરિગ્રહ રૂપ સન્તોષથી લોભની નિવૃત્તિ થાય છે. અને સત્યથી અર્થાત્ યથાર્થ જ્ઞાન રૂપ વિવેકથી મોહની નિવૃત્તિ થાય છે. અને મોહના કારણ રૂપ અનેક દોષોની પણ નિવૃત્તિ થાય છે. માટે મુમુક્ષુ મનુષ્યે પ્રતિપક્ષભાવનાથી હિંસા આદિથી નિવૃત્ત થવું જોઇએ.

**वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ " ॥ २-३३ ॥**

અર્થઃ—યોગનાં વિરોધી હિંસા આદિનાં નામ અહીં **વિતર્ક** છે. એ વિતર્કાદિ જ્યારે યોગીને બાધા કરે ત્યારે પ્રતિપક્ષ ભાવનાથી તેનું નિવારણ કરવું જોઇએ. ભાવ એવો છે કે જ્યારે આ મુમુક્ષુના હૃદયમાં, "હું અપકાર કરનારને મારીશ, અને હું મારી કાર્યસિદ્ધિને માટે મિથ્યાભાષણ કરીશ, તેમ દ્રવ્યનું હરણ પણ કરીશ"—એ પ્રકારે મનુષ્યોને અનર્થ માર્ગમાં લઇ જનાર વિતર્કો બાધા કરે તો તેણે, "મોટા ભારે સંસારના દુઃખ રૂપ અગ્નિમાં તપાવેલો યોગને શરણે આવ્યો છું એવો જે હું તે જો યોગધર્મનો પરિત્યાગ કરીને હિંસાદિ કરીશ, તો મારૂં આચરણ શ્વાનની તુલ્ય થઇ જશે" એવો વિચાર કરવો. તેનું નામ **પ્રતિપક્ષ ભાવના** છે. અને સૂત્રકારે પોતે પણ આગલા સૂત્રમાં પ્રતિપક્ષભાવનાને બતાવી છેઃ—

**वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानन्तफला इति प्रतिपक्षभावनम् ॥ यो० द० पा० २-३४ ॥**

અર્થઃ—કૃત, કારિત, અનુમોદિત; તથા લોભ, ક્રોધ, મોહપૂર્વક; તથા મૃદુ, મધ્યમ, અધિમાત્ર આદિ ભેદ વાળા—એવા જે હિંસા આદિ રૂપ વિતર્ક છે તે દુઃખ તથા અજ્ઞાનાદિ અનન્ત દુઃખ રૂપ ફલ વાળા છે. આ પ્રકારના હિંસા આદિથી નિવૃત્ત કરાવનાર વિચારને **પ્રતિપક્ષભાવન** કહે છે.

હિંસાના, પહેલાં **કૃત** અર્થાત્ પોતે કરી હોય, તથા **કારિત** અર્થાત્ બીજા પાસે કરાવી હોય, તથા **અનુમોદિત** અર્થાત્ બીજાએ કરેલી અથવા કરાવેલી હિંસાના વિષયમાં પોતે અનુમોદન આપ્યું હોય—એ પ્રકારના ત્રણ ભેદ હોય છે. ફરી તે કૃત, કારિત, અનુમોદિત—એ ત્રણ પ્રકારની હિંસા લોભથી કૃત, લોભથી કારિત, લોભથી અનુમોદિત; તે જ પ્રમાણે ક્રોધથી કૃત, કારિત, અનુમોદિત; તથા મોહથી કૃત, કારિત, અનુમોદિત—એ પ્રમાણે એક એક ત્રણ ત્રણ પ્રકારની હોય છે. એટલે બધા મળી હિંસાના નવ પ્રકાર થયા. તેમાં માંસ તથા ચર્માદિને માટે પ્રાણી માર્યાં જાય છે તે લોભ નિમિત્ત હિંસા કહેવાય છે. અને આણે મારો અપકાર કર્યો છે એ પ્રકારની બુદ્ધિથી કોઇને મારવામાં આવે તે ક્રોધ નિમિત્ત હિંસા કહેવાય છે. અને જે યજ્ઞાદિમાં પશુને મારવાથી મને ધર્મ થશે એમ સમજી પશુને મારવામાં આવે તે મોહ નિમિત્ત હિંસા કહેવાય છે. આ પ્રમાણે લોભાદિ નિમિત્તથી કરવામાં આવેલી કૃત, કારિત, અનુમોદિત ભેદવાળી નવ પ્રકારની હિંસાના મૃદુ, મધ્યમ, અધિમાત્ર ભેદથી દરેક ત્રણ ત્રણ પ્રકારની થાય છે. અર્થાત્—

| | | | |
|---|---|---|---|
| મૃદુ લોભથી | કૃત | કારિત | અનુમોદિત; |
| મધ્ય લોભથી | " | " | " |
| અધિમાત્ર લોભથી | " | " | " |

| | | | |
|---|---|---|---|
| મૃદુ ક્રોધથી | કૃત | કારિત | અનુમોદિત; |
| મધ્ય ક્રોધથી | ,, | ,, | ,, |
| અધિમાત્ર ક્રોધથી | ,, | ,, | ,, |
| મૃદુ મોહથી | ,, | ,, | ,, |
| મધ્ય મોહથી | ,, | ,, | ,, |
| અધિમાત્ર મોહથી | ,, | ,, | ,, |

આ પ્રમાણે લોભાદિ નિમિત્તથી કરેલી હિંસાના ૨૭ ભેદ થયા છે. અને પૂર્વોક્ત મૃદુ, મધ્ય, અધિમાત્ર ભેદથી ૨૭ પ્રકારની હિંસા મૃદુ મૃદુ, મધ્ય મૃદુ, અને તીવ્ર મૃદુ—એમ દરેકના ત્રણ ત્રણ ભેદથી ૮૧ પ્રકારની થાય છે. અર્થાત્—

| | | | |
|---|---|---|---|
| મૃદુ મૃદુ લોભથી | કૃત | કારિત | અનુમોદિત |
| મધ્ય મૃદુ લોભથી | ,, | ,, | ,, |
| તીવ્ર મૃદુ લોભથી | ,, | ,, | ,, |
| મૃદુ મધ્ય લોભથી | ,, | ,, | ,, |
| મધ્ય મધ્ય લોભથી | ,, | ,, | ,, |
| તીવ્ર મધ્ય લોભથી | ,, | ,, | ,, |
| મૃદુ તીવ્ર લોભથી | ,, | ,, | ,, |
| મધ્ય તીવ્ર લોભથી | ,, | ,, | ,, |
| તીવ્ર (અધિમાત્ર) તીવ્ર લોભથી | ,, | ,, | ,, |

તેવી રીતે મૃદુ મૃદુ ક્રોધ, મધ્ય મૃદુ ક્રોધ, તીવ્રમૃદુ ક્રોધ, તથા મૃદુ મધ્ય ક્રોધ, મધ્ય મધ્ય ક્રોધ, તીવ્ર મધ્ય ક્રોધ, તથા મૃદુ તીવ્ર ક્રોધ, મધ્ય તીવ્ર ક્રોધ, અધિમાત્ર તીવ્ર ક્રોધ, તથા મૃદુ મૃદુ મોહ, મધ્ય મૃદુ મોહ, તીવ્ર મૃદુ મોહ, તથા મૃદુ મધ્ય મોહ, મધ્ય મધ્ય મોહ, તીવ્ર મધ્ય મોહ, તથા મૃદુ તીવ્ર મોહ, મધ્ય તીવ્ર મોહ તથા અધિમાત્ર તીવ્ર મોહના ભેદથી કૃત, કારિત, અનુમોદિત ભેદવાળી હિંસા ૮૧ પ્રકારની હોય છે. આ હિંસાદિ અનેક દુઃખ દેનાર છે એવી ભાવના કરવી જોઇએ.

તેમાં યજ્ઞનિમિત્ત જે હિંસા છે તે પાપમાં પુણ્યના ભ્રમ રૂપ હોવાથી પાપનું જ કારણ છે એ વાત નીચેના દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે. તથાપિ હિંસાના વિષયમાં તથા માંસભક્ષણ સંબંધી ધર્મશાસ્ત્રાદિ ગ્રન્થોમાં નાના પ્રકારના વાદવિવાદ છે. કોઈ એમ કહે છે કે વેદમાં કહેલી હિંસા પુણ્યનું કારણ છે, પરન્તુ તન્ત્રશાસ્ત્રમાં કહેલી હિંસા તથા અન્ય પ્રકારની માંસ ખાવા માટેની જે હિંસા છે તે પાપનું કારણ છે. માટે વેદમાં કહેલા યજ્ઞાદિમાં થતી હિંસા સંબંધી અને યજ્ઞશિષ્ટ માંસભક્ષણ સંબંધી નીચે નિરૂપણ કરવામાં આવે છે. (અને વૈદિક હિંસા તથા તાન્ત્રિક હિંસાના ભેદ વિષયનું લખાણ **સમાલોચન** પ્રકરણમાં કરવામાં આવશે.)

તે સંબંધી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ—

**देवान्पितॄन्समभ्यर्च्य खादन्मांसं न दोषभाक् ॥** या० स्मृ० १–१७९ ॥

અર્થઃ—દેવતા તથા પિતૃઓનું અર્ચન કરીને માંસ ખાનાર દોષનો ભાગી થતો નથી એમ

કહે છે. એ પ્રમાણે અનેક ધર્મશાસ્ત્રોમાં માંસ ખાવાની વિધિ જોવામાં આવે છે. તે સંબંધી અહીં વિવેચન કરવામાં આવે છે.

જે વૈદિક ધર્મીઓએ અહિંસાને પરમ ધર્મ માન્યો છે, તેમને માટે માંસ ખાવામાં દોષ નથી એ વાત માનવામાં આવી શકે નહીં, કેમકે જીવહિંસા વિના માંસ મળી શકતું નથી. અને જીવહિંસા તો મહાન્ પાપનું કારણ છે. મનુસ્મૃતિ કહે છે કેઃ—

नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥ म० स्मृ० अ० ५-४८ ॥

અર્થઃ—પ્રાણીઓની હિંસા કર્યા વિના માંસની ઉત્પત્તિ થતી નથી. અને જીવોની હિંસા કરવી તે સ્વર્ગપ્રાપ્તિને માટે હિતકારક નથી. માટે માંસનો વિશેષે કરીને ત્યાગ કરવો જોઇએ.

समुत्पत्तिं च मांसस्य वधबन्धौ च देहिनाम् ।
प्रसमीक्ष्य निवर्तेत सर्वमांसस्य भक्षणात् ॥ ,, ॥ ४९ ॥

અર્થઃ—માંસની ઉત્પત્તિ શુક્ર તથા શોણિત રૂપ અપવિત્ર પદાર્થથી થાય છે. માટે માંસની અપવિત્ર વસ્તુમાંથી ઉત્પત્તિનો તથા માંસને માટે જીવોના બંધન અને વધના દોષનો વિચાર કરીને (प्रसमीक्ष्य), સર્વ પ્રકારના માંસભક્ષણથી નિવૃત્ત થવું જોઇએ. અર્થાત્ આપદ્ધર્મ તરીકે પંચ નખવાળાં પ્રાણીઓને ખાવાનું તથા તે માંસ દેવ અને પિતૃઓનું અર્ચન કરીને ખાવાનું ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. પરન્તુ તે સર્વ પ્રકારના યજ્ઞશિષ્ટાદિક માંસને પણ ખાવાનો અવશ્ય પરિત્યાગ કરવો જોઇએ એવો ભાવ છે.

अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ।
संस्कर्ता चोपहर्ता च स्वादकश्चेति घातकाः ॥ ,, ॥ ५-५१ ॥

અર્થઃ—મારવાને સંમતિ આપનાર, તથા મરેલા પશુના ટુકડા કરનાર ( विशसिता ), તથા સ્વયં મારનાર, તથા માંસને વેચાતું ગખનાર તથા વેચનાર, તથા માંસને પકવનાર, તથા તેને ખાનાર એ આઠે કસાઇ (घातक) છે. અર્થાત્ એ આઠેને સમાન પાપ લાગે છે. કેટલાક લોક મારનારને જ પાપ લાગે એમ સમજે છે, ખાનારને પાપ સમઝતા નથી. તેમાં કેવલ અજ્ઞાન જ કારણ છે. એ ખાનાર નહીં હોય તો મારનાર, વેચનાર, પકાવનાર આદિ કોઇ ન રહે. તેથી મારનાર કરતાં પણ ખાનાર વિશેષ પાપનો ભાગી છે. માટે માંસ ખાવું તે જ અપરાધ છે.

मांसभक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥ ,, ॥ ५५ ॥

અર્થઃ—"આ લોકમાં જેના માંસને હું ખાઉં છું તે જ મને પરલોકમાં ખાશે (મને ખાશે) એવો માંસનો અર્થ પંડિત લોક કહે છે. माम् શબ્દનો અર્થ "મને" છે, અને स શબ્દનો અર્થ "તે" છે. આ પદોના અર્થને અનુસાર જેને હું ખાઉં છું તે મને પણ ખાય છે એવો "માંસ" શબ્દનો ભાવાર્થ કહ્યો છે.

यक्षरक्षःपिशाचान्नं मद्यं मांसं सुरासवम् ।
तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥ ,, ॥ ११-९५ ॥

અર્થ:—મદ્ય, માંસ, સુરા (મદ્યભેદ), મદને ઉત્પન્ન કરનાર આસવ, એ સર્વ યક્ષ, રાક્ષસ અને પિશાચોનું અન્ન છે. તેને બ્રાહ્મણ કદાપિ પણ ભક્ષણ ન કરે, કેમકે બ્રાહ્મણ લોક તો દેવોના હવિનું ભોજન કરનાર છે.

**જેવી રીતે માંસભક્ષણનો દોષ કહ્યો છે, તેવી રીતે માંસને નહીં ખાનારને પુણ્ય પણ શાસ્ત્રમાં કહ્યું છે.**

**यद्ध्यायति यत्कुरुते धृतिं बध्नाति यत्र च ।**
**तदवाप्नोत्ययत्नेन यो हिनस्ति न किंचन ॥ ,, ॥ ५–४७ ॥**

અર્થ:—જે મનુષ્ય માછલી, માખી, કે કોઈ પ્રાણીને પણ મારતો નથી તે મનુષ્ય જેનું ચિન્તન કરે છે, અને કર્મ કરે છે, તથા પરમાત્માના ધ્યાનાદિકમાં જે ધૃતિ ( હિંમત ) રાખે છે તે સર્વ તેને કલેશ વિના સિદ્ધ થાય છે.

તે પ્રમાણે યાજ્ઞવલ્કય સ્મૃતિમાં પણ માંસભક્ષણ નહીં કરનારને મહાન્ ફળ કહ્યું છે.

**सर्वान्कामानवाप्नोति हयमेधफलं तथा ।**
**गृहेऽपि निवसन्विप्रो मुनिर्मांसविवर्जनात् ॥ याज्ञ० स्मृ० अ० १–१८१ ॥**

અર્થ:—ઘરમાં રહેનાર મનુષ્યને પણ મુનિની માફક માંસનો પરિત્યાગ કરવાથી સંપૂર્ણ કામના સિદ્ધ થાય છે, અને તેને અશ્વમેધયજ્ઞનું ફળ મળે છે.

જ્યારે માંસનો પરિત્યાગ કરવાથી અશ્વમેધનું ફળ છે, તો મહાન્ કષ્ટ સહન કરીને કરવામાં આવતા અશ્વમેધ યજ્ઞ કરતાં પણ માંસના પરિત્યાગનુ મહત્ત્વ-અધિક છે તેમાં કોઈ શંકા નથી. માટે માંસનુ ભક્ષણ તો હમેશાં નિષિદ્ધ છે. તથાપિ ધર્મશાસ્ત્રમાં કેટલેક ઠેકાણે યજ્ઞમાં મારેલા પશુનુ માંસ ખાવામાં દોષ નથી, તે વેદનો નિયમ છે, વ્યર્થ પોતાના શરીરને પુષ્ટ કરવાને માટે અથવા સ્વાદને માટે માંસ ખાવું તે દોષનું કારણ છે. એવી વેદવિહિત હિંસાની નિર્દોષતા શાસ્ત્રમાં જોવામાં આવે છે. તે સંબધી મનુસ્મૃતિ નીચે પ્રમાણે કહે છે.

**प्रोक्षितं भक्षितं मांसं ब्राह्मणानां च काम्यया ।**
**यथाविधिनियुक्तस्तु प्राणानामेव चात्यये ॥ म० स्मृ० अ० ५–२७ ॥**

અર્થ:—મન્ત્ર દ્વારા પ્રોક્ષણ નામના સંસ્કાર યુક્ત યજ્ઞમાં હોમેલા પશુનું માંસ ખાવા યોગ્ય છે. તથા જ્યારે બ્રાહ્મણની ઇચ્છા થાય ત્યારે પણ માંસ ખાવું યોગ્ય છે. તથા શ્રાદ્ધ, મધુપર્ક, આદિમાં માંસ ખાવાની વિધિ છે. ત્યાં પણ માંસ ખાવામાં દોષ નથી. અને ક્ષુધાતુર થઈને મરવાની તૈયારી થાય અને અન્ય કોઈ વસ્તુ ખાવાને મળતી ન હોય તો તેવે પ્રસંગે પ્રાણની રક્ષાને માટે માંસ ખાવામાં કોઇ દોષ નથી.

**पितृदेवातिथिपूजायां पशुं हिंस्यात् ॥ वसि० स्मृ० अ० ४ सू० ५ ॥**

અર્થ:—પિતૃઓ, દેવ, તથા અતિથિની પૂજામાં પશુની હિંસા કરે .

**सांकृते रन्तिदेवस्य यां रात्रिमतिथिर्वसेत् ॥ म०भा०द्रो०प०अ० ६७–१६॥**
**आलभ्यन्ते तदा गावः सहस्राण्येकविंशतिः । ,,**

तत्र स्म सूदाः क्रोशन्ति सुमृष्टमणिकुण्डलाः ॥ ॥ १७ ॥

सूपं भूयिष्ठमश्नध्वं नाद्य मांसं यथा पुरा। ॥ १८ ॥

અર્થઃ—સંકૃતિના પુત્ર રન્તિદેવ રાજાના ઘરમાં જે રાત્રે અતિથિ રહેતા હતા ત્યારે તેને ત્યાં એકવીસ હજાર ગાયોને મારતા હતા. એટલી ગાયો મારતા છતાં પણ માંસ પૂર્ણ ન થાય ત્યારે તેના મણિજડિત કુણ્ડલવાળા રસોઈયા લોક બૂમ મારીને કહેતા હતા કે આજ પહેલાંના જેટલું માંસ નથી, માટે આપ લોક દાળ ખૂબ ખાઓ. આ શ્લોકનો ભાવ એવો છે કે અતિથિઓના સત્કારને માટે તે લોક બહુ ગાયોને મારતા હતા.

વળી વાલ્મીકિ રામાયણમાં કહ્યું છે કેઃ—

पशूनां त्रिशतं तत्र यूपेषु नियतं तदा।

अश्वरत्नोत्तमं तत्र राज्ञो दशरथस्य ह ॥ वाल्मी० रा० स० १४–३२ ॥

અર્થઃ—રાજા દશરથના યજ્ઞમાં મારવાને માટે ત્રણસેં પશુને યૂપ(યજ્ઞસ્તંભ)ની સાથે બાંધ્યાં હતાં, તેમજ ઉત્તમ ઘોડાને પણ ત્યાં બાંધ્યો હતો.

कौसल्या तं हयं तत्र परिचर्य समन्ततः।

कृपाणैर्विशशासैनं त्रिभिः परमया मुदा ॥ ॥ ३३ ॥

અર્થઃ—તે સમયે કૌસલ્યાજીએ અશ્વની સર્વ પ્રકારે પરિચર્યા કરીને ઘણા હર્ષપૂર્વક તલવારથી તે ઘોડાને ત્રણ ચોટથી માર્યો.

વળી વસિષ્ટ સ્મૃતિ પણ નીચે પ્રમાણે કહે છે.

अथापि ब्राह्मणाय वा राजन्याय वा अभ्यागताय वा महोक्षं वा महाजं वा पचेदेवमस्यातिथ्यं कुर्वन्तीति ॥ व० स्मृ० अ० ४ सू० ८ ॥

અર્થઃ—બ્રાહ્મણ અથવા રાજા અથવા કોઇ અભ્યાગત ઘરમાં આવે તો તેના સત્કારને માટે સાંઢ અથવા બકરાને રાંધવો જોઇએ, કેમકે શિષ્ટ લોક સાંઢ અથવા બકરાને મારીને તેનું માંસ ખવરાવીને બ્રાહ્મણાદિનું આતિથ્ય કરે છે. વળી—

वायव्यं श्वेतमालभेत भूतिकामो ॥ कृ. य. तै. सं. का. १ प्र. १ अ. १ ॥

અર્થ—જેની દેવતા વાયુ છે તેને વાયવ્ય કહે છે. તે વાયુ દેવતાને નિમિત્ત જે પશુ છે તે શ્વેત વર્ણનું હોવું જોઇએ. ઐશ્વર્યની કામનાવાળા મનુષ્ય વાયુદેવતાને માટે સફેદ વર્ણના પશુને યાગને માટે આલભન કરે–મારે. ( આઙ્ પૂર્વક લભ ધાતુ વધાર્થે છે. )

यः प्रजाकामः पशुकामः स्यात्स एतं प्राजापत्यमजं तूपरमालभेत ॥

कृ० य० तै० सं० का० २ प्र० १ अनु० १ ॥

અર્થઃ—જે પુત્ર તથા પશુની કામનાવાળો હોય તે પ્રજાપતિ દેવતા નિમિત્ત શૃંગરહિત અજને આલભન કરે (મારે).

यो ब्रह्मवर्चसकामः स्यात्तस्मा एता मल्हा आलभेतऽऽग्नेयीम् ॥ अ० २॥

અર્થઃ—જે બ્રહ્મતેજની ઇચ્છા રાખે છે તે અગ્નિદેવતાને નિમિત્ત મલ્હા અર્થાત્ ગળામાં લટકતા બે સ્તનવાળી અજાને આલભન કરે.

वैष्णवं वामनमालभेत स्पर्धमानः ॥ अ० ३ ॥

અર્થઃ—લોકોની સાથે ગૃહ, ક્ષેત્ર, આદિ વિષયમાં વાદવિવાદ કરનાર મનુષ્ય વિષ્ણુ દેવતાને નિમિત્ત વામન ( હ્રસ્વ–નાના ) પશુને આલભન કરે.

सौम्यं बभ्रुमालभेतान्नकामः । ,, ॥

અર્થઃ—અન્નની કામનાવાળો મનુષ્ય ચન્દ્ર દેવતાને નિમિત્ત પીન વર્ણના પશુને આલભન કરે.

ऐन्द्रीं सूतवशामालभेत भूमिकामः ॥ अनु० ५ ॥

અર્થઃ—ઐશ્વર્યની કામનાવાળો ઇન્દ્ર દેવતાને નિમિત્ત સૂતવશાને આલભન કરે. એક વાર વિયાયા પછી જે ગાય વન્ધ્યા રહે તે સૂતવશા કહેવાય છે. અને—

ब्रह्मणे ब्राह्मणमालभेत ॥ श० ब्रा० प्र० ४ ब्रा० २ क० १० ॥

क्षत्राय राजन्यं मरुद्भ्यो वैश्यम् ॥ ,, ॥

અર્થઃ—બ્રાહ્મણાભિમાની દેવતાને માટે બ્રાહ્મણને આલભન કરે. ક્ષત્રિયાભિમાની દેવતાને માટે ક્ષત્રિયને આલભન કરે. અને મરુદ્ગણોને માટે વૈશ્યને આલભન કરે. અને–

अग्निभ्यः कामाय पशूनालभते ॥ स० श्रो० सू० प्र० ११ प० २ सू० १ ॥

અથઃ—પુત્ર તથા પશુ આદિની કામના સિદ્ધ થવાને માટે અગ્નિ દેવતાને માટે પશુને આલભન કરે

ઇત્યાદિ શ્રુતિ તથા કલ્પસૂત્ર, ઇતિહાસ, પુરાણ તથા ધર્મશાસ્ત્ર આદિ ગ્રન્થોમાંથી પશુ વડે યજ્ઞ કરવાનો, તથા યજ્ઞશેષ તથા અતિથિ સત્કારનો શેષ, તથા દેવ અને પિતૃઓનું અર્ચન કરીને બાકી બચેલું માંસ ખાવાનો વિધિ જોવામાં આવે છે.

वलिदानं विना देव्या हिंसां सर्वत्र वर्जयेत् ॥ का० तं० प० २ श्लो० २ ॥

અર્થઃ—દેવીને નિમિત્ત પ્રાણી બાલદાન સિવાય સર્વ ઠેકાણે હિંસા પરિત્યાગ કરવી જોઇએ.

આ પ્રમાણે તન્ત્રશાસ્ત્રમાં દેવીને બલિદાન આપવામાં દોષ માન્યો નથી. જેવી રીતે વૈદિક લોક દેવતા તથા પિતૃઓને નિવેદન કરીને માંસભક્ષણમાં દોષનો અભાવ બતાવે છે, તેવી રીતે દેવીને નિવેદન કરીને માંસ ખાવામાં દોષનો અભાવ તાન્ત્રિકલોક પણ કહે છે. વળી–

मत्स्यान्सशल्कान्भुञ्जीत मांसं रौरवमेव च ।

निवेद्य देवताभ्यस्तु ब्राह्मणेभ्यश्च नान्यथा ॥ प० पु० ख० अ० ५६–३७ ॥

અર્થઃ—કાંટાવાળી મોટી માછલી તથા રુરુ નામના મૃગવિશેષનું માંસ (रौरवम् ) પણ દેવતાઓને નિવેદન કરીને તથા બ્રાહ્મણોને ખવરાવીને ખાવું જોઇએ. દેવતાને નિવેદન આદિ કર્યા વિના ખાવું યોગ્ય નથી. તેવી રીતે કાંટાવાળી માછલી ખાવાની આજ્ઞા પણ શાસ્ત્રમાં છે.

મનુ મહારાજ પોતાના ધર્મશાસ્ત્રમાં લખે છે.

यो यस्य मांसमश्नाति स तन्मांसाद उच्यते ।

मत्स्यादः सर्वमांसादस्तस्मान्मत्स्यान्विवर्जयेत् ॥ म० स्मृ० अ० ५–१५ ॥

અર્થઃ—જે મનુષ્ય જેનું માંસ ખાય છે તે લોકમાં " આ અમુક પ્રાણીનું માંસ ખાનાર છે." એમ કહેવાય છે, જેમ ગોમાંસ ખાનાર ઇત્યાદિ. પરન્તુ માછલી ખાનાર માત્ર મત્યાદ નથી પરંતુ સર્વમાંસાદ અર્થાત્ સર્વ માંસનો ખાનાર કહેવાય છે, કેમકે 'માછલી

મનુષ્ય, પશુ, પક્ષી, આદિ સર્વ માંસોને ખાય છે, માટે માછલીને ખાવાનો વિશેષ કરીને પરિત્યાગ કરવો જોઇએ.

આ પ્રમાણે માછલી ખાવાનો નિષેધ છે. તથાપિ–

**पाठीनरोहितावाद्यौ नियुक्तौ हव्यकव्ययोः ।**

**राजीवान्सिंहतुण्डांश्च सशल्यकांश्चैव सर्वशः ॥ ,, ॥ ५–१६ ॥**

અર્થ–પાઠીન તથા રોહિત નામની માછલી દેવતા તથા પિતૃઓના હવ્ય અને કવ્યમાં પણ ખાવાને નિયુક્ત કરેલી છે. માટે તે ખાવા યોગ્ય છે. અને રાજીવ તથા સિંહતુણ્ડ નામની માછલી પણ ખાવા યોગ્ય છે. એવું વિધાન કરેલું છે. અને શ્રાદ્ધાદિમાં પણ માછલીના માંસનું વિધાન કરેલું છે. વળી—

**श्वाविधं शल्यकं गोधा खड्गकूर्मशशाँस्तथा ।**

**भक्ष्यान्पञ्चनखेष्वाहुरनुष्ट्रांश्चैकतो दतः ॥ ,, ॥ ५–१८ ॥**

અર્થઃ—શ્વાવિધ ( સેધા નામનું પ્રાણી ), શલ્યક અર્થાત્ શાહુડી, ગોધા ( પાટલા ઘો ), ગેંડા (खड्ग), કાચબો, સસલું, પાંચ નખવાળાં પ્રાણીમાં જે ખાવા યોગ્ય હોય છે તે તથા જેને ફક્ત એક જડબામાં દાંત હોય તેવાં પ્રાણીમાં ઉંટને છોડી અન્ય પ્રાણી પણ ખાવા યોગ્ય છે.

આ પ્રમાણે કેટલાંક પ્રાણીને ખાવા યોગ્ય બતાવ્યાં છે. આવા લેખો ઉપર વિચાર કરતાં ડુંગળી (પલાણ્ડુ) આદિક પદાર્થોની માફક માંસ સંબંધી કોઈ સામાન્ય નિષેધ જોવામાં આવતો નથી. અને જ્યારે "**अनुमन्ता विशसिता**" ઇત્યાદિ શ્લોકોનો વિચાર કરીએ છીએ ત્યારે માંસ ખાવું તે મોટા પાપનું કારણ માલમ પડે છે. નાના પ્રકારના લેખ જોવાથી મનુષ્યોના અન્તઃકરણમાં અવશ્ય સંશય ઉત્પન્ન થાય છે. અત્યન્ત પવિત્ર દેવતાઓની પ્રસન્નતા પણ મનુષ્ય તથા ગાય, બકરાં, ઘોડા આદિ પશુને મારીને યજ્ઞ કરવાથી થાય છે એ વાત પણ બહુ વિચિત્ર છે. માટે તે સંબંધમાં વિશેષ વિચાર કરવાની જરૂર છે.

માંસની ઉત્પત્તિ આદિનો વિચાર કરવાથી માંસ જેવી બીજી અપવિત્ર વસ્તુ હોવી સંભવ નથી. એવો તામસી પદાર્થ ખાવામાં નિર્દોષતા બતાવવામાં કોઇ વિશેષ કારણ હોવું જોઇએ. રોગોને દૂર કરવાને માટે ચરક આદિ આયુર્વેદના ગ્રન્થોમાં રોગીને અનેક પ્રકારનાં માંસ આપવાનું લખ્યું છે. મનુષ્યોના પ્રાણની રક્ષાને માટે માંસ ખાવું તે કોઇ પાપનું કારણ હોઇ શકતું નથી. પરન્તુ રોગની નિવૃત્તિ થયા બાદ જે સ્વાદને માટે માંસ ખાય તો અવશ્ય દોષ લાગે છે. તે દોષ અન્તઃકરણ મલિન થવું તે જ મુખ્ય છે. પ્રાણરક્ષાને માટે વૈદ્યશાસ્ત્રમાં જે માંસભક્ષણ લખ્યું છે તે યોગ્ય જ છે, ને ધર્મ પણ છે. તેથી કાંઇ હમેશાં માંસ ખાવું એવું વૈદ્યશાસ્ત્રનું તાત્પર્ય નથી. તેવી રીતે દુકાળમાં કોઇ પણ પ્રકારનું અન્નાદિક મળે નહીં તો તે સમયે માંસ ખાઇને પણ શરીરની રક્ષા કરવી તે ધર્મ જ છે એવી શાસ્ત્રની આજ્ઞા છે. તેમાં યુક્તિ પણ છે.

**जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः ।**

**आकाशमिव पङ्केन न स पापेन लिप्यते ॥ મ૦સ્મૃ૦અ૦ ૧૦–૧૦૪ ॥**

અર્થઃ—પ્રાણનો નાશ થવાનો પ્રસંગ આવે ત્યારે જે આમ તેમથી લાવીને અન્ન ખાય છે તે, જેવી રીતે આકાશ કાદવથી લિપ્ત થતું નથી તેમ, પાપથી લિપ્ત થતો નથી.

अजीगर्तः सुतं हन्तुमुपासर्पद्बुभुक्षितः ।
न चालिप्यत पापेन क्षुत्प्रतीकारमाचरन् ॥ म०स्मृ०अ १०-१०५ ॥

અર્થઃ—અજીગર્ત નામના ઋષિએ ભૂખના માર્યા પોતાના શુનઃશેપ નામના પુત્રને રાજા હરિશ્ચન્દ્રને યજ્ઞ કરવા વેચી દીધો હતો. બાલકને મારવાને માટે કોઈ પણ મનુષ્ય કબુલ ન થવાથી તેનો બાપ અજીગર્ત પોતે જ સો ગાય લઈને પોતાના પુત્રને યજ્ઞસ્તંભમાં બાંધીને મારવાને માટે તૈયાર થયો. ક્ષુધા નિવારણ કરવાને માટે આ પ્રમાણે કરવા છતાં તે પાપથી લિપ્ત ન થયો એવી વાત બહ્વૃચ બ્રાહ્મણમાં છે.

श्वमांसमिच्छन्नार्तोऽत्तुं धर्माधर्मविचक्षणः ।
प्राणानां परिरक्षार्थं वामदेवो न लिप्तवान् ॥ ,, ॥ १०६ ॥

અર્થઃ—ધર્મ અને અધર્મને જાણનાર એવા વામદેવ ઋષિ ક્ષુધાથી પીડિત થવાથી પ્રાણની રક્ષાને માટે કૂતરાનું માંસ ખાવાની ઈચ્છા કરી. છતાં તે પાપથી લિપ્ત ન થયા.

भरद्वाजः क्षुधार्तस्तु सपुत्रो विजने वने ।
बह्वीर्गाः प्रतिजग्राह वृधोस्तक्ष्णो महातपाः ॥ ,, १०७ ॥

અર્થઃ—ભરદ્વાજ નામના મહા તપસ્વી ઋષિ પુત્રની સાથે જંગલમાં રહેતા સતા ક્ષુધાથી પીડિત થઈને વધુ નામના સુતારની પાસેથી બહુ ગાયોનો પ્રતિગ્રહ કર્યો હતો.

क्षुधार्तश्चात्तुमभ्यागाद्विश्वामित्रः श्वजाघनीम् ।
चण्डालहस्तादादाय धर्माधर्मविचक्षणः ॥ ,, ॥ १०८ ॥

અર્થઃ—ધર્મ અને અધર્મને જાણનાર વિશ્વામિત્ર ઋષિ ક્ષુધાથી પીડિત થઈ ચણ્ડાલના હાથથી લઈને કૂતરાની (जघन) પાછળના ભાગનું માંસ ખાવાનો નિશ્ચય કર્યો. છતાં તે પાપના ભાગી થયા નથી.

વળી ઉષસ્તિ નામના ઋષિની વાર્તા છાન્દોગ્યોપનિષત્‌માં છેઃ—

मटचीहतेषु कुरुष्वाटिक्या सह जाययोषस्तिर्ह चाक्रायण इभ्यग्रामे प्रद्राणक उवास ॥ छा० उ० अ० ,१-१०-१ ॥

અર્થઃ—એક સમયે કુરૂક્ષેત્ર ભૂમિમાં પાષાણવૃષ્ટિ થવાથી સંપૂર્ણ અન્નનો નાશ થયો, તેથી મહાન્ દુર્ભિક્ષ પડયો. અન્ન નહીં મળવાથી દુર્ગતિને પ્રાપ્ત થયેલો ચક્રઋષિનો પુત્ર ઉષસ્તિ નામનો ઋષિ પોતાની બાલ્યાવસ્થાની સદાચારિણી પત્નીની સાથે કોઇ હસ્તિ ઉપર સ્વારી કરવાને યોગ્ય મોટા ઐશ્વર્ય વાળા કોઈના ગ્રામમાં કોઈના ઘરમાં જઈને રહ્યો.

स हेभ्यं कुल्माषान्खादन्तं बिभिक्षे तꣳ होवाच नेतोऽन्ये विद्यन्ते यच्च येम इम उपनिहिता इति ॥ ,, ॥ २ ॥

અર્થઃ—તે ઋષિએ અન્નને માટે ફરતા ફરતા યદૃચ્છાથી એક હાથીવાન્‌ને ઘઉં તથા ચણા આદિની કણકીને ખાતો દીઠો. તેની પાસે ઋષિએ અન્નની યાચના કરી. ત્યારે હાથીવાને ઋષિને કહ્યું કે મારા ખાતાં વધેલી જૂઠી કણકી આ મારી પાસે પાત્રમાં પડી છે. બીજું કાંઇ મારી પાસે નથી. હું શું કરૂં? તેની વાત સાંભળી ઋષિ કહે છેઃ—

एतेषां मे देहीति होवाच तानस्मै प्रददौ हन्तानुपानमित्युच्छिष्टं वै मे पीतं स्यादिति होवाच ॥ ॥ ३ ॥

અર્થ:—આ જૂઠી કણકી જ મને આપો. ઋષિનું વચન સાંભળી હાથીવાને તે આપી. પછી હાથીવાને પાસે પડેલુ જળ પીવાને લ્યો એમ કહ્યું. ત્યારે ઋષિએ કહ્યું કે જો હું તારૂં જલ પીઉં તો મને ઉચ્છિષ્ટ જલ પીવાનો દોષ લાગે. માટે આ જલ નહીં પીઉં.

न स्विदेतेऽप्युच्छिष्टा इति न वा अजीविष्यमिमां न खादन्निति होवाच कामो म उदपानमिति ॥ ॥ ४ ॥

અર્થ:—ત્યારે હાથીવાને પૂછયું કે શું આ કણકી જૂઠી નથી. ત્યારે ઉપસ્તિએ કહ્યું કે જો હું કણકી ન ખાત તો હું જીવત નહીં, અને પીવાને માટે જળ તો મને ઇચ્છાનુસાર મળશે. આ પ્રમાણે કષ્ટ અવસ્થાને પ્રાપ્ત થયેલો આવું પણ કર્મ કરે તો પાપની પ્રાપ્તિ થતી નથી. અન્ય સમયમાં પ્રમાદથી પણ તેમ કરવાથી અવસ્ય પાપના ભાગી થવાય છે એવો નિશ્ચય થાય છે. તેવી જ રીતે પ્રાણરક્ષાની ખાતર કોઇ પણ પ્રકારનો પ્રતિગ્રહ લેવાથી અથવા કોઇ પણ પ્રકારનું માંસાદિ ખાવાથી દોષ લાગતો નથી એ વાત બરાબર છે.

વળી બૃહદારણ્યક ઉપનિષતમાં પણ—

अथ य इच्छेत्पुत्रो मे पण्डितो विगीतः समितिंगमः शुश्रूषितां वाचं भाषिता जायेत सर्वान्वेदाननुब्रुवीत सर्वमायुरियादिति मांसोदनं पाचयित्वा सर्पिष्मन्तम श्नीयातामीश्वरौ जनयित वा औक्षेणवाऽऽर्षभेण वा ॥ बृ०उ०अ० ६-४-१८॥

અર્થ:—મને, પણ્ડિત પ્રખ્યાત વિદ્વાનોની સભામાં જનાર, શ્રવણ કરવામાં રમણીય, અર્થવાળી વાણી બોલનાર તથા સર્વ વેદોનું કથન કરી શકે અથવા પઢી શકે અને સંપૂર્ણ સો વર્ષની આયુ વાળો પુત્ર પ્રાપ્ત થાય એવી ઇચ્છા હોય તો તેણે તેવા પુત્રને માટે માંસોદન એટલે માંસ મેળવીને રાધેલો ભાત ઘી મેળવી માતા પિતા બંનેએ ખાવો જોઇએ. તેમ કરવાથી એવો સમર્થ પુત્ર ઉત્પન્ન કરવાને સમર્થ થાય. માંસ સાંઢનું અથવા સન્તાન ઉત્પન્ન કરવામાં સમર્થ સાંઢથી અધિક આયુ વાળા બળદનું હોવું જોઈએ.

આ પ્રમાણે વિદ્વાન્ પુત્ર પ્રાપ્ત થવાને માટે માંસોદનનું ભક્ષણ પણ વિધિ રૂપે કહ્યું નથી, પરન્તુ આવો પુત્ર પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો માંસોદનના ભક્ષણથી પૂર્વોક્ત ગુણ વાળો પુત્ર થાય છે એ ઉપાય જ કહ્યો છે. તેથી માંસ ખાવામાં દોષ નથી એવો ભાવ નથી. તેવી રીતે કામી મનુષ્યની કામના પૂર્ણ કરવાને માટે નાના પ્રકારના ઉપાય શાસ્ત્રોમાં અને વેદમાં પણ છે. તથાપિ કોઇ પણ સકામ કર્મ કરવાને વેદ અથવા ધર્મશાસ્ત્ર ફરજ પાડતાં નથી. વેદનું તાત્પર્ય તો નિષ્કામ કર્મમાં જ છે. વેદમાં જે હિંસા યુક્ત યજ્ઞોનું પ્રતિપાદન છે તે આપત્તિકાલમાં દાખલ થયુ છે. વેદને હિંસા ઇષ્ટ નથી તેમાં અનેક પ્રમાણ છે.

સ્કાન્દ પુરાણના વૈષ્ણવ ખંડમાં આ વિષયમાં એક ઇતિહાસ છે. સ્વાયમ્ભૂ મનુના સમયમાં ઇન્દ્રે વિશ્વજિત્ નામનો અશ્વમેધ કરવાનો આરંભ કર્યો. ત્યાં મારવાને માટે બાંધેલાં બકરાં વિગેરે પશુ પોકારતાં હતાં. અને રસના લોભી સંપૂર્ણ દેવના લોક પણ ત્યાં હાજર હતા તે વખતે સર્વ લોકના કલ્યાણને માટે વિચરતા તેજસ્વી ઋષિલોક યદચ્છાથી ત્યાં

પહોંચી ગયા. દેવતાઓએ તે ઋષિ લોકોનો પાદ્ય, અર્ધ્ય અને સ્વાગતથી સત્કાર કર્યો. તે ઋષિઓએ બૂમો પાડતાં તે પ્રાણીઓને દીઠાં. અને—

सात्त्विकानामपि च तं देवानां यज्ञविस्तरम् ।
हिंसामयं समालोक्य तेऽत्याश्चर्यं हि लेभिरे ॥ स्का.पु.ख.२वा.मा.९अ.६-८॥

અર્થઃ—સાત્વિક પ્રકૃતિવાળા પણ તે દેવતા લોકના તે હિંસામય યજ્ઞને દેખીને ખરેખર તે ઋષિઓને અત્યન્ત આશ્ચર્ય લાગ્યું.

धर्मव्यतिक्रमं दृष्ट्वा कृपया ते द्विजोत्तमाः ।
महेन्द्रप्रमुखानूचुर्देवान्धर्मधियस्ततः ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—તે ધાર્મિક બુદ્ધિવાળા ઋષિ લોક ધર્મનું ઉલ્લંઘન જોઇને તે ઇન્દ્રાદિ દેવતાઓ પ્રતિ કહેવા લાગ્યાઃ—

देवैश्च ऋषिभिः साकं महेन्द्रास्मद्वचः शृणु ।
यथास्थितं धर्मतत्त्वं वदामो हि सनातनम् ॥ ,, ॥ १० ॥

અર્થઃ—હે મહેન્દ્ર ! દેવ તથા ઋષિઓ સહિત તુ અમારૂ વચન સાંભળ. સનાતન ધર્મનું જે પ્રકારનું તત્ત્વ છે તેવું અમે કહીશું.

यूयं जगत्सर्गकाले ब्रह्मणा परमेष्ठिना ।
सत्त्वेन निर्मिताः स्थो वै चतुष्पाद्धर्मधारकाः ,, ॥ ११ ॥

અર્થઃ—જગતના સૃષ્ટિકાલમાં પરમેષ્ઠી બ્રહ્માજીએ સત્ત્વગુણ પ્રધાન તમને સરજ્યા છે, અને તમને ધર્મના સત્ય, તપ, દયા અને શૌચ એ ચારે પાદના ધારણ કરનાર તરીકે ઉત્પન્ન કર્યા છે.

रजसा तमसा चासौ मनूंश्चैव नराधिपान् ।
असुराणां चाधिपतीनसृजद्धर्मधारिणः ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—અને રજોગુણ અને તમોગુણ પ્રધાન વાળા થઇને ધર્મને ધારણ કરનાર મનુઓ તથા રાજાઓ તથા અસુરોના રાજા લોકને પણ ઉત્પન્ન કર્યા.

सर्वेषामथ युष्माकं यज्ञादिविधिबोधकम् ।
ससर्ज श्रेयसे वेदं सर्वाभीष्टफलप्रदम् ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—અને આપ સર્વ લોકને યજ્ઞાદિક કરવાની વિધિનુ બોધન કરનાર તથા સંપૂર્ણ ઇચ્છિત ફલ દેનાર વેદની પણ રચના કરી.

अहिंसैव परोधर्मस्तत्र वेदेऽस्ति कीर्तितः ।
साक्षात्पशुवधो यज्ञे न हि वेदस्य संमतः ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—તે યજ્ઞાદિ વિષયમાં અહિંસા જ પરમ ધર્મ છે એવું વેદે કહ્યું છે. યજ્ઞમાં સાક્ષાત્ પશુવધ કરવો તે વેદને સંમત નથી.

चतुष्पादस्य धर्मस्य स्थापने ह्येव सर्वथा ।
तात्पर्यमस्ति वेदस्य न तु नाशोऽस्य हिंसया ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—સર્વથા ધર્મના ચાર પાદ બરાબર સ્થાપન કરવામાં વેદનું તાત્પર્ય છે હિંસા કરીને ધર્મનો નાશ કરવામાં વેદનું તાત્પર્ય નથી.

रजस्तमोदोषवशात्तथाप्यसुरपा नृपाः।
मेध्येनाजेन यष्टव्यमित्यादौ मतिजाड्यतः ।
छागादिमर्थं बुबुधुर्व्रीह्यादिं तु न ते विदुः ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—તથાપિ રજોગુણ અને તમોગુણના દોષથી અસુરોના રાજાઓ પવિત્ર અજ વડે યજ્ઞ કરવા યોગ્ય છે ઇત્યાદિ વાક્યમાં બુદ્ધિની જડતાથી अज શબ્દનો અર્થ બકરો સમજ્યા, પરન્તુ તેનો અર્થ ત્રણ વર્ષોના જૂના થયેલા વ્રીહિ આદિ ધાન્ય છે એ તેઓ સમજ્યા નહીં.

सात्त्विकानां तु युष्माकं वेदस्यार्थो यथास्थितः ।
ग्रहीतव्यो नान्यथा नैव तादृशी च क्रियोचिता ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—પરન્તુ આપ જે સાત્વિક દેવતા લોક છો તેમણે તો વેદનો અર્થ જેવો યથાર્થ છે તેવો જ જાણવો જોઇએ, અને તે પ્રમાણે જ ક્રિયા પણ કરવી જોઇએ. પરન્તુ વિપરીત પ્રકારે વેદનો અર્થ સમજવો અને તે પ્રમાણે કર્મ કરવું તે યોગ્ય નથી. વળી—

यादृशो हि गुणो यस्य स्वभावस्तस्य तादृशः ।
स्वस्वभावानुसारेण प्रवृत्तिः स्याच्च कर्मणि ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—મનુષ્યનો સાત્વિકાદિ જેવો ગુણ હોય છે તે પ્રકારનો તેનો સ્વભાવ હોય છે. અને પોતપોતાના સ્વભાવને અનુસાર કર્મમાં પ્રવૃત્તિ થાય છે.

प्रत्यक्षं पशुमालभ्य यज्ञस्याचरणं तु यत् ।
धर्मः स विपरीतो वै युष्माकं सुरसत्तमाः ॥ ,, ॥ २० ॥

અર્થઃ—હે દેવશ્રેષ્ઠો ! પ્રત્યક્ષ પશુની હિંસા કરીને જે યજ્ઞ કરવો તે આપને માટે વિપરીત ધર્મ છે.

रजस्तमोगुणवशादासुरीं संपदं श्रिताः ।
युष्माकं याजका ह्येते सन्त्यवेदविदो यथा ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—રજોગુણ અને તમોગુણથી આસુરી સંપત્તિને પ્રાપ્ત થયેલા આપના પુરોહિત (યાજક)લોક વેદનો અર્થ નહીં જાણનારના જેવા જ છે. અર્થાત્ રજોગુણ અને તમોગુણની વૃદ્ધિથી તે લોક યથાર્થ વાત જાણતા નથી.

तत्संगादेव युष्माकं सांप्रतं व्यत्ययो मतेः ।
जात तेनेदृशं कर्म प्रारब्धमिति निश्चितम् ॥ ,, ॥ २२ ॥

અર્થઃ—તે લોકોના સંગથી હાલમાં આપ લોકની બુદ્ધિ વિપરીત થઇ છે. તેથી જ તમે આ પ્રકારનું હિંસા યુક્ત કર્મ કરવાનું આરંભ્યું છે એ વાતનો નિશ્ચય છે.

सात्त्विकानां देवतानां सुरामांसाशनं क्वचित् ।
अस्माभिस्त्वीक्षितं नैव न श्रुतं च सतां मुखात् ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—સાત્વિક પ્રકૃતિના દેવતાઓનું દારૂ તથા માંસભક્ષણ અમે ક્યાંએ પણ જોયું નથી તેમ કોઇ સત્પુરૂષને મોઢેથી સાંભળ્યું પણ નથી.

तस्माद्व्रीहिभिरेवासौ यज्ञः क्षीरेण सर्पिषा ।
मेध्यैरन्नरसैश्चान्यैः कार्यो न पशुहिंसया ॥ „ ॥ २८ ॥

અર્થ:—માટે તમારે આ યજ્ઞ ડાંગર તથા દૂધ તથા ઘી તથા બીજા પવિત્ર ધાન્ય તથા રસ વડે જ કરવો જોઇએ, પશુની હિંસા કરીને નહીં.

तत्रापि बीजैर्यष्टव्यमजसंज्ञामुपागतैः ।
त्रिवर्षकालमुषितैर्न येषां पुनरुद्गमः ॥ „ ॥ २९ ॥

અર્થ:—તેમાં પણ (तत्रापि) જે બીજ ત્રણ વર્ષ સુધી કોઠારમાં રહેવાથી ફરી ઉગવાનો જેનો સંભવ નથી તેથી *अज* સંજ્ઞાને પ્રાપ્ત થયાં છે તેવાં બીજ વડે જ તમારે યજ્ઞ કરવો જોઇએ, ઉગવા યોગ્ય નવાં તાજાં બીજ વડે નહીં.

अद्रोहश्चाप्यलोभश्च दमो भूतदया तप ।
ब्रह्मचर्यं तथा सत्यमदंभश्च क्षमा धृतिः ॥ „ ॥ ३० ॥
सनातनस्य धर्मस्य रूपमेतदुदीरितम् ।
तदतिक्रम्य यो वर्तेद्धर्मघ्नः स पतत्यधः ॥ „ ॥ ३१ ॥

અર્થ:—કોઈ પ્રાણીને ઉપદ્રવ ન કરવો તે ( અદ્રોહ ), લોભ ન કરવો, ઇન્દ્રિયનિગ્રહ, પ્રાણીઓ ઉપર દયા, તપ, બ્રહ્મચર્ય, સત્ય, પાખણ્ડનો અભાવ, ક્ષમા તથા ધૃતિ એ સર્વ સનાતન ધર્મનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે. તેનું અતિક્રમણ કરીને જે વર્તે છે તેવો ધર્મનો નાશ કરનાર પતિત થાય છે—અધોગતિને પ્રાપ્ત થાય છે.

इत्थं वेदरहस्यज्ञैर्महामुनिभिरादरात् ।
बोधिता अपि सन्नीत्या स्वप्रतिज्ञाविघाततः ।
तद्वाक्यं जगृहुर्नैव तत्प्रामाण्यविदोऽपि ते ॥ „ ॥ ३२ ॥

અર્થ:—વેદનું રહસ્ય જાણનાર ઋષિ લોકે આદરપૂર્વક અને નીતિથી સમજાવ્યા છતાં તે દેવતાઓ વેદ પ્રમાણોને જાણવા છતાં પશુને મારીને યજ્ઞ કરવાની પોતાની પ્રતિજ્ઞાનો ભંગ થવાને કારણે તેમણે તે ઋષિઓના વચનને ગ્રહણ કર્યું નહીં—માન્યું નહીં.

આ પ્રમાણે મહત્પુરૂષોની મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી તે લોકમાં માન તથા ક્રોધાદિકનો પ્રવેશ થયો અને તેથી ઋષિઓની વાતમાં છિદ્ર શોધવા લાગ્યા. અને "અજ" નામ બકરાનું છે, બીજનું નહીં, ઇત્યાદિ વાક્ય કહેનાર દેવોના સંબંધમાં ઋષિ લોક ઉદાસ ચિત્ત વાળા થયા. છતાં ફરી પણ તેમને સમજાવતા હતા તે સમયે ઉપરિચર રાજા યદચ્છાથી ત્યાં આવ્યા. તેને જોઇને ઋષિલોકે દેવતાઓને કહ્યું કે આ રાજા આપણા સંશયને દૂર કરશે, તેણે આગળ હજારો મહાયજ્ઞ કર્યા છે, તે કદાપિ અન્યથા વચન નહીં બોલે.

તેવો નિશ્ચય કરીને ઋષિ લોક પ્રીતિપૂર્વક તે રાજાની પાસે જઇને પૂછવા લાગ્યા:—

भो राजन्केन यष्टव्यं पशुनाहोस्विदौषधैः ।
एवं नः संशयं छिन्धि प्रमाणं नो भवान्मतः ॥ „ ॥ ४२ ॥

અર્થ:—હે રાજન્! યાગ કઇ વસ્તુ વડે કરવો જોઇએ—પશુ વડે કે ડાંગર આદિ ધાન્ય

વડે-તે સંબંધી અમને શંકા છે, તેને આપ નિવૃત્ત કરો; આપ જ અમારે માટે પ્રમાણ છો એવો અમારો મત છે. તેમાં—

धान्यैर्यष्टव्यमित्येव पक्षोऽस्माकं नराधिप ।
देवानां तु पशुः पक्षो मतं राजन्वदात्मनः ॥ ,, ॥ ४४ ॥

અર્થઃ—હે રાજન્ ! અમારો ( ઋષિઓનો ) એવો મત છે કે ધાન્ય વડે યજ્ઞ કરવો જોઇએ, પશુ વડે નહીં. અને દેવતાઓનો પક્ષ પશુ વડે યજ્ઞ કરવાનો છે, ધાન્ય વડે નહીં. તેમાં આપનો મત શો છે તે કહો.

देवानां तु मतं ज्ञात्वा वसुस्तत्पक्षसंश्रयात् ।
छागादिपशुनैवेज्यमित्युवाच वसुस्तदा ॥ ,, ॥ ४५ ॥

અર્થ.—વસુરાજા(ઉપરિચર)એ દેવતાઓનો મત જાણીને તેમના પક્ષનો આશ્રય કર્યો અને એવું કહ્યું કે બકરૂં આદિ પશુ વડે જ યજ્ઞ કરવો જોઇએ.

एवं हि मानिनां पक्षमसन्तं स उपाश्रितः ।
धर्मज्ञोऽप्यवदन्मिथ्या वेदं हिंसापरं नृपः ॥ ,, ॥ ४६ ॥

અર્થઃ—આ પ્રમાણે ધર્મને જાણનાર છતાં રાજાએ તે માની દેવતાઓનો પક્ષ લીધો, અને વેદ હિંસાપરક છે એવું મિથ્યાવચન કહ્યું.

तस्मिन्नेव क्षणे राजा वाग्दोषादन्तरिक्षतः ।
अधः पपात सहसा भूमिं च प्रविवेश सः ॥ ,, ॥ ४७ ॥

અર્થઃ—તે જ ક્ષણે તે રાજા વાણીના દોષથી અંતરિક્ષમાંથી નીચે પડ્યો અને પૃથ્વી લોકને પ્રાપ્ત થયો. અને—

महतीं विपदं प्राप भूमिमध्यगतो नृपः ।
स्मृतिस्त्वेनं न प्रजहौ तदा नारायणाश्रयात् ॥ ,, ॥ ४८ ॥

અર્થઃ—ભૂમિને પ્રાપ્ત થયેલો તે રાજા મોટી વિપત્તિમાં પડ્યો. પરન્તુ નારાયણનો આશ્રય લીધેલો હોવાથી તે વખતે સ્મૃતિએ તેનો પરિત્યાગ કર્યો નહીં અર્થાત્ ભગવાનનું તેને સ્મરણ રહ્યું.

मोचयित्वा पशून्सर्वांस्ततस्ते त्रिदिवौकसः ।
हिंसाभीता दिवं जग्मुः स्वाश्रमांश्च महर्षयः ॥ ,, ॥ ४९ ॥

અર્થઃ—આ વાત પ્રત્યક્ષ દેખીને દેવતાઓ હિંસાના ભયથી સર્વ પશુઓને છોડીને સ્વર્ગમાં ચાલ્યા ગયા અને મહર્ષિઓ પોતપોતાને આશ્રમે ગયા.

બાદ ઉપરિચર રાજા પણ પોતાના કર્મની નિન્દા કરતો મનમાં સંતાપ કરતો ઋષિલોકોનું વચન માન્ય કરતો ભગવાનનું ભજન કરતો રહ્યો અને ભગવાનની કૃપાથી ફરીથી સ્વર્ગને પ્રાપ્ત થયો.

ત્યાર પછી સાવર્ણિ સ્કન્દ મુનિ પૂછે છે કે મહર્ષિ લોકોએ જ્યારે હિંસા રૂપ યજ્ઞને રોકયો ત્યાં ફરી તે હિંસામય યજ્ઞ કેમ પ્રવૃત્ત થયો છે ? દેવતા લોકમાં તથા ઋષિઓમાં તથા

ઇદાનીંકાલના તથા પ્રાચીન કાલના રાજા લોકમાં પણ સનાતન શુદ્ધ ધર્મ કેમ વિપરીત થયો છે? ત્યારે સ્કન્દ ઉત્તર આપે છે કે—

कालो बलीयान्बलिनां भिद्यन्ते तेन बुद्धयः।
कामक्रोधरसास्वादलोभमानवतां मुने ॥ स्का.पु.ख.२वासु.मा. ९ अ. ८-४॥
अतिक्रमेण महतां यथार्थहितभाषिणाम्।
क्रोधमानवशात्पुंसां नश्यन्त्येव च सद्धियः ॥ „ ॥ ५५ ॥

અર્થઃ—સર્વ પ્રકારના બલીઓમાં જે કાલ છે તે મહાબલી છે. તેથી હે મુને! કામ, ક્રોધ, રસાસ્વાદ, લોભ અને માનવાળા લોકોની બુદ્ધિમાં ભેદ પડે છે. અને યથાર્થ ભાષણ કરનાર મહત્ પુરુષોનું અતિક્રમણ કરવાથી ક્રોધ અને માન વશાત્ તેમની બુદ્ધિ નષ્ટ થઈ જાય છે.

अकार्यमपि ते कर्तुं तदानीं तु बुधा अपि।
प्रवर्तन्तेऽनुतप्यन्ते बम्भ्रम्यन्तेऽथ संसृतौ ॥ „ ॥ ५ ॥

અર્થઃ—અને સદ્બુદ્ધિ નષ્ટ થવાથી તે લોક વિદ્વાન્ હોવા છતાં પણ અયોગ્ય કાર્ય કરવાને માટે પણ પ્રવૃત્ત થઇ જાય છે, અને પછી પશ્ચાત્તાપ કરે છે; અને સંસારમાં ભ્રમણ કરતા રહે છે.

कामादिभिर्विहीना ये सात्त्विकाः क्षीणवासनाः।
तेषां तु बुद्धिभेदाय क्वापि कालो न शक्नुते ॥ „ ॥ ७ ॥

અર્થઃ—પરન્તુ જે લોક કામાદિ દોષ રહિત છે તથા સાત્ત્વિક છે અને જેમની વાસના પણ ક્ષીણ થઈ છે તેમની બુદ્ધિમાં ભેદ પાડવાને કાળ કોઇ પણ સમયે સમર્થ થઈ શકતો નથી.

એક સમય દુર્વાસા ઋષિ વિચરતા યદૃચ્છાથી પુષ્પભદ્રા નામની નદીને કિનારે ગયા. ત્યાં સ્વર્ગલોકથી જલક્રીડા કરવાને માટે સખીઓ સહિત આવતી સુમતિ નામના વિદ્યાધરની સ્ત્રીને દીઠી. તે વિદ્યાધરીએ પીળાં કમળની ઘણી સુગન્ધિદાર માળાને ધારણ કરી હતી. દુર્વાસા ઋષિ ઉન્મત્તની પેઠે તેની પાસે ગયા અને માલાને માટે પ્રાર્થના કરી. દુર્વાસા ઋષિના માહાત્મ્યને જાણનારી તે વિદ્યાધરીએ તે માળા દુર્વાસાના ગળામાં પહેરાવી. બાદ ઉન્મત્તની માફક ગાતા ગાતા ઋષિ ચાલ્યા ગયા. તે વખતે હાથી ઉપર બેસીને ઇન્દ્ર તે જ નદીએ જતા હતા. તે છત્ર તથા ચામરથી શોભિત થતા હતા, અને અપ્સરા અને ગન્ધર્વ લોક ગાયન કરતા હતા. ઇન્દ્ર રંભા નામની અપ્સરાના મધુર સંગીતમાં બહુ આનન્દ પામતા હતા. તેથી તેમની દૃષ્ટિ તે અપ્સરા તરફ હતી. અત્રિપુત્ર દુર્વાસા ઋષિએ તેમને દેખીને પોતાના ગળામાંથી માલા લઇને હસતા હસતા ઇન્દ્ર તરફ ફેંકી. ઇન્દ્રે તે માળાને લઇને હસ્તિના મસ્તક ઉપર મૂકી. તેની સુગન્ધિથી તેણે તે માળાને પોતાની સૂંઢથી ખેંચી લીધી. તેથી તે માલા નીચે પડી ગઇ, અને ચાલતા હાથીના પગ નીચે આવી, એટલે હાથીએ તેને મર્દન કરી. દુર્વાસા ઋષિ એ સર્વ દેખતા હતા. ઋષિએ ક્રોધથી ઇન્દ્રને કહ્યું—મેં પ્રેમથી તને આપેલી માળાનો તેં અનાદર કર્યો. તું મારા તરફ પણ દેખતો નથી. અને નમસ્કાર પણ કરતો નથી. માટે હાલ જ હું તને શિક્ષા આપું છું કે જેની પ્રસન્નતાથી તુ ત્રણે

લોકના રાજ્યભોગના સુખનો અનુભવ લે છે તે લક્ષ્મી હમણાં જ તારો પરિત્યાગ કરીને સમુદ્રમાં લીન થઈ જશે. એ પ્રમાણે શાપ દીધો વજ્રપાતની સમાન એ વાણીને સાંભળીને ઇન્દ્ર હાથી ઉપરથી કૂદીને મદરહિત થઇને ઋષિના ચરણમાં પડયો. બહુ ક્ષમા માગી, પરન્તુ ઋષિએ માન્યુ નહીં ઋષિના શાપથી લક્ષ્મી સમુદ્રમાં અન્તર્ધાન થઈ. અપ્સરાઓ પણ ઇન્દ્રનો પરિત્યાગ કરીને લક્ષ્મીની સાથે જતી રહી. અને ઇન્દ્રનો હાથી, વાહન, સુવર્ણ, ભૂષણ, ઔષધ આદિ સર્વ નષ્ટ થયું. અને ગાય તથા ભેંસોમાં દૂધ ન રહ્યું. કુબેરની પાસે જે ખજાનો હતો તે પણ નષ્ટ થયો. અને ત્રણે લોકમાંથી ભોગસામગ્રી નષ્ટ થઇ ગઇ. ઇન્દ્ર તથા તેના સર્વ ગણ તાપસોની માફક નિર્ધન થયા. દેવ દૈત્ય અને મનુષ્ય સર્વ દારિદ્રયથી બહુ પીડિત થયા. વર્ષા થતી બંધ થઈ. તેથી સર્વ બીજોનો નાશ થયો, અને ક્ષુધાથી બહુ દુર્બલ થયા તથા તેજ રહિત થયા, અને—

**अन्नं अन्नेति जल्पन्तः क्षुत्क्षामाश्च निरोजसः ।**

**त्यक्त्वा ग्रामान्पुरश्चोपुर्वनेषु च नगेषु च ॥ स्का. पु.ख.२ वा.मा.अ. ९—९ ॥**

અર્થ:—ક્ષુધાથી કૃશ અને નિસ્તેજ થઇને, અન્ન ક્યાં છે, અન્ન ક્યાં છે, એમ પોકારતા સતા ગ્રામ તથા નગરને છોડીને વન તથા પર્વતમાં જઇને રહ્યા.

**क्षुधार्तास्ते पशून्हत्वा ग्राम्यानारण्यकाँस्तथा ।**

**पक्काऽपक्कानपि वा केचित्तेषां मांसान्यभुंजत ॥ ,, ॥ १० ॥**

અર્થ:—ક્ષુધાથી પીડિત થઇને લોક ગામમાં તથા વનમાં રહેનાર પશુને મારીને તેનું માંસ કોઈ કાચું અને કોઈ પાકું પણ ખાઇ ગયા.

**विद्वांसो मुनयश्चाथ ये वै सद्धर्मचारिणः ।**

**म्रियमाणाः क्षुधाऽथापि नाश्नन्त पललानि तु ॥ ,, ॥ ११ ॥**

અર્થ:—પરંતુ પવિત્ર ધર્મનું આચરણ કરનાર કોઇ વિદ્વાન્ લોક તથા કોઇ ઋષિલોક ક્ષુધાથી મરતા હોવા છતાં માંસ ( पलल ) ન ખાધું.

**तदा वृद्धा ऋपयस्तान्दृष्ट्वाऽनशनादृतान् ।**

**मनुभिः सह वेदोक्तमापद्धर्ममबोधयन् ॥ ,, ॥ १२ ॥**

અર્થ:—ત્યારે કેટલાક વૃદ્ધ ઋષિ લોક ઉપવાસથી રહીત માંસ ભક્ષણ કરવા વાળા લોકોને જોઇને તેમને મનુઓ સહિત વેદમાં કહેલો આપદ્ધર્મ બતાવ્યો. અર્થાત્ પ્રાણરક્ષાને માટે માંસાદિક ખાવામાં દોષ નથી, એ વાત સમજાવી.

મનુષ્યોએ હમેશાં દેવપૂજા, શ્રાદ્ધ, આદિ કરવાનું છે. અન્નાદિના અભાવથી મનુષ્ય જે માંસાદિક પદાર્થને પોતાના પ્રાણની રક્ષાને માટે ખાય છે તેથી અવશ્ય શ્રાદ્ધાદિક પણ કરવું જોઇએ. દેવતાનું નૈવેદ્ય પોતે ખાતા હોય તે જ વસ્તુનું થાય છે. પોતે જે અન્ન ખાય છે તેના દેવતાનુ પણ તે જ અન્ન છે એવો શાસ્ત્રનો નિયમ છે. પરન્તુ આપત્કાલમાં જે ધર્મ પ્રવૃત્ત થયો હોય તે ધર્મને આપત્તિ દૂર થતાં પરિત્યાગ કરવો જોઇએ. તે ધર્મ ફરી પાળે તો પતિત થાય છે. આ પ્રમાણે ઋષિ લોકોએ આપદ્ધર્મનું તત્ત્વ બતાવ્યું. તેને અનુસાર તે આપત્તિ દરમ્યાન તેમણે માંસ વડે પ્રાણરક્ષા કરી પરન્તુ પછીથી કેટલાક લોક અજ્ઞા-

નથી, અને કેટલાક સ્વાદનો પરિત્યાગ કરવાને કબુલ નહીં હોવાથી વેદના ખોટા અર્થ કરી આપત્તિ દૂર થયા પછી પણ માંસ ખાવાનું ચાલુ રાખ્યું.

अर्थं चाजादिशब्दानां मुख्यं छागादिमेव ते ।
बुबुधुश्चाथ ते प्राहुर्यज्ञान्कुरुत भो द्विजाः ॥ „ अ० ९-१४ ॥

અર્થઃ—તેઓએ 'અજ' આદિ શબ્દોના મુખ્ય અર્થ બકરૂં આદિ માન્યા. અને હે દ્વિજો! પશુને મારીને યજ્ઞ કરો એ પ્રમાણે તે લોકોને કહેવા લાગ્યા.

या वेदविहिता हिंसा न सा हिंसास्ति दोषदा ।
उद्दिश्य देवान्पितृँश्च ततो घ्नत पशूञ्छुभान् ॥ „ ॥ १५ ॥

અર્થઃ—જે વેદમાં વિધાન કરેલી હિંસા છે તે હિંસા દોષ દેવા વાળી નથી. દેવતા તથા પિતૃલોકને ઉદ્દેશ કરીને પવિત્ર પશુઓની હિંસા કરો.

प्रोक्षितं देवताभ्यश्च पितृभ्यश्च निवेदितम् ।
भुञ्जत स्वेप्सितं मांसं स्वार्थं तु घ्नत मा पशून् ॥ „ ॥ १६ ॥

અર્થઃ—દેવતાને નિમિત્ત સંસ્કાર આપેલું અને પિતૃઓને નિવેદન કરેલું ઇચ્છિત માંસ તમે લોક ખાઓ. પરન્તુ પોતાના શરીરને સ્થૂલ બનાવવાને માટે અથવા સ્વાદની ખાતર માંસ ખાવું તે સ્વાર્થને માટે ખાધું કહેવાય છે. એવી સ્વાર્થને માટે પશુની હિંસા નહીં કરવી. આ પ્રમાણે તે ઋષિઓએ સર્વ લોકને ઉપદેશ કર્યો.

ततो देवर्षिभूपाला नराश्च स्वस्वशक्तितः ।
चक्रुस्तैर्बोधिता यज्ञानृते ह्येकान्तिकान्हरेः ॥ „ ॥ १७ ॥

અર્થઃ—ત્યારે દેવતા અને ઋષિઓ તથા રાજા લોક અને અન્ય મનુષ્યોએ પણ પોત પોતાની શક્તિ અનુસાર ઋષિઓએ સમઝાવ્યું તેને અનુસાર યજ્ઞો કર્યા. કેવલ એક પરમાત્માના જે ભક્ત (एकान्तिक) હતા તેમણે તેમ ન કર્યું.

गोमेधमश्वमेधं च नरमेधमुखान्मखान् ।
चक्रुर्यज्ञावशिष्टानि मांसानि बुभुजुश्च ते ॥ „ ॥ १८ ॥

અર્થઃ—તે લોકોએ ગોમેધ, અશ્વમેધ, નરમેધ, આદિક યજ્ઞો કર્યા, અને યજ્ઞમાં બચેલું માંસ પણ તેમણે ખાધું.

विनष्टायाः श्रियः प्राप्त्यै केचिद्यज्ञाँश्च चक्रिरे ।
स्त्रीपुत्रमन्दिराद्यर्थं केचिच्च स्वीयवृत्तये ॥ „ ॥ १९ ॥

અર્થઃ—કોઈ લોકે નષ્ટ થયેલી લક્ષ્મીની પ્રાપ્તિને માટે યજ્ઞ કર્યા; અને કોઈ લોકે સ્રી, પુત્ર, ઘર આદિની પ્રાપ્તિ માટે યજ્ઞ કર્યા; અને કોઇએ પોતાની જીવિકાને માટે પણ કર્યા.

महायज्ञेष्वशक्तास्तु पितृनुद्दिश्य भूरिशः ।
निहत्य श्राद्धेषु पशून्मांसान्यादँस्तथाऽऽदयन् ॥ „ ॥ २० ॥

અર્થઃ—અને જે લોક મહાન્ યજ્ઞ કરવામાં સમર્થ નહોતા તેમણે પિતૃઓના ઉદ્દેશથી શ્રાદ્ધમાં ઘણાં પશુને મારીને માંસ ખાધું અને બીજાઓને પણ ખવરાવ્યું.

केचित्सरित्समुद्राणां तीरेष्वेवावसज्जनाः ।
मत्स्याञ्जालैरुपादाय तदाहारा बभूविरे ॥ „ ॥ २१ ॥

અર્થ:—અને કોઇ લોક તો નદી તથા સમુદ્રને કિનારે રહીને જાલ વડે માછલીઓને પકડીને તેનું જ ભક્ષણ કરતા થયા.

स्वगृहागतशिष्टेभ्यः पशूनेव निहत्य च ।
निवेदयामासुरेते गोछागमसुखान्मुने ॥ „ ॥ २२ ॥

અર્થ:—અને પોતાને ઘેર આવેલા શિષ્ટ મનુષ્યોને પણ ગાય, બકરાં, આદિ પશુને મારીને માંસનું જ નિવેદન કરવા લાગ્યા.

सजातीयविवाहानां नियमश्च तदा क्वचित् ।
नाभवद्धर्मसांकर्याद्वित्तवेश्माद्यभावतः ॥ „ ॥ अ. ९–२३ ॥

અર્થ:—તે સમયે ધર્મની સંકરતા થવાથી, તથા ધન અને ઘર આદિનો અભાવ હોવાથી સ્વજાતિમાં વિવાહ કરવાની મર્યાદા પણ રહી નહીં.

ब्राह्मणाः क्षत्रियादीनां क्षत्राद्या ब्रह्मणां सुताः ।
उपयेमिरे कालगत्या स्वस्ववंशविवृद्धये ॥ „ ॥ २४ ॥

અર્થ:—અને પોત પોતાના વંશની વૃદ્ધિને માટે કાલગતિથી બ્રાહ્મણો, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની કન્યા, અને ક્ષત્રિયાદિ લોક બ્રાહ્મણની કન્યાની સાથે વિવાહ કરવા લાગ્યા.

इत्थं हिंसामया यज्ञाः संप्रवृत्ता महापदि ।
धर्मस्त्वाभासमात्रोऽस्थात् स्वयं तु श्रियमन्वगात् ॥ „ ॥ २५ ॥

અર્થ:—આ પ્રમાણે મહાન્ આપત્તિ કાલમાં હિંસાયજ્ઞની પ્રવૃત્તિ થઇ છે. અને ધર્મ આભાસ માત્ર રહ્યો છે. ધર્મ પણ પોતે લક્ષ્મીની સાથે જ ગયો હતો.

તે સમયે થોડા કાલમાં ત્રણે લોકમાં મહાન્ અધર્મ વ્યાપ્ત થયો.

दरिद्राणामथैतेषामपत्यानि तु भूरिशः ।
तेषां च वंशविस्तारो महाँल्लोकेष्ववर्धत ॥ „ ॥ २७ ॥

અર્થ:—પછી લોકમાં તે દરિદ્ર લોકનાં અનેક સન્તાન થયાં, અને તેમના વંશનો મહાન્ વિસ્તાર વૃદ્ધિ પામ્યો.

विद्वांसस्तत्र ये जातास्ते तु धर्मं तमेव हि ।
मेनिरे मुख्यमेवाप ग्रन्थाँश्चक्रुश्च तादृशान् ॥ „ ॥ २८ ॥

અર્થ:—તે સમયમાં જે વિદ્વાન્ લોક ઉત્પન્ન થયા તે હિંસા યજ્ઞને જ મુખ્ય ધર્મ માનવા લાગ્યા. અને તેને અનુસાર તેમણે ગ્રન્થોની પણ રચના કરી.

ते परम्परया ग्रन्थाः प्रामाण्यं प्रतिपेदिरे ।
आद्ये त्रेतायुगे ह्येवमासीद्धर्मस्य विप्लवः ॥ „ ॥ २९ ॥

અર્થ:—તે ગ્રન્થો પરંપરાએ પ્રમાણ રૂપ થયા. સર્વ લોક તેમને પ્રમાણ માનવા લાગ્યા. આ પ્રમાણે ધર્મનો વિપ્લવ આદ્ય ત્રેતાયુગમાં થયો હતો.

ततः प्रभृति लोकेषु यज्ञादौ पशुहिंसनम् ।
वभूव सत्ये तु युगे धर्म आसीत्सनातनः ॥ ,, ॥ ३० ॥

અર્થ:—તે દિવસથી લોકમાં યજ્ઞ તથા શ્રાદ્ધાદિમાં પશુની હિંસા થતી આવી. અને જે ખરો સનાતન ધર્મ છે તે તો કૃતયુગમાં હતો.

પછી જ્યારે કંઇ કાલ બાદ આપત્તિ દૂર થઈ ત્યારે પહેલાંનો જે યથાર્થ ધર્મ હતો તે સર્વ લોકમાં પ્રવૃત્ત થયો.

तत्रापि केचिन्मुनयो नृपा देवाश्च मानुषाः ।
कामक्रोधरसास्वादलोभोपहतसद्धियः ॥
तमापद्धर्ममद्यापि प्राधान्येनैव मन्वते ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—તેમાં પણ કોઇ ઋષિલોક, રાજા, દેવતા અને મનુષ્યો જેમની સદ્‌બુદ્ધિ કામ, ક્રોધ, રસાસ્વાદ તથા લોભથી નષ્ટ થઈ ગઈ હતી તેઓ તે આપદ્ધર્મને હજુ સુધી પ્રધાન રૂપે માને છે.

આ પ્રમાણે આપત્કાલમાં હિંસાયજ્ઞ પ્રવૃત્ત થયેલો છે એમ શાસ્ત્રથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. તેવી રીતે ભિન્ન જાતિમાં વિવાહાદિક અનેક અયોગ્ય કાર્ય વગેરે તે સમયમાં પ્રવૃત્ત થયાં. અહિંસાના મુખ્ય ઉદ્દેશ વાળાં શાસ્ત્રો અથવા વેદ કદાપિ પણ હિંસા યજ્ઞની આજ્ઞા આપે તે અસંભવ છે. ડાંગર આદિ ધાન્યનું હવિષ્ તૈયાર કરીને તેના વડે યજ્ઞ કરવાની આજ્ઞા આપી છે. તે પણ વાવવામાં કામ ન લાગે એવું ત્રણ વર્ષનું જૂનું હોવું જોઇએ. જેમાંથી અંકુર ફુટવાનો સભવ ન હોય એવા ‘ અજ ’ નામના જૂના ધાન્યાદિનો યજ્ઞમાં ઉપયોગ કરવાનું કહ્યું છે, કેમકે બીજને ઉપયોગી ધાન્યનો પણ નાશ કરવો શાસ્ત્રને ઇષ્ટ નથી, કેમકે બીજનો નાશ કરવામાં પણ પાપ છે.

न वीजान्युपयुञ्जीत रोगापत्तिमृते बुधः ।
फलान्येषामनन्तानि वीजाशी हि विनाशयेत् ॥

આ શ્લોક याज्ञ० स्मृ०ના અ૦ ૧ના શ્લોક–૧૬૭ની અપરાદિત્ય ટીકામાં આપેલો છે.

અર્થ:—કોઈ રોગાદિ નિમિત્ત વિના ખાવામાં બીજોનો ઉપયોગ ન કરવો જોઇએ, કેમકે બીજોને ખાનાર તે બીજોનાં અનન્ત ફળોનો નાશ કરે છે. માટે બીજોને ખાવાનો પણ નિષેધ કર્યો છે.

બીજનાશક દોષનો વિચાર કરીને જૂનાં ધાન્યાદિ વડે યજ્ઞ કરવાની વેદની આજ્ઞા છે. તો પછી બીજોના નાશને પણ સહન નહીં કરનાર વેદ ગાય આદિક ગરીબ પ્રાણીની હત્યાનું વિધાન કરે એ વાત કદાપિ વિશ્વાસને યોગ્ય થઈ શકે નહીં.

આ ઇતિહાસ ઉપરાંત વેદનાં પણ પ્રમાણ હિંસાયજ્ઞના નિષેધમાં અનેક છે.

पुरुष ९ हि वै देवाः अग्रे पशुमालेभिरे तस्यालब्धस्य मेधोऽपचक्राम सोऽश्वं प्रविवेश तेऽश्वमालभन्त तस्यालब्धस्य मेधोऽपचक्राम स गां प्रविवेश ते गामालभन्त तस्यालब्धाया मेधोऽपचक्राम सोऽविं प्रविवेश तेऽविमालभन्त तस्यालब्धस्य मेधोऽपचक्राम सोऽजं प्रविवेश तेऽजमालभन्त तस्यालब्धस्य

मेधोऽपचक्राम । श० ब्रा० का० १ प्र० २ ब्रा० १ क० ६ ॥

**स इमां पृथिवीं प्रविवेश तं खनन्त इवान्वीषुस्तमन्वविन्दँस्ताविमौ व्रीहियवौ ॥७॥**

અર્થ—દેવતા લોકે અર્થાત્ યજ્ઞ કરનાર યજમાન લોકે પહેલાં પુરૂષ રૂપ પશુનું આલભન કર્યું, ત્યારે તે મારેલા પુરૂષ રૂપ પશુમાંથી યજ્ઞ કરવાને સાર રૂપ વસ્તુ ( मेघः ) નિકળી ગઈ. તે પુરૂષમાંથી નિકળીને અશ્વમાં પેઠી, ત્યારે તેમણે અશ્વને માર્યો, ત્યારે તે સાર ભૂત વસ્તુ મારેલા અશ્વમાંથી નિકળીને ગાયમાં પ્રવિષ્ટ થઇ. ત્યારે તેમણે ગાયનું આલભન કર્યું, એટલે તે સાર વસ્તુએ ગાયમાંથી નિકળીને મેષમાં પ્રવેશ કર્યો. તેમણે મેષને માર્યો ત્યારે તે સાર વસ્તુ તેમાંથી નિકળીને બકરામાં પેઠી. તેમણે બકરાને માર્યો, એટલે તે સાર વસ્તુએ તેમાંથી પણ નિકળીને આ પૃથિવીમાં પ્રવેશ કર્યો. ત્યારે તે દેવો પૃથિવીને ખોદતા હોય તેમ તે વસ્તુને શોધવા લાગ્યા, અને તે સાર રૂપ વસ્તુને તેમણે પ્રાપ્ત કરી. તે વ્રીહિ (ડાંગર) અને જવ એ બે છે. માટે પુરૂષ, અશ્વ, આદિ સર્વના સાર રૂપ વસ્તુ આ બે ધાન્ય–ડાંગર અને જવ છે. માટે વ્રીહિ અને યવનું બનાવેલું હવિષ્ જ યજ્ઞને માટે શ્રેષ્ઠ છે.

**अथ हैनं वागभ्युवाद पुरुष मा संतिष्ठिपो यदि संस्थापयिष्यसि पुरुष एव पुरुषमत्स्यतीति तान्पर्यग्निकृतानेवोदसृजत् तद्देवत्या आहुतीरजुहोत् ताभिस्ता देवता अप्रीणात् ता एनं प्रीता अप्रीणन्त्सर्वैः कामैः श.ब्रा.का.१३प्र.४ब्रा.२ क. १३ ॥**

અર્થ:—જ્યારે નારાયણે પુરૂષમેધ નામના યજ્ઞનું યજન કર્યું, ત્યારે પુરૂષ રૂપ પશુઓને સંસ્કાર કરાવી મારવાને માટે તે તૈયાર થયા છે તે વખતે આકાશવાણી થઇ કે–હે પુરૂષ! આ હિંસા રૂપ કર્મને ન કરો અર્થાત્ સમાપ્ત ન કરો. જો કરશો તો મનુષ્ય જ મનુષ્યને ખાશે. આ પ્રકારની આકાશવાણી સાંભળીને તે સંસ્કાર કરેલા પુરૂષ અને પશુ સર્વને છોડી દીધાં. અને દેવતાને નિમિત્ત તૈયાર કરેલી બીજી હોમસામગ્રી વડે હોમ કર્યો. તેથી દેવતા લોક પ્રસન્ન થયા. અને પ્રસન્ન થઇને યજમાનને સર્વ કામના પૂર્ણ કરીને પ્રસન્ન કર્યા.

આ પ્રમાણથી મનુષ્યાદિને મારીને યજ્ઞ કરવો તે મહાન્ અનર્થ છે, અને તે દેવતાલોકને પ્રિય પણ નથી. અન્ય વસ્તુ વડે યજ્ઞ કરવાથી દેવતા પ્રસન્ન થાય છે, અને યજમાનની કામના પણ પૂર્ણ થાય છે એ વાત પણ સિદ્ધ થાય છે. જો હિંસાયજ્ઞ વેદને સંમત હોત તો આ પ્રકારનો લેખ વેદમાં હોત નહીં.

વળી રાજા હરિશ્ચન્દ્રને પુત્ર નહીં હોવાથી પુત્રને માટે તેમણે વરૂણ દેવનું આરાધન કર્યું. હરિશ્ચન્દ્રે ગંગાજીના તીરમાં બેસી બહુ જ તપ કર્યું, ત્યારે વરૂણ દેવ પ્રસન્ન થઈ હરિશ્ચન્દ્રને પૂછે છે:–હે રાજન્! તમને ગુણી યોગ્ય પુત્ર થશે તો તું મારે માટે શું કરશે? જો તું તે પુત્ર વડે મારૂં યજન કરે તો હું તને યોગ્ય પુત્ર આપું. આ પ્રમાણે કહીને પુત્રને પશુ બનાવી વરૂણને નિમિત્ત યજ્ઞ કરવાનું હરિશ્ચન્દ્ર પાસે કબુલ કરાવી પુત્ર થવાનું વરદાન આપ્યું. પછી હરિશ્ચન્દ્ર પોતાને ઘેર ગયા. હરિશ્ચન્દ્રને એક સો પત્ની હતી. તેમાં તેની પટરાણીનું નામ શૈબ્યા હતું, તેને ગર્ભ રહ્યો. તેમાંથી પુત્ર થયો. પુત્રનું જાતકર્માદિ થતાં જ વરૂણ બ્રાહ્મણને રૂપે ત્યાં જઇને કહેવા લાગ્યા કે હવે તને પુત્ર થયો છે. તું તેના વડે મારે નિમિત્ત યજ્ઞ કર.

વરૂણનું વચન સાંભળીને હરિશ્ચન્દ્રે પુત્રને મારવાના શોકને રોકી કહ્યું—પુત્ર ઉત્પન્ન થતાં

પિતા દશ દિવસ પછી કર્મ કરવાને યોગ્ય થાય છે, અને માતા એક મહિને શુદ્ધ થાય છે. એટલે " શુદ્ધિ થયા પછી યજ્ઞ કરવાને એક માસ પછી હું આવીશ " એમ કહીને વરૂણ ચાલ્યા ગયા. એક માસ પૂર્ણ થયા પછી વરૂણદેવ ફરી ગયા. હરિશ્ચન્દ્રે દુઃખથી વરૂણને પ્રાર્થના કરી કે દાંત ન આવે ત્યાંસુધી પશુ યોગ્ય નથી એમ વિદ્વાન્ લોક કહે છે. માટે બાલકને દાંત આવશે ત્યારે હું તેના વડે મોટા યજ્ઞ કરીશ. તે સાંભળી વરૂણ ચાલ્યા ગયા અને દાંત આવ્યા જાણી ફરી ગયા. ત્યારે પણ હરિશ્ચન્દ્ર વિનયથી કહેવા લાગ્યા કે—આ બાલકનું ચૌલ કર્મ થયું નથી. ગર્ભમાં જે કેશ તેના શીર પર હતા તે હાલ પણ છે. અને ગર્ભ કેશ વાળું પશુ પવિત્ર નથી એમ મેં વૃદ્ધોના મુખથી સાંભળ્યું છે. માટે તેનું ચૌલ કર્મ થયા પછી હું યજ્ઞ કરીશ. તે સાંભળી વરૂણ દેવ કહેવા લાગ્યા.—"હે રાજન્ ! તું પુત્રના સ્નેહના કારણે મને ઠગે છે. એના મુણ્ડન પછી જો તું યજ્ઞ નહીં કરે તો તને મોટા શાપ દઇશ" એમ કહી ચાલ્યા ગયા. મુણ્ડનના સમયમાં આવ્યા ત્યારે રાજાએ પુત્રના ૧૧ મા વર્ષમાં ઉપનયન સંસ્કાર થયા બાદ યજ્ઞ કરવાનું કહ્યું. તે વાત પણ વરૂણે માની, અને ચાલ્યા ગયા. ફરી ઉપનયન થયા પછી આવ્યા. ત્યારે રાજાએ પુત્રના સમાવર્તન સુધી રોકવાને પ્રાર્થના કરી. તે વખતે પણ વરૂણ ચાલ્યા ગયા. સમાવર્તન થયા પછી વરૂણ આવ્યા. તેમને દેખીને રાજપુત્રે વિચાર કર્યો, અને પોતાના વધનો સમય જાણી તે રાજધાનીમાંથી નિકળી વનમાં ચાલ્યો ગયો. પુત્ર જવાથી રાજા બહુ દુઃખી થયા. જુદી જુદી દિશાઓમાં દૂતોને મોકલી બહુ શોધ કરવા છતાં ખબર મળી નહીં. એટલામાં વરૂણ પાછા આવ્યા, અને "યજ્ઞ કરો" એ પ્રમાણે રાજાને કહ્યું. રાજાએ પુત્ર ચાલ્યા ગયાનો સર્વ વૃત્તાન્ત સંભળાવ્યો. રાજાનું વચન સાંભળી તેને જલોદરનો વ્યાધિ થવાનો શાપ દીધો. શાપ દઇને વરૂણ ચાલ્યા ગયા. અને રાજા રોગથી બહુ પીડિત થયા. પિતા રોગથી પીડિત હોવાની વાત પુત્રે વનમાં સાંભળી. અને એક વર્ષ પછી પિતાની પાસે જવાનો નિશ્ચય કર્યો. પિતાની પાસે જવાને માટે જ્યારે તૈયાર થયો ત્યારે ઈન્દ્ર બ્રાહ્મણનું રૂપ ધરીને આવી યુક્તિની વાત સાંભળાવી જવાને રોકયો. ત્યારે પુત્ર એક વર્ષ વધારે વનમાં રહ્યો. હરિશ્ચન્દ્ર દુઃખી થઈને વસિષ્ઠજીની પાસે જઇને પોતાના રોગનો નાશ થવાનો ઉપાય પૂછ્યો. વસિષ્ઠજીએ કોઈના પુત્રને કિંમત આપી ખરીદ કરી તેનાથી યજ્ઞ કરવાને કહ્યું. તેમણે અજીગર્ત નામના બ્રાહ્મણના પુત્રને ખરીદ કર્યો. તે બહુ નિર્ધન હતો. તેને ત્રણ પુત્ર હતા. મોટા પુત્રનું નામ શુનઃપુચ્છ હતું, બીજાનું નામ શુનઃશેપ હતું, અને ત્રીજાનું નામ શુનોલાંગુલ હતું. દુકાળથી ક્ષુધાતુર તે બ્રાહ્મણે પોતાના શુનઃશેપ નામના વચલા છોકરાને સો ગાયો માટે વેચી દીધો. બાદ—

आनिनाय पशुं चक्रे नरमेधे नराधिपः॥ देवी०भा०स्क० ७अ० १६–२३ ॥

અર્થઃ—તેને લાવીને હરિશ્ચન્દ્ર રાજાએ નરમેધમાં પશુ બનાવ્યો.

रुदन्तं दुःखिनं दीनं वेपमानं भृशातुरम् ।
यूपे बद्धं निरीक्ष्यामुं चुक्रुशुर्मुनयस्तदा ॥ „ ॥ २४ ॥

અર્થઃ—રૂદન કરતા દુઃખી અને દીન અને કંપતા તથા બહુ જ આતુર અને સ્તંભે બાંધેલા બાલકને જોઇને સર્વ ઋષિ લોક પોકારવા લાગ્યા. હરિશ્ચન્દ્રે તેને મારવાને માટે શુનઃશેપને યૂપમાં બંધાવ્યો હતો, તથાપિ

शमिता नाददे शस्त्रं तमालंभयितुं शिशुम् । „ ॥ २९ ॥

અર્થઃ—તે બાલકને મારનાર (શમિતા) મનુષ્યે તેને મારવાને શસ્ત્ર ઉઠાવ્યું નહીં.

नाहं द्विजसुतं दीनं रुदन्तं करुणं भृशम् ।

हनिष्यामि स्वलोभार्थमित्युवाचाप्यसौ तदा ॥ „ ॥ २६ ॥

અર્થઃ—અને તે વખતે તે મારનારે, "દીન તથા રડતા અત્યન્ત દયાને પાત્ર આ બ્રાહ્મણ પુત્રને હું મારીશ નહીં" એમ કહી ઉપગમ થઇ ગયો.

તે વખતે બહુ મોટો કોલાહલ થઈ રહ્યો. રાજા "હવે શું કરવુ" તે બ્રાહ્મણોને પૂછવા લાગ્યો. ત્યારે તે બાલકનો પિતા અજીગર્ત ઉઠીને રાજાને કહેવા લાગ્યો—મને બમણું દામ આપો તો હું તેને મારૂં હું ધનને માટે દુઃખી છુ રાજા તેનું વચન સાંભળી—

तमुवाच ददाम्यद्य गवां शतमनुत्तमम् ।

तदाकर्ण्य पिता तस्य पुत्रं हन्तुं समुद्यतः ॥ „ ॥ ३२ ॥

અર્થઃ—અજીગર્તને કહ્યું "તને હમણાં જ બીજી ઉત્તમ સો ગાયો આપું છું." તે સાંભળી શુનઃશેપનો પિતા પોતાના પુત્રને મારવાને માટે તૈયાર થયો.

लोभेनाकुलचित्तोऽसौ शामित्रे कृतनिश्चयः ।

समुद्यतं च तं दृष्ट्वा जनाः सर्वे सभासदः ॥ „ ॥ ३३ ॥

चुक्रुशुर्भृशदुःखार्ता हाहेति जगदुर्वचः ।

पिशाचोऽयं महापापी क्रूरकर्मा द्विजाकृतिः ॥ „ ॥ ३४ ॥

અર્થઃ—તે અજીગર્ત લોભથી વ્યાકુલ ચિત્તવાળો થયેલો પુત્રને મારવાનો નિશ્ચય કરીને મારવાને ( શામિત્રે ) માટે તૈયાર થયો. તેને તૈયાર થયેલો જોઇ સર્વે સભાસદ લોક બહુ દુઃખી થઇને બહુ જોરથી બોલવા લાગ્યા કે "આ કોઈ મહા પાપી ક્રૂર કર્મ કરનાર બ્રાહ્મણ રૂપે પિશાચ છે."

આ પ્રમાણે અનેક રીતે લોકો અજીગર્તને કહેવા લાગ્યા. તે વખતે દયાળુ વિશ્વામિત્ર હરિશ્ચન્દ્રની પાસે જઇને કહેવા લાગ્યા—"હે રાજન્ ! આ અત્યન્ત દુઃખી રડતા શુનઃશેપને તું છોડી દે"

क्रतुस्ते भविता पूर्णो रोगनाशश्च सर्वथा ।

दयासमं नास्ति पुण्यं पापं हिंसासमं न हि ॥ „ ॥ ३९ ॥

અર્થઃ—હે રાજન્ ! તારા યજ્ઞની પૂર્ણતા થાઓ અર્થાત્ યજ્ઞ પૂર્ણ થવાથી જે ફળ મળે છે તે ફળ તને મળો. અને સર્વથા તારો રોગ પણ નિવૃત્ત થાઓ. દયા સમાન કોઇ પુણ્ય નથી અને હિંસા બરોબર કોઇ પાપ પણ નથી.

रागिणां रोचनार्थाय नोदनेयं विचारय ।

आत्मदेहस्य रक्षार्थं परदेहनिकृन्तनम् ॥ „ ॥ ४० ॥

न कर्तव्यं महाराज सर्वतः शुभमिच्छता ।

दयया सर्वभूतेषु सन्तुष्टो येन केन च ॥ „ ॥ ४१ ॥

सर्वेन्द्रियोपशान्त्या च तुष्यत्याशु जगत्पतिः । ,, ॥ ४२ ॥

અર્થઃ—હે મહારાજ ! ગળી લોકોને કર્મમાર્ગમાં રૂચિ કરાવવાને માટે વેદની આ પ્રેરણા છે તે ઉપર તુ વિચાર કર. આત્મદેહ અર્થાત્ પોતાના દેહની રક્ષાને માટે બીજાના શરીરને કાપવું તે સર્વ પ્રકારે શુભની ઇચ્છા રાખનારે કરવા યોગ્ય નથી. સંપૂર્ણ પ્રાણીઓ ઉપર દયા રાખવાથી તથા જેવો પદાર્થ મળે તેવાથી સન્તુષ્ટ રહેવાથી, તથા સંપૂર્ણ ઇંદ્રિયોની શાન્તિથી પરમાત્મા સન્તુષ્ટ થાય છે.

आत्मवत्सर्वभूतेषु चिन्तनीयं नृपोत्तम ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—માટે હે નૃપોત્તમ ! સર્વ પ્રાણીમા પોતાને સમાન સુખ દુઃખ આદિનો વિચાર કરવો જોઇએ.

जीवितव्यं प्रियं नूनं सर्वेषां सर्वदा किल ।

त्वमिच्छसि सुखं कर्तुं देहे हत्वा त्वमुं द्विजम् ॥ ,, ॥ ४३ ॥

અર્થઃ—સર્વદા સર્વ લોકને પોતાનુ જીવન પ્રિય છે એ વાતનો નિશ્ચય છે, અને તુ તો આ બ્રાહ્મણને મારીને તારા દેહને સુખી કરવાની ઇચ્છા કરે છે. તેની રીતે—

कथं नेच्छेदसौ देहं रक्षितुं स्वसुखास्पदम् ।

पूर्वजन्मकृतं वैरं नानेन सह ते नृप ॥ ,, ॥ ४४ ॥

येनामुं हन्तुकामस्त्वं द्विजपुत्रं निरागसम् । ,, ॥ ४५ ॥

અર્થઃ—સંપૂર્ણ સુખના આશ્રય રૂપ પોતાના દેહની રક્ષા કરવાને આ બાલક કેમ નહીં ઇચ્છા કરે ! અવશ્ય કરશે જ. અને હે રાજન્ ! એની સાથે પૂર્વ જન્મમા કરેલુ તારે કોઇ વૈર નથી કે જેથી તુ આ પાપરહિત દ્વિજ બાલકને મારવાની ઇચ્છા કરે.

योऽयं हन्ति विना वैरं स्वकामः सततं पुनः ॥ ,, ॥ ४५ ॥

हन्तारं हन्ति तं प्राप्य जननं जननान्तरे ।

जनकोऽस्य तु दुष्टात्मा येनासौ ते समर्पितः ॥ ,, ॥ ४६ ॥

અર્થઃ—જે કોઇ મનુષ્ય વૈર વિના કોઈ પ્રાણીને હમેશાં માર્યા કરે છે, તે બીજો જન્મ લઇને પોતાને મારનારને અવસ્ય મારે છે. વળી આ બાલકનો પિતા કે જેણે તેને તને સમર્પણ કર્યો છે તે દુષ્ટાત્મા છે.

देशमध्ये च यः कश्चित्पापकर्म समाचरेत् ।

षष्ठांशस्तस्य पापस्य राजा भुंक्ते न संशयः ॥ ,, ॥ ४९ ॥

અર્થઃ—દેશની અદર જે કોઈ કંઇ પાપ કર્મ કરે છે તેના પાપના છઠ્ઠા અંશનું ફળ રાજા ભોગવ છે. તેમા કોઇ સંશય નથી.

निषेधनीयो राज्ञासौ पापं कर्तुं समुद्यतः । ,, ॥ ४९ ॥

न निषिद्धस्त्वया कस्मात्पुत्रं विक्रेतुमुद्यतः ।

सूर्यवंशे समुत्पन्नस्त्रिशंकुतनयः शुभः ॥ ,, ॥ ५० ॥

आर्यस्त्वनार्यवत्कर्म कर्तुमिच्छसि पार्थिव । ,, ॥ ५१ ॥

અર્થઃ—જે કોઇ પાપ કર્મ કરવાને તૈયાર થયો હોય તેને તે જ વખતે રાજાએ રોકવો જોઇએ. છતાં આ અજીગર્ત જ્યારે પુત્રને વેચવાને માટે તૈયાર થયો ત્યારે તેં તેને કેમ નિષેધ ન કર્યો અર્થાત્ કેમ રોકયો નહીં ? તું સૂર્યવંશમાં ઉત્પન્ન થયો છે અને ત્રિશંકુનો પુત્ર છે, અને ઉત્તમ છે. તું આર્ય છે, છતાં તું અનાર્યના જેવું કર્મ કરવાની ઇચ્છા કરે છે.
હે રાજન્ ! આ બ્રાહ્મણપુત્રને છોડવાથી તથા મારા કહેવા પ્રમાણે કરવાથી તારા દેહને સુખ થશે. તારા પિતા શાપથી ચણ્ડાલત્વને પ્રાપ્ત થયા હતા. મેં તેમને તેમના શરીર સહિત સ્વર્ગમાં મોકલ્યા હતા. તુ આ બાલકને છોડ. મેં તને આ પ્રાર્થના કરી છે. અને યજ્ઞમાં માગેલી વસ્તુ અવશ્ય આપવી જોઇએ, નહીં આપે તો પાપ થશે. આ પ્રકારનાં વચન સાંભળીને હરિશ્ચન્દ્ર બોલ્યાઃ—હું જલોદરના રોગથી બહુ દુઃખી થયો છું તેથી હું એને નહીં છોડું. બીજું કાંઈ તમે કહો. રાજાનાં આવા વચન સાંભળી—

रुदन्तं बालकं वीक्ष्य विश्वामित्रो दयातुरः ।
शुनःशेपमुवाचेदं गत्वा पार्श्वेऽतिदुःखितम् ॥ देवी०मा०स्क०७अ० १७—१ ॥

અર્થઃ—દયાથી આતુર થયેલા વિશ્વામિત્ર ઋષિ અતિ દુઃખી બાલક શુનઃશેપને રડતો જોઈ તેની પાસે જઇને આ પ્રમાણે બોલ્યાઃ—

मन्त्रं प्रचेतसः पुत्र मयोक्तं मनसा स्मरन् ।
जपतस्तव कल्याणं भविष्यति ममाज्ञया ॥ „ ॥ २ ॥

અર્થઃ—હે પુત્ર ! મેં કહેલો વરુણનો મન્ત્ર મનમાં સ્મરણ કરતો સતો તું જપ. તે પ્રમાણે જપ કરવાથી મારી આજ્ઞાથી તારૂં કલ્યાણ થશે એમ કહી શુનઃશેપને વરૂણમન્ત્ર બતાવ્યો.
વિશ્વામિત્રનું વચન સાંભળીને શોકથી આકુલ થયેલો શુનઃશેપ વિશ્વામિત્રજીએ બતાવેલા મન્ત્રનો સ્પષ્ટ અક્ષરથી જપ કરવા લાગ્યો. મંત્ર જપતાં જ દયાળુ વરૂણ દેવ બાલક ઉપર પ્રસન્ન થઈ પ્રકટ થયા.

दृष्ट्वा तमागतं सर्वे विस्मयं परमं गताः ।
तुष्टुवुर्वरुणं देवं मुदिता दर्शनेन ते । „ ॥ ५ ॥

અર્થઃ—વરૂણ દેવને આવેલા દેખી સર્વ લોક વિસ્મય પામ્યા. અને તેમના દર્શનથી આનન્દ પામી તેમની સ્તુતિ કરી.

અને હરિશ્ચન્દ્રે પણ વરૂણદેવની સ્તુતિ કરી અને પોતાના અપરાધની ક્ષમા માગી. મારો પુત્ર મરણના ભયથી નાસી ગયો છે, તેથી મેં ધન આપીને આને ખરીદ કર્યો છે. આપની પ્રસન્નતાને માટે આ ખરીદ કરેલા પુત્રથી મેં યજ્ઞનો આરંભ કર્યો છે.
હરિશ્ચન્દ્રનાં આવાં વચન સાંભળીને વરૂણ દેવ બોલ્યાઃ—

मुञ्च राजञ्छुनःशेपं स्तुवन्तं मां भृशातुरम् ।
यज्ञोऽयं परिपूर्णस्ते रोगमुक्तो भवात्मना ॥ „ ॥ १६ ॥

અર્થઃ—હે રાજન્ ! મારી સ્તુતિ કરનાર અત્યન્ત દુઃખી શુનઃશેપને તું છોડી દે. તારો યજ્ઞ પૂર્ણ થયો છે. અને તું પણ તારા રોગથી મુક્ત હો. આ પ્રમાણે કહીને વરૂણ દેવે રાજાને રોગથી મુક્ત કર્યો. અને યૂપથી છુટેલા શુનઃશેપને સર્વેએ વિશ્વામિત્રનો ઠરાવ્યો,

તેથી તે વિશ્વામિત્રની સાથે ગયો. ત્યાર પછી હરિશ્ચન્દ્રનો પુત્ર રોહિત પણ વનમાંથી પોતાને ઘેર આવ્યો.

આ પ્રમાણે શુનઃશેપને મારવાને માટે યૂપમાં બાંધ્યો હતો, તેણે દેવતાની સ્તુતિ કરી અને દેવતાએ પ્રસન્ન થઈ તેને છોડાવી દીધો. તેથી પ્રત્યક્ષ માલમ પડે છે કે પ્રાણીને મારી તેની વપા (ચરબી) અને માંસની આહુતિ આપવા કરતાં દેવતાની સ્તુતિ કરવાથી તે અધિક પ્રસન્ન થાય છે.

આ પ્રકારના હિંસાયજ્ઞની રચના કરનારને મહાભારતમાં ધૂર્તશબ્દથી કહ્યા છે.

**सुरां मत्स्यान्मधु मांसमासवं कृसरोदनम् ।**
**धूर्तैःप्रवर्तितं ह्येतन्नैतद्वेदेषु कल्पितम् ॥** म० भा० शा० प० अ० २६५–९ ॥

અર્થઃ—દારૂ પીવાનું, મત્સ્ય ખાવાનું, મધુ, માંસ, આસવ તથા કૃસરોદન (તલમિશ્રિત) ખાવાનું અને પીવાનું સર્વ ધૂર્ત લોકોએ પ્રવૃત્ત કર્યું છે, એ કોઇ વેદમાં કલ્પિત નથી.

આ પ્રમાણે અનેક પ્રકારની કઠોરતા પ્રાચીન કાલમાં થતી હતી. યજ્ઞમાં મારવામાં આવેલાં પશુ સ્વર્ગે જાય છે એમ સર્વ માને છે, પરન્તુ પોતાના પિતાને મારીને સ્વર્ગમાં મોકલવાની કોઇએ સલાહ આપેલી સાંભળવામાં આવતી નથી. દુકાળમાં ભૂખે મારનારને કંઈક પૈસા અથવા ગાય આપીને તેનાં બાલક આદિને ખરીદી લઈ અથવા અનાથાશ્રમમાં બાલકોને લાવી સ્વાર્થી નિષ્ઠુર લોક આ કર્મ કરતા હતા એ વાત ઇતિહાસથી સિદ્ધ થાય છે.

વળી રાજા જરાસન્ધે અનેક રાજાઓને કેદ કર્યા હતા. અને તે સર્વ રાજાઓને મારી તેણે યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો હતો. તેની પાસે જઈને ભગવાન્ શ્રીકૃષ્ણ પૂછે છેઃ—

**त्वया चोपहृता राजन्क्षत्रिया लोकवासिनः ।**
**तदागः क्रूरमुत्पाद्य मन्यसे किमनागसम् ॥** म०भा०स० प० अ० २२–८ ॥

અર્થઃ—હે મહાભુજ ! તેં જગતના ક્ષત્રિયોને બલથી પકડી રાખ્યા છે. એવા ક્રૂર પાપ કર્મને કરીને કયે પ્રકારે તું પોતાને નિષ્પાપ માને છે ?

**राजा राज्ञः कथं साधून्हिंस्यान्नृपतिसत्तम ।**
**तद्राज्ञः संनिगृह्य त्वं रुद्रायोपजिहीर्षसि ॥** „ ॥ ९ ॥

અર્થઃ—હે રાજશ્રેષ્ઠ ! રાજા સદાચારી રાજાઓને કેવી રીતે મારી શકે છે ? તું તે રાજાઓને નિગ્રહ કરીને રુદ્ર દેવને બલિ આપવા ચહાય છે.

**अस्माँस्तदेनोपगच्छेत्कृतं बार्हद्रथ त्वया ।**
**वयं हि शक्ता धर्मस्य रक्षणे धर्मचारिणः ॥** „ ॥ १० ॥

અર્થઃ—હે બાર્હદ્રથ રાજન્ ! તમે કરેલું તે પાપ અમને પણ પ્રાપ્ત થશે. કારણ અમે ધર્મનું આચરણ કરનાર છીએ અને અમે ધર્મની રક્ષા કરવાને પણ સમર્થ છીએ.

**मनुष्याणां समालम्भो न च दृष्टः कदाचन ।**
**स कथं मानुषैर्देवं यष्टुमिच्छसि शंकरम् ॥** „ ॥ ११ ॥

અર્થઃ—બલિ આપવાને માટે મનુષ્યની હત્યા કદાપિ દીઠી નથી. તો તું કેવી રીતે મનુષ્યોને મારીને શંકરનું પૂજન કરવાની ઇચ્છા કરે છે.

આ પ્રકારનાં ભગવાનનાં વચન સાંભળીને પણ હિંસાનો નિષેધ અવશ્ય પ્રતીત થાય છે.'

કેટલાક પ્રાચીન કાલના ગ્રન્થકર્તા વિદ્વાન્ લોકોએ વેદનું મહત્ત્વ વધારવાને માટે ઘણો પ્રયત્ન કર્યો છે. પોતાના ગ્રન્થોમાં "વેદમાં જે કાંઇ કહ્યું છે તે સર્વ તે જ પ્રકારે કરવાનું છે, શત્રુને મારવાને માટે શ્યેનાદિ યજ્ઞ કરવાનું વેદમાં કહ્યું છે તે પણ પાપનું કારણ નથી" એ પ્રમાણે લખ્યું છે, તે તે સમયના વૈદિક કર્મને નહીં માનનાર લોકની વાતોનું ખંડન કરવાને માટે તથા અન્ય મનુષ્યોને સર્વ પ્રકારે વૈદિક કર્મમાં પ્રવૃત્ત કરવાને માટે ઉપયોગી થયું છે. તથાપિ કોઇ કાલ પછી તેનું પરિણામ ભયંકર હિંસાયજ્ઞ કરવામાં આવ્યું છે. શત્રુની સાથે સામે યુદ્ધ કરીને તેને મારવામાં પાપ નથી એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્ર અર્જુનને બહુ યુક્તિ તથા પ્રમાણ સહિત યુદ્ધમાં શત્રુને મારવાને માટે ઉપદેશ આપ્યો છે. પરન્તુ શ્યેનયજ્ઞ નામની મારણક્રિયાથી મારવાનો ઉપદેશ આપ્યો નથી. માટે મારણપ્રયોગથી મારવું તે ધર્માત્મા અને વીરપુરૂષનું કામ નથી. શ્યેનયજ્ઞથી શત્રુને મારવામાં પાપ નથી એવો વૈદિક લોકોનો મત હોય તો તાન્ત્રિક લોકોના મારણ અને ઉચ્ચાટન આદિક કર્મમાં શું પાપ છે ? કાંઇ પણ પાપ હોવાનો સંભવ નથી. તે લોકનું કહેવું એટલું જ છે કે અમારા વૈદિક ગ્રન્થોમાં જે કાંઇ પુણ્ય કે પાપનું કારણ લખ્યું હોય તે સર્વ શ્રેષ્ઠ છે, તે કરવામાં કાંઈ પાપ નથી, કારણ તે અમારા વેદનો લેખ છે, બીજી હિંસા તાન્ત્રિક ગ્રન્થોમાં લખી છે માટે તે પાપનું જ કારણ છે–આવું કથન કેવલ અનીતિ છે, યુક્તિ તથા સભ્યના યુક્ત વચન નથી. પાપ સર્વ જગાએ પાપ જ છે. પુણ્ય સર્વત્ર પુણ્ય જ છે. જેવાં કર્મ તાન્ત્રિક ગ્રન્થોમાં છે તેવાં કર્મના લેખ વેદ તથા વૈદિક ગ્રન્થોમાં પણ છે. પરન્તુ એકની યોગ્યતા અને બીજાની અયોગ્યતા કહેવી તે બહુ શોચનીય છે.

**अथातो धर्मजिज्ञासा ॥** पू० मी० द० अ० १–१–१ ॥

અર્થઃ—ધર્મને જાણવાને માટે વેદવાક્યોનો વિચાર કરવો જોઇએ. પરન્તુ જેણે વેદનું અધ્યયન કર્યું નથી તેનાથી વેદનો વિચાર અથવા યથાર્થ રીતે ધર્મનું જ્ઞાન સંપાદન કરવું બને નહીં. તેથી વેદનું અધ્યયન કર્યા પછી (અથ) ધર્મ જાણવાની ઇચ્છા કરવી યોગ્ય છે.

આ પૂર્વમીમાંસાના સૂત્રથી ધર્મજિજ્ઞાસાની કર્તવ્યતા બતાવીને આગળ—

**चोदनालक्षणोऽर्थो धर्मः ॥** ,, ॥ २ ॥

આ સૂત્રથી ધર્મનું લક્ષણ કહ્યું છે.

**तेन प्रवर्तकं वाक्यं शास्त्रेऽस्मिँश्चोदनोच्यते ॥** श्लो.वा.अ.१पा.१सू.२श्लो.३॥

અર્થઃ—પ્રવૃત્તિ કરાવનાર વાક્યને મીમાંસા શાસ્ત્રમાં ચોદના કહે છે,

સ્વર્ગની કામના વાળા યજ્ઞ કરો એ પ્રકારે સ્વર્ગની ઇચ્છાવાળા મનુષ્યને "**यजेत स्वर्गकामः**" એ વાક્ય પ્રવૃત્ત કરે છે. ધર્મ સૂક્ષ્મ વસ્તુ હોવાથી વેદની પ્રવર્તક વાણી છે એ ધર્મ જાણવાનું સાધન છે. તેથી ધર્મને ચોદનાલક્ષણ કહ્યો છે. વળી ચોદનાલક્ષણ પણ હોય, અર્થ પણ હોય તે જ ધર્મ છે. અહીં "અર્થ"–શબ્દનો અર્થ "જેમાં સુખ અધિક હોય અને દુઃખને ઉત્પન્ન કરતા ન હોય" એવો સમઝવાનો છે. તો તે અર્થ વાળી વસ્તુ મનુષ્યને નિશ્રેયસ અર્થાત્ સ્વર્ગ મોક્ષાદિકને પ્રાપ્ત કરાવનાર જ હશે. ત્યારે ચોદનાલક્ષણ પણ હોય, તેમ અર્થ પણ હોય તે ધર્મ છે એવો સૂત્રનો અર્થ છે. વેદ સર્વ જ્ઞાનના ભંડાર

રૂપ હોવાથી તેમાં અર્થ અનર્થ સર્વ કાંઈ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પરન્તુ તેમાં અનર્થને ધર્મ રૂપે સ્વીકાર કર્યો નથી. તેમ તેને અવશ્ય કરો એવી વેદની આજ્ઞા પણ નથી. શ્યેનયજ્ઞાદિ અનર્થ રૂપ હોવાથી તે ધર્મ નથી. તથાપિ કેટલાક લોક શ્યેનયજ્ઞ વેદ પ્રતિપાદિત હોવાથી ધર્મ જ છે એવું કહે છે તે કેવલ આગ્રહ માત્ર છે, તે વેદનો સિદ્ધાન્ત નથી. વેદમાં અનર્થનું કથન ન હોત તો જૈમિનિ આચાર્યને સૂત્રમાં "અર્થ" ગ્રહણ કરવાની કોઈ આવશ્યકતા નહોતી. અનર્થનું નિવારણ કરવાને માટે "અર્થ"નું ગ્રહણ કર્યું છે. સમગ્ર જ્ઞાનનો ખજાનો હોવાથી વેદને અનર્થનું પ્રતિપાદન કરવું કોઈ દૂષણ રૂપ નથી, પરન્તુ તે ભૂષણ રૂપ જ છે. શત્રુને મારવાની ઇચ્છા વાળાને માટે વેદમાં શ્યેનયજ્ઞાદિ ઉપાય બતાવ્યો છે. પરન્તુ તેમાં કોઈને પ્રવૃત્ત કરાવતા નથી. તેથી શ્યેન આદિક અવશ્ય અધર્મ છે. કેટલાક સિદ્ધાન્તમાં કલઞ્જભક્ષણાદિ અનર્થ રૂપ છે તેની નિવૃત્તિને માટે."**चोदनालक्षणोऽर्थो धर्मः**"। એ સૂત્રમાં અર્થ શબ્દ ગ્રહણ કર્યો છે. એવું કથન છે તે બરાબર નથી, કારણ કે "**कलञ्जं न भक्षयेत्**"—કલંજ એટલે વિષમાં બોળેલા શસ્ત્રથી મારેલા પશુનું માંસભક્ષણ ન કરો—એ પ્રમાણે વેદમાં કલંજભક્ષણનો નિષેધ જ કર્યો છે. અને નિષેધ કરેલાનુ નિવારણ કરવાને માટે સૂત્રમાં "અર્થ"નું ગ્રહણ કરવાની કોઈ આવશ્યકતા નથી. "**श्येनेनाभिचरन् यजेत**"।—શત્રુને મારવાની ઇચ્છાવાળો શ્યેન નામનો યજ્ઞ કરે—આ વાક્યમાં વિધિની છાયા છે, તેથી તેમાં ધર્મબુદ્ધિ થવાનો સંભવ છે. તેથી શ્યેન યજ્ઞાદિની નિવૃત્તિ કરવાને માટે સૂત્રમાં "અર્થ" શબ્દનું ગ્રહણ છે. જેવી રીતે શ્યેનાદિક અનર્થનું કારણ છે, તેવી રીતે ગોમેધ, અશ્વમેધ, નરમેધ, આદિક પણ અનર્થનું કારણ છે. પરન્તુ શ્યેનાદિકમાં શત્રુના મરણ રૂપ દૃષ્ટ ફલ રૂપ સુખ છે. રાગ દ્વેષાદિ યુક્ત મનુષ્યોને શત્રુનું દુઃખ સાંભળવાથી સુખ થાય છે. તેવી રીતે તેમને શત્રુનું મૃત્યુ પણ સુખનું કારણ છે. જેવી રીતે શ્યેનાદિમાં દૃષ્ટ સુખ છે, તેવી રીતે અશ્વમેધાદિમાં અદૃષ્ટ ગન્ધ, રૂપ, રસ આદિ વિષયોના ભોગ રૂપ સુખ છે. પાપ તો બંનેમાં છે. તેથી વિવેકી મનુષ્યોએ શ્યેનાદિક અથવા અશ્વમેધાદિ હિંસાયજ્ઞ પરિત્યાગ કરવા યોગ્ય છે. "**स्वर्गकामो यजेत**" ઇત્યાદિક શ્રુતિ હિંસા રહિત યજ્ઞોને સ્વર્ગનું સાધન અને ધર્મરૂપ બતાવે છે. યજ્ઞનું અધ્વર નામ તે. **ध्वर** એ હિંસા અર્થવાળા ધાતુમાંથી બનેલા **अध्वर** શબ્દનો અર્થ **હિંસા રહિત કર્મ** છે. હિંસારહિત કર્મ કરાવનાર હોવાથી અધ્વર્યુ નામ પડ્યું છે. (આ અર્થ નિરુક્તને અનુસાર લખ્યો છે.)

આ પ્રમાણે અહિંસાયજ્ઞ જ વેદપ્રતિપાદિત છે, અને હિંસાયજ્ઞ આપદ્ધર્મ છે. તેનો ભાવ એવો છે કે આપત્તિ કાલમાં અન્નાદિકનો અભાવ હોવા છતાં પણ યજ્ઞનો પરિત્યાગ નહીં કરવો જોઇએ, આપણે પ્રાણીના માંસથી નિર્વાહ કરતા હોઇએ તો માંસથી પણ યજ્ઞ કરવો જોઇએ એમ કહ્યું. આ યજ્ઞની અવશ્ય કર્તવ્યતા માત્ર જ બોધન કરે છે. પરન્તુ હિંસા કરીને યજ્ઞ કરવામાં તેનું તાત્પર્ય નથી. નાના પ્રકારની શ્રુતિ આદિ દ્વારા વેદનું તાત્પર્ય અહિંસામાં જ નિશ્ચિત થાય છે. અને તે જ પરમ ધર્મ છે એમાં સંશય નથી.

વિશેષ માંસ હમેશાં તમોગુણ પદાર્થ હોવાથી તે પરિત્યાગ કરવા યોગ્ય છે. માંસમાં કેટલાંક ગુણ છે, પરન્તુ માંસમાં જ તે ગુણ છે એમ નથી. માટે માંસનો ઉપયોગ કરવાની આવશ્યકતા આવે તો તે જગાએ માંસ તુલ્ય ગુણ વાળી અન્ય વસ્તુ અને ઔષધિઓનો ઉપયોગ કરવો એ જ બુદ્ધિમાન્ મનુષ્યોને માટે શ્રેષ્ઠ ઉપાય છે. નાના પ્રકારની અઘટિત

યુક્તિને સંભળાવી બીજાની પ્રવૃત્તિ કરાવવી તે કેવલ આસુરી સંપત્તિ વાળાનું એક દૂષણ છે. મનુષ્યનો આહાર માંસ નથી, તે તો કેવલ વાઘ આદિનો જ આહાર છે. ઘાસ આદિ ખાનાર ગાય આદિ પણ કદાપિ માંસ ખાતાં નથી મનુષ્ય પશુથી પણ નિકૃષ્ટ વૃત્તિને ધારણ કરીને પોતાની મર્યાદાનો પરિત્યાગ કરે છે. પશુ પોતાની મર્યાદાનો ત્યાગ કરતું નથી. માટે જે મનુષ્ય મર્યાદાનો ત્યાગ કરે છે તે પશુથી પણ નિકૃષ્ટ છે. તેથી સર્વ મનુષ્યોએ સાત્વિક કર્મ દ્વારા સાત્વિક ધનને ઉત્પન્ન કરી તેના વડે સાત્વિક ધાન્યાદિક અન્ન લઇને જ પોતાના જીવન અને શરીરની પુષ્ટિનો ઉપાય કરવો જોઇએ.

મનુષ્ય જે પ્રાણીની હિંસા કરવા ચહાય છે, પહેલાં તે પ્રાણીના હાથ પગ આદિને બાંધીને તેના સામર્થ્યને નષ્ટ કરે છે. બીજાના સામર્થ્યને નષ્ટ કરવાથી આપણું પણ ચૈતન્ય, જડ, આદિ જેટલા પદાર્થ છે તે સર્વનુ સામર્થ્ય ઘટી જાય છે. હાથ પગ આદિ બાંધીને સામર્થ્ય નષ્ટ કર્યા પછી તેના ઉપર શસ્ત્રોને ચલાવે છે. તે પછી શસ્ત્ર વડે મારનાર પણ નરકમાં અનેક દુઃખ ભોગવે છે. અને, મરનાર પ્રાણી જેવી રીતે પ્રાણ શીઘ્ર નહીં નિકળવાથી તરફડે છે તેવી રીતે મારનાર પણ પોતાના મૃત્યુના સમયમાં પ્રાણ શીઘ્ર નહીં નિકળવાથી બહુ કષ્ટથી તરફડી તરફડીને મરી જાય છે. આ પ્રકારે અનેક દુઃખોનો ભોગ હિંસા આદિ કરનારને માટે કહ્યો છે.

અને હિંસાની પેઠે મિથ્યાભાષણ આદિ પણ કૃત અને હિંસાની પેઠે કારિત, અનુમોદિત આદિ ભેદથી ૮૧ પ્રકારનું ભેદનું હોય છે.

માટે કૃતાદિ સર્વ પ્રકારની હિંસા આદિથી નિવૃત્ત કરાવનાર વિચારને પ્રતિપક્ષભાવન કહે છે. અને સર્વ પ્રકારની હિંસા આદિ ન કરવાં તેને યો. દ. પા. ૨. સૂ. ૩૧ મા મહાવ્રત કહ્યું છે.

---

## અધ્યાય ૩. સર્ગ ૪.

### નિયમોનું ફળ.

હવે નિયમોના ફલોને બતાવીએ છીએ.

**શૌચાત્સ્વાઙ્ગજુગુપ્સા પરૈરસંસર્ગઃ ॥ ॥યો.દ.પા.૨–૪૦॥**

અર્થઃ—જે મનુષ્ય શૌચનું આચરણ કરે છે તેને પોતાના શરીરમાં ગ્લાનિ ઉત્પન્ન થાય છે અર્થાત્ આ શરીર અપવિત્ર છે, માટે આ દેહ સંબધી બહુ આગ્રહ રાખવાની આવશ્યક્તા નથી એવી મનમાં દેહ ઉપર ઘૃણા ઉત્પન્ન થાય છે. તેથી તે બીજા શરીર વાળાની સાથે પણ સંસર્ગ કરતો નથી. જેને પોતાના શરીર ઉપર ગ્લાનિ છે, તેને અવસ્ય બીજાના શરીર ઉપર પણ ગ્લાનિ થાય છે. ગ્લાનિ જ સંસર્ગનો પરિત્યાગ કરવામાં કારણ છે. અને સંસર્ગનો ત્યાગ મુમુક્ષુને માટે અત્યન્ત સુખ દેનાર છે. માટે સુખના પરંપરા સાધન રૂપ શૌચનું પણ અવસ્ય અનુષ્ઠાન કરવું જોઇએ એ સિદ્ધ થાય છે. આ બાહ્ય શૌચનું જ ફલ છે. મૈત્રી આદિ સાધન રૂપ આન્તરીય શૌચથી અન્તઃકરણ શીઘ્ર પવિત્ર થાય છે. માટે તે અત્યન્ત શ્રેષ્ઠ છે. અને બાહ્ય શૌચ અન્તઃકરણની શુદ્ધિને માટે ઉપયોગી નથી એમ કેટ-

લાક લોકનો ખ્યાલ છે. પરન્તુ તે બરાબર નથી. બાહ્ય શૌચ પણ અન્તઃકરણની શુદ્ધિને માટે ઉપયોગી છે એમ યોગશાસ્ત્ર કહે છેઃ—

**सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयात्मदर्शनयोग्यत्वानि॥ यो.द.पा. २–४१ ॥**

અર્થઃ—આ સૂત્રમાં भवन्ति શબ્દને જોડીને અર્થ કરવો જોઇએ. સૂ. ૪૦માં કહેલા બાહ્ય શૌચનું આચરણ કરવાથી વિશેષ કરીને તમોગુણ અને કંઇક રજોગુણ પણ કમી થઇ જાય છે. માટે ચિત્તની શુદ્ધિ તથા પ્રસન્નતા, તથા એકાગ્રતા, તથા ઇન્દ્રિયોનો જય, તથા આત્મ-સાક્ષાત્કારની યોગ્યતા પણ થાય છે. ભાવ એવો છે કે અન્તઃકરણની શુદ્ધિ આદિમાં બાહ્ય શૌચ પણ અવશ્ય ઉપયોગી છે. અને—

**सन्तोषादनुत्तमः सुखलाभः ॥ ,, ॥ २–४२ ॥**

અર્થઃ—પોતાને શુદ્ધ વ્યવહારથી પ્રાપ્ત થયેલી વસ્તુમાં સન્તોષ રાખનાર મનુષ્યને ક્રમે સર્વ પ્રકારે સન્તોષની પરિપૂર્ણતા થાય છે. અને તેથી સર્વથી શ્રેષ્ઠ સુખ મળે છે. તે સુખ એવું હોય છે કે બ્રહ્મ સંબંધી સુખ તેના શતાંશ બરાબર પણ નથી હોતું. અને—

**कायेन्द्रियशुद्धिरशुद्धिक्षयात्तपसः ॥ ,, ॥ २–४३ ॥**

અર્થઃ—તપનો અભ્યાસ કરવાથી સ્થૂલ અવિદ્યા આદિ કલેશ રૂપ અશુદ્ધિનો ક્ષય થવાથી શરીર તથા ઇન્દ્રિયોની સિદ્ધિ થાય છે અર્થાત્ બુદ્ધિ આદિ ઇન્દ્રિયોમાં સૂક્ષ્મ તથા દૂર અથવા પડદામાં પડેલી વસ્તુના સ્વરૂપને પણ જાણવાની શક્તિ ઉત્પન્ન થાય છે. અને—

**स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः ॥ ,, ॥ ४४ ॥**

અર્થઃ—મન્ત્ર આદિના જપ રૂપ સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાનો સાક્ષાત્કાર થાય છે. અર્થાત્ જે મન્ત્ર તથા દેવતામાં શ્રદ્ધા રાખનાર જે દેવતાના મન્ત્રનો જપ કરે છે તે દેવતાનું દર્શન તથા તેની સાથે સંભાષણ તથા તેની પાસેથી વરની પ્રાપ્તિ થાય છે. અને—

**समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ॥ ,, ॥ ४५ ॥**

અર્થઃ—ઇશ્વરભક્તિથી સમાધિની સિદ્ધિ થાય છે. પરમેશ્વરની ભક્તિ કરનાર ઉપર તે ઇશ્વર પ્રસન્ન થાય છે, અને પ્રસન્ન થઇને તેના સર્વ કલેશોને દૂર કરીને પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવી દે છે.

આ યમ નિયમોને સિદ્ધ કર્યા વિના બાકીનું યોગનું કોઇ પણ અંગ સિદ્ધ થવાનું નથી; કારણ કે સર્વ સિદ્ધિને માટે તે જ પ્રથમ સાધન છે. કેટલાક લોક યમનિયમોનો વિચાર કર્યો વિના સમાધિનો અભ્યાસ કરવાને તૈયાર થાય છે. પરન્તુ તે લોકને નિર્વિકલ્પ અથવા સવિકલ્પ સમાધિની પ્રાપ્તિ થવાની નથી. કારણ કે તે લોક બીજ વિના વૃક્ષને ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખે છે. યમ નિયમથી યોગનો બીજભાવ થાય છે, અર્થાત્ જે યમ નિયમ છે તે યોગનો બીજભાવ છે. અને આસન તથા પ્રાણાયામ અંકુર રૂપ છે. પ્રત્યાહાર યોગ રૂપી વૃક્ષના પુષ્પ રૂપ છે. ધારણા ધ્યાન અને સમાધિ યોગ રૂપી વૃક્ષના ફલ રૂપ છે. માટે યમાદિ વિના યોગ ( સમાધિ )ની ઇચ્છા કરનાર બીજ વિના વૃક્ષને ઉત્પન્ન કરવાની ઇચ્છા કરનાર છે એમ કહ્યું. માટે શ્રદ્ધા સહિત યમ અને નિયમોનું પાલન કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ.

ઇતિ નિયમફલનિરૂપણ અ. ૩. સ. ૪. સમાપ્ત.

## અધ્યાય ૩. સર્ગ ૫.

### આસનનિરૂપણ.

ઉપરના સર્ગોમાં યમ અને નિયમનું નિરૂપણ કરીને આ સર્ગમાં આસનનું નિરૂપણ કરવામાં આવે છે.

આસન સિદ્ધ થયા વિના પ્રાણાયામ તથા ધ્યાન આદિનો અભ્યાસ થઇ શકતો નથી. ચિત્ત અત્યન્ત ચન્ચલ હોવાથી તેના નિરોધનું સાધન હરતાં ફરતાં કરવાનું બને નહીં. તેમ કરવાથી ચિત્તની સ્થિરતા પણ પ્રાપ્ત થવાની નથી. માટે—

**आसीनः संभवात् ॥** વે૦ દ૦ અ૦ ૪ પા૦ ૧–૭ ॥

અર્થઃ—બેસીને જ ઉપાસના (ધ્યાનાદિ) કરવી જોઇએ, કેમકે ચિત્તવૃત્તિની એકાગ્રતા સંપાદન કરવી તે ધ્યાનાદિનું તાત્પર્ય છે. તે બેસીને જ કરવાનું કહ્યું છે. ઉભા રહીને ધ્યાનાદિ કરવાથી શરીરને પણ સ્થિર રાખવાનો પ્રયત્ન કરવો પડશે. એટલે ચિત્તનો વિક્ષેપ પણ અવશ્ય થશે. અને જો સૂતા સૂતા અભ્યાસ કરતા રહે તો નિદ્રા આવવાનો સંભવ છે. માટે ચિત્તનિરોધને માટે જે જે સાધન કરવાનું છે તે બેસીને જ કરવું જોઇએ. અને—

**ध्यानाच्च ॥** ,, ॥ ૮ ॥

અર્થઃ—ધ્યાન શબ્દનો પ્રયોગ બેસીને એક જ વસ્તુનું ધ્યાન કરનાર બગલા આદિમાં જોવામાં આવે છે. તેથી બેસીને જ ધ્યાન કરવું જોઇએ.

બગલાની માફક બેસીને ધ્યાન કરે છે એ પ્રકારે લોકપ્રસિદ્ધ કથન છે. વળી—

**अचलत्वं चापेक्ष्य ॥** ,, ॥ ૯ ॥

**ध्यायतीव पृथिवी ॥** છાં૦ ઉ૦ અ૦ ૭ ખ૦ ૬–૧ ॥

અર્થઃ—પૃથિવી ધ્યાન કરતી હોય તેવી નિશ્ચલ દેખવામાં આવે છે. આ શ્રુતિમાં પણ નિશ્ચલતાને જોઇને ધ્યાન શબ્દનો પ્રયોગ કર્યો છે. માટે જે સ્થાનમાં નિશ્ચલતા છે ત્યાં જ ધ્યાન હોય છે. એ વાતનો નિશ્ચય થાય છે. માટે બેસીને જ ધ્યાન આદિ કરવું જોઇએ.

**स्मरन्ति च ॥** ,, ॥ ૧૦ ॥

અર્થઃ—ગીતામાં ભગવાને પણ "**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।** ભ૦ ગી૦ અ૦ ૬–૧૧ ॥ ઈત્યાદિ શ્લોકથી ધ્યાનકરનારને માટે બાહ્ય આસનાદિનું વિધાન કર્યું છે. અને યોગશાસ્ત્રમાં પદ્માસનાદિ આસનોનું વિધાન કર્યું છે. માટે આસન ઉપર બેસીને જ ધ્યાન કરવું જોઇએ એ વાતનો નિશ્ચય થાય છે. અને વેદાન્તદર્શનમાં "आसीनः संभवात्" ઈત્યાદિ સૂત્ર ઉપાસનાના વિષયમાં લખ્યાં છે. માટે ઉપાસના બેસીને કરવી જોઇએ. વળી ધ્યાનમાં એવી કોઈ આવશ્યક્તા નથી એવી શંકા કરવી યોગ્ય નથી, કારણ કે ઉપાસના અને ધ્યાનમાં કોઇ ભેદ નથી. ધ્યાનમાં તથા ઉપાસનામાં પણ શાસ્ત્રમાં કહેલા કોઈ દેવતા આદિનું આલંબન (આશ્રય) હોય છે. તે આલંબનમાં ચિત્તવૃત્તિને સ્થિર કરવી અર્થાત્ ભિન્ન જાતિની વૃત્તિને નિવૃત્ત કરીને ધ્યેયાકાર વૃત્તિની ધારા સંપાદન કરવાની છે. તેને જ "એકાગ્રતા કરવી" એમ કહે છે. ઉપાસના પણ તે જ છે.

ધ્યાનને દૃઢ કરવાને માટે પ્રાણાયામનો પણ અભ્યાસ થાય છે. પ્રાણાયામથી પ્રાણનો

નિરોધ કરીને ધારણા ધ્યાનના ક્રમથી સમાધિ સિદ્ધ કરવી એ હઠયોગનું તાત્પર્ય છે. માટે જેણે પ્રથમથી જ આસનમાં બેસીને અભ્યાસ કર્યો નથી તેનાથી ધ્યાનાદિક થઇ શકશે નહીં તે વાત નિશ્ચિત છે. તેથી કરીને દરેક પ્રકારનો અભ્યાસ કરનારે પહેલાં આસનનું જ શિક્ષણ સંપાદન કરવું જોઇએ. તેટલા માટે હઠયોગમાં આસનને જ પ્રથમ માન્યું છે.

हठस्य प्रथमाङ्गत्वादासनं पूर्वमुच्यते ।
कुर्यात्तदासनं स्थैर्यमारोग्यं चाङ्गलाघवम् ॥ ह० प्र० श्लो० १७ ॥

અર્થઃ—હઠયોગનાં વિશેષ કરીને **આસન** તથા **પ્રાણાયામ** તથા ખેચરી આદિ અનેક પ્રકારની મુદ્રા તથા **નાદાનુસન્ધાન**—એ ચાર અંગ છે. તેમાં પ્રત્યાહારથી લઇને સમાધિ પર્યન્તના અંગનો **નાદાનુસન્ધાનમાં** જ અન્તર્ભાવ થાય છે. આ ચાર અંગોમાં આસન પ્રથમ અંગ હોવાથી તેને પ્રથમ કહેવામાં આવે છે. આસનથી શરીરની સ્થિરતા તથા લઘુતા પણ થાય છે અર્થાત્ કોઈને શરીરમાં ભારેપણું હોય તો તેથી નિવૃત્ત થાય છે. અને—

स्थिरसुखमासनम् ॥ यो० द० पा० २–४६ ॥

અર્થઃ—જે પદ્માસનાદિ આસને બેસવાથી શરીર સ્થિર રહેતું હોય અર્થાત્ શરીર હાલે ચાલે નહીં, અને બેસવામાં સુખ પડતું હોય, કોઇ પ્રકારનો ઉદ્વેગ થતો ન હોય તે આસનને યોગનું અંગ જાણવું જોઇએ. આથી એ પણ નિશ્ચય થાય છે કે જેવું તેવું આસન વાળીને બેસવાથી પણ આસન થતું નથી. પદ્માસન, સ્વસ્તિક, આદિ આસનમાં બેસવાનો અભ્યાસ કરતા કરતા ઓછામાં ઓછા ચાર કલાક બેસી શકે તો તે આસન હઠયોગનું અંગ બને છે. ભાવ એવો છે કે આસન ઉપર બેસીને અભ્યાસ કરવાથી જ ધ્યાન આદિની સિદ્ધિ થાય છે. અને—

ततो द्वंद्वानभिघातः ॥ ,, २–४८ ॥

અર્થઃ—આસન સિદ્ધ થતાં અર્થાત્ એક જ આસનમાં નિશ્ચલ થઈને અધિક કાલ સુધી બેસવાનું સામર્થ્ય પ્રાપ્ત થતાં યોગી શીત તથા ઉષ્ણાદિ દ્વન્દ્વ પદાર્થથી બાધાને પ્રાપ્ત થતો નથી. અર્થાત્ શીતોષ્ણાદિ દ્વન્દ્વ તેને બાધા કરી શકતાં નથી.

વળી આસનનો અભ્યાસ કરવાથી કેટલી પ્રકારના રોગોની નિવૃત્તિ કહી છે. જેમ—

मत्स्येन्द्रपीठं जठरप्रदीप्तिं प्रचण्डरुग्मण्डलखंडनास्त्रम् ।
अभ्यासतः कुण्डलिनीप्रबोधं चन्द्रस्थिरत्वं च ददाति पुंसाम् ॥
ह.प्र.उ.१–२७ ॥

અર્થઃ—આ મત્સ્યેન્દ્રાસન જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; અને અનેક પ્રકારના કઠિન રોગોનો નાશ કરવાને માટે અસ્ત્રની સમાન છે. અને આ આસનનો અભ્યાસ કરવાથી કુણ્ડલિનીની જાગૃતિ થાય છે. અને તાલુના ઉપરિ ભાગમાંથી ઝરતા અમૃતની પણ સ્થિતિ કરી દે છે. વળી—

इति पश्चिमोत्तानमासनाग्र्यं पवनं पश्चिमवाहिनं करोति ।
उदयं जठरानलस्य कुर्यादुदरे कार्श्यमरोगतां च पुंसाम् ॥,, ॥ २९ ॥

અર્થઃ—આસનોમાં શ્રેષ્ઠ એવું પશ્ચિમોત્તાન નામનું આસન પ્રાણને પશ્ચિમવાહી કરે છે

અર્થાત્ સુષુમ્ના નાડીના માર્ગથી વહે છે. અને જઠરાગ્નિનો ઉદય કરે છે. અને ઉદરના મધ્ય પ્રદેશને કૃશ કરે છે અને રોગોને દૂર કરે છે. અને નાડીના વલણ આદિને સમાન કરે છે. અને—

**हरति सकलरोगानाशु गुल्मोदरादीनभिभवति च दोषानासनं श्रीमयूरम् ।**
**बहुकदशनभुक्तं भस्म कुर्यादशेषं जनयति जठराग्निं जारयेत्कालकूटम् ,,॥२१॥**

અર્થઃ—મયૂરાસન ગુલ્મ, જલોદર, પ્લીહા, આદિ સર્વ રોગોને દૂર કરે છે અને વાતાદિ દોષોને પણ નાશ કરે છે અને બહુ અથવા ખરાબ અન્ન ખાધું હોય તો તે સર્વને ભસ્મ કરી નાંખે છે. અને જઠરાગ્નિને વધારે છે, અને ઝેરની માફક હાનિ કરનાર અન્નને પણ પચાવી નાંખે છે.

આ પ્રકારનાં આસનોથી અનેક પ્રકારના રોગોની નિવૃત્તિ કહી છે. માટે પ્રથમ આસનને જ સિદ્ધ કરવું જોઈએ. જેને પ્રારબ્ધદોષથી અથવા દેહાદિકોની પીડાના નિમિત્તથી આસનની સિદ્ધિ ન થતી હોય તોપણ બીજા ઉપાયથી પણ આસનને જ પ્રથમ સિદ્ધ કરવુ જોઇએ એવો યોગશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. માટે આસનને સિદ્ધ કરવાના ઉપાય પણ યોગ શાસ્ત્રમાં કહ્યા છે.

### આસનને સિદ્ધ કરવાના ઉપાય.

प्रयत्नशैथिल्यानन्तसमापत्तिभ्याम् ॥ यो० द० पा० २—४७ ॥

અર્થઃ—બાહ્ય વ્યવહારની શિથિલતા કરવાથી તથા શેષનાગનું ધ્યાન કરવાથી પણ આસનની સિદ્ધિ થાય છે.

નાના પ્રકારના બાહ્ય વ્યવહાર કરીને થાકયા પછી આસન કરવાથી શરીરની નિશ્ચલતા આદિ સિદ્ધ થતી નથી. તેથી બાહ્ય વ્યવહાર સંબંધી પ્રયત્નોને શિથિલ કરવો જોઇએ. તેને શિથિલ કરીને આસન કરવાથી આસનનો જય થાય છે. અને શેષનાગનું ધ્યાન કરનારને અધિક સમય સુધી એક આસને બેસવાની શક્તિ પણ આવી જાય છે.

ભોજદેવ વૃત્તિમાં "અનન્તસમાપત્તિ"નો અર્થ "આકાશાદિ વસ્તુમાં જે અનન્તત્વ છે તેનું ધ્યાન કરવું" એમ કહ્યું છે. પરન્તુ તે નવીન અભ્યાસીને માટે કઠિન છે.

### આસનના ભેદ.

आसनानि समस्तानि यावन्तो जीवजन्तवः ।
चतुरशीति लक्षाणि शिवेन कथितं पुरा ॥ घे० सं० उ० २—१ ॥

અર્થઃ—પૃથ્વીમાં જેટલાં પ્રાણી છે તેટલાં જ આસન છે. ભાવ એ છે કે જે જે પ્રાણી છે તે સર્વ બેસે છે. તેમના ભેદને અનુસાર આસન પણ દરેકનું જૂદું જૂદું છે. માટે મહાદેવજીએ ૮૪ લાખ આસન પહેલાં કહ્યાં છે.

तेषां मध्ये विशिष्टानि षोडशोनं शतं कृतम् ।
तेषां मध्ये मर्त्यलोके द्वात्रिंशदासनं शुभम् ॥ ,, ॥ २ ॥

અર્થઃ—તે સર્વ આસનોની મધ્યે ૮૪ આસન શ્રેષ્ઠ છે. તેમાં પણ મનુષ્યોને માટે ૩૨ આસન શ્રેષ્ઠ છે. તેમનાં નામ નીચે પ્રમાણે છે.

सिद्धं पद्मं तथा भद्रं मुक्तं वज्रं च स्वस्तिकम् ।
सिंहं च गोमुखं वीरं धनुरासनमेव च ॥ ,, ॥ ३ ॥
मृतं गुप्तं तथा मत्स्यं मत्स्येन्द्रासनमेव च ।
गोरक्षं पश्चिमोत्तानं उत्कटं संकटं तथा ॥ ,, ॥ ४ ॥
मयूरं कुक्कुटं कूर्मं तथा चोत्तानकूर्मकम् ।
उत्तानमण्डुकं वृक्षं मण्डूकं गरुडं वृषम् ॥ ,, ॥ ५ ॥
शलभं मकरमुष्ट्रं भुजंगं च योगासनम् ।
द्वात्रिंशदासनानि तु मर्त्यलोके च सिद्धिदम् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—૧. સિદ્ધાસન, ૨. પદ્માસન ૩. ભદ્રાસન, ૪. મુક્તાસન, ૫ વજ્રાસન, ૬. સ્વસ્તિકાસન, ૭. સિંહાસન, ૮. ગોમુખાસન, ૯. વીરાસન, ૧૦. ધનુરાસન, (૩), ૧૧. મૃતાસન, ૧૨. ગુપ્તાસન, ૧૩. મત્સ્યાસન, ૧૪. મત્સ્યેન્દ્રાસન, ૧૫. ગોરક્ષાસન, ૧૬. પશ્ચિમોત્તાનાસન, ૧૭. ઉત્કટાસન, ૧૮. સંકટાસન (૪), ૧૯. મયૂરાસન, ૨૦. કુકકુટાસન, ૨૧. કૂર્માસન, ૨૨. ઉત્તાનકૂર્માસન, ૨૩. ઉત્તાન મણ્ડૂકાસન, ૨૪. વૃક્ષાસન, ૨૫. મણ્ડૂકાસન, ૨૬. ગરૂડાસન, ૨૭. વૃષભાસન (૫), ૨૮. શલભાસન, ૨૯. મકરાસન, ૩૦. ઉષ્ટ્રાસન, ૩૧. ભુજંગાસન અને ૩૨. યોગાસન—એ ૩૨ આસન મનુષ્યોને સિદ્ધિ આપનારાં છે. (૬).

તેમાં પણ મુમુક્ષુ અભ્યાસીને માટે **સિદ્ધાસન, પદ્માસન**, આદિ કોઈ આસનને જ પ્રથમ સિદ્ધ કરવું જોઇએ.

आसनेभ्यः समस्तेभ्यो द्वयमेतदुदाहृतम् ।
एकं सिद्धासनं प्रोक्तं द्वितीयं कमलासनम् ॥ गो० प० श्लो० १० ॥

અર્થઃ—અભ્યાસ કરનારને માટે સર્વ પ્રકારનાં આસનોની મધ્યે એક **સિદ્ધાસન** અને બીજું **કમલાસન (પદ્માસન)** એ બે આસનને પ્રધાન કહ્યાં છે.

ઇતિ આસનનિરૂપણ અ. ૩. સ. ૫. સમાપ્ત.

---

## અધ્યાય ૩. સર્ગ. ૬.

---

### પ્રાણાયામનિરૂપણ.

ઉપરના સર્ગમાં આસનનું નિરૂપણ કરીને આ સર્ગમાં પ્રાણાયામનું નિરૂપણ કરવામાં આવે છે.

प्रधानाः प्राणवाहिन्यो भूयस्तासु दश स्मृताः ।
इडा च पिङ्गला चैव सुषुम्ना च तृतीयगा(का) ॥ यो०चू०उ०श्लो० १६ ॥
गान्धारी हस्तिजिह्वा च पूषा चैव यशस्विनी ।
अलम्बुसा कुहूश्चैव शङ्खिनी दशमी स्मृता ॥ ,, ॥ १७ ॥

અર્થ:—વળી જે નાડી દ્વારા પ્રાણુ વહન કરે છે તે નાડી વિશેષે કરીને દશ હોવાનું કહેવામાં આવ્યું છે. તે ૧. ઈડા, ૨. પિંગલા, ૩. સુષુમ્ના ત્રીજી (૧૬), ૪. ગાન્ધારી, ૫. હસ્તિ, જિહ્વા, ૬. પૂષા, ૭. યશસ્વિની, ૮. અલમ્બુસા, ૯. કુહૂ અને ૧૦. શંખિની-એ દશ નામથી કહેવામાં આવી છે.

एतन्नाडीमहाचक्रं ज्ञातव्यं योगिभिः सदा ।
इडा वामे स्थिता भागे दक्षिणे पिंगला स्थिता ॥ ,, ॥ १८ ॥
सुषुम्ना मध्यदेशे तु गान्धारी वामचक्षुषि।
दक्षिणे हस्तिजिह्वा च पूषा कर्णे च दक्षिणे ॥ ,, ॥ १९ ॥
यशस्विनी वामकर्णे चानने चाप्यलंबुसा ।
कूहूश्च लिंगदेशे तु मूलस्थाने तु शंखिनी ॥ ,, ॥ २० ॥

અર્થ:—હમેશાં યોગી લોકોએ આ નાડીચક્ર જાણવું જોઇએ. ઇડા નામની નાડી નાસિકાના વામ ભાગમાં સ્થિત છે. પિંગલા નામની નાડી નાસિકાના દક્ષિણ ભાગમાં સ્થિત છે. (૧૮). અને સુષુમ્ના નામની નાડી તેના મધ્ય દેશમાં રહે છે. ડાબા નેત્રમાં ગાન્ધારી નામની નાડી છે. જમણા નેત્રમાં હસ્તિજિહ્વા છે. જમણા કાનમાં પૂષા નાડી છે. (૧૯). અને યશસ્વિની નામની નાડી ડાબા કર્ણમાં છે. મુખમાં અલંબુસા નાડી છે. લિંગ દેશમાં કુહૂ નામની નાડી છે. અને મૂલસ્થાનમાં શંખિની નાડી છે.

एवं द्वारं समाश्रित्य तिष्ठन्ते नाड्यः क्रमात् ।
इडापिङ्गलासौषुम्नाः प्राणमार्गे च संस्थिताः ॥ ,, ॥ २१ ॥

અર્થ:—આ પ્રમાણે આ દશ નાડી ક્રમે તત્તદ્ દ્વારોનો આશ્રય કરીને સ્થિત છે. તેમાં ઈડા, પિંગલા તથા સુષુમ્ના એ ત્રણ નાડી પ્રાણુના માર્ગનો આશ્રય કરીને રહેલી છે.

सततं प्राणवाहिन्यः सोमसूर्याग्निदेवताः । ,, ॥ २२ ॥

અર્થ:—ઈડા, પિંગલા તથા સુષુમ્ના એ ત્રણ નાડીએ પ્રાણવાયુના માર્ગનો આશ્રય કર્યો છે. અને ચન્દ્રમા, સૂર્ય અને અગ્નિ એ ત્રણ તેમની દેવતા છે. અને—

प्राणापानसमानाख्या व्यानोदानौ च वायवः ॥ ,, ॥ २२ ॥
नागः कूर्मोऽथ कृकरो देवदत्तो धनञ्जयः ।
हृदि प्राणः स्थितो नित्यमपानो गुदमण्डले ॥ ,, ॥ २३ ॥
समानो नाभिदेशे तु उदानः कण्ठमध्यगः ।
व्यानः सर्वशरीरे तु प्रधानाः पञ्च वायवः ॥ ,, ॥ २४ ॥

અર્થ:—પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન, તથા નાગ, કૂર્મ, કૃકર (કૃકલ), દેવદત્ત અને ધનઞ્જય એ દશ વાયુ શરીરમાં છે. (૨૩). તેમાં પ્રાણ હમેશાં હૃદયમાં રહે છે. અને અપાન વાયુ ગુદામણ્ડલમાં રહે છે. સમાન વાયુ નાભિ સ્થાનમાં રહે છે. ઉદાન વાયુ કણ્ઠ દેશમાં રહે છે. અને વ્યાન વાયુ સર્વ શરીરમાં રહે છે. તેમાંના પ્રાણાદિ પાંચ વાયુ પ્રધાન છે.

उद्‌गारे नाग आख्यातः कूर्म उन्मीलने तथा ।
कृकरः क्षुत्करो ज्ञेयो देवदत्तो विजृम्भणे ॥ ,, ॥ २५ ॥

અર્થઃ—ઓડકાર લાવવો તે નાગ નામના વાયુનું કર્મ છે. નેત્રમાં પલકારો થવો અર્થાત્ નેત્ર ઉઘડવું અને બંધ થવું તે કૂર્મ વાયુનું કર્મ છે. છીંક આવવી તો કૃકર વાયુનું કર્મ છે. અને બગાસું આવવું તે દેવદત્તનું કર્મ છે.

न जहाति मृतं वापि सर्वव्यापी धनञ्जयः ।
एते नाडीषु सर्वासु भ्रमन्ते जीवरूपिणः ॥ ,, ॥ २६ ॥

અર્થઃ—અને ધનઞ્જય વાયુ સર્વ શરીરમાં વ્યાપ્ત થઇને રહે છે. અને તે મરેલા શરીરનો પણ ત્યાગ કરતો નથી અર્થાત્ મરેલા શરીરમાં પણ ચાર ઘડી સુધી રહે છે. આ દશે વાયુ જીવની ઉપાધિ રૂપ હોવાથી તેમને જીવ રૂપ કહ્યા છે.

नागो गृह्णाति चैतन्यं कूर्मश्चैव निमेषणम् ।
क्षुधा तृट् कृकराच्चैव जूंभणं तु चतुर्थतः ॥
भवेद्धनञ्जयाच्छब्दं क्षणमात्रं न निःसरेत् ॥ घे० सं० उ० ५–६४ ॥

અર્થઃ—નાગ નામનો વાયુ ચેતનતા અર્થાત્ હોંશીઆરી કરાવે છે. કૂર્મ નામનો વાયુ નેત્ર મીંચાવું અને ઉઘડવું એ કામ કરે છે. કૃકર ક્ષુધા અને તૃષા લગાડે છે. દેવદત્ત બગાસું ખવરાવે છે. અને ધનઞ્જય દેહની બહાર નિકળતો નથી, અને શબ્દ કરે છે. વળી—

आक्षिप्तो भुजदण्डेन यथा चलति कन्दुकः ।
प्राणापानसमाक्षिप्तस्तथा जीवो न तिष्ठति ॥ यो०चू० उ० श्लो २७ ॥

અર્થઃ—જેવી રીતે દડા(કન્દુક)ને હાથ વડે તાડન કરીને ભૂમિ ઉપર ફેંકતાં તે ઉપર ઉછળે છે; તેવી રીતે પ્રાણ અને અપાન વાયુ વડે આકર્ષાયલો જીવ એક સ્થાનમાં સ્થિત થઇને રહેતો નથી.

प्राणापानवशो जीवो ह्यधश्चोर्ध्वं च धावति ।
वामदक्षिणमार्गाभ्यां चञ्चलत्वान्न दृश्यते ॥ ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—પ્રાણ તથા અપાન વાયુને વશ થયેલો જીવ ઇડા તથા પિંગલા નાડી દ્વારા નીચે તથા ઉપર ફરતો જ રહે છે. ચંચલ હોવાથી દેખાતો નથી. ચૈતન્ય રૂપ જીવનું ઘૂમવુ અને ફરવુ બનતું નથી. તથાપિ જીવની ઉપાધિ રૂપ અન્તઃકરણ અત્યન્ત ચઞ્ચલ હોવાથી તે અન્તઃકરણ જે જે કાર્ય કરે છે તે સર્વનું જીવમાં આરોપણ થાય છે. ચન્દ્રમા આકાશમાં સ્થિત છે. તેમાં ચાલવું આદિ ક્રિયા નથી. તથાપિ જ્યારે જલમાં ચન્દ્રમાનું પ્રતિબિંબ પડે છે, ત્યારે જલનું ચલાયમાન થવું આદિ સર્વ ક્રિયા ચન્દ્ર(પ્રતિબિંબ)માં પ્રતીત થાય છે. તેવી રીતે અન્તઃકરણ રૂપી જલમાં પ્રતિબિંબભાવને પ્રાપ્ત થયેલા જીવમાં અન્તઃકરણની સર્વ ક્રિયાનું આરોપણ થાય છે. અને વાયુના આકર્ષણથી અન્તઃકરણ ચંચલ રહે છે. અન્તઃકરણ ચઞ્ચલ રહેવાથી અન્તઃકરણની ઉપાધિવાળા જીવને પણ ચઞ્ચલ કહેવામાં આવે છે.

रज्जुवद्धो यथा श्येनो गतोऽप्याकृष्यते पुनः ।
गुणबद्धस्तथा जीवः प्राणापानेन कृष्यते ॥

અર્થ:—જેની રીતે બાજ નામના પક્ષીના પગમાં દોરી બાંધીને છોડી દેતાં ઉડી જાય છે અને દોરી ખેંચતાં પાછો હાથ ઉપર આવી જાય છે. તેની રીતે પ્રાણ રૂપી દોરીથી બન્ધાયલો અન્તઃકરણોપાધિ વાળો જીવ પણ પ્રાણ અને અપાન વાયુ દ્વારા ખેંચાય છે. તે કારણથી અન્તઃકરણની શાન્તિ વિના જીવને શાન્તિ મળવાની નથી. અને અન્તઃકરણની ચઞ્ચલતાની નિવૃત્તિ વાયુને અધીન છે. અર્થાત્ જ્યાં સુધી વાયુ ચાલતો રહે છે, ત્યાંસુધી મનની પણ ચઞ્ચલતા થતી જ રહે છે. અને વાયુનો નિરોધ થઈ જાય તો મનનો પણ નિરોધ થઈ જાય છે. માટે વાયુનો નિરોધ કરવો એ પ્રાણાયામનું તાત્પર્ય છે.

### પ્રાણાયામનો અભ્યાસ કરવાની રીતિ.

આસનોના નિયમોને કહીને પ્રાણાયામનું કથન કરવાને પ્રારંભ કરીએ છીએ.

अथासने दृढे योगी वशी हितमिताशनः ।
गुरूपदिष्टमार्गेण प्राणायामान्समाचरेत् ॥ ह० प्र० उ० २–१ ॥

અર્થ:—કમલાસનાદિ આસનમાં અધિક વાર સુધી બેસવાનો અભ્યાસ દૃઢ થવાથી, જેણે ઇન્દ્રિયોને જીતી છે, અને પથ્ય તથા મિત ભોજન કરનાર છે, એવો યોગી ગુરૂએ બતાવેલા માર્ગે પ્રાણાયામનો અભ્યાસ કરે.

વળી યોગદર્શનમાં પણ આસન દૃઢ થયા પછી જ પ્રાણાયામનો અભ્યાસ કરવાનું કહ્યું છે.

तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः ॥यो०द०पा०२सू०४९ ॥

અર્થ:—જ્યારે આસન સિદ્ધ થાય ત્યારે બહારના વાયુનું અંદર જવા રૂપ શ્વાસ, અને અંદરના વાયુનું બહાર નિકળવા રૂપ (નિઃશ્વાસ રૂપ) પ્રશ્વાસ–એ બંને પ્રકારની વાયુની ગતિના અભાવ (વિચ્છેદ) રૂપ પ્રાણાયામ થાય છે. માટે આસનનો જય થયા પછી પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઇએ. અને—

चले वाते चलं चित्तं निश्चले निश्चलं भवेत् ।
योगी स्थाणुत्वमाप्नोति ततो वायुं निरोधयेत् ॥ ,, ॥ २ ॥

અર્થ:—વાયુ ચલાયમાન થતાં ચિત્ત ચલાયમાન થાય છે. અને વાયુ નિશ્ચલ થતાં ચિત્ત પણ નિશ્ચલ થાય છે. અને વાયુની સ્થિરતા દ્વારા ચિત્તની સ્થિરતા થવાથી યોગી સ્થાણુત્વને પ્રાપ્ત થાય છે અર્થાત્ શરીરની નીરોગતા તથા દીર્ઘાયુ આદિને પ્રાપ્ત થાય છે. તે કારણથી યોગી વાયુનો નિરોધ કરે.

આ પ્રમાણે વાયુની સિદ્ધિથી યોગીને સ્થાણુત્વની પ્રાપ્તિ રૂપી ફલને કહીને, હવે વાયુ નિરોધ પ્રાપ્ત કરવાને માટે નાડીની અંદરના મલની શુદ્ધિની આવશ્યકતા બતાવવામાં આવે છે.

मलाकुलासु नाडीषु मारुतो नैव मध्यगः ।
कथं स्यादुन्मनीभावः कार्यसिद्धिः कथं भवेत् ॥ ,, ॥ ४ ॥

અર્થ:—મલથી ભરેલી નાડીમાં વાયુનો પ્રવેશ થતો નથી, પરન્તુ મલની શુદ્ધિ થતાં જ સુષુમ્નાના માર્ગથી વાયુ ચાલી શકે છે. માટે જ્યાં સુધી નાડી મલ યુક્ત છે, ત્યાં સુધી

કોઈ પણ પ્રકારે મનનો નિરોધ અને મોક્ષની પ્રાપ્તિ પણ કેવી રીતે થઇ શકે ? અર્થાત્ નહીં થઈ શકે. પરન્તુ—

शुद्धिमेति यदा सर्वं नाडीचक्रं मलाकुलम् ।
तदैव जायते योगी प्राणसंग्रहणे क्षमः ॥ ,, ॥ ५ ॥

અર્થ:—જ્યારે મલથી વ્યાકુલ સંપૂર્ણ નાડી શુદ્ધ થઈ જાય છે, ત્યારે જ યોગી વાયુને રોકવામાં સમર્થ થાય છે. માટે મલની શુદ્ધિ દ્વારા પ્રાણનો નિરોધ કરવાને માટે—

प्राणायामं ततः कुर्यान्नित्यं सात्त्विकया धिया ।
यथा सुषुम्नानाडीस्था मलाः शुद्धिं प्रयान्ति च ॥ ,, ॥ ६ ॥

અર્થ:—જે પ્રકારે સુષુમ્ના નાડીમાં સ્થિત મલની શુદ્ધિ થાય, તેવી રીતે એટલે સાત્ત્વિક બુદ્ધિથી હમેશાં પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઇએ. જે પ્રકારના કંબલ આદિના આસન ઉપર બેસી અભ્યાસ કરવો જોઇએ એવાં આસનો સંબંધી વિચાર ભક્તિયોગ પ્રકરણમાં કરવામાં આવ્યો છે, તેને અનુસાર યોગ્ય આસન ઉપર બેસી, પછી—

बद्धपद्मासनो योगी प्राणं चन्द्रेण पूरयेत् ।
धारयित्वा यथाशक्ति भूयः सूर्येण रेचयेत् ॥ हृ० प्र० उ० २–७ ॥

અર્થ:—પદ્માસન બાંધીને અર્થાત્ યોગી જે આસને અધિક સમય સુધી સુખપૂર્વક બેસી શકે એવા આસને બેસી યોગી પ્રાણવાયુને ચન્દ્ર (ઇડા) નાડીથી ચઢાવે. ફરી તેને પોતાની શક્તિ અનુસાર ધારણ કરીને અર્થાત્ કુંભક કરીને પછી સૂર્ય (પિંગલા) નાડીથી ઉતારે–બહાર કાઢે.

બહારના વાયુને અંદર ખેંચવો તેનું નામ પૂરક છે. અને ખેંચેલા વાયુને અંદર રોકવો તેનું નામ કુંભક છે. અને રોકેલા વાયુને બહાર કાઢવો તેનું નામ રેચક છે.

प्राङ्मुखो वा उदङ्मुखः । घे० सं० उ० ५–३२ ॥

અર્થ: -પૂર્વ દિશામાં અથવા ઉત્તરમાં મુખ કરીને બેસવું જોઇએ એવું ઘેરણ્ડસંહિતામાં કહ્યું છે.

प्राणं सूर्येण चाकृष्य पूरयेदुदरं शनैः ।
विधिवत्त्स्तंभकं कृत्वा पुनश्चन्द्रेण रेचयेत् ॥ ह.प्र.उ. २–८ ॥

અર્થ:—ફરી સૂર્યનાડીથી પ્રાણને ધીમે ધીમે ખેંચીને અન્દર ભરે. ફરી વિધિપૂર્વક કુંભક કરીને પછી ચન્દ્ર નાડીથી રેચન કરે. એ પ્રમાણે—

येन त्यजेत्तेन पीत्वा धारयेदतिरोधतः ।
रेचयेच्च ततोऽन्येन शनैरेव न वेगतः ॥ ,, ॥ ९ ॥

અર્થ:—જે જે ચન્દ્ર કે સૂર્ય નાડીથી વાયુનું રેચન કરે તે જ નાડીથી ફરી પૂરણ કરે. અને પછી તેને રોકે. ફરી જેના વડે પૂરક કર્યો હોય તેનાથી અન્ય નાડી દ્વારા ધીમે ધીમે રેચન કરે, પરન્તુ વેગથી રેચન ન કરે. વેગથી રેચન કરવાથી યોગીના શરીરમાં અશક્તિ આવી જાય છે. આવો કુંભક જ્યાંસુધી સ્વેદ તથા કંપ થાય ત્યાં સુધી કરવો જોઇએ એવો

કેટલાકનો મત છે. પરન્તુ પહેલી અવસ્થામાં એવો કુંભક થઇ શકતો નથી. લઘુ, મધ્ય અને ઉત્તમ અવસ્થાના ક્રમે પ્રથમલઘુ માત્રાથી પ્રાણાયામનો અભ્યાસ કરીને ઉત્તમ માત્રાની સંખ્યા સુધી કુંભક થયા બાદ ક્રમે સ્વેદ અથવા કંપ થતા સુધી પ્રાણનો નિરોધ કરી શકે છે, નહિં તો હાનિ થવાનો સંભવ છે. અને પ્રાણાયામ દ્વારા વાયુને નિરોધ કરવામાં શીઘ્રતા કરનારને અવશ્ય હાનિ થાય છે.

यथा सिंहो गजो व्याघ्रो भवेद्वश्यः शनैः शनैः ।
तथैव सेवितो वायुरन्यथा हन्ति साधकम् ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—જેવી રીતે સિંહ, હાથી અથવા વાઘ આદિને વશ કરવાને માટે પ્રયત્ન કરતાં કરતાં ધીમે ધીમે જ તે પ્રાણી વશમાં આવે છે. કોઇ શીઘ્રતાથી વશ કરવાને માટે તેના ઉપર જબરદસ્તી કરે તો તે વ્યાઘ્ર આદિ પ્રાણી મનુષ્યને અવશ્ય મારી નાંખે છે. તેવી રીતે વાયુને વશ કરવાને પ્રયત્ન કરનારે પણ બહુ ધીમે ધીમે જ વશ કરવાનું સાધન કરવું જોઈએ. શીઘ્રતાથી કરવાથી વ્યાઘ્રાદિ પ્રાણીની માફક પ્રાણ પણ મનુષ્યને મારી નાંખે છે. અને—

प्राणं चेदिडया पिबेन्नियमितं भूयोऽन्यथा रेचयेत्
पीत्वा पिंगलया समीरणमथो बद्ध्वा त्यजेद्वामया ।
सूर्याचन्द्रमसोरनेन विधिनाऽभ्यासं सदा तन्वतां
शुद्धा नाडिगणा भवन्ति यमिनां मासत्रयादूर्ध्वतः ॥ ह० प्र० उ० २–१० ॥

અર્થઃ—જો યોગી ઇડા દ્વારા અર્થાત્ વામ નાડી દ્વારા પ્રાણનું પૂરણ કરે તો તેને કુંભક કરીને પછી બીજી પિંગલા નાડીથી રેચન કરે. અને જો પિંગલા દ્વારા અર્થાત્ દક્ષિણ નાડીથી વાયુનું પૂરણ કરે, તો તેનો કુંભક કરીને ઇડા (ડાબી) નાડીથી પ્રાણનું રેચન કરે. અને સૂર્ય નાડીથી પૂરણ કરીને તેનો કુંભક કરીને ચન્દ્ર નાડીથી રેચન કરે. આ વિધિથી હમેશાં અભ્યાસ કરવાથી યોગી લોકોનો નાડીસમૂહ ત્રણ માસ પછી શુદ્ધ થઈ જાય છે.

यदा तु नाडीशुद्धिः स्यात्तथा चिह्नानि बाह्यतः ।
कायस्य कृशता कान्तिस्तदा जायेत निश्चितम् ॥ गो० प० श० १–५ ॥

અર્થઃ—જ્યારે નાડીની શુદ્ધિ થઇ જાય છે, ત્યારે બાહ્ય ચિહ્નો જેવાં કે દેહની કૃશતા તથા કાન્તિ નિશ્ચયપૂર્વક થાય છે. તેમજ—

यथेष्टं धारणं वायोरनलस्य प्रदीपनम् ।
नादाभिव्यक्तिरारोग्यं जायते नाडीशोधने ॥ ,, ॥ १०१ ॥

અર્થઃ—નાડીની શુદ્ધિ થતાં ઇચ્છાનુસાર વાયુને ધારણ કરવાની શક્તિ આવે છે, તથા જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, તથા શબ્દની સ્પષ્ટતા (વ્યક્તિ) તથા આરોગ્ય પણ થાય છે. અને નાડીની શુદ્ધિ થયા પછી જે પ્રાણાયામ કરવામાં આવે છે તે પ્રાણનિરોધને માટે કહેવાય છે.

હવે પ્રાણાયામના અભ્યાસનો કાલ આદિ કહીએ છીએ.

प्रातर्मध्यंदिने सायमर्धरात्रे च कुंभकान् ।
शनैरशीतिपर्यन्तं चतुर्वारं समभ्यसेत् ॥ ह. प्र. उ. २–११ ॥

અર્થ:—પ્રાતઃકાલ તથા અરૂણોદયથી લઇને સૂર્યોદય પછી ત્રણ ઘડી દિવસ ચઢતા સુધી, અને મધ્યાહ્નમાં અર્થાત્ દિવસના પાંચ ભાગ કરતાં દિવસના મધ્ય ભાગમાં, તથા સાયંકાલ અર્થાત્ સૂર્યાસ્ત પહેલાં અને સૂર્યાસ્ત પછી ત્રણ ઘડી રૂપ સન્ધ્યાના સમયમાં, અને અર્ધી રાત્રિએ પણ ધીમે ધીમે એંશી (૮૦) પર્યન્ત પ્રાણાયામ કરે. અને જો મધ્ય રાત્રિમાં ન કરે તો દિવસમાં ત્રણ વાર જ કરે.

कनीयसि भवेत् स्वेदः कम्पो भवति मध्यमे ।
उत्तमे स्थानमाप्नोति ततो वायुं निबन्धयेत् ॥ ,, ॥ १२ ॥

અર્થ:—કનિષ્ઠ પ્રાણાયામમાં સ્વેદ થાય છે. અર્થાત્ પ્રાણાયામની શરૂઆતના સમયમાં પરસેવો થાય છે. મધ્યમ પ્રાણાયામમાં કંપ થાય છે. અર્થાત્ પ્રાણાયામ કરતાં દેહમાં કંપ થાય તો પ્રાણાયામ મધ્યમ થાય છે. (કનિષ્ઠાદિ પ્રાણાયામોનાં લક્ષણ પુરાણાદિ તથા અન્ય ગ્રન્થોમાં પણ કહ્યાં છે.)

पूरके द्वादशीं कुर्यात्कुंभके षोडशी भवेत् ।
रेचके दश ॐकाराः प्राणायामः स उच्यते ॥ गो० प० श० २–४ ॥

અર્થ:—પૂરક કરવામાં પ્રણવ (ૐકાર)ની ૧૨ માત્રાઓ, કુંભકમાં ૧૬, અને રેચકમાં ૧૦ માત્રાઓ થાય છે. એ પ્રમાણે એક પ્રાણાયામ કહેવાય છે. અને—

प्रथमे द्वादशी मात्रा मध्यमे द्विगुणा मता ।
उत्तमे त्रिगुणाः प्रोक्ताः प्राणायामस्य निर्णयः ॥ ,, ॥ ५ ॥

અર્થ:—પૂરકમાં જે ૧૨, કુંભકમાં ૧૬ અને રેચકમાં ૧૦ માત્રાઓ કહી છે તે કનિષ્ઠ પ્રાણાયામને માટે કહી છે. અને તેથી દ્વિગુણ અર્થાત્ પૂરકમાં ૨૪ માત્રા, કુંભકમાં ૩૨, અને રેચકમાં ૨૦ માત્રા થાય તો તે મધ્યમ પ્રાણાયામ કહેવાય છે. અને તેથી ત્રિગુણ માત્રા થાય તો ઉત્તમ પ્રાણાયામ કહેવાય છે.

પ્રાણાયામની માત્રા વિષયમાં અનેક પ્રકારના લેખ છે. અભ્યાસી મનુષ્યને માટે તેમાં પોતાના સામર્થ્ય સિવાય બીજા કોઇની પણ અપેક્ષા કરવાની નથી.

આ પ્રકારના પ્રાણાયામથી પાપોની નિવૃત્તિ થાય છે.

प्राणायामो भवत्येवं पातकेन्धनपावकः ।
भवोदधिमहासेतुः प्रोच्यते योगिभिः सदा ॥ ,, ॥ २–१० ॥

અર્થ:—આ પ્રકારે હમેશાં અભ્યાસ કરાયલો પ્રાણાયામ પાપ રૂપી લાકડાંના અગ્નિરૂપ છે અર્થાત્ જેવી રીતે અગ્નિ લાકડાંને બાળી મૂકે છે, તેવી રીતે પ્રાણાયામ પાપને બાળી મૂકે છે. યોગી લોક આ પ્રાણાયામને હંમેશાં સંસાર રૂપી સમુદ્રની પાર જવાના સેતુ રૂપ કહે છે. અર્થાત્ જેવી રીતે પૂલ ઉપર થઇને નદીની પાર જવાય છે, તેવી રીતે પ્રાણાયામ રૂપી પૂલથી સંસાર રૂપી સમુદ્રની પાર જવાય છે. વળી—

आसनेन रुजो हन्ति प्राणायामेन पातकम् ।
विकारं मानसं योगी प्रत्याहारेण मुञ्चति ॥ ,, ॥ ११ ॥

અર્થ:—આસનોથી રોગનો નાશ થાય છે, પ્રાણાયામથી પાપનો નાશ થાય છે, અને પ્રત્યાહારથી, યોગી અનેક પ્રકારના મનના વિકારોને પરિત્યાગ કરે છે.

યોગદર્શનમાં પણ પ્રાણાયામનું ઉત્તમ ફલ કહ્યું છે.

प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥ यो० द० पा० १–३४ ॥

અર્થઃ—રેચક અને કુંભક રૂપ પ્રાણાયામ વડે પણ ચિત્ત સ્થિતિને પ્રાપ્ત થાય છે. અને—

ततः क्षीयते प्रकाशावरणम् ॥ ,, २–५२ ॥

અર્થઃ—પ્રાણાયામનો અભ્યાસ કરવાથી ચિત્તના વિવેકજ્ઞાનને આચ્છાદન કરનાર ક્લેશ રૂપ પાપ નાશ પામે છે. અને—

धारणासु योग्यता मनसः ॥ ,, ॥ ५३ ॥

અર્થઃ—અને તેથી ચિત્તને ધારણાના વિષયમાં યોગ્યતા પણ પ્રાપ્ત થાય છે. અર્થાત્ પ્રાણાયમથી ચિત્તના દોષ નિવૃત્ત થવાથી જે સ્થાનમાં ચિત્તને લગાવે છે ત્યાં તે સ્થિર થઇ જાય છે, અને વિક્ષેપને પ્રાપ્ત થતું નથી.

जलेन श्रमजातेन गात्रमर्दनमाचरेत् ।
दृढता लघुता चैव तेन गात्रस्य जायते ॥ गो० प० श० २–१३ ॥

અર્થઃ—પ્રાણાયામના અભ્યાસથી થતા શ્રમથી ઉત્પન્ન થયેલા જલને શરીરમાં મર્દન કરે. તેથી શરીરની દઢતા અને લઘુતા થાય છે અર્થાત્ શરીરની જડતા રહેતી નથી. વળી—

प्राणायामादियुक्तेन सर्वरोगक्षयो भवेत् ।
अयुक्ताभ्यासयोगेन सर्वरोगसमुद्भवः ॥ ह० प्र० उ० २–१६ ॥

અર્થઃ—આહાર તથા અભ્યાસના નિયમો વગેરે સહિત પ્રાણાયામથી સર્વ પ્રકારના રોગ નાશ પામે છે. અને અયુક્ત પ્રાણાયામના અભ્યાસથી સર્વ પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે.

અયુક્ત પ્રાણાયામથી થતા રોગ

हिक्का कासश्च श्वासश्च शिरःकर्णाक्षिवेदनाः ।
भवन्ति विविधा रोगाः पवनस्य प्रकोपतः ॥ ,, ॥ १७ ॥
युक्तं युक्तं त्यजेद्वायुं युक्तं युक्तं च पूरयेत् ।
युक्तं युक्तं च बध्नीयादेवं सिद्धिमवाप्नुयात् ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—અયુક્ત પ્રાણાયામ કરવાથી વાયુ કુપિત થઇ જાય છે. અને વાયુ કુપિત થવાથી હિક્કા, કાસ, શ્વાસ, તથા શિર, કાન અને નેત્રમાં વેદના આદિ નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. (૧૭). તે કારણથી યુક્ત યુક્ત વાયુને ત્યાગે (રેચન કરે), યુક્ત યુક્ત વાયુને પૂરણ કરે, અને યુક્ત યુક્ત જ કુંભક કરે–અર્થાત્ પોતાની શક્તિથી અધિક સમય સુધી કુંભક કરવાથી વાયુને બહુ જોરથી છોડવો પડે. માટે તેમ ન કરે, કેમકે કાબુ વિના બહુ જોરથી રેચક થઈ જાય. વળી પૂરક પણ બહુ જોરથી ન કરે. અર્થાત્ શક્તિથી અધિક માત્રાથી રેચકાદિ કદાપિ ન કરે. સર્વ ક્રમથી વધારવો જોઇએ. આ પ્રમાણે કરવાથી પ્રાણાયામની સિદ્ધિ થાય છે. માટે પ્રાણાયામ બુદ્ધિપૂર્વક કરવો જોઇએ.

प्राणायामस्त्रिधा प्रोक्तो रेचपूरककुंभकैः ।
सहितः केवलश्चेति कुंभको द्विविधो मतः ॥ ,, ॥ २–७१ ॥

અર્થ:—રેચક પ્રાણાયામ, પૂરક પ્રાણાયામ તથા કુંભક પ્રાણાયામ એવા ભેદથી પ્રાણાયામ ત્રણ પ્રકારના હોય છે. અને સહિત અને કેવલ ભેદથી કુંભક બે પ્રકારના હોય છે. તેમાં—

**सहितो द्विविधः प्रोक्तः प्राणायामं समाचरेत् ।**
**सगर्भो बीजमुच्चार्य निर्गर्भो बीजवर्जितः ॥ घे. सं. उ० ५–४६ ॥**

અર્થ:—સહિત નામનો કુંભક પ્રાણાયામ બે પ્રકારનો છે. એક તો **સગર્ભ**, અને બીજો **નિર્ગર્ભ**. આ બંને પ્રકારના પ્રાણાયામનો અભ્યાસ કરવા યોગ્ય છે. તેમાં બીજ મન્ત્રોનું ઉચ્ચારણ તથા તત્તદ્ દેવતાના ધ્યાન દ્વારા જે પૂરક, કુંભક અને રેચક થાય છે તેને **સગર્ભ** કહે છે. અને મન્ત્રોના ઉચ્ચારણ વિના જે થાય છે **નિર્ગર્ભ** તેને કહે છે. અને—

**यावत्केवलसिद्धिः स्यात्सहितं तावदभ्यसेत् ।**
**रेचकं पूरकं मुक्त्वा सुखं यद्वायुधारणम् ॥ ह. प्र. उ. २–७२ ॥**

અર્થ:—જ્યાં સુધી કેવલ કુંભકની સિદ્ધિ ન થાય ત્યાં સુધી સહિત કુંભકનો અભ્યાસ કરવો જોઇએ. પૂરક અને રેચકને છોડીને સુખપૂર્વક વાયુનો નિરોધ કરીને ધારણ કરવો તેનું નામ કેવલ કુંભક છે.

**प्राणायामोऽयमित्युक्तः स वै केवलकुंभकः ।**
**कुंभके केवले सिद्धे रेचपूरकवर्जिते ॥ ,, ॥ ७३ ॥**

અર્થ:—ઉપર કહેલો જે પ્રાણાયામ છે તે મિશ્રિત પ્રાણાયામ કહેવાય છે. અને રેચક અને પૂરક એ બંનેને છોડીને જે કુંભક થાય છે તે કેવલ કુંભક કહેવાય છે.

યોગદર્શનમાં પણ કેવલ કુંભકનું લક્ષણ કહ્યું છે.

**बाह्याभ्यन्तरविषयाऽऽक्षेपी चतुर्थः ॥ यो. द. पा. २–५१ ॥**

અર્થ:—રેચક તથા પૂરકના ક્રમને છોડી જે કેવલ કુંભક થાય છે તે ચોથો પ્રાણાયામ છે.

**न तस्य दुर्लभं किंचित्त्रिषु लोकेषु विद्यते ।**
**शक्तः केवलकुंभेन यथेष्टं वायुधारणात् ॥ घे. सं उ. ५. ७४ ॥**
**राजयोगपदं चापि लभते नात्र संशयः । ,, ॥ ७५ ॥**

અર્થ:—આ કેવલ કુંભક સિદ્ધ થતાં તે યોગીને માટે ત્રણે લોકમાં કાંઈ દુર્લભ નથી. આ કેવલ કુંભકના અભ્યાસથી ઈચ્છાનુસાર વાયુને ધારણ કરવાને જે સમર્થ થાય છે તેને રાજયોગ રૂપ પદવીની પ્રાપ્તિ થાય છે તેમાં કોઈ સંશય નથી.

**अनुलोमविलोमेन वारंवारं च साधयेत् ।**
**पूरकान्ते कुंभकान्तं धृतं नासापुटद्वयम् ॥**
**कनिष्ठानामिकांगुष्ठैस्तर्जनीमध्यमां विना । घे. सं. उ. ५–५२ ॥**

અર્થ:—અનુલોમ તથા પ્રતિલોમથી વારંવાર પ્રાણનો રેચક તથા પૂરક કરવો જોઇએ અર્થાત્ ડાબા છિદ્રથી વાયુને ખેંચીને જમણા છિદ્રથી વાયુને બહાર કાઢે. ફરી જમણા છિદ્રથી પવનને ખેંચીને ડાબી નાસિકાના છિદ્રથી કાઢે. આ પ્રમાણે એકથી ખેંચી બીજાથી બહાર કાઢવો,

ફરી જેના દ્વારા બહાર કાઢ્યો છે તેના દ્વારા ખેંચવો તેને જ **અનુલોમ વિલોમ** કહે છે. અને જ્યાંસુધી પ્રાણને ખેંચે ત્યાંસુધી એક નાસિકાના છિદ્રને, અને જ્યાં સુધી પ્રાણને રોકે ત્યાંસુધી બંને નાસિકાનાં છિદ્ર પણ તર્જની અને મધ્યમાને છોડીને છેલ્લી આંગળી અને તેની પાસેની આંગળી (અનામિકા) અને અંગુઠા વડે નાકને પકડવું જોઇએ.

વળી સૂર્યભેદન આદિ નામનો પણ કુંભકભેદ યોગશાસ્ત્રમાં કહ્યો છે.

सूर्यभेदनमुज्जायी सीत्कारी शीतली तथा ।
भस्त्रिका भ्रामरी मूर्च्छा प्लाविनीत्यष्टकुंभकाः ॥ ह. प्र. उ. २–४४ ॥

અર્થઃ—સૂર્યભેદન, ઉજ્જાયી, સીત્કારી, શીતલી, ભસ્ત્રિકા, ભ્રામરી, મૂર્ચ્છા, પ્લાવિની–એ આઠ પ્રકારના કુંભક પ્રાણાયામ જાણવા યોગ્ય છે.

आसने सुखदे योगी बद्ध्वा चैवासनं ततः ।
दक्षनाड्या समाकृष्य वहिस्थं पवनं शनैः ॥ ,, ॥ ४८ ॥
आकेशादानखाग्राच्च निरोधावधि कुंभयेत् ।
तत. शनैः सव्यनाड्या रेचयेत्पवनं शनैः ॥ ,, ॥ ४९ ॥
कपालशोधनं वातदोषघ्नं कृमिदोषहृत् ।
पुनः पुरिदं कार्यं सूर्यभेदनमुत्तमम् ॥ ,, ॥ ५० ॥

અર્થઃ—સુખ આપનાર કંબલ આદિના આસન ઉપર બેસીને પછી પદ્માસનાદિ આસન બાંધી, ફરી દક્ષિણ નાડી દ્વારા દેહની બહાર વર્તમાન પવનને ધીમે ધીમે ખેંચીને (૪૮) નખથી શિખા પર્યન્ત કુંભક કરે અર્થાત્ સંપૂર્ણ શરીરમાં પવન રોકાઇ જાય ત્યાં સુધી કુંભક પ્રાણાયામ કરે. ત્યારબાદ વામ ભાગમાં સ્થિત ઇડા નાડી દ્વારા ધીમે ધીમે પવનનો રેચક કરે. (૪૯). આ સૂર્યભેદન નામનો કુંભક મસ્તકની શુદ્ધિ કરતા છે. અને વાતના દોષને દૂર કરે છે. અને પેટમાં ઉત્પન્ન થયેલા કૃમિઓને નષ્ટ કરે છે. માટે આ સૂર્યભેદન નામના કુંભકનો વારંવાર અભ્યાસ કરવો જોઇએ. વળી—

मुखं संयम्य नाडीभ्यामाकृष्य पवनं शनैः ।
यथा लगति कण्ठात्तु हृदयावधि सस्वनम् ॥ ,, ॥ ५१ ॥

અર્થઃ—મુખને બંધ કરીને ઇડા તથા પિંગલા બંને નાડી દ્વારા ધીમેથી પવનને ખેંચે, જેથી તે પવન કણ્ઠથી હૃદય સુધી શબ્દ કરતો કરતો પહોંચે. અને વાયુને આકર્ષણ કરીને પૂરક કરતી વખતે કંઠથી હૃદય સુધીના માર્ગમાં વાયુનું સ્પર્શન કરતો હોય એમ ખેંચે. અને—

पूर्ववत्कुंभयेत्प्राणं रेचयेदिडया ततः ।
श्लेष्मदोषहरं कण्ठे देहानलविवर्धनम् ॥ ,, ॥ ५२ ॥

અર્થઃ—ફરી સૂર્યભેદન કુંભકની સમાન કુંભક કરીને પછી વામનાડીથી વાયુને બહાર કાઢે. આ ઉજ્જાયી નામનો કુંભક કણ્ઠમાં જે શ્લેષ્મનો દોષ હોય છે તેને દૂર કરે છે. અને જઠરાગ્નિને વધારે છે. અને નાડી તથા ઉદર તથા દેહના ધાતુમાં હોતા દોષોને દૂર કરે છે.

હવે **સીત્કારી** નામના કુંભકનું પ્રતિપાદન કરવામાં આવે છે.

सीत्कां कुर्यात्तथा वक्त्रे घ्राणेनैव विजृंभिकाम् ।
एवमभ्यासयोगेन कामदेवो द्वितीयकः ,, ॥ ५४ ॥

અર્થ:—બંને હોઠની મધ્યમાં લાગેલી જિહ્વાથી સીત્કાર કરતા મુખથી વાયુને ખેંચે પછી મુખને બંધ કરીને નાસિકાનાં બંને છિદ્રથી રેચક કરે. આ પ્રકારનો અભ્યાસ કરવાથી યોગી બીજો કામદેવ અર્થાત્ કામદેવ તુલ્ય થઈ જાય છે. અને—

जिह्वया वायुमाकृष्य पूर्ववत्कुंभसाधनम् ।
शनकैर्घ्राणरन्ध्राभ्यां रेचयेत्पवनं सुधीः ॥ ,, ॥ ५७ ॥

અર્થ.—જિહ્વાને હોઠની બહાર કાઢીને પછી તેના વડે પ્રાણને ખેંચે. પછી સૂર્યભેદનની સમાન કુંભક કરે. અને પછી બુદ્ધિશાલી યોગી તે વાયુને નાસિકાનાં બંને છિદ્ર દ્વારા ધીમે ધીમે રેચન કરે.

गुल्मप्लीहादिकान् रोगाञ्ज्वरं पित्तं क्षुधां तृषाम् ॥
विषाणि शीतली नाम कुंभिकेयं निहन्ति हि ॥ ,, ॥ ५८ ॥

અર્થ:—આ શીતલી નામનો કુંભક ગુલ્મ, પ્લીહા આદિ રોગ, તથા જ્વર, પિત્ત, ક્ષુધા, તૃષા, અને સર્પ આદિનું વિષ એ સર્વને નષ્ટ કરે છે.

ऊर्वोरुपरि संस्थाप्य शुभे पादतले उभे ।
पद्मासनं भवेदेतत्सर्वपापप्रणाशनम् ॥ ,, ॥ ५९ ॥

અર્થ:—જંઘાઓ ઉપર બંને પગનાં તળીઆંને સીધાં સારી રીતે સ્થાપન કરીને ટકવું તેને પદ્માસન કહે છે. તે આસન સર્વ પાપોને નાશ કરનાર છે.

भस्त्रेव लोहकाराणां यथाक्रमेण संभ्रमेत् ।
तथा वायुं च नासाभ्यामुभाभ्यां चालयेच्छनैः ॥ घे. सं. उ. ५–७४ ॥

અર્થ:—પદ્માસનમાં બેસીને, જેમ લવારની ધમણ વારંવાર વાયુને ખેંચે છે અને છોડે છે,-તેવી રીતે પવનને નાસિકાનાં બંને છિદ્ર વડે ધીમે ધીમે ખેંચીને પેટમાં ભરે.

एवं विंशतिवारं च कृत्वा कुर्याच्च कुंभकम् ।
तदन्ते चालयेद्वायुं पूर्वोक्तं च यथाविधि ॥ ,, ॥ ७५ ॥

અર્થ:—એ પ્રમાણે વીસ વાર ખેંચીને કુંભક કરે અર્થાત્ વાયુને રોકે. તે પછી ઉપર જે પ્રમાણે કહી આવ્યા છીએ તે પ્રમાણે જ વાયુને બહાર કાઢે.

त्रिवारं साधयेदेनं भस्त्रिकाकुंभकं सुधीः ।
न च रोगं न च क्लेशमारोग्यं च दिने दिने ॥

અર્થ:—આ પ્રમાણે બુદ્ધિમાન્ ત્રણ વાર આ ભસ્ત્રિકા કુંભકને સાધે. તેને કોઈ રોગ અથવા કલેશ થાય નહીં, અને હમેશા આરોગ્ય રહે.

અને વામ નાસિકાના છિદ્રને રોકી દક્ષિણ નાસિકાનાં છિદ્રથી ભસ્ત્રાની સમાન વેગથી રેચક તથા પૂરક કરે. અને જ્યારે શ્રમ લાગે ત્યારે તે જ દક્ષિણ નાસિકાના છિદ્રથી પૂરક

કરીને યથાશક્તિ કુંભક કરે. પછી ઇડા દ્વારા રેચન કરે. પછી દક્ષિણ નાસિકાના છિદ્રને રોકીને નાસિકાના વામ છિદ્રથી ભસ્ત્રાની સમાન શીઘ્ર રેચક અને પૂરક કરે. તે પ્રમાણે કરતાં કરતાં જ્યારે શ્રમ લાગે, ત્યારે નાસિકાના વામ છિદ્રથી વાયુનું પૂરણ કરીને યથાશક્તિ કુંભક કરે, અને પિંગલા નાડી દ્વારા પ્રાણનું રેચન કરે. આ ભસ્ત્રિકા કુંભકની રીતિ છે.

હવે ભ્રામરી કુંભકની રીતિ કહીએ છીએ.

वेगाद्घोषं पूरकं भृङ्गनादं भृङ्गीनादं रेचकं मन्दमन्दम् ।
योगीन्द्राणामेवमभ्यासयोगाच्चित्ते जाता काचिदानन्दलीला ॥

હ૦ પ્ર૦ ઉ૦ ૨–૬૮ ॥

અર્થ:—ભમરાના શબ્દ જેવા શબ્દ સહિત વેગથી પ્રાણને ખેંચીને કુંભક કરે. પછી ભમરાના શબ્દ જેવા શબ્દ સહિત ધીમે ધીમે રેચક કરે. આ પ્રકારનો અભ્યાસ કરવાથી શ્રેષ્ઠ યોગી લોકોને ચિત્તમાં આનન્દથી ક્રીડા થાય છે. અર્થાત્ ભ્રામરી કુંભકના અભ્યાસથી ચિત્તમાં આનન્દ લાગે છે.

पूरकान्ते गाढतरं बद्ध्वा जालंधरं शनैः ।
रेचयेन्मूर्छनाख्येयं मनोमूर्च्छासुखप्रदा ॥ ह. प्र. उ. २–६९ ॥

અર્થ:—પૂરક પ્રાણાયામની પછી અત્યન્ત ગાઢ રીતે જાલંધર બંધને બાંધીને ધીમે ધીમે વાયુનું રેચન કરે. આ કુંભિકાને મૂર્ચ્છના કહે છે. અને તે મનને મૂર્ચ્છિત કરે છે અને ઉત્તમ સુખ આપે છે.

હવે પ્લાવિની નામના કુંભકને કહીએ છીએ.

अन्तः प्रवर्तितोदारमारुतापूरितोदरः ।
पयस्यगाधेऽपि सुखात्प्लवते पद्मपत्रवत् ॥ „ ॥ ७० ॥

અર્થ:—શરીરમાં પ્રવેશ પામેલા પવન વડે જેનું ઉદર ભરેલું છે એવો યોગી અગાધ જલમાં પણ, જેવી રીતે જલમાં કમલનાં પાંદડાં તરે છે તેવી રીતે, આશ્રય વિના તરે છે.

આ પ્રકારની અનેક સિદ્ધિ પ્રાણાયામથી પ્રાપ્ત થાય છે. પરન્તુ મુમુક્ષુને માટે અન્તઃકરણની પવિત્રતા તથા મનની ધારણા આદિમાં યોગ્યતા પ્રાપ્ત થવી તે જ પ્રાણાયામનું મુખ્ય પ્રયોજન છે.

ઇતિ ઉપાસના પ્ર. ૬ માં પ્રાણાયામ નિરૂપણ અ૦ ૩. સર્ગ. ૬ સમાપ્ત.

## અધ્યાય ૩. સર્ગ. ૭

### પ્રત્યાહારનિરૂપણ.

ઉપરના સર્ગમાં પ્રાણાયામનું નિરૂપણ કરીને આ સર્ગમાં પ્રત્યાહારનું નિરૂપણ કરવામાં આવે છે.

स्वविषयासंप्रयोगे चित्तस्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः ॥

यो. द. पा. २ सू. ५४ ॥

અર્થઃ—ચિત્ત જ્યાંસુધી શબ્દાદિ વિષયોનો સંકલ્પ કરતું નથી અર્થાત્ વિષયોના સંકલ્પ દ્વારા બાહ્ય વિષયો તરફ દોડતું નથી, ત્યાં સુધી નેત્રાદિ ઇન્દ્રિયો પણ દર્શનાદિ ક્રિયા કરતી નથી. અર્થાત્ ચિત્તની અનુયાયી થઇને ચિત્તને અનુસરણ કરે છે. તે ઈન્દ્રિયોનો **પ્રત્યાહાર** કહેવાય છે.

ભાવ એવો છે કે જેવી જેવી રીતે વિષય પદાર્થોના સંકલ્પ આદિથી ચિત્ત ઉપરામ પામે છે, તેવી રીતે ઇન્દ્રિયો પણ દર્શન સ્પર્શન આદિ કર્મથી ઉપરામ થાય છે. માટે ચિત્તના નિરોધની સાથે ઇન્દ્રિયોનો નિરોધ પણ થાય છે. અને ઇન્દ્રિયોનો નિરોધ કરવાને માટે બીજા કોઈ પ્રયત્નની અપેક્ષા નથી. જેવી રીતે મધમાખી તેના રાજાનું અનુકરણ કરે છે, અર્થાત્ રાજા ઉડે તો માખી ઉડે છે, અને બેસે તો બેસે છે; તેવી રીતે ઈન્દ્રિયો પણ ચિત્તનો નિરોધ થતાં નિરૂદ્ધ થઈ જાય છે અને ચિત્ત ચઞ્ચલ થતાં ચઞ્ચલ થઈ જાય છે. ઇન્દ્રિયોની જ્યારે આવી સ્થિતિ થાય ત્યારે તે **પ્રત્યાહાર** યોગનું અંગ થાય છે એવો સૂત્રનો ભાવ છે. અને ઈન્દ્રિયોને ચિત્તની અનુસારી કરવાને માટે કેવો અભ્યાસ કરવો જોઇએ તે સૂત્રમાં કહ્યું નથી. તથાપિ ચિત્તને અનુસારી થઇને ઇન્દ્રિયો રહે એવો અભ્યાસ કરવો તેનું નામ પ્રત્યાહાર છે એવો પણ સૂત્રનો ભાવાર્થ જાણવો જોઇએ. વળી—

**चरतां चक्षुरादीनां विषयेषु यथाक्रमम् ।**
**यत्प्रत्याहरणं तेषां प्रत्याहारः स उच्यते ॥ गो. प. श. २ श्लो २२ ॥**

અર્થઃ—રૂપાદિ વિષયોમાં પ્રવૃત્ત ચક્ષુરાદિ ઇન્દ્રિયોને તેમના વિષયોથી પાછી વાળવી તેનું નામ **પ્રત્યાહાર** છે. વળી—

**इन्द्रियाणि प्रसक्तानि यथा स्वविषयेष्विह ।**
**आहृत्य यन्निगृह्णाति स प्रत्याहार उच्यते ॥ ,, ॥ ॥**

અર્થઃ—ઇચ્છાનુસાર વિષયોમાં પ્રવૃત્ત થતી ઇન્દ્રિયોને તેમાંથી હઠાવી જે નિગ્રહ કરવો તેનું નામ પ્રત્યાહાર છે. વળી—

**अङ्गमध्ये यथाङ्गानि कूर्मो संकोचयेद्ध्रुवम् ।**
**योगी प्रत्याहरेदेवमिन्द्रियाणि तथात्मनि ॥ ,, ॥ २४ ॥**

અર્થઃ—જેવી રીતે કાચબો પોતાનું માથું, પગ, આદિ અંગોને શરીરની અંદર અનાયાસે ખેંચી લે છે, તેવી રીતે યોગીએ પોતાની ઇન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લઇને આત્મામાં લગાવવી જોઇએ. તેની રીતિ નીચે કહીએ છીએ.

**यं यं शृणोति कर्णाभ्याममियं प्रियमेव वा ।**
**तं तमात्मेति विज्ञाय प्रत्याहरति योगवित् ॥ ,, ॥ २५ ॥**

અર્થઃ—યોગી કર્ણથી પ્રિય કે અપ્રિય જે જે પ્રકારના શબ્દોને શ્રવણ કરે છે, તે સર્વ આત્મા જ છે એમ સમજીને એ શબ્દરૂપ વિષયમાંથી ઇન્દ્રિયો તથા મનને હઠાવવું. અર્થાત સારા કે નઠારા સાંભળવાનો હર્ષ કે શોક કર્યા વિના કર્ણેન્દ્રિયને નિવૃત્ત કરીને આત્મામાં લગાવવી. તેવી જ રીતે—

अगन्धमथवा गन्धं यं यं जिघ्रति नासिका ।
तं तमात्मेति विज्ञाय प्रत्याहरति योगवित् ॥ „ ॥ २६ ॥

અર્થઃ—સુગન્ધિ અથવા દુર્ગન્ધિ વાળા જે પદાર્થને નાસિકેન્દ્રિય સુંઘે છે તે સર્વને આત્મરૂપ સમઝીને યોગી તે ગન્ધમાં પ્રવૃત્ત ઇન્દ્રિય તથા મનને હઠાવે. વળી—

अमेध्यमथवा मेध्यं यं यं पश्यति चक्षुषा ।
तं तमात्मेति विज्ञाय प्रत्याहरति योगवित् ॥ „ ॥ २७ ॥

અથઃ—જે જે અપવિત્ર અથવા પવિત્ર વસ્તુને નેત્રેન્દ્રિય દેખે છે તે સર્વને આત્મા જાણીને યોગી નેત્ર તથા મનને પાછુ હઠાવે.

अस्पृश्यमथवा स्पृश्यं यं यं स्पृशति चर्मणा ।
तं तमात्मेति विज्ञाय प्रत्याहरति योगवित् ॥ „ ॥ २८ ॥

અર્થઃ—જે વસ્તુ સ્પર્શ કરવાને યોગ્ય નથી, અને જે વસ્તુ સ્પર્શ કરવા યોગ્ય છે એવા જે પદાર્થને ત્વગિન્દ્રિયથી સ્પર્શ કરે છે તે સર્વને આત્મા જાણી ત્વગિન્દ્રિય તથા મનને તેમાંથી નિવૃત્ત કરે. અને—

लावण्यमलावण्यं वा यं यं रसति जिह्वया ।
तं तमात्मेति विज्ञाय प्रत्याहरति योगवित् ॥ „ ॥ २९ ॥

અથઃ—સુન્દર અથવા ખરાબ જે જે વસ્તુને રસનેન્દ્રિય સ્વાદ લે છે, તે સર્વને આત્મા જાણીને યોગી પોતાની ઇન્દ્રિયને તથા મનને તે વિષયોમાંથી હઠાવે.

આ પ્રકારનો પ્રત્યાહાર કરવાથી ઇન્દ્રિય શીઘ્ર વશ થાય છે. અને જેની ઇન્દ્રિય વશ છે તેવો મુમુક્ષુ જ સર્વ પ્રકારનાં સાધન કરવામાં સમર્થ થશે. મોક્ષમાર્ગમાં તો શું? ધર્મ, અર્થ, કામ એ સર્વમાં પણ ઇન્દ્રિયોનો જય જ મુખ્ય કામ આપનાર છે. વળી—

बलेन परराष्ट्राणि गृह्णन्शूरस्तु नोच्यते ।
जिता येनेन्द्रियग्रामः स शूरः कथ्यते बुधैः यक्ष. स्मृ० अ० ७ ॥

અર્થઃ—કોઈ મનુષ્ય પોતાના બલથી બીજાના રાજ્યને જીતી લે તો તેથી તે યોગ્ય શૂર કહેવાય નહીં. પરન્તુ વિદ્વાનો ખરો શૂર તો તેને જ કહે છે કે જેણે ઇન્દ્રિયોના સમૂહને જીતી લીધો છે.

इन्द्रियाणां प्रसंगेन दोषमृच्छत्यसंशयम् ।
सन्नियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥ म० स्मृ० अ० २-९३ ॥

અર્થઃ—ઇન્દ્રિયોની પ્રવૃત્તિ ઉચ્છૃંખલ હોવાથી અવશ્ય દૃષ્ટ તથા અદૃષ્ટ બન્ને પ્રકારના દોષ થાય છે. ફરી તે ઇન્દ્રિયોના જય કરવાથી મોક્ષાદિ સિદ્ધિને પ્રાપ્ત કરે છે.

પરન્તુ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તે કોઈ સુગમ નથી. કોઇ ધીર મનુષ્ય જ ઇન્દ્રિયોનો નિગ્રહ કરી શકે છે એમ શ્રુતિ પણ કહે છે.

पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ क० उ० अ० २ व० ४ मं० १ ॥

અર્થઃ—પરમાત્માએ બાહ્ય શબ્દાદિ વિષયોને પ્રકાશ કરનારી ઇન્દ્રિયોની હિંસા કરી છે અર્થાત્ તેમને બહિર્મુખ સ્વભાવવાળી બનાવી છે. અને તેમનો બહિર્મુખ સ્વભાવ હોવાથી સર્વ લોક ઇન્દ્રિયો વડે બાહ્ય રૂપાદિક વિષયોને જ જાણે છે (અનુભવે છે.) પરન્તુ અન્તરાત્માને કોઈ પણ જાણતું નથી. અર્થાત્ કોઇ દુર્લભ વિવેકી મનુષ્ય (ધીર) ઇન્દ્રિયોને નિવૃત્ત કરીને અન્તરાત્માનો સાક્ષાત્કાર કરે છે. આ પ્રમાણે ઇન્દ્રિયોને નિગ્રહ કરવી કઠિન હોવાથી મુમુક્ષુએ તેને માટે વિશેષ પ્રયત્ન કરવો જોઈએ એવુ મનુજી આદિ ઋષિલોક પણ કહે છે.

इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।
संयमे यत्नमातिष्ठेद्विद्वान्यन्तेव वाजिनाम् ॥ म० स्मृ० अ० २ ॥

અર્થઃ—પોતાની તરફ ઇન્દ્રિયોને ખેંચવાનો વિષયોનો સ્વભાવ છે એવા વિષયોની મધ્યે પ્રવૃત્ત ઇન્દ્રિયોને રોકવાને માટે વિદ્વાન્ મનુષ્યે, જેવી રીતે તોફાની ઘોડાને વશ કરવાને માટે સારથિ પ્રયત્ન કરે છે તેવા રીતે પ્રયત્ન કરવો જોઈએ.

જેવી રીતે તોફાની ઘોડાએ પોતાને વશ રાખેલી ગાડીમાં બેસીને પરગામ જનાર મનુષ્ય સુખ પૂર્વક પોતાના સ્થાનમાં પહોંચી શકતો નથી, તેવી રીતે ઇન્દ્રિય રૂપી તોફાની ઘોડાવાળો પરમાત્માના ધામમાં જનાર મુમુક્ષુ યોગ્ય રીતે પહોંચી શકતો નથી એમ ઉપનિષદ્‌માં કહ્યું છે.

आत्मानं रथिनं विद्धि शरीरꣳ रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ क. उ० अ. १ व. ३–३ ॥

અર્થઃ—કર્મફલોને ભોગવનાર જીવને પરલોકમાં જવાના તથા સંસારમાં આવવાના સાધન રૂપ લિંગશરીરને અહીં પ્રસિદ્ધ રથ, ઘોડા, આદિની કલ્પનાથી વર્ણન કરે છે. પરલોકમાં જનાર જીવને રથનો સ્વામી જાણવો, લિંગ શરીરને રથરૂપ જાણવું, બુદ્ધિને સારથિ જાણવી, અને મનને લગામ રૂપ જાણવું, તથા—

इन्द्रियाणि हयानाहुर्विषयाँस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—ઇન્દ્રિયોને ઘોડા રૂપ જાણો, અને રૂપ રસાદિક જે વિષય છે તે ઇન્દ્રિય રૂપી ઘોડાને ચાલવાનો માર્ગ છે. અને રથના સ્વામી રૂપે કહેલા દેહ, ઇન્દ્રિય અને મનથી યુક્ત આત્મા (ચિદાભાસ)ને સુખ અને દુઃખનો અનુભવ કરનાર કહ્યો છે.

ભાવ એવો છે કે જેવી રીતે કોઈ ઘોડાગાડીમાં બેસીને પરગામમાં જનાર મનુષ્ય કેવલ ગાડીમાં બેસી રહે છે. ઘોડાને સીધા રસ્તામાં ચલાવવા અથવા દોડાવવા અથવા ધીમે ચલાવવા એમાંનું કોઇ પણ કાર્ય તેને અધીન નથી. એ સર્વ કાર્ય ગાડીને ચલાવનાર ગાડીવાન્‌ના હાથમાં હોય છે. વળી ગાડીવાન્ પણ બિલકૂલ સ્વતન્ત્ર નથી અર્થાત્ તેને પણ કાઇક ઘોડાને અધીન રહેવું પડે છે, કેમકે ગાડીમાં જોડેલા ઘોડા અશિક્ષિત હોય તો તે ગાડીને પોતાને. મનમાન્યા રસ્તામાં લઈ જઇને ઉંધી નાંખી દે. તેથી ગાડીવાન્ પણ પોતાના ઘોડા તથા લગામ આદિ સાધનોને પરાધીન હોય છે. જેવી રીત શિક્ષિત ઘોડા અને હોંશીઆર ગાડીવાન્ તથા મજબૂત લગામ આદિ સાધન વાળી ગાડીમાં બેઠેલો મુસાફર ઠીક સમયમાં પોતે

નિશ્ચય કરેલા સ્થાનમાં પહોંચી જાય છે; તેવી રીતે હોંશીઆર સારથિ, શિક્ષિત ઘોડા તથા મજબૂત લગામ વાળો જીવ રૂપ સ્વામી પણ પોતાના રૂપ રસાદિ વિષય રૂપ મન્થને શીઘ્ર પાર કરીને પરમાત્મા રૂપ ધામને પહોંચે છે એવો શ્રુતિનો ભાવ છે. તોફાની ઇન્દ્રિયો રૂપ ઘોડાને વશ કરવા તે બુદ્ધિ રૂપી સારથિનુ જ કામ છે. તેથી ઇન્દ્રિય રૂપી ઘોડાને વશ કરવાનું સર્વ જ્ઞાન બુદ્ધિ રૂપી સારથિ એટલે ગાડીવાનમા જ જોઈએ એવું આગલા મન્ત્રથી કહે છે.—

**यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेन मनसा सदा ।**
**तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥** क. उ. अ० १ व० ३–५॥

અર્થ:—જેનો બુદ્ધિ રૂપી સારથિ, મન રૂપી લગામ દ્વારા ઇન્દ્રિય રૂપી ઘોડાને વશમાં રાખી બાહ્ય વિષયોમાં પ્રવૃત્ત કરવાના તથા તેમાંથી નિવૃત્ત કરવાના જ્ઞાનથી રહિત છે, અને જેની મનરૂપી લગામ સ્થિર નથી–એવા સારથિના ઇન્દ્રિય રૂપી ઘોડા પ્રસિદ્ધ ગાડીવાળાના અશિક્ષિત ઘોડાની તુલ્ય વશમાં રહેતા નથી. અને તોફાની અશિક્ષિત ઘોડા વશમાં રહેતા નથી તે વાત પ્રસિદ્ધ છે. અને—

**यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सदा ।**
**तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥** ,, ॥ ६ ॥

અર્થ:—જેનો બુદ્ધિ રૂપી સારથિ મનના નિગ્રહ દ્વારા ઇન્દ્રિયોને બાહ્ય વિષયમાં પ્રવૃત્ત કરવાના તથા નિવૃત્ત કરવાના જ્ઞાનવાળો હોય, અને જેની મન રૂપી લગામ સ્થિર છે અર્થાત્ ઢીલી નથી, તેના ઇન્દ્રિય રૂપી ઘોડા પ્રસિદ્ધ ગાડીવાળાના શિક્ષિત ઘોડાની તુલ્ય વશમાં રહે છે. અને—

**यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचिः ।**
**न स तत्पदमाप्नोति संसारं चाधिगच्छति ॥** ॥ ७ ॥

અર્થ:—જે જીવ રૂપી રથી ઇન્દ્રિય રૂપી ઘોડાની પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરવામાં હોશીઆર સારથિ વાળો નથી, તેમ સ્થિર મન રૂપી લગામ વાળો પણ નથી, તે પરમાત્મા રૂપી ધામમાં પહોંચી શકતો નથી. પરન્તુ—

**यस्तु विज्ञानवान्भवति समनस्कः सदा शुचिः ।**
**स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥** ॥ ८ ॥

અર્થ:—જે જીવ રૂપી રથી, ઇન્દ્રિય રૂપી ઘોડાની પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરવામાં હોંશીઆર સારથિ વાળો છે, અને શુદ્ધ ચિત્ત વાળો છે, તે જ્યાંથી ફરી પાછું આવવું પડતું નથી એવા પરમાત્મા રૂપ પદને પ્રાપ્ત થાય છે.

**वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ।**
**सर्वान् संसाधयेदर्थानक्षिण्वन्योगतस्तनुम् ॥** म० स्मृ० अ. २–१००॥

અર્થ:—સર્વ પ્રકારની ઇન્દ્રિયો તથા મનને વશ કરીને અભ્યાસથી શરીરને પીડા નહીં દેતો સતો સર્વ પુરૂષાર્થોને સિદ્ધ કરવા જોઈએ

વળી ભગવદ્ગીતામાં પણ મુમુક્ષુને યત્નથી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાનું કહ્યું છે.

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।

इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ भ० गी० अ० २-६० ॥

અર્થઃ—હે કૌન્તેય! ઇન્દ્રિયોને વિષયમાંથી નિવૃત્ત કરવાને માટે દોષદર્શન રૂપ યત્ન કરનાર વિવેકી મનુષ્યના મનને પણ પ્રમથન સ્વભાવ વાળી ઇન્દ્રિયો બલાત્કારથી વિકાર પ્રાપ્ત કરાવે છે, વિષયોના દર્શન માત્રથી મનને વ્યાકુલ કરવાનો સ્વભાવ વાળી હોવાથી ઇન્દ્રિયોને **प्रमाथीनि** કહી છે. જેવી રીતે પ્રસિદ્ધ લૂંટારાઓ ધનની રક્ષા કરનારને દેખતાં જ બલાત્કારથી માર પીટ કરી લૂંટીને ધન લઈ જાય છે, તેવી રીતે આ ઇન્દ્રિયો પણ મનુષ્ય વિવેકી હોવા છતાં પણ વિવેક રૂપ રક્ષકના દેખતાં જ વિવેકજ્ઞાનમાં પ્રવિષ્ટ થયેલા મનને ત્યાંથી હડાવી હરી જાય છે અર્થાત્ વિષયોની તરફ લગાવી દે છે. માટે પ્રથમ જીતેન્દ્રિય થવું તે મુખ્ય કર્તવ્ય છે. વળી—

श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः ।

न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥ म० स्मृ० अ० २-९८॥

અર્થઃ—જે પુરૂષ, શ્રવણ કરવાથી, સ્પર્શ કરવાથી, દેખવાથી, ભોજન કરવાથી. સૂંઘવાથી કે અન્ય કાંઈ વ્યવહાર કરતાં હર્ષ કે શોકને પ્રાપ્ત થતો નથી તેને જિતેન્દ્રિય જાણવા.

हस्तानुपस्थमुदरं वाक् चतुर्थी चतुष्टयम् ।

एतत्सुसंयतं यस्य स विप्र कथ्यते बुधैः ॥ म.ग.पु.आ.अ. २२५-६,७ ॥

અર્થઃ—જેના બે હાથ, ઉપસ્થ, ઉદર અને ચોથી વાણી એ ચાર સંયત થયેલાં છે તેને હે વિપ્ર! વિદ્વાન્ લોક જીતેન્દ્રિય કહે છે.

परवित्तं न गृह्णाति न हिंसां कुरुते तथा ।

नाक्षक्रीडारतो यस्तु हस्तौ तस्य सुसंयतौ ॥ ,, ॥ ७,८ ॥

અર્થઃ—જે મનુષ્ય પારકા ધનને ગ્રહણ કરતો નથી, અને કોઈની હિંસા પણ કરતો નથી, અને જે જુગાર રમવામાં પ્રીતિ વાળો નથી તેના બંને હાથ સંયત છે.

परस्त्रीवर्जनरतस्तस्योपस्थं सुसंयतम् ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—જે મનુષ્ય પરસ્ત્રી સેવનથી રહિત છે તેનું ઉપસ્થ સંયત થયેલું કહેવાય છે. વળી-

अलोलुपमिदं भुंक्ते जठरं तस्य संयतम् ।

सत्यं हितं मितं ब्रूते यस्माद्वाक्तस्य संयता ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—જે મનુષ્ય લોભ વિના માફકસર જમે છે તેનું પેટ સંયત છે. તથા જે મનુષ્ય સત્ય તથા હિતકારક વાણી બોલે છે તેની વાણી સંયત થઈ છે.

यस्य संयतान्येतानि तस्य किं तपसाध्वरैः ॥ ,, ॥ १० ॥

અર્થઃ—જેના આ ચારે સંયત છે તેને તપ તથા યજ્ઞનું શું પ્રયોજન છે અર્થાત્ ઇન્દ્રિયોના નિયમનથી જ તપ તથા યજ્ઞનું ફળ મળી જાય છે.

कुरङ्गमातङ्गपतङ्गभृंगमीना हताः पंचभिरेव पञ्च ।

एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पञ्चभिरेव पञ्च ॥

म० ग, पु. ध० ध०का० अ० १२-१८ ॥

અર્થઃ—મૃગ, હસ્તી, પતંગ, ભમરો અને માછલી આદિ પ્રાણી શબ્દાદિ એક એક વિષયમાં આસક્ત થઈને કર્ણ આદિ ઇન્દ્રિયોને વશ થવાથી નાશ પામે છે, અને મનુષ્ય તો પાંચે વિષયોમાં આસક્ત હોવાથી પાંચે ઇન્દ્રિયોને વશ છે. તો તે કેમ નાશને પ્રાપ્ત નહીં થાય ! અર્થાત્ અવશ્ય નાશને પ્રાપ્ત થશે.

માટે અવશ્ય જીતેન્દ્રિય થવાને માટે જ પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ. નહિંતો કોઈ પણ પુરૂષાર્થ યોગ્ય રીતે સિદ્ધ કરી શકાતો નથી.

ઈતિ પ્રત્યાહાર નિરૂપણ અ. ૩. સર્ગ. ૭ સમાપ્ત.

---

## અધ્યાય ૩. સર્ગ ૮.

---

### ધારણાધ્યાનનિરૂપણ.

ઉપરના સર્ગમાં પ્રત્યાહાર તથા ઇન્દ્રિયનિગ્રહની કર્તવ્યતાને કહીને, હવે આ સર્ગમાં ધારણા તથા ધ્યાનનું નિરૂપણ કરવામાં આવે છે.

आसनेन समायुक्तः प्राणायामेन संयुतः ।
प्रत्याहारेण संपन्नो धारणां च समभ्यसेत् ॥ गो० प० श० २ श्लो० ५२ ॥

અર્થઃ—આસન, પ્રાણાયામ અને પ્રત્યાહારથી યુક્ત થયેલો યોગી ધારણાનો અભ્યાસ કરે. ધ્યાન કરવા પહેલાં, જેનું ધ્યાન કરવાનું છે તેમાં વૃત્તિને લગાડવી જોઇએ, તે પછી ધ્યાન બને છે, કેમકે ધારણા વિના ધ્યાન બની શકતું નથી. અને—

देशबन्धश्चित्तस्य धारणा ॥ यो. द. पा. ३–१ ॥

અર્થઃ—નાભિચક્ર, હૃદયકમલ, નાસિકાનો અગ્ર ભાગ, આદિ સ્થાનમાં અથવા બાહ્ય મૂર્તિ આદિમાં વૃત્તિ માત્રથી ચિત્તનો જે સંબંધ કરવો તેનું નામ ધારણા છે. નાભિ, હૃદય, ઉરસ, કંઠ, મુખ, નાસિકાનો અગ્ર ભાગ, નેત્ર, ભ્રૂમધ્ય, મૂર્ધા, તાલુ–આ સર્વ ધારણા કરવાનાં સ્થાન છે. વળી—

ध्येये सक्तं मनो यस्य ध्येयमेवावपश्यति ।
नान्यं पदार्थं जानाति ध्यानमेतत्प्रकीर्तितम् ॥ म. ग. पु. ॥

અર્થઃ—આ શ્લોકનો અર્થ સ્મરણભક્તિમાં પૃ. ૧૦૮૮ માં આપ્યો છે.

तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ यो० द० पा० ३–२ ॥

અર્થઃ—જે સ્થાનમાં અથવા જે મૂર્તિમાં ધારણા કરવામાં આવી હોય તે જ વસ્તુમાં અર્થાત્ ધ્યેય રૂપ આલંબનમાં સદૃશ પ્રવાહ કરવો તેનું નામ ધ્યાન છે. અર્થાત્ ધ્યાન કાલમાં લક્ષ્યને છોડી વચમાં બીજી કોઈ વસ્તુનું વ્યવધાન આવ્યા વિના એકાકાર વૃત્તિની ધારા અધિક સમય સુધી રહે તો તેને ધ્યાન કહે છે.

जलबिन्दुर्यथा लोलपर्णस्थः सर्वतश्चलः ।
एवमेवास्य चित्तं च भवति ध्यानवर्त्मनि ॥

म० भा० शा० प० अ० १९५–१२ ॥

અર્થઃ—કમલ આદિના પાંદડા ઉપર સ્થિત જલનું બિન્દુ જેવી રીતે અત્યન્ત ચચ્ચલ હોય છે, તેવી રીતે ધ્યાન કરનારનું ચિત્ત પહેલી અવસ્થામાં બહુ ચંચલ હોય છે. માટે તેને સ્થિર કરવાને માટે—

एकद्वित्रिक्षणेष्वेवं विकल्पस्य निरोधनम् ।
क्रमेणाभ्यस्यतां यत्नाद्ब्रह्मानुभवकांक्षिभिः ॥ लघुवाक्यवृत्ति श्लो: १२ ॥

અર્થઃ—બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની ઈચ્છા વાળાએ ક્રમે એક, બે, ત્રણ ક્ષણ પણ સંકલ્પને રોકતા સતા યત્ન પૂર્વક વધારવાનો અભ્યાસ કરવો જોઇએ.

यथा च कश्चित्परशुं गृहीत्वा धूम्रं न पश्येज्ज्वलनं च काष्ठे ।
तद्वच्छरीरोदरपाणिपादं छित्त्वा न पश्यन्ति ततो यदन्यत् ॥
मा. भा. शा. ए. अ. २०२–१२ ॥

અર્થઃ—જેમ કોઈ કોવાડો લઇને કાપતાં કાષ્ઠમાં રહેલા ધૂમ કે અગ્નિને દેખી શકતો નથી, તેવી રીતે આ શરીરના ઉદર, હાથ, પગ, વગેરે અવયવોને કાપીને જુએ તોપણ તે આત્માને દેખી શકતો નથી. પરન્તુ—

तान्येव काष्ठानि यथा विमथ्य धूमं च पश्येज्ज्वलनं च योगात् ।
तद्वत्स बुद्धेः सममिन्द्रियात्मा बुद्धिं परं पश्यति तत्स्वभावम् ॥ ॥ १३ ॥

અર્થઃ—ફરી કોઈ કાષ્ઠનું મન્થન કરીને જુએ તો જેવી રીતે ધૂમ તથા અગ્નિ બંને દેખવામાં આવે છે, તેવી રીતે ધ્યાનયોગથી આ જીવ ( **इन्द्रियात्मा** ) બુદ્ધિથી પર અનુભવ સ્વરૂપ આત્માનો તથા બુદ્ધિનો પણ એક જ સમયમાં ( **समम्** ) સાક્ષાત્કાર કરે છે.

માટે મુમુક્ષુ લોકોએ પરમાત્માનો સાક્ષાત્કાર કરવાને માટે ધ્યાન કરવું અવસ્ય કર્તવ્ય છે. અને જેઓ મૂલાધારાદિ ચક્રમાં ધ્યાન કરનાર છે તેમને અનેક પ્રકારની સિદ્ધિ થવાનું શાસ્ત્રમાં કહ્યું છે.

**મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધ,** અને **આજ્ઞા** એ ક્રમે ચક્રોનાં નામ છે. પ્રત્યેક મનુષ્યનું શરીર પોતપોતાના હાથના ૯૬ આંગળ બરાબર હોય છે. શરીરના આધાર રૂપે આ ૭ ચક્રોની સ્થિતિ કહી છે. શરીરના આધાર રૂપે હોવાથી તેમને **આધારચક્ર** કહે છે. સર્વમાં મુખ્ય આધાર રૂપે **મૂલાધાર** ચક્રની સ્થિતિ છે. તે ગુદાદ્વારમાં સ્થિત છે, અને નીચે મુખવાળું તથા ચાર દળ યુક્ત, અને પીત વર્ણનું અને કમલ સદૃશ નિશ્ચય કરેલું છે. બીજું ચક્ર **સ્વાધિષ્ઠાન** લિંગના મૂલમાં સ્થિત છે. તેને રક્ત વર્ણનું, તથા ઉપર મુખવાળું, તથા ૭ દળયુક્ત કમલના આકારવાળું કહેલું છે. ત્રીજું ચક્ર જે **મણિપૂરક** નામનું છે તે નાભિના મૂલમાં સ્થિત છે. તેને સુવર્ણના સદૃશ વર્ણવાળું, ઉપર મુખવાળું ૧૦ દલનાં કમલના આકારવાળું કહેલું છે. ચોથું **અનાહત** નામનું ચક્ર હૃદયમાં સ્થિત છે. અને તેને ઉપર મુખવાળું તથા ૧૨ દલના તથા અત્યન્ત લાલ વર્ણના કમલના આકારવાળું કહ્યું છે. પાંચમું **વિશુદ્ધ** ચક્ર કણ્ઠસ્થાનમાં સ્થિત છે, અને તેને સુવર્ણના રંગવાળા, ઉપર મુખવાળા, ૧૬ દલના કમલના આકાર વાળું કહ્યું છે. અને છઠ્ઠું **આજ્ઞાચક્ર** ભ્રૂમધ્યમાં સ્થિત છે. અને તેને ઉપર મુખ વાળા, સફેદ વર્ણના અને બે દલવાળા કમલના આકારનું નિશ્ચય કરેલું છે. અને—

आधारपद्ममेतद्धि योनिर्यस्यास्ति कन्दतः ।
परिस्फुरद् वादिसान्तचतुर्वर्णं चतुर्दलम् ॥ शि० सं० प० ५ श्लो. ८३ ॥

અર્થઃ—જેની સ્થિતિ ગુદાદ્વારમાં કહી, અને પદ્મના મૂલ( કન્દ )માં યોનિની સ્થિતિ છે, એ આધારપદ્મ પ્રકાશમાન છે, અને વ, શ. ષ, સ એ ચાર વર્ણ અને ચાર દલથી શોભિત છે.

कुलाभिधं सुवर्णाभं स्वयम्भूलिंगसंगतम् ।
द्विरण्डो यत्र सिद्धोऽस्ति डाकिनी यत्र देवता ॥ „ ॥ ८४ ॥
तत्पद्ममध्यगा योनिस्तत्र कुण्डलिनी स्थिता ।
तस्या ऊर्ध्वे स्फुरत्तेजः कामबीजं भ्रमन्मतम् ॥ „ ॥ ८५ ॥
यः करोति सदा ध्यानं मूलाधारे विचक्षणः ।
तस्य स्याद्दार्दुरीसिद्धिर्भूमित्याग क्रमेण वै ॥ „ ॥ ८६ ॥

અર્થઃ—આ કમલ કુલ નામનું છે અને સુવર્ણ સમાન કાન્તિ વાળું છે. અને સ્વયંભૂ લિંગથી યુક્ત છે. તે પદ્મમાં દ્વિરણ્ડ નામના સિદ્ધ છે. તથા ડાકિની દેવતા અધિષ્ઠાત્રી છે. (૮૪) અને તે પદ્મની મધ્યમાં યોનિ છે, અને તે યોનિમાં કુણ્ડલિનીની સ્થિતિ છે. અને તે કુણ્ડલિનીની ઉપર પ્રકાશ વાળું તેજ સ્વરૂપ કામબીજ ભ્રમણ કરે છે. ( ૮૫ ). જે બુદ્ધિમાન્ મનુષ્ય આ મૂલાધાર પદ્મનું ધ્યાન કરે છે તેને દાર્દુરી વૃત્તિ સિદ્ધ થાય છે. અને ક્રમે ભૂમિનો ત્યાગ કરીને આકાશગમન કરે છે. અને—

वपुषः कान्तिरुत्कृष्टा जठराग्निविवर्धनम् ।
आरोग्यं च पटुत्वं च सर्वज्ञत्वं च जायते ॥ „ ॥ ८७ ॥

અર્થઃ—તેનું ધ્યાન કરવાથી શરીરમાં સુન્દર કાન્તિ આવે છે, અને જઠરાગ્નિ વધે છે. શરીરમાં આરોગ્ય રહે છે, અને પટુતા તથા સર્વ વસ્તુનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને બીજી પણ અનેક પ્રકારની સિદ્ધિ આ ધ્યાનથી થાય છે.

द्वितीयं च सरोजं च लिङ्गमूले व्यवस्थितम् ।
बादिलान्तं च षड्वर्णं परिभास्वरषड्दलम् ॥ शि. सं. प. ५-९८ ॥
स्वाधिष्ठानाभिधं तत्तु पङ्कजं शोणरूपकम् ।
बाणाख्यो यत्र सिद्धोऽस्ति देवी यत्रास्ति राकिणी ॥ „ ॥ ९९ ॥

અર્થઃ—બીજું જે પદ્મ લિંગના મૂલમાં સ્થિત છે તે બ, ભ, મ, ય, ર, લ એ ૭ વર્ણો યુક્ત છે અને ૭ દલથી શોભિત છે. અને રક્ત વર્ણ વાળું સ્વાધિષ્ઠાન નામનું પદ્મ છે, તેમાં બાણ નામના સિદ્ધ છે. તથા રાકિણી નામની દેવી તેની અધિષ્ઠાત્રી છે. અને—

यो ध्यायति सदा दिव्यं स्वाधिष्ठानारविन्दकम् ।
तस्य कामाङ्गनाः सर्वा भजन्ते काममोहिताः ॥ „ ॥ १०० ॥
विविधं चाश्रुतं शास्त्रं निःशंको वै वदेद्ध्रुवम् ।
सर्वरोगविनिर्मुक्तो लोके चरति निर्भयः ॥ „ ॥ १०१ ॥

અર્થઃ—જેનું કદાપિ શ્રવણ કરવામાં આવ્યું ન હોય એવાં નાના પ્રકારનાં શાસ્ત્ર પણ આ પદ્મના ધ્યાનના પ્રભાવથી શંકા વિના કહી દે છે એ નિશ્ચય છે. અને સર્વ પ્રકારના રોગથી રહિત થઇને તથા નિર્ભય થઇને લોકમાં વિચરે છે.

तृतीयं पङ्कजं नाभौ मणिपूरकसंज्ञकम् ।
दशारण्डादिफान्तार्णं शोभितं हेमवर्णकम् ॥ ,, ॥ १०४ ॥
रुद्राख्यो यत्र सिद्धोऽस्ति सर्वमङ्गलदायकः ।
तत्रास्ते लाकिनी नाम्नी देवी परमधार्मिका ॥ ,, ॥ १०५ ॥

અર્થઃ—મણિપૂરક નામનું ત્રીજું પદ્મ જે નાભિસ્થલમાં છે તે સુવર્ણના જેવા વર્ણવાળું, તથા દસ દલથી શોભિત છે, તથા ડ, ઢ, ણ; ત, થ, દ, ધ, ન, પ, ફ, એ દશ વર્ણથી યુક્ત છે, અને તે સ્થાનમાં સર્વ પ્રકારનાં મંગલને દેનાર રૂદ્ર નામના સિદ્ધ છે અને લાકિની નામની દેવી તેની અધિષ્ઠાત્રી છે.

तस्मिन्ध्यानं सदा योगी करोति मणिपूरके ।
तस्य पातालसिद्धिः स्यान्निरन्तरसुखावहा ॥ ,, ॥ १०६ ॥
ईप्सितं च भवेल्लोके दुःखरोगविनाशनम् ।
कालस्य वञ्चनं चापि परदेहप्रवेशनम् ॥ ,, ॥ १०७ ॥

અર્થઃ—જે સાધક આ મણિપૂરક ચક્રમાં ધ્યાન કરે છે તેને હમેશાં સુખ દેનાર પાતાલસિદ્ધિ પ્રાપ્ત થાય છે. અને તેના સર્વ પ્રકારના મનોરથ સિદ્ધ થાય છે, અને સર્વ રોગ નાશ પામે છે. અને કાલની દરકાર રહેતી નથી. અને બીજાના દેહમાં પ્રવેશ કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે. (પૃથિવી આદિની નીચે ડટાયલા ખજાના આદિને જોવાના સામર્થ્યને **પાતાલ-સિદ્ધિ** કહે છે.)

हृदयेऽनाहतं नाम चतुर्थं पङ्कजं भवेत् ।
कादिठान्तार्णसंस्थानं द्वादशारसमन्वितम् ॥ ,, ॥ १०९ ॥

અર્થઃ—હૃદયસ્થાનમાં **અનાહત** નામનું ચોથું પદ્મ છે. તે ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ–આ બાર વર્ણ અને ૧૨ દલ યુક્ત છે. અને—

सिद्धपिनाकी यत्रास्ते काकिनी यत्र देवता ।
एतस्मिन्सततं ध्यानं हृत्पाथोजे करोति यः ।
क्षुभ्यन्ते तस्य कान्त्या वै कामार्ता दिव्ययोषितः ॥ ,, ॥ १११ ॥

અર્થઃ—તે પદ્મમાં પિનાકી સિદ્ધ છે અને કાકિનીદેવી તેની અધિષ્ઠાત્રી છે. તે હૃદયપદ્મમાં જે સાધક ધ્યાન કરે છે તેની સમીપ કામાર્ત અપ્સરા આદિ ઉત્તમ સ્ત્રીઓ મોહિત થઇને જાય છે.

ज्ञानं चाप्रातिमं तस्य त्रिकालविषयं भवेत् ।
दूरश्रुतिर्दूरदृष्टिः स्वेच्छया खगतां व्रजेत् ॥ ,, ॥ ११२ ॥

અર્થઃ—તે સાધકને અપૂર્વ જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તે ત્રિકાલદર્શી થઈ જાય છે. અને

તેને દૂરનો શબ્દ શ્રવણ કરવાની અને સર્વ દૂરની વસ્તુને જોવાની શક્તિ પ્રાપ્ત થાય છે. અને પોતાની ઇચ્છાથી પક્ષીની માફક આકાશગમન (ઉડતા) કરે છે. અને—

कण्ठस्थानस्थितं पद्मं विशुद्धं नाम पञ्चमम् ।
सुहेमाभं स्वरोपेतं षोडशस्वरसयुतम् ॥
छगलाण्डोऽस्ति सिद्धोऽत्र शाकिनी चाधिदेवता ॥ ,, ॥ ११६ ॥

અર્થઃ—કણ્ઠસ્થાનમાં પાંચમું વિશુદ્ધ નામનું જે કમલ છે તે સુવર્ણની સમાન કાન્તિવાળું, અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, લૃ, લૄ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ એ સોળ સ્વરથી યુક્ત છે. અને તેમાં છગલાણ્ડ નામને સિદ્ધ છે તથા શાકિની દેવી તેની અધિષ્ઠાત્રી છે.

ध्यानं करोति यो नित्यं स योगीश्वरपण्डितः ।
किं त्वस्य योगिनोऽन्यत्र विशुद्धाख्ये सरोरुहे ।
चतुर्वेदा विभासन्ते सरहस्या निधेरिव ॥ ,, ॥ ११७ ॥

અર્થઃ—જે પુરૂષ આ વિશુદ્ધ નામના પદ્મમાં ધ્યાન કરે છે તે યોગીશ્વરોમાં પણ્ડિત છે. તેને રહસ્ય સહિત ચારે વેદ ખજાનાની માફક પ્રતીત થાય છે અર્થાત્ ભણ્યા વિના તે ભાસે છે. વળી—

इह स्थाने स्थितो योगी यदा क्रोधवशो भवेत् ।
तदा समस्तं त्रैलोक्यं कम्पते नात्र संशयः ,, ॥ ११८ ॥

અર્થઃ—આ વિશુદ્ધ પદ્મમાં જેણે મનને સ્થિર કર્યું છે એવો યોગી ક્રોધ કરે ત્યારે ત્રણે લોક કમ્પાયમાન થાય છે, તેમાં કોઇ સંશય નથી.

आज्ञापद्मं भ्रुवोर्मध्ये हक्षोपेतं द्विपत्रकम् ।
शुक्लाभं तन्महाकाल सिद्धो देव्यत्र हाकिनी ॥ ,, ॥ १२२ ॥

અર્થઃ—અને ભવાંની મધ્યમાં જે આજ્ઞા પદ્મ છે તેમાં હ ક્ષ એ બે બીજ છે અને તે સુંદર બે દલવાળું છે. તે સ્થાનમાં મહાકાલ નામના સિદ્ધ છે અને હાકિની દેવી અધિષ્ઠાત્રી છે.

शरच्चन्द्रनिभं तत्राक्षरबीजं विजृम्भितम् ।
पुमान्परमहंसोऽयं यज्ज्ञात्वा नावसीदति ॥ ,, ॥ १२३ ॥

અર્થઃ—આ આજ્ઞા પદ્મની મધ્યમા શરદ્ ઋતુના ચન્દ્રમાની તુલ્ય તેજવાળું ॐ બીજ વિરાજમાન છે. તેનું જ્ઞાન થવાથી પરમહંસ પુરૂષને કદાપિ કષ્ટ થતું નથી.

तत्र देवः परं तेजः सर्वतन्त्रेषु मन्त्रिणः ।
चिन्तयित्वा परां सिद्धिं लभन्ते नात्र संशयः ॥ ,, ॥ १२४ ॥

અર્થઃ—આ પરમ તેજ સ્વરૂપ બીજ રૂપ દેવ સર્વ તન્ત્રોમાં ગૂઢ છે. મન્ત્ર તત્ત્વને જાણનારા તેનું ચિન્તન માત્ર કરવાથી અવશ્ય પરમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

आज्ञापद्ममिदं प्रोक्तं यत्र देवो महेश्वरः ।
पीठत्रयं ततश्चोर्ध्वं निरुक्तं योगचिन्तकैः ॥
वह्निन्दुनादशक्त्याख्यं भालपद्मे व्यवस्थितम् ॥ ,, ॥ १३८ ॥

અર્થઃ—જે સ્થાનમાં મહેશ્વર દેવતા રહે છે એવા આ સ્થાનને આજ્ઞા પદ્મ કહે છે. યોગી લોક, આ ભાલપદ્મની ઉપર નાદબિન્દુ અને શક્તિ રૂપ ત્રણ પીઠની સ્થિતિ છે એમ કહે છે.

यः करोति सदा ध्यानमाज्ञापद्मस्य गोपितम् ।
पूर्वजन्मकृतं कर्म विनश्येदविरोधतः ॥ ,, ॥ १३९ ॥

અર્થઃ—જે મનુષ્ય હમેશાં ગુપ્ત રીતે આ આજ્ઞા પદ્મનું ધ્યાન કરે છે તેના પૂર્વ જન્મોમાં કરેલાં કર્મનું ફલ નિર્વિઘ્ને નષ્ટ પામે છે.

इह स्थितः सदा योगी ध्यानं कुर्यान्निरन्तरम् ।
तदा करोति प्रतिमां प्रतिजापमनर्थवत् ॥ ,, ॥ १४० ॥
यक्षराक्षसगन्धर्वा अप्सरोगणकिन्नराः ।
सेवन्ते चरणौ तस्य सर्वे तस्य वशानुगाः ॥ ,, ॥ १४१ ॥

અર્થઃ—જ્યારે યોગી આ સ્થાનનું હમેશાં ધ્યાન કરે છે ત્યારે તેને પ્રતિમાપૂજન કરવું અથવા જપ કરવો એ સર્વથા અનર્થ રૂપ છે. અર્થાત્ પ્રતિમા આદિ પૂજનની આવશ્યકતા નથી. અને યક્ષ, રાક્ષસ, ગન્ધર્વ, અપ્સરા, કિન્નર, આદિ સર્વ આ ધ્યાન કરનાર યોગીના વશમાં આવી જાય છે, અને તેનાં ચરણોની સેવા કરે છે.

અને જેવી રીતે આજ્ઞા ચક્રમાં ઠં બીજની સ્થિતિ છે, તેવી રીતે મૂલાધાર ચક્રમાં લં બીજની, તથા સ્વાધિષ્ઠાન ચક્રમા વં બીજની, અને ત્રીજા મણિપૂરક ચક્રમાં રં બીજની, તથા અનાહત ચક્રમાં યં બીજની, તથા વિશુદ્ધ ચક્રમાં હં બીજની સ્થિતિ છે. અને ચક્રોમાં જે વ, શ, ષ, સ આદિ અક્ષરોની કલ્પના છે તે સર્વ વર્ણોને અનુસ્વાર સહિત જાણવા જોઈએ. વળી મૂલાધારાદિ ચક્રમાં ક્રમે ગણેશ, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, જીવ અને ગુરૂનું પણ ધ્યાન થાય છે. અને ગણેશાદિની ઉપાસના કરનારે તતદ્ મન્ત્રનો જપ તથા તે ચક્રમાં *ધ્યાન અને પૂજા, હોમાદિ સહિત કરવાથી શીઘ્ર સિદ્ધિ પ્રાપ્ત થાય છે.*

અને આજ્ઞાચક્રની ઉપર બ્રહ્મરન્ધ્રમાં એક હજાર દલ વાળું **સહસ્રાર** પદ્મ છે. તેમાં પરમાત્માનું ધ્યાન થાય છે.

निरन्तरकृते ध्याने जगद्विस्मरणं भवेत् ।
तदा विचित्रसामर्थ्यं योगिनो भवति ध्रुवम् ॥ शि. सं. प. श्लो. १९१ ॥

અર્થ—આ ચક્રમાં હમેશાં પરમાત્માનું ધ્યાન કરવાથી યોગીને જગતનું વિસ્મરણ થઈ જાય છે. ત્યારે તેનામાં વિચિત્ર સામર્થ્ય ઉત્પન્ન થાય છે એવો નિશ્ચય છે.

ધ્યાનના સ્થૂલાદિ ભેદ પણ શાસ્ત્રમાં કહ્યા છે.

स्थूलं मूर्तिमयं प्रोक्तं ज्योतिस्तेजोमय तथा ।
सूक्ष्मं विन्दुमयं ब्रह्म कुण्डली परदेवता ॥ घे. सं. उ. ६-१ ॥

અર્થ—જે મૂર્તિનું ધ્યાન છે તે સ્થૂલ ધ્યાન કહેવાય છે. જે તેજનું ધ્યાન છે તેને જ્યોતિધ્યાન કહે છે. અને જે બિન્દુધ્યાન છે તે સૂક્ષ્મ ધ્યાન કહેવાય છે. જે બિન્દુમય છે તે બ્રહ્મ તથા કુણ્ડલી રૂપ પર દેવતા છે.

હવે સ્થૂલ ધ્યાનની વિધિ કહે છે.

स्वकीयहृदये ध्यायेत्सुधासागरमुत्तमम् ।
तन्मध्ये रत्नद्वीपं तु सुरत्नवालुकामयम् ॥ „ ॥ २ ॥

અર્થ:—ધ્યાન કરનાર મનુષ્ય પ્રથમ હૃદયમાં દૂધના જેવા સફેદ ક્ષીર સાગરની કલ્પના કરે. તે સમુદ્રની વચમાં એક રત્નમય દ્વીપ( ટાપુ )ની કલ્પના કરે. તે દ્વીપ પણ રત્નોના ચૂર્ણ રૂપ રેતી વાળો હોય. વળી—

चतुर्दिक्षु निंवतरुर्बहुपुष्पसमन्वितः ।
निंबोपवनसंकुले वेष्टितं परिखा इव ॥ „ ॥ ३ ॥

અર્થ:—તે ટાપુની ચારે દિશામાં ઘણાં પુષ્પો વાળાં લિંબડાનાં વૃક્ષ હોય અને તે ચારે તરફ લિંબડાનાં વૃક્ષોના વન વડે કિલ્લાની માફક ઘેરાયલું હોય. તથા—

मालतीमल्लिकाजातीकेशरैश्चंपकैस्तथा ।
पारिजातैः स्थलैः पद्मैर्गन्धामोदितदिङ्मुखैः ॥ „ ॥ ४ ॥

અર્થ:—માધતી, મલ્લિકા તથા ચમેલી, કેસર, ચંપો, પારિજાત, અને સ્થલકમલ ઇત્યાદિની સુગન્ધિથી જાણે દશે દિશાઓ સુગન્ધિત થઇ હોય એવું—

तन्मध्ये संस्मरेद्योगी कल्पवृक्षं मनोहरम् ।
चतुःशाखाचतुर्वेदं नित्यपुष्पफलान्वितम् ॥ „ ॥ ५ ॥

અર્થ:—તેની મધ્યે યોગી એક સુન્દર કલ્પવૃક્ષની કલ્પના કરે. તે કલ્પવૃક્ષ કેવું છે ? ચાર વેદની તુલ્ય ચાર શાખા વાળું છે, અર્થાત્ જેવી રીતે જ્ઞાનને પરિપૂર્ણ કરવાની ઇચ્છાવાળા મનુષ્યની કામના ચાર વેદ ભણવાથી પૂર્ણ થાય છે; તેવી રીતે યાચકોના સર્વ મનોરથ પૂર્ણ કરનાર કલ્પવૃક્ષ છે. વળી કેવું કલ્પવૃક્ષ છે ? જેના ઉપર હંમેશાં પુષ્પ તથા ફલ રહે છે.

भ्रमराः कोकिलास्तत्र गुञ्जन्ति निगदन्ति च ।
ध्यायेत्तत्र स्थिरो भूत्वा महामाणिक्यमण्डपम् ॥ „ ॥ ६ ॥
तन्मध्ये तु स्मरेद्योगी पर्यंकं सुमनोहरम् ।
तत्रेष्टदेवतां ध्यायेद्यद्ध्यानं गुरुभाषितम् ॥ „ ॥ ७ ॥
यस्य देवस्य यद्रूपं यथा भूषणवाहनम् ।
तद्रूपं ध्यायते नित्यं स्थूलध्यानमिदं विदुः ॥ „ ॥ १८ ॥

અર્થ:—ત્યાં ભ્રમરો ગુંજાર કરી રહ્યા છે, અને કોયલ બોલે છે. એવા કલ્પતરૂની નીચે સ્થિર બેસીને એક માણિક્યના મંડપનું ધ્યાન કરે. (૬). અને મંડપની વચમાં એક રત્નમય મનોહર પલંગનું ધ્યાન કરે. તેની ઉપર જેવી રીતે ગુરૂએ બતાવ્યા હોય એવા ઇષ્ટ દેવતાનું ધ્યાન કરે. (૭). અને જે દેવતાનું જે પ્રકારનું રૂપ તથા જેવાં ભૂષણ અને વાહન

હોય તેનું તેવી રીતે ધ્યાન કરે. ધ્યાનને જાણનાર લોક આને સ્થૂલ ધ્યાન કહે છે. જે મંત્રને પોતે જપતો હોય તે મન્ત્રના ધ્યાનમાં જે પ્રકારનાં ભૂષણાદિ તથા રૂપાદિ કહ્યાં હોય, તેવી રીતે ધ્યાન કરવું જોઇએ. અને ભૂષણાદિ સહિત મૂર્તિનું ધ્યાન કરતાં કરતાં કેવી રીતે સૂક્ષ્મ કરવું તેનો ક્રમ સ્મરણભક્તિમાં લખેલા વિષ્ણુ ભગવાનના ધ્યાનના ક્રમથી જાણી લેવો. આ પ્રમાણે મંડપ આદિની કલ્પના કરીને ત્યાં વિરાજમાન ઇષ્ટ દેવનું જે ધ્યાન કહ્યું છે, તે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, દુર્ગા, ગણેશ, આદિ સર્વનું પણ થઇ શકે છે.

હવે જ્યોતિર્ધ્યાનનું નિરૂપણ કરીએ છીએ.

मूलाधारे कुण्डलिनी भुजंगाकाररूपिणी ।
जीवात्मा तिष्ठति तत्र प्रदीपकलिकाकृतिः ।
ध्यायेत्तेजोमयं ब्रह्म तेजोध्यानं परात्परम् ॥ " ॥ १६ ॥

અર્થઃ—ગુદા અને લિંગમૂલના વચલા ભાગમાં સર્પના આકારની કુણ્ડલિની છે. ત્યાં જ દીપની શિખાની તુલ્ય જીવાત્મા સ્થિત છે. તે જ્યોતિસ્વરૂપ પરમાત્માના તેજનું ધ્યાન કરવું જોઇએ. તે ધ્યાનને જ્યોતિર્ધ્યાન કહે છે. વળી ભ્રૂમધ્યમાં તથા હૃદયમાં પણ જ્યોતિર્ધ્યાન થાય છે.

હૃદયમાં જ્યોતિઃસ્વરૂપ પરમાત્માનું ધ્યાન વેદમાં નીચે પ્રમાણે કહ્યું છે.

दह्रं विपापं वरवेश्मभूतं यत्पुण्डरीकं पुरमध्यसंस्थम् ।
तत्रापि दह्रे गगनं विशोकं तस्मिन्यदन्तस्तदुपासितव्यम् ॥
कृ० य० वे० तै० आ० प्र० १० अ. ११ ॥

અર્થઃ—અલ્પ (દહ્ર) અને પાપરહિત (વિપાપ) તથા વર વેશ્મ રૂપ અર્થાત્ પરમાત્માના ગૃહ રૂપ તથા શરીરની મધ્યમાં સ્થિત જે હૃદયકમલ છે તે અલ્પ પ્રદેશ રૂપ હૃદયકમલમાં આકાશની તુલ્ય જેની કોઇ મૂર્તિ નથી એવું જે અમૂર્ત બ્રહ્મ છે તે ઉપાસના કરવા યોગ્ય છે.

હૃદયકમલની અંદરનું છિદ્ર જેને અંગુષ્ઠ પરિમાણ કહ્યું છે—અંગુષ્ઠ પરિમાણ અલ્પ (થોડું જ) હોય બહુ હોય નહીં, તેથી શ્રુતિમાં હૃદયકમલને અલ્પ (દહ્ર) કહ્યું છે. અને બ્રહ્મ વ્યાપક વસ્તુ છે, તથાપિ પુણ્ડરીક સ્થાનની અપેક્ષાથી જે અલ્પત્વનું કથન છે તે ગૌણ છે, મુખ્ય અલ્પત્વ કહ્યું નથી. અને હૃદયાકાશની ઉપાધિવાળું હોવાથી બ્રહ્મને પણ હૃદયાકાશ રૂપ કહ્યું છે.

અને વ્યાસ ભગવાને બ્રહ્મસૂત્રનાઅ. ૧ ના પા. ૩ ના અધિ. ૫ માં બ્રહ્મને જ દહર નામ સિદ્ધ કર્યું છે.

હવે નીચેના મન્ત્રથી હૃદયાકાશ અને પરમાત્માનું વર્ણન કરે છે.

पद्मकोशप्रतीकाशं हृदयं चाप्यधोमुखम् ।कृ०य०वे०तै०आ०प्र०१०अ.११॥

અર્થઃ—જેવી રીતે લોકમાં આઠ દલવાળા કમલનો કોશ વચમાં છિદ્રવાળો હોય છે, તેવી રીતે હૃદયકમલ પણ છે. પરન્તુ તેમાં એટલો ભેદ છે કે લોકમાં દેખાતું કમળ ઉપરથી— મુખવાળું હોય છે, અને હૃદયપદ્મ નીચે મુખવાળું છે. વળી—

अधो निष्ट्या वितस्त्यान्ते नाभ्यामुपरि तिष्ठति ।
हृदयं तद्विजानीयाद्विश्वस्यायतनं महत् ॥कृ०य०वे०तै०आ.प्र० १० अ ११॥

અર્થ:—ગળાનો ધડની સાથે જે સંબંધ છે તેને નિષ્ટિ કહે છે. તેની નીચે અને નાભિથી એક વેંત ઉંચે સ્થિત જે કમલ છે તેને હૃદય જાણવું જોઇએ. જે હૃદય સંપૂર્ણ જગતનું સ્થાન છે, કેમકે હૃદયમાંથી કલ્પના કરવાથી જ સર્વ જગતની ઉત્પત્તિ થઈ છે.

सततं शिलाभिस्तु लम्बत्या कोशसन्निभम् ।
तस्यान्ते सुषिरं सूक्ष्मं तस्मिन्सर्वं प्रतिष्ठितम् ॥ „ ॥ ॥

અર્થ:—સાધારણ કમલના મુકુલની તુલ્ય હૃદયકમલ છે. શરીરની મધ્યમાં અધોમુખ થઈને લટકે છે. અને નાડીઓ વડે (शिलाभिः) સર્વ તરફથી તે વ્યાપ્ત છે. તે હૃદયની સમીપમાં સૂક્ષ્મ છિદ્ર અર્થાત્ સુષુમ્ના નાડીનાલ સ્થિત છે. તે છિદ્રમાં સંપૂર્ણ જગતે આશ્રય કર્યો છે.

तस्य मध्ये महानग्निर्विश्वार्चिर्विश्वतोमुखः ।
सोऽग्रभुग्विभजन्तिष्ठन्नाहारमजरः कविः ॥ „ ॥ ॥

અર્થ:—તે સુષુમ્નાનાલની મધ્યમાં મહાન્ પ્રૌઢ અગ્નિ રહે છે. તે અગ્નિ મોટી જ્વાલાવાળો છે. અને સર્વ તરફ મુખવાળો છે અર્થાત જ્વાલા વિશેષ દ્વારા ચારે બાજુએ સ્થિત નાડીઓમાં સંચાર કરે છે, માટે તેને વિશ્વતોમુખ કહ્યો છે. તે અગ્નિ પોતાની પાસે પ્રાપ્ત થયેલા અન્નને પ્રથમ ભક્ષણ કરે છે. માટે તે અગ્રભુક્ છે. અને તેણે ખાધેલા અન્નને શરીરના સર્વ અવયવોમાં વિભાગ કરતો સતો અર્થાત્ ફેલાવતો સતો સ્થિત છે. અને તે અજર અને કુશલ છે. તેથી ગીતામાં પણ ભગવાને—

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ भ. गी. अ. १५–१४ ॥

અર્થ:—મેં વૈશ્વાનર રૂપ અગ્નિ થઇને પ્રાણીઓના શરીરનો આશ્રય કર્યો છે. અને પ્રાણ અને અપાન વાયુમાં પ્રદીપ્ત થયેલો સતો હું ચાર પ્રકારનાં અન્નને પચાવું છું. એ પ્રમાણે પોતાને અન્નના પચાવનાર કહેલા છે. ખાધેલા અન્નને તે પચાવે છે, અને પરમાત્મા પોતે જાતે બીજા વડે પચાતા નથી. માટે તે અજર છે. અને કુશલ છે. વળી—

संतापयति स्वं देहमापादतलमस्तकम् ।
तस्य मध्ये वह्निशिखा अणीयोर्ध्वा व्यवस्थिता ॥क.य.वे.तै.आ.प्र.१०.अ.११ ॥

અર્થ:—તે અગ્નિ પગનાં તળીઆંથી લેઈને મસ્તક સુધીના પોતાના દેહને હમેશાં તપાવે છે. આ શરીરમાં હોતો તાપ (ગરમી) જ દેહની અંદર અગ્નિ હોવાનો નિશ્ચય કરાવે છે. છે. અને જ્વાલા વિશેષથી સર્વ દેહમાં વ્યાપ્ત થયેલા અગ્નિના મધ્યમાં કોઈ અત્યન્ત સૂક્ષ્મ જ્વાલા સુષુમ્નાનાડી નાલ દ્વારા ઉપર બ્રહ્મરન્ધ્ર પર્યન્ત ફેલાયલી સ્થિત છે. વળી—

नीलतोयदमध्यस्था विद्युल्लेखेव भास्वरा ।
नीवारशूकवत्तन्वी पीता भास्वत्यणूपमा ॥ „ ॥ ॥

અર્થઃ—નીલ વર્ણવાળા મેઘ (તોયદ)ની મધ્યમાં સ્થિત વીજળીની રેખ્યાની તુલ્ય તે પૂર્વોક્ત અગ્નિશિખા પ્રભા વાળી છે. અને નીવાર નામના ધાન્યની લાંબી પૂછડી જેવી પાતળી હોય છે તેની આ અગ્નિશિખા પાતળી હોય છે. અને સાધારણ અગ્નિની શિખાની તુલ્ય પીતવર્ણ છે. અને બહુ સૂક્ષ્મ વસ્તુની ઉપમા આપવા યોગ્ય છે. વળી—

तस्याः शिखाया मध्ये परमात्मा व्यवस्थितः ।

स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् ॥ ,, ॥ ॥

અર્થઃ—આ પૂર્વોક્ત અગ્નિશિખાની વચમાં પરમાત્મા સ્થિત છે. અને તે જ બ્રહ્મા છે, તે જ શિવ અને ઇન્દ્ર રૂપ છે. અને તે જ અક્ષર છે અર્થાત્ જગતના કારણ રૂપ માયા ઉપાધિવાળા અન્તર્યામી છે. અને તેજ માયા ઉપાધિથી રહિત શુદ્ધ ચૈતન્ય રૂપ (परमः) છે. અને તે જ સ્વયં રાજા છે. પરાધીન નહીં હોવાથી રાજા કહ્યા છે. આ મંત્રમાં પરમાત્માની અગ્નિશિખાની મધ્યે હોવા રૂપ અલ્પ સ્થાનમાં સ્થિતિ કહી છે, તે ઉપાસનાને માટે કહી છે. તથાપિ પરમાત્મા સ્વયં અલ્પ નથી. જેવી રીતે આસનનું દર્શન થતાં આસનમાં સ્થિત મનુષ્યનું દર્શન થાય છે, તેવી રીતે અગ્નિશિખા રૂપ જ્યોતિનો સાક્ષાત્કાર કરવાથી તેમાં સ્થિત પરમાત્માનો પણ સાક્ષાત્કાર થાય છે. માટે **જ્યોતિર્ધ્યાન** કહ્યું છે. પરમાત્મા જ્યોતિ રૂપ વિકારી તેજ વાળા નથી.

વળી બિન્દુ રૂપ પરમાત્માનું ધ્યાન તથા કુણ્ડલિનીનું ધ્યાન એ સર્વ **સૂક્ષ્મધ્યાન** કહેવાય છે.

વળી "तत्र प्रत्ययैकतानता ध्यानम्" આ સૂત્રમાં–અમુક કાળ સુધી ધારાવાહિક વૃત્તિ રહેવી જોઇએ એવું કાંઇ કહ્યું નથી. તથાપિ શાસ્ત્રમાં ધ્યાનાદિકના કાળનો પણ વિચાર કાંઇક કરવામાં આવ્યો છે. તે નીચે પ્રમાણે છે.

प्राणायामैर्द्वादशभिर्यावत् कालः कृतो भवेत् ।

स तावत्कालपर्यन्तं मनो ब्रह्मणि धारयेत् ॥

म० ग० पु० आ० का० अ० ३३५–२८ ॥

અર્થઃ—બાર પ્રાણાયામ કરવામાં જેટલો વખત લાગે તેટલા સમયમાં એક ધારણા થાય છે. માટે તેટલા કાલ પર્યન્ત મનને પરમાત્મામાં લગાવવું જોઇએ. અર્થાત્ બાર પ્રાણાયામના સમય સુધી મન બ્રહ્મમાં લાગ્યું રહે તો ધારણા સિદ્ધ થઈ એમ કહી શકાય છે.

तस्यैव ब्रह्मणा प्रोक्तं ध्यानं द्वादशधारणा ।

ध्यानाद्द्वादशपर्यन्तं मनो ब्रह्मणि योजयेत् ॥ ,, ॥ ॥।

तिष्ठेत्तल्लयतो युक्तः समाधिः सोऽभिधीयते । ,, ॥ ३० ॥

અર્થઃ—અને બાર ધારણાઓના સમયને બ્રહ્માજીએ **ધ્યાન** કહ્યું છે. માટે બાર ધારણાઓના સમય સુધી વૃત્તિની એક ધારા રહે તો ધ્યાનની સિદ્ધિ થઈ એમ સમઝવું જોઇએ. અને ૧૨ ધ્યાનના સમય સુધી મનનો બ્રહ્મમાં નિરોધ કરવો જોઇએ. ત્યારે તે ચિત્ત પરમાત્મામાં લીન થઈ જાય છે. તેને **સમાધિ** કહે છે.

અને પૂર્વોક્ત સમયના નિયમ વિના ચિત્તની વૃત્તિ એક અથવા બે ક્ષણ ધારણા આદિમાં

લાગે તો તે ધારણા અને ધ્યાન તથા સમાધિ કહી શકાય નહીં, કારણ કે બહુ થોડા સમયમાં ચિત્ત બ્રહ્મમાં લીન થઇ સ્વરૂપમાં સ્થિત થઇ શકતું નથી. માટે તેટલા સમય સુધી ધારણા આદિ કરવાનો અભ્યાસ કરવો જોઇએ.

ઇતિ ઉપા. પ્ર. ૬ માં ધારણા ધ્યાન નિરૂપણ અ. ૩. સ. ૮. સમાપ્ત.

---

## અધ્યાય ૩. સર્ગ. ૯.

---

### સમાધિનિરૂપણ.

ઉપરના સર્ગ ૮માં ધારણા અને ધ્યાનનું નિરૂપણ કરીને હવે આ સર્ગ ૯માં સમાધિનું નિરૂપણ કરવામાં આવે છે.

જે લક્ષ્યમાં મનુષ્યને સમાધિ કરવાની આવશ્યકતા હોય, તે વસ્તુમાં પ્રથમ ધારણા, અને તે પછી ધ્યાન, અને ત્યાર બાદ તેમાં સમાધિ થાય છે.

હૃદયકમલ તથા વિષ્ણુ આદિની મૂર્તિમાં લાંબા કાલ સુધી વૃત્તિને લગાવી રાખવી તેનું નામ ધારણા છે. અને એક લક્ષ્યમાં ધારણા કરેલા ચિત્તની પરમેશ્વરાકાર વૃત્તિનો પ્રવાહ જો વચમાં વચમાં અન્ય પદાર્થાકાર વૃત્તિના વ્યવધાન સહિત થાય તો તેને ધ્યાન કહે છે. અને ભિન્નરૂપ વિજાતીય વૃત્તિના વ્યવધાનથી રહિત સજાતીય અર્થાત્ પરમેશ્વરનું ધ્યાન કરનારને પરમેશ્વરાકાર વૃત્તિનો જ પ્રવાહ રહેવો તે સમાધિ છે.

અને યોગદર્શનમાં—

तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ॥ यो० द० पा० ३–३ ॥

અર્થઃ—તે ધ્યાન પોતે જ વિજાતીય વૃત્તિના વ્યવધાન વિના ધ્યેય વસ્તુનું જ ભાન કરતું સતું ચિત્તવૃત્તિ ધ્યેયાકારતાને પ્રાપ્ત થવાથી, ભિન્ન સ્વરૂપ વિના શૂન્ય જેવું થઇ જાય ત્યારે તે ધ્યાન સમાધિ થાય છે. એવું યોગદર્શનમાં સમાધિનું લક્ષણ કહ્યું છે.

તે સમાધિ ચિત્તની ભૂમિકાના ભેદથી સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાત એવા બે પ્રકારની હોય છે. ચિત્તની એકાગ્ર અવસ્થામાં સંપ્રજ્ઞાત સમાધિ તથા નિરુદ્ધ અવસ્થામાં અસંપ્રજ્ઞાત સમાધિ થાય છે. એક જ વસ્તુમાં ધારાવાહિક વૃત્તિ રહેવાના સામર્થ્ય વાળી અવસ્થાને એકાગ્ર કહે છે. એ એકાગ્ર અવસ્થામાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે. તેથી તેમાં તમોગુણથી થતા તન્દ્રા આદિ લય રૂપ દોષ નહીં થવાથી આત્માકાર વૃત્તિ થાય છે. તે એકાગ્ર વૃત્તિમાં રજોગુણનું કાર્ય ચઞ્ચલતા રૂપ વિક્ષેપ નહીં હોવાથી એક જ વિષયમાં ધારાવાહિ વૃત્તિ થાય છે આ પ્રકાર શુદ્ધ સત્ત્વગુણ વાળી અવસ્થામાં ચિત્તની એકાગ્રતા થાય છે અને તે એકાગ્રતાવસ્થામાં સંપ્રજ્ઞાત સમાધિ પણ થાય છે. પરન્તુ તેમાં ધ્યેય સ્વરૂપ જે પરમેશ્વર, તદ્ આકાર વૃત્તિનું પણ ભાન થાય છે એ ધ્યેયાકાર વૃત્તિનો પણ જ્યારે નિરોધ થાય છે, ત્યારે અસંપ્રજ્ઞાત સમાધિ થાય છે. રાજસ અને તામસ વૃત્તિનો નિરોધ સંપ્રજ્ઞાત સમાધિમાં થાય છે અને અસંપ્રજ્ઞાત સમાધિમાં ધ્યેયાકાર થયેલી સાત્વિક વૃત્તિનો પણ નિરોધ થાય છે. તેથી યો. દ. માં કહ્યું છે કે—

तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजसमाधिः ॥ „ ॥१–५१॥

અર્થઃ—તે ધ્યેયાકાર સાત્વિક વૃત્તિનો પણ નિરોધ થવાથી સર્વ પ્રકારની વૃત્તિનો નિરોધ થાય છે. એટલે નિર્બીજ સમાધિ થાય છે.

સંસારના બીજ રૂપ અજ્ઞાનની નિવૃત્તિ થવાથી **નિર્બીજ** સમાધિ કહેવાય છે. અને ધ્યાતા, ધ્યાન અને ધ્યેય રૂપ ત્રિપુટીની કલ્પના નહીં હોવાથી આ સમાધિને **નિર્વિકલ્પ** સમાધિ કહે છે. અને સંપ્રજ્ઞાત સમાધિમા ધ્યેયવસ્તુને પૂર્ણ રીતે જાણે છે, પરન્તુ નિર્બીજ સમાધિમાં ચિત્ત ધ્યેયાકાર હોવાથી ભિન્ન ધ્યેયના અનુભવનુ જ્ઞાન થતુ નથી. તેથી અસંપ્રજ્ઞાત સમાધિ પણ તે( નિર્વિકલ્પ )નું નામ છે. અને પરમાત્માના સાક્ષાત્કાર રૂપ ધર્મ અમૃતની ધારા વર્ષાવે છે. તે કારણથી તેને **ધર્મમેઘ** સમાધિ પણ કહે છે. વળી—

**प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघसमाधिः ॥**

यो. द० पा० ४–२९ ॥

અર્થઃ—આ સૂત્રનો અર્થ **સંન્યાસ પ્રકરણમાં** પૃ. ૮૭૪માં લખ્યો છે.

**सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च ॥**

यो० द० पा० ३ सू० ४९ ॥

અર્થઃ—સત્ત્વપુરૂષાન્યતાખ્યાતિ (શુદ્ધ આત્મજ્ઞાન) વાળાને બુદ્ધિના સાત્વિક પરિણામમાં સંયમ કરવાથી સર્વભાવાધિષ્ઠાતૃત્વ અર્થાત્ સંપૂર્ણ પ્રાણીની ઉપર, જેવી રીતે એક સાધારણ સેવકના ઉપર તેનો સ્વામી આક્રમણ કરી લે છે તેવી રીતે, અતિક્રમણ કરવાનું સામર્થ્ય આવે છે, તથા સર્વ પ્રકારના ધર્મોનું પણ જ્ઞાન થાય છે. તેને વિશોકા નામ સિદ્ધિ કહે છે. અને—

**तद्वैराग्यादपि दोषबीजक्षये कैवल्यम् ॥** ,, ॥ ५० ॥

અર્થઃ—આ વિશોકા નામની સિદ્ધિમાં પણ જ્યારે યોગીને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, ત્યારે રાગાદિ દોષોના બીજ રૂપ અવિદ્યાની નિવૃત્તિ થવાથી કૈવલ્યની પ્રાપ્તિ થાય છે.

ઉપર સૂ. ૨૯ માં **સત્ત્વપુરૂષાન્યતાખ્યાતિને** જ પ્રસંખ્યાન કહ્યું છે. અને પ્રસંખ્યાન વાળાને પોતાની સમાધિના ફલ રૂપ સર્વભૂતાધિષ્ઠાતૃત્વ આદિમાં પણ ઇચ્છા રહેતી નથી, તેથી હમેશાં વિવેકખ્યાતિ રહે છે. આવા વિરક્તને **ધર્મમેઘ સામધિ** થાય છે એવો ૨૯ મા સૂત્રનો ભાવ છે. અને—

**ततः क्लेशकर्मनिवृत्तिः ।** यो० द० पा०४ सू० ३०॥

અર્થઃ—ધર્મમેઘ સમાધિની પ્રાપ્તિ થતાં કલેશ અને કર્મોની નિવૃત્તિ થાય છે. અને—

**अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः क्लेशाः ।** ,, ॥ २–३ ॥

અર્થઃ—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવશ એ પાંચ પ્રકારના કલેશ હોય છે. અને—

**अविद्याक्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ।** ,, ॥ २–४ ॥

અર્થઃ—પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એ ચાર પ્રકારે સ્થિત અસ્મિતા આદિ કલેશોનું અવિદ્યા ક્ષેત્ર છે અર્થાત્ ઉત્પત્તિનુ કારણ છે. અર્થાત્ અવિદ્યા હોવાથી આ સર્વ કલેશ ઉત્પન્ન થાય છે, નહિં તો થતા નથી. વળી જે કલેશ ચિત્તમાં સ્થિત છે, અને તેમને

જગાડનાર કોઈ સહકારી નહીં મળવાથી તે પોતાનું કાર્ય કરતા નથી તે ક્લેશ પ્રસુપ્ત કહેવાય છે. પ્રકૃતિ આદિક તત્ત્વમાં લીન લોકોના ક્લેશ પ્રસુપ્ત છે. અને બાલકના ચિત્તમાં ક્લેશ વાસના રૂપે સ્થિત છે. તે ક્લેશ પ્રસુપ્ત કહેવાય છે. અને તપ આદિ ક્રિયાયોગથી જે ક્લેશને કૃશ કર્યા હોય તેને તનુ કહે છે. અને ક્લેશ અનેક છે. એક બલવાળા ક્લેશથી દબાવાથી બીજા ક્લેશ કાર્ય કરી શકતા નથી. તે હઠી જાય ત્યારે જ કાર્ય કરી શકે છે. તે વિચ્છિન્ન કહેવાય છે. જેવી રીતે રાગના સમયમાં ક્રોધ આવતો નથી, કારણ કે રાગથી દબાઇ ગયેલો ક્રોધ પ્રકટ થતો નથી. અને જ્યારે ક્રોધ હોય છે, ત્યારે ક્રોધથી દબાયેલો રાગ પણ દેખાતો નથી. અને વિષય સંકલ્પ આદિ સહકારી કારણો પ્રાપ્ત થતાં જે ક્લેશ પોતપોતાનું કાર્ય કરે છે તે ઉદાર કહેવાય છે, જેમ રાગ ક્રોધથી દબાઇ જાય છે એવો રાગ અધિક બલવાળા રાગથી પણ દબાઈ જાય છે. જેમ એક પુરૂષ સ્ત્રીમાં રાગવાળો છે. તો તેનો રાગ પોતાની સ્ત્રીમાં જ છે, તેથી બીજી સ્ત્રીમાં તે વિરક્ત છે એમ નથી. પરન્તુ સ્ત્રીજાતિ માત્રમાં તે રાગવાળો છે અને પોતાની સ્ત્રીમાં તેનો રાગ પ્રકટ થયો છે. માટે પોતાની સ્ત્રીમાં જે રાગ છે તે ઉદાર છે, અને બીજી સ્ત્રીઓમાં જે રાગ છે તે વિચ્છિન્ન છે.

प्रसुप्तास्तत्त्वलीनानां तन्ववस्थाश्च योगिनाम् ।
विच्छिन्नोदाररूपाश्च क्लेशा विषयसंगिनाम् ॥ यो. द. वाच. टीका ॥

અર્થઃ—પ્રકૃતિ આદિ તત્ત્વમાં લીન થયેલા લોકોના ક્લેશ પ્રસુપ્ત કહેવાય છે. અને અભ્યાસી યોગી લોકોના ક્લેશ તનુ અવસ્થાના, અને વિષયાસક્ત મનુષ્યોના ક્લેશ વિચ્છિન્ન અને ઉદાર હોય છે. અને—

अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥ „ २–५ ॥

અર્થઃ—અનિત્ય, અપવિત્ર, દુઃખ રૂપ અને અનાત્મપદાર્થમાં નિત્ય, પવિત્ર, સુખ રૂપ અને આત્મત્વ બુદ્ધિ થવી તેનું નામ અવિદ્યા છે. જેવી રીતે પૃથિવી, ચન્દ્ર, તારા, આદિ નાશવાન્ છે. તથાપિ એ સર્વમાં તે હમેશાં રહેનાર છે એવી બુદ્ધિ, તેવી રીતે સર્વ પ્રાણી નાશવાન્ છે, તથાપિ દેવતા લોક અમર છે, એવી જે બુદ્ધિ છે, તે અનિત્ય પદાર્થમાં નિત્યત્વ બુદ્ધિ રૂપ અવિદ્યા ભેદ છે. અને અત્યન્ત બીભત્સ (વિકૃત) અપવિત્ર શરીરમાં પવિત્રત્વબુદ્ધિ, શરીરની ઉત્પત્તિનું કારણ, તથા તેનો સ્વભાવ, તથા મલમૂત્ર આદિના સ્થાન રૂપ અને હમેશાં મલોનું વહેતા રહેવું, તથા થૂંક, શ્લેષ્મ, પરસેવો આદિથી પરિપૂર્ણ સ્વભાવ આદિ સર્વનો વિચાર કરવાથી મહાન્ અપવિત્ર છે, કદાપિ શુદ્ધ હોવાનો સંભવ જ નથી, છતાં પણ તેમાં પવિત્રત્વબુદ્ધિ કરવી એ અપવિત્રમાં પવિત્રત્વબુધિ રૂપ અવિદ્યા છે. અને અપવિત્રમાં પવિત્રત્વબુદ્ધિની તુલ્ય અપુણ્યમાં પુણ્યબુદ્ધિ તથા અનર્થમાં અર્થબુદ્ધિ એ પણ અવિદ્યા છે. અને દુઃખમાં સુખબુદ્ધિ–જેમ વિષયપદાર્થ સર્વ દુઃખ રૂપ જ છે. તથાપિ તેમાં સુખબુદ્ધિ અવિદ્યા જ છે. વિષયોમાં પરિણામદુઃખ, તાપદુઃખ, સંસ્કારદુઃખ–એ ત્રણ પ્રકારનાં દુઃખ, અને ત્રણે ગુણોના કાર્યરૂપ હોવાથી સ્વભાવથી પણ દુઃખરૂપતા, પહેલાં કહી છે. અને મનુષ્યોના ભોગને ઉપયોગી કેટલાએ અન્નપાન અને ધનાદિ પદાર્થ અથવા શરીર છે એ સર્વ અનાત્મા જડપદાર્થ છે, તેમાં આત્મત્વબુદ્ધિ–એ અનાત્મામાં આત્મત્વબુદ્ધિ "રૂપ

અવિદ્યા છે. મૂલાવિદ્યા તથા તૂલાવિદ્યા, અથવા કારણાવિદ્યા અને કાર્યાવિદ્યા–એમ અવિદ્યા બે પ્રકારની હોય છે. પરમાત્માના સચ્ચિદાનન્દ સ્વરૂપને આચ્છાદન કરનાર જે અવિદ્યા છે તે મૂલાવિદ્યા અથવા કારણાવિદ્યા કહેવાય છે. અને મૂલાવિદ્યા રૂપ કારણથી અનિત્ય પદાર્થમાં નિત્યત્વબુદ્ધિ, તથા અપવિત્રમાં પવિત્રત્વબુદ્ધિ, આદિ વિપરીત જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેથી "अनित्याशुचि." એ સૂત્રમાં કહેલી જે અવિદ્યા અથવા તૂલાવિદ્યા તે કાર્યાવિદ્યા કહેવાય છે. અને—

दृग्दर्शनशक्त्योरेकात्मतैवास्मिता ॥ यो० द० पा० २ सू ६ ॥

અર્થઃ—પુરૂષનું નામ દૃક્શક્તિ છે, અને બુદ્ધિનું નામ દર્શનશક્તિ છે. એ બંને જડ અને અજડ રૂપથી અત્યન્ત ભિન્ન છે. તથાપિ એ બંનેની એકતાનું જે અભિમાન છે તેને અસ્મિતા કહે છે. હવે રાગનું લક્ષણ કહીએ છીએ.

सुखानुशयी रागः । ,, ॥ ७ ॥

અર્થઃ—સુખને જાણનાર મનુષ્યને સુખના સ્મરણની સાથે સુખના સાધનોમાં જે ઇચ્છા થાય છે તે રાગ છે. અને—

दुःखानुशयी द्वेषः । ,, ॥ ८ ॥

અર્થઃ—દુઃખને જાણનાર મનુષ્યને દુઃખના સ્મરણથી દુઃખના સાધનોમાં થતો જે નિન્દા રૂપ કલેશ છે તેને દ્વેષ રૂપ કલેશ કહે છે. અને—

स्वरसवाही विदुषोऽपि तथा रूढोऽभिनिवेशः ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—જેવી રીતે અજ્ઞાની મનુષ્યને સ્વભાવથી જ મરણનો ભય છે, તેવી રીતે શાસ્ત્રવેત્તા વિદ્વાનને પણ આ પ્રસિદ્ધ મરણ ત્રાસ છે તેને **અભિનિવેશ** કહે છે. તે મરણત્રાસ રૂપ કલેશ કૃમિથી બ્રહ્મા સુધીના પ્રાણીને પણ નિમિત્ત વિના સ્વભાવથી જ સિદ્ધ કલેશ છે. મુમુક્ષુએ આ કલેશને પ્રથમ ક્રિયાયોગ વડે કૃશ કરવા જોઈએ. પછી—

ध्यानहेयास्तद्वृत्तयः ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—ક્રિયાયોગથી કૃશ કરેલા કલેશોની સુખ તથા દુઃખ તથા મોહ રૂપ વૃત્તિઓને ધ્યાન વડે સૂક્ષ્મ કરવી જોઇએ. અને—

ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः । ,, ॥ १० ॥

અર્થઃ—જે કલેશ સૂક્ષ્મ છે અર્થાત્ વાસના રૂપે સ્થિત છે તે કલેશ અસંપ્રજ્ઞાત સમાધિ વડે ત્યાગ કરવા યોગ્ય છે અર્થાત્ નાશ કરવા યોગ્ય છે. અને—

तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥ यो० द० पा० २–१ ॥

અર્થઃ—તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ ત્રણને ક્રિયાયોગ કહે છે.

ભક્ષ્યાભક્ષ્યના વિચાર દ્વારા હિત તથા મિત ભોજન કરવું, અને શરીર તથા વાણી અને મનથી કરવામાં આવતા દેવ, દ્વિજ, ગુરૂ, આદિના પૂજનાદિ રૂપ તપ, (ભ. ગી. અ. ૧૭માં કહેલું તપ અહીં ગ્રહણ કરવાનું છે, કેમકે ઉપવાસ તથા કૃચ્છ્, ચાન્દ્રાયણ, આદિ તપ ધાતુની વિષમતા ઉત્પન્ન કરીને રોગ તથા મરણને પ્રાપ્ત કરાવનાર છે જેનો સમાધિનો અભ્યાસ કરનારે ત્યાગ કરવાનો છે એ વાત પૃ.૧૨૭૬માં અભ્યાસના નિયમના વિવેચનમાં "वर्जयेद्दुर्जनप्रान्तम्"

ઇત્યાદિ પ્રમાણથી પહેલાં કહી છે), તથા પ્રણવાદિ પવિત્ર મન્ત્રોનો જપ અથવા મોક્ષશાસ્ત્રનું અધ્યયન કરવું જેનું નામ સ્વાધ્યાય છે, તે તથા ઈશ્વરાર્પણ બુદ્ધિથી સર્વ કર્મફલોને પરિત્યાગ કરીને ઈશ્વરભક્તિ કરવી તેનું નામ **ઈશ્વરપ્રણિધાન** છે—એ તપાદિ ત્રણ પ્રકારની ક્રિયારૂપ યોગ નિર્વિકલ્પ સમાધિ રૂપ યોગને સિદ્ધ કરવાને માટે આવશ્યક છે, કારણ જે મનુષ્યે તપ તથા ઈશ્વરભક્તિ કરી નથી તેને યોગની સિદ્ધિ થતી નથી. અનાદિ કાલની અન્તઃકરણની જે મલિનતા છે તેનો તપ તથા ઈશ્વરભક્તિ વિના કદાપિ નાશ થતો નથી. અને તે ક્રિયાયોગ—

**समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च ।** यो० द० पा० २–२ ॥

અર્થઃ—સમાધિ પ્રાપ્ત કરવાને માટે તથા ક્લેશોને તનુ (કૃશ) કરવાને માટે છે એવું ક્રિયાયોગનું ફલ શાસ્ત્રમાં કહ્યું છે. વળી—

**कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ।** यो० द० पा० ४–७ ॥

અર્થઃ—યોગી લોકોનું કર્મ પુણ્ય તથા પાપથી ભિન્ન હોય છે. બાકી સર્વનું કર્મ પુણ્ય, પાપ અને બંને મળીને થયેલું—એમ ત્રણ પ્રકારનું હોય છે.

સર્વ પ્રાણી પોતપોતાના કર્મને અનુસાર ફલોને ભોગવે છે. અને પુણ્યકર્મ, પાપકર્મ અને પુણ્ય પાપ જેમાં મળેલું હોય—એવાં ત્રણ પ્રકારનાં કર્મ હોય છે- પુણ્યકર્મનું ફલ સુખ છે, પાપકર્મનું ફલ દુઃખ છે, અને પુણ્ય અને પાપ એ બંને મળીને થયેલા કર્મનું ફલ સુખ અને દુઃખ બંને મિશ્રિત થાય છે. યોગી લોક કર્મફલની ઇચ્છા કરતા નથી. તેથી તે લોકોને આ ત્રણે પ્રકારનાં કર્મફલો ભોગવવાં પડતાં નથી. આ સૂત્રમાં, જે કર્મફલોના ભોગને નિમિત્ત મનુષ્ય સંસારચક્રમાં ઘૂમે છે તે ત્રણ પ્રકારનાં કર્મ બતાવ્યાં છે. અને આ અવિદ્યા આદિક પાંચ પ્રકારના ક્લેશનો તથા પુણ્યાદિ ત્રણ પ્રકારના કર્મનો પણ નાશ નિર્વિકલ્પ સમાધિથી થાય છે એમ " ततः क्लेशकर्मनिवृत्तिः॥ यो० द० पा. ४-३० ॥ " એ યોગસૂત્રથી કહ્યું છે. આ પતઞ્જલિ ઋષિના મતને અનુસાર છે અને તેને લયપૂર્વક સમાધિ કહે છે.

આ લયપૂર્વક સમાધિને ભગવાને ગીતામાં—

**श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥** भ० गी० अ० ४–२६ ॥

અર્થઃ—કોઈ પ્રત્યાહારમાં તત્પર યોગી લોક જ્ઞાનેન્દ્રિયોને વિષયોમાંથી હઠાવીને સંયમાગ્નિમાં અર્થાત્ ધારણા, ધ્યાન અને સમાધિ રૂપ અગ્નિમાં આહુતિ આપે છે. અને કોઇ વ્યુત્થિત અવસ્થા વાળા યોગી લોક શબ્દાદિ વિષયોને ઇન્દ્રિય રૂપ અગ્નિમાં આહુતિ આપે છે. આ શ્લોકની પહેલી બે લીટીથી ભગવાને સમાધિ અવસ્થામાં સર્વ પ્રકારની ઇન્દ્રિયોની વૃત્તિઓના નિરોધને યજ્ઞ રૂપે કહ્યો છે. અને બીજી " शब्दादीन् " ઇત્યાદિ બે લીટીથી, સમાધિથી અતિરિક્ત વ્યુત્થાન કાલમાં યોગીનો રાગદ્વેષાદિ રહિત ઇન્દ્રિય વડે જે વિષયોનો ભોગ છે તેને પણ યજ્ઞ રૂપે કહ્યો છે. અને—

**त्रयमेकत्र संयमः ।** यो० द० पा० ३ सू० ४ ॥

અર્થઃ—ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણે એક વિષયમાં હોય તો તેને સંયમ કહે છે. જે જે સ્થાનમાં ધારણા, ધ્યાન તથા સમાધિ એ ત્રણ શબ્દોનો પ્રયોગ કરવો પડે ત્યાં

સુગમતાને માટે સંયમ શબ્દનો પ્રયોગ થાય છે. અને પ્રયોગની સુગમતાને માટે જ ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણેને મેળવીને એક સંયમ નામ રાખવામાં આવ્યું છે.

વળી અગ્નિમાં જેમ ઘી આદિનો હોમ કરવાથી તે ઘી આદિ અગ્નિમાં લય પામે છે, તેવી રીતે સમાધિમાં વૃત્તિ લીન થાય છે. રૂપાદિક વિષયોમાંથી ઇન્દ્રિયોને હઠાવવાથી વિષય સર્વ ઇન્દ્રિયોમાં જ લીન થયેલા પ્રતીત થાય છે. અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિ મનને અધીન હોય છે. અને મનના નિરોધથી જ્યારે ઇન્દ્રિયોની પ્રવૃત્તિ હઠી જાય છે, ત્યારે ઇન્દ્રિય મનમાં લીન થઈ એમ કહેવાય છે. અને મનની વૃત્તિ જ્યારે આત્મામાં લીન થઈ જાય છે, ત્યારે મનનો આત્મામાં લય કહેવાય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વનો ઉત્તરમાં લય કરતા કરતા અન્તમાં મન આત્મામાં સમાહિત થઈ જાય છે. ક્રમથી લય કરતા આવ્યા, માટે આ સમાધિને લય-પૂર્વક સમાધિ કહેવામાં આવી છે

લયપૂર્વક તથા બાધપૂર્વક એમ બે પ્રકારની સમાધિ હોય છે. જે કાર્ય છે તે કારણથી ભિન્ન નથી–આ પ્રકારનું ચિન્તન કરવું તેને જ લયપૂર્વક સમાધિ કહે છે. વળી—

यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥
कठ० उ० अ० १ व. ३–१३ ॥

અર્થઃ—વિવેકી મનુષ્ય વાક્ આદિ ઇન્દ્રિયોનો મનમાં લય કરે, મનનો નિશ્ચલ રૂપ વ્યષ્ટિ બુદ્ધિમાં લય કરે, વ્યષ્ટિ બુદ્ધિનો સમષ્ટિ બુદ્ધિરૂપ મહત્ તત્ત્વમાં લય કરે, એ સમષ્ટિ બુદ્ધિનો નિર્વિકાર આત્મામાં લય કરે. આ પ્રકારની લય પૂર્વક સમાધિ ઉપનિષદ્‌માં કહી છે, આ સામાન્ય રૂપે કહ્યું છે. વિશેષ રૂપે લયપૂર્વક સમાધિનો ક્રમ નીચે પ્રમાણે કહ્યો છે.

આ જગત્‌માં કેટલાએ પંચીકૃત પંચમહાભૂતોના કાર્ય રૂપ વ્યષ્ટિ પદાર્થ જોવામાં આવે છે, તે સર્વ સમષ્ટિ રૂપ વિરાટ્‌નાં કાર્ય હોવાથી તે કોઈ પણ પદાર્થ વિરાટ્‌થી ભિન્ન નથી, અને તે પંચીકૃત પંચમહાભૂત રૂપ સમષ્ટિ કાર્ય રૂપ વિરાટ્ પણ અપંચીકૃત પંચમહાભૂતોનું કાર્ય હોવાથી તેથી ભિન્ન નથી. અને તે અપંચીકૃત પંચમહાભૂતોમાં પણ પૃથ્વી જલના કાર્ય રૂપ હોવાથી જલથી ભિન્ન નથી. અને જલ પણ તેજના કાર્ય રૂપ હોવાથી તેજથી ભિન્ન નથી. અને તે તેજ પણ વાયુનું કાર્ય હોવાથી વાયુથી ભિન્ન નથી. તે વાયુ પણ આકાશનું કાર્ય હોવાથી આકાશથી ભિન્ન નથી. તે આકાશ પણ "**एकोऽहं बहु स्याम्**" આ પ્રકારના સંકલ્પ રૂપ અહંકારનું કાર્ય હોવાથી તેથી ભિન્ન નથી. તે સંકલ્પ રૂપ અહંકાર પણ માયાના ઈક્ષણ રૂપ મહત્ તત્ત્વનું કાય હોવાથી તેનાથી ભિન્ન નથી. તે ઈક્ષણ રૂપ મહત્ તત્ત્વ પણ માયાનું પરિણામ હોવાથી માયાથી ભિન્ન નથી. તે માયા રૂપ કારણ પણ ચૈતન્યમાં કલ્પિત હોવાથી ચૈતન્યથી ભિન્ન નથી. આ પ્રકારના વિચારથી કાર્ય કારણ રૂપ પ્રપંચમાં ચૈતન્ય માત્ર વિષયમાં જે સમાધિ છે તે **લય પૂર્વક સમાધિ** કહેવાય છે. આ પ્રકારની લય પૂર્વક સમાધિમાં "તત્ત્વમસિ" આદિ મહાવાક્યનું અર્થજ્ઞાન નહીં હોવાથી અવિદ્યાની નિવૃત્તિ થતી નથી. માટે સર્વ કાર્યને કારણ રૂપે ચિન્તન કરવાથી પણ અવિદ્યા રૂપ કારણ રહેવાથી ફરી સંપૂર્ણ જગતનું ઉત્થાન થવાથી આ સમાધિ સુષુપ્તિ તુલ્ય છે. સંસારના બીજ રૂપ અજ્ઞાન રહેવાથી આ સબીજ સમાધિ છે. (કારણ અને કાર્યના અભેદપણાનો વિચાર **જ્ઞાનયોગ** પ્રકરણમાં જોવો જોઈએ.)

અને "तत्त्वमसि" આદિ વેદાન્ત મહાવાકયોના અર્થ રૂપ જીવ બ્રહ્મના અભેદના સાક્ષાત્કારથી અવિદ્યાની નિવૃત્તિ થવાથી અવિદ્યાના કાર્ય રૂપ પ્રપંચની પણ નિવૃત્તિ થાય છે. અને જ્ઞાનથી નિવૃત્ત થયેલી અવિદ્યાની ફરી ઉત્પત્તિ નહીં હોવાથી અવિદ્યાના કાર્ય રૂપ સંસારની પણ ઉત્પત્તિ થતી નથી. તેથી કરીને તે નિર્બીજ સમાધિ બાધપૂર્વક સમાધિ કહેવાય છે. અવિદ્યા રૂપ સંસારબીજનો નાશ થવાથી જ નિર્બીજ સમાધિ કહેવાય છે.

આ બાધપૂર્વક નિર્બીજ સમાધિ પણ ભગવાને ગીતામાં કહી છે.

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ भ० गी० अ० ४–२७ ॥

અર્થઃ—બીજા કેટલાક યોગીલોક પાંચ જ્ઞાનેન્દ્રિયોનું શબ્દશ્રવણ આદિ કર્મ, તથા પાંચ કર્મેન્દ્રિયોનું બોલવું આદિ કર્મ, તથા મનનું સંકલ્પાદિ તથા બુદ્ધિનું નિશ્ચય રૂપ કર્મ–તે સર્વને જ્ઞાન વડે પ્રજ્વલિત સંયમ અર્થાત્ ધારણા, ધ્યાન અને સંપ્રજ્ઞાત સમાધિ જે પરિપક્વ હોવાથી, હોના જે યોગ અર્થાત્ નિરોધસમાધિ, તે નિરોધસમાધિ રૂપ અગ્નિમાં આહુતિ આપે છે. ભાવ એવો છે કે શ્લોકમાં કહેલાં પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો તથા પંચ પ્રાણ તથા મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વ રૂપ સમષ્ટિ લિંગ શરીરને અર્થાત હિરણ્યગર્ભ રૂપ સમષ્ટિ લિંગ દેહને, વેદાન્ત મહાવાક્ય વડે થતા જીવ બ્રહ્મના સાક્ષાત્કાર રૂપ જ્ઞાન વડે અવિદ્યાના નાશ દ્વારા પ્રકાશિત થયેલી બાધ પૂર્વક સમાધિમાં આહુતિ આપે છે અર્થાત્ લય કરે છે. લય પૂર્વક સમાધિ વાળાનો તથા બાધ પૂર્વક સમાધિ વાળાનો પણ આત્મામાં લય કરવા રૂપ ધર્મ બરાબર છે. તથાપિ લયપૂર્વક સમાધિવાળાને વેદાન્તશાસ્ત્ર મહાવાક્ય વડે થતા જીવ બ્રહ્મના અભેદનું જ્ઞાન નહીં હોવાથી અવિદ્યાની નિવૃત્તિ નહીં થવાથી ફરી પણ સંસારની પ્રાપ્તિ થાય છે, અને વેદાન્તવાકયના જ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થતી હોવાથી બાધ પૂર્વક સમાધિ વાળાને સંસારની પ્રાપ્તિ થતી નથી એવો ભેદ છે. આ નિર્વિકલ્પ સમાધિનું લક્ષણ ગીતા આદિ ગ્રન્થોમાં નીચે મુજબ કહ્યું છેઃ—

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ॥
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥ ,, ६–१९ ॥

અર્થઃ—यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि ઇત્યાદિ શ્લોકમાં યોગ શબ્દથી કર્મને જ કહ્યું છે. અને "युक्ताहार विहारस्य" ઇત્યાદિ શ્લોકમાં, તેમ અહીં "यथा दीपो" એ શ્લોકમાં પણ યોગ શબ્દથી સમાધિને જ કહી છે. योगिन અર્થાત્ એકાગ્ર ભૂમિકામાં જે સંપ્રજ્ઞાત સમાધિનો અભ્યાસ કરનાર છે તથા જે સમાહિતચિત્ત છે અર્થાત્ સંપ્રજ્ઞાત સમાધિના અભ્યાસથી સંપૂર્ણ વૃત્તિનો જેણે નિરોધ કરેલો છે, અને युञ्जतो–નિરોધ ભૂમિકામાં અસંપ્રજ્ઞાત સમાધિ રૂપ યોગનું અનુષ્ઠાન કરનાર છે, તેના અન્તઃકરણની નિશ્ચલતામાં, પવનરહિત અર્થાત્ ફાનસ આદિમાં રાખેલા દીપની શિખાનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. જેમ પવનરહિત સ્થાનમાં રાખેલા દીપકની શિખા હાલતી નથી; તેવી રીતે નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત યોગીનું ચિત્ત પણ ધ્યેયાકારને છોડી ચંચલતાને પ્રાપ્ત થતું નથી. વળી–

दृश्यादृश्याने परित्यज्य क्रमादृश्येयैकगोचरम् ।
निवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥ पं० द० प्र० १–५५ ॥

અર્થઃ—ધ્યાન કરનાર, તથા ધ્યાન રૂપ ક્રિયા, અને ધ્યેય વસ્તુ—એ ત્રણે નિદિધ્યાસનમાં હોય છે. તેથી ધ્યાન કરનારને "હું અમુક વસ્તુનું ધ્યાન કરું છું" એ પ્રકારનું જ્ઞાન રહે છે. ધ્યાતા અને ધ્યાન એ બંનેને છોડીને વૃત્તિ જ્યારે ક્રમે કરીને એક ધ્યેયને પોતાને વિષય કરીને રહે છે અર્થાત્ ધ્યેયાકાર જ થઇ જાય છે, અને તેથી જ્યારે ચિત્ત પવન રહિત સ્થાનમાં રાખેલા દીપકની શિખાની તુલ્ય ચંચલતા રહિત થઈ જાય છે, ત્યારે સમાધિ કહેવાય છે. એ પ્રકારે પંચદશીમાં પણ સમાધિનું લક્ષણ કહેવામાં આવ્યું છે.

અને બીજા વેદાન્ત ગ્રન્થોમાં પણ સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિનાં લક્ષણ નીચે પ્રમાણે કહ્યાં છે—

सविकल्पो निर्विकल्प इति द्वेधा निगद्यते ।
समाधिः सविकल्पस्य लक्षणं वच्मि तच्छृणु ॥ स० वे० सा० सं० ८१९ ॥

અર્થઃ—સવિકલ્પ અને નિર્વિકલ્પ એમ બે પ્રકારની સમાધિ કહેવાય છે. તેમાં સવિકલ્પ સમાધિનું લક્ષણ કહું છું તે તું સાંભળ.

ज्ञानाद्यविलयेनैव ज्ञेये ब्रह्मणि केवले ।
तदाकाराकारितया चित्तवृत्तेरवस्थितिः ॥ ,, ॥ ८२० ॥
सद्भिः स एव विज्ञेयः समाधिः सविकल्पकः ।
मृद एवावभानेऽपि मृण्मयद्विपभानवत् ॥ ,, ॥ ८२१ ॥

અર્થઃ—જ્ઞાનાદિ ત્રિપુટીનો લય થયા વિના કેવલ જ્ઞેયરૂપ બ્રહ્મમાં ધ્યેયાકારતા રૂપે જે ચિત્તની સ્થિતિ તેને સત્પુરૂષો સવિકલ્પ સમાધિ જાણે, જેવી રીતે મૃત્તિકાના હાથીનું ધ્યાન કરનારને હાથીને જોઇ મૃત્તિકા જ ભાસે છે, તથાપિ મૃત્તિકાના હાથીનું ભાનથાય તે; અર્થાત્ હાથીના સ્વરૂપને છોડી કેવલ મૃત્તિકા ભાસતી નથી. તેવી રીતે સવિકલ્પ સમાધિમાં પણ ત્રિપુટીને છોડીને કેવલ ધ્યેયાકાર વૃત્તિ ભાસતી નથી, પરન્તુ ત્રિપુટી સહિત ધ્યેયનું ભાન થાય છે. તે જ નીચેના શ્લોકથી કહે છે.

सन्मात्रवस्तुभानेऽपि त्रिपुटी भाति सन्मयी ।
समाधिरत एवायं सविकल्प इतीर्यते ॥ ,, ॥ ८२२ ॥

અર્થઃ—સવિકલ્પ સમાધિમાં સદ્વસ્તુ માત્રનું ભાન થાય છે, તથાપિ સદ્રૂપ ત્રિપુટીનું ભાન થાય છે. તેથી આ સમાધિને સવિકલ્પ સમાધિ કહે છે. અને—

ज्ञात्रादिभावमुत्सृज्य ज्ञेयमात्रस्थितिर्दृढा।
मनसो निर्विकल्पः स्यात् समाधिर्योगसंज्ञितः ,, ॥ ८२३ ॥

અર્થઃ—જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય ઈત્યાદિ ભાવનો પરિત્યાગ કરીને મનની જ્ઞેય માત્રના સ્વરૂપે જે સ્થિતિ છે તે યોગ નામની નિર્વિકલ્પ સમાધિ છે. "योगश्चित्तवृत्तिनिरोधः" આ યોગના લક્ષણથી સવિકલ્પ સમાધિમાં પણ યોગનું લક્ષણ ઘટે છે, કેમકે રાજસ તથા તામસ વૃત્તિઓનો નિરોધ સવિકલ્પ સમાધિમાં પણ થાય છે. પરન્તુ સંપૂર્ણ વૃત્તિના નિરોધથી ધ્યેયાકાર રૂપે ચિત્તની સ્થિતિ નિર્વિકલ્પ સમાધિમાં જ થાય છે. અને તે જ

સાક્ષાત્કાર રૂપ હોવાથી મોક્ષનું સાધન છે. તેથી તે જ બરાબર યોગ છે એવું શ્લોકમાં યોગ શબ્દનું ગ્રહણ કરવાનું તાત્પર્ય છે. વળી—

जले निक्षिप्तलवणं जलमात्रतया स्थितम् ।
पृथङ् न भाति किन्त्वम्भ एकमेवावभासते ॥ ,, ॥ ८२४ ॥

અર્થ:—જળમાં નાંખેલું મીઠું ( નિમક ) જલ માત્ર રૂપે સ્થિત થાય છે, જલથી ભિન્ન કાંઈ મીઠાનું સ્વરૂપ ભાસતું નથી, પરન્તુ કેવલ જલ રૂપ જ જેમ ભાસે છે;

यथा तथैव सा वृत्तिर्ब्रह्ममात्रतया स्थिता ।
पृथङ् न भाति ब्रह्मैवाद्वितीयमवभासते ॥ ,, ॥ ८२५ ॥

અર્થ:—તેવી રીતે કેવલ બ્રહ્માકાર રૂપે સ્થિત તે વૃત્તિ બ્રહ્મથી ભિન્ન ભાસતી નથી, કેવલ અદ્વિતીય બ્રહ્મ જ ભાસે છે;

ज्ञानादिकल्पनाभावान्मतोऽयं निर्विकल्पकः ।
वृत्तेः सद्भावबाधाभ्यामुभयोर्भेद इष्यते ॥ ,, ॥ ८२६ ॥

અર્થ:—નિર્વિકલ્પ સમાધિમાં જ્ઞાતા તથા જ્ઞાન આદિનો ભેદ નહીં હોવાથી ( કલ્પના નહીં હોવાથી ) આ સમાધિને નિર્વિકલ્પ માની છે. વૃત્તિ હોવી અને ન હોવી તે જ બંનેમાં ભેદ છે. નિર્વિકલ્પ સમાધિમાં વૃત્તિનો નિરોધ થાય છે, સવિકલ્પમાં વૃત્તિ રહે છે.

વળી સુષુપ્તિ અવસ્થામાં ચિત્ત વિના પ્રયત્ને બ્રહ્મને પ્રાપ્ત છે અને વૃત્તિઓ પણ સર્વે લીન થઇ જાય છે, તેથી સમાધિનો પ્રયત્ન કરવાની આવશ્યકતા નથી એવી શંકા બને નહીં, કારણ સુષુપ્તિ અવસ્થાના ચિત્તમાં તથા સમાધિ અવસ્થાના ચિત્તમાં ભેદ છે.

निगृहीतस्य मनसो निर्विकल्पस्य धीमतः ।
प्रचारः स तु विज्ञेयः सुषुप्तोऽन्यो न तत्समः ॥ मा० का० प्र० ३–३४ ॥

અર્થ:—આત્મામાં નિરૂદ્ધ કરેલા અને સંપૂર્ણ વિકલ્પથી રહિત વિવેકી મનુષ્યના ચિત્તની જે ગતિ ( માર્ગ ) છે તે સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થયેલા ચિત્તની ગતિથી ભિન્ન છે અર્થાત્ સુષુપ્તિ ચિત્તની સમાન નથી. ભાવ એવો છે કે આત્મા જ સત્ય વસ્તુ છે, તેથી ભિન્ન કોઈ વસ્તુ નથી–એ પ્રકારના નિશ્ચયથી, સંકલ્પ કરવા યોગ્ય બાહ્ય વિષય નહીં હોવાથી ચિત્ત સંકલ્પને છોડીને, જેમ લાકડું ન હોવાથી અગ્નિ શાન્ત થઈ જાય છે તેમ, શાન્ત થયું હોય છે. તે જ શાન્ત સ્વરૂપ નિરૂદ્ધ ચિત્તનું જ થાય છે. અને સુષુપ્તિમાં લીન થયેલા ચિત્તમાં અનેક પ્રકારના અનર્થના બીજ રૂપ વાસના રહે છે, અને સમાધિમાં નિરૂદ્ધ થયેલું ચિત્ત વાસના રહિત હોવાથી તેનો માર્ગ જૂદો જ છે. વળી—

लीयते हि सुषुप्ते तन्निगृहीतं न लीयते ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—સુષુપ્તિ અવસ્થામાં ચિત્ત અજ્ઞાનની સાથે અભિન્ન રૂપ થઈને લીન થઇ જાય છે–બીજ ભાવને પ્રાપ્ત થાય છે. અને વિવેકજ્ઞાન વડે અર્થાત્ આત્મા તથા મનના ભેદજ્ઞાનથી નિરોધ કરેલું ચિત્ત લીન થતું નથી. તેથી સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થયેલા ચિત્ત કરતાં સમાહિત ચિત્તનો માર્ગ જૂદો જ છે.

तदेव निर्भयं ब्रह्म ज्ञानालोकं समन्ततः ।

. અર્થઃ—સમાધિ અવસ્થામાં નિરોધ કરેલા ચિત્તે અજ્ઞાનના કાર્ય રૂપ ગ્રાહ્ય ગ્રાહક આદિ દ્વૈતનો પરિત્યાગ કરેલો હોવાથી તે પોતે ભય રહિત વિજ્ઞાન એક રસ રૂપ તથા આકાશની તુલ્ય વ્યાપક બ્રહ્મ રૂપ થઇ જાય છે. તે કારણથી સુષુપ્ત અવસ્થાના ચિત્તમાં સંસારના બીજ રૂપ અજ્ઞાન હોવાથી તે સંસારનું જ કારણ છે; અને સમાધિમાં નિરોધ કરેલું ચિત્ત મોક્ષનું ભાગી છે.

વળી પુરાણ અને ધર્મશાસ્ત્રોમાં પણ સમાધિનું લક્ષણ આપ્યુ છે.

जलसैन्धवयोः साम्यं यथा भवति योगतः ।
तथात्मनसोरैक्यं समाधिरिह भण्यते ॥ स्का० पु० ख० ४ अ० ४–२५॥

અર્થઃ—પાણીમાં મીઠું મેળવવાથી જેવી રીતે પાણી અને મીઠું બંને એક રૂપ થઇ જાય છે; તેવી રીતે ચિત્તની વૃત્તિ અને આત્માની એક રૂપતા થતાં તેને સમાધિ કહે છે. વળી—

यदा संक्षीयते प्राणो मनश्चापि प्रलीयते ।
तदा समरसत्वं यत् स समाधिरिहोच्यते ॥ „ ॥ २६ ॥

અર્થઃ—જ્યારે પ્રાણની વૃત્તિ ક્ષીણ થઇ જાય છે અને મન પણ આત્મામાં લીન થઇ છે, ત્યારે આત્મા અને મનની એકરૂપતા થઇ જાય છે. તે અવસ્થાને સમાધિ કહે છે. વળી–

यत्समत्वं द्वयोरत्र जीवात्मपरमात्मनोः ।
स नष्टसर्वसंकल्पः समाधिरभिधीयते ॥ „ ॥ २७ ॥

અર્થઃ—જીવાત્મા તથા પરમાત્માની જે એકરૂપતા છે અને મનનો સંકલ્પ જ્યારે નિવૃત્ત થયો હોય છે તે અવસ્થાને સમાધિ કહે છે. વળી—

यथा दीपो निवातस्थः स्पन्दते न कदाचन ।
तथा समाधिनिष्ठोऽपि तस्मान्न विचलेत्सुधीः ॥शि.पु.उ.वा.सं.अ.३७–६६ ॥

અર્થઃ—જેવી રીતે પવનથી રહિત સ્થાનમાં રહેલો દીવો હાલતો ચાલતો નથી, તેવી રીતે સમાધિમાં સ્થિત બુદ્ધિશાળીનું ચિત્ત પણ પરમાત્માના સ્વરૂપમાંથી ચલાયમાન થતું નથી. વળી—

त्यक्त्वा विषयभोगाँश्च मनो निश्चलतां गतम् ।
आत्मशक्तिस्वरूपेण समाधिः परिकीर्तितः ॥ दक्ष सं. अ. ७ ॥

અર્થઃ—જ્યારે મન વિષય ભોગોના સંકલ્પનો તથા લયાદિ દોષોનો પરિત્યાગ કરીને નિશ્ચલતાને પ્રાપ્ત થાય છે તથા આત્મશક્તિ રૂપે સ્થિત થાય છે, ત્યારે તે અવસ્થાને સમાધિ કહે છે.

વળી લય વિક્ષેપાદિ દોષરહિત ચિત્તની સ્થિતિને ઉપનિષદ્‌માં પણ યોગ કહ્યો છે.

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम् ॥ क. उ अ. २. व. ६–११ ॥

અર્થઃ—જે સમયે શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો મનની સાથે સર્વ વ્યવહારથી નિવૃત્ત થઇ જાય છે, અને બુદ્ધિ પણ કોઇ વ્યાપાર કરતી નથી–આ જ્ઞાનેન્દ્રિય તથા મન તથા બુદ્ધિની નિશ્ચલતા રૂપ અવસ્થાને આત્મસાક્ષાત્કારના સાધનભૂત શ્રેષ્ઠ ગતિ કહે છે.

तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ,, ॥ १२ ॥

અર્થ:—આ લય વિક્ષેપ આદિ દોષ રહિત જ્ઞાનેન્દ્રિયો તથા મન અને બુદ્ધિની જે ધારણા છે તેને યોગીલોક યોગ નામથી કહે છે, કેમકે યોગના આરંભકાળમાં ચિત્ત સમાધાનમાં યત્નવાળું થવું જોઈએ, કારણ કે પૂર્વોક્ત ઈન્દ્રિયધારણા રૂપ યોગ ઉત્પત્તિ અને વિનાશને પ્રાપ્ત થાય છે. માટે યોગની હાનિ ન થાય તેને માટે બહુ સાવધાનતાથી રહેવું જોઈએ એવો ભાવ છે.

વળી ભગવાન્ મનુષ્યોના કલ્યાણને માટે કહે છે કે:—

स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा । भ० गी० अ० ६–२३ ॥

અર્થ:—તે યોગ નિશ્ચયપૂર્વક અનિર્વિણ્ણ (ખેદ રહિત) ચિત્ત વાળા થઇને અભ્યાસ કરવો જોઈએ. અર્થાત્ શાસ્ત્ર તથા આચાર્યના વચનથી જાણેલા યોગના ફલ રૂપ મોક્ષ છે તે વાત સત્ય જ છે એવો નિશ્ચય રાખીને, તથા આટલો સમય યોગને માટે પ્રયત્ન કર્યો તોપણ તે સિદ્ધ નહિ થયો, હવે આગળ પ્રયત્ન કરવાથી શું પ્રયોજન છે– એ પ્રકારના પશ્ચાત્તાપથી રહિત થઇને યોગને સિદ્ધ કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે યોગ કઠિન વસ્તુ હોવાથી કોઈને પણ શીઘ્રતાથી પ્રાપ્ત થતો નથી. તેથી આ જન્મમાં અથવા જન્માન્તરમાં પણ અવશ્ય સિદ્ધ કરીશ એવા નિશ્ચયથી પ્રયત્ન કરવો જોઈએ એવો શ્લોકનો અભિપ્રાય છે.

આ વિષયમાં ગૌડપાદકારિકા નીચે પ્રમાણે કહે છે.

उत्सेक उदधेर्यद्वत् कुशाग्रेणैकबिन्दुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥ मा० का० प्र० ३–४१ ॥

અર્થ:—જેવી રીતે કુશના અગ્ર ભાગ વડે એક એક બિન્દુ પાણી કાઢીને સમુદ્રનું સર્વ પાણી સૂકવવું કઠણ છે, તેવી રીતે ચિત્તનો નિગ્રહ કરવો તે પણ કઠણ છે. તથાપિ જેમ ટિટોડી પક્ષીએ પોતાના ઉત્સાહથી પોતાના કાર્યને સિદ્ધ કર્યું, તેવી રીતે મનનો નિગ્રહ પણ પ્રયત્નથી ખેદ વિના કરવામાં આવે તો થઈ શકે. માટે જેવી રીતે ટિટોડી પક્ષીએ સમુદ્રને સૂકવવાને માટે દૃઢ નિશ્ચય કર્યો અને કોઇના સમઝાવવાથી પણ માન્યું નહોતું, અને નાના પક્ષીના સાહસને જોઇને આખરે સર્વ પક્ષીજાતિ તેની મદદમાં આવી, ત્યારે અકસ્માત્ નારદને આ આશ્ચર્ય જોઇ પક્ષીલોકો ઉપર દયા આવી, અને જઇને ગરૂડને કહ્યુ અને ઠપકો આપ્યો, તેથી ગરૂડે ક્રુદ્ધ થઇને સમુદ્રને કિનારે પક્ષીઓની પાસે આવીને મોટા મોટા પર્વતોને સમુદ્રમાં નાખી સમુદ્રને પૂરી નાંખવાનું સાહસ કર્યું, ત્યારે વરૂણ દેવે આવીને ગરૂડ પાસે પોતાના અપરાધની માફી માગી પક્ષીનાં ઇંડાં પાછાં આપ્યાં. આ ટિટોડી પક્ષીએ ઉત્સાહ અને દૃઢ નિશ્ચયથી સમુદ્રનો પરાજય કરી પોતાના કાર્યની સિદ્ધિ કરી. તે પ્રમાણે અસમર્થ જિજ્ઞાસુ મનુષ્યના પ્રયત્નને જોઇને યોગ્ય ગુરૂ તથા ઈશ્વરની કૃપા થાય છે અને યોગની સિદ્ધિ થાય છે. આ પ્રમાણે ટિટોડી પક્ષીના ઇતિહાસથી પૂર્વ શ્લોકમાં સૂચન કર્યું છે.

વળી સમાધિનો અભ્યાસ કરવાને માટે ભગવાને ગીતામાં નીચે પ્રમાણે ક્રમ બતાવ્યો છે:—

संकल्पप्रभवान्कामाँस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥ भ० गी० अ० ६–२४ ॥

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ॥ „ ॥ २५ ॥

અર્થઃ—પ્રથમ સંકલ્પથી ઉત્પન્ન થતી સર્વ પ્રકારની કામનાઓને પરિત્યાગ કરીને, તથા ચક્ષુ આદિ ઇન્દ્રિયોને સર્વ પ્રકારના વિષયોથી હડાવીને, ધૃતિ વડે ધારણ કરેલી બુદ્ધિ વડે ધીમે ધીમે ચિત્તનો નિરોધ કરે. અર્થાત્ મનના સંકલ્પ જ્યાંસુધી નિવૃત્ત થાય નહીં, ત્યાં સુધી ઇન્દ્રિયોને વિષયોમાંથી કોઈ પણ હડાવી શકતો નથી. માટે સંકલ્પનો પ્રથમ પરિત્યાગ કરવો જોઇએ. સર્વ પ્રકારના ત્યાગ દ્વારા જ ઇન્દ્રિયોનો જય કરી શકાય છે. માટે શ્લોકમાં "मनसैवेन्द्रियग्रामम्" એમ કહ્યું છે. અને ઇન્દ્રિયોને વિષયોમાંથી હડાવીને પણ ચિત્તને આત્મામાં શીઘ્રતાથી લગાડી શકાતું નથી. માટે "शनैः शनैः" એમ કહ્યું છે. અને ક્રમથી એક એક ભૂમિકાનો જય કરતે કરતે અર્થાત્ પ્રથમ ધારણા, પછી ધ્યાન, અને પછી સંપ્રજ્ઞાત સમાધિ એ પ્રકારે આ જન્મમાં અથવા જન્માન્તરમાં પણ અવશ્ય યોગની સિદ્ધિ થશે. આ પ્રકારના નિશ્ચયથી ગુરૂએ બતાવેલા માર્ગથી મનનો નિરોધ કરવો જોઇએ. વળી ધીમે ધીમે કરવાના ક્રમને જ. "यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि । ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥" આ શ્રુતિ કહે છે.

એ પ્રમાણે નિરોધસમાધિનો અભ્યાસ કરતા—

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ भ० गी० अ० ६–२६ ॥

અર્થઃ—ચિત્તને વિક્ષેપ પમાડનાર શબ્દાદિ વિષયોની મધ્યે જે જે વિષયના નિમિત્તથી અથવા રાગદ્વેષાદિથી ચન્ચલ થયેલું મન વિક્ષિપ્ત થઈ સમાધિની વિરોધી અનાત્માકાર વૃત્તિને ઉત્પન્ન કરે છે, અથવા નિદ્રાશેષ અર્થાત્ નિદ્રા પૂર્ણ રીતે ન આવવી, અથવા બહુ ખાવું, અથવા થાક લાગવો, આદિ નિમિત્ત પૈકી જે જે નિમિત્તથી ચિત્ત લય તરફ ઝુકતુ સતું સમાધિની વિરોધી નિદ્રાને ઉત્પન્ન કરે છે, તે તે વિક્ષેપ તથા લયના નિમિત્તથી મનને હડાવીને આત્મામાં નિરોધ કરે.

આ ક્રમને ગૌડપાદકારિકામાં પણ કહ્યો છેઃ—

उपायेन निगृह्णीयाद्विक्षिप्तं कामभोगयोः ।
सुप्रसन्नं लये चैव यथा कामो लयस्तथा ॥ मा. का. प्र. ३–४२ ॥

અર્થઃ—વિષયોથી વિક્ષિપ્ત થયેલા અર્થાત્ વિષયોના ચિંતનથી અથવા ભોગથી વિક્ષેપ પામેલા ચિત્તને અભ્યાસ તથા વૈરાગ્ય વડે આત્મામાં જ નિરોધ કરે. અને જાગ્રત્ અને સ્વપ્ન એ બન્ને અવસ્થા સુષુપ્તિમાં લીન થઇ જાય છે. માટે અહીં સુષુપ્તિનુ નામ લય છે. એ સુષુપ્તિ અવસ્થામાં ચિત્તના સંકલ્પ વિકલ્પાદિ નિમિત્ત આયાસથી રહિત થવાથી ચિત્ત સારી રીતે પ્રસન્ન થાય છે, તથાપિ તે સુષુપ્તિથી પણ ચિત્તને નિગ્રહ કરવું જોઇએ. કારણ જેવો કામ છે તેવો લય પણ છે અર્થાત્ જેવી રીતે કામનાના યોગ્ય વિષય પદાર્થોના સંકલ્પ, પ્રમાણ આદિ વૃત્તિયોના ઉત્પાદન દ્વારા સમાધિના વિરોધી છે, તેવી રીતે લય પણ નિદ્રા વૃત્તિની ઉત્પાદન દ્વારા સમાધિમાં વિરોધ કરનાર છે. તે કારણથી—

दुःखं सर्वमनुस्मृत्य कामभोगान्निवर्तयेत् ।
अजं सर्वमनुस्मृत्य जातं नैव तु पश्यति ॥ ॥ ४३ ॥

અર્થ:—વિષયોને દુઃખ રૂપ સ્મરણ કરીને તેમની ચિન્ત્યમાન અવસ્થા તથા ભુજ્યમાન અવસ્થા એવી બંને અવસ્થામાંથી ચિત્તને નિવૃત્ત કરવું જોઈએ. અર્થાત્ નાના પ્રકારના ભોગ્ય પદાર્થમાં અનુરક્ત થયેલા ચિત્તને વૈરાગ્યભાવનાથી નિવૃત્ત કરવું જોઇએ. અને આ સંપૂર્ણ જગત્ અજ છે અર્થાત્ ઉત્પન્ન નહીં થતા બ્રહ્મરૂપ છે—એ શાસ્ત્રના તથા ગુરૂના ઉપદેશને સ્મરણ કરીને તે બ્રહ્મથી ભિન્ન દ્વૈતપ્રપંચને દેખતું નથી અર્થાત્ દ્વૈત પ્રપંચના અભાવને જ દેખે છે. દ્વૈતના અભાવને દેખવાથી મનના સંકલ્પ પણ નિવૃત્ત થઇ જાય છે. અર્થાત્ સંકલ્પ કરવાને માટે બ્રહ્મથી ભિન્ન વસ્તુને નહીં દેખવાથી મન સંકલ્પનો પરિત્યાગ કરી દે છે. અને દ્વૈતનું વિસ્મરણ એ નિર્વિકલ્પ સમાધિનો શ્રેષ્ઠ ઉપાય છે. વળી—

लये संबोधयेच्चित्तं विक्षिप्तं शमयेत्पुनः ।
सकषायं विजानीयात्समप्राप्तं न चालयेत् ॥ „ ॥ ४४ ॥

અર્થ:—એવી રીતે વૈરાગ્યભાવનાથી તથા તત્ત્વદર્શનથી વિષયથી નિવૃત્ત થયેલું ચિત્ત જો રોજ રોજના લયના અભ્યાસથી લયની સન્મુખ થાય તો લયના કારણ રૂપ જે નિદ્રાશેષ અર્થાત્ નિદ્રાની અપૂર્ણતા, અજીર્ણ, બહુભોજન, શ્રમ, વિગેરે લયના કારણનો નિરોધ કરીને ચિતને ઉત્થાન પ્રયત્ન વડે જગાડવું જોઇએ. અને જગાડેલું ચિત્ત જો વિષયચિન્તનાદિથી વિક્ષેપને પ્રાપ્ત થતું હોય તો વૈરાગ્યભાવનાથી તથા તત્ત્વદૃષ્ટિથી અર્થાત્ "अजं सर्वमनुस्मृत्य" એ પ્રમાણે ઉપર કહેલી રીતિથી બ્રહ્મથી ભિન્ન દ્વૈતપ્રપંચના અભાવનું ચિન્તન કરીને પણ ચિત્તને શાન્ત કરે. એ પ્રમાણે વારંવાર અભ્યાસ કરતાં કરતાં ચિત્ત લયથી જાગ્યું છે, અને વિષયોથી નિવૃત્ત પણ થયું છે, અને બ્રહ્મરૂપનાને પ્રાપ્ત થયું નથી, વચલી અવસ્થામાં સ્થિત છે અર્થાત્ સ્તબ્ધ છે—એવા ચિત્તને રાગદ્વેષાદિ પ્રબલ વાસનાથી થતા સ્તબ્ધીભાવ નામના કષાય રૂપ દોષથી યુક્ત જાણવું જોઇએ. આવા ચિત્તને "આ સમાહિત નથી" એમ જાણી જેવી રીતે લય તથા વિક્ષેપથી ચિત્તનો નિરોધ કરે છે, તેવી રીતે કષાયથી પણ ચિત્તનો નિરોધ કરે. ફરી લય, તથા વિક્ષેપ, તથા કષાયથી હઠાવેલું ચિત્ત બ્રહ્માકારતાને પ્રાપ્ત થાય છે. અને બ્રહ્માકારતાને પ્રાપ્ત થયેલા ચિત્તને કષાય અને લયની ભ્રાન્તિ સમજી ચલાયમાન ન કરે. અર્થાત્ વિષયોની સન્મુખ ન કરે. વળી—

नास्वादयेत्सुखं तत्र निःसङ्गः प्रज्ञया भवेत् ।
निश्चलं निश्चरच्चित्तमेकीकुर्यात्प्रयत्नतः ॥ „ ॥ ४५ ॥

અર્થ:—અત્યન્ત સુખને પ્રકટ કરનાર હોવા છતાં પણ સમાધિમાં સમાધિના સુખનું આસ્વાદન ન કરે. અર્થાત્ "આટલો સમય હું બહુ સુખી હતો" એ પ્રકારની સુખાસ્વાદ રૂપ વૃત્તિ ન કરે. અને વૃત્તિથી જે સુખનો અનુભવ કરે છે તે અવિદ્યાથી કલ્પિત છે, માટે મિથ્યા છે, એ પ્રકારના વિચારથી સર્વ પ્રકારના સુખમાં નિઃસ્પૃહ થવું જોઇએ. (અથવા સવિકલ્પ સુખાકાર વૃત્તિ રૂપ પ્રજ્ઞા વડે સંગનો પરિત્યાગ કરે.) આ પ્રકારે સર્વથી નિવૃત્ત થયેલું ચિત્ત પ્રયત્નથી નિશ્ચલ થયું છે, છતાં પણ સ્વભાવથી ચંચલ હોવાથી વિષયોની સન્મુખ થઈને બહાર જતું હોય તો તેની નિરોધના પ્રયત્ન વડે બ્રહ્માકારતા કરવી જોઇએ.

હવે બ્રહ્મને પ્રાપ્ત થયેલા ચિત્તનું લક્ષણ કહે છે.

यदा न लीयते चित्तं न च विक्षिप्यते पुनः ।
अनिङ्गनमनाभासं निष्पन्नं ब्रह्म तत्तदा ॥ ,, ॥ ४६ ॥

અર્થઃ—જ્યારે ચિત્ત ન તો લીન થયેલું હોય, ન તો સ્તબ્ધ અવસ્થાને પ્રાપ્ત થયું હોય, અને ન તો વિક્ષેપને પ્રાપ્ત થયું હોય અર્થાત્ શબ્દાદિક વિષયાકાર વૃત્તિનો પણ અનુભવ કરતું નથી અને સુખનો પણ આસ્વાદન કરતું નથી–એ પ્રમાણે લય, કષાય, વિક્ષેપ તથા **રસાસ્વાદ** (સુખાસ્વાદ)થી પણ રહિત છે, તથા **ચંચલ પણ નથી** અર્થાત્ પવન રહિત સ્થાનમાં સ્થિત દીવાની માફક સ્થિર છે, અને કોઈ વિષયાકારથી ભાસતું નથી, ત્યારે ચિત્ત **સમ** અર્થાત્ બ્રહ્મને પ્રાપ્ત થયું છે એમ જાણવું.

અને આ પ્રકારની નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ **શ્રવણ, મનન** તથા **નિદિધ્યાસન** કરવાથી જ થાય છે. અને નિદિધ્યાસનની પરિપક્વ અવસ્થાનું નામ જ **નિર્વિકલ્પ સમાધિ** છે એવો વેદાન્તશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. અને તેનું નામ જ રાજયોગ છે. (અને શ્રવણાદિનાં લક્ષણ **જ્ઞાનયોગ** પ્રકરણમાંથી જોઈ લેવાં.) આ **નિર્વિકલ્પ** અથવા **ધર્મમેઘ** નામની સમાધિથી વેદાન્તી લોકે સર્વ પ્રકારનાં સંસારનાં દુઃખોની નિવૃત્તિ માની છે.

अमुना वासनाजाले निःशेषं प्रविलापिते ।
समूलोन्मूलिते पुण्यपापाख्ये कर्मसंचये ॥ पंच० प्र. १–६२ ॥
वाक्यमप्रतिबद्धं सत् प्राक्परोक्षावभासिते ।
करामलकवद्बोधमपरोक्षं प्रसूयते ॥ ,, ॥ ६२ ॥

અર્થઃ—આ ધર્મમેઘ (નિર્વિકલ્પ) સમાધિથી અહંકાર તથા મમતા તથા કર્તૃત્વાદિ અભિમાન એ સર્વના કારણભૂત જ્ઞાનના વિરોધી સંસ્કારનો સમૂહ–તે સર્વ નાશ પામતાં, તથા સર્વ પુણ્ય તથા પાપ નામનાં કર્મોનો સમૂહ મૂલ સહિત નાશ પામતાં, પ્રથમ અર્થાત્ ધર્મમેઘ સમાધિ પ્રાપ્ત થતા પહેલાં પરોક્ષ રૂપે જાણેલા "તત્ત્વમસિ" આદિ મહાવાક્યોના અર્થ રૂપ જીવ બ્રહ્મની એકતા રૂપ જ્ઞાન, હાથેલીમાં રાખેલા આમળાના ફલની તુલ્ય ઉત્પન્ન કરે છે અર્થાત્ અપરોક્ષ સાક્ષાત્કાર રૂપ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. આથી નિર્વિકલ્પ સમાધિથી જ અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ નિશ્ચય કરી છે.

**સમાધિનો અભ્યાસ** કરવાનો ક્રમ ભગવદ્ ગીતામાં નીચે પ્રમાણે કહ્યો છે.

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ भ० गी० अ० ६–१० ॥

અર્થઃ—સર્વ પ્રકારના ગૃહાદિ પરિગ્રહને જેણે તજી દીધું છે, તેથી એકલો છે. અને મન તથા શરીરનું જેણે નિયમન કર્યું છે અર્થાત્ યોગની પ્રતિબંધક પ્રવૃત્તિથી જેનું નિવારણ કર્યું છે, અને દૃઢ વૈરાગ્ય વાળો હોવાથી જે તૃષ્ણાથી રહિત છે–એવો યોગી અર્થાત્ યોગારૂઢ એકાન્ત સ્થાનમાં અર્થાત્ યોગાભ્યાસમાં વિઘ્ન કરનાર દુર્જનાદિ રહિત દેશમાં બેસીને નિરન્તર યોગાભ્યાસ કરે અર્થાત્ ચિત્તની ક્ષિપ્ત, મૂઢ, આદિ અવસ્થાઓનું નિવારણ કરીને એકાગ્ર અને **નિરોધ** અવસ્થાને પ્રાપ્ત કરે. અને—

યોગારૂઢનાં લક્ષણ ભગવાને નીચે પ્રમાણે કહ્યાં છે—

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ભ૦ ગી૦ અ૦ ૬–૪ ॥

અર્થઃ—જે કાલમાં ચિત્ત વિષયોમાં તથા નિત્ય, નૈમિત્તિક અને કામ્યાદિ કર્મમાં પણ આસક્ત થતું નથી તેથી સર્વ પ્રકારના સંકલ્પો જેણે પરિત્યાગ કર્યા છે તે યોગારૂઢ કહેવાય છે.

આ શ્લોકથી જે યોગારૂઢ છે તે સમાધિનો અભ્યાસ કરવામાં યોગ્ય છે એવો નિશ્ચય થાય છે.

### યોગાભ્યાસનાં સ્થાનાસનાદિ તથા તેની વિધિ.

હવે યોગાભ્યાસ કરવાને માટે યોગ્ય સ્થાનાદિ વિધિનું નિરૂપણ કરવામાં આવે છે.

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ભ૦ ગી૦ અ૦ ૬–૧૧ ॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ ,, ॥ ૧૨ ॥

અર્થ.—સ્વભાવથી પવિત્ર હોય અથવા સંસ્કારથી પવિત્ર કર્યું હોય, તથા લોકોના સમુદાય આદિ રહિત નિર્ભય સ્થાનમાં બહુ ઉંચું નહીં તેમ બહુ નીચું પણ નહીં એવા, અને પ્રથમ કુશાસન બિછાવીને તેના ઉપર ચર્મ અને તેના ઉપર કોમળ વસ્ત્ર બિછાવ્યું હોય એવા પોતાને માટે નિશ્ચલ આસનની કલ્પના કરીને (૧૧), તે આસન ઉપર બેસીને, મન તથા ઇન્દ્રિયોની ક્રિયાઓને રોકીને અન્તઃકરણની શુદ્ધિને માટે અર્થાત્ અન્તઃકરણના સર્વ પ્રકારના વિક્ષેપની નિવૃત્તિ દ્વારા અત્યન્ત સૂક્ષ્મ બનાવીને પરમાત્માના **સાક્ષાત્કારની** યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે સમાધિનો અભ્યાસ કરે.

### યોગ્યાભ્યાસની વિધિ.

તે યોગાભ્યાસ કરવાની **રીતિ** ગીતાના છઠ્ઠા અધ્યાયના નીચેના શ્લોકોમાં બતાવેલી હોવાથી તે શ્લોક અત્રે આપીએ છીએ:—

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ ,, ॥ ૧૩ ॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ ,, ॥ ૧૪ ॥
युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ ,, ॥ ૧૫ ॥

અર્થઃ—શરીર, શિર અને ગરદનને સમાન (સીધાં) રાખીને પોતે ચલાયમાન ન થાય એવી રીતે સ્થિર રહે. અને પોતાની નાસિકાના અગ્ર ભાગમાં દેખતો સતો અને ચારે બાજુ તરફ ન દેખતો સતો (૧૩), તથા જેનું અન્તઃકરણ શાન્ત છે એવો અર્થાત્ રાગદ્વેષાદિથી રહિત થઇને, તથા ભયથી રહિત, ગુરૂશુશ્રૂષા આદિ બ્રહ્મચારિવ્રતમાં તત્પર થયેલો હોઇ, મનને વિષયાકાર વૃત્તિથી રહિત કરીને, મારા (પરમાત્માના) સગુણ અથવા નિર્ગુણ સ્વરૂપમાં ચિત્ત લગાવી પરમેશ્વર પરાયણ થઇને બેસે. (૧૪).-

આ પ્રમાણે નિયત ચિત્ત વાળો યોગી હમેશાં અન્તઃકરણને સમાધિ યુક્ત કરતો સતો મારા સ્વરૂપ રૂપ પરમ શાન્તિને પ્રાપ્ત થાય છે.

યોગાભ્યાસીમાં બીજા પણ ગુણ હોવાની જરૂર છે, જે નીચે પ્રમાણેઃ—

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ ,, ॥ १६ ॥

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—હે અર્જુન! બહુ ખાનારને અથવા બિલકૂલ ભોજન નહીં કરનારને, તેમ બહુ સૂનારને અથવા બહુ જાગનારને યોગ સિદ્ધ થતો નથી. (૧૬).

પરન્તુ જેનો આહાર તથા ચાલવું આદિ વ્યવહાર (વિહાર) યુક્તિપૂર્વક હોય અર્થાત્ માપેલો હોય તેવી રીતનો કરનારને, તથા જેનું સૂવું અને જાગવું આદિ પણ સમયને અનુસાર અને માપેલું હોય તેવું હોય–તેનો યોગ દુઃખને દૂર કરનાર (दुःखहा) થાય છે. (૧૭).

યોગયુક્તનું લક્ષણ.

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ ,, ॥ १८ ॥

અને એ પ્રમાણે બાહ્યવૃત્તિથી રહિત થયેલું ચિત્ત જ્યારે આત્મામાં સ્થિર થાય છે અને સર્વ કામનાઓમાં નિઃસ્પૃહ થાય છે, ત્યારે તે યોગયુક્ત કહેવાય છે. (૧૮).

તે પ્રમાણે નિર્વિકલ્પ સમાધિથી કૈવલ્યની પ્રાપ્તિ એ યોગશાસ્ત્રનો સિદ્ધાન્ત છે; તેવી રીતે નિર્વિકલ્પ સમાધિથી અપરોક્ષ જ્ઞાન દ્વારા મોક્ષની પ્રાપ્તિ વેદાન્તશાસ્ત્રનો પણ સિદ્ધાન્ત છે. પરન્તુ બંનેમાં સમાધિનાં અંગોમાં તથા સમાધિ કરવાની રીતિમાં ભેદ છે. યમ નિયમાદિ જે અંગો યોગશાસ્ત્રમાં કહ્યાં છે તે સર્વ વેદાન્તીને પણ ઇષ્ટ છે, અને અવશ્ય કર્તવ્ય પણ છે. તથાપિ વેદાન્તીલોક તે યમાદિને ગૌણ સાધન રૂપે માને છે, અને તેથી તેઓ મુખ્ય યમાદિને જૂદી પ્રકારે વર્ણન કરે છે. તે નીચે પ્રમાણે છે.

सर्वं ब्रह्मेति विज्ञानादिन्द्रियग्रामसंयमः ॥
यमोऽयमिति संप्रोक्तोऽभ्यसनीयो मुहुर्मुहुः ॥ स. वे. सा. सं श्लो. ९११–२॥

અર્થઃ- આ સંપૂર્ણ જગત્ બ્રહ્મ સ્વરૂપ છે એ પ્રકારના જ્ઞાનથી ઇન્દ્રિયોના સમૂહનો જે સંયમ તેને યમ કહે છે. મુમુક્ષુ લોકોએ તેનો વારંવાર અભ્યાસ કરવો જોઈએ. અને—

सजातीयप्रवाहश्च विजातीयतिरस्कृतिः ॥
नियमो हि परानन्दो नियमात्क्रियते बुधैः । ,, ॥ ९१२, ३ ॥

અર્થઃ—સજાતીય વૃત્તિનો પ્રવાહ તથા વિજાતીય વૃત્તિના તિરસ્કારનો અભ્યાસ પરમાનન્દ આપનાર છે. બુદ્ધિમાન્ લોક તેને નિયમથી કરે છે, માટે તેનું નામ નિયમ છે. અને—

सुखेनैव भवेद्यस्मिन्नजस्रं ब्रह्मचिन्तनम् ॥
आसनं तद्विजानीयादितरत्सुखनाशनम् । ,, ॥ ९१३, ४ ॥

અર્થઃ—જેવી રીતે હમેશાં પરમાત્માનું ચિન્તન સુખથી થતું રહે એવી રીતે બેસવું તેનું નામ આસન છે. બીજું સુખનો નાશ કરનાર સિદ્ધાદિ આસન છે તે મુખ્ય નથી. વળી—

चित्तादिसर्वभावेषु ब्रह्मत्वेनैव भावनात् ॥
निरोधः सर्ववृत्तीनां प्राणायामः स उच्यते । ,, ॥ ११४, ५ ॥

અર્થઃ—ચિત્તાદિ સર્વ પદાર્થમાં બ્રહ્મ રૂપે ચિન્તન કરવાથી સર્વ અનાત્માકાર વૃત્તિયોનો જે નિરોધ છે તે પ્રાણાયામ કહેવાય છે.

निषेधनं प्रपञ्चस्य रेचकाख्यः समीरणः ॥
ब्रह्मैवास्मीति या वृत्तिः पूरको वायुरीरितः । ,, ॥ ११५, ६ ॥

અર્થઃ—"નેતિ નેતિ" અર્થાત્ "આ પણ બ્રહ્મ નથી, આ પણ બ્રહ્મ નથી" એ પ્રમાણે સર્વ દશ્ય પ્રપંચનો જે નિષેધ કરવો તેનું નામ રેચક નામનો પ્રાણાયામ છે. અને "હું બ્રહ્મ રૂપ છું" એ પ્રકારની જે વૃત્તિ છે તે પૂરક નામનો વાયુ છે. અને—

ततस्तद्वृत्तिनैश्चल्यं कुंभकः प्राणसंयमः ।
अयं चापि प्रबुद्धानामज्ञानां प्राणपीडनम् ॥ ,, ॥ ११६, ७ ॥

અર્થઃ—ચિત્તવૃત્તિ બ્રહ્માકાર થયા પછી વૃત્તિની જે સ્થિરતા છે તેને કુંભક પ્રાણાયામ કહે છે. અને તે વિવેકી મનુષ્યને માટે પ્રાણાયામ છે. અને અજ્ઞાનીને માટે નાકને રોકીને પ્રાણને પીડા દેવી તે પ્રાણાયામ છે.

विषयेष्वात्मतां त्यक्त्वा मनसश्चितिमज्जनम् ।
प्रत्याहारः स विज्ञेयोऽभ्यसनीयो मुमुक्षुभिः ॥ ,, ॥ ११७, ८ ॥

અર્થઃ—વિષય પદાર્થોમાંથી આત્મત્વબુદ્ધિનો પરિત્યાગ કરીને મનનો આત્મામાં લય કરવો તેનું નામ પ્રત્યાહાર છે એમ જાણવું જોઈએ. અને મુમુક્ષુ લોકોએ આ પ્રકારના પ્રત્યાહારનો અભ્યાસ કરવા યોગ્ય છે. અને—

यत्र यत्र मनो याति ब्रह्मणस्तत्र दर्शनात् ।
मनसो धारणं चैव धारणा सा परा मता ॥ ,, ॥ ११८, १९ ॥

અર્થઃ—જે જે પદાર્થમાં મન જાય છે તે સર્વ પદાર્થમાં બ્રહ્મને જોવાથી મનની જે ધારણા થાય છે તે જ શ્રેષ્ઠ ધારણા છે. અને—

ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालंबतया स्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानन्ददायिनी ॥ ,, ॥ ११९, १२० ॥

અર્થઃ—"હું બ્રહ્મ રૂપ છું," આ પ્રકારે પરમાર્થ વસ્તુ વિષયક વૃત્તિથી, બાહ્ય આલંબન વિના, ચિત્તવૃત્તિની જે સ્થિતિ (સ્થિરતા) છે તે ધ્યાન શબ્દથી કહેવાય છે. અને તે પરમાનન્દ આપનારી છે.

બાહ્ય સંસારના સર્વ પદાર્થોને પરમાત્મરૂપ જાણીને આ જગત્ સર્વ બ્રહ્મ રૂપ છે એ પ્રકારનો જે નિશ્ચય છે તે યથાર્થ હોવાથી તથા સત્ય સ્વરૂપ પરમાત્માનો વિષય હોવાથી પાઠમાં "सद्वृत्त्या" એમ કહ્યું છે. અને બ્રહ્માકાર વૃત્તિને છોડી વૃત્તિને બાહ્ય વિષયનું આલંબન (આશ્રય) હોતું નથી, તેથી "निरालंबतया" એમ કહ્યું છે.

सजातीयात्मवृत्तीनां प्रवाहकरणं यथा ।
तैलधारावदच्छिन्नवृत्त्या तद् ध्यानमिष्यते । ,, ॥ ८१४ ॥

અર્થ:—તૈલની ધારાની તુલ્ય વચમાં તુટયા વિનાની સજાતીય આત્માકાર વૃત્તિની જે ધારા છે તેને ધ્યાન કહે છે. ધ્યાનમાં કદાપિ અનાત્માકાર વૃત્તિઓનું સ્ફુરણ થાય છે. અને સમાધિમાં અનાત્માકાર વૃત્તિ થતી નથી, આત્માકાર વૃત્તિની સ્થિતિ હોય છે.

વળી દશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ એવા સવિકલ્પ સમાધિના બે પ્રકારના ભેદ બતાવ્યા છે. દશ્યની સાથે મળેલી દશ્યાનુવિદ્ધ કહેવાય છે. અને શબ્દની સાથે મળેલી શબ્દાનુવિદ્ધ કહેવાય છે. અને વેદાન્તીલોકને દશ્યાનુવિદ્ધ, શબ્દાનુવિદ્ધ, નિર્વિકલ્પ એ ત્રણ પ્રકારની સમાધિ બાહ્ય તથા આન્તરીય ભેદથી ૭ પ્રકારની સમાધિ ઈષ્ટ છે. તેના ભેદ નીચે બતાવીએ છીએ.

कामादिप्रत्ययैर्दृश्यैः संसर्गो यत्र दृश्यते ।
सोऽयं दृश्यानुविद्धः स्यात् समाधिः सविकल्पकः ॥
स. वे. सा. सं. श्लो० ८३०, ३१ ॥

અર્થ:—કામ તથા ક્રોધાદિક દશ્ય વૃત્તિયોની સાથે જ્યાં સંબંધ દેખાતો હોય તે આન્તરીય દશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ છે. कामादि આ પદમાં આવેલા આદિ શબ્દથી સત્ત્વ, રજસ્ અને તમોગુણ સ્વભાવ વાળી શાન્ત, ઘોર અને મૂઢ એ સર્વ પ્રકારની વૃત્તિઓનું પણ ગ્રહણ કરવાનું છે. તેમાં સુખ, ઉદારતા, વૈરાગ્ય, આદિ વૃત્તિ શાન્ત કહેવાય છે. કામ, ક્રોધ, લોભ, તૃષ્ણા, આદિ ઘોરવૃત્તિ કહેવાય છે. તથા મોહ, ભ્રાન્તિ, આદિ મૂઢ વૃત્તિ કહેવાય છે.

अहं ममेदमित्यादिकामक्रोधादिवृत्तयः ।
दृश्यन्ते येन संद्रष्टा दृश्याः स्युरहमादयः ॥ ,, ॥ ८३१, ३२ ॥

અર્થ:—હું અને મારૂં (अहम् અને मम) અને આ (इदम्) ઈત્યાદિ વૃત્તિ, તથા કામ ક્રોધાદિક વૃત્તિ—એ સર્વ સદ્રૂપ દ્રષ્ટાના દેખવામાં આવે છે, તેથી આ अहम् ઈત્યાદિ વૃત્તિ દ્રષ્ટાની દશ્ય કહેવાય છે. અને—

कामादिसर्ववृत्तीनां द्रष्टारमविकारिणम् ।
साक्षिणं स्वं विजानीयाद्यस्ताः पश्यति निष्क्रियः ॥ ,, ॥ ८३३ ॥

અર્થ:—જે કારણથી એ કામાદિ વૃત્તિઓને તે નિષ્ક્રિય આત્મા દેખે છે, તે કારણથી દેખનાર(દ્રષ્ટા) તે નિર્વિકારી આત્માને પોતાના સ્વરૂપ તથા સાક્ષીરૂપ જાણે. અને—

कामादीनामहं साक्षी दृश्यन्ते ते मया ततः ।
इति साक्षितयात्मानं जानात्यात्मनि साक्षिणम् ॥
दृश्यं कामादिसकलं स्वात्मन्येव विलापयेत् ॥ ,, ॥ ८३४ ॥

અર્થ:—જે કારણથી કામાદિ વૃત્તિયોને હું દેખું છું, માટે પોતાના સ્વરૂપ રૂપ આત્માને સાક્ષી રૂપે જાણે. અને સર્વ કામાદિ દશ્ય વૃત્તિઓને પોતાનામાં જ લય કરે.

અને દશ્ય વૃત્તિઓને લય કરીને પોતાના સાક્ષી રૂપનું ચિંતન કરવાની રીતિ નીચે કહે છેઃ—

नाहं देहो नाप्यसुर्नाक्षवर्गो नाहंकारो नो मनो नापि बुद्धिः ।
अन्तस्तेषां चापि तद्विक्रियाणां साक्षी नित्यः प्रत्यगेवाहमस्मि ॥ ८३५ ॥

અર્થઃ—હું દેહ રૂપ નથી કે પ્રાણ રૂપ નથી, અથવા ઇન્દ્રિયોના સમૂહરૂપ પણ નથી. તેમ હું અહંકાર કે મન રૂપ કે બુદ્ધિ રૂપ પણ નથી. હું તો તે સર્વની અન્દર છું, અને તે દેહાદિના વિકારોનો હું સાક્ષી સ્વરૂપ તથા સચ્ચિદાનંદ સ્વરૂપ છું. વળી—

वाचः साक्षी प्राणवृत्तेश्च साक्षी बुद्धेः साक्षी बुद्धिवृत्तेश्च साक्षी ।
चक्षुःश्रोत्रादीन्द्रियाणां च साक्षी साक्षी नित्य प्रत्यगेवाहमस्मि ॥ ,, ॥८३६॥

અર્થઃ—હું વાણીનો તથા પ્રાણવૃત્તિનો પણ સાક્ષી છું. તથા બુદ્ધિ અને બુદ્ધિની વૃત્તિઓનો પણ સાક્ષી છું, તેમજ નેત્ર, શ્રોત્ર, આદિ ઇન્દ્રિયોનો પણ હું સાક્ષી છું, અને હું હમેશાં રહેનાર, અને સચ્ચિદાનન્દ સ્વરૂપ છું.

नाहं स्थूलो नापि सूक्ष्मो न दीर्घो नाहं बालो नो युवा नापि वृद्धः ।
नाहं काणो नापि मूको न षंढः साक्षी नित्यः प्रत्यगेवाहमस्मि ॥ ,, ॥८३७॥

અર્થઃ—હું સ્થૂલ તથા સૂક્ષ્મ કે દીર્ઘ પણ નથી અર્થાત્ મારામાં સ્થૂલત્વાદિ ધર્મ નથી. વળી હું બાલક અથવા યુવા અથવા વૃદ્ધ પણ નથી. વળી હું અંધ કે મૂંગો કે નપુંસક પણ નથી. હું હમેશાં રહેનાર છું અને સાક્ષી તથા સચ્ચિદાનંદ સ્વરૂપ છું. વળી—

नास्म्यागन्ता नापि गन्ता न हन्ता नाहं कर्ता न प्रयोक्ता न वक्ता ।
नाहं भोक्ता नो सुखी नैव दुःखी साक्षी नित्यः प्रत्यगेवाहमस्मि ॥ ॥८३८॥

અર્થઃ—હું નથી આવનાર કે નથી જનાર. ન તો હું કોઇનો મારનાર કે નથી કોઇનો કર્તા કે નથી હું કોઇનો પ્રેરક અર્થાત્ કોઇને મારવાને માટે બીજાને પ્રેરણા કરનાર પણ હું નથી. હું વક્તા નથી કે ભોક્તા કે સુખી કે દુઃખી પણ નથી. હું સાક્ષી સ્વરૂપ, હમેશાં રહેનાર અને સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

नाहं योगी नो वियोगी न रागी नाहं क्रोधी नैव कामी न लोभी ।
नाहं बद्धो नो वियुक्तो न मुक्तः साक्षी नित्यः प्रत्यगेवाहमस्मि ॥ ॥८३९॥

અર્થઃ—હું યોગી કે વિયોગી નથી. તેમ હું રાગી કે ક્રોધી કે કામી કે લોભી પણ નથી. વળી હું બદ્ધ કે વિયુક્ત (છૂટો) કે મુક્ત પણ નથી. હું તો સાક્ષી હમેશાં રહેનાર અને સચ્ચિદાનંદ સ્વરૂપ છું.

नान्तःप्रज्ञो नो बहिःप्रज्ञको वा नैव प्रज्ञो नापि चाप्रज्ञ एषः ।
नाहं श्रोता नापि मन्ता न बोद्धा साक्षी नित्यः प्रत्यगेवाहमस्मि ॥ ,, ॥८४०॥

અર્થઃ—આ આત્મા અન્તઃપ્રજ્ઞ અથવા બહિઃપ્રજ્ઞાવાળો અથવા પ્રજ્ઞ કે અપ્રજ્ઞ રૂપ પણ નથી. વળી હું શ્રોતા (શ્રવણ કરનાર) કે મન્તા અર્થાત્ મનન કરનાર કે બોદ્ધા અર્થાત્ જાણનાર પણ નથી. હું સાક્ષી તથા નિત્ય અને સચ્ચિદાનન્દ સ્વરૂપ છું.

નાન્તઃપ્રજ્ઞ એ શ્લોકથી સાક્ષી આત્માને વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ ઇત્યાદિ ઉપાધિનો નિષેધ કર્યો છે. અને જે કામાદિ વૃત્તિઓનું હૃદયમાં સ્ફુરણ થાય છે તે સર્વ વૃત્તિઓમાં હું બ્રહ્મ રૂપે પરોવાયલો છું અને વૃત્તિઓનો હું સાક્ષી રૂપ છું. આ પ્રકારનો જે વિચાર છે. તેને જ **આન્તરીય દૃશ્યાનુવિદ્ધ** સવિકલ્પ સમાધિ કહે છે.

**હવે આન્તરીય શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિને બતાવે છે.**

અને હું શુદ્ધ છું, જ્ઞાન સ્વરૂપ છું, સચ્ચિદાનન્દ સ્વરૂપે હું નિત્ય સિદ્ધ છું, અને હું શાન્ત સ્વરૂપ છું. વળી હું સર્વ પ્રકારના પરિચ્છેદરહિત છું અને હમેશાં પરમાનન્દના સમુદ્ર રૂપ જ હું છું. હું આદિ છું તેમ અનાદિ રૂપ છું, અને હું વાણી અને મનનો વિષય નથી. અને ઉપનિષદાદિ શાસ્ત્રોદ્વારા જાણવાને યોગ્ય છું. હું સજાતીય આદિ ભેદથી રહિત જ્ઞાન સ્વરૂપ છું. અને જ્ઞાત તથા અજ્ઞાત વસ્તુથી પણ હું ભિન્ન છું. માયા અને માયાનાં કાર્યની સાથે સંબંધ રહિત છું. અને હું કેવલ દ્રષ્ટા સ્વરૂપ છું, અને પ્રકાશ સ્વરૂપ છું. અને બહાર તથા અન્તર પૂર્ણ છું. તથા હું અજર અમર છું, હમેશાં આનન્દ સ્વરૂપ તથા અદ્વૈત રૂપ છું. અને હું ચિદાભાસ રૂપ જીવથી ભિન્ન છું. સત્ય તથા જ્ઞાન સ્વરૂપવાળો છું—આ પ્રકારના શબ્દો વડે સમર્પણ કરેલા બ્રહ્મના સ્વરૂપને સ્મરણ કરતા સતા "હું અસંગ છું" એ પ્રકારની જે ભાવના છે તે **શબ્દાનુવિદ્ધ આન્તરીય સવિકલ્પ સમાધિ** છે. અને હૃદયમાં આ બંને પ્રકારના અર્થાત્ દૃશ્યનો હું સાક્ષી છું અને હું અસંગ છું—એવા વિકલ્પ ન સ્ફુરવા તે **આન્તરીય નિર્વિકલ્પ** સમાધિ છે.

**હવે બાહ્ય દૃશ્યાનુવિદ્ધ સમાધિનું નિરૂપણ કરે છે.**

**अधिष्ठानं परं ब्रह्म सच्चिदानन्द लक्षणम् ॥ स. वे. सा. सं. ॥ ८७९ ॥**

અર્થઃ—સંપૂર્ણ કલ્પિત પદાર્થનું સચ્ચિદાનન્દ સ્વરૂપ પરબ્રહ્મ અધિષ્ઠાન છે.

**तत्राध्यस्तमिदं भाति नामरूपात्मकं जगत् ।**
**सत्त्वं चित्त्वं तथानन्दरूपं यद्ब्रह्मणस्त्रयम् ॥ ,, ॥ ८८० ॥**

અર્થઃ—તે બ્રહ્મમાં કલ્પેલું આ સંપૂર્ણ નામ રૂપાત્મક જગત્ ભાસે છે. સદ્રૂપ તથા ચિદ્રૂપ તથા આનન્દ રૂપ–આ ત્રણ બ્રહ્મનું રૂપ છે. અને નામ તથા રૂપ એ બે કલ્પિત જગતનું રૂપ છે.

**अध्यस्तजगतो रूपं नामरूपमिदं द्वयम् ।**
**एतानि सच्चिदानन्दनामरूपाणि पञ्च च ॥ ,, ॥ ८८१ ॥**
**एकीकृत्योच्यते मूर्खैरिदं विश्वमिति भ्रमात् ।**
**शैत्यं श्वेतं रसं द्राव्यं तरंग इति नाम च ॥ ,, ॥ ८८२ ॥**
**एकीकृत्य तरंगोऽयमिति निर्दिश्यते यथा ।**
**आरोपिते नामरूपे उपेक्ष्य ब्रह्मणस्ततः ॥ ,, ॥ ८८३ ॥**
**स्वरूपमात्रग्रहणं समाधिर्बाह्य आदिमः ॥ ,, ॥ ८८४ ॥**

અર્થઃ—બ્રહ્મમાં કલ્પેલું જગત્ નામ અને રૂપ એ બે રૂપ છે. છતાં, જેવી રીતે શીત, સફેદ રંગ, રસ, અને દ્રવપણું એ સર્વ જલમાં હોવા છતાં તેમને મેળવી જેમ મૂર્ખ લોક

ભ્રમથી તેને તરંગ કહે છે તેવી રીતે, તે બે નામ અને રૂપ તથા સત્, ચિત્ અને આનન્દ એ પાંચને મેળવીને મૂર્ખ લોકો "આ જગત્ છે" એમ ભ્રમથી કહે છે. (૮૮૧-૫)

પરન્તુ બ્રહ્મમાં કલ્પિત નામ તથા રૂપ એ બંનેની ઉપેક્ષા કરીને સદ્રૂપમાત્રનું જે ગ્રહણ છે તેનું નામ બાહ્ય દશ્યાનુવિદ્ધ અર્થાત્ બ્રહ્મમાં આરોપણ કરેલાં નામ અને રૂપ વાળા સર્વ પદાર્થોનો હું સાક્ષીરૂપ છુ આ પ્રકારના વિચારનું નામ બાહ્ય દશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ છે. વળી—

इयं भूर्न सन्नापि तोयं न तेजो न वायुर्न खं नापि तत्कार्यजातम् ।
यदेषामधिष्ठानभूतं विशुद्धं सदेकं परं यत्तदेवाहमस्मि ॥ ,, ॥ ८८६ ॥

અર્થઃ—આ પૃથિવી તથા જલ તથા તેજ તથા વાયુ તથા આકાશ તેમ આ પૃથિવી આદિનાં સર્વ કાર્ય એ કોઇ પણ સદ્રૂપ નથી. અર્થાત્ આ પૃથિવી આદિ સર્વ સદ્વસ્તુમાં કલ્પેલુ હોઈ મિથ્યા પદાર્થ છે. અને આ કલ્પિત પૃથિવી આદિના અધિષ્ઠાન રૂપ શુદ્ધ સદ્રૂપ અને અદ્વિતીય અને સર્વથી પર જે બ્રહ્મ છે તે જ હું છું.

न शब्दो न रूपं न च स्पर्शको वा तथा नो रसो नापि गन्धो न चान्यः ।
यदेषामधिष्ठानभूतं विशुद्धं सदेकं परं यत्तदेवाहमस्मि ॥ ,, ॥ ८८७ ॥

અર્થઃ—વળી હું શબ્દ કે સ્પર્શ કે રૂપ કે રસ કે ગન્ધ કે અન્ય કાંઇ પણ નથી, પરન્તુ તે શબ્દાદિકોના અધિષ્ઠાન રૂપ ઇત્યાદિ. વળી—

न स द्रव्यजातं गुणा न क्रिया वा न जातिर्विशेषो न चान्यः कदापि ।
यदेषामधिष्ठानभूतं विशुद्धं सदेकं परं यत्तदेवाहमस्मि ॥ ,, ॥ ८८८ ॥

અર્થઃ—આત્મા દ્રવ્ય રૂપ નથી, કે નથી ગુણ કે ક્રિયા રૂપ. કોઇ જાતિ વિશેષ નથી, તેમ અન્ય કોઇ પણ વસ્તુ નથી. એવું જે દ્રવ્યાદિના અધિષ્ઠાન રૂપ-ઇત્યાદિ. વળી—

न देहो न चाक्षाणि न प्राणवायुर्मनो नापि बुद्धिर्न चित्तं ह्यहंधीः ।
यदेषामधिष्ठानभूतं विशुद्धं सदेकं परं यत्तदेवाहमस्मि ॥ ,, ॥ ८८९ ॥

અર્થઃ—હું દેહ કે ઇન્દ્રિય રૂપ પણ નથી. તેમ પ્રાણ રૂપ કે મન બુદ્ધિ કે ચિત્ત કે અહંકાર રૂપ પણ નથી. પણ તે સર્વના અધિષ્ઠાન રૂપ-ઇત્યાદિ. વળી—

न देशो न कालो न दिग्वापि सा स्यान्न वस्त्वन्तरं स्थूलसूक्ष्मादिरूपम् ।
यदेषामधिष्ठानभूतं विशुद्धं सदेकं परं यत्तदेवाहमस्मि ॥ ,, ॥ ८९० ॥

અર્થઃ—સદ્વસ્તુ દેશ, કાલ, દિશા રૂપ પણ નથી. અને તેથી ભિન્ન સ્થૂલ કે સૂક્ષ્માદિ રૂપ કોઈ વસ્તુ પણ નથી. પરન્તુ એ સર્વના અધિષ્ઠાન રૂપ-ઇત્યાદિ.

एतद्दृश्यं नामरूपात्मकं योऽधिष्ठानं तद्ब्रह्म सत्यं सदेति ।
गच्छंस्तिष्ठन्वा शयानोऽपि नित्यं कुर्याद्विद्वान्बाह्यदृश्यानुविद्धम् ॥ ,, ॥८९१॥

અર્થઃ—આ દશ્ય નામ રૂપાત્મક પદાર્થ મિથ્યા છે અને તે સર્વના અધિષ્ઠાન રૂપ જે બ્રહ્મ છે તે જ સત્ય છે. તથા સદ્વસ્તુ છે અને તે જ હુ છું. આ પ્રકારે ચાલતાં, ઉભા રહેતાં, અથવા સૂતા છતા પણ વિદ્વાન્ હમેશાં બાહ્ય દશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિનો અભ્યાસ કરે.

હવે આગળ બાહ્ય શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિનું નિરૂપણ કરે છે.

निर्विकारं निराकारं निरञ्जनमनामयम् ।
आद्यन्तरहितं पूर्णं ब्रह्मैवाहं न संशयः ॥ „ ॥ ८९३ ॥

અર્થઃ—હું વિકાર રહિત તથા કોઈ પ્રકારના આકારથી રહિત, નિરઞ્જન, અને અનામય ( રોગ રહિત ) તથા આદિ અને અન્તથી રહિત પરિપૂર્ણ બ્રહ્મ રૂપ જ છું તેમાં કોઈ સંશય નથી.

निष्कलङ्कं निरातङ्कं त्रिविधच्छेदवर्जितम् ।
आनन्दमक्षरं मुक्तं ब्रह्मैवास्मीति भावयेत् ॥ „ ॥ ८९४ ॥

અર્થઃ—હું કલંક રહિત છું, તથા સર્વ પ્રકારના દુઃખથી રહિત છું, અને દેશ, કાલ અને વસ્તુ એ ત્રણ પ્રકારના પરિચ્છેદ રહિત તથા આનન્દ સ્વરૂપ અને અવિનાશી સ્વરૂપ તથા નિત્ય મુક્ત સ્વરૂપ બ્રહ્મ જ છું એવી ભાવના કરવી જોઈએ. વળી—

निर्विशेषं निराभासं नित्यमुक्तमविक्रियम् ।
प्रज्ञानैकरसं सत्यं ब्रह्मैवास्मीति भावयेत् ॥ „ ॥ ८९५ ॥

અર્થઃ—જે સર્વ પ્રકારના વિશેષથી રહિત છે, જેને પ્રકાશનાર પણ કોઈ નથી, જે નિત્ય તથા મુક્ત સ્વરૂપ તથા વિકાર રહિત છે, અને પ્રજ્ઞાન અર્થાત્ જ્ઞાન સ્વરૂપ એક રસ રૂપે રહેનાર, તથા સત્ય સ્વરૂપ બ્રહ્મ છે તદ્રૂપ જ હું છું—એવી ભાવના કરે.

शुद्धं बुद्धं तत्त्वसिद्धं परं प्रत्यगखण्डितम् ।
स्वप्रकाशं पराकाशं ब्रह्मैवास्मीति भावयेत् ॥ „ ॥ ८९६ ॥

અર્થઃ—શુદ્ધ સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ, પરમાર્થ સ્વરૂપ તથા સિદ્ધ સ્વરૂપ સર્વથી પર સચ્ચિદાનન્દ રૂપ અને સ્વગતાદિ ભેદ રહિત તથા સ્વયંપ્રકાશ રૂપ તથા આકાશથી પર અને આકાશ તુલ્ય નિર્મલ—એવા પરબ્રહ્મ રૂપ જ હું છું એવી ભાવના કરે.

આ પ્રમાણે પરમાત્મામાં કલ્પના કરેલાં નામ તથા રૂપ વાળા પદાર્થોનો બાધ કરીને નિર્વિકારાદિ શબ્દ માત્રથી પ્રતિપાદન કરેલા બ્રહ્મનું "હું છું" એ પ્રમાણે ધ્યાન કરતા સતા લક્ષ્ય રૂપ શુદ્ધ બ્રહ્મમાં ચિત્ત સ્થિર થઈ જાય છે. આ બાહ્ય શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ છે.

આ બંને પ્રકારની વૃત્તિઓનું સ્ફુરણ ન થવું, અને બ્રહ્મની સાથે એક રૂપતાને પ્રાપ્ત થઈ વૃત્તિ નિશ્ચલ રહેવી તે બાહ્ય નિર્વિકલ્પ સમાધિ છે.

આ ૭ પ્રકારની સમાધિનો અભ્યાસ મુમુક્ષુઓએ હમેશાં કરવા યોગ્ય છે. અને—

स्वरूपस्फुरणं यावन्न प्रसिद्ध्यत्यनिर्गलम् ।
तावत्समाधिषट्केन नयेत्कालं निरन्तरम् ॥ „ ॥ ८९७ ॥

જ્યાંસુધી કોઈ પણ પ્રતિબન્ધ વિનાનું સ્વરૂપનું સ્ફુરણ થાય નહીં, ત્યાંસુધી આ ૭ પ્રકારની સમાધિ કરતા કરતા જ હમેશાં કાલ વીતાવવો જોઇએ.

આ પ્રમાણે સમાધિના સ્વરૂપનું વિવેચન ( અ. ૩. સ. ૯ ) કરવામાં આવ્યું.

## ૨. સમાધિસિદ્ધિના ફલ રૂપ અવસ્થાનું વર્ણન.

હવે સમાધિ સિદ્ધ થતાં યોગીની કેવી અવસ્થા થાય છે તેનું વર્ણન કરે છે.

न दृष्टिलक्ष्याणि न चित्तबन्धो न देशकालौ न च वायुरोधः ।
न धारणाध्यानपरिश्रमो वा समेधमाने सति राजयोगे ॥ यो.ता.श्लो.१४ ॥

અર્થઃ—ઉપરના શ્લોકોમાં દર્શાવેલો રાજયોગ પ્રાપ્ત થતાં દૃષ્ટિ, લક્ષ્ય, તથા ચિત્તનો બન્ધ અર્થાત્ કોઈ સ્થાનમાં લગાડવું તે, દેશ અથવા કાલ, પ્રાણનો નિરોધ, ધારણા ધ્યાનનો પરિશ્રમ એ કાંઈ પણ રહેતું નથી.

अशेषदृश्योज्झितदृङ्मयानामवस्थितानामिह राजयोगे ।
न जागरो नापि सुषुप्तिभावो न जीवितं नो मरणं विचित्रम् ॥ १५ ॥

અર્થઃ—સંપૂર્ણ દૃશ્ય પદાર્થ જેનો બાધ પામી ગયો, અને સંપૂર્ણ જગત્ એક દ્રષ્ટા રૂપ છે એવા રાજયોગમાં સ્થિત યોગીઓને માટે જાગ્રત્, સ્વપ્ન કે સુષુપ્તિ અવસ્થા, તથા વિચિત્ર પ્રકારનાં જન્મ અને મરણ છે નહીં અર્થાત્ તે કેવલ બ્રહ્મરૂપ જ છે. અને—

अहं ममत्वाद्व्यपहाय सर्वं श्रीराजयोगे स्थिरमानसानाम् ।
न द्रष्टृता नास्ति च दृश्यभावः सा जृंभते केवलसंविदेव ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—શ્રીરાજયોગમાં સ્થિર ચિત્તવાળા યોગી લોકોના અહંતા મમતા આદિ સર્વ દોષ નિવૃત્ત થાઈને ન તો દ્રષ્ટૃતા ( દ્રષ્ટાપણું ) રહે છે, અને ન તો દૃશ્યભાવ રહે છે. કેવલ સંવિદ્ જ દેખાયલું છે. અને—

यदा संक्षीयते प्राणो मानसं च प्रलीयते ।
यदा समरसत्वं च समाधिः सोऽभिधीयते ॥ गो. प. श. २-८७ ॥

અર્થઃ—જ્યારે પ્રાણ ક્ષીણ થઇ જાય છે અને મન બ્રહ્મમાં લીન થઈ જાય છે, તથા સમ રસત્વ પ્રાપ્ત થાય છે, ત્યારે તે અવસ્થાને સમાધિ કહે છે.

न गन्धं न रसं रूपं न च स्पर्शं न निःस्वनम् ।
नात्मानं न परस्वं च योगी युक्तः समाधिना ॥ ,, ॥ ८८ ॥

અર્થઃ—જ્યારે યોગી સમાધિમાં સ્થિત થાય છે, ત્યારે તેની સર્વ ઇન્દ્રિયો મનમાં લય પામે છે, તેથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ કોઈ પણ વિષયોને જાણતા નથી. તેમ પોતાના કે પારકા કોઇને પણ જાણતા નથી. વળી—

अभेद्यः सर्वशस्त्राणामवध्यः सर्वदेहिनाम् ।
अग्राह्यो मन्त्रयन्त्राणां योगी युक्तः समाधिना ॥ ,,

અર્થઃ—યોગી જ્યારે સમાધિમાં સ્થિત થયો હોય, ત્યારે સર્વ પ્રકારનાં શસ્ત્ર વડે તે અવધ્ય હોય છે અર્થાત્ શસ્ત્ર તેને મારી શકતાં નથી; અને મનુષ્ય તથા અન્ય દુષ્ટ પ્રાણી પણ તેને મારી શકતાં નથી. તેમ કોઈ મન્ત્ર તન્ત્રાદિ પણ તેના ઉપર અસર કરી શકતાં નથી. આ વાત હમેશાં સમાધિમાં રહેનાર યોગીને માટે લખી છે.

बाध्यते न स कालेन लिप्यते न स कर्मणा ।
साध्यते न च केनापि योगी युक्तः समाधिना ॥ ,, ॥ ९० ॥

અર્થઃ—સમાધિયુક્ત યોગીને કાલ બાધ કરી શકતો નથી. અર્થાત્ જરા મરણાદિ તેને

બાધ કરતાં નથી. વળી કોઈ પુણ્ય કે પાપ રૂપ કર્મથી તે બંધાતો નથી. અને તે કોઈના વશમાં પણ આવતો નથી. વળી—

दुग्धे क्षीरं घृते सर्पिरग्नौ वह्निरिवार्पितः ।
तन्मयत्वं व्रजत्येवं योगी लीनः परे पदे ॥ ,, ॥ ९७ ॥

અર્થઃ—જેમ દુધમાં દુધ મળતાં એક રૂપ થઈ જાય છે, અને જેમ ઘીમાં ઘી, અગ્નિમાં અગ્નિ મળતાં સર્વ એક રૂપ થઈ જાય છે; તેવી રીતે યોગી સમાધિમાં પર બ્રહ્મમાં લીન થઈને બ્રહ્મની સાથે એકરૂપતાને પ્રાપ્ત કરે છે. અને સમાધિ દશામાં બ્રહ્માકાર વૃત્તિનો અનુભવ નહીં હોવાથી ચિત્તની ધ્યેયાકાર વિષયતાનો નિશ્ચય કરી શકાતો નથી એવી શંકા પણ થઈ શકતી નથી. કારણ કે—

वृत्तयस्तु तदानीमज्ञाताप्यात्मगोचराः ।
स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात् ॥ पंच. प्र. १–५६ ॥

અર્થઃ—સમાધિકાલમાં આત્માકાર વૃત્તિ અજ્ઞાત રહે છે અર્થાત્ સમાધિ કરનારને " મારી ચિત્તવૃત્તિ બ્રહ્માકાર થઈ છે " એવી પ્રતીતિ હોતી નથી. તથાપિ સમાધિમાંથી ઉઠેલા મનુષ્યને " હું એટલા સમય સુધી સમાધિ અવસ્થામાં સ્થિત થયો " એવું સ્મરણ થાય છે. તે સ્મરણથી સમાધિ અવસ્થામાં બ્રહ્માકાર વૃત્તિ થવાનું અનુમાન કરે છે, કેમકે જેને અનુભવ ન થયો હોય, તેને સ્મરણ પણ થતું નથી.

### સમાધિનું અવાન્તર ફલ.

स्नातं तेन समस्ततीर्थसलिले सर्वापि दत्तावनिः
यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजिताः ।
संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योऽप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥यो०प०उ०२श्लो.१०१॥

અર્થઃ—વેદાન્તના વિચારથી અથવા સમાધિથી પણ જેનું મન પર બ્રહ્મ પરમાત્મામાં એક ક્ષણ પણ ઠરી જાય, તેણે સમસ્ત તીર્થોના જલમાં સ્નાન કરી લીધુ છે, હજારો યજ્ઞો પણ કરી લીધા છે, સર્વ દેવતાઓનું પૂજન પણ કર્યું છે, સંસારમાંથી પોતાના પિતરોનો ઉદ્ધાર કરી લીધો છે, અને તે મનુષ્ય ત્રણે લોકનો પૂજ્ય છે. આ પ્રમાણે બ્રહ્માકાર વૃત્તિ કરવાનું ફલ શાસ્ત્રમાં કહ્યું છે.

### યોગદર્શનમાં કહેલા સવિકલ્પ સમાધિના ભેદ.

યોગદર્શનમાં ૧. સવિતર્ક, ૨. સવિચાર, ૩. સાનન્દ, ૪. સાસ્મિતા એવા સવિકલ્પ સમાધિના ભેદ કહ્યા છે. તે મુમુક્ષુ લોકોએ પરિત્યાગ કરવા યોગ્ય છે.

### યોગશાસ્ત્રમાં બતાવેલા ચિત્તલયના ઉપાય.

#### ૧. નાદાનુસન્ધાન.

યોગશાસ્ત્રમાં ચિત્તનો લય કરવાને માટે અનેક પ્રકારનાં ધ્યાન તથા સમાધિ બતાવી છેઃ—

सदाशिवोक्तानि सपादलक्षलयावधानानि वसन्ति लोके ।
नादानुसन्धानसमाधिमेकं मन्यामहे मान्यतमं लयानाम् ॥ यो. ता. श्लो. २॥

અર્થ:—ચિત્તનો લય કરવાને માટે મહાદેવજીએ બતાવેલા સવા લાખ ઉપાય જગતમાં છે. તેની મધ્યે એક **નાદાનુસન્ધાન** નામના સમાધિને હું અત્યન્ત માનવા યોગ્ય માનું છું.

**सरेचपूरैरनिलस्य कुंभैः सर्वासु नाडीषु विशोधितासु ।**
**अनहताख्यो बहुभिः प्रकारैरन्तः प्रवर्तेत सदा निनादः ॥ ॥ ३ ॥**

અર્થ:—રેચક તથા પૂરક તથા કુંભક પ્રાણાયામ વડે નાડીઓ જ્યારે શુદ્ધ થઈ જાય છે, ત્યારે **અનાહત** નામનો બહુ પ્રકારનો નાદ હમેશાં અંદર ઉઠે છે. લોકમાં કોઈ ઢોલ બજાવે અથવા નગારૂ આદિ બજાવે તો શબ્દ થતો જાણવામાં આવે છે, તે શબ્દ ઢોલનો હાથની સાથે તથા નગારાનો દંડાની સાથે સંયોગ થવાથી થાય છે, પરન્તુ દેહની અંદર એવો કોઈ બે વસ્તુનો સંયોગ નહીં હોવા છતાં પણ તે શબ્દ થાય છે. તેથી તે શબ્દને **અનાહત** (બજાવ્યા વિના થયેલો) શબ્દ કહે છે. વળી—

**कर्णौ पिधाय हस्ताभ्यां यं शृणोति ध्वनिं मुनिः ।**
**तत्र चित्तं स्थिरी कुर्याद्यावत्स्थिरपदं व्रजेत् ॥ ह. प्र. उ. ४–८२ ॥**

અર્થ:—મનન શીલ યોગી હાથના અંગુઠા વડે કર્ણનાં બંને છિદ્રને ઢાંકીને અર્થાત્ અંગુઠાને કર્ણના છિદ્રમાં લગાવવાથી જે અનાહત ધ્વનિ સાંભળવામાં આવે છે તે ધ્વનિમાં ચિત્તને લગાવે. અને જ્યાંસુધી ચિત્ત સ્થિર અવસ્થાને પ્રાપ્ત ન થાય, ત્યાંસુધી ચિત્તને તે શબ્દમાં જ લગાવી રાખવુ જોઇએ. અને—

**अभ्यस्यमानो नादोऽयं बाह्यमावृणुते ध्वनिम् ।**
**पक्षाद्विक्षेपमखिलं जित्वा योगी सुखी भवेत् ॥ ,, ॥ ८३ ॥**

અર્થ:—પૂર્ણ રીતે ચિત્ત લગાવીને સાંભળેલો આ નાદ બહારના શબ્દોને આવરણ કરી દે છે અર્થાત્ અંદર ઉઠતા શબ્દમાં ચિત્ત લાગી જવાથી બહારનો કોઈ પણ શબ્દ સંભળાતો નથી. આવો યોગી પંદર દિવસમાં જ ચિત્તની સર્વ ચંચલતા રૂપ વિક્ષેપને જીતીને સુખી થાય છે અર્થાત્ આત્માનન્દ રૂપ સુખનો અનુભવ કરે છે.

**श्रूयते प्रथमाभ्यासे नादो नानाविधो महान् ।**
**ततोऽभ्यासे वर्धमाने श्रूयते सूक्ष्मसूक्ष्मकः ॥ ,, ॥ ८४ ॥**

અર્થ:—પ્રથમ અભ્યાસ કરતી સમયમાં મોટા મોટા નાના પ્રકારના શબ્દોને સાંભળે છે. તે પછી અભ્યાસ વધતાં વધતાં ફરી સૂક્ષ્મ શબ્દ સાંભળવા લાગે છે.

**आदौ जलधिजीमूतभेरीझर्झरिसंभवाः ।**
**मध्ये मर्दलशङ्खोत्था घण्टाकाहलजास्तथा ॥ ,, ॥ ८५ ॥**

અર્થ:—શરૂઆતમાં સમુદ્ર, મેઘ, ભેરી, ઝાંઝર, ઇત્યાદિના શબ્દ સાંભળે છે. મધ્યમાં ઢોલ, મર્દલ (મોટું, મધ્યમ અને નાનું એમ ત્રણ પ્રકારનાં ઢોલ હોય છે તેને મર્દલ કહે છે), તથા શંખ, ઘંટા તથા કાહલના જેવા શબ્દ થાય છે. અને—

**अन्ते तु किंकिणीवंशवीणाभ्रमरनिःस्वनाः ।**
**इति नानाविधा नादाः श्रूयन्ते देहमध्यगाः ॥ ,, ॥ ८६ ॥**

અર્થઃ—અંતમાં ઘુઘરી ( કિંકિણી ), વાંસળી, વીણા અને ભ્રમરના શબ્દ તુલ્ય શબ્દ સાંભળવામાં આવે છે. આ પ્રમાણે શરીરની અન્દર નાના પ્રકારના શબ્દ સાંભળવામાં આવે છે. અને--

महति श्रूयमाणेऽपि मेघभेर्यादिके ध्वनौ ।
तत्र सूक्ष्मात्सूक्ष्मतरं नादमेव परामृशेत् ॥ ,, ॥ ८७ ॥

અર્થઃ—મેઘ તથા ભેરી આદિની તુલ્ય મોટા શબ્દો સાંભળવા છતાં પણ સૂક્ષ્મથી સૂક્ષ્મ શબ્દનું સ્મરણ કરે.

घनमुत्सृज्य वा सूक्ष्मे सूक्ष्ममुत्सृज्य वा घने ।
रममाणमविक्षिप्तं मनो नान्यत्र चालयेत् ॥ ,, ॥ ८८ ॥

અર્થઃ—મનનો સ્વભાવ ચંચલ હોવાથી ઉંચા શબ્દને છોડીને ઝીણા શબ્દમાં, અને ઝીણા શબ્દને છોડી ઉંચામાં રમણ કરતા સતા પણ શબ્દને છોડીને મનને બીજે ઠેકાણે જવા ન દે.

यत्र कुत्रापि वा नादे लगति प्रथमं मनः ।
तत्रैव सुस्थिरीभूय तेन सार्धं विलीयते ॥ ,, ॥ ८९ ॥

અર્થઃ—ઉંચા કે ઝીણા જે કોઇ શબ્દમાં ચિત્ત લાગી જાય છે ત્યારે તે નાદમાં ચિત્ત સ્થિર થઇને તે શબ્દની સાથે લય પામે છે. અને—

मकरन्दं पिबन्भृङ्गो गन्धं नापेक्षते यथा ।
नादासक्तं तथा चित्तं विषयान्न हि कांक्षते ॥ ,, ॥ ९० ॥

અર્થઃ—જેવી રીતે પુષ્પના મદને પીનાર ભ્રમર ફરી પુષ્પના ગન્ધની અપેક્ષા કરતો નથી, તેવી રીતે નાદમાં આસક્ત થયેલું ચિત્ત વિષયોને ચહાતું નથી. વળી—

मनोन्मत्तगजेन्द्रस्य विषयोद्यानचारिणः ।
नियन्त्रणे समर्थोऽयं निनादनिशिताङ्कुशः ॥ ,, ॥ ९१ ॥

અર્થઃ—શબ્દાદિ વિષય રૂપ ફુલવાડીમાં વિચરનાર મન રૂપી ઉન્મત્ત હાથીને પાછો હઠાવી વશ કરવાને માટે આ નાદ રૂપી તીક્ષ્ણ અંકુશ સમર્થ છે.

बद्धं तु नादबन्धेन मनः संत्यक्तचापलम् ।
प्रयाति सुतरां स्थैर्यं छिन्नपक्षः खगो यथा ॥ ,, ॥ ९२ ॥

અર્થઃ—નાદ રૂપી સ્તંભમાં બાંધેલું મન પોતાની ચપલતાનો ત્યાગ કરીને પાંખ તુટેલા પક્ષીની માફક પોતે જ સ્થિર થઇ જાય છે. માટે—

सर्वचिन्तां परित्यज्य सावधानेन चेतसा ।
नाद एवानुसन्धेयो योगसाम्राज्यमिच्छता ॥ ,, ॥ ९३ ॥

અર્થઃ—રાજ્યોગની પ્રાપ્તિની ઇચ્છા કરનારે સાવધાન ચિત્તે નાદનું જ અનુસન્ધાન કરવું જોઇએ. વળી—

नादोऽन्तरंगसारंगबन्धने वागुरायते ।
अन्तरंगकुरंगस्य वधे व्याधायतेऽपि च ॥ " ॥ ९४ ॥

અર્થ:—જે નાદ છે તે મન રૂપી મૃગને બન્ધન કરવાને જાલ રૂપ છે. જેમ જાલમાં ફસેલા મૃગ પાતાની ચંચલતાને છોડીને પડી રહે છે, તેવી રીતે નાદ રૂપ જાલમાં પડેલું ચિત્ત રૂપી મૃગ પણ શાન્ત થઈને પડી રહે છે. અને ચિત્ત રૂપી મૃગને મારવાને માટે નાદ ભીલની તુલ્ય છે. અર્થાત્ મન રૂપી મૃગને મારવાને માટે શિકારીની તુલ્ય કાર્ય કરનાર નાદ છે. વળી—

नादश्रवणतः क्षिप्रमन्तरंगभुजङ्गमः ।
विस्मृत्य सर्वमेकाग्रः कुत्रचिन्न हि धावति ॥ " ॥ ९७ ॥

અર્થ:—નાદને શ્રવણ કરીને ચિત્ત રૂપી સર્પ જગતનું વિસ્મરણ કરીને નાદમાં એકાગ્ર થઇને રહે છે. ફરી ક્યાંએ છોડીને જતું નથી. અને મોરલી આદિના શબ્દ સાંભળીને સર્પ તેમાં મન લગાવી આનન્દથી સાંભળે છે અને ક્યાંએ પણ જતો નથી તે વાત પ્રસિદ્ધ છે.

काष्ठे प्रवर्तितो वह्निः काष्ठेन सह शाम्यति ।
नादे प्रवर्तितं चित्तं नादेन सह लीयते ॥ ह० प्र० उ० ४–९८ ॥

અર્થ:—જેમ લાકડામાં પ્રવૃત્ત થયેલો (પ્રકટ થયેલો) આગ્ન લાકડું બળીને જ્યારે રાખ થઈ જાય છે, ત્યારે તે લકડાની સાથે જ શાન્ત થઇ જાય છે. તેવી રીતે નાદમાં પ્રવૃત્ત થયેલું ચિત નાદની સાથે લય પામે છે.

अनाहतस्य शब्दस्य ध्वनिर्य उपलभ्यते ।
ध्वनेरन्तर्गतं ज्ञेयं ज्ञेयस्यान्तर्गतं मनः ॥ " ॥ ९९ ॥
मनस्तत्र लयं याति तद्विष्णोः परमं पदम् ॥ " ॥ १०० ॥

અર્થ:—અનાહત શબ્દનો જે ધ્વનિ પ્રતીત થાય છે તેની અન્તર્ગત જ જ્ઞેય રૂપ ચૈતન્ય પણ છે. અને જ્ઞેયની અન્તર્ગત મન છે, કેમકે જ્ઞેય રૂપ બ્રહ્મમાં જ મનની કલ્પના છે. અને મન તે ચૈતન્યમાં લય પામે છે. અને તે જ વ્યાપક પરમાત્માનું પરમ પદ છે.

सदा नादानुसन्धानात्क्षीयन्ते पापसंचयाः ।
निरञ्जने विलीयेते निश्चितं चित्तमारुतौ ॥ " ॥ १०५ ॥

અર્થ:—હમેશાં નાદનું અનુસન્ધાન કરવાથી પાપોના સમૂહ નાશ પામે છે. જ્યારે ચિત સર્વ સંકલ્પ વિકલ્પોનો પરિત્યાગ કરવાથી નિશ્ચિત થઈ જાય છે, ત્યારે ચિત તથા પ્રાણ એ બંને નિર્ગુણ પરમાત્મામાં લીન થાય છે.

અને નાદાનુસન્ધાન સમાધિ પરિપકવ થતાં જેવી રીતે ઉન્મની અવસ્થા થાય છે તે આ શ્લોકથી કહે છે.

शंखदुंदुभिनादं च न शृणोति कदाचन ।
काष्ठवज्जायते देह उन्मन्यवस्थया ध्रुवम् ॥ " ॥ १०६ ॥

અર્થ:—યોગી શંખ તથા દુન્દુભિ આદિના શબ્દને હવે કદાપિ સાંભળતો નથી, અને ઉન્મની અવસ્થામાં દેહ લાકડાની માફક થઈ જાય છે અર્થાત્ ચેષ્ટા રહિત થઈ જાય છે.

सर्वावस्थाविनिर्मुक्तः सर्वचिन्ताविवर्जितः ।
मृतवत्तिष्ठते योगी स मुक्तो नात्र संशयः ॥ ,, ॥ ९०७ ॥

અર્થ:—સર્વ જાગ્રદાદિ અવસ્થાથી રહિત અર્થાત્ બ્રહ્મમાં લીન હોવાથી વ્યુત્થાન થતું નથી તેથી જાગ્રદાદિ અવસ્થાની પ્રતીતિ થતી નથી. અને સર્વ પ્રકારની ચિન્તાથી પણ રહિત છે. જે મરેલાની માફક સ્થિત છે એવો યોગી જીવન્મુક્ત છે તેમાં સંશય નથી. અહીં ઉન્મની, રાજયોગ, ઈત્યાદિક શબ્દોના અર્થ એક જ છે.

राजयोगः समाधिश्च उन्मनी च मनोन्मनी ।
अमरत्वं लयस्तत्त्वं शून्याशून्यं परं पदम् ॥ ह० प्र० उ० ४–३ ॥
अमनस्कं तथाद्वैतं निरालंबं निरञ्जनम् ।
जीवन्मुक्तिश्च सहजा तुर्या चेत्येकवाचकाः ॥ ,, ॥ ४ ॥

અર્થ:—રાજયોગ, સમાધિ, ઉન્મની, મનોન્મની, અમરત્વ, લય, તત્ત્વ, શૂન્યાશૂન્ય, પરમ પદ, અમનસ્ક, અદ્વૈત, નિરાલંબ, નિરઞ્જન, જીવન્મુક્તિ, સહજા (સહજાવસ્થા) અને તુર્યા—આ સર્વ સમાધિના વાચક છે. વળી—

इन्द्रियाणां मनो नाथो मनोनाथस्तु मारुतः ।
मारुतस्य लयो नाथः स लयो नादमाश्रितः ॥ ह. प्र. उ. ४–२९ ॥

અર્થ:—શ્રોત્રાદિ ઇન્દ્રિયોનું પ્રવર્તક મન છે અને મનનો પ્રવર્તક પ્રાણ છે, અર્થાત્ મનના સંકલ્પને અનુસાર ઇન્દ્રિયોની પ્રવૃત્તિ થાય છે, અને મનની પ્રવૃત્તિ પ્રાણની ચેષ્ટા અનુસાર થાય છે, પ્રાણ ચેષ્ટા ન કરે તો મન પણ સ્ફુરણ પામે નહીં. અને મારૂતનો નાથ મનોલય છે અર્થાત્ મનનો લય થતાં પ્રાણનો લય થાય છે. અને મનનો લય નાદને આશ્રયે છે અર્થાત્ મન નાદમાં લીન થાય છે. નાદમાં લીન થયેલું મન પરમાત્મામાં લીન થાય છે. માટે નાદાનુસન્ધાન નામ સમાધિ અભ્યાસીને માટે ઉત્તમ સાધન છે.

### ૨. સમાધિનું અન્ય સાધન—મુદ્રાઓ.

વળી શાંભવી અને ખેચરી મુદ્રાથી પણ સમાધિની સિદ્ધિ થાય છે.

श्रीशांभव्याश्च खेचर्या अवस्थाधामभेदतः ।
भवेच्चित्तलयानन्दः शून्ये चित्सुखरूपिणि ॥ ,, ॥ ३८ ॥

અર્થ:—શ્રીમતી શાંભવી મુદ્રા દ્વારા અથવા ખેચરી મુદ્રા દ્વારા પણ અવસ્થા અને સ્થાનના ભેદથી પરિચ્છેદ રહિત ચિદાનન્દ સ્વરૂપ આત્મામાં ચિત્તલયનો આનન્દ થાય છે અર્થાત્ આત્મામાં ચિત્તનો લય થાય છે, અને તેથી આનન્દનો પણ અનુભવ થાય છે. અર્થાત્ શાંભવી મુદ્રામાં દૃષ્ટિની સ્થિતિ બહાર હોવા છતાં ભાવનાનું સ્થાન હૃદય છે, અને ખેચરી મુદ્રામાં ભ્રુકુટિના મધ્યમાં દૃષ્ટિની સ્થિતિ છે. ભાવનાનું સ્થાન પણ તે જ છે. અર્થાત્ શાંભવી મુદ્રામાં હૃદય ભાવનાનો દેશ છે, અને ખેચરી મુદ્રામાં ભ્રુકુટિનો મધ્ય દેશ ભાવનાનું સ્થાન છે. આ પ્રમાણે બંને મુદ્રાની અવસ્થા તથા સ્થાનના ભેદથી મુદ્રાદ્વારા આત્માનું ધ્યાન કરવાથી ચિદાનન્દ સ્વરૂપ આત્મામાં ચિત્તનો લય થાય છે.

અર્થઃ—પ્રાણ તથા અપાન વાયુના વશમાં આ જીવ છે. તેથી તે પ્રાણની સાથે ઉપર અને નીચે જતો આવતો રહે છે. અપાન પ્રાણને આકર્ષણ કરે છે, અને પ્રાણ અપાનને આકર્ષણ કરે છે. (૩૦). ઉપર અને નીચે અથવા શરીરની બહાર અને અંદર જતા આવતા પ્રાણના ભેદને જે જાણે છે તે યોગને જાણનાર છે. પ્રાણ જ્યારે બહાર નિકળે છે ત્યારે હકારના ઉચ્ચારણની સાથે બહાર નિકળે છે. અને સકારનું ઉચ્ચારણ કરતો સતો અંદર પ્રવેશ કરે છે. (૩૧).

हंसहंसेत्यमुं मन्त्रं जीवो जपति सर्वदा ।
षट्शतानि दिवारात्रौ सहस्राण्येकविंशतिः ॥ ,, ॥ ३२ ॥
एतत्संख्यान्वितं मन्त्रं जीवो जपति सर्वदा ॥ ,, ॥ ३३ ॥

અર્થઃ—હંસ, હંસ, એ મન્ત્રને જીવ હમેશાં જપે છે, માટે જ તેનું ધ્યાન માત્ર કરવાથી આપોઆપ જપ થઈ જાય છે, અને વાણીથી કાંઈ બોલવાની આવશ્યકતા રહેતી નથી. એ પ્રમાણે એક દિનરાતમાં એકવીસ હજાર અને છસેં હંસ મન્ત્રનો જપ જીવ પોતે સર્વદા કરે છે.

अजपा नाम गायत्री योगिनां मोक्षदा सदा ॥ ,, ॥ ३३ ॥
अस्याः संकल्पमात्रेण सर्वपापैः प्रमुच्यते ।
अनया सदृशी विद्या अनया सदृशो जपः ॥ ,, ॥ ३४ ॥
अनया सदृशं ज्ञानं न भूतं न भविष्यति । ,, ॥ ३५ ॥

અર્થઃ—જે કારણથી ધ્યાન માત્રથી જપ બને છે, જપની આવશ્યકતા રહેતી નથી, તે કારણથી તેને અજપા મન્ત્ર કહે છે. અને તેનું ધ્યાન ( સંકલ્પ ) કરનારની આ મન્ત્ર સંસારથી રક્ષા કરે છે, માટે તેનું નામ ગાયત્રી છે તથા હમેશાં યોગી લોકોને મોક્ષ દેનાર છે, અને તેના સંકલ્પ માત્રથી સર્વ પાપોનો નાશ થાય છે, અને તેની સમાન કોઈ વિદ્યા, તથા તેની સમાન કોઈ જપ, અને તેની સમાન કોઈ જ્ઞાન પણ થયું નથી અને થવાનું પણ નથી.

આ સોઽહમ્ મંત્રનો અભ્યાસ ચિત્તને સ્થિર કરવાને માટે મહાવાક્યાદિ સાધન કરતાં પણ શીઘ્ર ફલ આપનાર છે. ઉત્તમ અધિકારીને માટે ઉપાસના વિના આત્મવિચાર માત્રથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તથાપિ એવા ઘણા હોવા બહુ દુર્લભ હોવાથી ચિત્તના વિક્ષેપને દૂર કરવાને માટે ઉપાસના પદ્ધતિને અનુસાર અથવા સાધન પદ્ધતિને અનુસાર અવશ્ય ઉપાસના કરવી જોઈએ.

**અધિકારીના ભેદ પ્રમાણે ઉપાસનાનો ભેદ.**

आश्रमास्त्रिविधा हीनमध्यमोत्कृष्टदृष्टयः ।
उपासनोपदिष्टेयं तदर्थमनुकंपया ॥ मा० का० प्र० ३–१६ ॥

અર્થઃ—વર્ણાશ્રમ ધર્મનું અનુષ્ઠાન કરતા સતા કાર્યબ્રહ્મની ઉપાસના કરનાર હીન દૃષ્ટિ વાળા, તથા કારણબ્રહ્મની ઉપાસના કરનાર મધ્યમ દૃષ્ટિ વાળા, તથા સર્વ વસ્તુમાં અદ્વૈત બ્રહ્મને દેખનાર ઉત્તમ દૃષ્ટિ વાળા—એ ત્રણ પ્રકારના મુમુક્ષુઓના ભેદ હોય છે. તેમાં મન્દ અને મધ્યમ દૃષ્ટિ વાળામાં અદ્વૈત બ્રહ્મદર્શનનું સામર્થ્ય નહી હોવાથી તેમને ઉત્તમ દૃષ્ટિ

વાળા કરવાને માટે શ્રુતિએ દયાથી ઉપાસનાનો ઉપદેશ કર્યો છે. માટે ઉપાસના કર્યા વિના કદાપિ ઉત્તમ અધિકારી થવું સંભવ નથી.

વળી કેટલાક વિદ્વાન્ લોકોનું પણ એવું કથન છે કે જેને વિરક્તિ થઈ છે તે ઉત્તમ અધિકારી છે. તેને ઉપાસના કરવાની આવશ્યક્તા નથી. પરન્તુ આ કથન યોગ્ય નથી. કેવલ એક વિરક્તિ માત્રથી અધિકારીનો નિર્ણય થઈ શકતો નથી. વિરક્તિ હોવાથી તે ત્યાગનો અધિકારી છે, તથાપિ તે બ્રહ્મવિચાર કરવાને માટે પણ ઉત્તમ અધિકારી છે એવો નિશ્ચય કરવો બની શકતું નથી, કેમકે વિચારને માટે બુદ્ધિશક્તિની પણ વિશેષ આવશ્યક્તા છે. વળી વિરક્ત થવા માત્રથી ચિત્તનો વિક્ષેપ પૂર્ણ રીતે નિવૃત્ત થતો નથી. તેથી પ્રત્યેક કાર્યને માટે અધિકારીનું લક્ષણ દરેક રીતે જોવું જોઇએ. સંપૂર્ણ વેદ તથા શાસ્ત્રનું અધ્યયન કરેલા મનુષ્યને લોકમાં વિદ્વાન્ કહે છે. તેનો અર્થ એટલો જ છે કે આ મનુષ્ય વિદ્યા ભણ્યો છે, પરન્તુ તે વિદ્વાનને માટે વ્યાસ તથા વક્તા તથા અધ્યાપક આદિ ઉપાધિ આપવામાં પ્રત્યેક ગુણોને જોવા પડે છે. કારણ વિદ્વાન્ માત્ર હોવાથી તે વ્યાસ આદિક થઈ શકે એવો નિયમ નથી. વ્યાસ થવું હોય તો "कलस्वरसमायुक्तं" ઇત્યાદિ શ્લોકમાં કહેલાં વ્યાસનાં લક્ષણ હોવાં જોઇએ. નહિતો વક્તા માત્ર કહેવાશે. તેવી રીતે ક્રોધનો અભાવ, દયાવિશેષ, આલસ્યનો અભાવ, અને શિષ્ય લોક અનેક વાર પૂછવા છતાં જે ગુસ્સો નહીં કરતા હોય, અપશબ્દ બોલવાનો જેનામાં સ્વભાવ ન હોય, અને બહુ પવિત્ર આચરણ વાળા હોય, તથા ઈશ્વરના ભક્ત હોય, વિરક્ત હોય, સત્યવક્તા હોય, તે જ અધ્યાપકને યોગ્ય છે.

તેવી રીતે સંસારનાં દુઃખ નિવૃત્ત કરવાની ઈચ્છા વાળા સર્વ કોઈ મુમુક્ષુ છે અને વિરક્તિ પણ સર્વ કોઇને હોઈ શકે છે. પરન્તુ કોઇનામાં તે મન્દ, કોઇનામાં મધ્યમ અને કોઈમાં તીવ્ર હોય છે. અને કેટલાકમાં વિરક્તિ હોય નહીં છતાં ઉપરથી સર્વને વિરક્તિ સંભળાવતા રહે છે. પરન્તુ બ્રહ્મવિદ્યાના વિચારમાં પ્રવૃત્ત થવું હોય તો વિરક્તિ, બુદ્ધિશક્તિ, ઊહાપોહમાં કુશલતા, તથા નિષ્ઠા આદિ ગુણ વિશેષ હોવા જોઇએ. તે કારણથી સર્વ કોઇ વિરક્ત હોવા છતાં પણ બ્રહ્મવિચારને માટે યોગ્ય હોતા નથી. માટે એવા સર્વ લોકોને ઉપાસના જ કામ દેનારી છે એવું શાસ્ત્રનું કથન છે.

मनसो निग्रहायत्तमभयं सर्वयोगिनाम् ।

दुःखक्षयप्रबोधश्चाप्यक्षयशान्तिरेव च ॥ „ ॥ ३–४० ॥

અર્થઃ—ઉત્તમ દૃષ્ટિ વાળાને અદ્વૈત દર્શન જ મુખ્ય સાધન છે. અને તે લોકને અદ્વૈત દૃષ્ટિનું ફલ જ મનનો નિરોધ છે. બાકી સર્વ મુમુક્ષુ લોકોને માટે અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્યની નિવૃત્તિ રૂપ અભય તથા દુઃખનો નાશ તથા આત્મજ્ઞાન અને મોક્ષ નામની શાન્તિ મનના નિગ્રહને અધીન જ હોય છે. માટે મનના નિગ્રહને માટે અવશ્ય ઉપાસના કરવી જોઇએ ચિત્તનો નિગ્રહ કરવો સર્વ મુમુક્ષુ લોકોને કર્તવ્ય હોવાથી તથા તેનો નિગ્રહ કરવામાં કઠિનતા પણ હોવાથી શાસ્ત્રમાં ચિત્તનો નિગ્રહ કરવાને માટે અનેક પ્રકારના ઉપાય બતાવ્યા છે. તેમાં કેટલાંક સાધનોનો વિવેક નીચે કરવામાં આવે છે.

મનોનિગ્રહના ઉપાય.

शिष्टान्नमीशार्चनमार्यसेवां तीर्थाटनं स्वाश्रमधर्मनिष्ठाम् ।
यमानुषक्तिं नियमानुवृत्तिं चित्तप्रसादाय वदन्ति तज्ज्ञाः ॥
स० वे० सा० सं० श्लो० २६८ ॥

અર્થ:—શુદ્ધ કમાણી વડે પ્રાપ્ત થયેલું અન્ન, તથા ઈશ્વરની ભક્તિ, તથા શ્રેષ્ઠ પુરૂષની સેવા, તથા તીર્થાટન, તથા પોતપોતાના આશ્રમધર્મમાં નિષ્ઠા, અને અહિંસા આદિ યમોનું પ્રીતિપૂર્વક અનુષ્ઠાન, તથા નિયમોનું અનુષ્ઠાન, ઇત્યાદિ સાધન ચિત્તની પ્રસન્નતાને માટે અર્થાત્ નિર્મલ થવાને માટે સાધન છે એવું ચિત્તશુદ્ધિનાં સાધનોને જાણનાર લોક કહે છે. વળી—

आसुरीं संपदं त्यक्त्वा भजेद्यो देवसंपदम् ।
मोक्षैककाङ्क्षया नित्यं तस्य चित्तं प्रसीदति ॥ " ॥ २६४ ॥

અર્થ:—એક મોક્ષની ઇચ્છાથી આસુરી સંપત્તિનો પરિત્યાગ કરીને જે દૈવી સંપત્તિનું સેવન કરે છે તેનું ચિત્ત નિર્મલ થઇ જાય છે. વળી—

परद्रव्यपरद्रोहपरनिन्दापरस्त्रियः ।
नालंबते मनो यस्य तस्य चित्तं प्रसीदति ॥ " ॥ २६५ ॥

અર્થ:—જેનું ચિત્ત પારકું ધન હરણ કરવામાં, તથા બીજાને દુઃખ દેવામાં, તથા બીજાની નિન્દા કરવામાં તથા પારકી સ્ત્રીમાં પ્રીતિવાળું નથી તેમનું ચિત્ત નિર્મલ થાય છે. વળી—

आत्मवत्सर्वभूतेषु यः समत्वेन पश्यति ।
सुखं दुःखं विवेकेन तस्य चित्तं प्रसीदति ॥ " ॥ २६६ ॥

અર્થ:—જે મનુષ્ય વિવેકથી પોતાના સુખ દુઃખની તુલ્ય સર્વ પ્રાણી માત્રના સુખ દુઃખને જાણે છે તેનું ચિત્ત અવશ્ય નિર્મલ થઇ જાય છે. વળી—

कट्वाम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनाम् ।
पूतिपर्युषितादीनां त्यागः सत्त्वाय कल्पते ॥ " ॥ २६९ ॥

અર્થ:—બહુ કડુ, તથા બહુ ખાટા તથા ખારા તથા ઉન્હા તથા તીખા તથા લુખા તથા જેને ખાવાથી બહુ તરસ લાગે તેવા ( विदाहिनः ), તથા દુર્ગન્ધિવાળા તથા વાસી રહેલા વગેરે પદાર્થનો ત્યાગ, સત્ત્વગુણની વૃદ્ધિ દ્વારા ચિત્તને શુદ્ધ કરનાર છે.

श्रुत्या सत्त्वपुराणानां सेवया सत्त्ववस्तुनः ।
अनुवृत्त्या च साधूनां सत्त्ववृत्तिः प्रजायते ॥ " ॥ २७० ॥

અર્થ:—સાત્વિક પુરાણ આદિનું શ્રવણ તથા હિંસા રહિત જપ યજ્ઞાદિક કરવાથી, તથા શરીર, વાણી અને મનથી કરેલા સાત્વિક તપથી, તથા દેશ કાલને અનુસાર ફલની ઇચ્છા વિના સત્પાત્રને દાન કરવાથી પણ, સાત્વિક વૃત્તિ ઉત્પન્ન થાય છે, અને અન્તઃકરણ પવિત્ર થાય છે. વળી—

हितमितपरिभोजी नित्यमेकान्तसेवी
सकृदुचितहितोक्तिः स्वल्पनिद्राविहारः ।

अनुनियमनशीलो यो भजत्युक्तकाले
स लभत इह शीघ्रं साधुचित्तप्रसादः ॥ ,, ॥ ३७२ ॥

અર્થઃ—હિત તથા મિત ભોજન કરનાર, હમેશા એકાન્તનું સેવન કરનાર અભ્યાસી હોય, તથા એક જ વાર હિત તથા ઉચિત વાણી બોલનાર હોય, અર્થાત્ બહુ વિતણ્ડાવાદ કરવાના સ્વભાવ વાળો ન હોય, જેની નિદ્રા અને વિહાર સ્વલ્પ હોય, અને હમેશા ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર હોય, અને સમયને અનુસાર ઈશ્વરનુ ભજન કરનાર હોય—એવો મનુષ્ય અહીં ચિત્તની ઉત્તમ પ્રસન્નતાને પ્રાપ્ત કરે છે. અર્થાત્ તેનું ચિત્ત શીઘ્ર પ્રસન્ન થાય છે.

अत्यन्तं श्रद्धया भक्त्या गुरुमीश्वरमात्मनि ।
यो भजत्यनिशं क्षान्तस्तस्य चित्तं प्रसीदति ॥ ,, ॥ २६७ ॥

અર્થઃ—જે શાન્ત (સરલ સ્વભાવ વાળો) મનુષ્ય પોતાના અન્તઃકરણમાં અત્યન્ત શ્રદ્ધા અને પ્રેમ રાખીને ગુરૂ અને ઈશ્વરની ભક્તિ કરે છે તેનુ ચિત્ત પ્રસન્ન થાય છે.

તીર્થાટન કરવાથી અન્તઃકરણની શુદ્ધિ થતી નથી એવી કેટલાક લોકની બુદ્ધિ છે જેને તીર્થોમાં કેવલ જલ માત્ર બુદ્ધિ છે તેની તો શુદ્ધિ થવાની નથી તથાપિ શ્રદ્ધાળુને અન્તઃકરણની શુદ્ધ તથા વૈરાગ્યાદિની પ્રાપ્તિ પણ તીર્થાટનથી થાય છે. રામચન્દ્રજીને તીર્થાટનથી જ વૈરાગ્ય થયું એવું યોગવાસિષ્ઠમા કથન છે. તે મિશ્ર પ્રકરણમાં જોવું.

વળી પાતઞ્જલ યોગદર્શનમાં બીજાં પણ કેટલાંક અન્તઃકરણની શુદ્ધિનાં સાધનો કહ્યાં છે. તેનું વિવેચન નીચે પ્રમાણે છે.—

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ॥ यो. द. पा. १ सू. ३३ ॥

અર્થઃ—સુખી મનુષ્યની સાથે મિત્રતા કરવાથી, તથા દુ:ખી મનુષ્યની ઉપર દયા કરવાથી, પુણ્યશાલી મનુષ્યનાં પુણ્ય કર્મોને જોઇને જે હર્ષને પ્રાપ્ત થાય છે, તથા પાપીનું પાપ કર્મ જોઈને ઉપેક્ષા કરે છે, તેનું ચિત્ત પ્રસન્ન થાય છે. અને પ્રસન્ન થયેલુ ચિત્ત એકાગ્રતા તથા નિરોધ અવસ્થાને પ્રાપ્ત થાય છે. અર્થાત્ સુખી મનુષ્યને જોઇને કેટલાક મલિન અન્તઃકરણ વાળા મનુષ્ય હૃદયમાં "આ મનુષ્ય આટલો સુખી કેમ છે?" એવી રીતે બીજાની ઉન્નતિની અસહનતા રૂપ ઈર્ષ્યા વાળા જોવામાં આવે છે. અને જે મનુષ્ય સુખીનું સુખ જોઇને દૂષભાવ કરતો નથી તેના ઈર્ષ્યાદિદોષની નિવૃત્તિ થાય છે. અને દુઃખીના દુઃખને દેખીને તેના ઉપર દયાની ભાવના કરનાર અર્થાત્ જેવી રીતે પોતાના દુઃખને હઠાવવાને પ્રયત્ન કરે છે તેવી રીતે તેના દુઃખનું નિવારણ કરવાને માટે ચિત્ત રાખનાર મનુષ્યની બીજાનો અપકાર કરવાની ઈચ્છા રૂપ કલુષતાની નિવૃત્તિ થઇ જાય છે. અને બીજાના પુણ્યને જોઇને શોકનો પરિત્યાગ કરવાથી તેની અસૂયા રૂપ કલુષતા નિવૃત્ત થાય છે. અને પુણ્ય નહી કરનારની ઉપેક્ષા કરવાથી અર્થાત્ મધ્યસ્થ રૂપે રહેવાથી ક્રોધ રૂપ ચિત્તના દોષની નિવૃત્તિ થાય છે અને આ દોષોની નિવૃત્તિ થતાં ચિત્ત જેવી રીતે વર્ષાઋતુ વીતી જતાં જલ શુદ્ધ થાય છે તેવી રીતે શુદ્ધ થઈ જાય છે. અને નિર્મલ ચિત્ત શીઘ્ર સ્થિર થઈ જાય છે. વળી—

विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबन्धिनी ॥ ,, ॥३५॥

અર્થ:—દિવ્ય ગન્ધાદિનો સાક્ષાત્કાર જેનું ફલ છે એવી જે પ્રવૃત્તિ તેનું નામ વિષયવતી પ્રવૃત્તિ છે. નાસિકાના અગ્ર ભાગમાં ચિત્તની ધારણા, ધ્યાન, સમાધિ કરવાથી દિવ્ય ગન્ધનું જ્ઞાન (સાક્ષાત્કાર) ઉત્પન્ન થાય છે. તથા જીહ્વાના અગ્ર ભાગમાં ધારણા, ધ્યાન અને સમાધિ કરવાથી દિવ્ય રસનો, અને તાલુમાં દિવ્ય રૂપનો સાક્ષાત્કાર, અને જીહ્વાના મધ્ય ભાગમાં દિવ્ય સ્પર્શનો સાક્ષાત્કાર, અને જીહ્વાના મૂલમાં દિવ્ય શબ્દનો સાક્ષાત્કાર, ઈત્યાદિ પ્રવૃત્તિ ઉત્પન્ન થતાં ચિત્ત સ્થિરતાને પ્રાપ્ત થાય છે અર્થાત્ ઈશ્વરમાં ચિત્તવૃત્તિ સ્થિર થવાને માટે આ દ્વાર રૂપ થઇ જાય છે જેવી રીતે સ્થૂલ મૂર્તિનું ધ્યાન કરવાથી ચિત્તમાં ક્રમે સૂક્ષ્મ વસ્તુનું ધ્યાન કરવાનું તથા સાક્ષાત્કાર કરવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય છે, તેવી રીતે નાસિકાના અગ્ર ભાગાદિ સ્થાનમાં ધારણા, ધ્યાન, સમાધિ કરીને દિવ્ય ગન્ધાદિકોનો સાક્ષાત્કાર કરવાથી ક્રમે ઈશ્વરસ્વરૂપમાં ચિત્ત સ્થિર રહેવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય છે. અને—

वीतरागविषयं वा चित्तम् ॥ यो. द. पा. १ सू० ३७ ॥

અર્થ:—જેણે વિષયભોગની ઇચ્છાનો પરિત્યાગ કર્યો છે એવા ઋષિ આદિના ચિત્તનું જે યોગીએ આલંબન કર્યું છે તેનું ચિત્ત પણ સ્થિર થઈ જાય છે. ભાવ એવો છે કે કોઇ પણ અધિકારી મનુષ્યને કોઇ ઋષિ આદિ વિષયમાં શ્રદ્ધા હોવાથી તેનામાં પૂજ્યત્વ બુદ્ધિ પણ વધતી જાય છે. અને તેથી તે પૂજ્ય વ્યક્તિના ચિત્તને વિષયભોગોની ઈચ્છારહિત તથા અવિદ્યા આદિ કલેશથી રહિત જાણીને તે ઋષિ આદિના ચિત્તમાં ધારણા આદિ કરવાથી મુમુક્ષુનું ચિત્ત પણ વિષયવાસના રહિત થઇને સ્થિર થાય છે. જો તે ઋષિ આદિનું ચિત્ત રજોગુણ પ્રધાન વાળું હોઈ ભોગવાસનાથી વિક્ષિપ્ત હોય તો મુમુક્ષુનું ચિત્ત પણ રજોગુણી થઇને વિક્ષિપ્ત જ થાય છે. અને વિક્ષિપ્ત હોવાથી સમાધિના વિઘ્નરૂપ સ્વરૂપનું વિસ્મરણાદિ પણ ઉત્પન્ન થાય છે. ચિત્તનો સ્વભાવ સ્ફટિક મણિની તુલ્ય સ્વચ્છ છે. જેવી રીતે સ્ફટિક મણિની આગળ લાલ, પીળાં આદિ વસ્ત્ર, પુષ્પ, આદિ રાખવામાં આવે તો સ્ફટિક મણિ પણ તે વસ્ત્ર, પુષ્પાદિની તુલ્ય તરત લાલ અથવા પીળો માલમ પડે છે, તેવી રીતે મુમુક્ષુ મનુષ્યનું ચિત્ત પણ તે જે વ્યક્તિના સહવાસમાં રહે છે તેના ચિત્તને અનુસાર વિરક્ત અથવા સરક્ત પણ સહવાસ માત્રથી થઈ જાય છે. અને જો તેમાં ધારણા આદિ કરે તો શીઘ્ર થઇ જાય છે. વળી—

स्वप्ननिद्राज्ञानालंबनं वा । यो० द० पा० १ सू० ३८ ॥

અર્થ:—સ્વપ્નજ્ઞાન અથવા નિદ્રાજ્ઞાનનું આલંબન કર્યું હોય તોપણ ચિત્ત સ્થિરતાને પ્રાપ્ત થાય છે. મહાદેવ અથવા વિષ્ણુ આદિની ઉપાસના કરનાર ભક્તોને કદાપિ સ્વપ્નમાં પોતાના ઈષ્ટદેવની મૂર્તિનું દર્શન થાય છે. તે મૂર્તિનું ધ્યાન કરવાથી ચિત્ત સ્થિરતાને પ્રાપ્ત થાય છે.

વળી નિદ્રા સાત્વિકાદિ ભેદથી ત્રણ પ્રકારની હોય છે, સુઇ રહીને ઉઠેલા મનુષ્યને "હું સુખે સુતો, તથા મારૂં ચિત્ત પ્રસન્ન છે, બુદ્ધિ ખીલી છે." એ પ્રકારનું સ્મરણ થાય છે. આવી નિદ્રા સાત્વિકી કહેવાય છે. અને "હું દુઃખથી સુતો હતો, મારૂં મન કાંઈ કરવાનું ચહાતું નથી, કારણ ચિત્તમાં ભ્રમ જેવું લાગે છે." આ પ્રકારનું જે સ્મરણ છે તે રાજસી નિદ્રા કહેવાય છે. અને "હું મૂઢ થઈને સુતો, મારૂં શરીર ભારે લાગે છે, અને મનમાં ગ્લાનિ છે, અને કાંઈ કાર્ય કરી શકતો નથી, કોઇએ પકડીને બાંધ્યો હોય એવો સ્તબ્ધ રહું છું" આ પ્રકારનું જ્યાં સ્મરણ થાય છે તે તામસી નિદ્રા કહેવાય છે. અને

ાગુણનો આશ્રય કરનારી વૃત્તિને જ નિદ્રા કહે છે, તથાપિ સત્ત્વગુણથી મળેલા તમો-
ુનો આશ્રય કરેલી વૃત્તિનું નામ સાત્ત્વિકી નિદ્રા છે, અને રજોગુણની સાથે મળેલા
ાગુણનો આશ્રય કરનારી વૃત્તિનું નામ રાજસી નિદ્રા છે. અને જેમાં સત્ત્વ તથા રજોગુણ
ે દબાયા હોય એવા કેવલ તમોગુણનો આશ્રય કરનારી વૃત્તિને તામસી નિદ્રા કહે છે.
ે "स्वप्ननिद्रा" એ સૂત્ર (પા. ૧-૩૮) માં સાત્ત્વિકી નિદ્રાનું ગ્રહણ કરવાનું છે.
ા સાત્ત્વિકી નિદ્રામાં જ "હું સુખે સૂતો" આ સુખનું સ્મરણ થાય છે. તે સુખનું
ાદિ કરવાથી ચિત્ત સ્થિરતાને પ્રાપ્ત થાય છે. આ સુખને જ વેદાન્તી લોક બ્રહ્મસ્વરૂપ
છે. મનુષ્યે જે વસ્તુનો અનુભવ કરેલો નથી તે વસ્તુનું સ્મરણ થતું નથી. સુષુપ્તિમાં
મનો અનુભવ કર્યો છે માટે જ "હું સુખથી સૂતો" એવું સુખનું સ્મરણ થાય છે. અને
લો મનુષ્ય જ્યારે જાગરિત અવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે તે ઉઠીને થોડી વાર સુધી
નન્દનો અનુભવ કરતો બેસી રહે છે. તે સમયમાં આનન્દની વાસનાની અનુવૃત્તિ થાય
તેનો જ અનુભવ કરતો તે ચૂપ થઇને બેસી રહે છે. અને સુષુપ્તિ અવસ્થામાં જીવનો
નન્દનો ભોગ જ્ઞાનયોગ પ્રકરણમાં કહીશું. વળી—

यथाभिमतध्यानाद्वा ॥ यो० द० पा० १ सू० ३९ ॥

અર્થઃ—બહુ શું કહેવાનું છે? મુમુક્ષુને જે વસ્તુમાં તેનું મન લાગે છે તેનું ધ્યાન
વાથી મન સ્થિરતાને પ્રાપ્ત થાય છે અર્થાત્ પહેલાં જે ઇચ્છિત વસ્તુનું ધ્યાન કરે છે
ાં ચિત્ત એકાગ્ર થઇને ક્રમે ઇશ્વરમાં પણ ચિત્ત એકાગ્ર થઇને સ્થિરતાને પ્રાપ્ત થાય છે.
અને યોગના વિના પણ ચિત્તનો નિગ્રહ કરવાને "अध्यात्मविद्याधिगम" ઇત્યાદિ
ાય શાસ્ત્રમાં કહ્યા છે.

વળી ચિત્તનો હઠનિગ્રહ અને ક્રમનિગ્રહ એમ બે પ્રકારનો નિગ્રહ કહ્યો છે. તેમાં
ાદિક જ્ઞાનેન્દ્રિયો તથા વાણી આદિ કર્મેન્દ્રિયોનો પણ તત્તદ્ ગોલકના નિરોધથી હઠથી
ગ્રહ કરે છે, અને તે ઇન્દ્રિયના નિગ્રહની તુલ્ય હું મનનો પણ નિગ્રહ કરીશ એવા
શ્ચયથી સંકલ્પને રોકવાના પ્રયત્નને હઠનિગ્રહ કહે છે. આ મૂઢની ભ્રાન્તિ માત્ર છે. તે
ાપિ નિગ્રહ કરી શકશે નહીં, કેમકે મનના ગોલક રૂપ હૃદય કમલને કોઈ પણ નિગ્રહ કરી
તો નથી. માટે ચિત્તનો ક્રમનિગ્રહ કરવો યોગ્ય છે. ક્રમને અનુસરીને શાસ્ત્રમાં કહેલા
ાયો કરવાથી ચિત્તનો નિગ્રહ અવશ્ય થાય છે. હઠથી નિગ્રહ કરનારને ચિત્તનિગ્રહ અસાધ્ય
એમ શાસ્ત્રમાં કહ્યું છેઃ—

विमूढाः कर्तुमुद्युक्ता ये हठाच्चेतसो जयम् ।
ते निबध्नन्ति नागेन्द्रमुन्मत्तं विसतन्तुभिः॥ यो०वा०प्र०५स०९२-२८,९ ॥

અર્થઃ—જે મૂઢ મનુષ્ય હઠથી ચિત્તનો નિગ્રહ કરવાને માટે ઉદ્યોગ કરે છે તે લોક,
મત્ત હસ્તિને કમલનાં પાંદડાંના બારીક તન્તુથી બાંધવાનો પ્રયત્ન કરે છે. અર્થાત્ જેવી
તે કોમલ તન્તુ વડે હાથીને બાંધી શકાતો નથી, તેવી રીતે ચિત્તને યોગ્ય સાધન વિના
થી રોકી શકાતું નથી. માટે ક્રમથી જ નિગ્રહ કરવો જોઇએ. તે ક્રમે નિગ્રહ કરવાનો
ાય વસિષ્ઠાદિ ઋષિ લોકોએ લખ્યો છેઃ—

अध्यात्मविद्याधिगम· साधुसंगम एव च ।
वासनासंपरित्यागः प्राणस्पन्दनिरोधनम् ।
एतास्ता युक्तय पुष्टा· सन्ति चित्तजये किल ॥ ,, ॥ १३५, ६ ॥

અર્થ:—સત્પુરૂષોનો સમાગમ, વેદાન્ત શાસ્ત્રનો વિચાર તથા વાસનાનો પરિત્યાગ તથા પ્રાણનો નિરોધ એ સર્વ ચિત્તનો જય કરવાને માટે ઉત્તમ યુક્તિ છે. તેમા પણ સત્પુરૂષોના સમાગમ સહિત વેદાન્તશાસ્ત્રનો વિચાર ઉત્તમ ઉપાય છે. તેમાં યોગની આવશ્યકતા નથી.' અને વિવેક વૈરાગ્યાદિ સાધન ચતુષ્ટયથી યુક્ત અધિકારી ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલો જેણે શ્રોત્રિય અર્થાત્ વેદ તથા શાસ્ત્રાદિનુ અધ્યયન કર્યું હોય તથા શાસ્ત્રમાં પ્રેમવાળો ગુણી હોય, અને કપટતાથી રહિત સત્યવક્તા હોય, તથા સંપૂર્ણ પ્રાણીના હિતમાં તત્પર હોય; અને દયાના સમુદ્ર એવા ગુરૂની પાસે વિધિપૂર્વક શિષ્યભાવથી જઈને ઉપનિષદનું શ્રવણ કરીને ફરી વિચાર કરવાથી ચિત્ત સ્થિર થાય છે. અને સ્વયં વિચારવામાં સમર્થ નહીં હોવાથી સત્પુરૂષોના સમાગમની સાથે વેદાન્તનો વિચાર કરવો તે ઉપાય છે. કારણ સત્પુરૂષો હમેશાં નાના પ્રકારની યુક્તિથી વારંવાર સમઝાવવાથી તે તત્ત્વને જાણશે. અને સંસારના સર્વ પદાર્થોને પરમાત્મરૂપ જાણીને ચિત્ત પણ સમ્લ્પ કરવાને માટે 'બ્રહ્મથી ભિન્ન વસ્તુને નહીં દેખતું સતુ સંકલ્પ વિકલ્પનો પરિત્યાગ કરીને સ્થિર થઈ જશે.

વળી વિદ્યા તથા ધનાદિક નિમિત્તથી થતા અભિમાનથી સાધુ સમાગમ કરવો બને નહીં, તો તેને માટે વાસનાનો પરિત્યાગ જ ઉપાય છે. લોકવાસના, શાસ્ત્રવાસના અને દેહવાસના એ સર્વ મલિન વાસનાનો પરિત્યાગ કરવાથી ચિત્ત સ્થિર થઈ જાય છે.

અને જે વાસનાનો પરિત્યાગ કરી શકે નહીં એવો હોય તેને માટે સાધન તો પ્રાણનો નિરોધ જ છે. પ્રાણનો નિરોધ કરવાથી તેનું ચિત્ત ઠરી જાય છે. પરન્તુ સર્વ પ્રકારના લોકોએ પણ પોતાના સામર્થ્યને અનુસાર યોગ્ય સાધનો દ્વારા ક્રમે મનનો નિગ્રહ કરવો જોઇએ હઠથી કરવાથી ચિત્તનો નિગ્રહ થતો નથી.

આ પ્રમાણે અનેક પ્રકારની ઉપાસના શાસ્ત્રમાં કહી છે. ભક્તિયોગપ્રકરણમાં લખેલી ભક્તિ પણ ઉપાસનાની અન્તર્ભૂત જ જાણવી જોઇએ. ચિત્તના વિક્ષેપને નિવૃત્ત કરીને તેને પરમાત્મામાં સ્થિર કરવુ એ સર્વનો ઉદ્દેશ છે.

ઇતિ સમાધિનિરૂપણ અ. ૩. સ. ૯. સમાપ્ત.

ઇતિ ઉપાસનાપ્રકરણ ૬. સમાપ્ત.





# જ્ઞાનયોગપ્રકરણ ૭.

## અધ્યાય ૧.

### શાન્ત્યાદિનિરૂપણ.

## સર્ગ ૧.

### શાન્તિપાઠનિરૂપણ.

કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ આ ત્રણ પરમાત્માની પ્રાપ્તિને માટે કહ્યા છે. આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક દુ:ખોની શાન્તિને માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું છે. તે માટે મુમુક્ષુ લોકોએ બ્રહ્મવિદ્યાના અધ્યયન કાલમાં અથવા ઇશ્વરચિન્તનાદિ સાધન કરતા પહેલાં અને અન્તમાં પણ નિર્વિઘ્નપૂર્વક વિદ્યા પ્રાપ્ત થાય તેને માટે શાન્તિપાઠ ભણવો જોઈએ તે ઉદ્દેશથી અહીં પ્રથમ શાન્તિપાઠના મન્ત્રો આપવાનો પ્રારંભ કર્યો છે.

ॐ शं नो मित्रः शं वरुणः शं नो भवत्वर्यमा ॥ शं न इन्द्रो बृहस्पतिः ॥ शं नो विष्णुरुरुक्रमः ॥ नमो ब्रह्मणे ॥ नमस्ते वायो ॥ त्वमेव प्रत्यक्षं ब्रह्मासि॥ त्वमेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि ॥ ऋतं वदिष्यामि ॥ सत्यं वदिष्यामि ॥ तन्मामवतु ॥ तद्वक्तारमवतु ॥ अवतु माम् ॥ अवतु वक्तारम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ कृ० य० तै० आ० १ ॥

અર્થ:—દિવસ અને પ્રાણવૃત્તિના અભિમાની દેવ જે સૂર્ય છે તે અમારા સુખના હેતુ હો. રાત્રિ અને અપાનવૃત્તિના અભિમાની દેવતા જે વરૂણ છે તે અમારા સુખનું કારણ હો. નેત્ર અને આદિત્ય મણ્ડલના અભિમાની જે અર્યમા છે તે અમારા સુખનું કારણ હો. બાહુ અને બલના અભિમાની દેવતા જે ઇન્દ્ર છે, તથા વાક્ અને બુદ્ધિના અભિમાની દેવ બૃહસ્પતિ, તથા પાદના અભિમાની દેવ વિષ્ણુ, એ સર્વ અમારા સુખને માટે હો. અહીં "उरुक्रम" શબ્દથી વિષ્ણુનું વિશેષણ છે. કેમકે ત્રિવિક્રમાવતાર( વામન અવતાર )માં ભગવાને ત્રિભુવનને માપવાને માટે પોતાના પગને બહુ મોટા કર્યા હતા. વળી જે બ્રહ્મ જ્ઞાનશક્તિયુકત સૂત્રાત્મારૂપ થઇને વાયુમૂર્તિને ધારણ કરનાર સર્વ પ્રાણીઓને ધારણ કરે છે, તેમને મારા નમસ્કાર હો, માટે વાયુ પણ નમસ્કારને યોગ્ય છે. પરન્તુ અન્તર્યામી જે બ્રહ્મ શાસ્ત્ર અને અનુમાનથી જાણવા યોગ્ય છે, તેથી પરોક્ષ હોવાના કારણથી જેનું અહીં મન્ત્રમાં સંબોધન કરવામાં આવ્યું નથી, પરન્તુ તે જ બ્રહ્મ સૂત્રાત્મા થઇને વાયુરૂપે સ્પર્શેન્દ્રિયના વિષય છે. તેથી હે વાયો! તમારે માટે મારા નમસ્કાર હો—એવું સંબોધન કર્યું છે. એ અભિપ્રાયથી તુ જ પ્રત્યક્ષ છે એમ કહ્યું છે. વાયુ ઉપાધિક બ્રહ્મ પ્રત્યક્ષ યોગ્ય હોવાથી—હે વાયો! આગળ જેટલાં ઉપાસના વાકય કહેવામાં આવશે તેમાં તમને જ હું

સાક્ષાત્કાર કરવા યોગ્ય બ્રહ્મ કહીશ. તેથી ઉપાસના વાક્યોમાં પ્રત્યક્ષ બ્રહ્મ તું જ છે એમ સત્ય (ઋત) કહીશ. અહીં "ऋतं वदिष्यामि"નું તાત્પર્ય મનથી સત્ય કહીશ એવું છે. "सत्यं वदिष्यामि" એનું તાત્પર્ય વાણીથી સત્ય કહીશ એવું છે. માટે પુનરુક્તિ નથી. આગળ જે બ્રહ્મનું પ્રતિપાદન થશે તે બ્રહ્મ, હું શિષ્ય તથા વક્તા આચાર્ય એ બંનેનું વિદ્યાગ્રહણ કરવામાં અને ઉપદેશ દેવામાં સામર્થ્ય આપી પાલન કરે. તે તાત્પર્યથી "अवतु माम् अवतु वक्तारम्" એમ ફરી પણ કહ્યું છે. એ પ્રમાણે વાયુ રૂપ બ્રહ્મની પ્રાર્થના કરીને અને અન્તર્યામી રૂપ પરોક્ષ બ્રહ્મને તેના વાચક પ્રણવથી સ્મરણ કરીને વિઘ્નશાન્તિને માટે ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ એમ ત્રણ વાર પ્રાર્થના કરે છે.

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

कृ० य० तै० आ० प्र० ९ अनु० १ ॥

અર્થ:—આધ્યાત્મિકાદિ દુઃખ ત્રણ પ્રકારનાં હોવાથી અહીં શાન્તિ શબ્દ ત્રણવાર પઠ્યો છે. ગુરુની સમીપ રહીને અધ્યયન કરનાર શિષ્યની પ્રાર્થનાનો આ મન્ત્ર છે. જે બ્રહ્મને આચાર્યની પ્રસન્નતા પછી હું જાણીશ તે બ્રહ્મ, અમે ગુરુ અને શિષ્ય બંનેની રક્ષા કરો। અહીં "भुनक्तु" તેનો પણ "પાલન કરે" એવો અર્થ છે. જેમ ગુરુ આલસ્યને છોડીને ભણાવે, તેવી રીતે શિષ્ય ઉપદિષ્ટ વિષયને ગ્રહણ કરે—એવી રક્ષાને માટે પ્રાર્થના કરે છે. આ અધ્યયન તથા અધ્યાપનની સિદ્ધિને માટે અમે બંને સામર્થ્ય (વીર્ય)ને પ્રાપ્ત કરીએ. અમે બંનેને ભણેલા અને ભણાવેલા સમસ્ત શાસ્ત્રનો પ્રકાશ હો। અમે બંનેની વચમાં પરસ્પર વિદ્વેષ ન હો। અર્થાત્ ગુરુએ બરાબર ભણાવ્યું નથી એવો શિષ્યના મનમાં દ્વેષ, અને શિષ્યે ગુરુની સેવા નહીં કરી એવો ગુરુના મનમાં દ્વેષ ન હો।

यश्छन्दसामृषभो विश्वरूपः ॥ छन्दोभ्योऽध्यमृतात् संबभूव ॥ स मेन्द्रो मेधया स्पृणोतु ॥ अमृतस्य देव धारणो भूयासम् ॥ शरीरं मे विचर्षणम् ॥ जिह्वा मे मधुमत्तमा ॥ कर्णाभ्यां भूरि विश्रुवम् ॥ ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः ॥ श्रुतं मे गोपाय ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

कृ० य० तै० आ० प्र० ७ अनु० ४ ॥

અર્થ:—ગાયત્રી આદિ છન્દથી યુક્ત વેદોની મધ્યમાં શ્રેષ્ઠ સર્વ જગતનું સ્વરૂપ જે પ્રણવ રૂપે વેદોના સાર રૂપે પ્રજાપતિમાંથી નિકળ્યો છે તે પ્રણવ વાચ્ય અનાદિ પરમેશ્વર શાસ્ત્ર તથા તેના અર્થને ધારણ કરવાની શક્તિ આપી મને વિદ્યાર્થીને પ્રસન્ન કરે. હે દેવ! આપના પ્રસાદથી હું મુક્તિના હેતુભૂત ગ્રન્થોને ધારણ કરનાર થાઉં। અધ્યયન કરનાર એવું મારૂં શરીર રોગાદિથી રહિત ( विचर्षणम् ) થઇ વિદ્યાભ્યાસને યોગ્ય રહે. મારી જીહ્વા અત્યન્ત મધુરતાની સાથે અન્યાભ્યાસમાં ચતુર હો। કાન વડે જ્ઞાનને ઉત્પન્ન કરનાર બહુ પ્રકારના મંત્રસમુદાયનું હું શ્રવણ કરૂં! અર્થાત્ કદાપિ મારૂં બહેરાપણું ન થાઓ। હે પ્રણવ! તમે જગતના કારણ બ્રહ્મના ધ્યાનને માટે આલંબન રૂપ છો. ધારણ શક્તિથી વ્યાપ્ત તથા પ્રણવથી પ્રતિપાદન કરવા યોગ્ય હે પરમેશ્વર! મેં જે વેદાર્થરહસ્યને કાન વડે શ્રવણ કર્યું છે તેનું વિસ્મૃતિ આદિ દોષોને હઠાવી પાલન કરો।

अहं वृक्षस्य रेरिवा ॥ कीर्तिः पृष्ठं गिरेरिव ॥ ऊर्ध्वपवित्रो वाजिनीव स्वमृतमस्मि ॥ द्रविणं सवर्चसम् ॥ सुमेधा अमृतोक्षितः ॥ इति त्रिशंकोर्वेदानुवचनम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ कृ० तैं० आ० ७–१०–१ ॥

અર્થ.—મુમુક્ષુ હું સંસાર રૂપી વૃક્ષને વૈરાગ્ય રૂપ શસ્ત્ર વડે કાપનાર થાઉં! સંસાર રૂપી વૃક્ષનું છેદન થતાં મારી કીર્તિ પર્વતના ઉપરના ભાગ તરફ બહુ ઉંચી થશે. જેવી રીતે પર્વતનો ઉંચો ભાગ બહુ દૂરથી દેખવામાં આવે છે તેવી રીતે મારી કીર્તિ બહુ દૂર સુધી શ્રવણ થશે. અર્થાત્ દેવલોકમાં પણ ફેલાશે. તેથી દેવતાલોક પણ અમારા પુરૂષાર્થને બાધ કરવા સમર્થ નહીં થાય. 'વાજ' શબ્દનો અર્થ ગતિ છે. તેથી વેગવાળા અર્થાત્ વેગથી ચાલનાર આદિત્યમાં અત્યન્ત પવિત્ર અમૃત છે, તે અમૃતની માફક હું ઉત્કૃષ્ટ પવિત્ર થઈને સંસારને દૂર કરનાર બ્રહ્મજ્ઞાન રૂપી તેજસ્વી ધન (દ્રવિણને) પ્રાપ્ત કરૂં! શાસ્ત્રમાં બે પ્રકારનું ધન (દ્રવિણ) કહ્યું છે એક માનુષ, બીજું દૈવ. જે સુવર્ણ, ચાંદી, આદિ નેત્ર વડે જોવાગાં આવે છે તે માનુષ ધન છે. અને જે શ્રોત્રથી શ્રવણ કરવામાં આવે છે તેવું બીજું ધન જે વેદમાંથી જાણવા યોગ્ય બ્રહ્મજ્ઞાન આદિ છે, તે દૈવ ધન છે. આ મંત્રમાં દૈવ ધનનું ગ્રહણ છે. બ્રહ્મજ્ઞાન રૂપી દ્રવિણ શબ્દ વાચ્ય દૈવપવિત્રથી યુક્ત થયેલો હું બ્રહ્મજ્ઞાનના પ્રતિપાદક ગ્રન્થોના અર્થને જાણવાની શક્તિવાળો થઈ બ્રહ્મજ્ઞાન રૂપી રસ વડે સિક્ત (अमृतोक्षितः) થઈ જાઉં! આ મન્ત્ર ત્રિશંકુ નામના મુનિના વેદાધ્યયન પછીનું વચન છે. આ મન્ત્રનો જપ કરનારને વેદના સ્વાધ્યાય રૂપ બ્રહ્મયજ્ઞનું ફળ મળે છે.

ॐपूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ ॐ शान्ति शान्तिः शान्तिः ॥

અર્થઃ—જે ઉપાધિથી રહિત પરોક્ષ બ્રહ્મ છે તે પૂર્ણ છે અર્થાત્ આકાશની માફક વ્યાપ્ત છે. આ જે નામ અને રૂપની ઉપાધિથી યુક્ત જગત્ છે તે પણ પૂર્ણ છે, પરન્તુ ઉપાધિ રહિત આત્મસ્વરૂપથી જ પૂર્ણ છે. પૂર્ણ જે કારણ બ્રહ્મ છે તે પૂર્ણ રૂપમાંથી જ વિશેષ રૂપને પ્રાપ્ત થયેલું આ જગત પ્રકટ થાય છે. તેથી પોતાના પૂર્ણ સ્વભાવનો કદાપિ ત્યાગ કરતુ નથી. અહીં બ્રહ્મ જ જગતના રૂપને પ્રાપ્ત થયું છે. તેથી કાર્ય બ્રહ્મ અને કારણબ્રહ્મ એવા બે ભેદ છે. એ બંનેમાં પરસ્પર એકતા બનાવવાને માટે કહે છે કે પૂર્ણ જે કાર્યબ્રહ્મ છે તેનું પૂર્ણત્વ અર્થાત્ એકરસત્વને લઇને વિદ્યા વડે અવિદ્યોપાધિને તિરસ્કાર કરવાથી પૂર્ણ, પ્રજ્ઞાનઘન અને એકરસ સ્વરૂપ બ્રહ્મ જ કેવલ શેષ રહે છે. આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારનાં દુઃખનું નિવારણ કરવાને માટે શાન્તિ શબ્દને ત્રણવાર પઢ્યો છે.

ॐ आप्यायन्तु ममाङ्गानि वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च । सर्वाणि सर्वं ब्रह्मोपनिषदं, माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु । तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અર્થઃ—મારાં મુમુક્ષુનાં કરચરણાદિ અવયવો તથા વાણી આદિ કર્મેન્દ્રિયો તથા પાંચ પ્રાણ એ સર્વની બ્રહ્મધ્યાનને અનુકૂલ વૃદ્ધિ કરો! અને સર્વત્ર વ્યાપક બ્રહ્મને અતિરિક્ત

કોઇની સત્તા નથી. અને બ્રહ્મથી અતિરિક્ત કોઇ વસ્તુ છે અથવા બ્રહ્મ નથી—એવી ભાવનાથી હું તેનો તિરસ્કાર ના કરૂં. બ્રહ્મ મને પોતાનાથી અલગ ન કરે અર્થાત્ સંસારમાં ન નાંખે. અમને બંનેનું પરસ્પર નિરાકરણ ન હો અર્થાત્ પ્રીતિ રહે. બ્રહ્મમાં નિરન્તર પ્રેમ કરનાર મારી અંદર અર્થાત્ મારામાં વેદાન્તમાં પ્રકાશિત કરેલા શમાદિ ધર્મ ઉત્પન્ન હો!

वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीरनेनाधीतेनाहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु मामवतु वक्तारम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અર્થઃ—તત્ત્વવિદ્યાને પ્રતિપાદન કરનાર ગ્રન્થ ભણવાને પ્રવૃત્ત થયેલા મારી વાગિન્દ્રિય મનમાં પ્રતિષ્ઠિત હો અર્થાત્ મનથી જે જે શબ્દસમૂહ બોલવાને માટે ઇચ્છા કરે છે તે જ વાગિન્દ્રિય ભણે છે. અને મારૂં અન્તઃકરણ વાણીમાં પ્રતિષ્ઠિત હો અર્થાત્ વિશેષ કરીને સ્થિત છે અર્થાત્ જે જે શબ્દસમૂહ વિદ્યા પ્રતિ પ્રતિપાદક છે તેને જ મનથી કહેવા ચહાય છે. આવી રીતે મન તથા વાણી બંને અન્યોન્ય અનુગ્રહ કરતાં સતાં વિદ્યાને પ્રતિપાદન કરનાર ગ્રન્થને સંપૂર્ણ સારી રીતે જાણવાને માટે સમર્થ થશે. અને મનની સાવધાનતા ન હોય તો વાણી ઇન્દ્રિય ઉન્મત્તાદિની વાણીની તુલ્ય કાંઇ પણ અસંગત બોલશે. અને તેવી રીતે વાણીમાં બોલવાનું સામર્થ્ય (નિપુણતા) ન હોય તો ગદ્ગદ અથવા તોતડી વાણીથી જે બોલવા ચહાય છે તેનું યથાર્થ રીતે ઉચ્ચારણ કરી નહીં શકશે. તેથી મન અને વાણીની પરસ્પર અનુકૂલતા હો—એવી પ્રાર્થના કરે છે. અહિં आविः પદથી સ્વપ્રકાશ બ્રહ્મ ચૈતન્યને કહે છે. હે સ્વપ્રકાશ ચૈતન્યાત્મન્! મારે માટે અવિદ્યાના આવરણને દૂર કરવાને માટે પ્રકટ હો! હે વાણિ તથા મન! મારે માટે તત્ત્વવિદ્યાને પ્રતિપાદન કરનાર ગ્રન્થને સંપાદન કરવામાં હું સમર્થ થાઉં! અને મેં જે જે ગુરૂમુખથી શ્રવણ કર્યું છે તેને પરિત્યાગ ન કરૂં અર્થાત્ હું ભૂલી ન જાઉં! અને ભૂલ્યા વિના ભણેલા ગ્રન્થનો, હું આલસ્યને છોડી દિનરાત પાઠ કરીશ, અને આ ભણેલા ગ્રન્થમાંથી હું પરમાર્થ સ્વરૂપ વસ્તુનું કથન કરીશ અર્થાત્ વિપરીત અર્થનું કથન કદાપિ પણ ન હો! અને તેવી રીતે વ્યવહાર સબંધી યથાર્થ રૂપ વસ્તુનું જ કથન કરીશ, કદાપિ વિપરીત કથન નહીં કરૂં. અથવા મનથી વસ્તુના યથાર્થ સ્વરૂપનો વિચાર કરીને પછી તેને વાણીથી બોલીશ. આ પ્રમાણે કથન કરનાર હું શિષ્યની બ્રહ્મતત્ત્વ યથાર્થ જ્ઞાન દ્વારા રક્ષા કરે. અને તે જ પ્રમાણે તે બ્રહ્મ યથાર્થ તત્ત્વનું કથન કરનાર આચાર્યને સમઝાવવાના સામર્થ્યના દાન દ્વારા રક્ષા કરે! અને તે બ્રહ્મ હું શિષ્યની અવિદ્યાની નિવૃત્તિ દ્વારા રક્ષા કરે, અને આચાર્યને યોગ્ય શિષ્યની પ્રાપ્તિ દ્વારા સંપ્રદાયની પ્રવૃત્તિ થવાનો સન્તોષ પ્રાપ્ત કરાવી રક્ષા કરે! अवतु वक्तारम्‌નું બે વાર કથન આદરને માટે છે. અને અમારાં આધ્યાત્મિકાદિ ત્રણે પ્રકારનાં દુઃખની શાન્તિ થાઓ! આ મન્ત્રનો પાઠ કરવાથી વિદ્યાની ઉત્પત્તિ થવા પહેલાં વિદ્યાના પ્રતિબન્ધ રૂપ વિઘ્નોની નિવૃત્તિ થાય છે, અને વિદ્યાની પ્રાપ્તિ થયા બાદ અસંભાવના આદિ દોષોની નિવૃત્તિ થાય છે.

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અર્થઃ—હે દાનાદિ ગુણ યુક્ત દેવો! આપ લોકોની કૃપાથી અમારા શ્રોત્રથી સુન્દર કલ્યાણકારિ વચનો સાંભળવાને અમે સમર્થ થઇએ! અર્થાત્ અમને બહેરાપણું કદાપિ ન હો! અને બ્રહ્મવિદ્યાના શ્રવણથી આત્મધ્યાનાદિ કરવાના સ્વભાવ વાળા અમે લોક અમારાં નેત્ર વડે સુન્દર રૂપ અર્થાત્ મહાત્મા લોકોનું સ્વરૂપ અથવા પરમાત્માનું સગુણ સ્વરૂપ જોવાને માટે સમર્થ થઇએ! હે દેવો! પગ વગેરે મજબૂત અવયવો તથા શરીરોથી યુક્ત થઈને અર્થાત્ શ્રવણ આદિ તત્તત્ કાર્ય કરવામાં સામર્થ્ય વાળા અમે આ સૂક્ષ્મ શ્રુતિઓ વડે સ્તુતિ કરતા સતા આપ લોકોની પ્રસન્નતાથી પ્રજાપતિએ નિર્માણ કરેલી અને વેદમાં પ્રતિપાદન કરેલી ૧૧૬ અથવા ૧૨૦ વર્ષની નીરોગતા આદિ યુક્ત આયુને પ્રાપ્ત કરીએ અર્થાત્ ત્યાંસુધી જીવીએ!

ॐ भद्रं नो अपि वातय मनः । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અર્થઃ—અમારૂં મન કલ્યાણને પ્રાપ્ત કરે.

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः । स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અર્થઃ—બહુ કીર્તિવાળા જે ઈન્દ્ર છે તે અમને પરિપૂર્ણ બ્રહ્માનન્દ આપો! વિશ્વને અર્થાત્ સર્વને જાણનાર પૂષાદેવ (સૂર્ય) અમને સ્વસ્તિ આપો અને જેના રથચક્રની ધારા રોકાતી નથી અથવા જેના ગમનમાં કોઇ રોકાવટ નથી એવા ગરૂડ (તાર્ક્ષ્ય) અમને સ્વસ્તિ આપો! તથા દેવોનુ પાલન કરનાર બૃહસ્પતિ (દેવગુરૂ) અમારી અવિદ્યાનો નાશ કરો!

ॐ यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ॥ तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અર્થઃ—જે પરમાત્માએ પ્રથમ હિરણ્યગર્ભ બ્રહ્માની સૃષ્ટિ કરીને તેમને વેદો આપ્યા એવા મન અને બુદ્ધિને પ્રકાશ કરનાર તે પરમાત્માને હું મુમુક્ષુ શરણે ગયો છું.

ॐ नमो ब्रह्मादिभ्यो ब्रह्मविद्यासंप्रदायकर्तृभ्यो वंश ऋषिभ्यो महद्भ्यो नमो गुरुभ्यः । सर्वोपप्लवरहितः प्रज्ञानघनः प्रत्यगर्थो ब्रह्मैवाहमस्मि ॥

અર્થઃ—બ્રહ્માથી લઇને બીજા જે બ્રહ્મવિદ્યા સંપ્રદાયના પ્રવર્તક વંશઋષિઓ અને મહાત્માઓ અને ગુરૂલોક છે તે સર્વ પ્રતિ મારા નમસ્કાર હો! સર્વ પાપોથી રહિત પ્રજ્ઞાનઘન પ્રત્યગાત્મા બ્રહ્મ હું છું.

આ સર્વ શાન્તિપાઠ મધ્યે–ઐતરેય, કૌષીતકી, નાદબિન્દુ, આત્મબોધ, નિર્વાણ, મુદ્‌ગલ, અક્ષમાલિકા, ત્રિપુરા, સૌભાગ્ય અને બહ્વૃચ–એ ઋગ્વેદનાં ૧૦ ઉપનિષદોની "वाङ् मे मनसि" એ શાન્તિ છે.

અને ઈશાવાસ્ય, બૃહદારણ્યક, જાબાલ, હંસ, પરમહંસ, સુબાલ, મન્ત્રિકા, નિરાલંબ, ત્રિશિખિ-બ્રાહ્મણ, મણ્ડલ બ્રાહ્મણ, અદ્વયતારક, પૈંગલ, ભિક્ષુ, તુરીયાતીત, અધ્યાત્મ, તારસાર, યાજ્ઞવલ્ક્ય, શાટ્યાયનીય, મુક્તિકોપનિષત્, એ શુક્લ યજુર્વેદનાં ૧૯ ઉપનિષદોની "पूर्णमदः" એ શાન્તિ છે.

અને કઠવલ્લી, તૈત્તિરીય, બ્રહ્મ, કૈવલ્ય, શ્વેતાશ્વતર, ગર્ભ, નારાયણ, અમૃતબિન્દુ, અમૃ-

તંનાદ, કાલાગ્નિરુદ્ર, ક્ષુરિકા, સર્વસાર, શુકરહસ્ય, તેજોબિન્દુ, ધ્યાનબિન્દુ, બ્રહ્મવિદ્યા, યોગતત્ત્વ, દક્ષિણામૂર્તિ, સ્કન્દ, શારીરક, યોગશિક્ષા, એકાક્ષર, અક્ષિ, અવધૂત, કઠરુદ્ર, રુદ્રહૃદય, યોગકુણ્ડલિની, પઞ્ચબ્રહ્મ, પ્રાણાગ્નિહોત્ર, વરાહ, કલિસંતરણ, સરસ્વતીરહસ્ય એ કૃષ્ણ યજુર્વેદનાં ૩૨ ઉપનિષદોની "सहनाववतु" એ શાન્તિ છે.

અને કેન, છાન્દોગ્ય, આરુણિ, મૈત્રાયણી, મૈત્રેયી, વજ્રસૂચિકા, યોગચૂડામણિ, વાસુદેવ, મહત્, સંન્યાસ, અવ્યક્ત, કુણ્ડિકા, સાવિત્રી, રુદ્રાક્ષજાબાલ, જાબાલદર્શન, જાબાલી એ સામ વેદનાં ૧૬ ઉપનિષદ્‌ની "ॐ आप्यायन्तु" એ શાન્તિ છે.

અને પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, અથર્વશિર, અથર્વશિખા, બૃહજ્જાબાલ, નૃસિંહતાપની, નારદપરિવ્રાજક, સીતા, શરભ, મહાનારાયણ, રામરહસ્ય, રામતાપની, શાણ્ડિલ્ય, પરમહંસપરિવ્રાજક, અન્નપૂર્ણા, સૂર્ય, આત્મા, પાશુપત, પરબ્રહ્મ, ત્રિપુરતાપિની, દેવી, ભાવના, બ્રહ્મજાબાલ, ગણપતિ, મહાવાક્ય, ગોપાલતાપની, કૃષ્ણ, હયગ્રીવ, દત્તાત્રેય, ગારુડ—એ અથર્વવેદનાં ૩૧ ઉપનિષદ્‌ની "भद्रं कर्णेभिः" એ શાન્તિ છે.

આ શાન્તિમન્ત્રો પ્રથમ પઢીને જ ઉપનિષદોનો પાઠ કરવો જોઇએ.

ઇતિ જ્ઞાનયોગપ્રકરણ ૭ માં શાન્તિપાઠ નિરૂપણ અ. ૧. સ. ૧. સમાપ્ત.

---

## અધ્યાય ૧. સર્ગ ૨.

---

### સંજ્ઞાનિરૂપણ.

પૂર્વ સર્ગમાં શાન્તિપાઠોનું નિરૂપણ કરીને આ સર્ગમાં વેદાન્ત શાસ્ત્રનો વિચાર કરનારની સુગમતાને માટે ઉપનિષત્ તથા અન્ય વેદાન્ત ગ્રન્થોમાં આવતા અનેક શબ્દો(સંજ્ઞા)ના અર્થનું નિરૂપણ કરવામાં આવે છે.

આ પ્રત્યક્ષ દેખાતા પ્રપંચના ધર્મથી રહિત પરબ્રહ્મ પરમાત્મા છે. એ પરમાત્માને શાસ્ત્રમાં અધ્યારોપઅપવાદન્યાયથી નિરૂપણ કરવામાં આવ્યા છે. માટે અધ્યારોપ આદિ શબ્દોના અર્થોનો અહીં પ્રથમ નિર્ણય કરીએ છીએ. કારણ કે તેનું જ્ઞાન હોય તો સુગમતાથી મનુષ્ય વેદાન્તશાસ્ત્રનું તાત્પર્ય જાણી શકશે.

**અધ્યારોપ.** વસ્તુમાં અવસ્તુનું આરોપણ કરવું તેનું નામ અધ્યારોપ છે. વસ્તુ (યથાર્થ-પદાર્થ) સચ્ચિદાનન્દ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા છે. અને અવસ્તુ (મિથ્યા પદાર્થ) અજ્ઞાનથી લઇ જેટલા જડ પદાર્થના સમુદાય રૂપ પ્રપઞ્ચ છે તે છે. અને સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્મા રૂપ વસ્તુમાં અવસ્તુ રૂપ જગતનું આરોપણ છે તે અધ્યારોપ કહેવાય છે. આરોપ નામ કલ્પનાનું છે. અને પરમાત્મામાં આરોપણ કરેલા મિથ્યા પદાર્થોનો નેતિ નેતિ અર્થાત્ "આ પણ બ્રહ્મ નથી, આ પણ બ્રહ્મ નથી" ઇત્યાદિ વાક્યં વડે નિષેધ કરીને અધિષ્ઠાન માત્રને શેષ રાખવું તેનું નામ અપવાદ છે. અને રસ્તામાં પડેલી દોરીને દેખી તેને સર્પ કહેવો, અથવા છીપને જોઇને તેને ચાંદી કહેવી અથવા કોઇ ઠુંઠાને જોઇને મનુષ્ય કહેવો એ સર્વ અધ્યારોપ છે. ફરી બરાબર રીતે પ્રત્યક્ષ પ્રમાણાદિ વડે તપાસ કરી દોરી આદિ પિછાનનાં આ સર્પ નથી પણ દોરી છે, આ ચાંદી નથી પણ છીપ છે, અને આ મનુષ્ય નથી પણ ઠુંઠું છે—એ પ્રકારે આરોપણ કરેલા સર્પાદિકોને મિથ્યા જાણી

તે સર્પાદિની સત્યત્વ બુદ્ધિનો પરિત્યાગ કરીને જે કથન છે તે અપવાદ છે. કોઇ પ્રકારનો ધર્મ જેમાં નથી એવા શુદ્ધ પરબ્રહ્મ પરમાત્મામાં અજ્ઞાનથી આરોપણ કરેલા જગતનો અને જગતના ધર્મનો પણ શ્રુતિ તથા યુક્તિથી અપવાદ કરીને પરમાત્માના યથાર્થ સ્વરૂપને વેદાન્ત શાસ્ત્ર બતાવે છે.

બ્રહ્મમાં જે પ્રપંચનો અધ્યારોપ કહ્યો છે, તે પ્રપંચ **બાહ્યપ્રપંચ** તથા **આન્તરપ્રપંચ** એમ બે પ્રકારનું છે. તેમાં પૃથિવી આદિથી લઇને જે પંચ મહાભૂતો છે અને તેમાંથી ઉત્પન્ન થયેલું બ્રહ્માંડ, તથા બ્રહ્માંડની અન્તર્ભૂત દેખાતા ૧. ભૂર્લોક, ૨. ભુવર્લોક, ૩ સ્વર્લોક, ૪. મહર્લોક, ૫. જનલોક, ૬. તપલોક, ૭ સત્યલોક, તથા ૮. અતલ, ૯. વિતલ, ૧૦. સુતલ, ૧૧. તલાતલ, ૧૨. મહાતલ, ૧૩. રસાતલ, ૧૪. પાતાલ નામનાં ૧૪ ભુવન, તથા તે ભુવનોમાં જે જરાયુજ, અણ્ડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એ ચાર પ્રકારનાં પ્રાણીઓનો સમુદાય, તથા નામ, રૂપ, ગુણ, ધર્મ, તથા શક્તિ વાળા જે પદાર્થ છે તે સર્વ **બાહ્યપ્રપઞ્ચ** કહેવાય છે. અને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય એ પાંચ કોશ તથા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ પ્રકારનાં શરીર, તથા **जायते, अस्ति, वर्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यति** એ ૭ પ્રકારના **ભાવવિકાર** ( અર્થાત્ પૂર્વ અવસ્થાનો પરિત્યાગ કરીને બીજી અવસ્થાને પ્રાપ્ત થવું તેનું નામ વિકાર છે ), અને ત્વચા, માંસ, મજ્જા, રક્ત, અસ્થિ, વીર્ય એ ૭ (પાટ્કૌશિક), તથા અશનાયા અર્થાત્ ક્ષુધા, પિપાસા, આદિ ૭ ઊર્મિ અર્થાત્ લહરી ( ષડૂર્મિ ), અને શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેન્દ્રિય, તથા વાણી આદિ પાંચ કર્મેન્દ્રિય તથા પ્રાણાદિ પાંચ વાયુ, તથા મન આદિ ચાર અન્તઃકરણ, તથા સંકલ્પાદિ અન્તઃકરણની વૃત્તિ, તથા જાગ્રદાદિ ત્રણ અવસ્થા, તથા ત્રણે અવસ્થાના વ્યાપાર અને તે જાગ્રદાદિ અવસ્થાના અભિમાની વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ, તથા સમાધિ, મૂર્છા, તથા કામાદિ અરિ ( ષડ્વર્ગ ), તથા વિવેકાદિ ચાર સાધન, તથા સત્ત્વાદિ ત્રણ ગુણ, અવિદ્યાદિ પાંચ ક્લેશો, તથા મૈત્ર્યાદિ ચાર, તથા યમાદિ અષ્ટાંગ યોગ, અને પ્રત્યક્ષાદિ પાંચ પ્રમાણ, તથા રોગ, આરોગ્યાદિ જે જે અનેક નામ, રૂપ, ગુણ, તથા ધર્મના આશ્રય છે તે સર્વ **આન્તરપ્રપંચ** કહેવાય છે

## અવિદ્યાનિરૂપણ.

હવે વસ્તુમાં અવસ્તુનું આરોપણ કરવાનું કારણ જે **અવિદ્યા (અજ્ઞાન)** છે તેનું નિરૂપણ કરવામાં આવે છે.

વસ્તુનું યથાર્થ જ્ઞાન પહેલેથી હોય તો કદાપિ તેમાં કોઇ પ્રકારની કલ્પના કરવાનો સમય આવે નહીં માટે અજ્ઞાન જ સર્વ કલ્પનાનું કારણ છે.

સત્ તથા અસત્ વસ્તુથી વિલક્ષણ (ભિન્ન) અર્થાત્ સત્ છે અથવા અસત્ છે એ પ્રકારે કહી ન શકાય( અનિર્વચનીય) , અને સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ રૂપ, અને જેનું વિરોધી **જ્ઞાન** છે એવો કોઈ ભાવ રૂપ પદાર્થ છે, તેનું નામ **અજ્ઞાન** છે. " હું અજ્ઞ છું " એ પ્રકારનો અનુભવ મનુષ્યને થાય છે. માટે અજ્ઞાન એક વસ્તુ છે એ નિશ્ચય છે. જગતમાં સત્ રૂપ અથવા અસત્ રૂપ જ પદાર્થ હોઈ શકે છે. એ બંનેથી ભિન્ન કોઇ પદાર્થ હોવાનો સંભવ નથી. એવી શંકા સર્વ લોકોને હોવાનો સંભવ છે. તથાપિ અજ્ઞાન અસત્ રૂપ નથી, કારણ અસત્ પદાર્થ કોઇનું પણ કારણ થઇ શકતુ નથી,

કેમકે મનુષ્યનાં અસત્ શૃંગાદિ કોઈ પદાર્થ કોઈનું કારણ થઈ શકતું નથી, અજ્ઞાન જગતનું કારણ છે, છતાં અજ્ઞાનને સદ્રૂપ પણ કહી શકતા નથી, કેમકે અજ્ઞાન જ્ઞાનથી નિવૃત્ત થાય છે અર્થાત્ નાશ પામે છે. જે વસ્તુ સત્ય હોય તેનો નાશ કદાપિ થઇ શકતો નથી. તેથી અજ્ઞાનને સત્ તથા અસત્‌થી ભિન્ન કહ્યું છે. અને અજ્ઞાનને કેવલ અનિર્વચનીય સ્વરૂપ કહેવાથી કોઈ પણ પ્રકારે તેને જાણી શકાશે નહીં તેથી અજ્ઞાન અભાવ રૂપ જ હશે એવી શંકા થવાનો સંભવ છે. તેથી તેને ત્રિગુણાત્મક કહ્યું છે. વળી—

अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानाम् ॥ श्वे० उ० अ० ४–५॥

અર્થ:—જે ઉત્પન્ન નહીં થનારી છે, તથા રજોગુણ (लोहित) તથા સત્ત્વગુણ (शुक्ल) તથા તમોગુણ (कृष्ण) એ ત્રણ ગુણવાળી છે તથા બહુ પ્રજાને ઉત્પન્ન કરનારી છે. આ પ્રકારના અજ્ઞાનને શ્રુતિમાં ત્રિગુણાત્મક પદાર્થ કહ્યો છે. અને "હું અજ્ઞ છું" એ અનુભવથી પણ અજ્ઞાનની વિદ્યમાનતા સિદ્ધ થાય છે. માટે અજ્ઞાન અભાવ રૂપ હોઇ શકે નહીં. અને જ્ઞાનનો અભાવ જ અજ્ઞાન છે એવો તાર્કિક લોકોનો મત છે. તેનું નિરાકરણ કરવાને માટે અજ્ઞાનને ભાવ રૂપ કહ્યું છે. અર્થાત્ અજ્ઞાન અભાવ રૂપ નથી, ભાવ પદાર્થ જ છે. અને अजामेकाम् એ શ્રુતિમાં માયા અથવા પ્રકૃતિને ત્રિગુણાત્મક કહી છે. વળી શ્રુતિમાં અજ્ઞાનને કહ્યું જ નથી એવી શંકા પણ કરવાની નથી. કેમકે **અજ્ઞાન, અવિદ્યા, માયા, પ્રકૃતિ, ઇશ્વરની શક્તિ** ઈત્યાદિ સર્વ એક જ વસ્તુનાં નામ છે. અને જેવી રીતે અનેક વૃક્ષોના સમૂહને એક વન કહે છે, તેવી રીતે અનેક પ્રકારે પ્રતીત થતા જીવોનાં અજ્ઞાનોના સમષ્ટિની અપેક્ષાથી અજ્ઞાનને એક કહે છે. અને નાના પ્રકારના જીવોમાં રહેલાં અજ્ઞાનની અપેક્ષાએ અજ્ઞાન અનેક છે. વ્યષ્ટિ નામ એકનું છે, અને **સમષ્ટિ** નામ અનેકના સમૂહનું છે. આ સમષ્ટિ અજ્ઞાનની ઉપાધિવાળા ચૈતન્યને **ઈશ્વર** કહે છે.

चिदानन्दमयब्रह्मप्रतिबिंबसमन्विता ।
तमोरजःसत्त्वगुणा प्रकृतिर्द्विविधा च सा ॥ पंच० प्र. १–१५ ॥

અર્થ:—જે ચિત્ (ચૈતન્ય) અને આનન્દ સ્વરૂપ બ્રહ્મ છે તેના પ્રતિબિંબ યુક્ત તમ તથા રજ તથા સત્ત્વ ગુણની સમાન અવસ્થા વાળી પ્રકૃતિ છે તે બે પ્રકારની છે. ત્રણે ગુણ સરખા પ્રમાણમાં રહેતા હોય ત્યારે તેની સામ્ય (સમાન) અવસ્થા કહેવાય છે. અને—

सत्त्वशुद्ध्यविशुद्धिभ्यां मायाविद्ये च ते मते ।
मायाबिंबो वशीकृत्य तां स्यात्सर्वज्ञ ईश्वरः ॥ ,, १६ ॥

અર્થ:—સત્ત્વગુણની શુદ્ધિ તથા અશુદ્ધિના ભેદથી તે પ્રકૃતિ **માયા** તથા **અવિદ્યા** બે પ્રકારની થાય છે. જ્યારે રજોગુણ તથા તમોગુણથી સત્ત્વગુણની મલિનતા થઈ ન હોય, ત્યારે સત્ત્વગુણની શુદ્ધિ કહેવાય છે. તેને **વિશુદ્ધસત્ત્વપ્રધાન** કહે છે. અને જ્યારે તમોગુણ અને રજોગુણથી સત્ત્વગુણની મલિનતા થઈ હોય, ત્યારે સત્ત્વગુણની અવિશુદ્ધિ કહેવાય છે. તેને **મલિનસત્ત્વપ્રધાન** કહે છે, અને શુદ્ધ સત્ત્વગુણપ્રધાન પ્રકૃતિ **માયા** કહેવાય છે, અને મલિન સત્ત્વપ્રધાનપ્રકૃતિ **અવિદ્યા** કહેવાય છે. આ માયા તથા અવિદ્યા બનેમાં બ્રહ્મ (ચૈતન્ય)નું પ્રતિબિંબ પડે છે. તે મધ્યે માયામાં પ્રતિબિંબભાવને પ્રાપ્ત થયેલું ચૈતન્ય તે, માયાને પોતાને વશ રાખીને સ્થિત છે. તે સર્વજ્ઞત્વાદિ ગુણ વાળા **ઈશ્વર** કહેવાય

છે, ઈશ્વરને સર્વના નિયામક (નેતા) તથા અન્તર્યામી તથા સર્વજ્ઞ ઇત્યાદિ નામથી કહે છે. અને સામાન્ય રૂપે તથા વિશેષ રૂપે સંપૂર્ણ પદાર્થને જાણનાર હોવાથી ઈશ્વરને સર્વજ્ઞ કહ્યા છે. અને ઈશ્વરની ઉપાધિરૂપ સમષ્ટિ અજ્ઞાન અર્થાત્ વિશુદ્ધસત્ત્વ પ્રધાન માયા સંપૂર્ણ બ્રહ્માણ્ડનું કારણ છે. તેથી તેને **કારણશરીર** કહે છે. અને આનન્દની અધિકતા હોવાથી તથા તલવારના મ્યાનની તુલ્ય આત્મસ્વરૂપનું આચ્છાદન કરનાર હોવાથી તેને **આનન્દમય કોશ** પણ કહે છે. અને સંપૂર્ણ સ્થૂલ તથા સૂક્ષ્મ ઉપાધિ તેના કારણ રૂપ ઉપાધિમાં લીન હોવાથી તેને સુષુપ્તિ પણ કહે છે.

**एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् ॥ मा० उ० मं० ६ ॥**

અર્થઃ—આ ઈશ્વર સર્વના ઈશિતા અર્થાત્ નિયામક છે, અને સર્વજ્ઞ તથા અન્તર્યામી અને સંપૂર્ણ પ્રાણીઓની ઉત્પત્તિ તથા લયનું કારણ છે. આ શ્રુતિએ પ્રાણીની ઉત્પત્તિ આદિનું કારણ તથા નિયામક વગેરે ઈશ્વરને જ કહ્યા છે. વળી—

**अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादनेकधा ।**

**सा कारणशरीरं स्यात्प्राज्ञस्तत्राभिमानवान् ॥ पंच० प्र० १–१७ ॥**

અર્થઃ—અવિદ્યામાં પ્રતિબિંબભાવને પ્રાપ્ત થયેલા ચિદાત્મા અર્થાત્ ઈશ્વરથી ભિન્ન જે જીવ છે તે અવિદ્યાને અધીન થયેલો પોતાની ઉપાધિ રૂપ અવિદ્યાની અશુદ્ધિભેદથી દેવતા તથા પશુ, પક્ષી અને મનુષ્યાદિ અનેક પ્રકારનો છે. તે અવિદ્યા સ્થૂલ અને સૂક્ષ્મ શરીરના અર્થાત્ અહંકારાદિકોના કારણ રૂપ છે. તેથી તેને **કારણશરીર** કહ્યું છે. અને આનન્દની અધિકતા હોવાથી તથા કોશની માફક આત્માનું આચ્છાદન કરનાર હોવાથી તેને આનન્દમય કોશ કહ્યો છે, અને સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના લયનું સ્થાન હોવાથી તેને **સુષુપ્તિ** કહી છે. છે.' અને કારણોપાધિ **ઈશ્વર** છે, અને કાર્યોપાધિ **જીવ** છે.

અને જે પ્રમાણે ચિત્રકાર્ય કરેલા વસ્ત્રમાં ચાર અવસ્થા દેખવામાં આવે છે, તેવી રીતે પરમાત્મામાં પણ ચાર અવસ્થા જોવામાં આવે છે.

**यथा धौतो घट्टितश्च लाञ्छितो रञ्जितः पटः ।**

**चिदन्तर्यामी सूत्रात्मा विराट् चात्मा तथेर्यते ॥ ,, ॥ ६–२ ॥**

અર્થઃ—જેવી રીતે ચિત્રપટ (ચિત્રવસ્ત્ર)માં ધૌત અર્થાત્ ધોયેલું, તથા ઘટ્ટિત (ઘુંટેલું), લાઞ્છિત તથા રઞ્જિત એવી ચાર અવસ્થા જોવામાં આવે છે, તેવી રીતે પરમાત્મામાં પણ ચિત્, અન્તર્યામી, સૂત્રાત્મા અને વિરાટ્ એવી ચાર અવસ્થા જાણવા યોગ્ય છે.

**स्वतः शुभ्रोऽत्र धौतः स्याद्घट्टितोऽन्नविलेपनात् ।**

**मष्याकारैर्लाञ्छितः स्याद्रञ्जितो वर्णपूरणात् ॥ ,, ॥ ३ ॥**

અર્થઃ—વસ્ત્રની આ ચાર અવસ્થા મધ્યે, કોઇ પ્રકારની મલિનતાના સંબંધ રહિત શુદ્ધ સફેદ વસ્ત્રને ધૌત કહે છે. અન્નથી વિલેપન કરેલા વસ્ત્રને ઘટ્ટિત કહે છે. અને જે પૂતળી આદિ ચિત્ર વસ્ત્રમાં કાઢવાનું છે તેના આકારનું પ્રથમ મષી વડે નિશાન કરે છે. આ વસ્ત્રની ત્રીજી અવસ્થા છે. અને સર્વ પ્રકારના રંગ ભરવામાં આવ્યા હોય ત્યારે તે રંજિત વસ્ત્ર કહેવાય છે. તેવી રીતે—

स्वतश्चिदन्तर्यामी तु मायावी सूक्ष्मसृष्टितः ।
सूत्रात्मा स्थूलसृष्टचैव विराडित्युच्यते परः ॥ „ ॥ ४ ॥

અર્થ:—માયા કે માયાના કાર્યની સાથે જેને કોઇ સંબંધ નથી તેને ચિદ્ કહે છે. અને માયા ઉપાધિવાળા હોવાથી **અંતર્યામી** કહેવાય છે. અપંચીકૃત પંચભૂતોના કાર્ય સમષ્ટિ સૂક્ષ્મ શરીરની ઉપાધિથી **સૂત્રાત્મા** કહેવાય છે. અને પંચીકૃત કરેલા સમષ્ટિ સ્થૂલ શરીરની ઉપાધિ હોવાથી વિરાટ્ કહેવાય છે.

कूटस्थो ब्रह्मजीवेशावित्येवं चिच्चतुर्विधा ।
घटाकाशमहाकाशौ जलाकाशाभ्रखे यथा ॥ पंच० प्र० ६–१८ ॥

અર્થ:—જેવી રીતે આકાશ એક હોવા છતાં પણ વ્યવહારકાલમાં ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશ એમ ચાર પ્રકારનું પ્રતીત થાય છે; તેવી રીતે ચિદ્ (ચિદાત્મા) પરમાર્થથી એક છે, તથાપિ વ્યવહાર અવસ્થામાં તેની કૂટસ્થ, બ્રહ્મ, જીવ અને ઈશ્વર એ ચાર અવસ્થા પ્રતીત થાય છે.

घटावच्छिन्नखे नीरं यत्तत्र प्रतिबिंबितः ।
साभ्रनक्षत्र आकाशो जलाकाश उदीर्यते ॥ „ ॥ १९ ॥

અર્થ:—ઘટાકાશ તથા મહાકાશ બંને પ્રસિદ્ધ છે. ઘટાવચ્છિન્ન (ઘટયુક્ત) અર્થાત્ ઘટાકાશમાં જે જલ છે અર્થાત્ ઘટમાં ભરેલું જે જલ છે તેમાં પ્રતિબિંબભાવને પ્રાપ્ત થયેલુ મેઘ તથા નક્ષત્રો સહિત જે આકાશ છે તેને જલાકાશ કહે છે.

महाकाशस्य मध्ये यन्मेघमण्डलमीक्ष्यते ।
प्रतिबिंबतया तत्र मेघाकाशो जले स्थितः ॥ „ ॥ २० ॥

અર્થ:—મહાકાશની મધ્યમાં જે મેઘોનો સમૂહ જોવામાં આવે છે તે મેઘના જલમાં પ્રતિબિંબ રૂપે મેઘાકાશ સ્થિત છે.

मेघांशरूपमुदकं तुषाराकारसंस्थितम् ।
तत्र खप्रतिबिंबोऽयं नीरत्वादनुमीयते ॥ „ ॥ २१ ॥

અર્થ:—મેઘમાં જે જલ છે તેની પ્રતીતિ થતી નથી, તથાપિ વૃષ્ટિ થતી જોવામાં આવતાં મેઘમાં જલનું અનુમાન થાય છે. મેઘમાં જે જલ છે તે તુષાર (હિમની વગળના ધુમાડા) માફક સ્થિત છે. તે જલમાં આકાશના પ્રતિબિંબનું અનુમાન કરીએ છીએ; કેમકે જલ હોવાથી તે અવશ્ય આકાશના પ્રતિબિંબ વાળુ હશે. ઘટમાં જલ છે તેમાં આકાશનું પ્રતિબિંબ તો અવશ્ય દેખાય છે જ.

अधिष्ठानतया देहद्वयावच्छिन्नचेतनः ।
कूटवन्निर्विकारेण स्थितः कूटस्थ उच्यते ॥ „ ॥ २२ ॥

અર્થ:—પંચીકૃત કરેલાં પંચભૂતોના કાર્ય રૂપ સ્થૂલ દેહ તથા અપંચીકૃત પંચભૂતોના કાર્યરૂપ સૂક્ષ્મદેહ એ બંનેની કલ્પનાના આધાર રૂપે વર્તમાન હોવાથી સ્થૂલ દેહ તથા સૂક્ષ્મ દેહની ઉપાધિવાળા આત્માને કૂટસ્થ કહે છે. તે પર્વતની ટોચ આદિની તુલ્ય નિર્વિકાર હોવાથી કૂટસ્થ કહેવાય છે અને—

कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिंबकः ।
प्राणानां धारणाज्जीवः संसारेण स युज्यते ॥ ,, ॥ ६-२३ ॥

અર્થ:—કૂટસ્થમાં કલ્પના કરેલી બુદ્ધિ છે. તેની અંદર ચૈતન્યનું પ્રતિબિંબ છે તે જીવ છે. અને પ્રાણને ધારણ કરનાર છે. તે જ જીવ સંસારને પ્રાપ્ત થાય છે. કૂટસ્થ નિર્વિકારી છે. અને તેને સંસારની પ્રાપ્તિ નથી. વળી—

जलव्योम्ना घटाकाशो यथा सर्वस्तिरोहितः ।
तथा जीवेन कूटस्थः सोऽन्योन्याध्यास उच्यते ॥ ,, ॥ २४ ॥

અર્થ;—જેવી રીતે જલાકાશમાં ઘટાકાશ સર્વ તિરોહિત હોય છે ( ઢંકાઇ જાય છે ). તેવી રીતે જીવ વડે કૂટસ્થ પણ તિરોહિત થાય છે. તેથી જીવ અને કૂટસ્થના ભેદની પ્રતીતિ થતી નથી. આ તિરોધાનને જ અન્યોન્યાધ્યાસ કહે છે. અને अतस्मिँस्तद्बुद्धिः એ અધ્યાસ છે-રજત રૂપ નથી એવી જે છીપ તેમાં રજત (ચાંદી)ની બુદ્ધિ છે તે અધ્યાસ છે.

अयं जीवो न कूटस्थं विविनक्ति कदाचन ।
अनादिरविवेकोऽयं मूलाविद्येति गम्यताम् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—આ જીવ અને કૂટસ્થનું કદાપિ વિવેચન થતું નથી. આ અવિવેક અનાદિ કાલથી છે અને મૂલાવિદ્યા જ આ અવિવેકનું કારણ છે અર્થાત્ આ અવિવેકનું જ નામ અવિદ્યા છે.

विक्षेपावृतिरूपाभ्यां द्विधाऽविद्या व्यवस्थिता ।
न भाति नास्ति कूटस्थ इत्यापादनमावृतिः ॥ ,, ॥ २६ ॥

અર્થ:—વિક્ષેપ તથા આવૃત્તિ રૂપે એમ બે પ્રકારે અવિદ્યા સ્થિત છે. અર્થાત્ અવિદ્યાની વિક્ષેપશક્તિ અને આવરણશક્તિ છે. તેમાં અભાનાપાદિકા અને અસત્વાપાદિકા એવા બે ભેદ છે. કૂટસ્થની પ્રતીતિ થતી નથી એ વ્યવહારનું કારણ અભાનાપાદિકા નામની આવરણશક્તિનો ભેદ છે. અને કૂટસ્થ છે જ નહીં એ વ્યવહારનું કારણ અસત્ત્વાપાદિકા નામની આવરણશક્તિનો ભેદ છે. અને અનિર્વચનીય આવરણ અને વિક્ષેપશક્તિ વાળા અનાદિ ભાવ રૂપ પદાર્થને અવિદ્યા કહે છે. તે અવિદ્યા મૂલાવિદ્યા અને તૂલાવિદ્યા એમ બે પ્રકારની છે. તેમાં આત્મસ્વરૂપને આચ્છાદન કરનારી જે અવિદ્યા છે તેને મૂલાવિદ્યા કહે છે. અને ઘટાદિ અવચ્છિન્ન ચૈતન્યને આચ્છાદન કરનારી તૂલાવિદ્યા કહેવાય છે. કોઇ વિવેકી મનુષ્ય અજ્ઞાનીને પૂછે કે "તું કૂટસ્થને જાણે છે?" તો તે "હુ જાણતો નથી, અને કૂટસ્થની પ્રતીતિ થતી નથી, અને કૂટસ્થ છે પણ નહીં" એ પ્રકારે કહે છે તેથી આવરણનો અનુભવ અવિદ્યાની આવરણશક્તિમાં પ્રમાણ છે. અને—

अविद्यावृतकूटस्थे देहद्वययुता चितिः ।
शुक्तौ रूप्यवदध्यस्ता विक्षेपाध्यास एव हि ॥ ,, ॥६-२३॥

અર્થ:—પહેલાં કહેલા અવિદ્યાના આવરણ વાળા કૂટસ્થમાં, શુક્તિમાં રૂપાની માફક, આરોપણ કરેલા સ્થૂલ અને સૂક્ષ્મ શરીર સહિત જે ચિદાભાસ છે તેને વિક્ષેપાધ્યાસ કહે છે.

શુક્તિમાં જ્યારે રજતનો ભ્રમ થાય છે, તે વખતે જે પ્રમાણે છીપની પીઠનો નીલ વર્ણ

તથા ત્રણ ખુણા આદિ સર્વ તિરોહિત થઇ જાય છે અર્થાત્ દેખવામાં આવતા નથી, પરન્તુ તેમાં રજતના ધર્મ ભાસે છે. તેવી રીતે ફૂટસ્થની અસંગતા અને આનન્દસ્વરૂપના આદિ તિરોહિત થઇ જાય છે. તેથી કૂટસ્થમાં રહેનાર વાસ્તવત્વ, ચિદાભાસમાં પ્રતીત થાય છે. વળી મન્દ અંધકારમાં પડેલી જે દોરી છે તેને પ્રકાશ કરનાર ચૈતન્યમાં જે અવિદ્યા છે તે અવિદ્યાની આવરણશક્તિથી રજ્જુના સ્વરૂપનું જ્ઞાન થતું નથી. અર્થાત્ આવરણ શક્તિ દોરીના સ્વરૂપને આચ્છાદન કરી દે છે. અને વિક્ષેપશક્તિ દોરીને સર્પ રૂપે બતાવે છે. તેવી જ રીતે આવરણ શક્તિદ્વારા આચ્છાદિત થયેલા આત્માનું જ્ઞાન થતું નથી. અર્થાત્ આત્માના સચ્ચિદાનન્દ સ્વરૂપ આદિને અવિદ્યાની આવરણશક્તિ આચ્છાદન કરી નાંખે છે, ત્યારે વિક્ષેપશક્તિ આત્માને જગદ્રૂપે બતાવે છે. અને જેવી રીતે કરોળીઓ ચૈતન્ય પ્રધાન થઇને જાળનું નિમિત્ત કારણ, અને પોતાના શરીરપ્રધાન થઇને જાળનું ઉપાદાન કારણ પણ બને છે. તેવી રીતે આવરણશક્તિ તથા વિક્ષેપશક્તિ યુક્ત અજ્ઞાનની ઉપાધિ વાળા ચૈતન્ય (ઇશ્વર) પોતાના ચૈતન્ય પ્રધાન થઇને જગતનું **નિમિત્ત કારણ**, અને ઉપાધિ રૂપ અજ્ઞાન પ્રધાન થઇને જગતનું ઉપાદાન કારણ થાય છે. તે કારણે વેદાન્ત-શાસ્ત્રમાં ઇશ્વરને જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ કહ્યું છે.

અને સમષ્ટિ સૂક્ષ્મ શરીર તથા વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર એમ સૂક્ષ્મ શરીર બે પ્રકારનું છે. અને સમષ્ટિ સૂક્ષ્મ શરીરની ઉપાધિને **હિરણ્યગર્ભ** કહે છે. અને સૂક્ષ્મ શરીરમાં વિજ્ઞાન-મય તથા મનોમય તથા પ્રાણમય એ ત્રણ કોશ છે દરેક શરીરમાં ભિન્ન જે વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર તે તૈજસની ઉપાધિ છે. ત્યાં વ્યષ્ટિ વિજ્ઞાનમય, મનોમય અને પ્રાણમય એ ત્રણ કોશ છે. અને સમષ્ટિ સ્થૂલ શરીર તથા વ્યષ્ટિ સ્થૂલ શરીર એમ સ્થૂલ શરીર બે પ્રકારનું છે. જરાયુજ, અણ્ડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ નામનાં ચાર પ્રકારનાં સમષ્ટિ સ્થૂલ શરીરની ઉપાધિને **વિરાટ્** કહે છે. સ્થૂલ શરીર અન્નના વિકાર રૂપ હોવાથી તથા કોશની માફક આત્માનું આચ્છાદક હોવાથી તે અન્નમય કોશ છે. અને વ્યષ્ટિ સ્થૂલ શરીરોપાધિવાળા જીવનું નામ **વિશ્વ** છે. અન્નના વિકાર રૂપ તથા કોશની માફક આત્માનું આચ્છાદન કરનાર હોવાથી તે અન્નમય કોશ છે.

અને સંશયનું નામ **અસંભાવના** છે. તે **પ્રમાણગત અસંભાવના** તથા **પ્રમેય-ગત અસંભાવના** એમ બે પ્રકારની હોય છે. વેદાન્ત વાક્ય અદ્વિતીય બ્રહ્મને પ્રતિપાદન કરનાર છે કે અન્ય કર્માદિને પ્રતિપાદન કરનારાં છે-એવો જે સંશય છે તે પ્રમાણગત સંશય કહેવાય છે. જીવબ્રહ્મનો અભેદ સત્ય છે અથવા ભેદ સત્ય છે એ પ્રકારનો જે સંશય છે તે પ્રમેય ગત સંશય કહેવાય છે. પ્રમાણ ગત સંશય શ્રવણથી નિવૃત્ત થાય છે. અને પ્રમેય ગત સંશય મનનથી દૂર થાય છે. અને વિપર્યયનું નામ **વિપરીત ભાવના** છે. તે વિપરીત ભાવના પણ પ્રમાણ ગત તથા પ્રમેય ગત એમ બે પ્રકારની છે. તેમાં-વેદાન્ત વાક્ય બ્રહ્મને પ્રતિપાદન કરતું નથી, પરન્તુ કર્મને જ પ્રતિપાદન કરે છે એ પ્રમાણગત વિપરીત ભાવના છે. અને જીવબ્રહ્મનો ભેદ સત્ય છે આ પ્રમેયગત વિપરીત ભાવના છે. અને વિપરીત ભાવના નિદિધ્યાસનથી નિવૃત્ત થાય છે. આ શ્રવણાદિ ત્રણે, જ્ઞાનનાં પ્રતિબન્ધક જે અસંભાવના અને વિપરીત ભાવના છે તેની નિવૃત્તિ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિમાં કારણ છે.

અને ચિત, પરમાત્મા, બ્રહ્મ, સાક્ષી, કૂટસ્થ, અક્ષર, જગદધિષ્ઠાન, જગન્નિષેધા,

વધિભૂત (સંપૂર્ણ જગત્ના પદાર્થોનો નિષેધ કરીને જેનો નિષેધ નહીં કરી શકે ને બાકી રહી જાય છે તેને નિષેધની અવધિ કહે છે) ઈત્યાદિ સર્વ નામ બ્રહ્મનાં છે અને મહાન્ હોવાથી **બ્રહ્મ** કહે છે. બ્રહ્મમાં જે વ્યાપકપણું છે તે જ તેમાં મોટાપણું (મહત્ત્વ) છે. અને **બૃંહણત્વાદ્બ્રહ્મ** અર્થાત્ શરીરની વૃદ્ધિ આદિના હેતુ હોવાથી પણ પરમાત્માને બ્રહ્મ કહ્યું છે. અને સમષ્ટિ સ્થૂલ શરીરોપાધિ ચૈતન્ય અનેક પ્રકારે પ્રકાશમાન હોવાથી તેને **વિરાટ્** કહ્યું છે. અને તે સંપૂર્ણ જગતનાં પ્રાણી (જીવ)વિષયમાં "હું છું" એવું અભિમાન વાળા હોવાથી તેમને **વૈશ્વાનર** કહે છે. અને સમષ્ટિ સૂક્ષ્મ શરીરોપાધિ વાળા ચૈતન્યને જે **હિરણ્યગર્ભ** કહ્યું છે તે માળાના મણકાની અંદરના સૂત્રથી માફક સંપૂર્ણ પદાર્થમાં પરોવાયલું (**અનુસ્યૂત**) હોવાથી તેને **સૂત્રાત્મા** કહે છે. અને ક્રિયાશક્તિવાળા હોવાથી તેને **પ્રાણ** કહે છે. અને સમષ્ટિ અજ્ઞાનોપાધિ વાળું ચૈતન્ય સંપૂર્ણ પ્રાણીઓના નિયામક હોવાથી **ઈશ્વર**, અને સર્વના હૃદયમાં રહીને સર્વના પ્રેરક હોવાથી **અન્તર્યામી**, તથા રૂપ રહિત હોવાથી **અવ્યાકૃત**, તથા સંપૂર્ણ અજ્ઞાન અને અજ્ઞાનના કાર્યના પણ પ્રકાશ કરનાર હોવાથી જગતનું કારણ કહેવાય છે, અને કોઈ પણ પ્રમાણથી પ્રકટ થતું નથી તેથી તેને **અવ્યક્ત** પણ કહે છે.

**પ્રત્યગાત્મા અથવાઅન્તરાત્મા** એક જ છે. તેને સર્વ વ્યષ્ટિ સ્થૂલ તથા સૂક્ષ્મ તથા કારણ શરીરની ઉપાધિઓથી વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ એવાં ત્રણ પ્રકારનું કહે છે. **પ્રાતિલોમ્યેનાઞ્ચતીતિ પ્રત્યક્**–ઉલટી રીતે જ પ્રકાશે તેનું નામ **પ્રત્યક્** છે. અર્થાત્ મિથ્યા તથા જડ તથા દુઃખ રૂપ અહંકારાદિનું જે સ્વરૂપ છે તેથી વિલક્ષણ સચ્ચિદાનંદરૂપ થઇને જે પ્રકાશે છે, તેનું નામ પ્રત્યક્ છે. અને પોતાનામાં કલ્પના કરેલા પદાર્થોને વૃત્તિના વ્યવધાન વિના સાક્ષાત્ જ દેખે છે તેનું નામ **સાક્ષી** છે. અને ઉદાસીન થઇને અર્થાત્ શત્રુ કે મિત્ર બંનેમાંથી કોઇનો પક્ષ નહીં કરીને જોનારનું નામ સાક્ષી છે. અને ટોપી વાળા મનુષ્યની જે ટોપી છે તે ઉપાધિ છે, અને ગોરા મનુષ્યનો જે ગોરો રંગ છે તે વિશેષણ છે. ઉપાધિને સ્વરૂપની સાથે કોઇ સંબન્ધ નથી હોતો, કેમકે ટોપી વાળા મનુષ્યની ઉપાધિરૂપ જે ટોપી છે તેને કાઢી લઇને દૂર રાખવાની ટોપી રૂપ-ઉપાધિની નિવૃત્તિ થાય છે, કારણ કે ટોપી તેણે કેવલ શિર ઉપર જ રાખી હતી, શરીરના માંસ આદિ સાથે વિશેષ કરીને ચોટી નહોતી. પરન્તુ વિશેષણને સ્વરૂપની સાથે સંબંધ હોય છે, કેમકે ગોરો મનુષ્ય પોતાના ગોરા રંગને ટોપીની માફક ઉકાળીને ફેંકી શકતો નથી. જ્યાંસુધી તેનું શરીર છે, ત્યાંસુધી તે રહેવાનું જ છે. વળી મનુષ્યની ગમે તેટલી ધનસંપત્તિ, કુટુંબપરિવાર, આદિ છે, તેને શીઘ્ર છોડી શકે છે. તેમાંનું કાંઇ તેના શરીરની સાથે ચોટી રહેતું નથી. તેથી તે સર્વને ઉપાધિ કહે છે.

અને પુણ્ય, તથા પાપ, તથા પુણ્ય અને પાપ કર્મથી મિશ્રિત–એમ ત્રણ પ્રકારનાં કર્મ પહેલાં કહેવામાં આવ્યાં છે. તેમાં પુણ્યવિશેષ અર્થાત્ ઉત્તમ પુણ્ય તથા મધ્યમ પુણ્ય તથા નિકૃષ્ટ પુણ્યના ભેદથી પુણ્ય કર્મ પણ ત્રણ પ્રકારનું હોય છે. તેમાં ઉત્તમ પુણ્ય વાળાને હિરણ્યગર્ભ (બ્રહ્મા)ના શરીરની પ્રાપ્તિ થાય છે. મધ્યમ પુણ્ય વાળાને ઇન્દ્રાદિ-દેવ શરીરોની પ્રાપ્તિ થાય છે. અને અધમ (સામાન્ય) પુણ્ય વાળાને યક્ષ તથા રાક્ષસાદિ શરીરની પ્રાપ્તિ થાય છે. અને અધિક પાપ તથા મધ્યમ પાપ તથા સામાન્ય પાપ–એમ પાપ કર્મના પણ ત્રણ પ્રકારના ભેદ છે. વિશેષ પાપ કર્મનાં ફળ બીજાને દુઃખ દેનાર

કાંટા વાળા ગુલ્મ અર્થાત્ થોર જેવી વનસ્પતિ અને વીંછી આદિના જન્મની પ્રાપ્તિ છે. મધ્યમ પાપનું ફળ આબો, નારિએળ, તથા ભેંસ, ગધેડું, આદિનાં શરીરની પ્રાપ્તિ છે. અને સામાન્ય પાપનું ફળ ગાય, હાથી, તુલસી, આદિના જન્મની પ્રાપ્તિ છે. અને પુણ્ય તથા પાપ કર્મનું મિશ્ર ફલ જ વિશેષે કરીને મનુષ્ય જન્મ છે. તેમાં જેનું મિશ્ર કર્મ અધિક હોય તો નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી લઇને નિર્વિકલ્પ સમાધિ પર્યન્તનું સાધન કરવાને માટે યોગ્ય હોય એવા શરીરની પ્રાપ્તિ થાય છે. અને મિશ્ર કર્મ મધ્યમ હોય તો તેથી અનેક પ્રકારનાં સકામ કર્મ કરવાને યોગ્ય શરીરની પ્રાપ્તિ થાય છે. અને મિશ્ર સામાન્ય કર્મનું ફલ ચણ્ડાલાદિના શરીરની પ્રાપ્તિ થવી તે છે.

વળી પુણ્ય કર્મ કરનાર તથા પાપ કર્મ કરનાર મનુષ્ય પણ પોતાની સાત્ત્વિક, રાજસ અને તામસ પ્રકૃતિને અનુસાર પુણ્ય તથા પાપ કરે છે. તેથી ધર્મશાસ્ત્રમાં સત્ત્વગુણ આદિના લક્ષણ તથા સત્ત્વગુણી આદિ મનુષ્યોની ગતિને પણ કહી છે તે આગળ **મિશ્ર પ્રકરણ**માં બતાવવામાં આવશે.

અને મનુષ્યે પૂર્વ જન્મમાં અથવા પૂર્વ કાલમાં કરેલાં કર્મનું ફલ આ જન્મમાં ભોગવે છે ત્યારે તેનું નામ **પ્રારબ્ધ** કહેવાય છે. પહેલાં કરેલા કર્મનું જે અદૃષ્ટ છે તેણે હાલ ફલ આપવાને માટે આરંભ કર્યો છે. માટે તેને પ્રારબ્ધ કહે છે. પ્રારબ્ધ પણ સ્વેચ્છા પ્રારબ્ધ, પરેચ્છા પ્રારબ્ધ, તથા અનિચ્છા પ્રારબ્ધ અથવા તીવ્ર પ્રારબ્ધ—એમ પ્રારબ્ધ ત્રણ પ્રકારનાં છે. મનુષ્ય ખેતી, વ્યાપાર તથા ભિક્ષાટનાદિ કર્મ કરે છે. તે **સ્વેચ્છા પ્રારબ્ધ** છે. અને પોતાની ઇચ્છા પ્રકટ કર્યા વિના બીજાની ઇચ્છાથી જે કાંઇ પ્રાપ્ત થાય તે **પરેચ્છા પ્રારબ્ધ** કહેવાય છે. અને રસ્તે ચાલતાં મનુષ્યના શિરમાં અકસ્માત્ કોઇ ફલ આદિ પડે અથવા કોઈ કાંટો આદિ વાગે તો તે **અનિચ્છા પ્રારબ્ધ** કહેવાય છે.

અને જ્ઞાન પ્રાપ્તિમાં પ્રતિબન્ધ રૂપ ભૂત પ્રતિબન્ધ તથા વર્તમાન પ્રતિબન્ધ તથા આગામી પ્રતિબન્ધ—એમ ત્રણ પ્રકારના પ્રતિબન્ધ છે. તેમાં પૂર્વે અનુભવ કરેલી વસ્તુના સંસ્કાર મનમાં હોવાથી તે વસ્તુનુ વારંવાર સ્મરણ થાય છે તે **ભૂત પ્રતિબન્ધ** છે. એક ભિક્ષુને પરમાત્માનું ધ્યાન કરવાનું બતાવ્યું હતું. તે એકાન્તમાં બેસીને તેનું ધ્યાન કરતો હતો. તેણે પૂર્વાશ્રમમાં એક ભેંસ રાખી હતી. તે ભેંસની ઉપર તેને બહુ પ્રેમ હતો. તેથી તેને ધ્યાન કરતી સમયમાં ભેંસનુ જ સ્મરણ થતું હતુ. તે ભેંસનું સ્મરણ તેને **ભૂત પ્રતિબન્ધ** છે. અને વર્તમાન કાલમાં તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિમાં જે વિરોધિ વિઘ્ન છે તે સર્વ **વર્તમાન** પ્રતિબન્ધ કહેવાય છે. તે ૧. **વિષયાસક્તિ**, તથા ૨. **પ્રજ્ઞામાન્દ્ય** અર્થાત્ બુદ્ધિની મન્દતાથી વારંવાર ગુરુએ સમઝાવ્યા છતાં પણ તત્ત્વ નહીં સમઝવું, અને ૩. **કુતર્ક** અર્થાત યુક્તિ વિના ખોટા તર્ક કરીને પ્રતિપાદન કરેલા અર્થથી વિપરીત અર્થને ગ્રહણ કરવો તે, તથા ૪. **વિપર્યયદુરાગ્રહ** અર્થાત હું શ્રોત્રિય છું તથા પણ્ડિત છું, વિરક્ત છુ એ પ્રકારે દેહ તથા ઇન્દ્રિયાદિકોમાં આત્મત્વબુદ્ધિ રૂપ દુરાગ્રહ છે. એ સર્વ **વર્તમાન પ્રતિબન્ધ** છે. તેમા શમાદિ ષટ્સંપત્તિથી વિષયાસક્તિની. તથા શ્રવણથી પ્રજ્ઞામાન્દ્યની, મનનથી કુતર્કની, અને નિદિધ્યાસનથી વિપર્યયદુરાગ્રહની નિવૃત્તિ થાય છે. અને કોઈ વસ્તુમાં દયા તથા વિશ્વાસ તથા મોહ આદિ ઉત્પન્ન કરનાર પ્રબલ શક્તિ વાળા **પ્રારબ્ધ શેષને આગામી** પ્રતિબન્ધ કહે છે. તે આગામી પ્રતિબન્ધ **જડભરતમાં** દીઠું

છે. જડભરતે દયાને વશ થઇને હરિણના બચ્ચાનું પાલન કર્યું. હરિણમાં અત્યન્ત દયાને ઉત્પન્ન કરનાર પ્રારબ્ધશેષથી તેને હરિણના ત્રણ જન્મ મળ્યા.

અને શુદ્ધ વાસના તથા મલિન વાસના એમ બે પ્રકારની વાસના હોય છે. તેમાં મલિન વાસના ૧. લોકવાસના, ૨. દેહવાસના અને ૩. શાસ્ત્રવાસના એવી ત્રણ પ્રકારની હોય છે. જે પ્રકારનું આચરણ કરવાથી કોઇ પણ મનુષ્ય મારી નિન્દા કરે એવું આચરણ હું કરીશ, અથવા જે પ્રકારના આચરણથી સર્વ લોક મારી સ્તુતિ કરે એવું આચરણ હું કરીશ–આ આગ્રહને લોકવાસના કહે છે. તે સંપાદન કરવી અશકય હોવાથી મલિન વાસના છે. લોક તો સર્વનો કોઈ ને કોઈ દોષ અવશ્ય બોલશે. અને આગળ થઇ ગયેલા અનેક નિર્દોષ સમર્થ પુરૂષોમાં પણ દોષારોપણ કરીને કહ્યો છે. આ વિષયમાં રામચન્દ્રજી તથા સીતાનું દૃષ્ટાન્ત જ પ્રધાન છે. વાલ્મીકિ ઋષિ નારદજીને પૂછે છે કે—

कोन्वस्मिन्सांप्रतं लोके गुणवान्कश्च वीर्यवान् ।
धर्मज्ञश्च कृतज्ञश्च सत्यवाक्यो दृढव्रतः ॥ वा० रा० बा० अ० १ श्लो. २ ॥

અર્થ:—હે નારદજી ! હાલ અર્થાત્ વર્તમાન કાલમાં આ પૃથિવીમાં ઉત્તમ ગુણ વાળ કોણ છે ? અને દિવ્ય અસ્ત્રાદિના જ્ઞાનથી શત્રુનો વિશેષ કરીને પરિભવ કરવાના સામર્થ્ય રૂપ વીર્ય વાળો કોણ છે? અને ધર્મોના રહસ્યને જાણનાર તથા કૃતજ્ઞ અર્થાત્ ઉપકાર સ્મરણમાં રાખનાર તથા સર્વ અવસ્થામાં સત્ય બોલનાર તથા આપત્તિકાળમાં પણ ધર્માચર રૂપ વ્રતનો પરિત્યાગ નહીં કરનાર કોણ છે ?

चारित्रेण च को युक्तः सर्वभूतेषु को हितः ।
विद्वान् कः कः समर्थश्च कश्च कः प्रियदर्शनः ॥ ,, ॥ ३ ।

અર્થ:—અને ચારિત્રથી યુક્ત તથા સંપૂર્ણ પ્રાણીના હિતમાં વર્તનાર તથા વિદ્વાન્ તઃ પ્રજાપાલન આદિ લૌકિક વ્યવહારમાં કુશલ તથા જેનું દર્શન સર્વને પ્રિય હોય અર્થાત્ રૂપવા પણ હોય, તથા—

आत्मवान् को जितक्रोधो द्युतिमान् कोऽनसूयकः ।
कस्य बिभ्यति देवाश्च जातरोषस्य संयुगे ॥ ,, ॥ ४ ।

અર્થ:—અન્તઃકરણ જેણે વશ કર્યું હોય એવો તથા જીતેન્દ્રિય તથા જેણે ક્રોધને જી લીધો હોય, દેહની કાન્તિવાળો તથા અસૂયાથી રહિત અને યુદ્ધના સમયમાં જેના રોષ દેવતા લોક પણ ડરે છે અર્થાત્ મહાન્ યુદ્ધવીર કોણ છે? અર્થાત્ આ સર્વ ગુણો યુક્ત કોણ પુરૂષ જગતમાં છે તે હું સાંભળવા માગું છું–એમ વાલ્મીકિ નારદજીને પૂછે તેમના પ્રતિ નારદજી ઉત્તર આપે છે કે—

बहवो दुर्लभाश्चैव ये त्वया कीर्तिता गुणाः ।
मुने वक्ष्याम्यहं बुद्ध्वा तैर्युक्तः श्रूयतां नरः ॥ ,, ॥ १–७ ।

અર્થ:—હે ઋષે ! આપે જે ગુણ કહ્યા તે બહુ દુર્લભ છે. તથાપિ તે પ્રકારના ગુણો યુક્ત પુરૂષને વિચાર કરીને હું કહું છું. તમે સાંભળો.

इक्ष्वाकुवंशप्रभवो रामो नाम जनैः श्रुतः । ,, ॥ ८ ॥

અર્થઃ—ઇક્ષ્વાકુ નામના રાજાના વંશમાં ઉત્પન્ન થયેલા રામ નામથી પ્રસિદ્ધ પુરૂષ છે. અને લોકોથી પણ સાંભળ્યું છે. તેમનામાં તમે કહેલા સર્વ ગુણો છે. બીજા પણ અનેક ગુણ છે એમ નારદજીએ રામચંદ્રજીના ગુણોનું કથન કર્યું છે. તેવા રામચન્દ્રજીનું તથા તેમની પત્ની પતિવ્રતા શિરોમણિ સીતાજીને પણ સાંભળવાને અશક્ય એવો લોકાપવાદ થયો છે. ફરી બીજાનું તો કહેવુંજ શું?

વળી દેશવિશેષમાં પરસ્પર નિન્દા થતી પણ બહુ જોવામાં આવે છે. દક્ષિણ દેશના બ્રાહ્મણ લોક, ઉત્તર દેશના વેદપાઠી બ્રાહ્મણ પણ માંસભક્ષણ કરે છે એવી ઉત્તર દેશના બ્રાહ્મણોની નિન્દા કરે છે. અને ઉત્તર દેશના બ્રાહ્મણ લોક, દક્ષિણ દેશના બ્રાહ્મણ લોક મામાની કન્યાની સાથે લગ્ન કરી લે છે એ પ્રકારે દક્ષિણ દેશના બ્રાહ્મણોની નિન્દા કરે છે. એ પ્રમાણે અનેક પ્રકારથી પોતપોતાના કુલ તથા ગોત્ર તથા ઇષ્ટદેવતાની પ્રશંસા અને બીજાની નિન્દા વિદ્વાનથી લઈને ગોપાલાદિ પણ કરેજ છે. નિન્દા કર્યા વિના કોઇને પણ છોડતા નથી.

शुचिः पिशाचो विचलो विचक्षणः क्षमोऽप्यशक्तो बलवांश्च दुष्टः ।
निश्चित्तचोरः सुभगोऽपि कामी को लोकमाराधयितुं समर्थः ॥ जी० वि०

અર્થઃ—કોઈ મનુષ્ય સ્નાનાદિથી પવિત્ર રહેતો હોય તો તેને પિશાચ કહેશે. અને કોઇ બોલવામાં હોંશીઆર હોય તો તેને વાચાલ કહેશે, અને ક્ષમાવાળો હશે તો તેને અશક્ત કહેશે. તથા બલવાનને દુષ્ટ કહેશે. અને જો કોઇના ચિત્તમાં નાના પ્રકારની કલ્પના ન હોવાથી શાન્ત બેઠો હોય તો તેને ચોર કહેશે. અને કોઇ રૂપવાળો હશે તો તેને કામી કહેશે. માટે લોકોને પ્રસન્ન કરવામાં કોણ સમર્થ થશે અર્થાત્ કોઈ પણ નહીં. વળી—

विद्यते न खलु कश्चिदुपायः सर्वलोकपरितोषकरो यः ।
सर्वथा स्वहितमाचरणीयं किं करिष्यति जनो बहुजल्पः ॥ जी. वि. वा. प्र.

અર્થઃ—સર્વ લોકોને પ્રસન્ન કરવાનો કોઇ ઉપાય જોવામાં આવતો નથી. સર્વ પ્રકારે મનુષ્યે પોતાના હિતનું જ આચરણ કરવું જોઇએ. અને તેમ કરતાં બહુબોલા લોક બહુ બોલીને શું કરનાર છે? અર્થાત્ પોતાના હિતનું આચરણ કરનાર ઉપર પણ લોક અવશ્ય આક્ષેપ કરશે. તથાપિ તેની પરવા કર્યા વિના પોતાના કાર્યમાં તત્પર રહેવું જોઇએ.

અને લોકવાસના મલિન હોવાથી યોગીએ નિન્દા અને સ્તુતિમાં તુલ્ય ભાવના રાખવી જોઇએ.

અને શાસ્ત્રવાસના ત્રણ પ્રકારની હોય છે. ૧. પાઠવ્યસન, ૨. બહુશાસ્ત્રવ્યસન, અને ૩. અનુષ્ઠાનવ્યસન, સંપૂર્ણ શાસ્ત્રને ભણીને સમાપ્ત કરવાના વિચારને **પાઠવ્યસન** કહે છે. તે કદાપિ કોઇની પણ પૂરી થવાની નથી. એ મલિન વાસના છે. **ભરદ્વાજ** ઋષિએ ત્રણ પુરૂષાયુ સુધી વેદોનું બહુ અધ્યયન કર્યું, છતાં પણ સમાપ્ત ન થયું. ફરી ઇન્દ્રે ચોથું પુરૂષાયુ આપવાનો લોભ બતાવ્યો. તે ચોથા પુરૂષાયુમાં પણ બાકી રહેલા વેદનું અધ્યયન કરવાનો તેમણે પ્રયત્ન કર્યો. ફરી ઇંદ્રે તેમને સંપૂર્ણ શાસ્ત્રનું અધ્યયન કરવાની અશક્યતા બતાવી. ત્યારે ભરદ્વાજ અધ્યયનથી નિવૃત્ત થઈને ઇન્દ્રના ઉપદેશથી સગુણ બ્રહ્મવિદ્યાની ઉપાસનામાં પ્રવૃત્ત થયા. અને **બહુશાસ્ત્રવ્યસન** નામ અનેક પ્રકારનાં શાસ્ત્રોનો સંગ્રહ

કરવાનું વ્યસન છે. દુર્વાસા ઋષિ નાના પ્રકારનાં શાસ્ત્રોનો ભાર લઇને મહાદેવને નમસ્કાર કરવાને માટે ગયા. ત્યારે નારદજીએ તેમને સભાની મધ્યમાં ભાર ઉઠાવનાર ગધેડાની તુલ્ય કહ્યા. ત્યારે દુર્વાસા ઋષિ ક્રોધથી સર્વ પુસ્તકોને ક્ષાર સમુદ્રમાં ફેંકીને મહાદેવની પાસે ગયા. ત્યારે મહાદેવજીએ તેમને આત્મવિદ્યામાં પ્રવૃત્ત કર્યા. માટે અનેક પ્રકારના ગ્રન્થોના સંગ્રહની ઇચ્છા રૂપ મલિન વાસના પણ મુમુક્ષુએ પરિત્યાગ કરવા યોગ્ય છે. મરણપર્યન્ત શાસ્ત્રમાં કહેલાં કર્મ જ કરતા રહેવું છે એ પ્રકારની કર્મશ્રદ્ધા રૂપ જે જડતા છે તેને **અનુષ્ઠાનવ્યસન** કહે છે. આ દાશૂર તથા નિદાઘમાં હતું. નિદાઘને ઋભુએ બહુ સમજાવ્યા, છતાં તેમણે કર્મશ્રદ્ધા રૂપી જડતાનો ત્યાગ ન કર્યો. અને દાશૂરને પોતાની કર્મશ્રદ્ધા રૂપ જડતાને માટે અનુષ્ઠાન કરવા સારૂ પૃથિવીમાં ક્યાંએ પણ શુદ્ધ દેશ મળ્યો નહીં. આ **કર્મવાસના** પુનર્જન્મનું કારણ હોવાથી મલિન છે.

અને કર્મવાસનાને પુનર્જન્મનું કારણ શ્રુતિમાં પણ કહ્યું છે.

**प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म । एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापियन्ति ॥ मु० उ० मु० १ ख० २–७ ॥**

અર્થઃ—જે યજ્ઞમાં ૧. હોતા, ૨. અધ્વર્યુ, ૩. બ્રહ્મા, ૪. ઉદ્‌ગાતા, ૫. પ્રતિપ્રસ્થાતા, ૬. બ્રાહ્મણાચ્છંસિ, ૭. પ્રસ્તોતા, ૮. મૈત્રાવરૂણ, ૯. અચ્છાવાક્, ૧૦. નેષ્ટા, ૧૧. અગ્નીધ્ર, ૧૨. પ્રતિહર્તા, ૧૩. ગ્રાવસ્તુદ્, ૧૪. ઉન્નેતા, ૧૫. પોતા, ૧૬. સુબ્રહ્મણ્ય—આ ૧૬ ઋત્વિક્, તથા યજમાન અને તેની પત્ની છે અર્થાત્ આ ૧૮ મનુષ્ય મળીને યજ્ઞ કરે છે. એવો યજ્ઞ પણ કાચા અર્થાત્ થોડો પવન અથવા થોડી ઠોકર લાગવાથી પણ તુટી ફુટી જાય એવા ઘાસ તથા કેળના થાંભલા વિગેરેના બનાવેલા જલમાં તરવાના સાધનની તુલ્ય છે. કેમકે જેવી રીતે ઘાસાદિથી બનાવેલા તરવાના સાધનથી સમુદ્રની પાર જઇ શકાતું નથી, તેવી રીતે કર્મથી સંસારરૂપી સમુદ્રની પાર જઇ શકતો નથી. જે મૂઢ લોક આ યજ્ઞાદિક કર્મને મોક્ષનું સાધન માનીને હર્ષને પ્રાપ્ત થાય છે તે લોક થોડો કાલ સ્વર્ગમાં રહીને ફરી પણ જરા અને મરણને જ પ્રાપ્ત થાય છે.

અને આ શ્રુતિ તથા—**यामिमां पुष्पितां वाचम्**–ઇત્યાદિ ગીતાનાં વચનથી પણ કર્મશ્રદ્ધાની જડતાને જન્મ અને મરણનું જ કારણ કહ્યું છે. તેથી તે પણ મલિન વાસના છે. અને દર્પનું કારણ હોવાથી પણ શાસ્ત્રવાસનાને મલિનવાસના કહી છે. શ્વેતકેતુએ દર્પથી પોતાના પિતાની આગળ પણ વિનય કર્યો નહીં—એમ છાન્દોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે. વળી બાલાકિએ કંઇ એક ઉપાસનાઓને જાણીને તેના દર્પથી ઉશીનરાદિ અનેક દેશમાં વિચરીને બહુ બ્રાહ્મણોની અવજ્ઞા કરીને કાશીમાં બ્રહ્મવેત્તા શિરોમણિ અજાતશત્રુને શિક્ષણ આપવાનો નિશ્ચય કર્યો એમ બૃહદારણ્યકમાં કહ્યું છે.

માટે મલિન વાસના હોવાથી તથા દર્પાદિનું કારણ હોવાથી પણ પરમાર્થ તત્ત્વને જાણતા સુધી જ શાસ્ત્રના અધ્યયનનો પણ સ્વીકાર કર્યો છે.

**शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः ।**
**परमं ब्रह्म विज्ञाय उल्कावत्तान्यथोत्सृजेत् ॥**          પંચ૦ પ્ર. ૪–૪૫ ॥

અર્થઃ—બુદ્ધિશાલી મનુષ્ય શાસ્ત્રોનું અધ્યયન કરીને, અને વારંવાર તેનો વિચાર કરીને પર બ્રહ્મ રૂપ યથાર્થ વસ્તુને જાણે. અને પરમાત્માને જાણીને બળેલા લાકડાની માફક તે શાસ્ત્રનો પરિત્યાગ કરે. વળી—

ग्रन्थमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ।
पलालमिव धान्यार्थी त्यजेद्ग्रन्थमशेषतः ॥ ब्रह्मविन्दु उप० मं.१८ ॥

અર્થઃ—બુદ્ધિશાલી મનુષ્ય ગ્રન્થોનું અધ્યયન કરીને પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાનમાં તત્પર થઇને પછી, જેવી રીતે ધાન્યની ઇચ્છા કરનાર ધાન્ય માત્રને લઇને તેના પરાળનો પરિત્યાગ કરે છે તેવી રીતે, સર્વ ગ્રન્થોનો પરિત્યાગ કરવો જોઇએ, વળી—

तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ । अमृतस्यैष सेतुः ॥
मु० उ० मु० २ ख० २–५ ॥

અર્થઃ—તે એક આત્માને જાણો. બીજા અનાત્મ પદાર્થોનું પ્રતિપાદન કરનાર વાણીનો પરિત્યાગ કરો. તે આત્મા, જેવી રીતે સમુદ્રની પાર જવાને પૂલ હોય છે તેવી રીતે, સંસારરૂપી સમુદ્રની પાર જવાને માટે સેતુ (પૂલ) રૂપ છે.

વળી દેહવાસના પણ આત્મત્વ, તથા ગુણાધાન, તથા દોષાપનયન રૂપ ભ્રાન્તિભેદથી ત્રણ પ્રકારની છે. દેહમાં આત્મત્વબુદ્ધિને દૃઢ કરીને તેના જ પોષણમાં રહેવું તે **આત્મત્વ** છે. વિરોચનને પ્રજાપતિએ પરમાર્થ તત્ત્વનો ઉપદેશ કર્યો, છતાં પણ પોતાના ચિત્તના દોષથી દેહમાં આત્મત્વબુદ્ધિને દૃઢ કરીને સર્વ અસુર લોકોને "દેહ જ આત્મા છે" એવું શિક્ષણ આપ્યું એવું છાન્દોગ્ય ઉપનિષત્‌ના અષ્ટમ અધ્યાયમાં કહ્યું છે.

અને **ગુણાધાન** બે પ્રકારનું છે–૧. લૌકિક અને ૨. શાસ્ત્રીય. કોમળ શબ્દોથી ગાન કરવાને માટે તથા વેદાદિ ભણવાને માટે તૈલ પીવામાં તથા મરી આદિ ઔષધનું સેવન કરવામાં લોક પ્રવૃત્ત થાય છે. અને દેહની પુષ્ટિને માટે પુષ્ટિકારક ઔષધાદિનું તથા ભોજનનું સેવન કરે છે. અને સુન્દરતાને માટે તૈલનું મર્દન તથા સાબુ આદિ લગાવી સ્નાન તથા સુન્દર વસ્ત્રાદિ પહેરવાં, તથા નાના પ્રકારના અલંકાર વગેરેનો ઉપયોગ કરવો, તથા સુગન્ધિને માટે અત્તર આદિ પદાર્થોનો ઉપયોગ કરવો એ સર્વ લૌકિક ગુણાધાન કહેવાય છે, અને પુણ્યને માટે ગંગાસ્નાનાદિ તથા શાલગ્રામ, તીર્થાદિ સંપાદન કરવું, અને દોષોને દૂર કરવા એ પણ લૌકિક તથા વૈદિક ભેદથી બે પ્રકારનું છે. ચિકિત્સા શાસ્ત્રમાં કહેલાં ઔષધો દ્વારા શરીરના દોષોને નિવૃત્ત કરવા તથા શૌચ, આચમન, આદિ વડે પવિત્ર થવું. આ સર્વ મલિનવાસના છે. સારી રીતે ગાન તથા અધ્યયન કરવાને માટે બહુ લોક ઔષધોનું સેવન કરે છે. પરન્તુ તેમનો શબ્દ સારો થયો હોય અથવા વાણીમાં મધુરતા આદિ આવી હોય એમ દેખવામાં આવતું નથી. અને શરીરને પુષ્ટ રાખવાને માટે તથા ત્વચાને કોમલ રાખવાને માટે બહુ લોક પ્રયત્ન કરે છે. પરન્તુ પુષ્ટ થયેલા અથવા ચામડી સુંવાળી થઇ હોય એમ દેખાતું નથી. અને શરીરને સુગન્ધીદાર રાખવાને માટે બહુ લોક અત્તર આદિ લગાવે છે, પરન્તુ વિષ્ટાના કોયળા રૂપ દેહે પોતાની દુર્ગન્ધીનો ત્યાગ કર્યો હોય એવું જોવામાં આવતું નથી. અને ઘણી વાર સ્નાન કરનાર જલપિશાચની તુલ્ય બહુ લોક જોવામાં આવે છે. પરન્તુ તેઓનો મલ, મૂત્ર, પરસેવો શ્લેષ્મ આદિ ઝરતો દેહ પવિત્ર થયો દેખાયો નહીં.

कायः सुगन्धतोयाद्यैर्यत्नेनापि सुसंस्कृतः ।
न जहाति स्वकं भावं श्वपुच्छमिव नामितम् ॥
स्का० पु० ख० १ शै० ख० २ अ० ४२–९६ ॥

અર્થઃ—શરીરને સુગન્ધીવાળા જલ આદિ વડે બહુ યત્નથી સંસ્કાર કરવા છતાં પણ પોતાની દુર્ગન્ધ રૂપ સ્વભાવનો પરિત્યાગ કરતું નથી. જેવી રીતે શ્વાનની વાંકી વળેલી પૂછડી અનેક ઉપાયોથી પણ સીધી થતી નથી અર્થાત્ પૂછડી તેના વાંકા સ્વભાવને છોડતી નથી. તેવી રીતે શરીર પણ દુર્ગન્ધિસ્વભાવને છોડતું નથી.

માટે આ નિકૃષ્ટ કાર્યમાં પ્રયત્ન કરનાર મલિન વાસના વાળો કહેવાય છે. તે લોકોને આત્મજ્ઞાન થવાનો સંભવ નથી.

**लोकवासनया जन्तोः शास्त्रवासनयाऽपि च ।**
**देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥** मुक्ति उ० अ० २–२ ॥

અર્થઃ—મનુષ્યને લોકવાસનાથી તથા શાસ્ત્રવાસના તથા દેહવાસના એ ત્રણ વાસનાથી યથાર્થ રીતે જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

મલિનવાસનાને બન્ધનું કારણ પણ યોગવાસિષ્ઠમાં કહ્યું છે. શુદ્ધવાસના અને મલિન-વાસના એવી બે પ્રકારની વાસના છે. તેમાં મલિનવાસના જન્મનું કારણ છે; અને શુદ્ધ વાસના જન્મનો નાશ કરનારી છે.

વળી લોકૈષણા, વિત્તૈષણા, પુત્રૈષણા–એમ ત્રણ એષણા હોય છે. સ્વર્ગલોકાદિની પ્રાપ્તિની ઇચ્છાનું નામ લોકૈષણા છે. ધનની ઇચ્છાનું નામ વિત્તૈષણા છે. અને પુત્રની ઇચ્છાનું નામ પુત્રૈષણા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ છે. જાતિ, ગુણ, ક્રિયા, સંબન્ધ–એ ચાર શબ્દોની પ્રવૃત્તિ થવામાં કારણ છે. અર્થાત્ જેમાં જાતિ હોય, અથવા ગુણ હોય, અથવા ક્રિયા તથા સંબંધ હોય તેમાં જ શબ્દોની પ્રવૃત્તિ થાય છે બીજામાં થતી નથી. અને બ્રહ્મમાં આ ચારે નહીં હોવાથી તેમાં શબ્દોની પ્રવૃત્તિ થતી નથી.

જેનું શ્રવણ થયા પછી અધિકારી મનુષ્યની પ્રવૃત્તિ થાય છે તેનું નામ **અનુબન્ધ** છે. **વિષય, પ્રયોજન, સંબંધ** તથા **અધિકારી**–એ ચાર અનુબન્ધ છે. ચારનું શ્રવણ થયા પછી જ શાસ્ત્રમાં પ્રવૃત્તિ થાય છે. તેમાં વિવેકાદિ સાધન ચતુષ્ટયથી યુક્ત સુમુક્ષુ લોક વેદાન્ત-શાસ્ત્રના **અધિકારી** છે. અને જીવબ્રહ્મની એકતા વેદાન્તનો **વિષય** છે. વેદાન્તશાસ્ત્રથી જાણવા યોગ્ય અથવા પ્રતિપાદન કરવા યોગ્ય વસ્તુ બ્રહ્મ છે, તે કારણથી વેદાન્ત શાસ્ત્રનું **પ્રમેય વસ્તુ બ્રહ્મ** છે. વેદાન્તશાસ્ત્ર તથા બ્રહ્મને પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ સંબન્ધ અથવા બોધ્ય બોધકભાવ **સંબન્ધ** છે. અને અજ્ઞાનની નિવૃત્તિ દ્વારા દુઃખની નિવૃત્તિ તથા આન-ન્દની પ્રાપ્તિ **પ્રયોજન** છે.

અને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર પ્રકારનું અન્તઃકરણ છે. સંકલ્પ વિકલ્પ રૂપ વૃત્તિવાળા અન્તઃકરણને **મન** કહે છે, અને નિશ્ચય રૂપ વૃત્તિ વાળા અન્તઃકરણને **બુદ્ધિ** કહે છે. અને "હું છું" એ પ્રકારના અભિમાન રૂપ વૃત્તિવાળા અન્તઃકરણને **અહંકાર** કહે છે. અને પૂર્વ અને ઉત્તરના અનુસન્ધાન રૂપ વૃત્તિ વાળા અન્તઃકરણને **ચિત્ત** કહે છે.

અને ૧. નિત્ય પ્રલય, ૨. અવાન્તર પ્રલય, ૩. દૈનંદિન પ્રલય, ૪. બ્રહ્મપ્રલય, અને ૫. આત્યન્તિક પ્રલય–એ પાંચ પ્રકારના **પ્રલય** છે. પ્રાણીઓની જે સુષુપ્તિ અવસ્થા છે તે **નિત્ય પ્રલય** છે. એક હજાર ચતુર્યુગનો બ્રહ્માજીનો એક દિવસ છે. અને બ્રહ્માજીના એક દિવસમાં ૧૪ મનુઓનું અને ૧૪ ઇન્દ્રોનું રાજ્ય હોય છે. તેમાં એકનું આધિપત્ય પૂર્ણ થાય,

ત્યારે એક અવાન્તર પ્રલય થાય છે. એવાં ૧૪ આધિપત્ય થતાં ૧૪ અવાન્તર પ્રલય થાય છે. તેને નૈમિત્તિક પ્રલય અથવા મન્વન્તર પ્રલય પણ કહે છે. બ્રહ્માજીની સુષુપ્તિ-(સુવાના સમય)ને દૈનંદિન પ્રલય કહે છે. અને બ્રહ્માની નાશઅવસ્થાને બ્રહ્મપ્રલય કહે કહે છે. અને બ્રહ્મપ્રલયને મહાપ્રલય કહે છે અને પ્રાકૃત પ્રલય પણ કહે છે. તે કાલમાં આકાશાદિ પ્રપંચ રહેતું નથી. અને મુક્ત અવસ્થાને આત્યન્તિક પ્રલય કહે છે.

અને ૧. જીવ ઈશ્વરથી ભિન્ન છે, અને ૨. આત્મામાં પ્રતીત થતું કર્તૃત્વાદિ વાસ્તવ છે, અને ૩. સ્થૂલાદિ શરીરની ઉપાધિ વાળો આત્મા સંગ વાળો છે, અને ૪. બ્રહ્મ જગતનું કારણ હોવાથી વિકારવાળું છે, અને ૫. કારણથી અભિન્ન હોવા છતાં પણ જગતનું સત્યત્વ છે-આ પાંચ પ્રકારના ભ્રમ છે.

અને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને માત્સર્ય-એ અરિષડ્વર્ગ કહેવાય છે.

અને ત્વચા, માસ, રૂધિર, મેદ, મજ્જા, અસ્થિ-એ ષટ્કૌશિક કહેવાય છે. અને જરા, મરણ, ક્ષુધા, પિપાસા, શોક અને મોહ એ ૭ ષડૂર્મિ કહેવાય છે. અને શિશુત્વ, બાલ્ય, કૌમાર, યૌવન, તરુણ, વૃદ્ધ-એ ૭ અવસ્થા છે. અને—

शुद्धमीश्वरचैतन्यं जीवचैतन्यमेव च ।
प्रमाता च प्रमाणं च प्रमेयं च फलं तथा ॥
इति सप्तविधं प्रोक्तं भिद्यते व्यवहारतः ॥ वे० संज्ञा.

અર્થ:—૧. શુદ્ધ, ૨. ઈશ્વરચૈતન્ય, ૩. જીવચૈતન્ય, ૪. પ્રમાતા, ૫. પ્રમાણ, ૬. પ્રમેય અને ૭. ફલ-એ સાત પ્રકારના ચૈતન્યના ભેદ કહ્યા છે. ચૈતન્ય એક હોવા છતાં પણ વ્યવહારભેદથી સાત પ્રકારનું કહ્યું છે. તેમાં—

मायोपाधिविनिर्मुक्तं शुद्धमित्यभिधीयते ।
मायासंबन्धतश्चेशो जीवोऽविद्यावशस्तथा ॥ " ॥ ॥

અર્થ:—માયાની ઉપાધિથી રહિત ચૈતન્યને શુદ્ધ ચૈતન્ય કહે છે. તેનું જ બ્રહ્મ નામ પણ છે. અને માયા ઉપાધિથી ઈશ્વર કહેવાય છે. અને અવિદ્યાને વશ અવિદ્યાની ઉપાધિવાળો જીવ કહેવાય છે.

अन्तःकरणसंबन्धात्प्रमातेत्यभिधीयते ।
तथा तद्वृत्तिसंबन्धात्प्रमाणमिति कथ्यते ॥ " ॥ " ॥

અર્થ:—અને અન્તઃકરણની ઉપાધિથી પ્રમાતા કહેવાય છે. અને અન્તઃકરણની વૃત્તિની ઉપાધિથી પ્રમાણ કહેવાય છે.

अज्ञातमपि चैतन्यं प्रमेयं कथ्यते तथा ।
ज्ञातं चैव तु चैतन्यं फलमित्यभिधीयते ॥ " ॥ ॥

અર્થ:—અને અજ્ઞાત અર્થાત્ નહીં જાણેલા ચૈતન્યને પ્રમેય કહે છે. અને જ્ઞાત (જાણેલા) ચૈતન્યને ફલચૈતન્ય કહે છે. અને—

ज्ञानेन्द्रियाणि खलु पञ्च तथा पराणि कर्मेन्द्रियाणि मन आदिचतुष्टयं च ।
प्राणादिपञ्चकमथो वियदादिकं च कामश्च कर्म च तमः पुनरष्टमा पूः॥ वे०संज्ञा.

અર્થઃ—પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન આદિ ચાર પ્રકારનું અન્તઃકરણ અર્થાત્ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, અને પાંચ પ્રાણ, તથા આકાશાદિ પંચમહાભૂત ( સૂક્ષ્મ ), અને કામ (ઈચ્છા), તથા કાયિક, વાચિક અને માનસિક કર્મ, તથા તમઃ (અવિદ્યા–અજ્ઞાન) અર્થાત્ મૂલાજ્ઞાન–એ આઠ **પુરી** કહેવાય છે. અને—

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकारमितीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥**          भ० गी० अ० ७–४ ॥

અર્થઃ—ભૂમિ, જલ, અગ્નિ, વાયુ, આકાશ, અર્થાત્ ગન્ધ તન્માત્રા, રસ તન્માત્રા, રૂપ તન્માત્રા, સ્પર્શ તન્માત્રા અને શબ્દ તન્માત્રા, તથા મન અર્થાત્ મનનું કારણ અહંકાર, બુદ્ધિ અર્થાત્ મહત્ તત્ત્વ, અને અહંકાર અર્થાત્ અવ્યક્ત( માયા )–એ **આઠ પ્રકારની પ્રકૃતિ** છે.

અને જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, અને ભોક્તા, ભોગ, ભોગ્ય, અને કર્તા, કર્મ અને કરણ એમ એક પક્ષમાં નવ પ્રકારનો સંસાર છે. અને બીજા પક્ષમાં પાંચ મહાભૂત, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, પંચપ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એક સ્થૂલ શરીર, અને ત્રણ પ્રકારનાં કર્મ તથા ત્રણ અવસ્થા, અને એ સર્વના કારણ રૂપ **અજ્ઞાન**–એ નવ પ્રકારનો સંસાર છે.' વળી—

**दिग्वातार्कप्रचेतोऽश्विवह्नीन्द्रोपेन्द्रमृत्युकाः ।**
**ब्रह्मा चन्द्रः सुराचार्यः क्षेत्रज्ञः शिव ईश्वरः ॥**          वे० संज्ञा.

અર્થઃ—દિશા, વાયુ, સૂર્ય, પ્રચેતા (વરુણ), અશ્વિનીકુમાર, અગ્નિ, ઇન્દ્ર, ઉપેન્દ્ર (વિષ્ણુ), મૃત્યુ, બ્રહ્મા, ચન્દ્રમા, બૃહસ્પતિ, ક્ષેત્રજ્ઞ, શિવ–એ પંદર **અધિષ્ઠાન દેવતા** છે.

અને અસ્થિ, ચર્મ, સ્નાયુ, મજ્જા, વસા, માંસ, શુક્ર, શોણિત, શ્લેષ્મ, દૂષિકા (લીંટ), વિષ્ઠા, મૂત્ર, કફ, વાત, પિત્ત–એ પંદર પદાર્થનો સમુદાય **સ્થૂલ શરીર** છે.

અને રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, ઈર્ષ્યા, અસૂયા, દંભ, દયા, અહંકાર, ઇચ્છા, ભક્તિ, શ્રદ્ધા–એ ૧૬ રાગાદિક છે.

અને બ્રહ્માનન્દ, વિષયાનન્દ અને વાસનાનન્દ એમ ત્રણ પ્રકારના **આનન્દ** છે. અને નિજાનન્દ, મુખ્યાનન્દ, આત્માનન્દ, યોગાનન્દ, અદ્વૈતાનન્દ એ સર્વ બ્રહ્માનન્દની અન્તર્ભૂત છે. અને વિદ્યાનન્દનો વિષયાનન્દમાં અન્તર્ભાવ જાણવો જોઈએ.

અને આગામિ, સંચિત અને પ્રારબ્ધ એ ત્રણ પ્રકરણનાં કર્મ છે. પ્રારબ્ધ કર્મનાં ફલોને ભોગતા સતા મરણ સુધી કરેલાં પુણ્ય તથા પાપ રૂપ કર્મ **આગામિ** કહેવાય છે. અને જન્મના કારણ રૂપ પૂર્વ જન્મમાં કરેલાં કર્મ **સંચિત** કહેવાય છે. અને વર્તમાન શરીરને ઉત્પન્ન કરનાર કર્મ **પ્રારબ્ધ** કહેવાય છે.

અને જાગ્રત્ જાગ્રત્, જાગ્રત્સ્વપ્ન, જાગ્રત્સુષુપ્તિ એવી જાગ્રત્ અવસ્થા છે. અને સ્વપ્ન જાગ્રત્, સ્વપ્નસ્વપ્ન, સ્વપ્નસુષુપ્તિ–એમ સ્વપ્ન ત્રણ છે, અને સુષુપ્તિજાગ્રત્ સુષુપ્તિસ્વપ્ન, સુષુપ્તિસુષુપ્તિ–એ ત્રણ પ્રકારની સુષુપ્તિ છે. તેમાં પ્રમાજ્ઞાનને જાગ્રત્ જાગ્રત્ કહે છે, અર્થાત્ યથાર્થ બુદ્ધિથી વસ્તુનું જ્ઞાન થવું તે જાગ્રત્ કહેવાય છે. અને છીપમાં ચાંદી

આદિ ભ્રમ છે—એવો વસ્તુનો ભ્રમ થવો તે જાગત્ અવસ્થામાં સ્વપ્ન કહેવાય છે. અને શ્રમાદિથી થતા સ્તબ્ધીભાવને જાગ્રતમાં સુષુપ્તિ કહે છે. ચિત્તમાં કાંઈ પણ વિચાર ન આવવો તેનું નામ **સ્તબ્ધીભાવ** છે.

અને જ્યારે સ્વપ્નમાં મન્ત્રાદિની પ્રાપ્તિ થાય છે ત્યારે સ્વપ્ન જાગ્રત્ છે. અને "સ્વપ્નમાં પણ મેં સ્વપ્ન દીઠું" એવી બુદ્ધિ સ્વપ્નમાં સ્વપ્ન છે. અને સ્વપ્નમાં કંઈ એવો અનુભવ કરે છે કે જેને પછી જાગ્રત્ અવસ્થામાં કહી શકતા નથી, તે સ્વપ્ન અવસ્થામાં સુષુપ્તિ છે.

એ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાં પણ સત્ત્વગુણ પ્રધાન વાળી જે સુખાકાર વૃત્તિ થાય છે તે સુષુપ્તિમાં જાગ્રત્ છે, જે સુષુપ્તિ બાદ "હું સુખે સૂતો" એવું **સ્મરણ** થાય છે અને સુષુપ્તિ અવસ્થામાં જે રજોગુણ વાળી વૃત્તિ છે તે સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્ન છે. તેમાંથી ઉઠેલા મનુષ્યને "હું દુઃખથી સૂતો હતો" એવું સ્મરણ થાય છે. અને સુષુપ્તિમાં તમોગુણ પ્રધાન જે વૃત્તિ છે તે સુષુપ્તિમાં સુષુપ્તિ કહેવાય છે. એ નિદ્રામાંથી ઉઠેલા મનુષ્યને "હું બહુ જ ગાઢ નિદ્રામાં મૂઢ થઈને સૂતો" આ પ્રકારનું સ્મરણ થાય છે.

कुलं चैव धनं चैव रूपं यौवनमेव च ।
तथा राज्यं तपश्चैव इत्येते षड्वहिर्मदाः ॥ „ ॥ ॥

અર્થઃ—૧. કુલ, ૨. ધન, ૩. રૂપ, ૪. યૌવન, ૫. રાજ્ય અને ૬. તપ—એ ૭ પ્રકારના મદ કહેવાય છે.

અને પૃથિવી, જલ, અગ્નિ, ચન્દ્રમા, વાયુ, આકાશ, સૂર્ય, આત્મા—એ આઠ મૂર્તિ(શરીર) ના મદ કહેવાય છે. આ શરીરમાં જ્યારે પૃથિવીનો મદ પ્રકટ થાય છે, ત્યારે પૃથિવીના ગુણોથી ભરેલો આ જીવ વસ્ત્રાદિની ઈચ્છા વાળો થાય છે. અને જ્યારે જલનો મદ પ્રકટ થાય છે ત્યારે જીવ જલના ગુણથી ભરેલા મારે આ અવશ્ય કરવું જોઇએ—એવી ચિન્તાથી યુક્ત થાય છે. અને જ્યારે અગ્નિનો મદ પ્રકટ થાય છે ત્યારે કામરસથી ભરેલો આ જીવ સ્ત્રી સંભોગની ઇચ્છા વાળો થઇને તેને અનુકૂલ કાર્ય કરે છે. અને જ્યારે ચન્દ્રમાનો મદ પ્રકટ થાય છે, ત્યારે ચિન્તાથી ભરેલો જીવ "મારે આ કાર્ય કરવાનું છે, જો કરીશ તો આ કાર્ય થશે કે નહીં થાય? અથવા નિષ્ફળ જશે?" એવા સન્દેહથી ચુપ થઇને બેસી રહે છે. અને જ્યારે વાયુનો મદ પ્રકટ થાય છે, ત્યારે ગમનગુણથી ભરેલો જીવ પરદેશમાં જવાની ઇચ્છા વાળો થાય છે. અને જ્યારે આકાશનો મદ પ્રકટ થાય છે, ત્યારે જીવ વાહનગુણથી ભરેલો થઇને હાથી, ઘોડા, આદિની ઈચ્છા વાળો થાય છે. અને જ્યારે સૂર્યનો મદ પ્રકટ થાય છે, ત્યારે ક્રોધાગ્નિથી ભરેલો જીવ "આ વસ્તુનું હું હરણ કરૂં" એવી ઈચ્છા વાળો થાય છે. અને જ્યારે આત્માના મદવાળો થાય છે, ત્યારે અહંકારથી ભરેલો જીવ "વિદ્યા આદિમાં મારી સમાન કોણ છે? અને કોણ જાણે છે?" એવી બુદ્ધિ થાય છે. અને—

घृणा शङ्का भयं लज्जा जुगुप्सा चेतिपञ्चकम् ।
कुलं शीलं च वित्तं च ह्यष्टौ पाशाः मकीर्तिताः ॥ „ ॥ ॥

અર્થઃ—અયોગ્ય દયા તથા શંકા (શંસય) તથા ભય, લજ્જા, નિન્દા—એ પાંચ, તથા કુલ, શીલ અને ધનાદિનું અભિમાન—એ મળી આઠ મનુષ્યના બન્ધનનું સાધન હોવાથી તેમને બન્ધ (પાશ) કહ્યા છે.

અને તનુવ્યસન, મનોવ્યસન, ધનવ્યસન, રાજ્યવ્યસન, વિશ્વવ્યસન, ઉત્સાહવ્યસન, સેવકવ્યસન, એમ સાત વ્યસન છે. જ્યારે તનુવ્યસન પ્રકટ થાય છે, ત્યારે "મારૂ શરીર કૃશ થઈ ગયું, કમજોર થઈ ગયું" એમ કહીને જીવ દુઃખી થાય છે. અને જ્યારે મનોવ્યસન પ્રકટ થાય છે ત્યારે જીવ ચોરી આદિ કરનાર થાય છે, અને જ્યારે વિશ્વવ્યસન પ્રકટ થાય છે, ત્યારે જીવ ગૃહ, ક્ષેત્ર, આદિ સંપાદન કરવાની ઇચ્છાવાળો થાય છે. અને જ્યારે ઉત્સાહવ્યસન પ્રકટ થાય છે, ત્યારે પુત્ર, સ્ત્રી, આદિની ઇચ્છાવાળો થાય છે. અને જ્યારે સેવકવ્યસન પ્રકટ થાય છે ત્યારે જીવ પરદેશમાં જવું આદિ સર્વ કર્મ કરવામાં તત્પર રહે છે.

અને કુલભ્રમ, ગોત્રભ્રમ, જાતિભ્રમ, વર્ણભ્રમ, આશ્રમભ્રમ અને નામભ્રમ ભેદથી ભ્રમો ૭ પ્રકારના છે, તેમાં કર્ણાટક, દ્રાવિડ, આદિ ભેદના અભિમાન વાળાનો જે વ્યવહાર છે તે **કુલભ્રમ** છે. વિશ્વામિત્રાદિ જે ભ્રમ છે તે **ગોત્રભ્રમ** છે. બ્રાહ્મણાદિ ભેદનો જે વ્યવહાર છે તે **જાતિભ્રમ** છે. અને અઢારે વર્ણમાં હું શ્રેષ્ઠ છું એવુ માનીને જે વ્યવહાર છે તે **વર્ણભ્રમ** છે અને "હું સંન્યાસી" ઈત્યાદિ જે અભિમાન છે તે **આશ્રમભ્રમ** છે. "હું અમુક નામ વાળો" એ પ્રકારે નામના અભિમાનથી જે અભિમાન છે તે **નામભ્રમ** છે.

અને અસ્થિ, માંસ, ત્વચા, નાડી, રોમ–એ પાંચ પૃથ્વીના ગુણ છે. તેમને પૃથ્વીના અંશ પણ કહે છે. અને શ્લેષ્મ (કફ), મૂત્ર, પરસેવો, શુક્ર તથા શોણિત–એ પાંચ જલના ગુણ છે. તેમને જલના અંશ પણ કહે છે. અને ક્ષુધા, તૃષા, નિદ્રા, આલસ્ય તથા સંગ હોવો–એ પાંચ અગ્નિના ગુણ છે. અને તેમને અગ્નિના અંશ પણ કહે છે. અને દોડવું, ચાલવું, સમેટવું, ફેલાવું અને અલજ થવું–એ પાંચ વાયુના ગુણ છે. તે વાયુના અંશ પણ કહેવાય છે. અને રાગ, દ્વેષ, ભય, લજ્જા, મોહ–એ પાંચ આકાશના ગુણ છે. તેમને આકાશના અંશ પણ કહે છે. અને શ્વેત, પીળું, લીલુ, લાલ, કાળું, મંજીષ્ટના રંગનું–એ ૭ પ્રકારનાં **રૂપ** છે. અને શીત, ગરમ, કોમલ, કરડો–એ ચાર પ્રકારના **સ્પર્શ** પણ છે. અને મધુર, ખાટો, તિક્ત (તીખો), કષાયલો (તૂરો), ખારો અને કડવો–એ ૭ પ્રકારના **રસ** છે. અને ગળાના છિદ્રમાં અર્થાત્ કણ્ઠમાં જે શબ્દ થાય છે તેનું નામ **શબ્દ** છે. અનુસ્વારને **બિન્દુ** કહે છે. નાદના એક દેશને **કલા** કહે છે.

આત્મા ત્રણ પ્રકારના છે–૧. જ્ઞાનાત્મા, ૨. મહાન્ આત્મા અને ૩. શાન્તાત્મા. તેમાં વ્યષ્ટિ બુદ્ધિનું નામ **જ્ઞાનાત્મા** છે. અને સમષ્ટિ બુદ્ધિ રૂપ મહત્ તત્ત્વને **મહાન્ આત્મા** કહે છે. અને સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્માને **શાન્તાત્મા** કહે છે.

ઇતિ વિવિધસંજ્ઞાવિવરણ અ. ૧ સ. ૨ સમાપ્ત.

## અધ્યાય ૨.

### વેદાન્તના અધિકારીનું નિરૂપણ.

વેદના કર્મકાણ્ડ, ઉપાસનાકાણ્ડ અને જ્ઞાનકાણ્ડ એ ત્રણ ભાગમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેનું વિવેચન કર્યું છે. તેને અનુસાર અન્યશાસ્ત્ર તથા ભગવદ્ગીતા આદિક પણ કર્મ, ઉપાસના અને જ્ઞાનનું નિરૂપણ કરે છે. કર્મકાણ્ડનું ફલ અન્તઃકરણની શુદ્ધિ, ઉપાસનાકાણ્ડનું ફલ ચિત્તના વિક્ષેપોની નિવૃત્તિ, અને **જ્ઞાનકાણ્ડથી** ચિત્તના આવરણ રૂપ દોષની

નિવૃત્તિ રૂપી ફલ બતાવ્યું છે. વેદાન્તશાસ્ત્રનો વિચાર અર્થાત્ વેદાન્તશાસ્ત્ર જે ઉપનિષદ્ છે તેમાં કહેલી રીતે જગત્, જીવ અને પરમાત્માના સ્વરૂપને પરોક્ષ રૂપે જાણીને તેનો વિચાર કરવો તે જ વેદાન્તશાસ્ત્રનો વિચાર કહેવાય છે. માટે આ દ્વિતીય અધ્યાયમાં વેદાન્તશાસ્ત્રના અધિકારીનું નિરૂપણ કરીએ છીએ.

વેદાન્તનો વિચાર કરવામાં સંન્યાસી માત્ર અધિકારી છે કે ગૃહસ્થાદિ આશ્રમમાં રહીને ધર્મનું અનુષ્ઠાન કરનારને પણ અધિકાર છે તેનો પહેલાં વિચાર કરીએ છીએ.

સામાન્ય અને વિશેષ ભેદથી અધિકારી બે પ્રકારના હોય છે.

**अहं बद्धो विमुक्तः स्यामिति यस्यास्ति निश्चयः ।**

**नात्यन्तमज्ञो नो तज्ज्ञः सोऽस्मिञ्छास्त्रेऽधिकारवान् ॥ यो. वा. प्र.१ स.२–१॥**

અર્થઃ—હું સંસારમાં બંધાયલો છું અને હું મુક્ત થાઉં–એ પ્રકારનો જેનો નિશ્ચય છે, અને જે અત્યન્ત અજ્ઞાની પણ નથી અને આત્મજ્ઞાની પણ નથી–તે આ વેદાન્તશાસ્ત્રમાં અધિકારી છે અર્થાત આ પ્રકારનો મનુષ્ય ચહાય ગૃહસ્થ હોય અથવા સંન્યાસી હોય તે સર્વ વેદાન્તશાસ્ત્રના અધિકારી છે. પરન્તુ **આ સામાન્ય અધિકારી** છે. અને જે શમ, દમ, આદિ સાધનવાળો વિરક્ત છે તે મુખ્ય અધિકારી છે. પ્રથમ શાસ્ત્રના શ્રવણ દ્વારા સર્વને પરમાત્માનું અપરોક્ષ જ્ઞાન સંપાદન કરવાની જરૂર છે. માટે સામાન્ય અધિકાર વાળા મુમુક્ષુએ વેદાન્તશાસ્ત્રનુ શ્રવણ કરતા રહેવું જોઇએ. અને જ્યારે સંસારથી વિરક્તિ અને મુમુક્ષુતાની તીવ્રતા પણ થાય, ત્યારે શમાદિ સાધન પૂર્ણ રીતે પ્રાપ્ત થાય છે. ત્યારે ગુરૂમુખથી મહાવાક્યનું શ્રવણ કરીને સ્વયં મનન તથા નિદિધ્યાસન કરવામાં અને જગત્, જીવ અને પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં યોગ્ય થાય છે. તે સમયે તેને **મુખ્ય અધિકારી** કહી શકાય છે.

આસ્તિકતા, તથા દેહાદિથી આત્માને ભિન્ન જાણવો, વગેરે મનુષ્યોને માટે ઉપયોગી છે. આત્મા તથા અનાત્માનો વિવેક હોવા છતાં પણ શીઘ્ર દૃઢ થતો જોવામાં આવતો નથી, કારણ વિવેકીને પણ, હું સ્થૂલ, હું કૃશ, હું અન્ધ, હું પંગુ, ઇત્યાદિ પ્રકારથી શરીરમાં જ આત્માભિમાન જોવામાં આવે છે. તે સર્વ નાશ પામી વિવેકાદિક દૃઢ થવાને માટે વેદાન્તનું જ સેવન કરવું જોઇએ. માટે—

**दृढत्वमेतद्विषयश्च बोधः प्रयाति वेदान्तनिषेवणेन ॥ श्लो.वा.आत्म.श्लो.१४८ ॥**

અર્થઃ—વિવેકાદિને દૃઢ કરવાની ઇચ્છા વાળાએ વેદાન્તશાસ્ત્રનું જ શ્રવણાદિ કરવું જોઇએ. તેથી વિવેકાદિની દૃઢતા તથા આત્માનું જ્ઞાન પણ થાય છે.

### અધિકારીસાધન–વિવેકાદિ.

મુખ્ય અધિકારીનું નિરૂપણ કર્યું. હવે અધિકારીનાં વિવેકાદિ સાધનોનું નિરૂપણ કરીએ છીએ.

**साधनान्यत्र चत्वारि कथितानि मनीषिभिः ।**

**येषु सत्स्वेव सन्निष्ठा यदभावे न सिध्यति ॥ वि० चू० श्लो० १८ ॥**

અર્થઃ—બ્રહ્મવિચાર કરવાને માટે વિદ્વાન્ લોકોએ પ્રથમ ચાર સાધન કથન કર્યા છે. તે સાધન એવાં છે કે જેના હોવાથી સદ્‌વસ્તુ પરમાત્મા સંબંધી વિચારથી નિષ્ઠા ઉત્પન્ન થઈ જાય, અને જે સાધન નહીં હોવાથી નિષ્ઠા પણ ન થાય. જેવી રીતે સૂત્રના અભાવથી

વસ્ત્રનો પણ અભાવ નિશ્ચય છે, અને સૂત્ર હોવાથી વસ્ત્ર હોવું તે પણ અવશ્ય છે. તેવીરીતે અન્વય વ્યતિરેકથી સાધન અને વિચાર દ્વારા બ્રહ્મનિષ્ઠાની પ્રાપ્તિ પણ જાણવી જોઇએ.

आदौ नित्यानित्यवस्तुविवेकः परिगण्यते ।

इहामुत्रफलभोगविरागस्तदनन्तरम् ॥ ,, ॥ १९ ॥

शमादिषट्कसंपत्तिर्मुमुक्षुत्वमिति स्फुटम् । ,, ॥ २० ॥

અર્થ:—નિત્ય તથા અનિત્ય વસ્તુના વિવેકને પ્રથમ સાધન તરીકે ગણવામાં આવે છે ને પછી આ લોક સંબંધી તથા પરલોક સંબંધી ભોગ સામગ્રીની ઇચ્છા નહીં હોવી એ બીજું સાધન કહેવાય છે. (૧૯). શમાદિ ષટ્ સંપત્તિ એ ત્રીજું છે, અને મુમુક્ષુત્વ એ ચોથું સાધન છે. આ પ્રમાણે સાધનો સ્પષ્ટ કહ્યાં છે.

ब्रह्म सत्यं जगन्मिथ्येत्येवं रूपो विनिश्चयः ।

सोऽयं नित्यानित्यवस्तुविवेकः समुदाहृतः ॥ ,, ॥२०–१॥

અર્થ:—એક પરમાત્મા જ સત્ય વસ્તુ છે. બાકી સર્વ મનુષ્યોના દેહ તથા જગતના સંપૂર્ણ પદાર્થ મિથ્યા છે. એ પ્રકારનો જે નિશ્ચય છે તે નિત્યાનિત્યવસ્તુ વિવેક કહેવાય છે.

तद्वैराग्यं जिहासा या दर्शनश्रवणादिभिः ।

देहादिब्रह्मपर्यन्ते ह्यनित्ये भोगवस्तुनि ॥ ,, ॥२१–२॥

અર્થ:—જે જે ભોગ્ય પદાર્થ જોવામાં આવે છે તથા સાંભળવામાં આવ્યા છે એવા આ પૃથિવી લોકથી લઇને બ્રહ્મલોક સુધીના ભોગ્ય પદાર્થમાં તથા પોતાના દેહમાં પણ પ્રીતિ નહીં હોવી તથા દુઃખબુદ્ધિથી સર્વનો પરિત્યાગ કરવાની ઇચ્છા થવી તેને વૈરાગ્ય કહે છે.

विरज्य विषयव्राताद्दोषदृष्ट्या मुहुर्मुहुः ।

स्वलक्ष्ये नियतावस्था मनसः शम उच्यते ॥ ,, ॥२२–३॥

અર્થ:—વારંવાર વિષયોમાં દોષદૃષ્ટિ કરવાથી વિષયોમાંથી વિરક્ત થઇને પોતાના લક્ષ્ય રૂપ પરમાત્મામાં જે ચિત્તની સ્થિતિ છે તેને શમ કહે છે.

विषयेभ्यः परावर्त्य स्थापनं स्वस्वगोलके ।

उभयेषामिन्द्रियाणां स दमः परिकीर्तितः ॥ ,, ॥२३–४॥

અર્થ:—જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય બન્નેને પોતપોતાના વિષયોમાંથી હઠાવીને પોતપોતાના ગોલકમાં જે સ્થિર કરવી તેને દમ કહે છે.

बाह्यानालंबनं वृत्तेरेषोपरतिरुत्तमा । ,, ॥ २४ ॥

અર્થ:—વિષયોમાંથી નિવૃત્ત થયેલી ઇન્દ્રિયોની, ફરી વિષયોમાં પ્રવૃત્તિ ન થવી, અને મનમાં તેમનો સંકલ્પ પણ ન થવો–તેમાં ઉપેક્ષાબુદ્ધિ થવી, તેને ઉત્તમ ઉપરતિ કહે છે.

सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम् ।

चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ॥ ,, ॥ २५ ॥

અર્થ:—સર્વ પ્રકારનાં દુઃખોને સહન કરી લેવાં, પરન્તુ તેમના સંબંધી કોઇ પ્રકારની

ચિન્તા કે કોઈ વિલાપ ન કરવો તથા દુઃખને હઠાવવાને માટે કોઇ ઉપાય પણ નહીં કરવો તેને તિતિક્ષા કહે છે.

शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यावधारणम् ।
सा श्रद्धा कथिता सद्भिर्यया वस्तूपलभ्यते ॥ ,, ॥ २६ ॥

અર્થઃ—શાસ્ત્ર તથા ગુરૂની વાણીનો સત્ય રૂપે નિશ્ચય કરવો તેને સત્પુરૂષોએ શ્રદ્ધા કહી છે, જેના વડે યથાર્થ વસ્તુની પ્રાપ્તિ થાય છે તેનું નામ શ્રદ્ધા છે.

सर्वदा स्थापनं बुद्धेः शुद्धे ब्रह्मणि सर्वदा ।
तत्समाधानमित्युक्तं न तु चित्तस्य लालनम् ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—શુદ્ધ બ્રહ્મમાં હમેશાં બુદ્ધિને સ્થિર રાખવી તેનું નામ **સમાધાન** છે, પરન્તુ ચિત્તનું લાલન કરવું તેનું નામ સમાધાન નથી.

अहंकारादिदेहान्तान्बंधनज्ञानकल्पितान् ।
स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—અજ્ઞાનથી કલ્પના કરેલાં, અહંકારથી દેહ સુધીનાં બંધનો અર્થાત્ બન્ધનનાં કારણોમાંથી પોતાના સ્વરૂપના જ્ઞાન વડે મુક્ત થવાની જે ઇચ્છા તેનું નામ **મુમુક્ષુતા** છે. અર્થાત્ સંસારમાંથી મુક્ત થવાની ઇચ્છાનું નામ મુમુક્ષુતા છે.

तापैस्त्रिभिर्नित्यमनेकरूपैः संतप्यमानो क्षुभितान्तरात्मा ।
परिग्रहं सर्वमनर्थबुद्ध्या जहाति सा तीव्रतरा मुमुक्षा ॥
स० वे० सा० सं० श्लो० २२९ ॥

અર્થઃ—આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એ ત્રણે પ્રકારનાં દુઃખથી વારંવાર તપાયાથી જેનું મન ક્ષોભ પામ્યું છે, તેથી સ્ત્રી, પુત્ર, ધન આદિ પરિગ્રહને અનર્થનું કારણ જાણીને જે પરિત્યાગ કરે છે તે અત્યન્ત તીવ્ર મુમુક્ષુ કહેવાય છે. અને મુમુક્ષુતા તીવ્ર હોવાથી તે અધિકારીને પણ ઉત્તમ જાણવો જોઇએ.

तापत्रयं तीव्रमवेक्ष्य वस्तु दृष्ट्वा कलत्रं तनयान्विहातुम् ।
मध्ये द्वयोर्लोडनमात्मनो यत्सैषा मता माध्यमिकी मुमुक्षा ॥ ,, ॥ २३० ॥

અર્થઃ—સંસારના તાપત્રય રૂપ દુઃખને દેખીને પુત્ર તથા કલત્રાદિ પદાર્થને ત્યાગવાનો વિચાર કરતો સતો "ત્યાગ કરૂં કે ન કરૂં" એ પ્રકારે ચિત્તનો જે અદૃઢ વિચાર છે તે મધ્યમ મુમુક્ષુતા કહેવાય છે. મુમુક્ષુતાને અનુસાર એ અધિકારી પણ મધ્યમ જ કહેવાય છે.

मोक्षस्य कालोऽस्ति किमद्य मे त्वरा भुक्त्वैव भोगान्कृतसर्वकार्यः ।
मुक्त्यै यतिष्येऽहमथेति बुद्धिरेषैव मन्दा कथिता मुमुक्षा ॥ ,, ॥ २३१ ॥

અર્થ—મોક્ષનું સાધન કરવાને માટે હજી બહુ સમય છે, કોઇ ઉતાવળ કરવાની જરૂર નથી. સર્વ પ્રકારના ભોગ ભોગવીને તથા વ્યવહારનાં અન્ય સર્વ કર્મ કરીને પછી હું મોક્ષને માટે પ્રયત્ન કરીશ-આ પ્રકારની જે મુમુક્ષુતા છે તે મન્દ મુમુક્ષુતા કહેવાય છે. અને મુમુક્ષુતાની મન્દતા હોવાથી અધિકારીની પણ મન્દતા કહેવાય છે.

मार्गे भयातुर्मणिलाभवन्मे लभेत मोक्षो यदि तर्हि धन्यः ।
इत्याशया मूढधियां मतिर्या सैषातिमन्दाभिमता मुमुक्षा ॥ „ ॥ २३२ ॥

અર્થ:—રસ્તા ઉપર ચાલતાં મનુષ્યને જો કોઈ અધિક કિંમતનો મણિ મળી જાય તો તે પોતાને બહુ ધન્ય માનશે. એવી રીતે કોઈ પ્રકારનું સાધન કર્યા વિના અને કોઇ વસ્તુનો ત્યાગ પણ કર્યા વિના અનાયાસે મોક્ષ મળી જાય તો હુ મને બહુ જ ધન્ય માનીશ—એવી આશાથી મૂઢ બુદ્ધિ વાળાની જે મુમુક્ષુતા છે તે અત્યન્ત મન્દ મુમુક્ષુતા કહેવાય છે. મુમુક્ષુતા અત્યન્ત મન્દ હોવાથી તે અધિકારી પણ અત્યન્ત મન્દ જ કહેવાય છે.

તેમાં પ્રથમ કહેલો જે ઉત્તમ અધિકારી છે તે સાધન દ્વારા મોક્ષને પ્રાપ્ત કરી શકશે. બીજાને કાલાન્તરમાં પ્રયત્નથી ઉત્તમ અધિકારી થઇને મોક્ષ મળવાનો સંભવ છે. અને મન્દ તથા અતિમન્દ અધિકારી મોક્ષનો ભાગી થવાનો જ નથી. તેથી ઉત્તમ અધિકારી થવાને મુમુક્ષુતા પણ અત્યન્ત તીવ્ર હોવી જોઇએ. સાધન વાળા ઉત્તમ અધિકારીને જ મોક્ષની પ્રાપ્તિ થતી હોવાથી શ્રુતિ ભગવતી પણ સાધન યુક્ત થવાની જ આજ્ઞા કરે છે.

शान्तो दान्त उपरतस्तितिक्षुः श्रद्धावित्तो भूत्वात्मन्येवात्मानं पश्यति ॥
बृ० उ० अ० ४. ब्रा ४–२३ ॥

અર્થ:—જે કારણથી શમાદિ સાધન વાળો મનુષ્ય જ આત્મજ્ઞાનને સંપાદન કરી શકે છે. માટે શાન્ત તથા દાન્ત, મુમુક્ષુ તથા શ્રદ્ધા રૂપિ ધન (વૃત્તિ) વાળો થઇને પોતાના પવિત્ર અન્તઃકરણમાં જ આત્માનો સાક્ષાત્કાર કરે. અને કોઇ સ્થાનમાં **श्रद्धावित्तो** ને બદલે "**समाहितो भूत्वा**" એવો પાઠ છે તે શાખાભેદથી છે અને ત્યાં "સમાધાન વાળા થઇને" એવો અર્થ કરવો જોઇએ. વળી—

विवेकिनो विरक्तस्य शमादिगुणशालिनः ।
मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासायोग्यता मता ॥ वि० चू० श्लो० १७ ॥

અર્થ:—વિવેકી, વિરક્ત તથા શમાદિ ગુણ વાળા મુમુક્ષુની જ બ્રહ્મવિચાર કરવામાં યોગ્યતા છે.

તેવી રીતે બ્રહ્મસૂત્રમાં પણ વ્યાસ ભગવાને સાધનસંપત્તિ વાળાને જ બ્રહ્મવિચાર કરવામાં યોગ્યતા કહી છે.

अथातो ब्रह्मजिज्ञासा ॥ वेद० द० अ० १ पा० १–१ ॥

અર્થ:—અગ્નિહોત્રાદિ કર્મોનાં ફલને વેદમાં અનિત્ય કહ્યાં છે. અર્થાત્ હોમાદિક યજ્ઞોના ફલ રૂપ સ્વર્ગાદિ ફલને નાશવાન્ કહ્યુ છે. તેથી (अतः) સાધનચતુષ્ટય પ્રાપ્ત થયા બાદ (अथ), બ્રહ્મવિચાર કર્તવ્ય છે. સૂત્રમાં પઢેલા 'જિજ્ઞાસા' પદનો જ 'વિચાર' અર્થ છે.

આ પ્રમાણે શ્રુતિ તથા સૂત્રાદિથી બ્રહ્મવિચાર કરવાને માટે વિવેકાદિક સાધનોની જ પ્રથમ આવશ્યકતા બતાવી છે. તેથી પ્રથમ, મુમુક્ષુએ સાધન સંપાદન કરવાં તે જ કર્તવ્ય છે.

वैराग्यं च मुमुक्षुत्वं तीव्रं यस्य तु विद्यते ।
तस्मिन्नेवार्थवन्तः स्युः फलवन्तः शमादयः ॥ वि० चू० श्लो० ३० ॥

અર્થ:—જેને તીવ્ર વૈરાગ્ય અને મુમુક્ષુતા છે, તેને જ શમાદિ સાધનનું પ્રયોજન છે, અને તેને જ શમાદિનું ફળ પણ મળે છે.

### વૈરાગ્યપ્રાપ્તિના ઉપાય.

વૈરાગ્યનું સ્વરૂપ આદિ પ્રથમ કહી ચૂક્યા છીએ હવે વૈરાગ્ય પ્રાપ્ત કરવાના ઉપાયોને કહીએ છીએ.

**૧. दुःखं सर्वमनुस्मृत्यના અર્થનું ચિન્તન**

दुःखं सर्वमनुस्मृत्य कामभोगान्निवर्तयेत् ।
अजं सर्वमनुस्मृत्य जातं नैव तु पश्यति ॥ मा० का० प्र० ३–४३ ॥

અર્થ —સર્વ પદાર્થ દુઃખનું જ કારણ છે આ પ્રમાણે સંસારના દરેક પદાર્થોને દુઃખ રૂપ જાણીને વિષયોની ચિન્ત્યમાન અવસ્થાથી અને ભુજ્યમાન અવસ્થાથી ચિત્તને હઠાવવું જોઇએ નાના પ્રકારના વિષયોનો જ્યારે સંકલ્પ કરે છે, ત્યારે તેની ચિન્ત્યમાન અવસ્થા કહેવાય છે અને સ્થૂલ ઇન્દ્રિયથી સ્થૂલ વિષયોનો ઉપભોગ કરે છે, તે અવસ્થામાં તેની ભુજ્યમાન અવસ્થા કહેવાય છે જે વસ્તુને મનુષ્યે પોતાના સુખનું કારણ નિશ્ચય કરેલું છે તે વસ્તુની તરફ તેનું મન પણ દોડે છે કારણ તેનો (પદાર્થનો) મધુર રસ છે, અને તે ખાવાથી બલ તથા પુષ્ટિ પણ થાય છે આ મોસમ્બી તથા નારંગી આદિના ગુણ પહેલેથી જ મનમાં દૃઢ થઇ ગયા છે તેથી મોસમ્બી આદિની તરફ ચિત્ત દોડે છે અને જેવી રીતે મનુષ્યને મોસમ્બી આદિમાં ગુણબુદ્ધિ દૃઢ થઇ ચૂકી છે, તેવી રીતે ધન્તુરાના ફલમાં દોષબુદ્ધિ પણ દૃઢ થયેલી છે, તેથી ધન્તુરો ખાવાને માટે ચિત્ત કદાપિ દોડતું નથી તે માટે તે અનુભવસિદ્ધ વાત છે કે જેમાં ગુણોનો નિશ્ચય થયો છે તે તરફ ચિત્ત જાય, અને દોષનો નિશ્ચય થયો છે ત્યાં ચિત્ત કદાપિ નહી જાતું પણ ત્યાંથી પાછું હઠતું સંસારના પદાર્થોના રૂપ રસાદિનો અનુભવ કરતે કરતે તે સ્થૂલ પદાર્થોની દૃઢ વાસના મનમાં રહે છે તેથી તે સ્થૂલ પદાર્થો તરફ ચિત્ત પણ અતિ શીઘ્રતાથી દોડે છે જેમાં ગુણદૃષ્ટિ નથી પરન્તુ દોષદૃષ્ટિ છે, તે તરફ ચિત્ત પણ દોડવાનું નથી જો દોડતું હોત તો ધન્તુરાનાં ફલ ખાવાને પણ અવશ્ય દોડત પરન્તુ દોડતું નથી માટે જેમાં ગુણદૃષ્ટિ છે તે તરફ ચિત્ત દોડે છે, અને જેમાં દોષદૃષ્ટિ છે તે તરફ ચિત્ત જતું નથી આ અનુભવથી ચિત્તને હઠાવવાને માટે દોષદૃષ્ટિ ઉત્તમ સાધન છે એવો નિશ્ચય થાય છે તે કારણથી શ્લોકમાં દુઃખ રૂપ દોષનું સ્મરણ કરીને મનને વિષયોમાંથી હઠાવવાનું કહ્યું છે દોષદૃષ્ટિથી હઠેલું ચિત્ત ફરી કદાપિ તે વિષય તરફ જતું પણ નથી. વિવેકશૂન્ય અજ્ઞાની મનુષ્યને વિષયપદાર્થોમાં સુખની પ્રતીતિ થતી પણ હોય. તથાપિ બુદ્ધિશાલીને માટે તો વિષયપદાર્થ દુઃખ રૂપ છે એવું ભગવાને ગીતામાં કહ્યું છે.

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥ भ० गी० अ० ५–२२ ॥

અર્થ —વિષયપદાર્થોમાં જે સુખ પ્રતીત થાય છે તે સુખ, વિષયનો ઇન્દ્રિયોની સાથે જ્યાંસુધી સંબંધ રહે છે, ત્યાંસુધી થાય છે શેરી ચૂસનાર અથવા શીખંડ ખાનાર મનુષ્યને શેરીનો રસ અને શીખંડની સાથે જ્યાંસુધી જિહ્વેન્દ્રિયનો સંબંધ રહે છે ત્યાંસુધી જ તે પ્રતીત થાય છે, પછી નહીં. તેવી રીતે દરેક વિષયનું પણ જાણવું જોઇએ. તેથી કરીને વિષયોના ભોગથી થતા સુખને ભગવાન્ 'સંસ્પર્શજ' કહે છે. તે ઇન્દ્રિય તથા બાહ્ય વિષયોના સંબંધથી થતા સુખનો અનુભવ દુઃખનું જ કારણ છે કારણ આ લોક સંબંધી અથવા પરલોક સંબંધી સર્વ વિષય પદાર્થ ગર્ભાદિથી વ્યાપેલા હોવાથી બ્રહ્મલોક પર્યન્તના

સર્વ પદાર્થ દુઃખનું જ કારણ છે, અને હે કુન્તીપુત્ર! તે સર્વ ઉત્પત્તિ અને નાશવાળા છે. અર્થાત્ વિષય અને ઇન્દ્રિયોના સંયોગ રૂપ આદિ વાળા છે, અર્થાત્ વિષય અને ઇન્દ્રિયોનો જ્યારે સંબંધ થયો ત્યારે તેની (ભોગની) ઉત્પત્તિ થાય છે, અને તેમના વિયોગ સમયે તેનો નાશ પણ થાય છે. અર્થાત્ સુખ (ભોગ) ક્ષણિક છે. માટે વિદ્વાન્ મનુષ્ય તુચ્છ સુખમાં પ્રીતિનો અનુભવ કરતો નથી, કેમકે તેને વિષયસુખ પ્રતિકૂલ જ પ્રતિત થાય છે.

વિવેકી મનુષ્યને વિષયસુખની દુઃખરૂપતા યોગશાસ્ત્રમાં પણ કહી છે.

**परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ॥**

**यो० द० पा० २ सू० १५ ॥**

અર્થઃ—વિષયોમાં પરિણામદુઃખ તથા તાપદુઃખ તથા સંસ્કારદુઃખ પણ હોય છે, તથા સત્ત્વાદિ ગુણોની વૃત્તિઓ પરસ્પર એક એકની સાથે વિરોધ વાળી હોવાથી વિષય પદાર્થ સ્વરૂપથી પણ દુઃખ રૂપ છે. તેથી વિવેકી મનુષ્યને સર્વ કાંઇ અર્થાત્ આ લોક તથા પરલોક સંબંધી વિષય પદાર્થ દુઃખરૂપ જ છે. વિષયોમાં જે સુખ છે તે રાગનું જ પરિણામ છે. જે મનુષ્યને જે વિષયપદાર્થમાં રાગ નથી તે પદાર્થ પ્રાપ્ત થવાથી તે સુખી થતો નથી. જે રાગવાળો મનુષ્ય છે તે જ પોતાના રાગનો વિષય પ્રાપ્ત થવાથી સુખી થાય છે. જે મનુષ્યને દારૂ પીવાની ટેવ છે તે મનુષ્યને દારૂમાં રાગ થાય છે. અને દારૂના પીઠાને દૂરથી દેખતાં જ તેને પ્રિય લાગે છે. અને દારૂ મળવાથી મોદ નામનું સુખ વિશેષ પ્રાપ્ત થાય છે. અને દારૂ પીવાથી પ્રમોદ નામનું સુખવિશેષ થાય છે. આ પ્રમાણે વસ્તુનું દર્શન, પ્રાપ્તિ અને અનુભવથી થતા પ્રિય, મોદ અને પ્રમોદ નામના સુખવિશેષ દારૂમાં રાગવાળાને જ થાય છે. અને જે મનુષ્ય દારૂમાં અનેક પ્રકારના દોષોને જુએ છે, તેથી તેને દારૂમાં ગ્લાનિ છે. તે દારૂના પીઠાને દેખતાં જ દૂરથી નાસિકાને પકડે છે. અને તે રસ્તે નિકળવાને પણ કષ્ટ માને છે, તેથી દારૂ પીનારને તેમાં જે સુખ લાગે છે તે દારૂમાં જે રાગ છે તેનું જ પરિણામ છે. આ પ્રમાણે સુગન્ધિ વાળા અત્તર આદિ પદાર્થ, સ્ત્રી, વસ્ત્ર, પાન તથા ભોજન, શય્યા, અને ભૂષણ એ આઠ પ્રકારના ભોગ્ય પદાર્થમાં પણ જાણવું જોઇએ. આ આઠ પદાર્થ મધ્યે જેને વિષે મનુષ્યને રાગ છે તેને તે વસ્તુની પ્રાપ્તિ થવાથી તે સુખી થાય છે. માટે વિષયોમાં જે સુખ છે તે રાગનું જ પરિણામ છે તેમાં કોઈ શંકા નથી. રાગ જ પ્રથમ પ્રકટ થાય છે, પછીથી વિષયની પ્રાપ્તિ થતાં તે રાગ સુખ રૂપે પરિણામ પામે છે. રાગને જ દુઃખની કારણતા પ્રસિદ્ધ છે. રાગ ક્ષણ ક્ષણમાં વધતો જ જાય છે. હમેશાં મનુષ્યને ઇચ્છાનુસાર વિષયપદાર્થ મળવાનો સંભવ જ નથી. તેથી વિષયોની અપ્રાપ્તિ નિમિત્તથી થતું દુઃખ હઠાવવાને કોઈ પણ સમર્થ થતો નથી. માટે તે વિષયપદાર્થ દુઃખ રૂપ જ છે. ઇચ્છાનુસાર ભોગોની પ્રાપ્તિ થવાથી જે ઇન્દ્રિયો તૃપ્ત થઇને તેમની જે શાન્તિનો અનુભવ કરવામાં આવે છે, તેનું નામ સુખ છે, અને વિષય પ્રાપ્ત ન થવાથી ઇન્દ્રિયોની ચંચલતાથી જે અશાન્તિ છે તે દુઃખ છે. વિષયોનો ઉપભોગ કરતાં કરતાં તૃષ્ણાને દૂર કરવામાં કોઈ પણ સમર્થ થતું નથી. જેટલું જેટલું અધિક ભોગવશે તેટલી તેટલી વિષય પદાર્થમાં રાગની વૃદ્ધિ થઈ જાય છે. અને ઇન્દ્રિયોની ભોગમાં કુશલતા પણ વધતી જાય છે. માટે વિષયસુખ દુઃખ રૂપ રાગનું જ પરિણામ હોવાથી દુઃખ રૂપ જ છે. કેમકે જે પ્રકારનું કારણ હોય છે તે પ્રકારનું જ કાર્ય થાય છે. કાર્ય તથા કારણમાં ભેદ હોતો નથી.

મરણનું એક પ્રકારનું રૂપાન્તર જ કાર્ય છે જેવી રીતે સુવર્ણનું રૂપાન્તર કુણ્ડલ અને મૃત્તિકાનું રૂપાન્તર ઘટ છે અહી રાગનું જ રૂપાન્તર વિષયસુખ છે તેથી તે દુખ રૂપ છે રાગનું પરિણામ હોવાથી **પરિણામદુ:ખ** કહ્યુ છે

અને સુખના અનુભવકાલમા મનુષ્ય પોતાના સુખને પ્રતિકૂલ પદાર્થમા દ્વેષ કરે છે, અને કેટલુક સુખ એવુ છે કે બીજા પ્રાણીને દુખ દીધા વિના તે પ્રાપ્ત થઈ શકતુ નથી માટે સુખને વાસ્તે પ્રાણીને દુખ પણ આપશે અને કદાપિ દુખનુ સાધન અમને ન હો—આ પ્રકારના સકલ્પવિશેષોને જ દ્વેષ કહે છે તે સર્વ દુખસાધનોને હઠાવવામા કોઈ પણ સમર્થ થતું નથી તેથી સુખના અનુભવકાલમા પણ સુખના વિરોધિ વસ્તુમા હમેશા દ્વેષ રહે છે જ તેથી તે દ્વેષ રૂપી તાપદુખ છે, તેને નિવૃત્ત કરવુ બને નહી તાપનું નામ જ દ્વેષ છે

અને દુખના સાધનોને હઠાવવામા અસમર્થ મનુષ્યને મોહ થાય છે તેથી વિષયમા મોહદુખતા પણ છે સૂત્રમા તાપદુખ જ કહ્યુ છે, મોહદુખ કહ્યુ નથી તથાપિ તે પણ જાણવુ જોઇએ એવો યોગભાષ્યનો સિદ્ધાન્ત છે

વળી મનુષ્ય જે જે વિષયોના સુખનો અનુભવ કરે છે તે તે વિષયસુખ ભોક્તાના મનમા સસ્કારને ઉત્પન્ન કરીને જ નષ્ટ થાય છે સસ્કારથી સુખનુ સ્મરણ થાય છે અને સ્મરણથી ફરી વિષય પદાર્થમા રાગ થાય છે રાગથી તે પદાર્થની પ્રાપ્તિને માટે ચેષ્ટા થાય છે, ચેષ્ટા દ્વારા વિષયની પ્રાપ્તિ થવાથી તેનો ભોગ થાય છે, બીજી વારના ભોગથી સસ્કાર પણ કઈક પુષ્ટ થાય છે જેમ એક વાર કેરી ખાવેના મનુષ્યને કેરીના સ્વાદના સસ્કાર મનમા પડે છે એ સસ્કાર દ્વારા બીજી સાલ કેરીની મોસમમા તેને કેરીનુ સ્મરણ થાય છે અને રસ્તે ચાલતા ચાલતા આજુબાજુના વૃક્ષો ઉપર જુએ છે કે આ સાલ અબાને મોર આવ્યો છે કે નહી, આ સાલમા કેરી થશે કે નહી—એ પ્રમાણે કેરી સબધી સ્મરણ કરે છે સ્મરણ પછી કેરીમા રાગ થાય છે રાગથી કેરી મેળવવાની ચેષ્ટા કરે છે અને કાચીપાકી જેવી મળે તેવી મગાવીને તેના ભિન્ન ભિન્ન પદાર્થ બનાવીને અથવા પકવીને ખાય છે, ફરી કેરીના જૂના સસ્કારની સાથે નવીન સસ્કાર મળવાથી સસ્કાર મજબૂત થાય છે એ પ્રમાણે દરેક વિષયપદાર્થોના ભોગ મનમા સસ્કાર ઉત્પન્ન કરે છે અને સસ્કારથી પાછી વિષયોનુ સ્મરણ થાય છે સ્મરણ થવાથી રાગ થાય છે રાગથી ભિન્ન ભિન્ન પદાર્થ મેળવવાને માટે નાના પ્રકારની યોગ્ય કે અયોગ્ય ચેષ્ટા (કર્મ) કરે છે, તે કર્મ ધર્મ અથવા અધર્મ રૂપ કર્માશય અર્થાત્ અદૃષ્ટને ઉત્પન્ન કરે છે અને તે કર્માશય સુખ દુખ રૂપ ફલ ભોગવવાને માટે જન્માદિ આપે છે જન્મ લઇને ભોગોને માટે પહેલાની પેઠે વિષયોનુ સ્મરણ તથા વિષયમા રાગ, તેની પ્રાપ્તિને માટે ચેષ્ટા ઇત્યાદિ સર્વ પ્રવૃત્તિ થાય છે અને આયુ સમાપ્ત થતા, મૃત્યુને પ્રાપ્ત થાય છે, ફરી જન્મ લે છે આ પ્રમાણે ઘટિયન્ત્રની તુલ્ય જન્મ મૃત્યુ રૂપ સસાર કાયમ રહે છે આ સસાર વિષયસુખના સસ્કાર દ્વારા જ પ્રાપ્ત થાય છે, તેથી કરીને વિષયસુખમા સસ્કારદુખ પણ કહ્યુ છે આ પ્રમાણે વિષયસુખ પરિણામ દુખાદિથી વિધાયલુ હોવાથી વધે મારગમા પગ તેની દુખરૂપતા કહે છે

હવે **ગુણવૃત્તિવિરોધાચ્ચ**—આ પદના સ્વરૂપથી પણ વિષયસુખ દુખ રૂપ છે એમ કહે છે સસારમા જે કોઈ પદાર્થ છે તે સર્વ ત્રિગુણાત્મક છે અર્થાત્ સત્ત્વ તથા રજસ્ અને તમોગુણ રૂપ પ્રકૃતિ (પ્રધાન)ના વિકાર છે સત્ત્વગુણ સુખ રૂપ, અને રજોગુણ દુ:ખ રૂપ,

તથા તમોગુણ મોહ રૂપ છે. અને તેઓ એક એકથી વિરૂદ્ધ સ્વભાવ વાળા છે. તથાપિ જેવી રીતે તેલ, દીવેટ અને અગ્નિ એ વિરૂદ્ધ સ્વભાવ વાળી ત્રણ વસ્તુ મળીને એક દીપ રૂપી વસ્તુને ઉત્પન્ન કરે છે. તે મનુષ્યના ભોગને ઉપયોગી થાય છે. તેલ, દીવેટ અને અગ્નિ ત્રણે પરસ્પર વિરોધી છે, કેમકે દીપમાં તેલ ન હોય તો અગ્નિ દીવેટને એકદમ બાળી નાંખે છે, અને તેલ અને અગ્નિ હોવા છતાં પણ દીવેટ વિના દીવો થઇ શકે નહી. દીવેટમાં અગ્નિ પણ બળતો હોય છે, તથાપિ દીવેટના ઉપર તેલ નાંખે તો તે અગ્નિ બુઝાઇ જાય છે. તથાપિ ત્રણેને યુક્તિથી મેળવવાથી દીવો બની જાય છે. અને એકના પણ અભાવમાં દીપ રૂપ કાર્યની ઉત્પત્તિ થતી નથી. દીવેટ, તેલ અને અગ્નિ ત્રણે હોય તો દીપ રૂપ કાર્ય થાય છે, તેવી રીતે સત્ત્વાદિક ગુણોમાંનો એક પણ ન હોય તો કોઇ પણ પદાર્થની ઉત્પત્તિ થાય નહીં. તેથી યુક્તિથી ગુણોનો મેળ કરીને જ આ સર્વ જગતના પદાર્થોની રચના કરી છે. એટલે સર્વ પદાર્થ સત્ત્વગુણ તથા રજોગુણ તથા તમોગુણથી યુક્ત છે. પરન્તુ જે પદાર્થમાં સત્ત્વગુણ વિશેષ છે તેને **સત્ત્વગુણી**, અને જેમાં રજોગુણ વધારે હોય તેને રજોગુણી, તથા જેમાં તમોગુણ વિશેષ હોય તેને **તમોગુણી** પણ કહે છે. કહેવાનો ભાવ એ છે કે જેવી રીતે મીઠું, મરચું, મશાલો, તેલ, આંબલી, ગોળ એ સર્વ વસ્તુ મેળવીને બનાવેલા બટાટા આદિના શાકમાં મીઠું, મરચુ, આદિ સર્વનો ગુણ હોય છે, અથવા સાકર, ઘી, લોટ, એ સર્વ મેળવીને બનાવેલા લાડુ આદિ મિષ્ટાન્નમાં ઘી આદિ સર્વ પદાર્થના ગુણ હોય છે. તેવી રીતે ત્રિગુણાત્મક વિષયપદાર્થમાં પણ સુખ, દુઃખ તથા મોહ—એ ત્રણ સ્વભાવ બેઠેલા છે,-તે કારણથી જે વસ્તુમાં મનુષ્ય સુખ અનુભવ કરે છે તેમાં દુઃખ પણ બેઠું છે, પરન્તુ તે સમયમાં પ્રકટ નથી એટલું જ છે. તેથી જગતમાં જે કોઈ પદાર્થ છે તે સર્વ વિષ મેળવેલા મિષ્ટાન્તની તુલ્ય છે. વિષ મળેલું મિષ્ટાન્ન ખાતી વખત મધુર લાગે છે. તથાપિ થોડી વારમાં તે ઝેરનો ગુણ પણ તરત બતાવી દે છે. અને વિષય પદાર્થને ઝેર કરતાં પણ ભારે ઝેરી કહ્યા છે. કેમકે "उपमुक्तं विषं हन्ति विषयः स्मरणादपि।"—વિષ ખાવાથી જ પ્રાણને હરે છે, પરન્તુ વિષયોનું તો સ્મરણ માત્ર પણ મનુષ્યનો નાશ કરી દે છે. પરન્તુ વિષ શીઘ્ર નાશ કરે છે, અને વિષયોનું સ્મરણ ધીમે ધીમે નાશ પમાડે છે. તેથી ભગવાન્ ગીતામાં—

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥** ભ૦ ગી૦ અ૦ ૨—૬૨ ॥
**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥** „ ॥ ૬૩॥

અર્થઃ—મતલબ કે વિષયના ધ્યાન (સંકલ્પ)થી સંગ (પ્રીતિ)ની ઉત્પત્તિ, સંગથી કામ, કામથી ક્રોધ, ક્રોધથી મોહ, મોહથી આત્મવિષયક સ્મૃતિમાં વિભ્રમ, સ્મૃતિના વિભ્રમથી બુદ્ધિનાશ થાય છે. અને બુદ્ધિના નાશથી સ્વયં નષ્ટ થાય છે અર્થાત્ અધોગતિને પ્રાપ્ત થાય છે.

આ શ્લોકોથી વિષયસ્મરણને પરંપરાએ મનુષ્યના નાશનું કારણ બતાવ્યું છે અને સર્વ વિષયપદાર્થ દુઃખ રૂપ તથા મોહ(વિષાદ)રૂપ પણ હોવાથી તે વિવેકીને માટે હંમેશા દુઃખ રૂપ છે.

જેવી રીતે સર્વ શરીર ચામડીથી ઢાંકેલું છે, અને નેત્રની અંદર પણ ચામડી છે. નેત્રમાં

કાંઇ ધૂળ માત્ર પણ પડે તો તે મોટા દુઃખનું કારણ થાય છે. અને શરીરની ચામડી ઉપર કોઈ માટીનું ઢેફું પણ પડે તોપણ તે બહુ દુઃખનું કારણ થતું નથી, કારણ કે શરીરની ચામડીને વિશેષ ટાઢ ગરમી આદિ અને અન્ય પણ કેટલી પ્રકારનાં કષ્ટ સહન કરવાનો સ્વભાવ પડ્યો છે. અને નેત્રની ચામડી પડદાની અંદર બેઠી છે અને કાંઇ પણ કષ્ટ સહન કર્યું નથી, તેથી તેનો સ્વભાવ કોમળ થયો છે. તેથી ધૂળનો કણ માત્ર પડવાથી તેને બહુ દુઃખ પ્રતીત થાય છે. ક્લેશના સ્વરૂપને જેણે જાણ્યું છે એવો વિવેકી મનુષ્ય નેત્રની તુલ્ય છે. તેને થોડું પણ દુઃખ બહુ માલમ પડે છે, અને પીઠની ચામડીની માફક જેણે અનેક દુઃખ સહન કર્યાં છે એવા અવિવેકીને સંસારના વિષયપદાર્થોનું દુઃખ માલમ પડતું નથી. વિષયોને દુઃખ રૂપ જાણનાર વિવેકી મનુષ્ય વિષયસુખથી કદાપિ પ્રીતિનો અનુભવ કરતો નથી. જેવી રીતે ભોગનું રૂપરસાદિ રૂપ સાધન દુઃખ રૂપ છે, તેવી રીતે ભોગના સાધન રૂપ શરીર પણ દુઃખ રૂપ જ છે. આ શરીર ઉત્પન્ન થના પહેલાં જે ગર્ભવાસનું દુઃખ છે તે ઉપનિષદ્‌માં નીચે પ્રમાણે બતાવવામાં આવ્યું છેઃ—

ऋतुकाले संप्रयोगादेकरात्रोषितं कललं भवति सप्तरात्रोषितं बुद्बुदं भवति अर्धमासाभ्यन्तरे पिण्डो भवति । मासाभ्यन्तरे कठिनो भवति मासद्वयेन शिरः संपद्यते । मासत्रयेण पादप्रदेशो भवति । अथ चतुर्थे मासे गुल्फजठरकटिप्रदेशा भवन्ति । पंचमे मासे पृष्ठवंशो भवति । षष्ठे मासे मुखनासिकाक्षिश्रोत्राणि भवन्ति । सप्तमे मासे जीवेन संयुक्तो भवति । अष्टमे मासे सर्वलक्षणसंपूर्णो भवति । अथ नवमे मासे सर्वलक्षणज्ञानकरणसंपूर्णो भवति पूर्वजातिं स्मरति शुभाशुभं कर्म विन्दति ॥ गर्भ० उप० क० ३ ॥

અર્થઃ—ઋતુકાલમાં સ્ત્રી અને પુરૂષનો સંસર્ગ થવાથી ગર્ભમાં એક રાત્રિ રહેલું રજસ્ અને વીર્ય કાંઇ ધાડું થાય છે. સાત રાત્રિ રહેવાથી પરપોટા સમાન થાય છે. પન્દર દિવસની અંદર એક પિણ્ડ બની જાય છે, અને માસમાં તે પિણ્ડ કઠિન બની જાય છે, અને બે માસમાં શિર ઉત્પન્ન થાય છે. ત્રીજે માસે પાદપ્રદેશ, ચોથે માસે ઘુંટણ, પેટ અને કટિ પ્રદેશ, પાંચમે માસે બરડાની કરોડ, છટ્ઠે માસે મુખ, નાસિકા, નેત્ર, શ્રોત્રાદિ ઇન્દ્રિયો, સાતમે માસે જીવયુક્ત થાય છે, અને અષ્ટમે માસે સંપૂર્ણ લક્ષણથી યુક્ત થઈ જાય છે. અર્થાત ગર્ભને બાલકનાં સંપૂર્ણ ચિહ્ન તૈયાર થઈ જાય છે. અને નવમા માસમાં સંપૂર્ણ લક્ષણ વાળી જ્ઞાનેન્દ્રિયોથી યુક્ત થાય છે. ત્યારે તે પોતાના પૂર્વ જન્મની જાતિને સ્મરણ કરે છે. અર્થાત્ ગર્ભમાંના બાલકને "હું પૂર્વ જન્મમાં કોણ હતો" એમ પોતાની જાતિનો ખ્યાલ આવે છે, અને તે સમયમાં પોતે કરેલાં પુણ્ય તથા પાપ રૂપ કર્મનું પણ સ્મરણ થાય છે. તે વખતે ગર્ભવાસનું કઠિન દુઃખ સહન કરવામાં અસમર્થ થઇને નાના પ્રકારે પોકાર કરે છે.

पूर्वयोनिसहस्राणि दृष्ट्वा चैव ततो मया ।
आहारा विविधा भुक्ताः पीता नानाविधाः स्तनाः ॥
जातश्चैव मृतश्चैव जन्म चैव पुनः पुनः ।
यन्मया परिजनस्यार्थे कृतं कर्म शुभाशुभम् ॥

एकाकी तेन दह्येऽहं गतास्ते फलभोगिनः ।
अहो दुःखोदधौ मग्नो न पश्यामि प्रतिक्रियाम् ॥
यदि योन्याः प्रमुच्येऽहं तत्प्रपद्ये महेश्वरम् ।
अशुभक्षयकर्तारं फलमुक्तिप्रदायकम् ॥ गर्भो प० क० ४ ॥

અર્થ:—આ પહેલાં પણ મેં હજારો વાર ગર્ભવાસનો અનુભવ લીધો છે અને નાના પ્રકારનાં ભોજન પણ ખાધાં છે, અને નાના પ્રકારનાં પ્રાણીનું સ્તનપાન પણ મેં કર્યું છે, અને એ પ્રમાણે કેટલીએ વાર જન્મ લીધો તેમ મરણ પામ્યો છું અર્થાત્ અસંખ્ય વાર જન્મ્યો છું અને મર્યો છું. મેં મારા કુટુંબીઓને માટે પુણ્ય તથા પાપ રૂપ જે કર્મ કર્યા છે, તે સર્વ કર્મના ફલ રૂપે હું હાલ એકલો આ ગર્ભમાં પડયો પડયો પાકું છું. પુણ્ય પાપ કરતી સમય તેના પ્રત્યક્ષ ફલ રૂપ સંસારના સુખને ભોગવનાર સર્વ મને છોડીને ચાલ્યાં ગયાં છે. હવે હું મહાદુઃખ રૂપી સમુદ્રમાં ડુબેલો છું. એનો કોઇ ઉપાય મને મળતો નથી. જો હું અહીંથી કોઈ પ્રકારે છૂટી જાઉં તો સર્વ પાપને દૂર કરનાર તથા મુક્તિ રૂપ ફલને દેનાર મહાદેવનું ભજન કરીશ.

यदि योन्याः प्रमुच्येऽहं तत्प्रपद्ये नारायणम् ।
अशुभक्षयकर्तारं फलमुक्तिप्रदायकम् ॥ ,,

અર્થ:—જો હું હવે આ ગર્ભમાંથી છૂટી જાઉં તો મોક્ષરૂપ ફલને આપનાર નારાયણનું ભજન કરીશ. વળી—

यदि योन्याः प्रमुच्येऽहं तत्सांख्यं योगमभ्यसे ।
अशुभक्षयकर्तारं फलमुक्तिप्रदायकम् ॥ ,,

અર્થ:—જો હું આ ગર્ભવાસથી છૂટીશ, તો સર્વ પાપનો નાશ કરનાર તથા મોક્ષ રૂપ ફલને આપનાર જ્ઞાનયોગનો અભ્યાસ કરીશ. વળી—

यदि योन्याः प्रमुच्येऽहं ध्याये ब्रह्म सनातनम् । ,,

અર્થ:—જો હું આ ગર્ભથી છૂટી જઈશ, તો હું સનાતન પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન કરીશ.

अथ योनिद्वारं संप्राप्तो यन्त्रेणापीड्यमानो महता दुःखेन जातमात्रस्तु वैष्णवेन वायुना संस्पृष्टस्तदा न स्मरति जन्ममरणानि न च कर्म शुभाशुभं विन्दति ॥
ग० उ० क० ४ ॥

અર્થ:—આ પ્રમાણે પોકારતાં પોકારતાં જ્યારે જન્મ લેવાને તૈયાર થઇ યોનિદ્વારને પ્રાપ્ત થઇ યન્ત્રથી પીડિત થયેલો મહાન્ દુઃખથી ઉત્પન્ન થાય છે, ત્યારે ઉત્પન્ન થતાં જ ભગવાનની માયા રૂપી વાયુના સ્પર્શ માત્રથી જ પહેલાં અનુભવ કરેલા જન્મ મરણનું સ્મરણ, તથા પહેલાં કરેલાં પુણ્ય પાપ રૂપ કર્મનું પણ સ્મરણ થતું નથી. આ પ્રમાણે શરીર ઉત્પન્ન થવામાં પણ મહાન્ દુઃખ છે, અને ઉત્પન્ન થયા પછી બાલ્યાવસ્થા પણ મહાન્ દુઃખનું કારણ છે.

બાલ્યાવસ્થાના દુઃખ સંબંધમાં રામચન્દ્રજી કહે છે કે—

अशक्तिरापदस्तृष्णा मूकता मूढबुद्धिता ।
गृध्नुता लोलता दैन्यं सर्वं बाल्ये प्रवर्तते ॥ यो० वा० प्र० १ स. १९–२ ॥

અર્થઃ—બાલ અવસ્થામાં કોઈ પણ કાર્ય કરવાની શક્તિ રહેતી નથી. સર્વ પ્રકારે પરાધીન હોય છે. મલ મૂત્રથી પણ દૂર હઠી જવાની પણ શક્તિ નથી. અને અનેક પ્રકારની આપત્તિ આવે છે. તેથી રક્ષા કરવી બહુ કઠણ પડે છે. અને દરેક પદાર્થ ખાવાને માટે તૃષ્ણા થાય છે, માટી તથા મલ મૂત્રાદિ પણ ઉઠાવીને મુખમાં મૂકી દે છે. અને બીજા કોઇ બોલે તો પોતે કાંઈ પણ બોલી શકતો નથી, મૂંગો જ રહેવું પડે છે. તેમ બાલ અવસ્થામાં મૂઢ બુદ્ધિ વાળો હોય છે. અને મૂઢબુદ્ધિ હોવાથી નાના પ્રકારના અનુચિત વ્યવહાર કરે છે. માતા પિતાને પણ ગાળો દે છે, અને સારી વસ્તુને પણ બગાડી દે છે, તથા પવિત્ર વસ્તુને પણ અપવિત્ર કરી દે છે. ક્રીડા આદિમાં બહુ લાલસા હોય છે. અને ચંચલતા પણ બહુ પ્રકારની હોય છે. આ પ્રકારની અશક્તિ આદિ અનેક દોષ બાલ અવસ્થામાં હોય છે.

नवं नवं प्रीतिकरं न शिशुः प्रत्यहं यदि ।
प्राप्नोति तदसौ याति विषवैषम्यमूर्च्छनाम् ॥ यो० वा० प्र० ११–१८ ॥

અર્થઃ—બાલકને પોતાના મનને પ્રસન્ન કરનારી વસ્તુ રોજ રોજ જો ન મળે તો ઝેરની સમાન સહન ન થઇ શકે એવો ચિત્તનો મહાન્ વિકાર થવાથી મૂર્ચ્છાને પ્રાપ્ત થાય છે અર્થાત્ બાલક બહુ વ્યાકુલતાને પ્રાપ્ત થાય છે.

स्तोकेन वशमायाति स्तोकेनैति विकारिताम् ।
अमेध्य एव रमते बालः कौलेयको यथा ॥ यो. वा.प्र.१ स. १९–१९ ॥

અર્થઃ—બાલક થોડી વસ્તુથી પ્રસન્ન થઇ વશ થાય છે. અને થોડી વાતમાં તે વિકારને પણ પ્રાપ્ત થાય છે. અને શ્વાનની માફક હમેશાં મલિન પદાર્થમાં જ રમણ કરે છે.

संहृष्टो भुवनं भोक्तुमिन्दुमादातुमंबरात् ।
वाञ्छते येन मौर्ख्येण तत्सुखाय कथं भवेत् ॥ ,, ॥ २७ ॥

અર્થ.—કદાપિ બાલક ખાવાને માટે રૂદન કરતું હોય તો તેને કોઇ રીતે છેતરીને ચન્દ્રમાને બતાવી કહે છે કે આ તને ખાવાને આપીશું. ત્યારે તે બાલક ખૂબ પ્રસન્ન થઇને ખાવાને માટે આકાશમાંથી ચન્દ્રમાને પકડી મંગાવવાની ઇચ્છા કરતો આકાશમાં જ દેખતો રહે છે. અને-

उड्डीतुमभिवाञ्छन्ति पक्षाभ्यां क्षुत्परायणाः ।
भयाहारपरा नित्यं बाला विहगधर्मिणः ॥ ,, ॥ २९ ॥

અર્થઃ -બાલકો ચાલવાને પણ સમર્થ નથી હોતા. છતાં પક્ષીની માફક પોતાના હાથ રૂપી પાંખો વડે ઉડવાની ઇચ્છા કરે છે. હમેશાં ભય તથા ભોજનને પરાધીન હોઇ બાલક પણ પક્ષીના ધર્મવાળા થાય છે. વળી—

शैशवे गुरुतो भीतिर्मातृतः पितृतस्तथा ।
जनतो ज्येष्ठबालाच्च शैशवं भयमन्दिरम् ।

અર્થઃ—બાલ અવસ્થામાં ગુરૂથી તથા માતાથી તથા પિતાથી તથા બીજા લોકોથી તેમ પોતાનાથી મોટા બાલકથી પણ ભય થાય છે. આ પ્રકારે બાલ અવસ્થા તો ભયની જ ખાણ છે.

सकलदोषदशाविहताशयं शरणमप्यविवेकविलासिनः ।
इह न कस्यचिदेव महामुने भवति बाल्यमलं परितुष्टये ॥ ॥ ३१ ॥

અર્થઃ—જે અન્તઃકરણ સર્વ પ્રકારના દોષથી દૂષિત થયેલું છે તે અવિવેક રૂપી વિલાસીનું ઘર છે અર્થાત્ બાલક( અવિવેકી )માં સર્વ પ્રકારનો અવિવેક હોય છે—એવી બાલ અવસ્થા કોઇને પણ સુખને માટે નહીં હોય. (નિરંકુશ ચેષ્ટા કરનારનું નામ "વિલાસી" છે.)

જેવી રીતે બાલ્યાવસ્થા સુખનું કારણ નથી, દુઃખનું જ કારણ છે, તેવી રીતે યુવાવસ્થા પણ સુખનું કારણ નથી, દુઃખનું જ કારણ છે.

स्वचित्तबिलसंस्थेन नानासंभ्रमकारिणा ।
बलात्कामपिशाचेन विवशः परिभूयते ॥ यो० वा० प्र. १ स. २०–१३॥

અર્થઃ—યુવાવસ્થામાં આપણા ચિત્ત રૂપી દરમાં સ્થિત, અને નાના પ્રકારના ભ્રમને ઉત્પન્ન કરનાર એવો કામ રૂપી પિશાચ બલાત્કારથી યુવાન્ મનુષ્યને તેના વિવેકનો તિરસ્કાર કરીને પોતાને વશ કરી લે છે. વળી—

ये केचन समारंभास्ते सर्वे सर्वदुःखदाः ।
तारुण्ये संनिधिं यान्ति महोत्पाता इव क्षये ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—જેવી રીતે પ્રલયકાલમાં સર્વ પ્રકારના ઉત્પાત આવે છે તેવી રીતે સર્વ પ્રાણીને દુઃખ દેનાર જે કોઈ વસ્તુ ( કાર્ય ) છે તે સર્વ યુવાવસ્થામાં મનુષ્યની સામે આવે છે. અર્થાત્ યુવાવસ્થામાં ગુણદોષનો વિચાર કર્યા વિના સર્વ પ્રકારના અનર્થ કરવાને તૈયાર થઈ જાય છે. વળી—

हार्दान्धकारकारिण्या भैरवाकारवानपि ।
यौवनाज्ञानयामिन्या बिभेति ज्ञानवानपि ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—સર્વ પ્રકારની ઐશ્વર્યશક્તિવાળા તથા ભૈરવસ્વરૂપ વાળા છે અર્થાત્ સર્વને ભયના કારણ રૂપ છે, અને પોતે કોઇથી ડરતા નથી એવા ભગવાન્ પણ, હૃદયને અન્ધકાર રૂપ બનાવનારી યૌવનયુક્ત અજ્ઞાનરાત્રિથી ડરે છે. ભાવ એ છે કે વિવેક રૂપી ચન્દ્રમાને ધારણ કરનાર સમર્થે પણ યુવાવસ્થાનો ભય રાખવો જોઇએ, કેમકે તે અવસ્થામાં મનુષ્ય શીઘ્ર કુમાર્ગમાં પ્રવૃત્ત થાય છે. વળી—

नाशायैव मदार्तस्य दोषमौक्तिकधारिणः ।
अभिमानमहेभस्य नित्यालानं हि यौवनम् ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—માન આદિ મદવાળા તથા અનેક પ્રકારના દોષ રૂપ મોતીને ધારણ કરનાર અહંકાર રૂપી હાથીને બાંધવાના સ્તંભ (आलानं) રૂપ જ યુવાવસ્થા છે. અહંકાર જે છે તે નાશને માટે જ છે. અર્થાત્ યુવાન્ મનુષ્યને અહંકાર વિશેષ હોય છે. તેથી તે નાશને પ્રાપ્ત થાય છે. વળી—

कृताकृतकुपक्षाणां हृत्सरस्तीरचारिणाम् ।
आधिव्याधिविहंगानामालयो नवयौवनम् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—અનેક પ્રકારનાં પાપ જેણે કર્યાં છે અને પુણ્ય જેણે કર્યાં નથી અને હૃદય રૂપી તળાવને કિનારે જે વિચરનારાં છે તેવાં આધિ અને વ્યાધિ રૂપ પક્ષિયોનું આ નવયૌવન ઘર છે. અર્થાત્ યુવાવસ્થામાં નાના પ્રકારના આધિ અને વ્યાધિ થાય છે. તેથી અવિવેકી મનુષ્યને પુણ્ય કર્મ કરવાનો પ્રસંગ બનતો નથી, અને પાપ કર્મ કરે પણ છે. વળી—

शरीरपङ्कजरजश्चञ्चलां मतिपट्पदीम् ।
नियघ्नन्मोहयत्येष नवयौवनचन्द्रमाः ॥ ,, ॥ ३० ॥

અર્થ:—રજોગુણ રૂપ રાગથી જેનો વિવેક નષ્ટ થઈ ગયો છે એવી બુદ્ધિ રૂપી ચંચલ ભમરીને આ નવીન યૌવન રૂપી ચન્દ્રમા શરીર રૂપી કમલમાં જ બાંધી દે છે. અર્થાત્ યુવાવસ્થામાં રજોગુણની વિશેષતા હોવાથી વિવેક નષ્ટ થઈ જાય છે. તેથી તે શરીરના મોહથી બંધાઈ જાય છે.

शरीरमरुतापोत्थां युवतामृगतृष्णिकाम् ।
मनोमृगाः प्रधावन्तः पतन्ति विषयावटे ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—આ શરીર મરૂભૂમિ તુલ્ય છે. કામ રૂપી અગ્નિથી તે તપાયમાન થાય છે. તે તાપથી પ્રતીત થતી યુવાવસ્થા (युवता) રૂપી મૃગતૃષ્ણિકાની તરફ મન રૂપી મૃગ દોડે છે. પછી વિષય રૂપી ખાડા (अवट)માં જઈને પડે છે. ભાવ એ છે કે યુવાવસ્થામાં કામ રૂપી અગ્નિ શરીરને તપાવે છે. ત્યારે મન રૂપી મૃગ પોતાના તાપને દૂર કરવાને માટે મિથ્યા વિષય પદાર્થની તરફ દોડીને અનર્થમાં પડે છે.

शरीरशर्वरीज्योत्स्ना चित्तकेसरिणः सटा ।
लहरी जीविताम्भोधेर्युवता मे न तुष्टये ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—રામચન્દ્રજી કહે છે કે આ શરીર રૂપી રાત્રિની ચન્દ્રિકા રૂપી જે યુવાવસ્થા છે તે ચિત્ત રૂપી સિંહના ખભાનાં રોમ છે અર્થાત્ જેવી રીતે સિંહના ખભાનાં રોમથી તેના શરીરની શોભા છે, તેવી રીતે ચિત્તથી જ શરીરની તથા તેની ચન્દ્રિકા રૂપ યુવાવસ્થાની શોભા છે. અને જીવન રૂપી સમુદ્રનાં મોજાં (लहरी) રૂપી આ યુવાવસ્થા (युवता) છે. તે યુવાવસ્થા મારા સન્તોષને માટે નહીં થાય.

हृदित्येव प्रयात्येव शरीराद्युवताखगः ।
क्षणेनैवाल्पभाग्यस्य हस्ताच्चिन्तामणिर्यथा ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—અલ્પ ભાગ્યવાળા મનુષ્યને જો કદાપિ ચિન્તામણિ મળી જાય તો તેના હાથમાંથી તે શીઘ્ર જ ચાલી જાય છે. તેવી રીતે આ શરીર રૂપી વૃક્ષમાંથી આ યુવાવસ્થા રૂપી પક્ષી થોડા દિનમાં ઉડીને ચાલ્યુ જાય છે. અર્થાત્ યુવાવસ્થા અનિત્ય છે. વળી—

यदा यदा परां कोटिमध्यारोहति यौवनम् ।
वल्गन्ति सज्वराः कामास्तदा नाशाय केवलम् ॥ ,, ॥ २६ ॥

અર્થ'—જેમ જેમ યુવાવસ્થા વૃદ્ધિને પ્રાપ્ત થાય છે, તેમ તેમ સંતાપ સહિત કામ પણ નૃત્ય કરે છે. તે કેવલ મનુષ્યના નાશને માટે જ થાય છે અર્થાત્ નાશ કરે છે.

तावदेव विवल्गन्ति रागद्वेषपिशाचकाः ।
नास्तमेति समस्तैषा यावद्यौवनयामिनी ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—જ્યાંસુધી આ યુવાવસ્થા રૂપી રાત્રિ સમાપ્ત થતી નથી, ત્યાંસુધી રાગદ્વેષાદિ રૂપ પિશાચ લોક નૃત્ય કરતા રહે છે. અર્થાત્ રાગદ્વેષ નષ્ટ થતા નથી. વળી—

हर्षमायाति यो मोहात्पुरुषः क्षणभंगिना ।
यौवनेन महामुग्धः स वै नरमृगः स्मृतः ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—મહાન્ અજ્ઞાની જે મનુષ્ય ક્ષણમાં નાશ પામનારી યુવવાસ્થાથી હર્ષને પ્રાપ્ત થાય છે તે જ મનુષ્ય છતાં પશુ છે.

ते पूज्यास्ते महात्मानस्त एव पुरुषा भुवि ।
ये सुखेन समुत्तीर्णाः साधो यौवनसंकटात् ॥ ,, ॥ ४१ ॥

અર્થઃ—હે સાધો ! જે મનુષ્ય સુખથી આ યૌવન રૂપી સંકટથી પાર ઉતર્યો છે તે જ આ જગત્‌માં પૂજ્ય છે અને તે જ મહાત્મા છે. અને તે જ જગત્‌માં પુરૂષ છે.

આ પ્રમાણે યૌવન અવસ્થાને પણ દુઃખ રૂપ જ કહી છે. અને વિચારશીલ મનુષ્યને **વૃદ્ધાવસ્થાનાં** દુઃખ તો પ્રત્યક્ષ અનુભવમાં આવે છે.

देहं जरा नाशयति नदी तीरतरुं यथा । यो० वा० प्र० १ स० २२-२ ॥

અર્થઃ—જેવી રીતે નદીના તીરમાં ઉગેલા વૃક્ષનો નદી નાશ કરે છે, તેવી રીતે આ મનુષ્યનો જરા નાશ કરે છે.

जर्जरीकृतसर्वांगी जरा जरठरूपिणी ।
विरूपतां नयत्याशु देहं विषलवो यथा ॥ ,, ॥ ३ ॥

અર્થઃ—જેવી રીતે ખાધેલા ઝેરનો લેશ પણ દેહને વિરૂપ કરી દે છે, તેવી રીતે વૃદ્ધાવસ્થા રૂપી જરા શરીરને શીઘ્ર વિરૂપ બનાવી દે છે. જે જરા છે તે વૃદ્ધ રૂપ વાળી નથી. તે પાંચ સાલની થઈ હોય તોપણ મનુષ્યના શરીરને તરત વૃદ્ધ બનાવી દે છે એ આશ્ચર્ય છે.

शिथिलाजीर्णसर्वांगं जरादीर्णकलेवरम् ।
समं पश्यन्ति कामिन्यः पुरुषं करभं यथा ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—જેનું શરીર સર્વ શિથિલતાને પ્રાપ્ત થયું છે અને જરાથી જીર્ણ થઈ ચૂક્યું છે એવા પુરૂષને સ્ત્રી ગધેડું અને ઉંટની સમાન દેખે છે. વળી—

अनायासकदर्थिन्या गृहीते जरसा जने ।
पलाय्य गच्छति प्रज्ञा सपत्न्येवाहताङ्गना ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—પ્રયત્ન વિના મનુષ્યને દીનતા પ્રાપ્ત કરાવનારી જરા જ્યારે મનુષ્યને ગ્રહણ કરી લે છે, ત્યારે જેમ શોક(સપત્ની)ના તિરસ્કારથી સ્ત્રી નાસી જાય છે, તેમ મનુષ્યની બુદ્ધિ પણ નાસી જાય છે અર્થાત્ બુદ્ધિશક્તિ કમી થાય છે.

दासाः पुत्राः स्त्रियश्चैव बान्धवाः सुहृदस्तथा ।
हसन्त्युन्मत्तकमिव नरं वार्धककम्पितम् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—વળી વૃદ્ધ અવસ્થાથી કાંપતા મનુષ્યોને જોઇને સેવક, પુત્રો તથા સ્ત્રીઓ અને બન્ધુલોક તથા સુહૃદ્ એ સર્વ, જેવી રીતે ગાંડાને દેખીને લોક હસે છે તેમ, હસે છે. વળી—

यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः ।
पश्चाद्धावति जर्जरदेहे वार्तां पृच्छति कोऽपि न गेहे ॥ चर्प० प० स्तो० श्लो. ३ ॥

અર્થઃ—જ્યાં સુધી ધન કમાવામાં પ્રવૃત્ત રહે છે ત્યાંસુધી કુટુંબ પરિવાર પણ પ્રીતિવાળા હોય છે. અને જ્યારે શરીર વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે તેને ઘરમાં કોઈ વાત પૂછતું નથી. અને તેને જોઇને સર્વ પાછાં હઠે છે. વળી—

गर्वोऽभ्युदेति सोल्लासमुपभोक्तुं न शक्यते ।
हृदयं दह्यते नूनं शक्तिदौःस्थ्येन वार्धके ॥ यो० वा० प्र० १ स० २२–१२॥

અર્થઃ—વૃદ્ધાવસ્થામાં બહુ ઉલ્લાસની સાથે ભોગ કરવાને માટે ઈચ્છા ઉત્પન્ન થાય છે, પરન્તુ ઉપભોગ કરવામાં સમર્થ થતો નથી. જો ખાશે તો પચશે નહીં. ઘરડાપણામાં શરીરની તંદુરસ્તી બરાબર નહિ રહેવાથી હૃદય જલે છે, મન બળતું રહે છે.

जराकुसुमितं देहद्रुमं दृष्ट्वैव दूरतः ।
अध्यापतति वेगेन मुने मरणमर्कटः ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—વૃદ્ધાવસ્થામાં જેના શિરમાં સફેદ વાળ રૂપી પુષ્પ આવ્યાં છે એવા દેહ રૂપી વૃક્ષને દેખીને મૃત્યુ રૂપી વાનર દૂરથી જ મહાન્ વેગથી આવીને તેના ઉપર પડે છે.

આ પ્રકારે વૃદ્ધાવસ્થાનાં નાના પ્રકારનાં કષ્ટને મનુષ્ય અનુભવે છે. અને જ્યારે મનુષ્ય રોગાદિથી પરાધીન થાય છે ત્યારે શરીરની સ્થિતિ ઉપર વિચાર કરે તો સર્વને શરીર ઉપર અવશ્ય ગ્લાનિ ઉત્પન્ન થાય છે જ. જેમ શરીર જન્મથી મરણ સુધી દુઃખનું જ કારણ છે, તેવી રીતે સર્વ ભોગ્ય પદાર્થ પણ દુઃખ રૂપ અને નાશ વાળા જ છે. પોતાના શરીરમાં તથા ભોગ્ય સ્ત્રી આદિ પદાર્થોમાં પણ દોષદૃષ્ટિ વાળો મનુષ્ય જ વિરક્ત થઈ શકે છે. સ્ત્રી આદિના શરીરમાં દોષદૃષ્ટિ કરવાનું સ્વરૂપ યોગવાસિષ્ઠાદિ ગ્રન્થોમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

मांसपाञ्चालिकायास्तु यन्त्रलोलेऽङ्गपञ्जरे ।
स्नाय्वस्थिग्रन्थिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ।
यो० वा० प्र० १ स० २१–२ ॥

અર્થઃ—માંસની પુતળી રૂપ તથા સ્નાયુ (તન્તુ), હાડકાં અને ગાંઠ અર્થાત્ સ્તનાદિ યુક્ત, તથા યન્ત્રની તુલ્ય ચંચલ સ્ત્રીના શરીરમાં કઈ વસ્તુ સુન્દર છે ? અર્થાત્ કોઈ પણ નહીં.

त्वङ्मांसरक्तबाष्पाम्बु पृथक्कृत्य विलोचनम् ।
समालोक्य रम्यं चेत्किं मुधा परिमुह्यसि ॥ ,, ॥ २ ॥

અર્થઃ—ત્વચા, માંસ, રક્ત, આંસુનું જલ, તથા નેત્રાદિ દરેક અવયવને જુદા જુદા કરીને જુઓ. સ્ત્રીના શરીરમાં કોઈ રમણીય વસ્તુ છે ? અર્થાત્ કાંઈ જ નથી. છતાં હે અજ્ઞાની જીવ ! તું વ્યર્થ મોહ કરે છે. જે મુખાદિ દરેક અવયવોને કવિ લોક ભિન્ન રીતે વર્ણન કરે છે તે શ્મશાનમાં કૂતરાં આદિને ખાવા લાયક પદાર્થ છે. તે શરીરમાંનુ માંસ ખાધા પછી હાડકાં એકલાં જંગલમાં પડી રહે છે.

रक्तमांसास्थिदिग्धानि करभस्य यथा वने ।
तथैवाङ्गानि कामिन्यास्तां मत्यपि हि को ग्रहः ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—અને જેવી રીતે રક્ત, માંસ તથા હાડકાંથી લપેટાયલાં ગધેડાં અને ઉંટનાં શરીર જંગલમાં પડી રહે છે, તેવી રીતે સ્ત્રીનું શરીર પણ પડી રહે છે. તેવા શરીરમાં તારે કોઇ વિશેષતાનો આગ્રહ કરવાનું કાંઈ કારણ નથી.

केशकज्जलधारिण्यो दुःस्पर्शा लोचनमियाः ।
दुष्कृताग्निशिखानार्यो दहन्ति तृणवन्नरम् ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—સ્ત્રીઓ કે જે કેશ રૂપી કાજળને ધારણ કરનારી છે, અને જેમને સ્પર્શ કરવો અશક્ય છે, તથા કામીલોકોને માટે જેમનું દર્શન પ્રિય છે, તે પાપ રૂપી અગ્નિની શિખાની તુલ્ય મનુષ્યને સૂકા ઘાસની માફક જલાવે છે.

कामनाम्ना किरातेन विकीर्णमुग्धचेतसाम् ।
नार्यो नरविहङ्गानामङ्गबन्धनवागुराः ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—કામ નામના ભીલે જે અજ્ઞાની મનુષ્ય રૂપ પક્ષીના મનને ફાડી નાંખ્યું છે એવા મનુષ્યપક્ષીના બન્ધનને માટે સ્ત્રી એક જાળ રૂપ છે.

આ પ્રમાણે દરેક ભિન્ન ભિન્ન વિષયોમાં દોષદૃષ્ટિ કરીને ચિત્તને તેમાંથી હઠાવવાનો પ્રયત્ન કરવો યોગ્ય છે. તેમાં મનુષ્યોને સ્ત્રીઓમાં આસક્તિ વિશેષ હોવાનો સંભવ છે, તેથી તે એક વિષયના દોષ અહીં બતાવ્યા છે. બાકી કામના દોષ પુરૂષ અને સ્ત્રી બંનેમાં હોવાથી જે સ્ત્રી સંસારના પદાર્થોમાંથી વિરક્તિ સંપાદન કરવાને પ્રયત્ન કરે છે તેણે પણ પુરૂષોમાં એ જ પ્રકારે દોષ જોવા જોઇએ, અને તેમના સંસર્ગથી દૂર રહેવું જોઇએ. જેવી રીતે પુરૂષને માટે સ્ત્રી ભીલના પાંજરા રૂપ છે, અને હાથીને બાંધવાના સ્તંભ રૂપ છે તેવો જ સ્ત્રીને માટે પુરૂષ પણ છે એમ જાણવું જોઇએ. માટે મુમુક્ષુ સ્ત્રી હો અથવા પુરૂષ હો—બંનેએ પણ પરસ્પર સંબંધથી બિલકુલ દૂર જ રહેવું જોઇએ. અને યતિ, બ્રહ્મચારી, વિધવા, અથવા સાધક, આદિ કોઇને પણ સંસારી—ચહાય ભાઇ હોય, અથવા બહેન અથવા પિતા આદિ હોય—તેના સહવાસથી અધોગતિને જ પ્રાપ્ત થાય છે. તેઓના સહવાસના દોષ પણ આ ગ્રન્થના બ્રહ્મચારી આદિ દરેકના ધર્મના નિરૂપણ સંબંધી લેખથી સમજી લેવા જોઈએ. વળી—

यो वै भूमा स सुखं नाल्पे सुखमस्ति ॥ છા૦ અ૦ ७ ख० २३. क० १ ॥

અર્થઃ—જે ભૂમા અર્થાત્ અપરિચ્છિન્ન પરમાત્મા છે તે જ સુખ રૂપ છે, અને અલ્પ અર્થાત્ પરમાત્માથી ભિન્ન દ્વૈત (વિષય) પદાર્થમાં સુખ નથી—આ શ્રુતિના અર્થનો વિચાર કરીને ચિત્તને કામભોગથી નિવૃત્ત કરવું જોઈએ. અને "यत्र नान्यत् पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा" ॥ २ ॥—જ્યાં બીજું કાંઈ દેખવામાં આવતું નથી,

दासाः पुत्राः स्त्रियश्चैव बान्धवाः सुहृदस्तथा ।
हसन्त्युन्मत्तकमिव नरं वार्धककम्पितम् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—વળી વૃદ્ધ અવસ્થાથી કાંપતા મનુષ્યોને જોઇને સેવક, પુત્રો તથા સ્ત્રીઓ અને બન્ધુલોક તથા સુહૃદ્ એ સર્વ, જેવી રીતે ગાંડાને દેખીને લોક હસે છે તેમ, હસે છે. વળી—

यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः ।
पश्चाद्धावति जर्जरदेहे वार्तां पृच्छति कोऽपि न गेहे ॥ चर्प० प० स्तो० श्लो. ३ ॥

અર્થઃ—જ્યાં સુધી ધન કમાવામાં પ્રવૃત્ત રહે છે ત્યાંસુધી કુટુંબ પરિવાર પણ પ્રીતિવાળા હોય છે. અને જ્યારે શરીર વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે તેને ઘરમાં કોઈ વાત પૂછતું નથી. અને તેને જોઇને સર્વ પાછાં હઠે છે. વળી—

गर्वोऽभ्युदेति सोल्लासमुपभोक्तुं न शक्यते ।
हृदयं दह्यते नूनं शक्तिदौःस्थ्येन वार्धके ॥ यो० वा० प्र० १ स० २२-१२॥

અર્થઃ—વૃદ્ધાવસ્થામાં બહુ ઉલ્લાસની સાથે ભોગ કરવાને માટે ઈચ્છા ઉત્પન્ન થાય છે, પરન્તુ ઉપભોગ કરવામાં સમર્થ થતો નથી. જો ખાશે તો પચશે નહીં. ઘરડાપણામાં શરીરની તંદુરસ્તી બરાબર નહિ રહેવાથી હૃદય જલે છે, મન બળતું રહે છે.

जराकुसुमितं देहद्रुमं दृष्ट्वैव दूरतः ।
अध्यापतति वेगेन मुने मरणमर्कटः ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—વૃદ્ધાવસ્થામાં જેના શિરમાં સફેદ વાળ રૂપી પુષ્પ આવ્યાં છે એવા દેહ રૂપી વૃક્ષને દેખીને મૃત્યુ રૂપી વાનર દૂરથી જ મહાન્ વેગથી આવીને તેના ઉપર પડે છે.

આ પ્રકારે વૃદ્ધાવસ્થાનાં નાના પ્રકારનાં કષ્ટને મનુષ્ય અનુભવે છે. અને જ્યારે મનુષ્ય રોગાદિથી પરાધીન થાય છે ત્યારે શરીરની સ્થિતિ ઉપર વિચાર કરે તો સર્વને શરીર ઉપર અવશ્ય ગ્લાનિ ઉત્પન્ન થાય છે જ. જેમ શરીર જન્મથી મરણ સુધી દુઃખનું જ કારણ છે, તેવી રીતે સર્વ ભોગ્ય પદાર્થ પણ દુઃખ રૂપ અને નાશ વાળા જ છે. પોતાના શરીરમાં તથા ભોગ્ય સ્ત્રી આદિ પદાર્થોમાં પણ દોષદૃષ્ટિ વાળો મનુષ્ય જ વિરક્ત થઈ શકે છે. સ્ત્રી આદિના શરીરમાં દોષદૃષ્ટિ કરવાનું સ્વરૂપ યોગવાસિષ્ઠાદિ ગ્રન્થોમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

मांसपाञ्चालिकायास्तु यन्त्रलोलेऽङ्गपञ्जरे ।
स्नाय्वस्थिग्रन्थिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ।
यो० वा० प्र० १ स० २१-२ ॥

અર્થઃ—માંસની પુતળી રૂપ તથા સ્નાયુ (તન્તુ), હાડકાં અને ગાંઠ અર્થાત્ સ્તનાદિ યુક્ત, તથા યન્ત્રની તુલ્ય ચંચલ સ્ત્રીના શરીરમાં કઈ વસ્તુ સુન્દર છે? અર્થાત્ કોઈ પણ નહીં.

त्वङ्मांसरक्तबाष्पाम्बु पृथक्कृत्य विलोचनम् ।
समालोक्य रम्यं चेत्किं मुधा परिमुह्यसि ॥ ,, ॥ २ ॥

અર્થઃ—ત્વચા, માંસ, રક્ત, આંસુનું જલ, તથા નેત્રાદિ દરેક અવયવને જૂદા જૂદા કરીને જુઓ. સ્ત્રીના શરીરમાં કોઈ રમણીય વસ્તુ છે ? અર્થાત્ કાંઈ જ નથી. છતાં હે અજ્ઞાની જીવ ! તું વ્યર્થ મોહ કરે છે. જે મુખાદિ દરેક અવયવોને કવિ લોક ભિન્ન રીતે વર્ણન કરે છે તે શ્મશાનમાં કૂતરાં આદિને ખાવા લાયક પદાર્થ છે. તે શરીરમાંનું માંસ ખાધા પછી હાડકાં એકલાં જંગલમાં પડી રહે છે.

**रक्तमांसास्थिदिग्धानि करभस्य यथा वने ।**
**तथैवाङ्गानि कामिन्यास्तां प्रत्यपि हि को ग्रहः ॥ ,, ॥ ७ ॥**

અર્થઃ—અને જેવી રીતે રક્ત, માંસ તથા હાડકાંથી લપેટાયલાં ગધેડાં અને ઉંટનાં શરીર જંગલમાં પડી રહે છે, તેવી રીતે સ્ત્રીનું શરીર પણ પડી રહે છે. તેવા શરીરમાં તારે કોઇ વિશેષતાનો આગ્રહ કરવાનું કાંઈ કારણ નથી.

**केशकज्जलधारिण्यो दुःस्पर्शा लोचनप्रियाः ।**
**दुष्कृताग्निशिखानार्यो दहन्ति तृणवन्नरम् ॥ ,, ॥ ११ ॥**

અર્થઃ—સ્ત્રીઓ કે જે કેશ રૂપી કાજળને ધારણ કરનારી છે, અને જેમને સ્પર્શ કરવો અશક્ય છે, તથા કામીલોકોને માટે જેમનું દર્શન પ્રિય છે, તે પાપ રૂપી અગ્નિની શિખાની તુલ્ય મનુષ્યને સૂકા ઘાસની માફક જલાવે છે.

**कामनाम्ना किरातेन विकीर्णमुग्धचेतसाम् ।**
**नार्यो नरविहङ्गानामङ्गबन्धनवागुराः ॥ ,, ॥ १८ ॥**

અર્થઃ—કામ નામના ભીલે જે અજ્ઞાની મનુષ્ય રૂપ પક્ષીના મનને ફાડી નાંખ્યું છે એવા મનુષ્યપક્ષીના બન્ધનને માટે સ્ત્રી એક જાળ રૂપ છે.

આ પ્રમાણે દરેક ભિન્ન ભિન્ન વિષયોમાં દોષદષ્ટિ કરીને ચિત્તને તેમાંથી હઠાવવાનો પ્રયત્ન કરવો યોગ્ય છે. તેમાં મનુષ્યોને સ્ત્રીઓમાં આસક્તિ વિશેષ હોવાનો સંભવ છે, તેથી તે એક વિષયના દોષ અહીં બતાવ્યા છે. બાકી કામના દોષ પુરૂષ અને સ્ત્રી બંનેમાં હોવાથી જે સ્ત્રી સંસારના પદાર્થોમાંથી વિરક્તિ સંપાદન કરવાને પ્રયત્ન કરે છે તેણે પણ પુરૂષોમાં એ જ પ્રકારે દોષ જોવા જોઇએ, અને તેમના સંસર્ગથી દૂર રહેવું જોઇએ. જેવી રીતે પુરૂષને માટે સ્ત્રી ભીલના પાંજરા રૂપ છે, અને હાથીને બાંધવાના સ્તંભ રૂપ છે તેવો જ સ્ત્રીને માટે પુરૂષ પણ છે એમ જાણવું જોઇએ. માટે મુમુક્ષુ સ્ત્રી હો અથવા પુરૂષ હો—બંનેએ પણ પરસ્પર સંબંધથી બિલકૂલ દૂર જ રહેવું જોઇએ. અને યતિ, બ્રહ્મચારી, વિધવા, અથવા સાધક, આદિ કોઇને પણ સંસારી—ચહાય ભાઇ હોય, અથવા બહેન અથવા પિતા આદિ હોય—તેના સહવાસથી અધોગતિને જ પ્રાપ્ત થાય છે. તેઓના સહવાસના દોષ પણ આ ગ્રન્થના બ્રહ્મચારી આદિ દરેકના ધર્મના નિરૂપણ સંબંધી લેખથી સમજી લેવા જોઈએ. વળી—

**यो वै भूमा स सुखं नाल्पे सुखमस्ति ॥** छा० अ० ७ ख० २३. क० १ ॥

અર્થઃ—જે **ભૂમા** અર્થાત્ અપરિચ્છિન્ન પરમાત્મા છે તે જ સુખ રૂપ છે, અને **અલ્પ** અર્થાત્ પરમાત્માથી ભિન્ન દ્વૈત (વિષય) પદાર્થમાં સુખ નથી—આ શ્રુતિના અર્થનો વિચાર કરીને ચિત્તને કામભોગથી નિવૃત્ત કરવું જોઈએ. અને "**यत्र नान्यत् पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा**" ॥ ૨ ॥—જ્યાં બીજું કાંઈ દેખવામાં આવતું નથી,

આભગવામા આવતુ નથી, કે જાણવામા આવતુ નથી તેનુ નામ ભમા છે અર્થાત્ સર્વ પ્રકારના દ્વૈત રહિત પરમાત્માનુ નામ ભૂમા છે

**વૈરાગ્યનો બીજો ઉપાય-अज सर्वमनुस्मृत्य ઇત્યાદિ**

અહીં સુધી વૈરાગ્ય પ્રાપ્તિના ઉપાય તરીકે "दु खं सर्वमनुस्मृत्य कामभोगान्निवर्तयेत्" એ મા । ના શ્લોકના પ્રથમ ભાગનુ વ્યાખ્યાન પૂર્ણ થયુ હવે વૈરાગ્યના બીજા ઉપાયરૂપ "अजं सर्वमनुस्मृत्य" એ બીજી પક્તિના તાત્પર્યનુ વ્યાખ્યાન કરીએ છીએ

**अज सर्वमनुस्मृत्य जात नैव तु पश्यति ॥ मा० का प्र. ३–४३ ॥**

અર્થ —આ સપૂર્ણ પદાર્થ અજ અર્થાત્ જન્મ નહી લેનાર બ્રહ્મ જ છે–એ પ્રમાણે શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી જાણીને તેથી ભિન્ન દ્વૈત પ્રપચને ફરી દેખતો નથી આ વૈરાગ્યાભ્યાસ સાથે જ્ઞાનાભ્યાસને માટે કહ્યુ છે અને જ્ઞાનાભ્યાસની રીતિ આગળ કહીશુ અને જ્ઞાનાભ્યાસ અને વૈરાગ્યાભ્યાસ એક સાથે કરવાથી ચિત્ત શીઘ્ર શાન્ત થઈ જાય છે

ઇતિ વેદાન્તના અધિકારીના સાધનોનુ નિરૂપણ અ ૨ સમાપ્ત

---

## અધ્યાય ૩.

---

### મુમુક્ષુનું ગુરૂપસદન.

હવે આ અધ્યાયમા વિવેકવૈરાગ્ય વાળા અધિકારીને જ્ઞાનપ્રાપ્તિને માટે ગુરૂપસદન પ્રતિપાદન કરીએ છીએ કેમકે આધ્યાત્મિકાદિ દુખોની અસહ્ય પીડાથી કાયર થયેલા વિવેકી મનુષ્યને તે દુખોની અત્યન્ત નિવૃત્તિના ઉપાયો શોધવાની ઇચ્છા થાય છે

સાંખ્યકારિકા કહે છે કે—

**दुःखत्रयाभिघाताज्जिज्ञासा तदपघातके हेतौ ॥ सा० का० श्लो० १ ॥**

અર્થ —આધ્યાત્મિકાદિ દુખોની પીડાથી દુખી મનુષ્યને તે દુખોને હઠાવવાના ઉપાયો જાણવાની ઇચ્છા થાય છે અર્થાત્ દુખને દૂર કરનાર ઉપાય જાણવાની ઇચ્છા થાય છે

તેને અનુસરીને રોગાદિ દુખને દૂર કરવાના ઉપાય તરીકે ઔષધસેવન તથા અન્ય કેટલા પ્રત્યક્ષ ઉપાય દેખવામા આવે છે, તથાપિ તે દુખોની તત્કાલ નિવૃત્તિને માટે ઉપાય છે, હમેશને માટેની નિવૃત્તિનો ઉપાય નથી, કેમકે એક વાર મટી ગયેલો રોગ ફરી છ માસ અથવા પાચ વર્ષ બાદ આવતો દેખાય છે, અને કદાપિ પ્રથમનો રોગ નહી આવે તો બીજો કોઇ રોગ આવે છે તેવી રીતે યાગાદિ સાધન પણ હમેશના દુખોનુ નિવારણ કરનાર નથી અને વળી યાગાદિ કરવા છતા પણ કોઈ પ્રતિબધના નિમિત્તથી સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી અને પ્રાપ્ત થયેલુ પણ નાશ પામે છે તેથી સ્વર્ગની પ્રાપ્તિ કરનાર યજ્ઞાદિક સાધન પણ ઐકાન્તિક અને આત્યન્તિક દુખનિવૃત્તિનું સાધન નથી વળી જે સાધન કરવાથી દુખનિવૃત્તિ અવશ્ય થાય તે સાધનનું નામ ઐકાન્તિક સાધન છે અને જે સાધનથી એક વાર નિવૃત્ત થયેલુ દુખ ફરી કદાપિ ન આવે તે સાધનનું નામ આત્યન્તિક દુખ નિવૃત્તિનુ સાધન છે અને જેનાથી નિયમપૂર્વક અવશ્ય નિવૃત્તિ થાય તેને ઐકાન્તિક નિવૃત્તિ કહે છે અને એક વાર નિવૃત્તિ થયા પછી ફરી તે દુખ કદાપિ ન આવે તેને આત્યન્તિક

નિવૃત્તિ કહે છે. અને ઐકાન્તિક નિવૃત્તિમાં તે દુઃખ ફરી ન આવે તેવો નિયમ નથી, માત્ર તે સાધનથી નિવૃત્તિ નિયમસર થાય જ એટલુ જ, ફરીથી તે દુઃખ ન આવે તેમ નહીં.

તેથી દુઃખની આત્યન્તિક નિવૃત્તિની ઈચ્છાવાળા અધિકારી મનુષ્યનો માટે—

**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥**

मु० उ० मु० १ ख० २–१२ ॥

અર્થઃ—તે અધિકારી હાથમાં ભેટ લઈને તે પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે બ્રહ્મશ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે જાય–એ શ્રુતિ ગુરૂપસદનનો જ ઉપદેશ કરે છે. વળી–

**आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ॥**

बृ० उ० अ० २ ब्रा० ४ कं० ५ ॥

અર્થઃ—હે મૈત્રેયિ! આત્માનું શ્રવણ કરવુ, તથા મનન અને નિદિધ્યાસન કરવું યોગ્ય છે આ શ્રુતિ ગુરુની પાસે જઈને આત્મસ્વરૂપનું શ્રવણ તથા મનન અને નિદિધ્યાસન કરવાની પણ કર્તવ્યતા બતાવે છે. વળી—

**सोऽन्वेष्टव्यः**।–તે આત્મા શોધવા યોગ્ય છે, અને **स विजिज्ञासितव्यः**।–તે આત્માને જાણવાની ઈચ્છા કરવી જોઈએ. (छा० उ० अ० ८ ख० ७–१ ॥

આ હેતુથી વિવેકી અને દુઃખની નિવૃત્તિ તથા આનન્દની પ્રાપ્તિની ઈચ્છા વાળા વૈરાગ્યાદિક સાધનથી યુક્ત અધિકારી મનુષ્યે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા તથા વેદ તથા શાસ્ત્રાદિનું અધ્યયન કરેલા તથા પર બ્રહ્મ પરમાત્માના સાક્ષાત્કારવાળા તથા શાસ્ત્રમાં પ્રીતિ વાળા ગુણાતીત તથા કુટિલ સ્વભાવથી રહિત અને સંપૂર્ણ પ્રાણીના હિતમાં તત્પર રહેનાર તથા દયાના સમુદ્ર ગુરુની પાસે હાથમાં વિરક્ત પુરુષોને ઉપયોગી વસ્તુની ભેટ લઈને શિષ્યભાવથી જઈને ૧૦૮ ઉપનિષદ્‌ને ગુરૂશુશ્રૂષા આદિ કરતા અધ્યયનવિધિના નિયમોની સાથે અર્થ સહિત શ્રવણ કરે. શ્રવણ તથા મનન તથા નિદિધ્યાસન હમેશાં કરતો સતો બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે. સાક્ષાત્કાર થવાથી દુઃખની નિવૃત્તિ અને આનન્દની પ્રાપ્તિ પણ થાય છે. તેનું જ નામ મુક્તિ અથવા મોક્ષ છે. અને **જીવન્મુક્તિ** તથા **વિદેહમુક્તિ** એવા મોક્ષના બે ભેદ છે. મનુષ્યના કર્તૃત્વ, ભોક્તૃત્વ, સુખદુઃખાદિ રૂપ ચિત્તના ધર્મ ક્લેશ રૂપ હોવાથી બન્ધ રૂપ છે. કલેશથી રહિત થવું તેનું નામ **જીવન્મુક્તિ** છે. અને પોતાના સ્વરૂપ(બ્રહ્મ)નો સાક્ષાત્કાર કરવાથી અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્ય સંશય તથા વિપર્યયનો પણ બાધ થવાથી, તથા સંચિત કર્મનો પણ નાશ થવાથી સર્વ પ્રકારનાં બન્ધનકારણોથી રહિત બ્રહ્મનિષ્ઠને **જીવન્મુક્ત** કહે છે. અને પ્રારબ્ધ કર્મ ક્ષીણ થયા બાદ કારણ દેહ આદિ ત્રણ દેહનો ભંગ થવાથી સર્વ ઉપાધિથી રહિત થઈ જાય છે. અને ઉપાધિ રહિત થવાથી, ઘટોપાધિથી રહિત થયેલા મહાકાશની પેઠે, પરિપૂર્ણતા થાય છે, તેનું નામ **વિદેહમુક્તિ** છે. અને તેને જ કૈવલ્યમુક્તિ કહે છે.

### શ્રવણાદિનાં લક્ષણ.

અને શ્રવણાદિનાં લક્ષણ નીચે પ્રમાણે છે. ઉપક્રમ અને ઉપસંહાર આદિ લિંગ વડે સંપૂર્ણ વેદાન્તનો અદ્વિતીય પરમાત્મારૂપ તાત્પર્યમાં નિશ્ચય કરવો તેનું નામ શ્રવણ છે. શ્રવણનામ સાંભળવા માત્રનું છે, તથાપિ ઉપનિષદો દ્વારા વેદાન્તનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય સંભળા-

વવામાં આવે છે, માટે તેવો અર્થ કર્યો છે. અને શ્રવણ કરેલા અદ્વિતીય બ્રહ્મનું, વેદાન્ત-શાસ્ત્રને વિરોધી ન હોય તેવી યુક્તિ વડે ચિન્તન કરવું તેનું નામ **મનન** છે. અને દેહાદિ જડ પદાર્થોની વૃત્તિ વિના એક અદ્વિતીય પરમાત્મા વિષયક સજાતીય વૃત્તિનો પ્રવાહ કરવો તેનું નામ **નિદિધ્યાસન** કહેવામાં આવે છે. તે શ્રવણાદિ—

**अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद् दृढीभवेत् ।**
**शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ॥** पंच० प्र० ७–९८ ॥

અર્થઃ—**अहं ब्रह्मास्मि** (હું બ્રહ્મ છું) ઇત્યાદિ મહાવાક્યોનો અર્થ જ્યાં સુધી દૃઢ ન થાય, ત્યાં સુધી શમાદિ સાધનોની સાથે શ્રવણ અને મનન તથા નિદિધ્યાસનનો અભ્યાસ કરવો જોઇએ. વળી **तत्त्वमसि**–હે શ્વેતકેતો ! તે સચ્ચિદાનન્દ રૂપ પરમાત્મા તું જ છે અર્થાત્ તારૂં સ્વરૂપ જ છે, એ પ્રમાણે ઉદ્દાલક ઋષિએ શ્વેતકેતુને નવ વાર ઉપદેશ કર્યો છે. પર બ્રહ્મ પરમાત્મા રૂપ વસ્તુ દુઃખથી જાણવા યોગ્ય હોવાથી એક વાર બે વાર શ્રવણ કરવાથી તેનું જ્ઞાન થવાનો સંભવ નથી, તેથી વારંવાર શ્રવણ મનનાદિ કરવું જોઇએ એવું નવ વારના ઉપદેશનું તાત્પર્ય છે.

અને વારંવાર શ્રવણાદિ કરવાને માટે વ્યાસ ભગવાને પણ **વેદાન્તદર્શન** (**બ્રહ્મસૂત્ર**)માં કહ્યું છેઃ—

**आवृत्तिरसकृदुपदेशात् ।** वे० द० अ. ४ पा. १ सू. १ ॥

અર્થઃ—શ્રવણાદિની આવૃત્તિ કરવી યોગ્ય છે, કેમકે **श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ।** ઇત્યાદિ વારંવારનો ઉપદેશ શ્રવણાદિની આવૃત્તિનું જ સૂચન કરે છે. માટે વિવેકાદિ સાધનોથી યુક્ત અધિકારી યોગ્ય શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ વાળા ગુરૂની પાસે જઇને શ્રવણ, મનન અને નિદિધ્યાસન વારંવાર કરી સાક્ષાત્કાર કરે અર્થાત્ નિદિધ્યાસનની પરિપકવ દશા રૂપ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થતાં સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. સમર્થ વિદ્વાને પણ વિદ્યાનું ગ્રહણ કરવાને માટે ગુરૂની પાસે વિધિપૂર્વક જવાની આવશ્યકતા છે. ઇન્દ્ર, નારદ, સુકેશ, ભારદ્વાજ, શૈબ્ય, સત્યકામ, આદિ યોગ્ય વિદ્વાન્ લોકો પણ પ્રજાપતિ, સનત્કુમાર, પિપ્પલાદ, આદિક આચાર્યની પાસે શિષ્યભાવથી જઇને જ બ્રહ્મવિદ્યા શિખ્યા છે એવું ઉપનિષદોમાં કથન છે.

વળી છાન્દોગ્ય શ્રુતિ પણ કહે છે કેઃ—

**आचार्यवान् पुरुषो वेद ॥** छा० अ. ६ ख० १३ क० २ ॥

અર્થઃ—જે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ આચાર્ય વાળો હોય તે નિર્ગુણ પર બ્રહ્મને જાણી શકે છે, અન્ય નહીં.

જેવી રીતે અજ્ઞાન દેશમાં જઇને પોતાના (ગાન્ધાર આદિ) દેશનો રસ્તો માલમ નહીં પડવાથી તે વિદેશી મનુષ્યને પૂછે છે કે હું ગાન્ધારનો રહેવાસી છું અને હું અહીં આવ્યો છું, મને રસ્તાની ખબર નથી, તમે મને રસ્તો બતાવો, ત્યારે તે મનુષ્ય તેને કહે છે કે તું અહીંથી સીધો પૂર્વ દિશામાં જા. એક માઈલ સુધી ગયા પછી ત્યાં એક મોટો વડ છે, તેની ઉત્તર દક્ષિણ બે બાજુ બે રસ્તા જાય છે તેમાં દક્ષિણના રસ્તાથી તું જજે. તે રસ્તે પાંચ માઈલ ગયા પછી એક મોટી નદી આવશે. પછી અમુક ગામ આવશે. તે નિશાનીથી

જવાને કહ્યું, પછી તે પૂછતો પૂછતો જેમ પોતાના દેશમાં પહોંચે છે. તેવી રીતે વિવેકી તત્ત્વવેત્તા અજ્ઞાની મનુષ્યના અન્તઃકરણની શુદ્ધિ અને બુદ્ધિશક્તિની પરીક્ષા કરીને ક્રમથી સાધનનો ઉપદેશ કરે છે, અને તે સાધનના અનુષ્ઠાનથી તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે. માટે ગુરૂ વિના જ્ઞાન થતું નથી તે સિદ્ધ થાય છે.

ઇતિ ગુરૂપસદનનિરૂપણ અ. ૩. સમાપ્ત.

## અધ્યાય ૪.

### જગત્કારણ જ્ઞેયબ્રહ્મનિરૂપણ.

હવે આ અધ્યાયમાં જગતના કારણ જ્ઞેયબ્રહ્મનું નિરૂપણ કરવામાં આવે છે.

"**आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः**" અને "**सोऽन्वेष्टव्य.**" તેને શોધવો યોગ્ય છે, **स विजिज्ञासितव्यः**–તે જીજ્ઞાસા કરવા યોગ્ય છે અર્થાત્ તે બ્રહ્મને જાણવાને માટે ઇચ્છા કરવી યોગ્ય છે, ઇત્યાદિ શ્રુતિ, તથા "**अथातो ब्रह्मजिज्ञासा**"–જે કારણથી યજ્ઞાદિક કર્મોના ફલને વેદ ભગવાન્ અનિત્ય બતાવે છે, તે કારણથી અવિનાશી નિત્ય ફલ પ્રાપ્ત કરવાને માટે વિવેકાદિ સાધનોની પ્રાપ્તિ થયા બાદ બ્રહ્મવિચાર કરવો યોગ્ય છે, ઇત્યાદિ સૂત્રોને પણ દેખવાથી કોઈપણ પવિત્ર અન્તઃકરણ વાળાને આ શ્રુતિ તથા સૂત્ર કોનું શ્રવણ કરવાનું કહે છે ? અને ઇચ્છાનો વિષય કોણ છે ? અને તેનું શું ફલ છે ?, અને કોણ તેનો અધિકારી છે ? ઇત્યાદિ જાણવાની ઇચ્છા થાય છે. તેથી શ્રુતિ જેનું શ્રવણ મનનાદિ પ્રતિપાદન કરે છે, તથા બ્રહ્મસૂત્ર જેનો વિચાર કરવાને માટે કહે છે, તે પરબ્રહ્મ પરમાત્માનું લક્ષણ આદિનું આ અધ્યાયમાં નિરૂપણ કરવામાં આવે છે.

પરન્તુ આ ગ્રન્થનો, કેવલ સ્વભાવથી જ ઇશ્વરની સત્તાને માનનાર આસ્તિક જ **અધિકારી** છે. અને આસ્તિકોને, જ્યારે સાધારણ ઘટ પટાદિ પદાર્થોને જોઇને તથા તેને બનાવનારનું પણ પ્રત્યક્ષ દર્શન થવાથી સર્વ પદાર્થોને બનાવનાર કોઇને કોઈ છે, તો આ મહાન્ પૃથિવી આદિ તથા નક્ષત્રાદિ અનેક વિચિત્ર પદાર્થો યુક્ત જગતનો બનાવનાર કોઈ છે એવો નિશ્ચય અવશ્ય થઈ શકે છે. અને તે જગતના બનાવનાર સર્વ પ્રકારે સમર્થ તથા સર્વજ્ઞ પણ છે એ વાતનો પણ અવશ્ય નિશ્ચય થઈ શકે છે. અને સર્વ પ્રકારની કોઈપણ યુક્તિ સહિત વાતોને માનનાર નથી, તેમ કેવલ કુતર્ક માત્રથી બીજાની વાણીનું ખણ્ડન માત્ર કરવામાં જે તત્પર રહે છે–એવા ઇશ્વરની સત્તાને નહીં માનનારને કોઈ પણ મના કરી શકતા નથી. તેથી આસ્તિક મનુષ્ય જ શાસ્ત્રનો અધિકારી હોવાથી શાસ્ત્ર સિદ્ધ પરમાત્માનું જ લક્ષણ વગેરે અહીં નિરૂપણ કરવામાં આવે છે. અને જે ઇશ્વરને માનતા નથી તેમને મનાવવાને શ્રમ લેતા નથી.

### પરમાત્માનું લક્ષણ.

પરમાત્માના લક્ષણને **સ્વરૂપલક્ષણ** અને **તટસ્થલક્ષણ** એમ બે પ્રકારે શાસ્ત્રમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં—

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥** तै० उ. ब० २–१ ॥

અર્થ:—પરમાત્મા સત્ય સ્વરૂપ અને જ્ઞાન સ્વરૂપ તથા અપરિચ્છિન્ન સ્વરૂપ છે ઇત્યાદિ શ્રુતિથી પરબ્રહ્મ પરમાત્માને સત્યસ્વરૂપ તથા જ્ઞાનસ્વરૂપ તથા અપરિચ્છિન્ન કહ્યા છે. પૂર્વોક્ત શ્રુતિમાં જે સત્ય, જ્ઞાન તથા અપરિચ્છિન્ન એ ત્રણ સ્વરૂપ કહ્યાં છે તેમાં જ્ઞાન એક અટલ પદાર્થ સર્વને પ્રતીત થાય છે. તેથી અહીં પ્રથમ જ્ઞાનનો જ વિચાર કરવામાં આવ્યો છે.

## જ્ઞાનસ્વરૂપનું વિવેચન.

शब्दस्पर्शादयो वेद्या वैचित्र्याज्जागरे पृथक् ।
ततो विभक्ता तत्संविदैकरूप्यान्न भिद्यते ॥ पंच० प्र० १–३ ॥

અર્થ:—જાગ્રદવસ્થામાં જાણવાને યોગ્ય જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ ઇત્યાદિ વિષયો છે તે સર્વ પરસ્પર વિલક્ષણ સ્વભાવવાળા હોવાથી ભિન્ન છે, કેમકે આ શબ્દ છે, આ સ્પર્શ છે, એ પ્રકારે સર્વ શબ્દાદિ ભિન્ન પ્રતીત થાય છે. પરન્તુ શબ્દાદિ વિષય ભિન્ન હોવા છતાં પણ શબ્દાદિનું જે જ્ઞાન છે તે ભિન્ન ભિન્ન નથી, કેમકે શબ્દજ્ઞાન, રૂપજ્ઞાન, એ પ્રકારે જ્ઞાન સર્વ સ્થાનમાં એક રૂપે પ્રતીત થતું હોવાથી જ્ઞાનમાં કોઈ ભેદ નથી.

तथा स्वप्नेऽत्र वेद्यं तु न स्थिरं जागरे स्थिरम् ।
तद्भेदोऽतस्तयोः संविदेकरूपा न भिद्यते ॥ ,, ॥ १–४ ॥

અર્થ:—જેવી રીતે જાગ્રત્ અવસ્થામાં શબ્દાદિક વિષય પદાર્થો વિલક્ષણ સ્વભાવવાળા હોવાથી તેમનો ભેદ છે, અને એક રૂપ હોવાથી જ્ઞાનનો અભેદ છે; તેવી રીતે સ્વપ્નાવસ્થામાં પણ વિષય પદાર્થ ભિન્નભિન્ન છે અર્થાત્ સ્વપ્નમાં દેખવામાં આવતા શબ્દાદિ વિષય પદાર્થ પણ ભિન્નભિન્ન છે, તથાપિ તે શબ્દાદિનું જે જ્ઞાન છે તે એક રૂપ હોવાથી સ્વપ્ન અવસ્થામાં પણ તે ભેદને પ્રાપ્ત થતું નથી. જેવું જાગ્રદવસ્થાનું જ્ઞાન છે તેવું જ સ્વપ્ન અવસ્થાનું જ્ઞાન પણ છે. જ્ઞાનમાં કાંઈ ભેદ નથી અને જેવી રીતે જાગ્રદવસ્થામાં અને સ્વપ્ન અવસ્થામાં પણ જ્ઞાનનો અભેદ છે, તેવી રીતે સુષુપ્તિ અવસ્થામાં પણ જ્ઞાન એક હોવાથી જ્ઞાનનો ભેદ નથી. અર્થાત્ જાગ્રત્ વગેરે ત્રણે અવસ્થાનું જ્ઞાન એક છે.

અને સુષુપ્તિ અવસ્થામાં જ્ઞાન હોતુ નથી, કારણ જેવી રીતે જાગ્રત્ અવસ્થામાં વિષયોનો અનુભવ હોય છે અને તેમનું જ્ઞાન પણ થાય છે, અને સ્વપ્ન અવસ્થામાં પણ વિષયોની પ્રતીતિ થાય છે અને તેમનું જ્ઞાન પણ થાય છે, તેવી રીતે સુષુપ્તિ અવસ્થામાં કોઈનો અનુભવ થતો નથી અને ત્યાં કાંઈ જ્ઞાન પણ હોતું નથી—એવી શંકા થવાનો સંભવ છે. તેથી સુષુપ્તિ અવસ્થામા જ્ઞાનને નીચે પ્રમાણે સિદ્ધ કરવામાં આવે છે.

सुप्तोत्थितस्य सौषुप्ततमोबोधो भवेत्स्मृतिः ।
सा चावबुद्धविषयाऽवबुद्धं तत्तदा तमः ॥ ,, ॥ ५ ॥

અર્થ:—સુષુપ્તિ(નિદ્રા)માંથી ઉઠેલા પુરૂષને, સુષુપ્તિ અવસ્થામાં જઈને "ત્યાં હું કાંઈ પણ જાણતો નહોતો" એ પ્રકારનું અજ્ઞાનનું જે જ્ઞાન છે તે સ્મૃતિ થાય છે. તે સ્મૃતિ અનુભવ કરેલી વસ્તુનો વિષય છે, કેમકે જે જે વસ્તુનો અનુભવ કર્યો હોય છે તે જ વસ્તુની મનુષ્યને સ્મૃતિ (સ્મરણ) થાય છે. જેણે કદાપિ જન્મ જન્માન્તરમાં અનુભવ

નહીં કર્યો હોય તો તેનું સ્મરણ કદાપિ નહીં થાય. તેથી કરીને સુષુપ્તિમાં હોતા અજ્ઞાતનો અનુભવ કર્યો છે એમ જાણવું જોઈએ જેવી રીતે શબ્દાદિકોનું જ્ઞાન છે, તેવી રીતે અજ્ઞાનનું જ્ઞાન પણ જ્ઞાન જ છે. તેથી સુષુપ્તિમાં પણ જ્ઞાન છે એવો નિશ્ચય થાય છે. વળી—

**स बोधो विषयाद्भिन्नो न बोधात्स्वप्नबोधवत् ।**
**एवं स्थानत्रयेऽप्येका संवित्तद्वद्दिनान्तरे ॥ " ॥ ६ ॥**

અર્થ.—તે સુષુપ્તિનું જ્ઞાન શબ્દાદિ વિષયોથી તો ભિન્ન જ છે, પરન્તુ જ્ઞાનથી ભિન્ન નથી. અર્થાત્ જેવી રીતે જાગ્રદવસ્થાનું જ્ઞાન સ્વપ્નાવસ્થાના જ્ઞાનથી ભિન્ન નથી, તેવી રીતે સુષુપ્તિઅવસ્થાનું જ્ઞાન પણ ભિન્ન નથી. આ પ્રમાણે જાગ્રત્ આદિ ત્રણ અવસ્થામાં પણ જ્ઞાન એક છે. જેવી રીતે આજની ત્રણે અવસ્થામાં જ્ઞાન એક છે, તેવી રીતે બીજા દિવસમાં પણ જ્ઞાન એક છે. તેવી રીતે—

**मासाब्दयुगकल्पेषु गतागम्येष्वनेकधा ।**
**नोदेति नास्तमेत्येका संविदेषा स्वयंप्रभा ॥ " ॥ ७ ॥**

અર્થઃ—૭ માસ, એક સાલ અને એક કલ્પે પણ જ્ઞાન એક જ છે. તેમ ભૂત અને ભવિષ્ય કાલના અનેક કલ્પોમાં પણ જ્ઞાન એક જ છે. અને જે કારણથી જ્ઞાન એક છે તે કારણથી તેની ઉત્પત્તિ અને નાશ પણ થતો નથી. જો જ્ઞાનને પણ ઉત્પત્તિ અને નાશવાળું માનશો તો બીજા જગત્‌ની ઉત્પત્તિને જાણનાર નહીં રહેવાથી જગત્‌ની અપ્રતીતિ થશે. દરેક પદાર્થની ઉત્પત્તિ આદિને જાણનાર સાક્ષીને અવશ્ય ઉત્પત્તિ આદિથી રહિત તથા સ્વયં પ્રકાશરૂપ અને નિત્ય માનવો જોઈએ. અને આ જ્ઞાન સ્વયંપ્રકાશ રૂપ છે. જે વસ્તુ બીજા પ્રકાશની સહાયતા વિના પ્રકાશિત થાય છે તે સ્વયંપ્રકાશ કહેવાય છે. અન્ધકારમા પડેલા ઘટ આદિ પદાર્થનો પ્રકાશ (પ્રતીતિ) થવાને માટે કોઈ દીપક આદિના બીજા પ્રકાશની આવશ્યકતા રહે છે. પરન્તુ દીપકનો પ્રકાશ થવાને માટે બીજા કોઈ પણ પ્રકાશની અપેક્ષા નથી, કેમકે દીપક પોતે પ્રકાશ રૂપ હોવાથી પોતે જ પ્રકાશિત થાય છે. અને જ્ઞાનને પોતાના વ્યવહારમાં બીજા જ્ઞાનની અપેક્ષા હેતી નથી, તેથી જ્ઞાનને સ્વયંપ્રકાશ કહ્યું છે. અને જ્ઞાન ઘટાદિ વેદ્ય પદાર્થની તુલ્ય જ્ઞાનનો વિષય નથી. છતાં અપરોક્ષ રૂપ છે. તેથી જ્ઞાનનું સ્વયંપ્રકાશપણું સિદ્ધ થાય છે. નિરૂપાધિક તથા સોપાધિક ભેદથી **જ્ઞાન બે પ્રકારનું** છે. જે ઉપાધિ રહિત છે તેને **નિરૂપાધિક** કહે છે. અને જે ઉપાધિવાળું છે તેને સોપાધિક કહે છે. તેમાં નિરૂપાધિક જે જ્ઞાન છે તે પોતાના સ્વરૂપની સિદ્ધિમાં કોઈની પણ અપેક્ષા કરતું નથી. જે લૌકિક પ્રત્યક્ષાદિ પ્રમાણથી થતું જ્ઞાન છે તે **સોપાધિક જ્ઞાન છે, કેમકે ઘટજ્ઞાનાદિ લૌકિક જ્ઞાન પણ કલ્પિત છે અને જે નિરૂપાધિક જ્ઞાન છે તે કલ્પિત વસ્તુના અધિષ્ઠાનરૂપ છે.**

અને **દૃશિ, જ્ઞાન** અથવા ચિત્ એ ત્રણે જ્ઞાનનાં જ નામ છે, તેમાં ભેદ નથી.

આ પ્રમાણે જ્ઞાનનું નિત્યપણું તથા સ્વયંપ્રકાશપણું સિદ્ધ થયું. અને જે જ્ઞાન નિત્ય તથા સ્વયંપ્રકાશ રૂપ છે તે **આત્મા** છે, કેમકે જે આત્મા નથી તે નિત્ય અને સ્વયંપ્રકાશ પણ હોઈ શકતો નથી. ઘટાદિ પદાર્થ નિત્ય અને સ્વયંપ્રકાશ રૂપ નથી, તેથી તે આત્મા પણ નથી; કેમકે ઘટાદિનો નાશ તથા ઉત્પાત્ત હમેશાં થતી લોકના અનુભવની વાત છે,

ઘટાદિની તુલ્ય સંસારના સર્વ પદાર્થો છે. અને એક જ્ઞાન વિના બીજા નિત્ય અને સ્વયં-પ્રકાશ પદાર્થ જોવામાં આવતા નથી. માટે તે **જ્ઞાન જ આત્મા** છે એ વાત સિદ્ધ થાય છે. વળી **"विज्ञानघनः"**—આત્મા ઘનીભૂત જ્ઞાન સ્વરૂપ છે. बृ. उ. अ. २. ब्रा. ४-१२ ॥ ઇત્યાદિ શ્રુતિએ પણ આત્માને જ્ઞાન સ્વરૂપ કહ્યો છે.

જેવી રીતે આત્મા સત્ય સ્વરૂપ છે તેવી રીતે નિત્ય સ્વરૂપ પણ છે. ત્રણે કાલમાં જેનો અભાવ (બાધા) ન હોય પરન્તુ હમેશાં બન્યો રહે છે તેનું નામ **સત્ય** છે. અને જે સત્ય વસ્તુ છે તેને જ નિત્ય પણ કહે છે. જે સત્ય છે તે જ નિત્ય હોઈ શકે છે, અને જે નિત્ય હોય તે જ સત્ય હોઈ શકે છે. વળી—

**स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म ॥**

बृ० उ० अ० ४ ब्रा० ४—२५ ॥

અર્થ:—આત્મા સર્વથી મોટો છે. તે જન્મ લેનાર નથી તથા જરા અને મરણથી રહિત છે તેમ ભયથી રહિત છે. તથા સત્ય, જ્ઞાન, આદિ સ્વરૂપવાળો છે. વળી **नित्यो नित्यानाम्** । श्वे. उ० अ० ६-१३ ॥—આત્મા નિત્યોનો પણ નિત્ય છે અર્થાત્ આકાશાદિને જે લોક નિત્ય માને છે તેમના નિત્યત્વની પ્રતીતિ પણ આત્માના નિત્યત્વને આશ્રયે છે. ઇત્યાદિ શ્રુતિઓથી જગત્‌ના મૂલ કારણરૂપ આત્માને નિત્ય જ સ્વીકાર્યો છે.

અને નિત્યતા પણ પરિણામી નિત્યતા અને કૂટસ્થ નિત્યતા એમ બે પ્રકારની છે. પ્રકારની છે. ભૂષણની અપેક્ષાએ સુવર્ણમાં જે નિત્યતા છે તે પરિણામી નિત્યતા છે. જેવી રીતે સુવર્ણ તત્તદ્ અલંકાર ( ભૂષણ ) રૂપે પરિણામને પ્રાપ્ત થાય છે તથાપિ ભૂષણની પેઠે નાશ પામતું નથી. ભૂષણને અગ્નિમાં ગાળવાથી નષ્ટ થઈ જાય છે. પરન્તુ સુવર્ણ નષ્ટ થતુ નથી. તેથી ભૂષણની અપેક્ષા સુવર્ણ નિત્ય છે. તથાપિ સુવર્ણની જે નિત્યતા છે તે પરિણામી નિત્યતા કહેવાય છે, અને બ્રહ્મ હમેશાં એકરૂપે વિદ્યમાન છે તેથી કૂટસ્થ નિત્ય પરમાત્મા ( બ્રહ્મ ) છે. કેમકે **" निष्कलं निष्क्रियम्"** श्वे. ६-१९ ॥—આત્મા કલા રહિત છે, અને ક્રિયા રહિત છે—ઇત્યાદિ શ્રુતિમાં પરમાત્માનું નિર્વિકારપણું સિદ્ધ કર્યું છે. તેથી આત્મા પરિણામી હોવાનો સંભવ નથી.

વળી આત્મા **અનન્ત સ્વરૂપ** છે. અર્થાત્ દેશ, કાલ અને વસ્તુથી જેનો અન્ત નથી હોતો તેનું નામ **અનન્ત** છે. જે વસ્તુ સર્વ દેશમાં તથા સર્વ કાલમાં અને સર્વ વસ્તુમાં હોય તે અનન્ત ( અપરિચ્છિન્ન ) વસ્તુ કહેવાય છે. કોઈ પદાર્થ પશ્ચિમ દેશમાં ન હોય તે કદાપિ દક્ષિણ દેશમાં હોય છે. તે દેશપરિચ્છેદ વાળો છે. અને કોઈ પદાર્થ વર્ષાઋતુમાં હોય ને ગરમીમાં ન હોય તે કાલપરિચ્છેદ વાળો કહેવાય છે. અને કોઈ તેલ વગેરે પદાર્થ તલ વગેરેમાં હોય છે, રેતીમાં હોતો નથી. તે વસ્તુપરિચ્છેદ વાળો કહેવાય છે.

વળી જેવી રીતે આત્મા જ્ઞાન સ્વરૂપ, સત્ય સ્વરૂપ, નિત્ય સ્વરૂપ અને અપરિચ્છિન્ન સ્વરૂપ છે, તેવી રીતે તે **પરમાનન્દ રૂપ** પણ છે.

**इयमात्मा परानन्द. परमेमास्पदं यतः ।**
**मा न भुवं हि भूयासमिति प्रेमात्मनीक्ष्यते ॥** पंच० प्र० १-८ ॥

અર્થ:—આ સંવિદ્ (જ્ઞાન) સ્વરૂપ આત્મા પરમ પ્રેમનો વિષય છે, તેથી આ આત્મા

પરમાનન્દ સ્વરૂપ છે. અર્થાત્ તે નિરતિશય સુખ સ્વરૂપ છે. મારૂં અસત્ત્વ કદાપિ ન હો અર્થાત્ મારૂં સત્ત્વ જ હમેશાં રહો અર્થાત્ મારો નાશ કદાપિ ન થાઓ, અને હું હમેશાં બન્યો રહું-એવો પ્રેમ આત્મામાં જોવામાં આવે છે આ પ્રમાણે પ્રેમનો વિષય હોવાથી આત્મા આનન્દ સ્વરૂપ છે.

तत्प्रेमात्मार्थमन्यत्र नैवमन्यार्थमात्मनि ।
अतस्तत्परमं तेन परमानन्दतात्मनः ॥ ,, ॥ ९ ॥

અર્થ:—આત્માથી ભિન્ન પુત્ર ધનાદિમાં જે પ્રેમ જોવામાં આવે છે તે પોતાને (આત્માને) માટે છે; અને પોતાનામાં જે પ્રેમ દેખાય છે તે બીજાને માટે નથી, પરંતુ પોતાને માટે છે. તેથી તે પ્રેમ નિરૂપાધિક છે. તેટલા માટે તે પરમ (નિરતિશય) પ્રેમ કહેવાય છે. અને નિરતિશય પ્રેમનો આશ્રય હોવાથી આત્માની પરમાનન્દસ્વરૂપતા છે અર્થાત્ નિરતિશય સુખસ્વરૂપતા સિદ્ધ છે. વળી—

विज्ञानमानन्दं ब्रह्म ॥ बृ० उ० अ० ३ ब्रा० ९-२८ ॥

અર્થ:—વિજ્ઞાન સ્વરૂપ અને આનન્દ સ્વરૂપ બ્રહ્મ છે. ઈત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને આનન્દ સ્વરૂપ નિર્ણય કર્યું છે. તથાપિ—

अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् ।
भानेऽप्यभानं भानस्य प्रतिबन्धेन युज्यते ॥ पंच० प्र० १-१२ ॥

અર્થ:—જેવી રીતે બહુ બાળકોની મધ્યમાં બેસીને ભણનાર પોતાના પુત્રનો શબ્દ જૂદો કરીને દૂર ઉભા રહેલા પિતાને સ્પષ્ટ રીતે સાંભળી શકાતો નથી, તેવી રીતે આનન્દ વિશે પણ જાણવું જોઇએ. પુત્રનો શબ્દનું બીજા બાલકોના શબ્દની સાથે સામાન્ય રીતે ભાન થવા છતાં પણ વિશેષ રૂપે ભાન થતું નથી. તેવી રીતે આત્માનન્દનું પણ સામાન્ય રૂપે ભાન હોવા છતાં વિશેષ રૂપે ભાન થતું નથી, કેમકે આત્માના આનન્દનું ભાન થવામાં પ્રતિબન્ધ છે. તે નીચે પ્રમાણે.

प्रतिबन्धोऽस्ति भातीति व्यवहारार्हवस्तुनि ।
तन्निरस्य विरुद्धस्य तस्योत्पादनमिष्यते ॥ ,, ॥ १-१३ ॥

અર્થ:—વસ્તુ છે, અને તેની પ્રતીતિ પણ થાય છે-એ પ્રકારના વ્યવહારને યોગ્ય પદાર્થમાં "વસ્તુ છે જ નહીં, વસ્તુ પ્રતીત થતી નથી" એ પ્રકારનો જે ઉલટો વ્યવહાર ઉત્પન્ન કરવો તેનું નામ પ્રતિબન્ધ છે.

तस्य हेतुः समानाभिहारपुत्रध्वनिश्रुतौ ।
इहानादिरविद्यैव व्यामोहैकनिबन्धनम् ॥ ,, ॥ १-१४ ॥

અર્થ:—પુત્રનો શબ્દ નહીં સાંભળવામાં પુત્રના પાઠની એક સાથે બોલનાર બીજા બાલકોનો જે શબ્દ તે પ્રતિબન્ધ છે. બીજા બાલકો સાથે બોલવાથી પુત્રનો ભિન્ન શબ્દ સંભળાતો નથી. તેવી રીતે આત્માનન્દનું ભાન નહીં થવામાં વિપરીત જ્ઞાનોના કારણ રૂપ અનાદિ અવિદ્યા છે. અવિદ્યા રૂપી પ્રતિબન્ધને કારણે આત્માના આનન્દ સ્વરૂપનું ભાન થતું નથી.

વળી જેવી રીતે પરમાત્માનું જ્ઞાન સ્વરૂપ અને આનન્દ સ્વરૂપ છે, તેવી રીતે સદ્રૂપ પણ છે. ઘટઃ સન્, પટઃ સન્, આ પ્રકારે સર્વ પદાર્થમાં સદ્રૂપ અનુવૃત્તિ રૂપે વર્તમાન છે. વળી—

**सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥** छा० उ० अ० ६-२-१॥

અર્થઃ—સૃષ્ટિની પહેલાં, હે સોમ્ય! (પ્રિયદર્શન)! આ જગત્ સદ્રૂપ બ્રહ્મ જ હતું, એક જ હતું, અને અદ્વિતીય હતુ. શ્રુતિમાં પરમાત્માને સદ્રૂપ કહ્યા છે. જે સત્ વસ્તુથી ભિન્ન છે તે સર્વ અસત્ છે. તેથી સત્ વસ્તુ હમેશાં રહેનાર જ્ઞાન સ્વરૂપ પરમાત્મા જ છે. અને સત્, ચિત્ત અને આનન્દ આ ત્રણ પરમાત્માનું **સ્વરૂપલક્ષણ** કહેવાય છે. સ્વરૂપે હોઇને બીજાનું જે વ્યાવર્તક હોય છે તે સ્વરૂપલક્ષણ હોય છે. બીજા પદાર્થથી લક્ષ્યને ભિન્ન કરીને જણાવનારનું નામ વ્યાવર્તક છે. જે લક્ષણ હમેશાં લક્ષ્યમાં ન રહેતું હોય, અને બીજા પદાર્થથી લક્ષ્યની વ્યાવૃત્તિ કરતુ હોય, તેને **તટસ્થલક્ષણ** કહે છે. જેવી રીતે પરમાત્મા(બ્રહ્મ)માં જગતની જે કારણતા છે તે બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે.

**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म ॥** तै० उ० अ. ३-१-१ ॥

અર્થઃ—જેમાંથી આ સર્વ પ્રાણી ઉત્પન્ન થાય છે, અને જેના આશ્રયથી આ સર્વ પ્રાણી રહે છે, અને નાશના સમયમાં આ સર્વ પ્રાણી જેમાં લય પામે છે, તેનું નામ બ્રહ્મ છે. તેને જાણવાની તમે ઇચ્છા કરો.

આ શ્રુતિ બ્રહ્મના તટસ્થ લક્ષણનું કથન કરે છે. જે જગતની કારણતા છે તે હમેશાં બ્રહ્મમાં રહેતી નથી, પરન્તુ જ્યારે સૃષ્ટિ કરે છે ત્યારે જ રહે છે. તેથી જગતની કારણતા એ બ્રહ્મનું **તટસ્થ લક્ષણ** છે. અથવા જે લક્ષણ સ્વરૂપ રૂપ નથી અર્થાત્ સ્વરૂપની સાથે જે લક્ષણનો કોઈ સંબન્ધ નથી, અને બીજા પદાર્થથી વ્યાવૃત્તિ પણ કરે છે, તે **તટસ્થ** લક્ષણ છે. જગતની સૃષ્ટિ, સ્થિતિ, આદિક કાર્યને બ્રહ્મના સ્વરૂપની સાથે કોઇ સંબંધ નથી–તે બ્રહ્મ સ્વરૂપની બહાર છે, અને પ્રકૃતિ આદિ પદાર્થથી બ્રહ્મને જૂદું કરીને જણાવે પણ છે. તેથી કરીને જગત્કારણતા આદિ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે. કોઇ સ્થાનમાં લક્ષણ વ્યાવર્તક હોય છે, અને કોઈ સ્થાનમાં સ્વરૂપવિશેષનું જ્ઞાન કરાવનાર પણ હોય છે. એક મનુષ્યે પોતાના સેવકને ગાયને લઈ આવવાનું કહ્યું. ગાયના જ્ઞાન વિનાના મનુષ્યને, ચાર પગ વાળી ગાય છે એવું ગાયનું સામાન્ય જ્ઞાન છે, પૂર્ણ રીતે તે ગાયના લક્ષણને જાણતો નથી. તેથી તેને ચાર પગવાળા બીજા કોઈ અશ્વ આદિ પશુમાં પણ ગાયબુદ્ધિ થવાનો સંભવ છે. અહીંઆં સાસ્ના આદિ વાળી ગાય છે એ પ્રકારનું ગાયનું જે લક્ષણ છે તે બીજા પશુથી ગાયને વ્યાવૃત્ત કરનાર છે. અને જે મનુષ્યને ગાયનું કોઇ પણ જ્ઞાન નથી તેને આ પશુ ગાય છે એ પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કરવાને માટે સાસ્ના આદિ વાળી ગાય છે એ પ્રકારનું જે લક્ષણ કહે છે તે ગાયના સ્વરૂપવિશેષનું જ્ઞાન ઉત્પન્ન કરનાર છે. અને મુમુક્ષુ મનુષ્યને બ્રહ્મનું જ્ઞાન ઉત્પન્ન કરવાને માટે તથા પ્રકૃતિ આદિ પદાર્થથી પૂર્ણ રીતે બ્રહ્મને જૂદું કરીને જણાવવાને માટે પણ સ્વરૂપ લક્ષણ તથા તટસ્થ લક્ષણ એમ બે પ્રકારનું લક્ષણ કહ્યું છે. અને સદ્રૂપ, ચિદ્રૂપ, આનન્દરૂપ, આદિ અનેક લક્ષણ કહ્યાં છે. દુઃખથી જાણવા યોગ્ય વસ્તુનું, અનેક લક્ષણ દ્વારા કથન ન કરે તો જીજ્ઞાસુને સ્વરૂપનું જ્ઞાન થવું પણ કઠિન છે.

અને આ ગ્રન્થમાં જે બ્રહ્મનું નિરૂપણ છે તે કેવલાદ્વૈતના સિદ્ધાન્તને અનુસાર છે. ગ્રન્થ વાંચનારને તેના સિદ્ધાંતનો નિશ્ચય હોય તો લેખનો આશય શીઘ્રતાથી મનમાં બેસી શકે છે. અદ્વૈત સિદ્ધાન્તમાં સંપૂર્ણ જગત્ બ્રહ્મરૂપ છે. તે બ્રહ્મ સર્વનું પ્રકાશ કરનાર છે તથા પોતે સ્વયંપ્રકાશ રૂપ છે. અને તે પરબ્રહ્મ પરમાત્મા ઉપાધિ નિમિત્તથી વિવર્ત પામી જડ અને ચેતન રૂપ નાના પ્રકારના પદાર્થ રૂપે પ્રતીત થાય છે. બ્રહ્મથી ભિન્ન કોઈ પરમાર્થ વસ્તુ નથી. અને જે જે પદાર્થ દેખાય છે તે સર્વ કલ્પના માત્ર હોવાથી રજ્જુમાં પ્રતીત થતા સર્પની માફક મિથ્યા છે.

હવે અદ્વિતીય પરમાત્માને પ્રતિપાદન કરનારી કેટલીક શ્રુતિઓના પ્રમાણ નીચે બતાવવામાં આવે છે.

**एकमेवाद्वितीयम् ॥** छा० उ० अ० ६-२-१ ॥

અર્થઃ—એક જ છે, અદ્વિતીય છે.

વૃક્ષોનાં પાંદડાં, ફળ, ફૂલ ઇત્યાદિનો પરસ્પર ભેદ છે તે **સ્વગત** ભેદ છે. અને પીપળો અને વડનો જે ભેદ છે તે **સજાતીય** ભેદ કહેવાય છે. અને વૃક્ષ તથા પથ્થરમાં જે ભેદ તે **વિજાતીય** ભેદ કહેવાય છે. આ અનાત્મ પદાર્થમાં પ્રતીત થતા ભેદ અજ્ઞાની મનુષ્યને પરમાત્મામાં પણ પ્રતીત થવાનો સંભવ છે. તેટલા માટે **एकमेवाद्वितीयम्** આ શ્રુતિ બ્રહ્મમાં આ ત્રણે ભેદનો નિષેધ કરે છે. વૃક્ષોનાં પાંદડાં, શાખા, ફલ, ફૂલ, આદિ અવયવની તુલ્ય અથવા મનુષ્યના શરીરની તુલ્ય હસ્ત, પાદ, શિર આદિ અવયવ સદ્રૂપ પરમાત્મામાં છે નહીં, તેથી તેવો સ્વગત ભેદ હોવાનો સંભવ નથી. જો કહો કે આ જગત્ના પદાર્થનાં નામ અને રૂપ જ તેના અવયવ છે, તો તે બને નહીં, કારણ નામ રૂપનું નામ જ સૃષ્ટિ છે, અને સૃષ્ટિના પહેલાં નામ અને રૂપ નહોતાં. આત્મા જ એક હતો. તો સૃષ્ટિની પછી થયેલાં નામ રૂપ સૃષ્ટિની પહેલાં મોજૂદ પરમાત્માના અવયવ કહેવા તે બને નહીં. તેથી પરમાત્મા સ્વગત ભેદ રહિત છે. પીપળાનું વૃક્ષ તથા વડના વૃક્ષની પેઠે સત્થી ભિન્ન, સત્ની સમાન જાતિનો બીજો કોઈ પદાર્થ છે નહીં. જો હોત તો તે પદાર્થની સાથે પરમાત્માનો સજાતીય ભેદ માની લેત. અને પરમાત્માની સજાતિ કોઈ નહીં હોવાથી સજાતીય ભેદ પણ નથી. પરમાત્મામાં જે ભેદ પ્રતીત થાય છે તે ઉપાધિના નિમિત્તથી છે. ઉપાધિ વિના પરમાત્મામાં ભેદની પ્રતીતિનો સંભવ નથી. તેથી તે સજાતીય ભેદથી રહિત છે. અને પરમાત્માથી ભિન્ન જે વિજાતીય પદાર્થ છે તે તો અસત્ છે. તેથી વિજાતીય ભેદ પણ પરમાત્મામાં હોવાનો સંભવ નથી. વળી—

**ईशा वास्यमिदꣳ सर्वम् ॥** ई० उ० म० १ ॥

અર્થઃ—જે કોઇ પ્રતીત થતું આ જગત્ છે તે સર્વ પરમાત્મા વડે જ વ્યાપ્ત છે. જેવી રીતે સુવર્ણનાં બનાવેલાં નાના પ્રકારનાં ભૂષણમાં સુવર્ણ જ વ્યાપક છે, સુવર્ણથી ભિન્ન કાંઈ ભૂષણ નથી. ભૂષણનું રૂપ તો સોનીએ કલ્પેલું છે. એ પ્રમાણે પરમાત્મામાં કલ્પના કરેલા સર્વ જગત્માં પરમાત્મા જ સુવર્ણની માફક વ્યાપક છે અર્થાત્ પરમાત્માથી ભિન્ન નથી. વળી—

स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳ शुद्धमपापविद्धम्।
कविर्मनीषी परिभूः स्वयंभूः। ई० उ० म० ८॥

અર્થઃ—તે પરમાત્માએ સર્વને વ્યાપ્ત કર્યું છે, અને શુક્ર—પ્રકાશવાળા છે. અને લિંગ શરીરથી રહિત ( अकायम् ) છે, અને છિદ્રથી રહિત તથા શિરાથી રહિત છે. આ બે વિશેષણથી સ્થૂલ શરીરનો નિષેધ કર્યો છે અર્થાત્ આત્મા સ્થૂલ શરીરથી પણ રહિત છે. અને શુદ્ધ છે અર્થાત્ અવિદ્યામલથી રહિત છે અર્થાત્ કારણ દેહથી પણ રહિત છે. અને અપાપવિદ્ધ અર્થાત્ ધર્માધર્માદિ પાપથી રહિત છે. તથા સર્વનો દ્રષ્ટા છે. અને મનીષી છે અર્થાત્ મનનો પ્રેરક છે, અર્થાત્ સર્વજ્ઞ છે. અને નાના પ્રકારનાં રૂપે હોનાર ( परिभूः ) છે અને સ્વયંભૂ છે અર્થાત્ સ્વયં હોનાર છે. અર્થાત્ બીજાની પેઠે કોઈ કારણમાંથી ઉત્પન્ન થનાર નથી. વળી—

यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते॥ के० उ० ख० १—४॥

અર્થ.—જે વસ્તુને વાણી ઇન્દ્રિય "આ છે" એમ કહી શકતી નથી, અને જેની સત્તાથી વાણી ઇન્દ્રિય અન્ય સર્વ શબ્દોને "આ છે, આ પ્રકારે છે" એમ કહી શકે છે, તેનું નામ બ્રહ્મ છે. પરન્તુ જે ઉપાધિયુક્ત જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય ભેદ વાળી વસ્તુને લોક ઉપાસે છે અર્થાત્ ધ્યાન કરે છે તે બ્રહ્મ નથી.

यन्मनसा न मनुते येनाहुर्मनो मतम्।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते॥ „ ॥ ५॥

અર્થઃ—જેને મન વડે કોઈ જાણી શકતુ નથી, અને જે ચૈતન્ય રૂપ જ્યોતિથી મન પોતાનું કાર્ય કરવામાં સમર્થ થાય છે તેને તું બ્રહ્મ જાણ. જેનું આ લોક ધ્યાન કરે છે તે બ્રહ્મ નથી. વળી—

यच्चक्षुषा न पश्यति येन चक्षूꣳषि पश्यति।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते॥ „ ॥१—६॥

અર્થઃ—રૂપને ગ્રહણ કરનાર ચક્ષુ ઇન્દ્રિય વડે જેને દેખી શકતા નથી, અને ચક્ષુ ઇન્દ્રિય જે ચૈતન્યના આશ્રયથી અન્ય સર્વ વસ્તુને દેખે છે તેનું નામ બ્રહ્મ છે. જેનું લોક ધ્યાન કરે છે તે નહીં.

यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदꣳ श्रुतम्।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते॥ „ ॥ ७॥

અર્થ.—શબ્દનો અનુભવ કરનાર કર્ણેન્દ્રિય વડે જે આત્માને સાંભળી શકતા નથી, અને જે ચૈતન્યના આશ્રયથી કર્ણેન્દ્રિય સંપૂર્ણ શબ્દોને સાંભળે છે, તેનું નામ બ્રહ્મ છે. અને જેનું લોક ધ્યાન કરે છે તે બ્રહ્મ નથી.

यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते॥ „ ॥ ८॥

અર્થઃ—પ્રાણેન=ઘ્રાણેન. નાસિકા ઇન્દ્રિય જેને ગન્ધની માફક સૂંઘી શકતી નથી, અને જે ચૈતન્ય જ્યોતિના આશ્રયથી નાસિકા ઇન્દ્રિય સુગન્ધિ આદિને સૂંઘે છે તેનું નામ બ્રહ્મ છે. અને જેનું લોક ધ્યાન કરે છે તે બ્રહ્મ નથી.

ભાવ એવો છે કે બ્રહ્મમાં જાતિ, ગુણ, ક્રિયા અથવા કોઇ પ્રકારનો સંબન્ધ નહીં હોવાથી શબ્દ તેને ઇદંતા રૂપે કહેતો નથી. અને રૂપ, રસ, ગન્ધાદિ નહી હોવાથી રૂપાદિને ગ્રહણ કરનાર ચક્ષુરાદિ ઇન્દ્રિય પણ તેને વિષય કરતી નથી.

अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताऽकृतात् ।
अन्यत्र भूताच्च भव्याच्च ॥ क० उ० अ० १ व० २-१४॥

અર્થઃ—તે આત્મા યજ્ઞાદિક રૂપ ધર્મથી અન્ય છે. અને હિંસાદિ અધર્મથી પણ અન્ય છે. અને વિદ્વાનોની બુદ્ધિના વિષય કાર્ય અને કારણથી પણ અન્ય છે. અને ભૂત તથા વર્તમાન અને ભાવિ એ ત્રણે કાલથી તથા ત્રણે કાલમાં થનારા પદાર્થોથી પણ અન્ય છે. વળી—

न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।
इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ क० उ० व० ५-५ ॥

અર્થઃ—મરણ ધર્મવાળો કોઇ પણ પુરૂષ પ્રાણવાયુથી જીવતો રહેતો નથી. અને અપાન વાયુથી પણ કોઈ જીવતો નથી. અને જે કારણ રૂપ વસ્તુમાં આ પ્રાણ અને અપાન બંને વાયુને પ્રતિષ્ઠા મળી છે તે પ્રાણાદિકોથી ભિન્ન ચૈતન્ય વડે સર્વ પ્રાણી જીવે છે અર્થાત્ તેનું નામ આત્મા છે. વળી—

तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन ॥ ,, ॥५-९॥

અર્થઃ—એ પરબ્રહ્મ પરમાત્મામાં પૃથિવી આદિ ૧૪ ભુવન તથ સર્વ લોક પણ સ્થિત છે અર્થાત્ આ સર્વેએ તે પરમાત્માનો જ આશ્રય કર્યો છે. અને કોઈ પણ પદાર્થ તે પરમાત્મ સ્વરૂપનું અતિક્રમણ કરીને તેનાથી અતિરિક્ત સ્વરૂપતાને પ્રાપ્ત થતો નથી. અર્થાત્ સુવર્ણનું બનાવેલુ કોઈ પણ પ્રકારનું ભૂષણ સુવર્ણ સ્વરૂપનો પરિત્યાગ કરી શકતુ નથી. તે સર્વ સુવર્ણ રૂપ જ છે. તે પ્રમાણે બ્રહ્મથી ઉત્પન્ન થયેલાં સર્વ પ્રાણી બ્રહ્મ રૂપ જ છે. વળી—

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ,, ॥१०॥

અર્થઃ—જેવી રીતે પોતાના વિષય રૂપ ગોળ, સીધું અથવા આડાઅવળા લાકડામાં પ્રવેશ કરેલો એક જ અગ્નિ તત્તત્ લાકડાના આકાર વાળો જોવામાં આવે છે અર્થાત્ ગોળ લાકડામાં લાગેલો અગ્નિ ગોળ તથા લાંબો પ્રતીત થાય છે; તેવી રીતે એક જ આત્મા સંપૂર્ણ પ્રાણીમાં પ્રવિષ્ટ થયેલો તે ભિન્ન ભિન્ન ઉપાધિને અનુસાર થયેલા જેવો દેખાય છે. અને બહિશ્ચ અર્થાત્ પોતાના સ્વરૂપે તે તે શરીરથી વિલક્ષણ આકાશની તુલ્ય નિર્વિકાર પણ છે. વળી—

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेवभान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ ,, ॥५-१५॥

અર્થ:—તે બ્રહ્મને સૂર્ય પ્રકાશ કરી શકતા નથી અને આ ચન્દ્ર તથા નક્ષત્ર પણ બ્રહ્મને પ્રકાશ કરી શકતાં નથી. તો પછી આ અગ્નિ કેવી રીતે પ્રકાશ કરી શકશે? અર્થાત નહીં કરી શકે. અને તે પરમાત્માનું ભાન થતાં તેના પ્રકાશથી આ સર્વ પ્રકાશ વાળાં થાય છે. પરમાત્મા પોતાના પ્રકાશમાં સ્વતન્ત્ર છે. અને પરમાત્માનો પ્રકાશ કોઇ સૂર્યાદિની પેઠે વિકારી પ્રકાશ નથી. જો વિકારી પ્રકાશ હોત તો પરમાત્માનો પ્રકાશ સર્વના પ્રકાશને નષ્ટ કરી દેત, કદાપિ પ્રકાશ કરત નહીં. બાર વાગે મધ્યાહ્નના તાપમાં રાખેલા દીપકના તેજનો અધિક પ્રકાશ વાળા સૂર્ય નાશ કરતા સર્વ દેખે છે. તેથી અધિક તેજ વાળો પદાર્થ થોડા તેજનો નાશ કરે છે તે પ્રત્યક્ષ સિદ્ધ છે. શ્રુતિમાં પરમાત્માના પ્રકાશથી સૂર્યાદિનો પણ પ્રકાશ થાય છે એમ કહ્યુ છે. તે કારણથી પરમાત્માનું તેજ અથવા પ્રકાશ વિકારી તેજ( પ્રકાશ )થી ભિન્ન સર્વની પ્રતીતિ માત્ર કરાવનાર છે. તો શ્રુતિનો ભાવ એવો સમજવો જોઇએ કે પરમાત્માની પ્રતીતિની પાછળ સૂર્યાદિ સર્વની પણ પ્રતીતિ છે, જો પરમાત્માની પ્રતીતિ ન હોય તો કોઈની પ્રતીતિ થઇ શકે નહીં. વળી—

दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।

अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥ मु० उ० मु० २ ख० २–२ ॥

અર્થ:—તે પરમાત્મા સ્વયંપ્રકાશ રૂપ હોવાથી લૌકિક પદાર્થથી વિલક્ષણ છે. મૂર્તિ રહિત છે અર્થાત્ તેની મૂર્તિ નથી. અને સર્વ જગાએ પૂર્ણ છે. અને દેહની અપેક્ષાએ બહાર પણ છે, અને અન્દર પણ છે. અને જન્મથી રહિત છે અર્થાત જન્માદિ કોઇ પણ વિકાર નથી. વળી પ્રાણવાયુથી રહિત છે, અને મનથી પણ રહિત છે. અર્થાત્ પરમાત્માને પ્રાણ અને મન નથી. અને શુદ્ધ છે. અને પોતાના કાર્યની અપેક્ષાએ અવ્યાકૃતથી પણ પર છે, ઉત્કૃષ્ટ છે. વળી—

पुरुष एवेदं विश्वम् ॥ ,, ॥ २–१० ॥

અર્થ:—પરમાત્મા રૂપ પુરૂષથી ઉત્પન્ન થયેલુ આ સર્વ જગત પરમાત્મા રૂપ જ છે. વળી—

एष आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः॥

छा० उ० अ० ८ ख० १–५ ॥

અર્થ:—આ આત્મા ધર્મ તથા અધર્મ રૂપ પાપથી રહિત છે. અર્થાત્ ઇષ્ટના વિયોગ આદિથી થતા મનના સન્તાપથી રહિત છે. અને ક્ષુધા તથા પિપાસાથી રહિત હોવાથી ભોજનની ઇચ્છા તથા જલ પીવાની પણ ઇચ્છાથી રહિત છે. વળી—

स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म ॥

बृ० उ० अ० ४ ब्रा० ४–२५ ॥

અર્થ:—આ આત્મા મહાન્—સર્વથી ઉત્કૃષ્ટ છે. જરા તથા મરણથી રહિત છે, તેથી અવિનાશી છે. અને ભયથી રહિત છે. અને નિરતિશય મોટો છે. વળી—

तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदु चन्द्रमा ।

तदेव शुक्रं तद्ब्रह्म तदापस्तत्प्रजापतिः ॥ ॥ શ્વે૦ ઉ૦ અ૦ ૪–૨ ॥

અર્થ:—તે પરમાત્મા જ અગ્નિ રૂપ છે. તે જ આદિત્ય છે. તે જ વાયુ છે. તે જ ચન્દ્રમા

છે. તે સ્વયંપ્રકાશ રૂપ છે. અને તે જ જગતનું કારણ બ્રહ્મ છે, અને જલરૂપ તથા પ્રજાપતિ રૂપ (सृष्टिकर्ता) પણ તેજ છે. વળી—

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।
त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥ ,, ॥ ३ ॥

અર્થ:—त्वम् અર્થાત્ त्वम् પદના લક્ષ્યાર્થ રૂપ પરમાત્મા પોતે સ્ત્રી રૂપ છે, તથા પુરૂષ રૂપ છે, તથા બાલક અને બાલિકા રૂપ છે, અને તું વૃદ્ધ થઇને દણ્ડના આશ્રયથી ચાલે છે, વળી તું નાના પ્રકારે ઉત્પન્ન થાય છે. વળી—

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ ॥ ऋ० अ० २ अ० ३ व० २३ ॥

અર્થ:—આ પરમેશ્વરને વિદ્વાનો ઇન્દ્ર નામથી કહે છે, તથા મિત્ર નામના દેવ પણ આ પરમાત્માને જ કહે છે. તેમને વરૂણ પણ કહે છે, તથા અગ્નિ પણ કહે છે. અને દિવ્ય સ્વરૂપ સુન્દર પાંખ વાળું તથા ઉત્તમ ગતિ વાળું સુપર્ણ નામનું જે પક્ષી છે તે પણ પરમેશ્વર જ છે. પરમેશ્વર એક હોવા છતાં પણ પણ્ડિત લોક તેમને અનેક રૂપ વાળા કહે છે. અર્થાત્ તત્તત્ કાર્યનું સ્વયં કારણ રૂપ હોવાથી તે પરમાત્માને ઇન્દ્રાદિ રૂપ કહે છે. વળી તે જ પરમાત્માને વૃષ્ટિ આદિના કારણ રૂપ વીજળી તથા સર્વ જગતના નિયન્તા તથા અન્તરિક્ષમાં વિચરનાર મહાવાયુ પણ કહે છે. વળી—

सर्वं खल्विदं ब्रह्म ॥ छा० उ० अ० ३ ख० १४–१॥

અર્થ:—આ સંપૂર્ણ જગત્ બ્રહ્મ રૂપ છે.

આ શ્રુતિના અર્થમાં લોકોને વિશેષે કરીને શંકા ઉત્પન્ન થવાનો સંભવ છે કે વેદની શ્રુતિ સંપૂર્ણ જગતને બ્રહ્મ રૂપ કહે છે. અને જગતના પદાર્થોને સાથે મિથ્યા પણ કહે છે. આ બન્ને વાત કેવી રીતે બની શકે? કેમકે સંપૂર્ણ જગતને મિથ્યા રૂપ કહીને તેને જ બ્રહ્મરૂપ કહેવાથી બ્રહ્મને જ મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે, અને તેમ નહીં તો બ્રહ્મ રૂપ જગત્ પણ બ્રહ્મની તુલ્ય સત્ જ હોવું જોઇએ. અને બ્રહ્મ સત્, અને બ્રહ્મ રૂપ જગત્ મિથ્યા, એ વાત બને નહીં. આ શંકાનું કારણ મિથ્યા શબ્દના તાત્પર્યને બરાબર નહીં સમઝવું તે છે. તેથી મિથ્યા શબ્દના તાત્પર્યને સમઝવાને માટે ત્રણ પ્રકારનાં સત્ત્વનું નીચે વિવેચન કરીએ છીએ. ૧. પારમાર્થિક સત્તા, ૨. વ્યાવહારિક સત્તા અને ૩. પ્રાતિભાસિક સત્તા, એમ ત્રણ પ્રકારની સત્તા હોય છે. જે ત્રણે કાલમાં અબાધ્ય વસ્તુ છે તે વસ્તુ **પારમાર્થિક સત્તા** વાળી કહેવાય છે. તે બ્રહ્મ વિના બીજું કોઈ નથી, કેમકે પરબ્રહ્મ પરમાત્મા વિના બીજો કોઈ પદાર્થ એવો નથી કે જેનો ત્રણે કાલમાં બાધ ન થાય. માટે પરમાત્મા જ પારમાર્થિક સત્તા વાળો પદાર્થ છે. અને જગતમાં કેટલાક ભૂત તથા પંચભૂતોના કાર્ય રૂપ પદાર્થો છે. તે સર્વમાં **વ્યાવહારિક સત્તા** છે. કેમકે મોક્ષ અવસ્થામાં જગતના સર્વ પદાર્થોનો બાધ થઈ જાય છે, તથાપિ વ્યવહાર કાળમાં તેમનો બાધ થતો નથી. અને છીપ આદિમાં પ્રતીત થતા રજતાદિની **પ્રાતિભાસિક સત્તા** છે, કેમકે વ્યવહાર કાલમાં પણ તેનો બાધ થઈ જાય છે. શુક્તિનું જ્ઞાન થતાં જ રજત ભ્રમ તરત નિવૃત્ત થઈ જાય છે એ સર્વનો અનુભવ છે. તેવી રીતે મરૂભૂમિમાં પ્રતીત થતું જલ તથા રજ્જુમાં પ્રતીત થતો

સર્પ એમની સત્તા પ્રાતિભાસિક જ છે. કેમકે રજ્જુ સર્પ આદિની કેવલ પ્રતીતિ માત્ર જ હોય છે. અને ત્રણ પ્રકારની સત્તામાં જે પદાર્થમાં પ્રાતિભાસિક અથવા વ્યાવહારિક સત્તા માત્ર છે તે સર્વને વેદાન્ત શાસ્ત્રના તાત્પર્યને અનુસાર મિથ્યા જ કહેવામાં આવે છે. તો વેદાન્ત શાસ્ત્રમાં જે વસ્તુને મિથ્યા કહે છે તેનો અર્થ કેવલ પારમાર્થિક સત્તાથી શૂન્ય જ જાણવો જોઇએ. જે વસ્તુ પારમાર્થિક સત્તાથી રહિત છે તે સર્વ મિથ્યા જ છે. આ પ્રમાણે સત્તાનો નિર્ણય કરીને "**सर्वं खल्विदं ब्रह्म**" એ શ્રુતિના અર્થનો વિચાર કરવો જોઇએ બ્રહ્મની પેઠે પરમાર્થ સત્તા વાળા નહીં હોવાથી જગતના પદાર્થોને મિથ્યા કહે છે. તો એ પણ **શંકા** થઈ શકે છે કે મિથ્યા જગત્‌ને બ્રહ્મ રૂપ જ કેમ કહ્યું છે? **સમાધાનઃ** કોઈ વસ્તુની કલ્પના કરવી હોય તો કોઈ અધિષ્ઠાન (આધાર) જોઇએ. આધાર વિના કલ્પના થતી નથી. રજ્જુ આદિ અધિષ્ઠાનમાં જ સર્પાદિકોની કલ્પના થાય છે. અને કલ્પિત વસ્તુની સત્તા અધિષ્ઠાનની સત્તાથી ભિન્ન નથી હોતી, કેમકે છીપ આદિમાં કલ્પિત રજતની પ્રતીતિ છીપનુ જ્ઞાન થતાં તરત જ નિવૃત્ત થઈ જાય છે, અને રજતભ્રમની નિવૃત્તિ થતાં છીપ સિવાય બીજી કોઈ વસ્તુ દેખવામાં આવતી નથી. અને સંપૂર્ણ જગત્ બ્રહ્મમાં કલ્પિત છે. માટે તે કલ્પિત પદાર્થોની સત્તા બ્રહ્મની સત્તાથી ભિન્ન નથી. જેવી રીતે અધિષ્ઠાન રૂપ છીપના જ્ઞાનથી રજતની બુદ્ધિ નિવૃત્ત થાય છે, તેવી રીતે બ્રહ્મ રૂપ અધિષ્ઠાનના જ્ઞાનથી જગદ્બુદ્ધિ પણ નિવૃત્ત થાય છે. જેની જગદ્બુદ્ધિ નિવૃત્ત થઈ છે તેની દૃષ્ટિમાં બ્રહ્મ સિવાય કાંઈ રહેતું નથી. માટે શ્રુતિ ભગવતી સંપૂર્ણ જગત્‌ને બ્રહ્મ રૂપ કહે છે. અને "**ऐतदात्म्यमिदꣳ सर्वम्** ॥" छा० उ० अ० ६ ख० ८–७ ॥ આ સંપૂર્ણ જગત્ આત્મ સ્વરૂપ છે, અને "**इदं सर्वं यदयमात्मा**" बृ० उ० अ० २–४–६ ॥– આ સર્વ જગત્ ઉપર કહેલો આત્મા જ છે–આ શ્રુતિ પણ "**सर्वं खलु**" એ શ્રુતિની પેઠે સપૂર્ણ જગત્‌ને બ્રહ્મ રૂપ જ કહે છે. અને અનેક પ્રકારના અર્થોનું સૂચન કરનારી શ્રુતિના અર્થ સાધારણ, લૌકિક શબ્દોની તુલ્ય થઈ શકતા નથી. તેના આશયોને બહુ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવાની આવશ્યકતા છે. અને કુતર્ક બુદ્ધિથી પણ તેનો વિચાર થઈ શકતો નથી. દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવાથી "**सर्वं खल्विदं ब्रह्म**" ઇત્યાદિક શ્રુતિ એટલો જ ઉપદેશ આપે છે કે જેવી રીતે સુવર્ણમાં કલ્પિત ભૂષણનું રૂપ નાશવાન્ હોવાથી મિથ્યા છે, અને ભૂષણના કારણ રૂપ જે સુવર્ણ છે તે સત્ય છે. તો પછી ભૂષણને પણ કારણ રૂપે સત્ય કહેવામાં કોઈ હાનિ નથી. અને કાર્ય રૂપે મિથ્યા પણ છે. તે જ પ્રકારે બ્રહ્મમાં કલ્પેલા પદાર્થનાં જે નામ અને રૂપ છે તે મિથ્યા છે, અને તે પદાર્થોના કારણ રૂપ જે બ્રહ્મ છે તે સત્ય છે, અને બ્રહ્મ રૂપ કારણ રૂપે જગત્ પણ સત્ય છે. અને સુવર્ણના બનાવેલા ભૂષણનું રૂપ નાશવાન્ હોવાથી તેને પણ સુવર્ણ જ કહેવાય છે, કોઈ લોઢું વા ત્રાંબુ કહેવામાં આવતુ નથી. તે જ પ્રમાણે બ્રહ્મ રૂપ કારણથી ઉત્પન્ન થયેલા જગત્‌નું સ્વરૂપ મિથ્યા હોવા છતા પણ તે બ્રહ્મ જ કહેવાશે, તેમાં કોઈ દોષ નથી. અને મનુષ્યાદિ શરીર નાશવાન્ હોવા છતાં પણ અન્તર્યામી શરીરોપાધિ વાળો આત્મા નાશવાન્ નથીઃ—

**न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे** ॥क.उ.अ.१व.२–१८॥

અર્થઃ—આ વિપશ્ચિત્ એટલે નિત્ય ચૈતન્ય સ્વરૂપ આત્મા ઉત્પન્ન થતો નથી, અને મરતો

પણ નથી. આત્મા કોઈ કારણમાંથી ઉત્પન્ન થતો નથી, કારણ કે તેનું કોઈ કારણ નથી. આત્મા જ સર્વનું કારણ છે. જે સર્વનું કારણ છે તે અકારણ જ હોય છે.

मूले मूलाभावादमूलं मूलम् ।

અર્થઃ—નાના વૃક્ષને ઉખાડીને જોવાથી તેનું મૂળ દેખાય છે, પરન્તુ તે મૂલના આધાર ઉપર બીજું કોઈ મૂલ દેખવામાં આવતું નથી. આ પ્રત્યક્ષ પ્રમાણથી પણ જે સર્વનું મૂલ હોય છે તે નિર્મૂલ જ હોય છે આ વાતનો નિશ્ચય જ થાય છે. અને કોઇ બીજો પદાર્થ આ આત્મામાંથી ઉત્પન્ન થયો પણ નથી. જગત્ આત્મામાં ઉત્પન્ન થયુ નથી, પરન્તુ આત્મામાં કલ્પિત છે. તે માટે તે આત્મામાંથી કોઇની પણ ઉત્પત્તિ થઈ નથી એમ કહ્યું છે. અને આત્મા "અજ" છે અર્થાત્ કદાપિ જન્મ લેતો નથી. તથા નિત્ય છે, તથા ક્ષયથી રહિત છે. અને પુરાણ છે–વૃદ્ધિથી રહિત છે. અને જે કારણથી આત્માનો સ્વભાવ આ ત્રણ પ્રકારનો છે, તેથી શરીર આદિ ઉપાધિનો નાશ થવા છતાં પણ આત્માનો નાશ થતો નથી. વળી—

हन्ता चेन्मन्यते हन्तुꣳ हतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायꣳ हन्ति न हन्यते ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—જો કોઈ મારનાર મનુષ્ય તેને હું મારીશ એ પ્રકારે આત્માને મારનાર અર્થાત્ મારવા રૂપ ક્રિયાનો આત્માને કર્તા માને છે, અને જે હનનને પ્રાપ્ત થયેલો હું મરેલો છું (માર્યો ગયો છું)–એ પ્રકારે આત્માને હનન ક્રિયાનું કર્મ માને છે, તે બંને અર્થાત્ આત્માને મારનાર તથા પોતાને મરનાર તરીકે જાણનાર એ બંને આત્માને જાણતા નથી. તે કારણથી આત્મા મારતો નથી અર્થાત્ હનન ક્રિયાનો કર્તા નથી, અને "न हन्यते" માર્યો પણ જતો નથી અર્થાત્ હનન ક્રિયાનું કર્મ પણ થતો નથી. અને ભગવદ્ ગીતાના—

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ भ० गी० अ० २–१९ ॥

આ શ્લોકનો પણ તેજ અર્થ છે. વળી—

अंगुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।
ईशानो भूतभव्यस्य न ततो विजिगुप्सत एतद्वै तत् ॥ क.उ.अ.२व.४–१२ ॥

અર્થઃ—મનુષ્યના હૃદયનું છિદ્ર અંગુષ્ઠ પરિમાણ વાળું છે તે છિદ્રની ઉપાધિ વાળા આત્માને અંગુષ્ઠ પરિણામ વાળો કહે છે. તે પરિપૂર્ણ આત્મા શરીરના મધ્યમાં સર્વના સાક્ષી રૂપ થઇને વર્તમાન છે. ત્રણે કાલના જે કોઇ જગતના પદાર્થ છે તે સર્વનો નિયામક છે. તે આત્માને જાણીને પછી આત્માની રક્ષા કરવાને માટે ઈચ્છા થતી નથી. અર્થાત્ સર્વની રક્ષા કરનાર આત્મા સ્વયં રક્ષિત છે, તે અમારૂં સ્વરૂપ છે, એમ જાણીને રક્ષક તથા રક્ષ્ય આદિ બુદ્ધિ નિવૃત્ત થતાં નિર્ભય થાય છે. નચિકેતાએ પૂછેલુ જે આત્મતત્ત્વ તે આ કહેલા સ્વરૂપ વાળું છે. વળી—

अंगुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः ।
ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्व एतद्वै तत् ॥ ,, ॥ १३ ॥

અર્થ:—અંગુષ્ઠ પરિમાણ વાળો પુરુષ ( પરિપૂર્ણ આત્મા ) ધૂમાડા રહિત અગ્નિની તુલ્ય દેદીપ્યમાન અને ત્રણે કાળમાં રહેનાર સર્વ પદાર્થનો નિયામક છે. અને તે આત્મા હાલ વર્તમાન કાલમાં સર્વ પ્રાણીમાં વર્તમાન છે, અને તે આત્મા આગળ ભાવિ કાલમાં પણ વર્તમાન રહેશે, અને ભૂતકાલમાં પણ તેજ આત્મા હતો. નચિકેતાએ પૂછેલું આત્મરૂપ તત્ત્વવસ્તુ ઉપર કહેલા સ્વરૂપનું જ છે. વળી—

**पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।**
**अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते ॥** क० उ० व० ५–१ ॥

અર્થ:—જન્માદિ ૭ વિકારથી રહિત તથા અવક્રચેતસ્ અર્થાત્ કુટિલતાથી રહિત સર્વને વિષય કરનાર માયાવૃત્તિ રૂપ જ્ઞાન વાળા પરમાત્માનું એકાદશ દરવાજા ( દ્વાર ) વાળું આ શરીર ઘર છે. સાધારણ ઘરની તુલ્ય આ ઘર છે. અને શરીર રૂપી ઘરના સ્વામી રૂપ આ આત્માને જાણીને જન્મ મરણ નિમિત્ત શોક કરતો નથી. અને **विमुक्तश्च विमुच्यते**-જ્ઞાન થવા પહેલાં પણ મુક્ત જ હતો, તથાપિ કલ્પિત બન્ધનથી મુક્ત થઇને બન્ધન રહિત થાય છે. આત્મા નિત્ય મુક્ત છે, પહેલાં પણ તેમાં બન્ધ નહોતો, બન્ધનનો ભ્રમ જ હતો, કેમકે આત્મામાં બન્ધન જો સત્ય હોત તો કર્મથી જ મુક્તિ થાત, જ્ઞાનથી મુક્તિ ન થાત. કોઈ મનુષ્યનો હાથ કોઇ દોરીથી બાંધવામાં આવ્યો હોય તેને જ્ઞાન થયું કે મારો હાથ બાંધ્યો છે, તે જ્ઞાનથી તે ગાંઠ છૂટી જતી જોવામાં આવતી નથી. તેને હાથ વડે છોડવી પડશે. જો કદાપિ તેના હાથ બાંધ્યા છે એવો ખાલી ભ્રમ માત્ર થયો હોય અને ભ્રમથી હાથ બાંધી ઉભો રહ્યો હોય તો તેને કોઈ કહે કે તારા હાથ બાંધ્યા નથી તું હાથ છૂટા કર, ત્યારે તે વાત સાંભળી તે હાથને છૂટા કરે છે તો હાથ છૂટા થઇ જાય છે. માટે સાચું બન્ધન આત્મામાં નથી. કલ્પિત બન્ધન જ આત્મજ્ઞાનથી નિવૃત્ત થાય છે. વળી—

**ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।**
**मध्ये वामनमासीनं विश्वेदेवा उपासते ॥** क० उ० अ० २ व० ५–३ ॥

અર્થ:—જે આત્મા પ્રાણ નામના વાયુને હૃદયની ઉપરના દેશને પ્રાપ્ત કરાવે છે અને અપાન વાયુને હૃદયની નીચેના ભાગમાં પ્રાપ્ત કરાવે છે, તે શરીરની મધ્યમાં અર્થાત્ હૃદયાકાશમાં વર્તમાન વામન અર્થાત્ પરિચ્છિન્ન પરિમાણ વાળા થઇને પ્રતીત થતા, અથવા અધિકારી મનુષ્યને ઉત્તમ ફળ દેનાર, અથવા સર્વને ભજવા યોગ્ય આ આત્માને સંપૂર્ણ ચક્ષુરાદિ ઇન્દ્રિયો **उपासते** અર્થાત્ પોતપોતાના વ્યાપાર રૂપ (અર્થાત રૂપદર્શન તથા શબ્દ-શ્રવણ આદિક) બલિ અર્પણ કરતી સતી સેવન કરે છે. ભાવ એવો છે કે જેવી રીતે કોઇ રાજા પોતાના દેશમાં રહેવાને માટે એક નગરનો નિશ્ચય કરીને તે નગરમાં એક ઉત્તમ રાજમહેલ બનાવી પોતાની પટરાણીની સાથે નિવાસ કરીને વૈભવોનો ઉપભોગ કરે છે, અને તેની સર્વ પ્રજા નાના પ્રકારની ખેતી, વ્યાપાર, આદિ ધન્ધો કરીને રાજાને કર આપી સેવા કરે છે. તેવી રીતે પરમાત્મા રૂપ રાજા દરવાજા વાળા શરીર રૂપી નગરમાં હૃદયાકાશ રૂપ રાજમહેલની અંદર બુદ્ધિ રૂપી પટરાણીની સાથે નિવાસ કરીને, રૂપ, રસાદિક વિષયોનો ઉપભોગ કરે છે, અને ચક્ષુરાદિક ઇન્દ્રિયો રૂપી પ્રજા આત્માને રૂપાદિ વિષયોને અર્પણ કરતી સતી, અન્ય મનુષ્યપ્રજાની પેઠે, સેવા કરે છે. બે શ્રોત્ર, બે નેત્ર, બે નાસિકા, એક મુખ,

અને એક બ્રહ્મરન્ધ્ર, એવાં આઠ ઉપર, અને નાભિ, શિશ્ન, અને ગુદા એ ત્રણ નીચે–એ પ્રમાણે ૧૧ દરવાજા શરીરમાં છે.

**हंसः शुचिषद्वसुरन्तरिक्षसद्धोता वेदिषदतिथिर्दुरोणसत् ॥ नृषद्वरसदृतसद्व्योमसदब्जा गोजा ऋतजा अद्रिजा ऋतं बृहत् ॥ २ ॥**

અર્થઃ—તે આત્મા સૂર્ય રૂપ થઈને દ્યુલોકમાં વિચરનાર છે. અને વાયુરૂપે સર્વને વાસ કરાવનાર હોઇ અન્તરિક્ષમાં ગમન કરે છે. વાયુ ન હોય તો કોઇને પણ જગત્‌માં રહેવું બને નહીં એ સર્વને પ્રત્યક્ષ અનુભવ છે. અને અગ્નિ રૂપ થઇને પૃથિવી રૂપ વેદીમા વિચરનાર છે. અને અતિથિઓનાં રૂપોને ધારણ કરીને પઞ્ચયજ્ઞ તથા અગ્નિહોત્રાદિ યજ્ઞ કરનારના ઘરમાં વિચરનાર છે. વળી સર્વ મનુષ્યોમાં રહેનાર છે. તથા સર્વ દેવોમાં રહેનાર છે. તથા સત્યમાં અથવા યજ્ઞમા રહેવાર છે અને આકાશમાં ગમન કરનાર છે. અને જલચર પ્રાણી રૂપ થઇને જલમાં ઉત્પન્ન થનાર છે. તથા પૃથિવીમાં વ્રીહિ આદિ ઉદ્‌ભિજ્જ રૂપે થનાર છે. અને બહુ શું કહેવું ? અવશ્ય ફલ આપનાર કર્મના ફલરૂપ (ऋत) નાના પ્રકારના પ્રાણીરૂપે ઉત્પન્ન થાય છે. અને પર્વતોમાંથી નદી આદિ રૂપે ઉત્પન્ન થનાર છે. અને સર્વના કારણ રૂપ સર્વથી મહાન્ છે. વળી—

**सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः । एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥ क० उ० अ० २ व० ५–११॥**

અર્થઃ—સૂર્ય નાના પ્રકારના જગત્‌ના સારા કે નઠારા સર્વ પદાર્થોને દેખવાને માટે પોતાના પ્રકાશ વડે નેત્રેન્દ્રિયનો ઉપકાર કરે છે. અને નેત્ર સૂર્યના પ્રકાશની સહાયતાથી સારી અને નઠારી સર્વ વસ્તુને દેખે છે, તથાપિ સૂર્ય નેત્રથી સારી કે ખરાબ વસ્તુને દેખવાના પાપને પ્રાપ્ત થતા નથી. તેવી રીતે સંપૂર્ણ પ્રાણીઓના અન્તરાત્મા પરમેશ્વર સર્વ પ્રાણીની બુદ્ધિમાં સ્થિત થઇને તતદ્ વિષયોના પ્રકાશન દ્વારા ઉપકાર કરે છે, તથાપિ દેહના ધર્મરૂપ આધ્યાત્મિકાદિ દુઃખથી લિપ્ત થતા નથી, કેમકે તે પરમાત્મા દેહની સાથે સંબંધ રહિત છે. વળી—

**ऊर्ध्वमूलोऽवाक्शाखः एषोऽश्वत्थः सनातनः । तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ॥ क० उ० अ० २ व० ६–१ ॥**

અર્થઃ—આ પ્રત્યક્ષ સિદ્ધ સંસાર રૂપ વૃક્ષ પ્રવાહરૂપે અનાદિ છે. અને આ સંસાર રૂપ વૃક્ષનું પરબ્રહ્મ કારણ રૂપ છે અર્થાત્ સંસારવૃક્ષના મૂલ રૂપ છે. અને કાર્યોપાધિ હિરણ્યગર્ભાદિક આ સંસારવૃક્ષની નાના દિશાઓમાં ફેલાયલી શાખાઓ છે. અને આ સંસાર રૂપ વૃક્ષના મૂલ રૂપ જે પરમાત્મા છે તે જ શુદ્ધ છે, અને તે જ વ્યાપક છે, અને તે જ અવિનાશી સ્વરૂપ છે એમ કહેવાય છે. અને—

**तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन ॥ ,, ॥ २ ॥**

અર્થઃ—તે સંસારવૃક્ષના કારણ રૂપ પરમાત્મામાં સર્વ પૃથિવી આદિ ચૌદે ભુવન તથા ચરાચર પ્રાણી સ્થિત છે. અને કોઇ પણ પદાર્થ તે પરમાત્માનું અતિક્રમણ કરીને વર્તતો નથી. અર્થાત્ જેવી રીતે સુવર્ણ વિના ભૂષણ સુવર્ણરૂપનો પરિત્યાગ કરીને અન્ય રૂપને પ્રાપ્ત થતુ નથી, તેવી રીતે કોઈ પણ પ્રાણી પરમાત્મા સ્વરૂપને છોડીને અન્ય સ્વરૂપને પ્રાપ્ત થતું નથી.

વળી પરમાત્માથી સર્વ પ્રાણી ભયભીત થાય છે.

**भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।**
**भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥** क० उ० अ० २ व० ६–३ ॥

અર્થઃ—તે પરમાત્માના ભયથી અગ્નિ બાળવું તથા પ્રકાશ આદિ કરવાનું કાર્ય કરે છે. તે પરમાત્માના ભયથી સૂર્ય પ્રકાશાદિ કરે છે. અને તેના ભયથી ઇન્દ્ર વર્ષા કરે છે. અને તેના જ ભયથી વાયુ ચાલતો રહે છે. અને અગ્નિ આદિની મધ્યે પાંચમો મૃત્યુ ઈશ્વરના જ ભયથી પાપી લોકોને દણ્ડ દેવા રૂપ કર્મ કરે છે. અને આ સર્વ સમર્થોને પણ પરમાત્માનો ભય લાગે છે તો પછી બીજાનું તો કહેવું જ શું?

**अस्तीत्येवोपलब्धव्यः ।** " ॥ ६–१३ ॥

અર્થઃ—જગતના કારણ રૂપ સદ્રૂપ પરમાત્મા છે—તે પ્રકારે જ તેમને જાણવા જોઇએ. "પરમાત્મા આ પ્રકારના છે કે તે પ્રકારના છે" એમ કોઈ પરમાત્માને કહી શકે તેમ નથી. "પરમાત્મા છે" એટલું જ કહી શકે છે. વળી—

**यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति । यथा सतः पुरुषात्केशलोमानि तथाऽक्षरात्संभवतीह विश्वम् ॥** मु. उ. मु. १ ख. १–७ ॥

અર્થઃ—જેમ કરોળીઓ પોતાના શરીરમાંથી બીજાની અપેક્ષા વિના જ તન્તુને બહાર કાઢીને જાળ બનાવે છે, અને બહાર કાઢેલા તન્તુને અંદર પણ ખેંચી લે છે; અને જેવી રીતે પૃથિવીમાંથી વ્રીહિ, યવ, આદિ રૂપ ઓષધિ પૃથિવીથી અભિન્ન રૂપે જ ઉત્પન્ન થાય છે; અને જેવી રીતે જીવતા ચેતન મનુષ્યના શિરમાંથી તથા શરીરમાંથી વાળ ઉત્પન્ન થાય છે; તેવી રીતે અવિનાશી બ્રહ્મમાંથી સૃષ્ટિકાલમાં આ સંપૂર્ણ જગત્ ઉત્પન્ન થાય છે.

પરમાત્માને જગતનું ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ વેદાન્તશાસ્ત્રમાં પણ માન્યું છે. અને જેનું ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ એક હોય એવો કોઇ પણ પદાર્થ અહીં જોવામાં આવતો નથી. ઘટ મૃત્તિકા રૂપ ઉપાદાન કારણમાંથી અને કુંભાર રૂપ નિમિત્ત કારણથી ઉત્પન્ન થતો દેખાય છે. અને વસ્ત્ર સૂત્ર રૂપ ઉપાદાન કારણ અને વણકર રૂપ નિમિત્ત કારણથી બનતું જોવામાં આવે છે. તે કારણથી સર્વ પદાર્થોની ઉત્પત્તિમાં નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણ ભિન્ન જ હોવાં જોઇએ. અને જગતના એકદેશ ઘટ પટાદિક પદાર્થોની ઉત્પત્તિમાં બંને કારણ ભિન્ન છે, તો સંપૂર્ણ જગતની સૃષ્ટિ થવામાં નિમિત્ત અને ઉપાદાન કારણ એક જ કેવી રીતે? તેવી શંકા અવશ્ય થઇ શકે છે. તેનું નિવારણ કરવાને માટે કરોળીઆનું દૃષ્ટાન્ત આપવામાં આવેલું છે. જાળ બનાવવામાં પોતાના શરીરપ્રધાન થઇને જાળની પ્રતિ ઉપાદાન કારણ છે, કેમકે તેના શરીરમાંથી જાળ કાઢે છે. અને ચૈતન્યપ્રધાન થઇને પોતે જ જાલને બનાવે છે. તે કારણથી જાલની પ્રતિ તે નિમિત્ત કારણ પણ છે. તે પ્રમાણે ઈશ્વર જડ માયાપ્રધાન થઇને જગતનું ઉપાદાન કારણ છે—માયા જ જગત્ રૂપે પરિણત થઇ છે. અને ઈશ્વર ચૈતન્યપ્રધાન થઇને જગતનું નિમિત્ત કારણ પણ છે, કેમકે ઈશ્વરની ઇચ્છાથી જગતની ઉત્પત્તિ થાય છે. તેથી પ્રસક્ષ કરોળીઆના દૃષ્ટાન્તથી પરમાત્મા જગતનું ઉપાદાન તથા નિમિત્ત બંને કારણરૂપ હોવામાં

કોઇ દોષ નથી. અને સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્મા તો અક્રિય છે, તેથી પણ તે જગત્‌ની સૃષ્ટિ કરી શકે નહીં—એવી શંકા પણ બની શકતી નથી. કારણુ વેદાન્ત સિદ્ધાન્તમાં—

**जीव ईशो विशुद्धा चित्तथ जीवेशयोर्भिदा।**
**अविद्यातच्चितोर्योगः षडस्माकमनादयः ॥**

અર્થઃ—જીવ, તથા ઈશ્વર, તથા શુદ્ધ પરબ્રહ્મ, તથા જીવ અને ઈશ્વરનો ભેદ, તથા અવિદ્યા, અને બ્રહ્મનો અવિદ્યા સાથે સંબંધ—એ છ અનાદિ છે. તેમાં શુદ્ધ બ્રહ્મ અનાદિ અને અનન્ત છે અર્થાત્ ત્રણે કાળમાં બાધ રહિત છે. બાકી જે જીવાદિ પાંચ છે તે પાંચે અનાદિ છે, તથાપિ અનન્ત નથી. અન્ત(નાશ)થી રહિત નથી. અર્થાત્ સાન્ત(અન્તવાળાં) છે, કેમકે જ્યાંસુધી સંસાર છે ત્યાંસુધી જીવત્વ અને ઈશ્વરત્વ રહે છે. પરન્તુ મોક્ષઅવસ્થામાં ઈશ્વરત્વ અને જીવત્વ પણ નાશ પામે છે. તેમાં પણ જીવ અને ઈશ્વરનો ભેદ તથા અવિદ્યા તથા બ્રહ્મનો અવિદ્યા સાથે સંબંધ એ ત્રણેનો સ્વરૂપથી નાશ થાય છે, પરન્તુ જીવ અને ઈશ્વરનો એવો નાશ થતો નથી. પરન્તુ જીવત્વ અને ઇશ્વરત્વને પ્રાપ્ત કરાવનાર ઉપાધિનો જ નાશ થાય છે, કારણુ જીવ તથા ઈશ્વર બંનેનું નિરુપાધિક બ્રહ્મ સ્વરૂપ હોવાથી તેમનો નાશ થવો સંભવ નથી. પૂર્વ શ્લોકથી વેદાન્ત સિદ્ધાન્તને જાણનાર આચાર્ય લોકોએ કહેલા આ પાંચ અનાદિ પદાર્થમાંથી જે માયા ઉપાધિવાળા ઈશ્વર છે તેમને જગત્‌નું નિમિત્ત અને ઉપાદાન કારણ રૂપ કહ્યું છે. જેમકે—

**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः आकाशाद्वायुः ॥ वायोरग्निः ॥ अग्नेरापः ॥ अद्भयः पृथिवी** ॥ तै० उ० ब्र० अनु० १ ॥

અર્થઃ—"**सत्यं ज्ञानमनन्तं ब्रह्म**" આ શ્રુતિમાં સત્ય સ્વરૂપ તથા જ્ઞાન સ્વરૂપ તથા અપરિચ્છિન્ન સ્વરૂપ કહેલું જે બ્રહ્મ છે તેમાંથી આકાશ ઉત્પન્ન થયું છે. અને આકાશભાવને પ્રાપ્ત થયેલા આ આત્મામાંથી વાયુ ઉત્પન્ન થયો છે. અને વાયુ રૂપને પ્રાપ્ત થયેલા પરમાત્મામાંથી અગ્નિ (તેજ) ઉત્પન્ન થયો છે. અને અગ્નિ રૂપને પ્રાપ્ત થયેલા પરમાત્મામાંથી જલની ઉત્પત્તિ થઇ છે. અને જલ રૂપને પ્રાપ્ત થયેલા પરમાત્મામાંથી પૃથિવીની ઉત્પત્તિ થઇ છે. ઇત્યાદિક સૃષ્ટિને પ્રતિપાદન કરનારી શ્રુતિઓ, તથા '**जन्माद्यस्य यतः। वे. द. अ. १. पा. १ सू. २.।** આ જગત્‌ની ઉત્પત્તિ તથા રક્ષા અને ક્ષય જેમાં થાય છે તેનું નામ બ્રહ્મ છે ઇત્યાદિ સૂત્ર પણ, જે કોઈ સૃષ્ટિને પ્રતિપાદન કરનાર વાક્ય છે તે સર્વ માયોપાધિ વાળા પરબ્રહ્મ પરમાત્મામાંથી જ જગત્‌ની ઉત્પત્તિને કથન કરે છે "**तदैक्षत बहु स्यां प्रजायेयेति॥** छा. उ. अ. ६ ख. २-क. ३ ॥ તે સદ્રૂપ પરમાત્માએ "હુ બહુ થઈ જાઉં" એ પ્રકારે વિચાર કર્યો. **इन्द्रो मायाभिः पुरुरूप ईयते। बृ० उ० अ २. ब्रा० ५-१९॥**—પરમેશ્વર માયા વડે બહુ રૂપ થઇ જન્મ છે—ઇત્યાદિક શ્રુતિથી ઈશ્વરનું અનેક રૂપ થવું તે શાસ્ત્રસિદ્ધ છે. તેથી આકાશ રૂપ થયેલા પરબ્રહ્મથી વાયુની ઉત્પત્તિ થઇ છે. તથા વાયુ રૂપને પ્રાપ્ત થયેલા પરમાત્માથી અગ્નિ ઉત્પન્ન થયા—ઇત્યાદિક કથન અસંગત નથી.

અને જે જે ઘટાદિક કાર્ય ઉત્પન્ન થાય છે તે તેના ઉપાદાન કારણ રૂપ મૃત્તિકા સાથે અભિન્ન હોઈને ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલુ જગત્ પણ તદ્રૂપ જ

ઉત્પન્ન થાય છે. તે "यथोर्णनाभिः" એ શ્રુતિમાં "यथा पृथिव्यामोषधयः" એ દૃષ્ટાન્તથી કહ્યું છે. અને ચેતન રૂપ બ્રહ્મમાંથી જડ પ્રપઞ્ચની ઉત્પત્તિ થઈ શકતી નથી એ શંકા દૂર કરવાને માટે "यथा सतः पुरुषात्" એ દૃષ્ટાન્ત આપ્યું છે. અર્થાત્ મનુષ્ય ચૈતન્ય છે, કેશ, લોમ જડ છે, તેની ઉત્પત્તિની માફક ચેતનબ્રહ્મમાંથી જડ જગતની ઉત્પત્તિ છે. વળી-

तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते ।
अन्नात्प्राणो मनः सत्यं लोकाः ॥ मु० उ० मु० १ ख० १ मं० ८ ॥

અર્થ.—અવિનાશી પરબ્રહ્મ પરમાત્મા સૃષ્ટિ કરવાને યોગ્ય વિચાર રૂપ તપથી "एकोऽहं बहु स्याम्"–હુ એક જ છું, બહુ થઈ જાઉં—એવી ઇચ્છા વાળા થાય છે. અને તે પ્રકારની ઇચ્છા વાળા બ્રહ્મથી ઈશ્વરની ઉપાધિ રૂપ અવ્યાકૃત ઉત્પન્ન થાય છે. અને અવ્યાકૃતથી પ્રાણ અર્થાત્ હિરણ્યગર્ભની ઉત્પત્તિ થાય છે. અને પ્રાણથી સકલ્પવિકલ્પ, સંશય, નિર્ણય, આદિ રૂપ સમષ્ટિ મનની ઉત્પત્તિ થાય છે. અને મનથી સત્ય નામનાં આકાશાદિ પંચભૂતોની ઉત્પત્તિ થાય છે તે પંચભૂતોથી બ્રહ્માણ્ડના ક્રમથી પૃથિવી આદિ લોકની ઉત્પત્તિ થઇ છે. વળી—

यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमयं तपः ।
तस्मादेतद्‌ब्रह्म नाम रूपमन्नं च जायते ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—એ અક્ષર નામના સર્વજ્ઞ પરમાત્મા છે અર્થાત્ સામાન્ય રૂપે સર્વને જાણનાર છે, અને વિશેષરૂપે પણ સર્વને જાણનાર છે, અને જે બ્રહ્મનું સૃષ્ટિ કરવાને યોગ્ય સર્વ પદાર્થોના જ્ઞાન રૂપ જ તપ છે, તે સર્વજ્ઞ પરબ્રહ્મથી આ ઉપર કહેલા કાર્યબ્રહ્મ રૂપ જે હિરણ્યગર્ભ છે તે ઉત્પન્ન થાય છે. અને દેવદત્ત, કૃષ્ણદત્ત, ઈત્યાદિ નામ, તથા શુકલ, નીલ, આદિ રૂપ, અને જવ, વ્રીહિ, આદિ અન્ન પણ ઉત્પન્ન થયું છે.

વળી આત્માથી આકાશ અને વાયુ એ ક્રમથી દરેક કલ્પમાં સૃષ્ટિ ઉત્પન્ન થતી નથી. કદાપિ ક્રમ વિના એકી વખતે પણ સૃષ્ટિ થવાનું વેદમાં કહ્યું છે. જેમકે—

तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः ॥
तथाक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति ॥ मु.उ.मु.२ख.१–१॥

અર્થઃ—આ સંસારના મૂલ કારણ રૂપ જે અવિનાશી પરબ્રહ્મ પરમાત્મા છે તે સત્ય છે. જેવી રીતે સારી રીતે પ્રકટાવેલા અગ્નિમાંથી અગ્નિની સમાન સ્વરૂપ વાળી હજારો ચિનગારીઓ એક સાથે ઉડે છે, તેવી રીતે હે સોમ્ય ! અવિનાશિ બ્રહ્મમાંથી નાના પ્રકારના જીવો ઉત્પન્ન થાય છે, અને બ્રહ્મમાં જ લય પામે છે. જેવી રીતે અગ્નિની ચિનગારી અગ્નિની તુલ્ય પ્રકાશ સ્વરૂપ અને ઉષ્ણ સ્વરૂપ વાળી છે, તેવી રીતે બ્રહ્મમાંથી ઉત્પન્ન થતા જીવો પણ ચૈતન્ય રૂપ જ અર્થાત્ બ્રહ્મ સ્વરૂપ જ છે બ્રહ્મથી ભિન્ન તેમનું કાંઈ સ્વરૂપ નથી.

ઇતિ જ્ઞેયબ્રહ્મસ્વરૂપનિરૂપણ અ. ૪. સમાપ્ત.

# અધ્યાય ૫.
## જ્ઞાનસાધન નિરૂપણ.
### સર્ગ. ૧.

**જીવ ઈશ્વર સૃષ્ટ દ્વૈતવિવેચન અને જ્ઞાનદ્વારા મોક્ષપ્રાપ્તિનિરૂપણ.**

આ અધ્યાયમાં ઈશ્વરસૃષ્ટ તથા જીવસૃષ્ટ દ્વૈતના નિરૂપણ દ્વારા આત્મજ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિનું નિરૂપણ કરવામાં આવે છે.

માયા ઉપાધિ વાળા ચૈતન્યનું નામ ઈશ્વર, તથા અવિદ્યા ઉપાધિ વાળા ચૈતન્યનું નામ જીવ કહ્યું છે. તેમાં ઈશ્વરે રચેલું દ્વૈત બન્ધનનું કારણ નથી, તેથી તે મનુષ્યને બાધ કરતા નથી. માટે તેનો પરિત્યાગ કરવાની આવશ્યક્તા નથી.

આ માયા ઉપાધિવાળા પરમેશ્વરે આ સંપૂર્ણ જગતની સૃષ્ટિ કરી. અને પછી—

**कृत्वा रूपान्तरं जैवं देहे प्राविशदीश्वरः ।**
**इति ताः श्रुतयः प्राहुर्जीवत्वं प्राणधारणात् ॥** पंच० प्र० ४–१० ॥

અર્થઃ—ઈશ્વરે આ જગતની સૃષ્ટિ કરીને પછી જીવ રૂપ થઇ તેમાં પ્રવેશ કર્યો એવું શ્રુતિ કહે છે. અને પ્રાણાદિના સ્વામી થઇને પ્રાણાદિ પ્રતિ જે પ્રેરકપણું છે તે જ પ્રાણધારણ છે. અને પ્રાણધારણ કરવાથી ઈશ્વરનું જીવત્વ છે. અને—

**तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ॥**–આ સંપૂર્ણ પ્રાણીઓની સૃષ્ટિ કરીને તેમાં જીવરૂપે પ્રવેશ કર્યો–આ શ્રુતિ જીવ રૂપે ઈશ્વરના પ્રવેશનું કથન કરે છે. અને—

**चैतन्यं यदधिष्ठानं लिंगदेहश्च यः पुनः ।**
**चिच्छाया लिंगदेहस्था तत्संघो जीव उच्यते ॥** " ॥ ११ ॥

અર્થઃ—લિંગદેહની કલ્પનાના અધિષ્ઠાન રૂપ કૂટસ્થ ચૈતન્ય, તથા કૂટસ્થમાં કલ્પિત લિંગ દેહ, અને લિંગદેહમાં વર્તમાન ચૈતન્યના પ્રતિબિંબરૂપ ચિદાભાસ–એ ત્રણેના સમૂહને જીવ કહે છે.

અને પરમેશ્વરથી ભિન્ન સર્વ જગતના પદાર્થ જડ છે. ઈશ્વરની સત્તા સ્ફૂર્તિ વિના કોઇ પદાર્થની પણ સત્તા અને સ્ફૂર્તિ હોવાનો સંભવ નથી. તેથી સૃષ્ટિ કરેલા પદાર્થમાં ઈશ્વરનો પ્રવેશ નિશ્ચિત છે.

**माहेश्वरी तु माया या तस्या निर्माणशक्तिवत् ।**
**विद्यते मोहशक्तिश्च तं जीवं मोहयत्यसौ ॥** " ॥ १२ ॥

અર્થઃ—પરમેશ્વરની માયાશક્તિમાં જેવી રીતે જગતની સૃષ્ટિ કરવાનું સામર્થ્ય છે, તેવી રીતે બીજાને મોહિત કરવાની પણ તેમાં શક્તિ છે. તે માયાશક્તિ જીવને મોહિત કરી દે છે. અર્થાત્ જીવને સચ્ચિદાનન્દ સ્વરૂપના જ્ઞાન રહિત (શૂન્ય) કરી દે છે.

**तदेतज्जडं मोहात्मकम् ॥**–આ માયા જડ અને મોહ રૂપ છે અર્થાત્ બીજાને મોહિત કરનારી છે–આ શ્રુતિ માયાને જડ સ્વરૂપ તથા મોહશક્તિ વાળી કહે છે. અને—

**मोहादनीशतां प्राप्य मग्नो वपुषि शोचति ।**
**ईशसृष्टमिदं द्वैतं सर्वमुक्तं समासतः ॥** " ॥४–१३॥

અર્થ —મોહથી ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરવામા અને અનિષ્ટનો પરિહાર કરવામાં અસામર્થ્ય રૂપ અનીશતાને પ્રાપ્ત થઇને શરીરમાં તાદાત્મ્યાભિમાન અર્થાત્ હું દેહ રૂપ છુ એ પ્રકારના અભિમાનને પ્રાપ્ત થઈ શોક કરે છે-' હુ દુખી છું" એ પ્રકારનુ અભિમાન કરે છે. આ પ્રમાણે ઇશ્વરે રચેલા સર્વ દ્વૈતનું સક્ષેપથી કથન કરવામાં આવ્યું. અને—

ईशकार्यं जीवभोग्यं जगद् द्वाभ्यां समन्वितम् ।
पितृजन्या भर्तृभोग्या यथा योषित्तथेष्यताम् ॥ ॥ १८ ॥

અર્થ —જેવી રીતે સ્ત્રીને પિતાએ ઉત્પન્ન કરી છે છતાં પતિની ભોગ્ય થાય છે, તેવી રીતે આ જગતના પદાર્થો પણ ઇશ્વરનુ કાર્ય છે. અર્થાત્ ઇશ્વરથી ઉત્પન્ન થાય છે અને જીવના ભોગ્ય છે. જગતના પદાર્થોની ઇશ્વરે સૃષ્ટિ કરી છે, તથાપિ તેમાં ભોગ્યત્વનું સ્વરૂપ જીવે નિર્માણ કરેલુ છે. અને જીવે તેને પોતાના કર્માનુસાર ભોગ્ય માન્યુ છે. વળી—

मायावृत्त्यात्मको हीशसंकल्पः साधनं जनौ ।
मनोवृत्त्यात्मको जीवसंकल्पो भोगसाधनम् ॥ ॥ १९ ॥

અર્થ.-માયાની વૃત્તિ રૂપ ઇશ્વરનો સકલ્પ જગત્‌ની ઉત્પત્તિમા કારણ છે અર્થાત્ માયાની વૃત્તિ રૂપ સકલ્પથી ઇશ્વર સૃષ્ટિકર્તા છે, અને મનની વૃત્તિ રૂપ જીવનો સંકલ્પ ભોગસાધન છે. અર્થાત્ ઇશ્વરે બનાવેલી સૃષ્ટિમા મનના સકલ્પથી જીવ ભોગ્યતા, ઉત્પન્ન કરી તેમને ભોગસાધન બનાવે છે વળી—

ईशनिर्मितमण्यादौ वस्तुन्येकविधे स्थिते ।
भोक्तृधीवृत्तिनानात्वात्तद्भोगो बहुधेष्यते ॥ ॥ २० ॥

અર્થઃ—ઇશ્વરે નિર્માણ કરેલા મણિના રૂપને કોઇ પણ જુઓ. તોપણ તેનું રૂપ એક રૂપ જ રહે છે કોઇને ચમકદાર, બીજાને કાળુ અથવા કુરૂપ દેખાતુ નથી તથાપિ મણિના ભોક્તા લોકોની બુદ્ધિના ભેદથી મણિનો ભોગ પણ અનેક પ્રકારનો જોવામાં આવે છે.

हृष्यत्येको मणिं लब्ध्वा क्रुध्यत्यन्यो ह्यलाभतः ।
पश्यत्येव विरक्तोऽत्र न हृष्यति न कुप्यति ॥ ॥ २१ ॥

અર્થ —કોઈ મણિને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યને મણિ પ્રાપ્ત થવાથી તેને હર્ષ થાય છે, અને કોઇને મણિ નહીં મળવાથી ક્રોધ થાય છે. અને કોઈ વિરક્ત મનુષ્યને મણિને જોઇ હર્ષ કે ક્રોધ કાંઈ થતુ નથી

प्रियोऽप्रिय उपेक्ष्यश्चेत्याकारा मणिगास्त्रय ।
सृष्टा जीवैरीशसृष्टं रूपं साधारणं त्रिषु ॥ ॥ २२ ॥

અર્થ.—જેને મણિ મળ્યો છે તેને મણિ વિષયમા પ્રિય, તથા જેને મળ્યો નથી તેને અપ્રિય, અને વિરક્તને ઉપેક્ષ્ય-એ ત્રણ સ્વરૂપ જીવોએ રચેલાં છે. ઇશ્વરે જ્યારે મણિની સૃષ્ટિ કરી ત્યારે મણિનું જે અસલ રૂપ હતુ તે ત્રણે દીઠેલા મણિમાં સમાન છે. તેમાં કોઇ ભેદ નથી વળી—

भार्या स्नुषा ननान्दा च याता मातेत्यनेकधा ।
प्रतियोगिधिया योषिद्भिद्यते न स्वरूपतः ॥ ॥ २३ ॥

અર્થઃ—પત્ની તથા સ્નુષા (પુત્રવધુ) તથા નણંદ તથા દેરાણી તથા માતા ઇત્યાદિ પ્રતિયોગીના ભેદથી અર્થાત્ પતિ, શ્વશુર, આદિની અપેક્ષાથી જ એક જ સ્ત્રીમાં ભેદ પડે છે. સ્ત્રીના સ્વરૂપથી તો કોઇ ભેદ નથી. પતિ જુએ ત્યારે સ્ત્રીનું કોઈ સ્વરૂપ, અને શ્વશુર જુએ ત્યારે અન્ય સ્વરૂપ, તથા પુત્ર જુએ ત્યારે ત્રીજું સ્વરૂપ–એવી કોઈ વાત નથી. માંસની બનેલી પુતળી રૂપ સ્ત્રી અન્ય છે, મનની કલ્પેલી સ્ત્રી અન્ય છે. તેમાં માસની પુતળી રૂપ સ્ત્રીનો કોઈ ભેદ નથી, છતા પણ મનોમયી સ્ત્રીનો ભેદ હોય છે જેવી રીતે માંસમયી સ્ત્રી જૂદી છે અને મનોમયી સ્ત્રી જૂદી છે, તેવી રીતે ઘટાદિક પદાર્થ પણ બે પ્રકારના છે.

વળી જેવી રીતે પિગળાવીને મૂષા(બીબા)માં રેડેલી ચાંદી આદિ ધાતુ તે બીબાના આકાર જેવી થઈ જાય છે, અને જેવી રીતે પદાર્થને પ્રકાશ કરનાર સૂર્યાદિનો પ્રકાશ, પ્રકાશ કરવા યોગ્ય ઘટાદિના આકાર જેવો થઇ જાય છે, તેવી રીતે સર્વને પ્રકાશ કરનારી બુદ્ધિ પણ બાહ્ય ઘટાદિ પદાર્થોના આકાર વાળી થઈ જાય છે. અને જ્યારે બુદ્ધિ ઘટાકાર થઈ જાય છે, ત્યારે ઘટની શકલ મનમાં ઉતરી જાય છે. તેનુ નામ **મનોમય ઘટ** છે. અને માટીનો ઘટ તો પહેલાંથી છે, પણ બુદ્ધિ ઘટાકાર થઇને ઘટની શકલને મનમા આણી–આ મનોમય બીજો ઘટ છે. આ પ્રમાણે હોવાથી—

**सत्येवं विषयौ द्वौ स्तो घटौ मृन्मयधीमयौ ।**
**मृन्मयो मानमेयः स्यात् साक्षिभास्यस्तु धीमय ॥ „ ॥ ३१ ॥**

અર્થઃ—ઘટ માટીનો તથા બુદ્ધિમય એમ બે પ્રકારનો ઘટ છે. જે મૃતિકાનો ઘટ છે તે પ્રમાતાથી ભાસવા યોગ્ય છે અર્થાત્ મનોવૃત્તિ દ્વારા પ્રમાજ્ઞાનનો વિષય છે. ચિદાભાસ સહિત અન્તઃકરણની વૃત્તિનુ નામ **પ્રમાણ** છે. અને પ્રમાજ્ઞાનનો કર્તા જીવ છે. અને જે ધીમય ઘટ છે તે **સાક્ષિભાસ્ય** છે. અને અવિદ્યાની વૃત્તિ દ્વારા અથવા અંદર ઉત્પન્ન થયેલી વૃત્તિદ્વારા જેને સાક્ષી પ્રકાશે છે તે અર્થાત્ સ્વપ્ન, સુખ, દુઃખ, કામાદિ મનોમય પદાર્થ સર્વ **સાક્ષિભાસ્ય** છે. વળી—

**अन्वयव्यतिरेकाभ्यां धीमयो जीवबन्धकृत् ।**
**सत्यस्मिन्सुखदुःखे स्तस्तस्मिन्नसति न द्वयम् ॥ पंच० प्र० ४–३२ ॥**
**असत्यपि च बाह्यार्थे स्वप्नादौ बध्यते नरः ।**
**समाधिसुप्तिमूर्छासु सत्यप्यस्मिन्न बध्यते ॥ „ ॥ ३३ ॥**

અર્થઃ—આ જીવે બનાવેલુ માનસ જગત્ એ જ જીવને બન્ધન રૂપ છે, અને માનસ પ્રપંચ ન હોતાં જીવને બન્ધન પણ નથી. આ અન્વય અને વ્યતિરેકથી માનસપ્રપંચ જીવના બન્ધનનું કારણ છે એવો નિશ્ચય થાય છે. માનસ પ્રપંચ હોતાં જ બન્ધન હોવું તે **અન્વય** છે. અને માનસપ્રપંચ ન હોતાં બન્ધન ન હોવું તે વ્યતિરેક છે. કેમકે સ્વપ્નમાં પ્રતિકૂલ હસ્તિ આદિ બાહ્ય પદાર્થ નહીં હોવા છતા પણ મનુષ્ય ભયાદિ યુક્ત થાય છે. અને તેવી રીતે અનુકૂળ સ્ત્રી આદિ બાહ્ય પદાર્થ સ્વપ્નમાં નહીં હોવા છતાં પણ સ્વપ્નમાં દીઠેલી માનસિક સ્ત્રીથી મનુષ્ય સુખી થાય છે. અને સમાધિ તથા સુષુપ્તિ અને મૂર્છામાં બાહ્ય પદાર્થ હોવા છતાં પણ મનુષ્ય સુખદુઃખથી બંધાતો નથી, કેમકે સમાધિમાં બેઠો

હોય અથવા નિદ્રામાં સૂતેલો કે મૂર્છામાં પડેલો હોય અને તેની પાસે કોઇ વાઘ જઇને ઉભો રહે તોપણુ તેને કોઇ ભય લાગતો નથી. જો બાહ્ય વાઘ ભયનું કારણુ હોત તો તે સમયે વાઘ તેની પાસે ઉભો જ હતો. માટે નિશ્ચય થાય છે કે બાહ્ય પદાર્થ બન્ધનનું કારણુ નથી. વળી—

**दूरदेशं गते पुत्रे जीवत्येवात्र तत्पिता ।**
**विप्रलंभकवाक्येन मृतं मत्वा प्ररोदिति ॥ ,, ॥ ३४ ॥**
**मृतेऽपि तस्मिन्वार्तायामश्रुतायां न रोदिति ।**
**अतः सर्वस्य जीवस्य बन्धकृन्मानसं जगत् ॥ ,, ॥ ३५ ॥**

અર્થ:—કોઇનો પુત્ર દૂર દેશમાં ગયો હોય ત્યાં તે જીવતો છે. તથાપિ કોઈ ઠગ મનુષ્ય આવીને તેને "તમારો પુત્ર મરી ગયો" એવું કહે તો તે સત્ય માની રડે છે. અને કદાપિ ખરેખર પુત્ર મરી ગયો હોય, છતાં પણુ જો તે વાત સાંભળવામાં ન આવે તો તે રડતો નથી. માટે સર્વ જીવને બન્ધનનુ કારણુ માનસિક જગત્ છે એવો નિશ્ચય થાય છે.

આ પ્રમાણે જો માનસિક જગત્ જીવને બન્ધનનું કારણુ હોય તો યોગાભ્યાસથી મનનો નિરોધ કરવાથી જ બન્ધનની નિવૃત્તિ થશે. બ્રહ્મજ્ઞાનથી શું પ્રયોજન? એવી શંકા થઇ શકે છે. પરન્તુ યોગાભ્યાસથી મનનો કેવળ નિરોધ કરવા માત્રથી દ્વૈતની તાત્કાલિક નિવૃત્તિ થાય છે. તથાપિ—

**तात्कालिकद्वैतशान्तावप्यागामिजनिक्षयः ।**
**ब्रह्मज्ञानं विना न स्यादिति वेदान्तडिंडिमः ॥ ,, ॥ ३६ ॥**

બ્રહ્મજ્ઞાન વિના દ્વૈતની અત્યન્ત નિવૃત્તિ થતી નથી એવો વેદાન્તનો ઢંઢેરો છે. વળી—

**ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः । श्वे० उ० अ० २-१५ ॥**

અર્થ:—પરમાત્મા રૂપ દેવને જાણીને સંપૂર્ણ પાશથી છૂટી જવાય છે. વળી "**ज्ञात्वा देवं सर्वपाशापहानिः ।**" શ્વે૦ ઉ૦ અ૦ ૧-૧૧ ॥—પરમાત્મા રૂપ દેવને જ જાણીને જ સર્વ પાપોનો નાશ થાય છે. વળી "**ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ।**"—કલ્યાણુ-સ્વરૂપ પરમાત્માને જાણુવાથી મોક્ષ રૂપ અત્યન્ત શાન્તિને પ્રાપ્ત થાય છે. વળી—

**यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।**
**तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति । ,, ॥ ६-२० ॥**

અર્થ:—જ્યારે મનુષ્ય આ આકાશને ચર્મની પેઠે લપેટી લેશે, ત્યારે પરમાત્મા રૂપ દેવને ન જાણ્યા છતાં પણુ દુઃખનો અન્ત પ્રાપ્ત થશે અર્થાત્ કોઈ એવો સમર્થ નથી કે જે આ આકાશને ચર્મની પેઠે લપેટી શકે. તે જેમ અસંભવ છે, તેવી રીતે પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના કોઈ દુઃખની નિવૃત્તિ અને આનન્દની પ્રાપ્તિ કરી શકે તે વાત અસંભવિત છે. ભાવ એવો છે કે પરમાત્માના જ્ઞાનથી જ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. વળી—

**यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म न श्लिष्यते ॥**
**छा० अ, ४ ख० १४-३ ॥**

અર્થ:—જેવી રીતે કમલનું પાંદડું જલથી લેપાયમાન થતું નથી, તેવી રીતે બ્રહ્મવેત્તાને પાપને સ્પર્શ થતો નથી. વળી—

**तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते ॥**

છાં૦ ઉ૦ અ૦ ૫. ખ૦ ૨૪–૩ ॥

અર્થ:—જેવી રીતે અગ્નિમાં નાંખેલું કોમળ ઘાસ શીઘ્ર બળી જાય છે, તેવી રીતે આ તત્ત્વવેત્તાનાં સર્વ પાપ બળી જાય છે. વળી—

**तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ श्वे.उ.अ.३–८ ॥**

અર્થ:—તે જ પરમાત્માને જાણીને મૃત્યુને તરી જાય છે. મોક્ષને માટે પરમાત્માના જ્ઞાન સિવાય બીજો માર્ગ છે જ નહીં. વળી—

**एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥**

क० उ० अ० २–५–१२ ॥

અર્થ:—પરમાત્મા સજાતીય આદિ ભેદથી રહિત છે. અને સંપૂર્ણ જગત્ તેમના વશમાં વર્તે છે અને સર્વ પ્રાણીઓના અન્તરાત્મા છે. જે પરમાત્મા ભેદ રહિત પોતાના એક રૂપને ઉપાધિ દ્વારા નાના પ્રકારનું કરે છે, તે બુદ્ધિમાં સ્થિત પરમાત્માને જે વિવેકી લોક ગુરૂના ઉપદેશની અનન્તર સાક્ષાત્કાર કરે છે ( **अनुपश्यन्ति** ), તે સાક્ષાત્કાર કરનારને જ હમેશાં રહેનાર આત્માનન્દ રૂપી સુખ મળે છે, અન્ય કોઇને મળતું નથી વળી—

**यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।**
**अथ मर्त्योऽमृतो भवत्येतावदनुशासनम् ॥**  ,,  २–६–१५ ॥

અર્થ:—જે કાળમાં અધિકારી મનુષ્યના હૃદયમાં સ્થિત અવિદ્યાના કાર્ય રૂપ “ આ મારૂં શરીર છે, આ મારૂં ધન છે, હું સુખી છું, હું દુઃખી છું ” ઇત્યાદિ જે અવિદ્યા-વૃત્તિઓ દૃઢ ગાંઠની માફક સ્થિત છે તે જીવિત અવસ્થામાં જ ભેદન થઇ જાય છે ( તૂટી જાય છે ) અર્થાત્ મૂલાજ્ઞાન રૂપ કારણની નિવૃત્તિથી નિવૃત્ત થાય છે, ત્યારે આ જીવ મુક્ત થાય છે. અને જીવબ્રહ્મના એકત્વજ્ઞાનથી હૃદયગ્રન્થિના નાશ દ્વારા બ્રહ્મભાવની પ્રાપ્તિ પર્યન્ત જ વેદાન્તશાસ્ત્રનો ઉપદેશ ( **अनुशासनम्** ) છે, તેથી અધિક નથી એ તાત્પર્ય છે. વળી—

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥**  मु० उ० मु० २–२–८ ॥

અર્થ:—તે પરબ્રહ્મ સ્વરૂપ તથા અપરબ્રહ્મ સ્વરૂપ, અથવા કારણ તથા કાર્ય સ્વરૂપ, અર્થાત્ સર્વ રૂપ બ્રહ્મને “ તે જ હું છું ” એ પ્રકારે સાક્ષાત્કાર કરવાથી વિવેકી મનુષ્યના હૃદયની ગ્રન્થિ અર્થાત્ ચૈતન્ય અને અહંકારના તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થાય છે. જ્ઞેય રૂપ બ્રહ્મ વિષયમાં જે સંશય હોય છે તે પણ સર્વ નિવૃત્ત થાય છે, અને સંચિત અને આગામિ કર્મોનો નાશ પણ થાય છે. વળી—

**तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥वे.द.अ.४पा.१–१३॥**

અર્થઃ—તે બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં, જ્ઞાન પ્રાપ્ત થતા પહેલાંનાં જે સંચિત પાપ છે તે નાશ પામે છે. અને તે પછી થનારાં જે પાપ છે તેનો જ્ઞાનીની સાથે સંબંધ જ થતો નથી, કેમકે "यथा पुष्करपलाश" ઇત્યાદિ શ્રુતિમાં તેમ કહ્યું છે.

અને પાપકર્મનો સંબન્ધ નહીં છતાં પણ પુણ્યકર્મનો ભોગ હોવાનો સંભવ છે એવી શંકા થઈ શકે છે તેની નિવૃત્તિને માટે આગલું સૂત્ર. કહે છે:—

इतरस्याप्येवमसंश्लेषः पाते तु ॥ ॥ १४ ॥

અર્થઃ—જેવી રીતે સંચિત પાપકર્મનો નાશ, અને આગામિ પાપકર્મનો અસંબન્ધ કહ્યો છે, તેવી રીતે આત્મજ્ઞાન થતાં સંચિત પુણ્યકર્મનો નાશ, અને આગામિ પુણ્યકર્મનો અસંબન્ધ પણ થાય છે. વળી—

उभे उ हैवैष एते तरति ॥ बृ० उ० अ० ४-४-२२ ॥

અર્થઃ—તત્ત્વવેત્તા (બ્રહ્મસાક્ષાત્કારવાળા) પુણ્ય અને પાપ એ બંને પ્રકારનાં કર્મફલોને તરી જાય છે. આ શ્રુતિ તત્ત્વવેત્તાને પુણ્ય અને પાપ એ બંને પ્રકારનાં કર્મફલોના ભોગનો અભાવ બતાવે છે.

પરન્તુ આત્મજ્ઞાનથી સંચિત અને આગામિ કર્મનો જ નાશ થાય છે, પ્રારબ્ધ કર્મનો નાશ થતો નથી.

भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते ॥ वे० द० अ० ४ पा० १-१९ ॥

અર્થઃ—પ્રારબ્ધ કર્મના ફલને ભોગ વડે સમાપ્ત કરીને તત્ત્વવેત્તા પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. "अथ संपत्स्ये" छा० उ० अ० ६-१४-२ ॥—પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા બાદ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. અને વળી "ब्रह्मैव सन्ब्रह्माप्येति" (बृ० उ० अ० ४-४-६)—અજ્ઞાન અવસ્થામાં પણ બ્રહ્મ રૂપ હોઈ ભ્રમની નિવૃત્તિ દ્વારા બ્રહ્મની પ્રાપ્તિ થાય છે (પ્રાપ્તની જ પ્રાપ્તિ થાય છે). જેવી રીતે કોઇને કણ્ઠમાં બાંધેલું ભૂષણ ખોવાઈ ગયું એવો ભ્રમ થયો હોય, ફરી સ્મરણ થવાથી "મળી ગયું" એમ કહે છે. તેવી રીતે બ્રહ્મની પણ પ્રાપ્તની પ્રાપ્તિ છે. વળી—

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ भ० गी० अ० ४-१९ ॥

અર્થઃ—જે તત્ત્વવેત્તાનું કર્મફલના સંકલ્પથી રહિત છે, અને જ્ઞાન રૂપી અગ્નિથી જેણે કર્મને બાળી નાંખ્યાં છે, તેને બુદ્ધિમાન્ લોકો પણ્ડિત કહે છે. ગીતાનો શ્લોક પણ આ ભાવ અર્થાત્ આત્મજ્ઞાનથી પુણ્ય તથા પાપ રૂપ કર્મનો નાશ બતાવે છે:—

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ,, ॥ ४-३७ ॥

અર્થઃ—જેવી રીતે કાષ્ટમાં લાગેલો અગ્નિ કાષ્ટને ભસ્મ કરી નાખે છે, તેવી રીતે જ્ઞાન રૂપી અગ્નિ પુણ્ય અને પાપ રૂપ સર્વ કર્મને ભસ્મ કરી નાંખે છે.

ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ,, ॥ ४-३९ ॥

અર્થઃ—જ્ઞાનને પ્રાપ્ત કરી મોક્ષ રૂપ પરમ શાન્તિને પ્રાપ્ત થાય છે. વળી—

गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ ,, ॥ ५-१७ ॥

અર્થ:—જ્ઞાન વડે જેણે પાપોને ધોઇ નાંખ્યાં છે અર્થાત્ દૂર કર્યાં છે તે લોક અપુનરાવૃત્તિ(મોક્ષ)ને પ્રાપ્ત થાય છે. વળી—

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।

छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ ,, ॥ ५-२५ ॥

અર્થ:—નિષ્કામ કર્મદ્વારા જેના ચિત્તના દોષ નિવૃત્ત થઇ ચૂકયા છે અને તે કારણથી સૂક્ષ્મ વસ્તુનું વિવેચન કરવામાં જે સમર્થ છે, અને શ્રવણાદિ સાધનથી જેણે સંશયને નિવૃત્ત કર્યાં છે, અને નિદિધ્યાસન પરિપક્વ થવાથી પરમાત્મામાં એકાગ્ર ચિત્તવાળા છે અને દ્વૈત નિવૃત્ત થવાથી સંપૂર્ણ પ્રાણીઓના હિતમાં જે પ્રીતિવાળા છે એવા બ્રહ્મવેત્તા એક નિર્વાણ બ્રહ્મને પ્રાપ્ત કરે છે—ઇત્યાદિ અનેક પ્રકારની શ્રુતિ અને સ્મૃતિ પણ આત્મજ્ઞાનથી જ મોક્ષની પ્રાપ્તિ બતાવે છે.

અને ઈશ્વરે રચેલા દ્વૈતના મિથ્યાત્વનો નિશ્ચય કરવાથી જ આત્મજ્ઞાન થાય છે. બાહ્ય દ્વૈતપ્રપંચનો કોઈ અભાવ થવાની આવશ્યકતા નથી.

અને જીવસૃષ્ટિ રૂપ દ્વૈત બે પ્રકારનું છે તે નીચે પ્રમાણે છે.

जीवद्वैतं तु शास्त्रीयमशास्त्रीयमिति द्विधा ।

उपाददीत शास्त्रीयमातत्त्वस्यावबोधनात् ॥ पंच० प्र० ४-४३ ॥

અર્થ:—જીવે રચેલું દ્વૈત શાસ્ત્રીય અને અશાસ્ત્રીય ભેદથી બે પ્રકારનું છે. તેમાં જે શાસ્ત્રીય દ્વૈત છે તેનો તત્ત્વજ્ઞાન થતાં સુધી સ્વીકાર કર્યો છે. છે શાસ્ત્રીય દ્વૈત નીચે પ્રમાણે છે.

आत्मब्रह्मविचाराख्यं शास्त्रीयं मानसं जगत् ।

बुद्धे तत्त्वे तच्च हेयमिति श्रुत्यनुशासनम् ॥ ,, ॥ ४४ ॥

અર્થ:—આત્મતત્ત્વના શ્રવણાદિ રૂપ વિચાર નામનું જે શાસ્ત્રીય માનસ જગત્ છે તે તત્ત્વજ્ઞાન સુધી ગ્રહણ કરવું યોગ્ય છે. અને તત્ત્વજ્ઞાન થયા બાદ તે પણ પરિત્યાગ કરવા યોગ્ય છે એવી શ્રુતિ ભગવતીની આજ્ઞા છે. શાસ્ત્રોનું અધ્યયન કરીને પછી શાસ્ત્રોનો પરિત્યાગ કરવો જોઇએ એ પહેલાં કહ્યું છે. વળી—

अशास्त्रीयमपि द्वैतं तीव्रं मन्दमिति द्विधा ।

कामक्रोधादिकं तीव्रं मनोराज्यं तथेतरत् ॥ ,, ॥ ४९ ॥

અર્થ:—અશાસ્ત્રીય જીવદ્વૈત પણ તીવ્ર તથા મન્દ એવા બે પ્રકારનું હોય છે. તેમાં કામક્રોધાદિ **તીવ્ર દ્વૈત** કહેવાય છે, અને મનોરાજ્ય **મન્દ દ્વૈત** કહેવાય છે.

उभयं तत्त्वबोधात्प्राङ् निवार्यं बोधसिद्धये ।

शमः समाहितत्वं च साधनेषु श्रुतं यतः ॥ ,, ॥ ५० ॥

અર્થ:—જ્ઞાનની પ્રાપ્તિ થવાને માટે આ બંને પ્રકારના અશાસ્ત્રીય દ્વૈતનું શ્રવણાદિનું અનુષ્ઠાન કરતા પહેલાં જ નિવારણ કરવું જોઈએ, કેમકે શમ તથા સમાધાનને પણ સાધનમાં કહ્યાં છે અર્થાત્ શમાદિ સાધનવાળાને જ શ્રવણમાં અધિકાર કહ્યો છે.

बोधादूर्ध्वं च तद्धेयं जीवन्मुक्तिप्रसिद्धये ।
कामादिक्लेशबन्धेन युक्तस्य न हि मुक्तता ॥ ,, ॥४-५१॥

અર્થ.—આત્મજ્ઞાન થવાને માટે કામક્રોધાદિનો પરિત્યાગ કરવો જોઇએ. પરન્તુ જ્ઞાન થયા બાદ તેમનો સ્વીકાર કરવામાં શી હાનિ છે એમ કોઇને શંકા થાય. પરન્તુ તે બને નહીં, કેમકે જ્ઞાન થયા પછી પણ જીવન્મુક્તિને માટે કામક્રોધાદિનો પરિત્યાગ કરવો જ જોઇએ. કેમકે કામક્રોધાદિ ક્લેશથી યુક્ત મનુષ્યની મુક્તતા નથી અર્થાત્ કામાદિ દોષવાળાનો મોક્ષ થવાનો નથી.

યદિ જીવન્મુક્તિ નહીં મળે તો હરકત નથી, વિદેહમુક્તિથી હું કૃતાર્થ છું એમ કહો તો તે પણ બને નહીં, કારણ કે—

तत्त्वं बुद्ध्वापि कामादीन्निःशेषं न जहाति चेत् ।
यथेष्टाचरणं ते स्याद्धर्मशास्त्रातिलंघिनः ॥ ,, ॥ ५४ ॥

અર્થ:—જો તત્ત્વજ્ઞાની થઈને કામક્રોધાદિનો પરિત્યાગ નહીં કરે તો તત્ત્વવેત્તાપણાના અભિમાનથી વિધિ તથા નિષેધ રૂપ શાસ્ત્રનું અતિક્રમણ કરીને કામક્રોધાદિને આધીન થઈ વર્તનાર તારું વર્તન યથેષ્ટાચરણ થશે. વળી—

बुद्धाद्वैतस्वतत्त्वस्य यथेष्टाचरणं यदि ।
शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचिभक्षणे ॥ ,, ॥ ५५ ॥

અર્થ:—અદ્વૈત સ્વરૂપ તત્ત્વને જાણેલા તત્ત્વવેત્તાનું જો યથેષ્ટાચરણ થાય તો અપવિત્ર વસ્તુનું ભક્ષણ પણ તેનાથી થશે. અને તેમ થતાં તત્ત્વવેત્તા અને કૂતરામાં કોઇ ભેદ નહીં રહે. અર્થાત્ બંને તુલ્ય થશે. વળી—

बोधात्पुरा मनोदोषमात्रात्क्लिश्नास्यथाऽधुना ।
अशेषलोकनिन्दा चेत्यहो ते बोधवैभवम् ॥ ,, ॥ ५६ ॥

અર્થ:—આત્મજ્ઞાન થયા પહેલાં કામક્રોધાદિ દોષનો જ ક્લેશ હતો. હવે તત્ત્વજ્ઞાન થયા બાદ સંપૂર્ણ લોકોની નિન્દા પણ થઈ, તેને પણ સહન કરવી પડશે. આ તારા તત્ત્વજ્ઞાનનો ઘણો ભારે મહિમા છે, કેમકે જ્ઞાન થવાથી ક્લેશ બમણો થયો.

विड्वराहादितुल्यत्वं मा कांक्षीस्तत्त्वविद्भवान् ।
सर्वधीदोषसंत्यागाल्लोकैः पूज्यस्व देववत् ॥ ,, ॥ ५७ ॥

અર્થ:—આપ તત્ત્વવેત્તા મલ ખાનાર સુઅરની તુલ્ય થવાની ઇચ્છા ન કરો. અને કામક્રોધાદિ સર્વ બુદ્ધિદોષોનો પરિત્યાગ કરીને લોકમાં દેવતાની તુલ્ય પૂજ્ય થાઓ.

કામાદિની તુલ્ય મનોરાજ્યને પણ "ध्यायतो विषयान्पुंसः" ઇત્યાદિ શાસ્ત્રથી ભગવાને દોષવાળું કહ્યું છે. આ મનોરાજ્યને પણ નિર્વિકલ્પ સમાધિ વડે પરિત્યાગ કરવું જોઇએ.

આ પ્રમાણે ઇશ્વરે રચેલા બાહ્ય દ્વૈતપ્રપંચમાં મિથ્યાત્વનો નિશ્ચય કરીને જીવદ્વૈત મધ્યે શ્રવણાદિ રૂપ શાસ્ત્રીય દ્વૈત તત્ત્વજ્ઞાન સુધી સ્વીકાર કરીને, તે પછી તેનો પણ ત્યાગ કરવો

જોઈએ. અને અશાસ્ત્રીય કામક્રોધાદિનો તથા અન્ય ભોગ્ય પદાર્થમાં ભોગ્યત્વબુદ્ધિથી તેની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં થતા હર્ષ અને શોકાદિનો હમેશાં પરિત્યાગ કરવો જોઇએ.

આ પ્રમાણે સૃષ્ટિ કરવાને માટે પરમેશ્વરનું જે ઈક્ષણ છે ત્યાંથી લઈને પ્રાણીની સૃષ્ટિ કરીને તે પ્રાણીમાં જીવ રૂપે પ્રવેશ થવા સુધીની જે સૃષ્ટિ છે તે ઈશ્વરે કરી છે. જાગ્રત અવસ્થાથી લઈને મોક્ષ પર્યન્તનો જે સંસાર છે તે જીવની કલ્પના કરેલી છે.

ઈતિ ઈશ્વર તથા જીવ સૃષ્ટ દ્વૈત આદિ નિરૂપણ અ. ૫. સ. ૧. સમાપ્ત.

## અધ્યાય ૫. સર્ગ ૨.

### પંચકોશવિવેક.

સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરાદિકનું કારણ અવિદ્યાને કહ્યું છે. તેથી અવિદ્યાને કારણ શરીર કહ્યું છે. તે કારણથી શરીરમાં અભિમાન વાળા જીવનું નામ **પ્રાજ્ઞ** છે, અને સમષ્ટિ કારણ શરીરોપાધિ વાળા ચૈતન્યને ઈશ્વર કહે છે.

**तमः प्रधानप्रकृतेस्तद्भोगायेश्वराज्ञया ।**
**वियत्पवनतेजोम्बुभुवो भूतानि जज्ञिरे ॥** पंच० प्र० १–१८ ॥

અર્થ:—તે પ્રાજ્ઞના ભોગને માટે અર્થાત્ સુખ દુઃખોના અનુભવને માટે તમોગુણ પ્રધાન પ્રકૃતિથી ઈશ્વરની આજ્ઞાથી આકાશથી લઇને પૃથિવી સુધીનાં પંચભૂતોની ઉત્પત્તિ થઇ છે. અને—

**सत्त्वांशैः पञ्चभिस्तेषां क्रमाद्धीन्द्रियपञ्चकम् ।**
**श्रोत्रत्वगक्षिरसनघ्राणाख्यमुपजायते ॥** „ ॥ १९ ॥

અર્થ:—તે આકાશાદિક પંચભૂતોના એકએકના સત્ત્વગુણ ભાગથી શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને ઘ્રાણ નામની પાંચ જ્ઞાનેન્દ્રિયો (જ્ઞાનને ઉત્પન્ન કરનારી)ની ઉત્પત્તિ થઈ છે અર્થાત્ આકાશથી શ્રોત્રેન્દ્રિય, વાયુથી ત્વચાઇન્દ્રિય, તેજથી નેત્ર, જલથી રસના અને પૃથિવીથી નાસિકાઇન્દ્રિય ઉત્પન્ન થઈ છે. અને—

**तैरन्तकरणं सर्वैर्वृत्तिभेदेन तद्द्विधा ।**
**मनो विमर्शरूपं स्याद्बुद्धिः स्यान्निश्चयात्मिका ॥** „ ॥ २० ॥

અર્થ:—તે પાંચે ભૂતોના સત્ત્વગુણ અંશોને મેળવીને અન્તઃકરણને ઉત્પન્ન કર્યું છે. તે અન્તઃકરણ વૃત્તિના ભેદ( પરિણામ )થી બે પ્રકારનું છે–એક સંશયવૃત્તિ વાળું મન, અને બીજું નિશ્ચય રૂપ વૃત્તિ વાળી બુદ્ધિ છે. અને—

**रजोंशैः पञ्चभिस्तेषां क्रमात्कर्मेन्द्रियाणि तु ।**
**वाक्पाणिपादपायूपस्थाभिधानानि जज्ञिरे ॥** „ ॥ २१ ॥

અર્થ:—તે આકાશાદિ પાંચે મહાભૂતોના રજોગુણના અંશોથી વાણી આદિ કર્મેન્દ્રિયો

( કર્મ કરનારી )ની ઉત્પત્તિ થઇ છે. અર્થાત્ વાણી, હાથ, પાદ, ઉપસ્થ અને ગુદા નામની ઇન્દ્રિયો ઉત્પન્ન થઇ છે. અને—

तैः सर्वैः सहितैः प्राणो वृत्तिभेदात्स पञ्चधा ।
प्राणोऽपानः समानश्चोदानव्यानौ च ते पुनः ॥ ,, ॥ २२ ॥

અર્થ:—તે સર્વ પાંચ ભૂતોના રજોગુણના અંશોને મેળવીને પ્રાણની ઉત્પત્તિ કરી છે. અને વૃત્તિના ભેદથી અર્થાત્ શ્વાસોશ્વાસાદિ ક્રિયાભેદથી તે પ્રાણ પાંચ પ્રકારનો છે. પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન નામ વાળો તે પ્રાણ છે. અને—

बुद्धिकर्मेन्द्रियप्राणपंचकैर्मनसा धिया ।
शरीरं सप्तदशभिः सूक्ष्मं तल्लिंगमुच्यते ॥ ,, ॥ २३ ॥

અર્થ:—જ્ઞાનેન્દ્રિય પાંચ, કર્મેન્દ્રિય પાંચ, અને પાંચ પ્રાણ તથા મન અને બુદ્ધિ એ ૧૭ વસ્તુ મળીને **સૂક્ષ્મ શરીર** થાય છે. તે સૂક્ષ્મ શરીરને **લિંગ શરીર** પણ કહે છે. અને—

प्राज्ञस्तत्राभिमानेन तैजसत्वं प्रपद्यते ।
हिरण्यगर्भतामीशस्तयोर्व्यष्टिसमष्टिता ॥ ,, ॥ २४ ॥

અર્થ:—મલિનસત્વપ્રધાન અવિદ્યાની ઉપાધિ વાળા જીવને આ લિંગ શરીરમાં અભિમાન થવાથી અર્થાત્ વ્યષ્ટિલિંગ શરીરમાં હું-**अहम्** એ પ્રકારના અભિમાનથી તૈજસ નામ પ્રાપ્ત થાય છે. અને વિશુદ્ધ સત્ત્વ પ્રધાન માયા ઉપાધિ વાળા પરમેશ્વરને સમષ્ટિલિંગ શરીરમાં "હું છું" એ પ્રકારના અભિમાનથી હિરણ્યગર્ભ નામ પ્રાપ્ત થાય છે. તૈજસ અને હિરણ્યગર્ભ એ બંનેને લિંગ શરીરનું અભિમાન સમાન છે. તથાપિ તે બંનેમાં વ્યષ્ટિત્વ અને સમષ્ટિત્વનો ભેદ છે. વ્યષ્ટિત્વ તૈજસનું છે, અને સમષ્ટિત્વ હિરણ્યગર્ભનું છે. નીચેના શ્લોકમાં હિરણ્યગર્ભના સમષ્ટિત્વમાં અને તૈજસના વ્યષ્ટિત્વમાં કારણ બતાવે છે.

समष्टिरीशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात् ।
तदभावात्ततोऽन्ये तु कथ्यन्ते व्यष्टिसंज्ञया ॥ ,, ॥ २५ ॥

અર્થ:—હિરણ્યગર્ભને સર્વ લિંગ શરીરોપાધિ વાળા તૈજસ( જીવ )ના પોતાના સ્વરૂપ સાથેના એકત્વનું અર્થાત્ એકરૂપતાનું જ્ઞાન છે તેથી તે **સમષ્ટિ** છે. અને ઈશ્વરથી ભિન્ન જીવને પોતાના અને હિરણ્યગર્ભના સ્વરૂપની એકરૂપતાનું જ્ઞાન ન હોવાથી તે વ્યષ્ટિ નામથી કહેવાય છે. વળી—

तद्भोगाय पुनर्भोग्यभोगायतनजन्मने ।
पञ्चीकरोति भगवान्प्रत्येकं वियदादिकम् ॥ ,, ॥ २६ ॥

અર્થ:—ઐશ્વર્યાદિ ગુણ વાળા પરમેશ્વર ફરી પણ તે જીવોના ભોગોને માટે અન્ન તથા જરાયુજ, અણ્ડજ, આદિ શરીરોની ઉત્પત્તિને માટે આકાશાદિના ક્રમથી પઞ્ચભૂતોના દરેકના પાંચ પાંચ ભેદ કરીને ૨૫ ભેદ કર્યા.

तैरण्डस्तत्र भुवनं भोग्यभोगाश्रयोद्भवः ।
हिरण्यगर्भः स्थूलेऽस्मिन्देहे वैश्वानरो भवेत् ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—એ પઞ્ચીકરણ કરેલા પાંચ મહાભૂતોથી બ્રહ્માણ્ડ ઉત્પન્ન થાય છે. એ બ્રહ્માણ્ડની અંદર ૧૪ ભુવન, અને તે ચૌદ ભુવનોમાં પ્રાણીને ભોગવવાને યોગ્ય અન્નાદિ, તે ભિન્ન લોકોમાં રહેવાને યોગ્ય શરીરો પણ ઉત્પન્ન થાય છે. આ પંચીકૃત પંચ મહાભૂતોથી ઉત્પન્ન થયેલા શરીરનું નામ સ્થૂલ શરીર છે. પૂર્વે કહેલા હિરણ્યગર્ભ "આ સ્થૂલ શરીર હું છું" એવા અભિમાન વાળા હોવાથી સમષ્ટિ રૂપ હિરણ્યગર્ભનું **વૈશ્વાનર** નામ પડે છે, અને એક એક સ્થૂલ શરીરના અભિમાન વાળા વ્યષ્ટિ રૂપ તૈજસોનાં **વિશ્વ** નામ પણ પડે છે. વળી—

**तैजसा विश्वतां याता देवतिर्यङ्नरादयः ।**
**ते पराग्दर्शिनः प्रत्यक्तत्त्व बोधविवर्जिताः ॥ ,, ॥ २९ ॥**

અર્થઃ—અને તે વિશ્વ નામ વાળા જીવો દેવ, પશુ, પક્ષી તથા મનુષ્યાદિ હોય છે. તે દેવાદિક બાહ્ય વિષયોને જ દેખે છે અને સચ્ચિદાનન્દ સ્વરૂપ આત્માના જ્ઞાનથી રહિત છે.

*અને આ જીવો પોતે પૂર્વ જન્મમાં કરેલાં કર્મોના ફલોને ભોગવે છે, અને આગળ ભોગ*વવાને માટે નવાં કર્મો કરે પણ છે. એ પ્રકારે કર્મ કરતા જાય છે. ફરી કર્મફલોને ભોગવવાને માટે જન્મ લે છે. જેમ એક નદીના ચક્રમાં પડેલો કોઇ કીડો તે ચક્રની સાથે ઘૂમતો રહે છે, અશક્ત થવાથી તેમાંથી બહાર નિકળી શકતો નથી; તેવી રીતે આ જીવો પણ સંસાર રૂપ તીવ્ર પ્રવાહ વાળી નદીના મનુષ્યાદિના એક એક જન્મ રૂપ ચક્રમાં ઘૂમતા જ રહે છે, અજ્ઞાનતાને લીધે તેમાંથી નિકળવાને સમર્થ થતા નથી, કોઇ તત્ત્વવેત્તા ગુરૂ પાસેથી ઉપદેશ પ્રાપ્ત કરીને અન્નમયાદિ કોશમાંથી આત્માનું વિવેચન કરીને સાક્ષાત્કાર કરે છે, ત્યારે તે જીવને મોક્ષ સુખને પ્રાપ્તિ થાય છે. પંચકોશમાંથી આત્માનું વિવેચન કરવાને માટે નીચે પઞ્ચકોશોનું નિરૂપણ કરવામાં આવે છે.

**अन्नं प्राणो मनो बुद्धिरानन्दश्चेति पञ्च ते ।**
**कोशास्तैरावृतः स्वात्मा विस्मृत्या संसृतिं व्रजेत् ॥ ,, ॥ ३३ ॥**

અર્થઃ—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય એ પાંચ કોશ છે. એ કોશોથી આચ્છાદિત થયેલો આત્મા પોતાના સ્વરૂપને ભૂલી જવાથી સંસારને પ્રાપ્ત થાય છે. કોશ જેવી રીતે કોશકાર નામના કૃમિને આચ્છાદન કરનાર હોવાથી કલેશનું કારણ છે, તેવી રીતે અન્નમયાદિ કોશ પણ અદ્વય અને આનન્દ સ્વરૂપને આચ્છાદન કરનાર હોવાથી આત્માના કલેશનું કારણ છે. તેમાં—

**स्यात्पञ्चीकृतभूतोत्थो देहः स्थूलोऽन्नसंज्ञकः ।**
**लिंगे तु राजसैः प्राणैः प्राणः कर्मेन्द्रियैः सह ॥ ,, ॥ ३४ ॥**
**सात्त्विकैर्धीन्द्रियैः सार्कं विमर्शात्मा मनोमयः ।**
**तैरेव सार्कं विज्ञानमयो धीर्निश्चयात्मिका ॥ ,, ॥ ३५ ॥**

અર્થઃ—પંચીકરણ કરેલાં પંચભૂતોથી ઉત્પન્ન થયેલા સ્થૂલ દેહનું નામ **અન્નમયકોશ** છે. અને લિંગ શરીરમાં વર્તમાન રજોગુણના કાર્ય રૂપ પ્રાણ અપાનાદિ પાંચ વાયુ અને વાણી આદિ કર્મેન્દ્રિયો—એ દસ મળીને **પ્રાણમયકોશ** થાય છે. અને સંશય સ્વરૂપ વાળું મન દરેક પંચભૂતના સત્ત્વગુણના કાર્ય રૂપ શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોની સાથે મળીને મનો-

મયકોશ થાય છે. અને નિશ્ચય સ્વરૂપ બુદ્ધિ તે જ જ્ઞાનેન્દ્રિયોની સાથે મળીને વિજ્ઞાનમય નામનો કોશ થાય છે.

कारणे सत्त्वमानन्दमयो मोदादिवृत्तिभिः ।
तत्तत्कोशैस्तु तादात्म्यादात्मा तत्तन्मयो भवेत् ॥ „ ॥ ३६ ॥

અર્થઃ—અને કારણ શરીર રૂપ અવિદ્યામાં જે મલિન સત્વ છે તે પ્રિય તથા મોદ તથા પ્રમોદ નામના સુખવિશેષની સાથે આનન્દમય કોશ થાય છે. ઈષ્ટ વસ્તુના દર્શનથી પ્રિય તથા તેની પ્રાપ્તિથી મોદ, અને ભોગથી પ્રમોદ થાય છે. અને અન્નમયાદિ, તે તે કોશની સાથે આત્માનું તાદાત્મ્યાભિમાન હોવાથી આત્મા તે તે કોશ રૂપ થઈ જાય છે. અર્થાત્ વ્યવહારકાલમાં અન્નમય કોશ આદિની પ્રધાનતા હોવાથી અન્નમય કોશાદિના નામથી આત્માને કહેવામાં આવે છે. પરન્તુ—

अन्वयव्यतिरेकाभ्यां पंचकोशविवेकतः ।
स्वात्मानं तत उद्धृत्य परं ब्रह्म मपद्यते ॥ „ ॥ ३७ ॥

અર્થઃ—અન્વય તથા વ્યતિરેક દ્વારા આત્માનો પંચકોશથી વિવેક કરવાથી અર્થાત્ આત્માને અન્નમયાદિથી જૂદો કરીને સચ્ચિદાનન્દ સ્વરૂપે જાણવાથી પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે.

अभाने स्थूलदेहस्य स्वप्ने यद्भानमात्मनः ।
सोऽन्वयो व्यतिरेकस्तद्भानेऽन्यानवभासनम् ॥ „ ॥ ३८ ॥

અર્થઃ—સ્વપ્નાવસ્થામાં અન્નમય કોશ રૂપ સ્થૂલ દેહની પ્રતીતિ થતી નથી. અને તે સ્વપ્નાવસ્થામાં સ્વપ્નનો સાક્ષી થઈને આત્માનું જે સ્ફુરણ છે તે આત્માનો અન્વય છે. અને સ્વપ્નઅવસ્થામાં આત્માનું સ્ફુરણ હોવા છતાં સ્થૂલ દેહની જે અપ્રતીતિ છે તે સ્થૂલ દેહનો વ્યતિરેક કહેવાય છે. જે અવસ્થામાં મનુષ્ય સ્થૂલ ઇન્દ્રિયોદ્વારા વિષયોને ભોગવે છે તે અવસ્થાને જાગ્રત્ અવસ્થા કહે છે. અને જાગ્રદ્ અવસ્થાના સંસ્કારથી યુક્ત થયેલું મન જાગ્રત્ અવસ્થાના પદાર્થોની અપેક્ષા વિના અવિદ્યા અને કામ તથા કર્મથી પ્રેરાઇને જાગ્રદ્ અવસ્થાની તુલ્ય ભાસે છે, તે અવસ્થાને સ્વપ્ન કહે છે. અને જે અવસ્થામાં સ્વપ્ન પણ દેખાતું નથી, ગાઢ નિદ્રા હોય છે, તે અવસ્થાને સુષુપ્તિ કહે છે. અને—

लिंगाभाने सुषुप्तौ स्यादात्मनो भानमन्वयः ।
व्यतिरेकस्तु तद्भाने लिङ्गस्याभानमुच्यते ॥ „ ॥ ३९ ॥

અર્થઃ—સુષુપ્તિ અવસ્થામાં લિંગ શરીરની અપ્રતીતિ થાય છે, અને લિંગ શરીરની પ્રતીતિ નહીં હોતાં આત્માનું જે સ્ફુરણ છે તે આત્માનો અન્વય છે. અને આત્માનું ભાન હોવા છતાં લિંગ દેહની જે અપ્રતીતિ છે તે વ્યતિરેક કહેવાય છે. અને લિંગ દેહથી આત્માનું વિવેચન કરવાથી—આત્માથી જૂદો કરવાથી, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણે કોશોનો વિવેક થઈ જાય છે, કેમકે તે પ્રાણમયાદિ કોશ ને લિંગ શરીરમાં છે અર્થાત્ લિંગ શરીરમાં સત્ત્વ ગુણ અને રજોગુણની અવસ્થાભેદથી જ તેમનો ભેદ કહ્યો છે. અને—

सुषुप्त्यभाने भानं तु समाधावात्मनोऽन्वयः ।
व्यतिरेकस्त्वात्मभाने सुषुप्त्यनवभासनम् ॥ „ ॥ ४१ ॥

અર્થઃ—સમાધિ અવસ્થામાં સુષુપ્તિ અવસ્થાથી કહેલા કારણ દેહ રૂપ અજ્ઞાનની પ્રતીતિ થતી નથી. અને સમાધિમાં કારણ દેહ રૂપ અજ્ઞાનની પ્રતીતિ નહી હોવા છતાં આત્માનું જે સ્ફુરણ છે તે આત્માનો અન્વય છે. અને આત્માનું સ્ફુરણ હોવા છતાં સુષુપ્તિની જે અપ્રતીતિ તે વ્યતિરેક છે.

**यथा मुञ्जादिषीकैवमात्मा युक्त्या समुद्धृतः ।**
**शरीरत्रितयाद्धीरैः परं ब्रह्मैव जायते ॥**                ,,          ॥ ४२ ॥

અર્થઃ—જેવી રીતે મુંજ નામના તૃણવિશેષમાંથી, તેની મધ્યમાં સ્થિત કોમલ તૃણને યુક્તિથી કાઢી લેવામાં આવે છે અર્થાત્ ઉપરની ત્વચાને કાઢી નાંખીને વચલી કોમલ ત્વચાને કાઢે છે, તેવી રીતે આત્માને કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ એ ત્રણે દેહથી અન્વય અને વ્યતિરેક રૂપ યુક્તિથી ધીર પુરૂષો અર્થાત્ બ્રહ્મચર્યાદિ સાધનથી યુક્ત અધિકારી લોકો જૂદો કરીને જાણે તો તેઓ પરબ્રહ્મ રૂપ જ થાય છે. અન્વય વ્યતિરેક વડે ત્રણે દેહથી ભિન્ન તથા જાગ્રદાદિ અવસ્થાના સાક્ષી રૂપે આત્માનો નિશ્ચય કરવો તે પ્રથમ સાધન છે.

અને જાગ્રદ્ અવસ્થાના અભિમાની જીવને વિશ્વ, તથા સ્વપ્ન અવસ્થાના અભિમાની જીવને તૈજસ તથા સુષુપ્તિ અવસ્થાના અભિમાની જીવને પ્રાજ્ઞ કહ્યા છે, તેમના સંબંધી કાંઈક વિશેષ વિવેચન કરવામાં આવે છે.

**वहिष्प्रज्ञो विभुर्विश्वो ह्यन्तःप्रज्ञस्तु तैजसः ।**
**घनप्रज्ञस्तथा प्राज्ञ एक एव त्रिधा स्मृतः ॥**           मा० का० प्र० १–१ ॥

અર્થઃ—વિશ્વ નામનો જાગ્રદવસ્થાનો અભિમાની જે જીવ છે તે બાહ્ય વિષયમાં બુદ્ધિ વાળો છે. અને સ્વપ્ન અવસ્થાનો અભિમાની જે તૈજસ નામનો જીવ છે તે અન્તઃપ્રજ્ઞા વાળો છે અર્થાત્ મનની વાસનાથી કલ્પેલા સૂક્ષ્મ પદાર્થ વિષયક બુદ્ધિવાળો છે. અને જે પ્રાજ્ઞ છે તે ઘનપ્રજ્ઞા વાળો છે અર્થાત્ જેવા રીતે જાગ્રત્ અવસ્થામાં દેખાતા પદાર્થોને અન્ધકારમાં જોવામાં આવે તો તે કોઈ પણ ભિન્ન દેખાતા નથી; સર્વ અન્ધકારથી છાયેલા હોઈ એક ઘોર અન્ધકાર માલમ પડે છે અને બીજું કાંઈ જ્ઞાન થતું નથી. તેવી રીતે સુષુપ્તિ અવસ્થામાં જાગ્રત્ તથા સ્વપ્ન અવસ્થાની સ્થૂલ અને સૂક્ષ્મ વસ્તુ વિષયક સર્વ પ્રકારનું ભિન્ન ભિન્ન જ્ઞાન થતું નથી. તેથી તેને સુષુપ્તિ અવસ્થામાં ઘનપ્રજ્ઞ કહ્યો છે. તે ઘન વિષયક જ બુદ્ધિ( જ્ઞાન )વાળો પ્રાજ્ઞ છે. આ પ્રકારે આત્મા એક હોવા છતાં પણ ત્રણ પ્રકારનો કહેવામાં આવ્યો છે. એક જ આત્માને જાગ્રદાદિ અવસ્થાનું અભિમાન હોવાથી પણ તે ત્રણે અવસ્થાથી ભિન્ન છે, અને એક છે, તથા શુદ્ધ અને અસંગ પણ છે. મહા મત્સ્યના દૃષ્ટાન્તથી શ્રુતિ કહે છે. જેવી રીતે મોટી નદીમાં રહેતી કોઈ માછલી નદીને આ કિનારેથી સામે કિનારે જાય છે અને આવ્યા કરે છે, તે પ્રમાણે હંમેશાં આ પાર અને પેલી પાર જતી આવતી રહેવા છતાં પણ તે માછલી નદીથી ભિન્ન જ રહે છે, અને નદીના બંને કિનારાના ગુણદોષની સાથે પણ માછલીને કોઈ સંબંધ રહેતો નથી. તેવી રીતે જાગ્રતમાંથી સુષુપ્તિ અથવા સ્વપ્ન, અથવા સ્વપ્નમાંથી જાગ્રત્ અથવા સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થવા છતાં પણ આત્મા તે જાગ્રદાદિ અવસ્થાથી ભિન્ન છે. અને જાગ્રદાદિ અવસ્થાના કોઇ પણ પ્રકારના ગુણ દોષનો પણ તે ભાગી થતો નથી. અને સૂતેલા મનુષ્યને "હું સૂતો હતો,

તે હું જાગ્યો છું" આ પ્રકારનું ભાન થાય છે, તેથી જાગ્રદાદિ અવસ્થામાં આત્મા એક જ છે એવો નિશ્ચય થાય છે. જો આત્મા જૂદા હોત તો સૂનાર જૂદો અને જાગનાર પણ જૂદો થાત. તો "જે હું સૂતો હતો તે હું જાગ્યો છું" આ પ્રકારનું સ્મરણ થાત નહીં, કેમકે એકે કરેલા અનુભવનું બીજાને સ્મરણ થતું નથી. પરન્તુ "જે હું સૂતો હતો તે હું જાગ્યો છું." એ પ્રકારનુ સ્મરણ એક જ મનુષ્યને થાય છે. તેથી જાગ્રદાદિ અવસ્થામાં આત્મા એક જ છે એવો નિશ્ચય થાય છે. વળી—

दक्षिणाक्षिमुखे विश्वो मनस्यन्तस्तु तैजसः ।
आकाशे च हृदि प्राज्ञस्त्रिधा देहे व्यवस्थितः ॥ ,, ॥ २ ॥

અર્થઃ—જાગ્રદવસ્થામાં દક્ષિણ નેત્રપ્રધાન થઇને દ્રષ્ટા વિશ્વ સ્થૂલ પદાર્થોનો અનુભવ કરે છે. તેથી સ્વભાવથી જ વિશેષ પ્રકાશ થાય છે. અને વિશ્વની અવસ્થાવિશેષ રૂપ તૈજસની સ્થિતિ મનની અન્દર હોય છે. જેથી બાહ્ય પદાર્થોને દેખીને ફરી નેત્ર બંધ કરીને બેસીને તે જ પદાર્થનું સ્મરણ કરવાથી મનની અન્દર પહેલા દીઠેલાની વાસનાથી પદાર્થોને દેખે છે, તેવી રીતે સ્વપ્નમાં પણ મનની અંદર પદાર્થોને દેખનાર તૈજસ જીવ જ છે. પ્રાજ્ઞની સ્થિતિ હૃદયાકાશમાં છે અર્થાત્ સ્મરણ રૂપ વ્યાપાર ઉપરામ થતાં તૈજસત્વને પ્રાપ્ત થયેલો વિશ્વ પોતે જ હૃદયાકાશમાં સ્થિત થઇને પ્રાજ્ઞ રૂપ થઈ જાય છે. તેવી રીતે એક જ જીવ ત્રણ પ્રકારથી દેહમાં સ્થિત છે. તે કહે છેઃ—

एको देवः सर्वभूतेषु गूढः ॥ श्वे० उ० अ० ६–११ ॥

અર્થઃ—એક જ પરમાત્મા રૂપ દેવ સંપૂર્ણ પ્રાણીમાં ગૂઢ છે. અર્થાત જેવી રીતે કાષ્ઠમાં અગ્નિ, તથા તલમાં તેલ, ઇત્યાદિ વસ્તુ રહે છે, તેવી રીતે આત્મા ગુપ્ત રહેલો છે. અને—

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ॥ भ० गी० अ० १३–२ ॥

અર્થઃ—હે ભારત! સંપૂર્ણ ક્ષેત્રોમાં જે ક્ષેત્રજ્ઞ છે અર્થાત્ શરીરને "હું છું, હું છું" એવી રીતે માનનાર જે છે તે તું મને જાણ. વળી—

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ॥ ,, ॥ १३–१३ ॥

અર્થઃ—કોઈ પણ પ્રાણીમાં જે વહેંચાયલો નથી તથાપિ વહેંચાયો હોય તેવી રીતે સ્થિત છે.

ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિ પણ એક જ ચૈતન્યને સંપૂર્ણ પ્રાણીમાં સ્થિત કહે છે. વળી—

विश्वो हि स्थूलभुङ् नित्यं तैजसः प्रविविक्तभुक् ।
आनन्दभुक्तथा प्राज्ञस्त्रिधा भोगं निबोधत ॥ मा. का. प्र. १. ॥ ३ ॥

અર્થઃ—વિશ્વ નામનો જીવ સ્થૂલ વિષયોનો ભોક્તા છે. તૈજસ સૂક્ષ્મ વિષયોનો ભોક્તા છે. અને પ્રાજ્ઞ આનન્દનો ભોક્તા છે. એમ વિશ્વાદિ જીવોના ત્રણ પ્રકારના ભોગ જાણવા જોઇએ.

स्थूलं तर्पयते विश्वं प्रविविक्तं तु तैजसम् ।
आनन्दश्च तथा प्राज्ञं त्रिधा तृप्तिं निबोधत ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—સ્થૂલ ભોગ વિશ્વને તૃપ્ત કરે છે, સૂક્ષ્મ ભોગ તૈજસને તૃપ્ત કરે છે, અને આનન્દ પ્રાજ્ઞને તૃપ્ત કરે છે. સુષુપ્તિ અવસ્થામાં કોઈપણ પ્રકારનું દુઃખ નહીં હોવાથી

પ્રાજ્ઞ આનન્દ જેવો થાય છે. જેમ લોકમાં કોઇ પણ પ્રકારના આયાસ વિના બેઠો હોય તો તેને "આનન્દનો ભોક્તા છે, આનન્દનો કર્તા છે" એમ કહે છે. તેવી રીતે સુષુપ્તિમાં પ્રાજ્ઞ આયાસ રહિત સ્થિતિનો અનુભવ કરે છે, તેથી તેને આનન્દનો ભોક્તા કહે છે અર્થાત્ સુષુપ્તિમાં સ્વરૂપાનન્દને પ્રકટ થવામાં કોઈ પ્રતિબન્ધ નહીં હોવાથી અજ્ઞાનની વૃત્તિ દ્વારા આનન્દનો અનુભવ કરે છે. અને "હું સુખે સુતો" આ સ્મરણથી સુષુપ્તિ અવસ્થાનાં આનન્દના અનુભવનું અનુમાન થાય છે.

**त्रिषुधामसु यद्भोग्यं भोक्ता यश्च प्रकीर्तितः ।**

**वेदैतदुभयं यस्तु भुञ्जानो न स लिप्यते ॥ " ॥ ५ ॥**

અર્થઃ—જાગ્રદાદિ ત્રણે અવસ્થામાં જે ભોગ્ય પદાર્થ છે અને જે વિશ્વાદિ ભોક્તા કહ્યા છે તે બંનેને જે જાણે છે તે આ ભોગોને ભોગવતો સતો લેપાયમાન થતો નથી. અર્થાત જાગ્રદાદિ અવસ્થામાં એક જ ભોગ્ય વસ્તુને સ્થુલ, સૂક્ષ્મ અને આનન્દ નામથી ત્રણ પ્રકારે કહી છે, અને વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ નામથી ભોક્તા પણ એક જ છે એમ જે જાણે છે તે ભોગોને ભોગવતો છતો લિપ્ત થતો નથી.

જીવ ઈશ્વર સંબંધી અનેક પ્રકારના મતભેદ છે. મુમુક્ષુને માટે તે દરેક ઉપયોગી નહીં હોવાથી અહીં તેનો વિચાર કરતા નથી. કોઇના મતમાં જીવ એક છે, કોઇના મતમાં જીવ અનેક છે. પરન્તુ જીવની ઉપાધિ રૂપ અવિદ્યા એક હોવાથી જીવ પણ એક જ હોવાનો સંભવ છે. સૂર્ય એક હોવા છતાં પણ જલના હજાર ઘડામાં સૂર્યનાં પ્રતિબિંબ જોવામાં આવે છે. તેવી રીતે પ્રાણીનાં અન્તઃકરણ અસંખ્ય હોવાથી અન્તઃકરણોપાધિ વાળા જીવો અનેક માલમ પડે છે. વાસ્તવથી તો જીવ એક જ છે. મુમુક્ષુએ જીવ ઇશ્વરના વિવાદમાં ઉતર્યા વિના જીવત્વ ઈશ્વરત્વ બંને માયા અને અવિદ્યાની ઉપાધિના ભેદથી છે, અને જીવત્વ અને ઈશ્વરત્વ બંનેનો નાશ થવાનો છે, ઉપાધિનિવૃત્ત થતાં જીવ અને ઈશ્વર બંને સચ્ચિદાનન્દ સ્વરૂપ જ સિદ્ધ થાય છે, તેથી બ્રહ્મવિચારમાં ઉપયોગી તર્ક વિતર્કને ગ્રહણ કરીને બાકીનો પરિત્યાગ કરવો જોઇએ.

ઈતિ પંચકોશવિવેક અ. ૫. સ. ૨ સમાપ્ત.

## અધ્યાય. ૫. સર્ગ. ૩.

### પંચભૂતવિવેક.

જેવી રીતે પંચકોશથી આત્માને જૂદો કરીને જાણવો આવશ્યક છે. તેવી રીતે પૃથિવી આદિ પંચભૂતથી તથા પંચભૂતોના સંપૂર્ણ કાર્યથી પણ આત્માને જૂદો કરીને જાણવાની આવશ્યકતા છે. તેથી તે પાંચ ભૂતોની ઉત્પત્તિનું અહીં સામાન્ય રૂપે વિવેચન કરીએ છીએ.

**शब्दस्पर्शौ रूपरसौ गन्धो भूतगुणा इमे ।**

**एकद्वित्रिचतुःपंच गुणा व्योमादिषु क्रमात् ॥ पंच० प्र० २–२ ॥**

અર્થઃ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ એ પાંચ ભૂતોના ગુણ છે. એ ગુણ આકાશાદિમાં ક્રમથી છે. આકાશનો એક ગુણ શબ્દ છે, વાયુના બે, તેજના ત્રણ, જલના ચાર અને પૃથિવીના પાંચ ગુણ છે. અને—

प्रतिध्वनिर्वियच्छब्दो वायौ वीसीति शब्दनम् ।
अनुष्णाशीतसंस्पर्शो वह्नौ भुगुभुगुध्वनिः ॥ ,, ॥ ३ ॥

અર્થ:—આકાશનો જે શબ્દગુણ છે તે પ્રતિધ્વનિ રૂપ જોવામાં આવે છે. કુવાને કિનારે જઇને નીચે મુખ કરીને શબ્દ કરે તો કુવામાંથી જે શબ્દ સાંભળવામાં આવે છે, તેનું નામ પ્રતિધ્વનિ છે. અને વાયુમાં જે બીસી શબ્દ સાંભળવામાં આવે છે તે વાયુ ચાલતી સમયમાં સીસી એવો જે સુસવાટો થાય છે તેનું નામ બીસી શબ્દ છે. અને ગરમ પણ નહીં, અને ઠંડો પણ નહીં-એવો સ્પર્શ વાયુમાં છે. અગ્નિમાં ભુગુ ભુગુ શબ્દ છે. અગ્નિ જોરથી બળતી સમય જે ભગ ભગ શબ્દ થાય છે તેનું નામ ભુગુ ભુગુ ધ્વનિ છે.

उष्णः स्पर्शः प्रभारूपं जले बुलुबुलुध्वनिः ।
शीतः स्पर्शः शुक्लरूपं रसो माधुर्यमीरितम् ॥ ,, ॥ ४ ॥

અર્થ:—અગ્નિમાં ઉષ્ણ સ્પર્શ છે, પ્રભા રૂપ છે. અને જલમાં બુલ બુલ શબ્દ છે. કોઇ ઉંચી જગાએથી થોડા પ્રમાણમાં જલ પડતું હોય તો ત્યાં આ શબ્દ સંભળાય છે. અને જલનો શીત સ્પર્શ છે અને શુક્લ રૂપ છે, તથા જલનો મધુર રસ છે. અને—

भूमौ कडकडाशब्दः काठिन्यं स्पर्श इष्यते ।
नीलादिकं चित्ररूपं मधुराम्लादिको रसः ॥ ,, ॥ ५ ॥

અર્થ:—પૃથિવીમાં કડકડ એવો શબ્દ થાય છે. અને તેનો કઠિન સ્પર્શ છે નીલ આદિ ચિત્ર વિચિત્ર રૂપ છે. અને મધુર, ખાટો, વગેરે રસ છે (કોઇ તળાવ વગેરે ગરમીથી સુકાયું હોય અને તેમાંનો કાદવ સુકાવાથી વચમાં ફાટ પડી હોય, તેના ઉપર ચાલવાથી આ કડકડા શબ્દનો અનુભવ થાય છે. અને વાયુમાં કદાપિ જે ઉષ્ણ સ્પર્શ જોવામાં આવે છે તે તેજના સંબંધથી હોય છે. અને જલમાં કદાપિ ઉષ્ણ સ્પર્શ જોવામાં આવે છે તે પણ તેજના સંબંધથી હોય છે. અને જલમાં કદાપિ કાળો, નીલ, આદિ વર્ણ જોવામાં આવે છે તે પૃથિવી આદિના સંબંધથી હોય છે. જલને અંજલિમાં લઇને ઉપર આકાશમાં ફેંકવામાં આવે તો તેનો શુદ્ધ શુભ્ર વર્ણ જોવામાં આવે છે. અને જલમાં જે રસનો ભેદ જોવામાં આવે છે તે ખારી પૃથિવી આદિના સંબંધથી હોય છે.) અને—

सुरभीतरगन्धौ द्वौ गुणाः सम्यग्विवेचिताः ।
श्रोत्रं त्वक् चक्षुषी जिह्वा घ्राणं चेन्द्रियपञ्चकम् ॥ ,, ॥ ६ ॥

અર્થ:—અને પૃથિવીમાં સુગન્ધિ અને દુર્ગન્ધિ એવા બે પ્રકારના ગન્ધ છે. આ પ્રમાણે આકાશાદિના ગુણોનું નિરૂપણ કર્યું. અને શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને ઘ્રાણ એ આકાશાદિ પંચભૂતોની બનેલી જ્ઞાનેન્દ્રિયો છે

कर्णादिगोलकस्थं तच्छब्दादिग्राहकं क्रमात् ।
सौक्ष्म्यात्कार्यानुमेयं तत् प्रायो धावेद्बहिर्मुखम् ॥ ,, ॥ ७ ॥

અર્થ:—શ્રોત્રાદિ ઇન્દ્રિયો કર્ણ આદિ ગોલકમાં સ્થિત છે, અને શબ્દાદિને ગ્રહણ કરનારી છે. અને તે ઇન્દ્રિયો બહુ સૂક્ષ્મ હોવાથી તેમનું કાર્ય જે શબ્દશ્રવણ તથા રૂપદર્શન આદિ

છે તે જોઈને તેમનું અનુમાન કરવું યોગ્ય છે. તે ઇન્દ્રિયો પ્રાય કરીને બાહ્ય વિષયો તરફ દોડે છે. પરન્તુ—

कदाचित्पिहिते कर्णे श्रूयते शब्द आन्तरः ।
प्राणवायौ जाठराग्नौ जलपानेऽन्नभक्षणे ॥ ,, ॥ ८ ॥

અર્થ:—જે જે સ્થાનમાં પંચ ભૂત છે ત્યાં તેમના ગુણ પણ અવશ્ય હોવા જોઈએ શરીરની અંદરના શબ્દાદિક બરાબર હમેશાં અનુભવમાં આવતા નથી. તેથી શરીરની અંદર પણ તેનો અનુભવ શ્લોક બતાવે છે. કદાપિ કાનને ઢાંકી દેવામા આવે તો અંદર પ્રાણવાયુમાં તથા જઠરાગ્નિમાં પણ થતા શબ્દો સાંભળવામાં આવે છે અને—

व्यज्यन्ते ह्यान्तराः स्पर्शा मीलने चान्तरं तमः ।
उद्‌गारे रसगन्धौ चेत्यक्षाणामान्तरग्रहः ॥ ,, ॥ ९ ॥

અર્થ:—જલનું પાન કરતી વખતે તથા અન્નનુ ભોજન કરતી વખતે અંદરના સ્પર્શ પ્રકટ થાય છે. અને નેત્રને મીંચતાં અંદરના અંધકાર(તમ)નો અનુભવ થાય છે અને ઓડકાર આવતાં અંદરનો ગન્ધ અને રસ બંને માલમ પડે છે. આ પ્રકારે ઇન્દ્રિયથી થતુ શરીરની અંદરનું વિષયગ્રહણ છે. અને—

पञ्चोक्त्यादानगमनविसर्गानन्दकाः क्रियाः ।
कृषिवाणिज्यसेवाद्याः पंचस्वन्तर्भवन्ति हि ॥ ,, ॥ १० ॥

અર્થ:—ઉપરના શ્લોકથી પાંચ જ્ઞાનેન્દ્રિયોના વ્યાપારને કહીને આ શ્લોકમાં કર્મેન્દ્રિયોના વ્યાપારને કહે છે. બોલવું, ગ્રહણ કરવું, ગમન કરવુ, મલ આદિનો ત્યાગ કરવો તથા આનન્દ કરવો એ પાંચ ક્રિયા કર્મેન્દ્રિયોની પ્રસિદ્ધ છે. અને કૃષિ, વાણિજ્ય, સેવા, આદિ ક્રિયા સર્વ પૂર્વોક્ત પાંચ કર્મમાં અન્તર્ભૂત થાય છે

वाक्पाणिपादपायूपस्थैरक्षैस्तत्क्रियाजनिः ।
मुखादिगोलकेष्वास्ते तत्कर्मेन्द्रियपञ्चकम् ॥ ,, ॥ ११ ॥

અર્થ:—વાક્ આદિ ઇન્દ્રિયોથી પૂર્વ શ્લોકમાં કહેલી બોલવું આદિ ક્રિયાની ઉત્પત્તિ થાય છે. તે કર્મેન્દ્રિયો મુખાદિ ગોલકમાં સ્થિત છે અર્થાત્ મુખમાં વાગિન્દ્રિય, અને ગ્રહણ કરનારી પાણીન્દ્રિય હસ્ત રૂપ ગોલકમાં, પાદ ચરણ રૂપ ગોલકમાં, પાયુ ગુદામાં અને ઉપસ્થ ઇન્દ્રિયની શિશ્નછિદ્રમાં સ્થિતિ છે. અને—

मनो दशेन्द्रियाध्यक्षं हृत्पद्मगोलके स्थितम् ।
तच्चान्तःकरणं बाह्येष्वस्वातन्त्र्याद्विनेन्द्रियैः ॥ ,, ॥ १२ ॥

અર્થ:—આ દશ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા (પ્રેરક) મન છે. તે હૃદયકમલ રૂપ ગોલકમાં સ્થિત છે. તે મનને ઇન્દ્રિયો વિના બહાર જવાની સ્વતન્ત્રતા નથી. તેથી તેને અન્તઃકરણ કહે છે.

अक्षेष्वर्थार्पितेष्वेतद्गुणदोषविचारकम् ।
सत्त्वं रजस्तमश्चास्य गुणा विक्रियते हि तैः ॥ ,, ॥ १३ ॥

અર્થ:—અને ઇન્દ્રિયો જ્યારે વિષયોમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે તે મન તેમના ગુણ અને

દોષનો વિચાર કરતા છે અર્થાત્ આ બરાબર છે કે બરાબર નથી–તે પ્રકારનો તે વિચાર કરે છે અને સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ મનના ગુણ છે તે ગુણોથી કેમકે તે મન વિકારને પ્રાપ્ત થાય છે તેમા—

वैराग्य क्षान्तिरौदार्यमित्याद्याः सत्त्वसंभवा ।
कामक्रोधौ लोभयत्नावित्याद्या रजसोत्थिताः ॥ ,, ॥ १४ ॥
आलस्यभ्रान्तितन्द्राद्या विकारास्तमसोत्थिताः ॥ ,, ॥ १५ ॥

અર્થ – વૈરાગ્ય શાન્તિ અને ઉદારતા ઇત્યાદિ સત્ત્વગુણથી થતી વિક્રિયા છે કામ, ક્રોધ, લોભ, પ્રયત્ન (પ્રવૃત્તિ), ઇત્યાદિ રજોગુણથી થતી વિક્રિયા છે, અને આલસ્ય, ભ્રાન્તિ, તન્દ્રા ઇત્યાદિ તમોગુણથી ઉત્પન્ન થતી વિક્રિયા છે તેમા—

सात्त्विकैः पुण्यनिष्पत्ति पापोत्पत्तिश्च राजसैः ॥ ,, ॥ १५ ॥
तामसैर्नोभयं किन्तु वृथायुः क्षपणं भवेत् ॥ ,, ॥ १६ ॥

અર્થ —વૈરાગ્યાદિથી પુણ્યની ઉત્પત્તિ થાય છે, અને રજોગુણના કાર્ય કામાદિ વિકારથી પાપની ઉત્પત્તિ થાય છે, અને તમોગુણથી થતા આલસ્યાદિ વિકારોથી પુણ્ય પાપ બને થતા નથી, પરન્તુ આયુ વ્યર્થ વ્યતીત થાય છે (એ પ્રમાણે પચદશીમા લખ્યુ છે, તથાપિ આ સામાન્ય રૂપે લખ્યુ છે કેમકે તમોગુણીને પાપની ઉત્પત્તિ થવાનો જરૂર સભવ છે વિહિત ક્રિયા નહીં કરવાથી આળસુને દોષની ઉત્પત્તિ થાય છે અને વળી તમોગુણીનુ અન્તઃકરણ મલિન હોવાથી તે પાપ નહીં કરે એવો સભવ નથી) વળી—

स्पष्टशब्दादियुक्तेषु भौतिकत्वमतिस्फुटम् ।
अक्षादावपि तच्छास्त्रयुक्तिभ्यामवधार्यताम् ॥ ,, ॥ १७ ॥

અર્થ —શબ્દાદિ ગુણોથી યુક્ત વગેરે પદાર્થો પૃથિવી આદિ ભૂતોનુ કાર્ય હોવાનુ સ્પષ્ટ જોવામા આવે છે ઇન્દ્રિયાદિ પણ ભૂતકાર્ય છે એવુ સ્પષ્ટ માલમ પડતુ નથી, તેથી તે વાતનો શાસ્ત્ર અને યુક્તિથી નિર્ણય કરવો જોઇએ

જેમ પચભૂતોથી ઉત્પન્ન થયેલા ઘટાદિ પદાર્થમા પચભૂતોના ગુણ છે, તેમ પરમાત્માથી ઉત્પન્ન થયેલા સપૂર્ણ જગતના પદાર્થોમા પરમાત્માના ગુણ પણ અવશ્ય હોવા જોઇએ તેથી તે સબધમા નીચે વિવેચન કરવામા આવે છે

निस्तत्त्वा कार्यगम्यास्य शक्तिर्मायाग्निशक्तिवत् ।
न हि शक्तिः क्वचित्कैश्चिद्बुध्यते कार्यत पुरा ॥ ,, ॥ ४७ ॥

અર્થ —જે માયા છે તે જગતના કારણ રૂપ પરમાત્મ રૂપ વસ્તુથી ભિન્ન તત્ત્વવાળી નથી તથા તેના કાર્યને જોઇને અનુમાન કરવુ યોગ્ય છે એવી ઈશ્વરની માયાશક્તિ છે જેવી રીતે અગ્નિમા વસ્તુને બાળવાની શક્તિ છે, તેવી રીતે આ ઈશ્વરની સૃષ્ટિ આદિ કરવાની શક્તિ છે અને આકાશાદિ રૂપ માયાશક્તિના કાર્યને જોયા પહેલા ઈશ્વરની શક્તિને કોઈ પણ જાણતુ નથી

• વળી અગ્નિની શક્તિની પેરે ઈશ્વરની શક્તિ સપૂર્ણ બ્રહ્મમા વર્તમાન નથી.—

न कृत्स्नब्रह्मवृत्तिः सा शक्तिः किन्त्वेकदेशभाक् ।
घटशक्तिर्यथा भूमौ स्निग्धमृद्येव वर्तते ॥ पच० प्र० २–५४ ॥

અર્થઃ—બ્રહ્મની માયાશક્તિ સંપૂર્ણ બ્રહ્મમાં નથી, પરન્તુ બ્રહ્મના એક દેશમા છે. મૃત્તિકા સર્વ એક જ છે, તથાપિ ઘટ ઉત્પન્ન થવાની શક્તિ ચીકણી માટીમાં જ રહે છે. મૃત્તિકાના સર્વ દેશમાં ચીકાશ રહેતી હોત તો સર્વ મૃત્તિકામથી ઘટ ઉત્પન્ન થઈ જાત. તે તો દેખવામાં આવતું નથી. માટે તેના એક દેશમાં જ રહે છે; તેવી રીતે બ્રહ્મ એક વ્યાપક વસ્તુ છે, તેમાં મૃત્તિકાની ચીકાશની માફક માયાશક્તિ રહે છે. વળી—

**एतावानस्य महिमाऽतो ज्यायाँश्च पूरुषः ।**

**पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥** ય૦ વે૦ અ૦ ૩૧–૩ ॥

અર્થઃ—ભૂત, ભવિષ્યત્, અને વર્તમાન આ ત્રણે કાલની સાથે સબન્ધ રાખનાર જે કાંઇ જગત્ છે તે સર્વ આ પરમાત્મા રૂપ પુરૂષનો મહિમા છે. અર્થાત્ સામર્થ્યવિશેષથી રચેલી વિભૂતિ છે, પરમાર્થ સ્વરૂપ નથી. અને પરમાર્થ જે પુરૂષ છે તે જગત્ રૂપી જાલથી અતિશય કરીને અધિક છે. આ સર્વ પ્રાણી આ પુરૂષનો ચોથો હીસ્સો (અંશ) છે. અને પુરૂષના બાકીના ત્રણ ભાગ નાશથી રહિત છે. અને તે પ્રકાશ સ્વરૂપમાં સ્થિત છે. અર્થાત્ ત્રણ ભાગ સ્વયંપ્રકાશ સ્વરૂપ છે. આ મન્ત્ર પરમાત્માના એક દેશ રૂપ માયાશક્તિ વડે આ જગતને વ્યાપ્ત કર્યું છે એમ કહ્યું છે. વળી ગીતામાં પણ કહ્યું છે કે—

**विष्टभ्याऽहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।** भ० गी० અ૦ ૧૦–૪૨ ॥

અર્થઃ—આ સંપૂર્ણ જગતને માયા રૂપી એક ભાગ વડે વ્યાપીને સ્થિત છું. આ પ્રમાણે ભગવાને પોતાની વિભૂતિ અર્જુનને બતાવી માયા રૂપી એક અંશથી જગતને વ્યાપીને સ્થિત હોવાનું કહ્યું છે.

તે માયાથી આ સંપૂર્ણ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. વળી જે જે પદાર્થોની સૃષ્ટિ થઈ છે, તે સર્વ પદાર્થોમાં પરમાત્માના સત્, ચિત્ત તથા આનન્દ સ્વરૂપની અનુવૃત્તિ પણ છે. પરમાત્માનું સદ્રૂપ દરેક પદાર્થમાં "**घटः सन् पटः सन्**" એ પ્રકારે પદાર્થોના અસ્તિત્વને બતાવતાં પ્રતીત થાય છે. અને પરમાત્માનુ જે ચિદ્રૂપ છે તે દરેક પદાર્થને પ્રતીત કરાવતું **भाति** રૂપે પ્રતીત થાય છે. અને પરમાત્માનું આનન્દ સ્વરૂપ પ્રિય રૂપે સર્વ પદાર્થોમાં પ્રતીત થાય છે.

**सत्तत्त्वमाश्रिता शक्तिः कल्पयेत्सति विक्रिया ।**

**वर्णा भित्तिगता भित्तौ चित्रं नानाविधं तथा ॥** पं. प्र. २. ॥ ५९ ॥

અર્થઃ—તે પરમાત્મ રૂપ તત્ત્વને આશ્રય કરેલી શક્તિ, જેવી રીતે ભીંતને આશ્રયે રહેલા રંગ ભીંતમાં નાના પ્રકારનાં ચિત્રને ઉત્પન્ન કરે છે, તેવી રીતે માયા પણ પરમાત્મામાં નાના પ્રકારના પદાર્થોની કલ્પના કરે છે.

**आद्यो विकार आकाशः सोऽवकाशस्वरूपवान् ।**

**आकाशोऽस्तीति सत्तत्त्वमाकाशेऽप्यनुगच्छति ॥** ,, ॥ ६० ॥

અર્થઃ—પરમાત્મામાં માયાશક્તિએ જે જે વિકારને ઉત્પન્ન કર્યા છે તેમાં પહેલો વિકાર આકાશ છે. આકાશ (પોલ) તેનું સ્વરૂપ છે. "આકાશ છે" એ સદ્વસ્તુનું સ્વરૂપ. આકાશમાં પણ અનુવૃત્ત થાય છે. અને પરમાત્મા રૂપ સદ્વસ્તુનો સદ્રૂપ એ એક જ સ્વભાવ છે (અર્થાત્ તેમાં પોલ–છિદ્ર નથી). અને પરમાત્માને વિષે માયાએ કલ્પેલા આકાશના બે સ્વભાવ છે, કેમકે સદ્રૂપ પરમાત્માનો જે સદ્રૂપ ધર્મ આકાશમાં આવ્યો છે તે એક, અને

બીજો અવકાશ સ્વરૂપ. આ અવકાશ સ્વરૂપ સદ્રૂપમાં નથી. અથવા આકાશનો પ્રતિધ્વનિ ગુણ છે તે સદ્વસ્તુમાં નથી, આકાશમાં પ્રતિધ્વનિ અને સદ્રૂપતા બંને છે. અને એ શક્તિ પરમાત્મામાં આકાશની કલ્પના કરે છે તે પરમાત્મા અને આકાશના અભેદની પણ કલ્પના કરી લે છે. તેથી અજ્ઞાની લોકો પરમાત્માને આકાશ રૂપ તથા આકાશને સદ્રૂપ પણ માની લે છે.

यद्यथा वर्तते तस्य तथात्वं भाति मानतः ।
अन्यथात्वं भ्रमेणेति न्यायोऽयं सार्वलौकिकः ॥ „ ॥ ६५ ॥

અર્થ:—જે છીપ આદિ પદાર્થનું યથાર્થ રૂપ છે તે પ્રમાણથી ભાસે છે. તેનું અન્યથાત્વ અર્થાત્ ચાંદી આદિ રૂપે ઉલટું ભાસવું તે ભ્રમથી થાય છે—એ ન્યાય સર્વ લોક પ્રસિદ્ધ છે. તે કારણથી આત્મામા આકાશના ધર્મો અથવા આકાશમાં આત્માના ધર્માદિ પ્રતીત થવામાં ભ્રમ જ કારણ છે. અને સદ્વસ્તુ રૂપ આત્મામાં કલ્પના કરેલા આકાશને સદ્વસ્તુથી જૂદું કરવાથી તે અસત્ જ થાય છે. વળી—

सद्वस्तुन्येकदेशस्था माया तत्रैकदेशगम् ।
वियत्तत्राप्येकदेशगतो वायुः प्रकल्पितः ॥ „ ॥ ७८ ॥

અર્થ:—સદ્રૂપ પરમાત્માના એક દેશમાં સ્થિત માયા છે, અને માયાના એક દેશમાં આકાશની કલ્પના છે. અને આકાશના એક દેશમાં વાયુની કલ્પના કરી છે.

અને શોષ, સ્પર્શ, ગતિ તથા વેગ વાયુના પોતાના ગુણ છે, અને સત્, માયા, અને આકાશનો ગુણ શબ્દ પણ વાયુમાં છે. આ પ્રમાણે વાયુની વિદ્યમાનતાને કહેનાર "વાયુ સત્ છે" એ પ્રકારનું કથન છે તે સદ્વસ્તુની છે. અને વાયુને સદ્વસ્તુથી અલગ કરવાથી વાયુની જે નિસ્તત્ત્વતા અર્થાત્ મિથ્યાત્વ છે તે માયાનું સ્વરૂપ છે. અને વાયુમાં જે સી સી શબ્દ છે તે આકાશનો છે. અને વાયુને પણ સદ્વસ્તુથી જૂદો કરીને તેના મિથ્યાત્વનો નિશ્ચય કર્યા બાદ તેજનો વિચાર કરવો જોઇએ.

વાયુના એક દેશમાં તેજ(અગ્નિ)ની કલ્પના કરી છે. અગ્નિનું ઉષ્ણ સ્વરૂપ છે, અને પ્રકાશવાળું છે, અને ઉપર ગતિવાળું છે. અગ્નિમાં સદ્વસ્તુનો ધર્મ તથા માયા તથા આકાશ તથા વાયુના ધર્મ પણ છે. અગ્નિનો પોતાનો ગુણ રૂપ છે. "અગ્નિ છે" એ પ્રમાણે અગ્નિની વિદ્યમાનતાને કથન કરનાર "છે" શબ્દથી સૂચન કરેલો જે ધર્મ છે તે સદ્વસ્તુનો છે. અને અગ્નિને સદ્વસ્તુથી જૂદો કરવાથી તે પણ અસત્ જ થઈ જાય છે. તે અસદ્રૂપ અર્થાત્ મિથ્યા રૂપ માયાનું રૂપ છે. અને અગ્નિમાં જે શબ્દ છે તે આકાશનો છે. અને અગ્નિની ઉપર ગતિ છે તે વાયુનો ધર્મ છે. આ પ્રમાણે સદ્વસ્તુથી અગ્નિનું વિવેચન કરવાથી અગ્નિના પણ મિથ્યાત્વનો નિશ્ચય થાય છે. અને અગ્નિના એક દેશમાં કલ્પના કરેલા જલનો વિચાર કરવો યોગ્ય છે. જલમાં "જલ છે" એ પ્રકારે "છે" શબ્દથી સૂચન કરેલો જે ધર્મ છે તે સદ્વસ્તુનો છે. સદ્વસ્તુને જલથી જૂદું કરી નાખી જે જલનું અસદ્રૂપ છે તે માયાનું રૂપ છે. જલમાં જે શબ્દ છે તે આકાશનો છે. જે સ્પર્શ છે તે વાયુનો છે. અને જે રૂપ છે તે અગ્નિનું છે. અને જલનો પોતાનો ગુણ રસ છે આ પ્રમાણે સદ્રૂપ પરમાત્માથી જલનું વિવેચન કરીને જલના મિથ્યાત્વનો નિશ્ચય કર્યા પછી જલના એક દેશમાં કલ્પેલી પૃથિવીનો વિચાર કરવો જોઇએ. "પૃથ્વી છે" એ પ્રમાણે "છે" શબ્દથી સૂચન

કેરેલો જે ધર્મ છે તે પરમાત્માનો છે. અને સદ્વસ્તુથી પરમાત્માને જૂદા કરવાથી જે પૃથિવીનું અસત્ત્વ છે અર્થાત્ મિથ્યાત્વ છે તે માયાનું છે. અને પૃથિવીમાં શબ્દ છે તે આકાશનો છે, સ્પર્શ વાયુનો છે, રૂપ તેજનું છે, રસ જલનો છે, અને પૃથ્વીનો પોતાનો ગુણ ગન્ધ છે. આ પ્રમાણે પૃથ્વીને સદ્વસ્તુથી જૂદી કરવાથી પૃથિવીના પણ મિથ્યાત્વનો નિશ્ચય થાય છે. અને ભૂમિના મિથ્યાત્વનો નિશ્ચય કરીને પૃથિવીના એક દેશમાં કલ્પેલા બ્રહ્માંડનો વિચાર કરવો જોઇએ. અને બ્રહ્માણ્ડની મધ્યમાં ૧૪ ભુવન છે તે તથા ત્યાં રહેનાર પ્રાણીને પણ સદ્વસ્તુથી જૂદાં કરવાથી બ્રહ્માણ્ડાદિ પણ અસત્ પ્રતીત થાય છે. એ પ્રમાણે—

**भूतभौतिकमायानामसत्त्वेऽत्यन्तवासिते ।**
**सद्वस्त्वद्वैतमित्येषा धीर्विपर्येति न क्वचित् ॥ ,, ॥ ९८ ॥**

અર્થઃ—અને પંચભૂત તથા ભૂતોનાં કાર્ય તથા માયાના પણ મિથ્યાત્વનો નિશ્ચય થવાથી સદ્રૂપ પરમાત્મા અદ્વૈત જ છે એવી બુદ્ધિ કદાપિ નહીં બદલાય. માટે સદ્વસ્તુ પરમાત્માના અદ્વિતીયપણાનો નિશ્ચય કરવાને માટે પંચકોશમાંથી તથા અન્ય બ્રહ્માણ્ડાદિક પદાર્થમાંથી પણ હમેશાં આત્માનું વિવેચન કરવુ જોઇએ.

ઇતિ પંચભૂતવિવેક અ. ૫. સ. ૩. સમાપ્ત.

## અધ્યાય. ૫. સર્ગ. ૪.

### પરમાત્માના સાક્ષિત્વનું નિરૂપણ.

દ્વૈતભાવથી રહિત તથા આનન્દ સ્વરૂપ એવા પરમાત્મા એ પોતે જ જગદ્રૂપ થઇને પછી સર્વ પ્રાણીમાં જીવ રૂપે પ્રવેશ કર્યો. તેમાં—

**विष्ण्वाद्युत्तमदेहेषु प्रविष्टो देवता भवेत् ।**
**मर्त्याद्यधमदेहेषु स्थितो भजति मर्त्यताम् ॥ पंच० प्र० १०–२ ॥**

અર્થઃ—વિષ્ણુ આદિ ઉત્તમ દેહમાં પ્રવિષ્ટ થયેલા પરમાત્મા દેવતા થાય છે, અને મનુષ્યાદિ અધમ દેહમાં પ્રવેશ કરેલા પરમાત્મા મનુષ્યત્વાદિને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ, આદિનાં શરીરોમાં પ્રવેશ થવા છતાં પણ તે દેહમાં થતા વિકારની સાથે પરમાત્માને કોઇ પ્રકારનો સંબન્ધ હોતો નથી. તે નિર્વિકાર છે. અને સ્વયં નિર્લેપ પણ છે. જેવી રીતે—

**नृत्यशालास्थितो दीपः प्रभुं सभ्यांश्च नर्तकीम् ।**
**दीपयेदविशेषेण तदभावेऽपि दीप्यते ॥ ,, ॥ ११ ॥**

અર્થઃ—નાચ આદિ જે સ્થાનમાં થતો હોય તે સ્થાનમાં રાખેલો દીપક નાચ કરાવનાર પ્રભુ, તથા જોવાને માટે આવેલા સભ્યો, તથા નાચ કરનારીને પણ એક રૂપે પ્રકાશે છે. અને તે નાટકશાલામાંથી સર્વ લોક ચાલ્યા જવાથી શાલા અને દીપક માત્ર રહેવા છતાં પણ દીપક તો પ્રકાશતો જ રહે છે. નાટકશાલામાં નાચ શરૂ થાય તો નટની નાચ કરે છે, તો કોઈ ગાય છે, તો કોઈ બજાવે છે, અને દેખનાર લોકને નાચમાં જેવો રસ લાગે છે

તેવો તેમને આનન્દ આવે છે. પરન્તુ ત્યાં રાખેલો દીપક તો કેવલ નાચ કરનારી નટની તથા સભ્યો વિગેરેને માત્ર પ્રકાશે છે, બીજું કાંઈ કાર્ય કરતો નથી. નાચ કરનારીના શરીરને વિક્ષેપ થાય છે તેથી પણ દીપકને કોઈ બાધ થતો નથી, અને નાચનારના, પગની ચોટ વગેરે શાલાને લાગે છે તેથી પણ દીપકને બાધા થતી નથી. અને વાજાં વાળા બજાવે છે અને દેખનાર દેખે છે, છતાં દીપક તો તે સર્વથી જૂદો છે અને કોઈ ક્રિયા કરતો નથી. તેથી દીપકમાં કોઈ વિકાર તથા દુઃખ પણ નથી.

તેવી રીતે આ મનુષ્યાદિક પ્રાણીના શરીરમાં સ્થિત જીવ રૂપ સાક્ષી પરમાત્મા—

**अहंकारं धियं साक्षी विषयानपि भासयेत् ।**
**अहंकाराद्यभावेऽपि स्वयं भात्येव पूर्ववत् ॥ " ॥ १२ ॥**

અહંકાર તથા બુદ્ધિ તથા વિષયોને પણ પ્રકાશે છે. અને સુષુપ્તિ આદિ અવસ્થામાં અહંકારાદિ ન હોવા છતાં પણ તે આત્મા તો પ્રકાશે છે જ. નાટકશાલામાંથી લોક સર્વ બહાર જવાથી પણ દીપક પ્રકાશવાનું બંધ કરતો નથી. તેવી રીતે સુષુપ્તિ આદિક અવસ્થામાં દેહ રૂપી શાલામાં અહંકારાદિ ન હોવા છતાં પણ સાક્ષી રૂપ આત્મા દેહ રૂપી શાલાને પ્રકાશે છે જ.

**अहंकारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः ।**
**तालादिधारिण्यक्षाणि दीपः साक्ष्यवभासकः ॥ " ॥ १४ ॥**

અર્થઃ—આ શરીર રૂપી નૃત્યશાલામાં નાચ કરાવનાર પ્રભુ તરીકે અહંકાર છે. બુદ્ધિ નર્તકી છે. અને વિષયો સર્વ સભ્ય અર્થાત્ દેખનાર છે. અને જે ઇન્દ્રિયો છે તે વાજાં વગાડનાર છે અર્થાત્ પ્રસિદ્ધ નાચનારને જેવી રીતે વાજાંવાળા તાલ વડે નાચમાં જોશ વધારે છે, તેવી રીતે બુદ્ધિ રૂપી નટનીને ઇન્દ્રિયો રૂપી તાલ દેનાર અનુસરણ કરીને તેનો જોશ વધારે છે. અને સર્વને પ્રકાશનાર સાક્ષી ચૈતન્ય જે છે તે દીપક છે અર્થાત્ દીપકની તુલ્ય નિર્વિકાર અને નિર્લેપ રહીને અહંકારાદિને પ્રકાશે છે. દીપક જેવી રીતે એક જ સ્થાનમાં સ્થિર રહીને સર્વને પ્રકાશે છે, તેવી રીતે એક જ સ્થાનમાં સ્થિત થઈને સાક્ષી ચૈતન્ય અંદર અને બહાર સર્વને પ્રકાશે છે. અને—

**अन्तःस्था धीः सहैवाक्षैर्बहिर्याति पुनः पुनः ।**
**भास्यबुद्धिस्थचाञ्चल्यं साक्षिण्यारोप्यते वृथा ॥ " ॥ १७ ॥**

અર્થઃ—દેહની અંદર સ્થિત બુદ્ધિ રૂપ, રસાદિ વિષયોને ગ્રહણ કરવાને માટે ઇન્દ્રિયોદ્વારા વારંવાર બહાર જાય છે. તે સર્વ કરનારી બુદ્ધિ છે. છતાં ચૈતન્ય વડે ભાસવા યોગ્ય બુદ્ધિમાં સ્થિત જે ચંચલતા છે તેનું સાક્ષીમાં વ્યર્થ આરોપણ કરવામાં આવે છે.

પ્રકાશ કરનાર જે સાક્ષી તેમાં પ્રકાશવા યોગ્ય વસ્તુના ધર્મના આરોપણમાં નીચે પ્રમાણે દૃષ્ટાન્ત છે.

**गृहान्तरगतः स्वल्पो गवाक्षादातपोऽचलः ।**
**तत्र हस्ते नर्त्यमाने नृत्यतीवातपो यथा ॥ " ॥ १८ ॥**

અર્થઃ—ગવાક્ષ અર્થાત્ જાળીઆ દ્વારા ઘરની અંદર આવેલો જે થોડો પ્રકાશ છે તે

નિશ્ચલ હોય છે. તે પ્રકાશમાં જો કોઈ મનુષ્ય પોતાનો હાથ આમ તેમ હલાવે તો તે **પ્રકાશ** પોતે જ હાલતો માલમ પડે છે. પરમાર્થથી તે પ્રકાશ કોઈ રીતે હાલતો નથી. તેવી રીતે—

**निजस्थानस्थितः साक्षी वहिरन्तर्गमागमौ ।**
**अकुर्वन्बुद्धिचाञ्चल्यात्करोतीव तथा तथा ॥ ,, ॥ १९ ॥**

**અર્થઃ**—સાક્ષી પોતાના સ્થાનમાં જ સ્થિત છે, બહાર અને અંદર જતો કે આવતો નથી, તથાપિ બુદ્ધિની ચંચલતાથી અર્થાત્ બહાર જતી અને અંદર પાછી આવતી બુદ્ધિની ચંચલતાને લીધે બુદ્ધિની જેવી ચંચલતા થાય છે તેવી ચચલતા સાક્ષીમાં આરોપણ કરવામાં આવે છે, પરમાર્થથી સાક્ષી નિર્વિકારી અને નિર્લેપ છે. **યદિ વિકારી હોત તો તેનુ નામ સાક્ષી ન હોત.** લોકમાં પણ કોઇનો પણ પક્ષ નહીં લેનાર દૂર ઉભો રહીને સર્વ વાતને દેખનારને જ સાક્ષી કહે છે. તેવી રીતે અહીં પણ નિર્વિકાર તથા નિર્લેપને જ સાક્ષી કહેવામાં આવ્યો છે.

અને વિષ્ણુ આદિ ઉત્કૃષ્ટ દેવ શરીરના સંબંધથી સાક્ષીની ઉત્કૃષ્ટતા અને પશુ આદિ નિકૃષ્ટ શરીરના સંબંધથી તેની નિકૃષ્ટતા પણ થતી નથી. કેવલ—

**अद्वयानन्दरूपस्य सद्वयत्वं च दुःखिता ।**
**वन्धः मोक्षः स्वरूपेण स्थितिर्मुक्तिरितीर्यते ॥ पंच० प्र० १०—४ ॥**

**અર્થઃ**—અદ્વય (દ્વૈતથી રહિત) અને આનન્દ સ્વરૂપ આત્માને જે દ્વૈતપણુ છે તે જ દુઃખિતા છે અને તે જ બન્ધ છે. અને પોતાના સ્વરૂપે જે સ્થિતિ છે તેને જ મુક્તિ કહે છે. આત્મામાં દ્વૈત નથી, તે હમેશાં ભેદરહિત છે, એમ શ્રુતિ કહે છે. જેમકે—

**यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।**
**मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ क.उ.अ.१.व.४—१० ॥**

**અર્થઃ**—જે ચૈતન્ય રૂપ વસ્તુ જીવોપાધિમાં બુદ્ધિના સાક્ષી રૂપે હોઈ વર્તમાન છે તે જ ચૈતન્ય **અમુત્ર** અર્થાત્ ઈશ્વર રૂપ ઉપાધિમાં વર્તમાન છે. અને જે અમુત્ર છે અર્થાત્ જે ચૈતન્ય ઈશ્વરોપાધિમાં છે તે જ ચૈતન્ય અહીં જીવોપાધિમાં છે. અહીં અભેદને દઢ કરવાને માટે વ્યત્યય કરીને (ઉલટાવીને) કહ્યું છે. અને પરમાર્થથી ભેદરહિત બ્રહ્મમાં જે ભેદને જુએ છે અર્થાત્ હું બ્રહ્મથી ભિન્ન છું અને મારાથી બ્રહ્મ ભિન્ન છે એ પ્રકારે જે જાણે છે તે ભેદદૃષ્ટિવાળો વારંવાર જન્મ મરણને પ્રાપ્ત થાય છે. વળી—

**मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन ।**
**मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ॥ ,, ॥ ११ ॥**

**અર્થઃ**—શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી સંસ્કારયુક્ત થયેલા એકાગ્ર મન વડે આ આત્મા જાણવા યોગ્ય છે. અને બ્રહ્મમાં થોડો માત્ર પણ ભેદ નથી, છતાં જે કોઈ મૂઢ મનુષ્ય તેમાં ભેદ જેવું પણ દેખે છે તે જન્મમરણની ધારાને જ પ્રાપ્ત થાય છે. વળી—

**यथोदकं दुर्गे प्रविष्टं पर्वतेषु विधावति ।**
**एवं धर्मान्पृथक् पश्यँस्तानेवानुविधावति ॥ ,, ॥ १४ ॥**

અર્થ:—જેવી રીતે પર્વતના શિખર ઉપર વર્ષેલું જલ પર્વતની ઉપર સ્થિત થતું નથી, પરન્તુ નીચેના ભાગમાં ઉતરીને ફેલાઇને નષ્ટ થઈ જાય છે, તેવી રીતે શરીરને ધારણ કરેલા આત્માને શરીરાદિ ઉપાધિને અનુસાર ભિન્ન ભિન્ન જાણનાર મનુષ્ય તે આત્માની ઉપાધિ રૂપ શરીરોને જ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે વેદમાં આત્માના ભેદનો અભાવ તથા ભેદજ્ઞાન વાળાને અનર્થની પ્રાપ્તિ પણ કહી છે. માટે આત્મામાં ભેદની પ્રતીતિ, તથા દુઃખિત્વાદિની તથા કર્તૃત્વ ભોક્તૃત્વ આદિની પ્રતીતિ, એ સર્વ આત્મવિચાર નહીં કરવાથી જ થાય છે.

अविचारकृतो बन्धो विचारेण निवर्तते ।
तस्माज्जीवपरात्मानौ सर्वदैव विचारयेत् ॥ पंच० प्र० १०–५ ॥

અર્થ:—આત્મવિચાર નહીં કરવાથી પ્રાપ્ત થયેલો બન્ધ વિચારથી નિવૃત્ત થાય છે. માટે હમેશાં જીવ અને પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવો જોઇએ.

આ પ્રમાણે વિચારથી સર્વ પ્રકારની ભેદદૃષ્ટિની નિવૃત્તિ થાય છે તે વાર્તા સિદ્ધ થાય છે.

ઈતિ પરમાત્માના સાક્ષિત્વનું નિરૂપણ અ૦ ૫. સ૦ ૪. સમાપ્ત.

---

## અધ્યાય ૫. સર્ગ. ૫.

---

### આત્મવિચાર તથા જ્ઞાન અને અજ્ઞાનનું નિરૂપણ.

ઉપરના સર્ગમાં જગત્, જીવ અને પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવો તે જ સંસારબન્ધનની નિવૃત્તિનું સાધન છે એમ કહેવામાં આવ્યું છે. માટે આ સર્ગમાં આત્મવિચાર તથા જ્ઞાન અને અજ્ઞાન આદિના સ્વરૂપનું વિવેચન કરવામાં આવે છે.

कोऽहं कथमिदं जातं को वै कर्तास्य विद्यते ।
उपादानं किमस्तीह विचारः सोऽयमीदृशः ॥ अ० अ० श्लो. १२ ॥

અર્થ:—હું કોણ છું, સંસાર કેવી રીતે ઉત્પન્ન થયો, આ જગત્‌ના કર્તા કોણ છે, અને સંસારનું ઉપાદાન કારણ શું છે– આ પ્રમાણે નાના પ્રકારનું જે ચિન્તન છે તે વિચાર છે.

नाहं भूतगणो देहो नाहं चाक्षगणस्तथा ।
एतद्विलक्षणः कश्चिद्विचारः सोऽयमीदृशः ॥ „ ॥ १३ ॥

અર્થ:—પંચભૂતોના સમુદ રૂપ જે દેહ તે દેહ રૂપ હું નથી. તેમ હું ઇન્દ્રિય રૂપ પણ નથી. હું આ દેહ અને ઇન્દ્રિયોથી વિલક્ષણ કોઈ વસ્તુ છુ–એ પ્રકારનું વિચારનું સ્વરૂપ છે.

अज्ञानाप्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते ।
सङ्कल्पो विविधः कर्ता विचारः सोऽयमीदृशः ॥ „ ॥ १४ ॥

અર્થ:—આ સપૂર્ણ જગતની ઉત્પત્તિ અજ્ઞાનમાંથી થઈ છે અર્થાત્ અજ્ઞાન વડે સર્વ જગતની કલ્પના થઇ છે. જગત્ કોઇ પરમાર્થ વસ્તુ નથી. અને અધિષ્ઠાનનું જ્ઞાન થવાથી સર્વ નષ્ટ થઇ જાય છે. અર્થાત્ જેવી રીતે અજ્ઞાનથી દોરડામાં કલ્પેલો સર્પ દોરડાના જ્ઞાનથી દોરડામાં લય પામી જાય છે, અને દોરડું જ અવશેષ રહી જાય છે: તેવી રીતે પરમાત્મામાં

કલ્પેલો સર્વ સંસાર અધિષ્ઠાન રૂપ પરમાત્માના જ્ઞાનથી પરમાત્મામાં જ લય પામે છે. કલ્પિત પદાર્થની અધિષ્ઠાનથી ભિન્ન સત્તા હોતી નથી. વળી—

**एतयोर्यदुपादानमेकं सूक्ष्मं सदव्ययम् ।**

**यथैव मृद्घटादीनां विचारः सोऽयमीदृशः ॥** અ૦ અ૦ શ્લો૦ ૧૫ ॥

અર્થ:—જેવી રીતે મૃત્તિકા ઘટનું ઉપાદાન કારણ છે, અને સુવર્ણ કુણ્ડલાદિનું કારણ છે, તેવી રીતે જે એક સૂક્ષ્મ તથા સત્ય સ્વરૂપ અવિનાશિ વસ્તુ છે તેજ આ જગત્નું ઉપાદાન કારણ છે—આ પ્રમાણે નિરૂપણ કરવું તેનું નામ **વિચાર** છે. વળી—

**अहमेकोऽपि सूक्ष्मश्च ज्ञाता साक्षी सदव्ययः ।**

**तदहं नात्र सन्देहो विचारः सोऽयमीदृशः ॥** ,, ॥ ૧૬ ॥

અર્થ:—હું અત્યન્ત સૂક્ષ્મ છું, તથા સર્વનો જ્ઞાતા છું, તથા સર્વનો સાક્ષી સદ્રૂપ અવિનાશી છું તેમાં કોઈ પણ પ્રકારનો સન્દેહ નથી—આ પ્રકારનો જે યથાર્થ નિર્ણય છે તેનું નામ **વિચાર** છે. વળી શ્રવણ મનનાદિક સાધનોને પણ વિચારજ સમજવો જોઇએ.

અજ્ઞાનનું સ્વરૂપ.

**હવે અજ્ઞાનના સ્વરૂપને બતાવીએ છીએ.**

**आत्मा विनिष्कलो ह्येको देहो बहुभिरावृतः ।**

**तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥** ,, ॥ ૧૭ ॥

અર્થ:—આત્મા કલા(અવયવ)રહિત છે અને એક છે અર્થાત્ સજાતીય આદિ ભેદરહિત છે. અને જે દેહ છે તે અનેક અવયવોથી યુક્ત છે. તે આત્મા અને દેહને એક રૂપ માનવા તેના કરતાં મોટું અજ્ઞાન કયુ છે? અર્થાત્ એજ મોટું **અજ્ઞાન** છે. વળી—

**आत्मा नियामकश्चान्तर्देहो बाह्यो नियम्यकः ।**

**तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥** ,, ॥ ૧૮ ॥

અર્થ:—આત્મા દેહની અન્દર સ્થિત છે અને પ્રેરણા કરનાર ( નિયામક ) છે. અને દેહ બહાર છે અને પ્રેર્ય (નિયમ્ય) અર્થાત્ પ્રેરણા કરવા યોગ્ય છે. છતાં એ બંનેનું જે એક રૂપ જાણવું તેના કરતાં અજ્ઞાન કયું છે? અર્થાત્ આત્મા અને દેહને એક રૂપ જાણવા તેજ મોટું **અજ્ઞાન** છે. વળી—

**आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ।**

**तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥** ,, ॥ ૧૯ ॥

અર્થ:—આત્મા જ્ઞાન સ્વરૂપ છે અને પવિત્ર છે. અને દેહ માંસમય અર્થાત્ માંસ રૂપ અને અપવિત્ર છે. છતાં તે બનેને એક જાણવા તેના કરતાં મોટું અજ્ઞાન કયું છે? અર્થાત્ આત્મા અને દેહને એક માનવા તેજ મોટું **અજ્ઞાન** છે. વળી—

**आत्मा प्रकाशकः स्वच्छो देहस्तामस उच्यते ।**

**तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥** ,, ॥ ૨૦ ॥

અર્થ:—આત્મા પ્રકાશસ્વરૂપ છે અને સ્વચ્છ છે. અને દેહ જે છે તે જડ છે. છતાં તેવા આત્મા અને દેહ બંનેને એક રૂપ માનવા તેના કરતાં મોટું કોઈ અજ્ઞાન નથી. વળી—

आत्मा नित्यो हि सद्रूपो देहाऽनित्यो ह्यसन्मयः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—આત્મા નિત્ય છે તથા સદ્રૂપ છે. અને દેહ અનિત્ય અને અસદ્રૂપ છે. છતાં તેમને એક માનવા ને મોટું અજ્ઞાન છે.

જ્ઞાનનું સ્વરૂપ.

હવે જ્ઞાનનું સ્વરૂપ બતાવીએ છીએ.

ब्रह्मैवाहं समः शान्तः सच्चिदानन्दलक्षणः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—હું સર્વ વસ્તુને સત્તા દેનાર, પ્રકાશ કરનાર છું અર્થાત્ સંપૂર્ણ પદાર્થોની જે સત્તા સ્ફૂર્તિ છે તે મારી સત્તા સ્ફૂર્તિ છે. માટે સત્તા સ્ફુર્તિથી સમાન છું અર્થાત્ સર્વથી અભિન્ન છું. તથા શાન્ત અને સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ હું છું, મિથ્યા સ્વરૂપ એવો જે દેહ તે હું નથી—આ પ્રકારના નિશ્ચયને વિદ્વાન્ લોક જ્ઞાન કહે છે. વળી—

निर्विकारो निराकारो निरवद्योऽहमव्ययः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ,, ॥ २५ ॥

અર્થઃ—હું વિકાર અને આકાર રહિત છું અને દોષ રહિત છું અર્થાત્ આધ્યાત્મિકાદિ તાપથી રહિત છું. અને હું નાશ પામનાર નથી, અને હું મિથ્યા દેહ રૂપ નથી. આ પ્રકારના નિશ્ચયને જ્ઞાન કહે છે. વળી—

निरामयो निराभासो निर्विकल्पोऽहमाततः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ,, ॥ २६ ॥

અર્થઃ—હું સર્વ પ્રકારના રોગ રહિત છું, તથા ઘટાદિ પદાર્થની પેઠે હું પ્રકાશ કરાવા યોગ્ય નથી અર્થાત્ હું પ્રકાશક છું, તથા હું સર્વ પ્રકારની કલ્પનાથી રહિત છું અને વ્યાપક છું. અને હું અસદ્રૂપ...ઈત્યાદિ. વળી—

निर्गुणो निष्क्रियो नित्यो नित्यमुक्तोऽहमच्युतः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—હું ગુણ અને ક્રિયા રહિત છું, નિત્ય છું, અને હમેશાં મુક્ત સ્વરૂપ છું, તથા અચ્યુત છું અર્થાત્ સચ્ચિદાનન્દસ્વરૂપથી હું કદાપિ ચ્યુત થતો નથી. અને હું અસદ્રૂપ...ઈત્યાદિ.

निर्मलो निश्चलोऽनन्तः शुद्धोऽहमजरोऽमरः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—હું નિર્મલ છું, અવિદ્યા અને અવિદ્યાના કાર્યરૂપ મલથી રહિત છું, તથા નિશ્ચલ અને અનન્ત છું તથા શુદ્ધ તથા અજર અને અમર છું. અને હું અસદ્ દેહ ... ઈત્યાદિ.

આ પ્રકારના જ્ઞાન અને અજ્ઞાનને જાણીને મુમુક્ષુએ અદ્વૈત જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે બ્રહ્મવિચાર કર્તવ્ય છે.

ઇતિ આત્મવિચારાદિ નિરૂપણ અ. ૫. સ. ૫. સમાપ્ત.

## અધ્યાય ૫. સર્ગ ૬.

### જ્ઞાનની ભૂમિકાનું કથન તથા યોગભ્રષ્ટની ગતિનું નિરૂપણ.

હવે આ સર્ગમાં જ્ઞાનની ભૂમિકા તથા યોગભ્રષ્ટની ગતિનું નિરૂપણ કરવામાં આવે છે. જ્ઞાનની સાત ભૂમિકા શાસ્ત્રમાં કહી છે. તે અભ્યાસી મનુષ્યને અભ્યાસને અનુસાર તત્તત્ કાલમાં પ્રાપ્ત થતી અવસ્થાવિશેષ રૂપ છે. તે નીચે પ્રમાણે છે.

**ज्ञानभूमिः शुभेच्छाख्या प्रथमा समुदाहृता ।**
**विचारणा द्वितीया तु तृतीया तनुमानसा ॥ यो०वा०प्र०३स०११८–५ ॥**
**सत्त्वापत्तिश्चतुर्थी स्यात्ततोऽसंसक्तिनामिका ।**
**पदार्थाभाविनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता ॥ ,, ॥ ६ ॥**

અર્થઃ—શુભેચ્છા નામની જ્ઞાનની પ્રથમ ભૂમિકા છે, બીજી ભૂમિકાનું નામ **વિચારણા** છે. ત્રીજી ભૂમિકાનું નામ **તનુમાનસા** છે. **સત્ત્વાપત્તિ** ચોથી છે. અને પાંચમી ભૂમિકાનું નામ **અસંસક્તિ** છે. અને છઠ્ઠીનું નામ **પદાર્થાભાવિની** છે. અને સાતમીનું નામ **તુર્યગા** છે.

**स्थितः किं मूढ एवास्मि प्रेक्ष्येऽहं शास्त्रसज्जनैः ।**
**वैराग्यपूर्वमिच्छेति शुभेच्छेत्युच्यते बुधैः ॥ ,, ॥ ८ ॥**

અર્થઃ—હું ચૂપચાપ કેમ બેસી રહ્યો છું? હજુ હું અજ્ઞાની છું. મને કાંઈ જ્ઞાન નથી. માટે શાસ્ત્રના વિચારથી તથા સત્પુરૂષોના સમાગમથી તથા ગુરૂના ઉપદેશથી હું આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપાય જોઉં—આ પ્રકારે વિવેક વૈરાગ્યાદિ સાધનવાળા અધિકારીનો જે વિચાર છે અર્થાત્ મુમુક્ષુતા છે તે શુભેચ્છા કહેવાય છે. આત્મજ્ઞાન રૂપ પરમ પુરૂષાર્થનું સાધન પ્રાપ્ત કરવાની જે ઇચ્છા છે તે સર્વ પવિત્ર કર્મ કરવાની ઇચ્છા કરતાં ઉત્તમ ઇચ્છા છે. માટે આ પ્રથમ ભૂમિકાનું નામ શુભેચ્છા કહેવામાં આવ્યું છે. અને—

**शास्त्रसज्जनसंपर्कवैराग्याभ्यासपूर्वकम् ।**
**सदाचारप्रवृत्तिर्या प्रोच्यते सा विचारणा ॥ ,, ॥ ९ ॥**

અર્થઃ—ગુરૂ શુશ્રૂષા આદિ નિયમ સહિત શાસ્ત્રનો વિચાર તથા મુમુક્ષુ વીતરાગ મનુષ્યના સમાગમ તથા વૈરાગ્યના અભ્યાસ દ્વારા જે શ્રવણ મનન રૂપ ઉત્તમ આચારમાં પ્રવૃત્તિ છે તેને **વિચારણા** કહે છે.

**विचारणाशुभेच्छाभ्यामिन्द्रियार्थेष्वसक्तता ।**
**यत्र सा तनुतामेति प्रोच्यते तनुमानसा ॥ ,, ॥ १० ॥**

અર્થઃ—વિવેકાદિ સાધનો સહિત શ્રવણ તથા મનન તથા નિદિધ્યાસન કરવાથી વિષયોના ગ્રહણના અભાવ પર્યન્ત ચિત્તની જે સવિકલ્પ સમાધિ રૂપ સૂક્ષ્મતા છે તે **તનુમાનસા** નામની ત્રીજી ભૂમિકા છે. અર્થાત્ નિદિધ્યાસનના અભ્યાસથી મનની એકાગ્રતાથી સૂક્ષ્મ વસ્તુને ગ્રહણ કરવાની જે યોગ્યતા છે તે ત્રીજી **તનુમાનસા** છે.

**भूमिकात्रितयं त्वेतद्राम जाग्रदिति स्थितम् ।**
**यथावद्भेदबुद्ध्येदं जगज्जाग्रति दृश्यते ॥ यो०वा०प्र०६पू०स० १२६–३२ ॥**

અર્થઃ—હે રામચન્દ્ર ! આ ત્રણ ભૂમિકા જાગ્રદવસ્થા કહેવાય છે, કેમકે આ ત્રણ ભૂમિકા વાળા આ જગતને બરાબર ભેદબુદ્ધિથી જુએ છે. અર્થાત્ જેવી રીતે વ્યાવહારિક સત્તાથી સર્વ લોકોને જગત દેખાય છે તેવી રીતે તેને પણ દેખાય છે- અને—

**भूमिकात्रितयाभ्यासाच्चित्तेऽर्थे विरतेर्वशात् ।**

**सत्यात्मनि स्थितिः शुद्धे सत्त्वापत्तिरुदाहृता ॥ यो०वा०प्र०३अ०११८–११॥**

અર્થઃ—પૂર્વે કહેલી ત્રણ ભૂમિકાના અભ્યાસથી ચિત્તમાં વિષયસંસ્કાર નષ્ટ થવાથી ચિત્તમા તીવ્ર વિરક્તિ સ્થિર થવાથી સત્ય સ્વરૂપ તથા શુદ્ધ સ્વરૂપ પરમાત્મામાં ચિત્તની જે સ્થિતિ છે અર્થાત્ 'નિર્વિકલ્પ સમાધિ' રૂપ જે અવસ્થા છે તેને **સત્વાપત્તિ** કહે છે. આ જ સાક્ષાત્કારની અવસ્થા છે. આ ચોથી અવસ્થા વાળા યોગીને બ્રહ્મવિદ્ કહે છે.

**अद्वैते स्थैर्यमायाते द्वैते प्रशममागते ।**

**पश्यन्ति स्वप्नवल्लोकं चतुर्थीं भूमिकामिताः ॥ यो.वा.प्र.६पू.स.१२६–६० ॥**

અર્થઃ—ચોથી ભૂમિકાને પ્રાપ્ત થયેલા યોગીની અદ્વૈતનિષ્ઠા સ્થિર થવાથી, તથા ભેદ. દૃષ્ટિનો અભાવ થવાથી ચોથી ભૂમિકાને પ્રાપ્ત થયેલા યોગી જગતને સ્વપ્ન તુલ્ય જુએ છે, અર્થાત્ દ્વૈતવાસના તથા અસંભાવના અને વિપરીત ભાવના આદિ દોષોનો નાશ થવાથી મહાવાક્યથી અખણ્ડ સચ્ચિદાનન્દ સ્વરૂપ પરબ્રહ્મના સાક્ષાત્કાર રૂપ અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થતાં ચોથી ભૂમિકાને પ્રાપ્ત થયેલા યોગી જગતને પરમાનન્દ સ્વરૂપ બ્રહ્મ રૂપે જ દેખે છે. અને ઘટ પટ આદિ જગતના પદાર્થનું ભાન હોવા છતાં પણ તે **સ્વપ્નતુલ્ય** પ્રાતિભાસિક સત્તાવાળું જ ભાસે છે.

**दशाचतुष्टयाभ्यासादसंसङ्गफलेन च ।**

**रूढसत्त्वचमत्कारात्प्रोक्ताऽसंसक्तिनामिका ॥ यो.वा. प्र.३ अ.११८–१२ ॥**

અર્થઃ—ઉપરની ચાર ભૂમિકાનો અભ્યાસ કરવાથી ચિત્તની વિષયસંસ્કારો સાથે અસ્પર્શતા રૂપ જે નિર્વિકલ્પ સમાધિ અવસ્થા તેમાં પ્રાપ્ત થતો નિરતિશય આનન્દ રૂપ ચમત્કાર જે ભૂમિકામાં થાય છે તે ભૂમિકાને **અસંસક્તિ** કહે છે. આ પાંચમી ભૂમિકામાં અવિદ્યા અને અવિદ્યાના કાર્યની સાથે કાંઈ પણ સ્પર્શ થતો નથી. માટે આ ભૂમિકાને અસંસક્તિ નામથી કહી છે. આ પાંચમી ભૂમિકાને પ્રાપ્ત થયેલા જ્ઞાનીને **બ્રહ્મવિદ્વર** કહેવામાં આવે છે. અને જેવી રીતે સૂતેલો મનુષ્ય પોતાની મેળે જાગી ઉઠે છે. તેવી રીતે પાંચમી ભૂમિકાવાળો યોગી પણ સમાધિથી આપોઆપ ઉઠે છે. તેથી આ ભૂમિકાનું સુષુપ્તિ નામ પણ છે. અને—

**भूमिकापञ्चकाभ्यासात्स्वात्मारामतया दृढम् ।**

**आभ्यन्तराणां बाह्यानां पदार्थानामभावनात् ॥ „ ॥ १३ ॥**

**परमयुक्तेन चिरं प्रयत्नेनार्थभावनात् ।**

**पदार्थाभावनानाम्नी षष्ठी भवति भूमिका ॥ „ ॥ १४ ॥**

અર્થઃ—ઉપરની પાંચ ભૂમિકાથી ફરી પણ અભ્યાસ કરવાથી અર્થાત્ નિર્વિકલ્પ સમાધિ પરિપક્વ થવાથી અંદર અને બહારના કોઈ પણ પદાર્થની પ્રતીતિ થતી નથી. તેથી સ્વરૂપા-

નન્દનો અનુભવ દૃઢ થાય છે. તે સમયે યોગીને સમાધિમાંથી બીજો કોઇ ચિર પ્રયત્નથી ઉઠાડે તો તે ઉઠે છે. ત્યારે **પદાર્થાભાવિની** છઠ્ઠી ભૂમિકા થાય છે. આ છઠ્ઠી ભૂમિકાવાળા યોગીને **બ્રહ્મવિદ્વરીયાન્** કહે છે. અને ગાઢ સુષુપ્તિ પણ આ ભૂમિકાનું નામ છે.

**पञ्चमीं भूमिकामेत्य सुषुप्तिपदनामिकाम् ॥ ,, ॥ ६२ ॥**
**षष्ठीं गाढसुषुप्त्याख्यां क्रमात्पतति भूमिकाम् ॥ ,, ॥ ६३ ॥**

અર્થઃ—સુષુપ્તિ નામની પંચમી ભૂમિકાને પ્રાપ્ત થઇને ફરી ક્રમથી ગાઢ સુષુપ્તિ નામની છઠ્ઠી ભૂમિકાને પ્રાપ્ત થાય છે.

**भूमिषट्कचिराभ्यासाद्भेदस्यानुपलम्भतः ।**
**यत्स्वभावैकनिष्ठत्वं सा ज्ञेया तुर्यगा गतिः ॥ यो.वा.प्र.३.अ.११८-१५ ॥**

અર્થઃ—છઠ્ઠી ભૂમિકાનો ચિરકાલ અભ્યાસ કરવાથી ભેદની પ્રતીતિ થતી નથી. તેથી સ્વભાવથી જે બ્રહ્મ રૂપે સ્થિતિ છે તેને **તુર્યગા** નામની સપ્તમી ભૂમિકા સમજવી જોઇએ. અર્થાત્ તેને સમાધિ અવસ્થામાંથી સ્વતઃ અથવા બીજાના ઉઠાવવાથી પણ ઉત્થાન થતું નથી, પરન્તુ તેની હમેશાં બ્રહ્મમય જ સ્થિતિ હોય છે. પોતાની મેળે શરીરની ક્રિયા પણ તેનાથી થઇ શકતી નથી. તે પણ બીજા મનુષ્ય દ્વારા જ થાય છે ઇશ્વરપ્રેરણાથી તેના પ્રાણવાયુની ગતિ રહે છે. તે સપ્તમી અવસ્થા **તુરીયાવસ્થા** છે. આ ભૂમિકાને પ્રાપ્ત થયેલા યોગીને **બ્રહ્મવિદ્વરિષ્ઠ** કહે છે.

**आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः॥ मु-उ.मु.३.ख.१-४ ॥**

અર્થઃ—જેની ક્રીડા આત્મામાં જ છે અર્થાત્ બાલ પુત્રાદિ વિષયમાં નથી, અને જેની આત્મામાં જ પ્રીતિ છે, અને આત્મરતિ જ જેની ક્રિયા છે અર્થાત્ બીજી સર્વ ક્રિયાનો અભાવ થઇ ચૂક્યો છે, એવો જે વિદ્વાન્ છે તે બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ છે. આ શ્રુતિ પણ સપ્તમી ભૂમિકા વાળાને શ્રેષ્ઠ કહે છે. અને પંચમી તથા છઠ્ઠી અને સાતમી ભૂમિકાઓ જીવન્મુક્તિ અવસ્થાના ભેદ છે. અને—

**विदेहमुक्तता तूक्ता सप्तमी योगभूमिका ।**
**अगम्या वचसां शान्ता सा सीमा योगभूमिषु ॥ ,, ॥ ७०,१ ॥**

અર્થઃ—આ સપ્તમી ભૂમિકાને વિદેહમુક્તતા કહેવામાં આવી છે. તે અવસ્થા અગમ્ય છે અર્થાત્ કોઇ દુર્લભ મનુષ્ય જ પ્રાપ્ત કરે છે. તે વાણીનો વિષય નથી. અને તે ભૂમિકા શાન્ત છે અને આ યોગની અન્તની ભૂમિકા છે. અને—

**केचित्सा शिवमित्युक्ता केचिद्ब्रह्मेत्युदाहृता ॥ ,, ॥ ७१ ॥**
**केचित्प्रकृतिपुंभावविवेक इति भाविता ॥ ,, ॥ ७२ ॥**

આ ભૂમિકાને કોઇએ શિવ નામથી કહી છે, કોઇને બ્રહ્મ નામથી કહી છે. અને કોઇએ તેને **પ્રકૃતિ તથા પુરૂષનો** વિવેક નામથી કહી છે. અને એ પ્રમાણે આત્મા સંબંધી કલ્પના કરનાર લોકોએ તેને ભિન્ન ભિન્ન પ્રકારે કહી છે.

વળી આ સપ્તમી ભૂમિકાને પ્રાપ્ત થયેલા જ્ઞાની સંબંધી ભાગવતમાં પણ કહ્યું છેઃ—

देहं च नश्वरमवस्थितमुत्थितं वा सिद्धो न पश्यति यतोऽध्यगमत्स्वरूपम् ।
दैवादपेतमुत दैववशादुपेतं वासो यथा परिकृतं मदिरामदान्धः ॥
मा० स्क० ११ अ० १३–३६ ॥

અર્થ:—સિદ્ધ અર્થાત્ સપ્તમી ભૂમિકાને પ્રાપ્ત થયેલા જ્ઞાની પોતાના સ્વરૂપમાં સ્થિત થયેલા હોવાથી પ્રારબ્ધથી આ દેહ આસનથી ઉઠેલો હોય, અથવા આસનમાં બેઠો હોય તો. પણ તેને કાંઈ ખબર રહેતી નથી. આ નાશવાળા શરીરને પણ તે સ્મરણ કરતા નથી, તો પછી બીજા કોઈ પદાર્થને તો સ્મરણ કરે જ કેવી રીતે? અર્થાત્ તેમને કોઈ પણ વસ્તુનું સ્મરણ રહેતું નથી. અને જેવી રીતે મદિરાના મદથી અન્ધ થયેલા મનુષ્યના દેહ ઉપરથી વસ્ત્ર નિકળી જાય અથવા ઉઢાવીને પહેરે, તોપણ તેને કોઈ ખબર રહેતી નથી, તેવી રીતે સપ્તમી ભૂમિકા વાળા જ્ઞાનીને પણ પોતાના દેહનું કોઈ ભાન રહેતું નથી. વળી—

देहोऽपि दैववशगः खलु कर्म यावत् स्वारंभकं प्रतिसमीक्षत एव सासुः ।
तं स प्रपञ्चमधिरूढसमाधियोगः स्वाप्नं पुनर्न भजते प्रतिबुद्धवस्तुः ॥ ॥३७॥

અર્થ:—સાતમી ભૂમિકામાં દેહ પણ પ્રારબ્ધને અધીન હોય છે. તેથી દેહ પણ છૂટવાને માટે પ્રારબ્ધની સમાપ્તિ થવાના સમયની રાહ જુએ છે. અર્થાત્ જ્યાંસુધી પ્રારબ્ધ છે ત્યાંસુધી જીવતો (સાસુઃ) રહે છે. અને જેવી રીતે જાગેલો મનુષ્ય સ્વપ્નનાં શરીરને સત્યબુદ્ધિથી સ્વીકારતો નથી, તેવી રીતે જેણે તત્ત્વને જાણી લીધું છે અને નિર્વિકલ્પ સમાધિ રૂપ યોગને જેણે પ્રાપ્ત કર્યો છે એવો ચોથી ભૂમિકા વાળો પણ ગૃહ, પુત્ર, કલત્ર, આદિ પ્રપંચની સાથે આ દેહને ફરી ભજતો નથી અર્થાત્ દેહાદિમાં અહંતા અને મમતા કરતો નથી.

અને સાતમી ભૂમિકા વાળા સંબંધી શ્રુતિ પણ નીચે પ્રમાણે કહે છે.—

तद्यथाऽहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतैवमेवेदं शरीरं शेतेऽथा-यमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव ॥ वृ० उ० अ०४ ब्रा० ४–७ ॥

અર્થ:—જેવી રીતે સર્પે પોતાના શરીરમાંથી રાફડો આદિ સ્થાનમાં પરિત્યાગ કરેલી કાંચળી પડી રહે છે, સર્પ તેની પાસે રહેતો હોવા છતાં તે કાંચળી(ત્વચા)માં કોઈ પ્રકારનું મમત્વ કરતો નથી, તેવી રીતે સપ્તમી ભૂમિકાને પ્રાપ્ત થયેલા જ્ઞાનીએ પણ અનાત્મભાવથી પરિત્યાગ કરેલું આ શરીર મરેલાની માફક પડી રહે છે. અને સર્પની માફક શરીરમાં મમતા નહી કરતો હોવાથી તે શરીરથી રહિત (અશરીર) છે. તેથી તે અમૃત–મરણ ધર્મથી રહિત છે. અને પ્રાણનો પણ પ્રાણ છે. તથા પરમાત્મા (બ્રહ્મ) છે. અને સર્વ જગત્‌ની પ્રતીતિ કરાવનાર, વિકારી સૂર્યાદિ જ્યોતિથી ભિન્ન, વિજ્ઞાનજ્યોતિ છે. અર્થાત્ શુદ્ધ ચૈતન્ય રૂપ જ્યોતિ છે.

આ સપ્તમી ભૂમિકા સર્વ મુમુક્ષુને પ્રાપ્ત થવી કઠિન છે, તથાપિ ચોથી ભૂમિકાને પ્રાપ્ત થયેલા તત્ત્વવેત્તાનો પણ મોક્ષ થાય છે. તેથી ચોથી ભૂમિકા પ્રાપ્ત થતા પહેલાં સાધકનું મૃત્યુ થાય તો તે (યોગભ્રષ્ટ)ની ગતિનું નિરૂપણ કરવામાં આવે છે.

રામચન્દ્રજી વસિષ્ઠજી પ્રતિ પૂછે છે:—

एकामथ द्वितीयां वा तृतीयां चेतरां च वा ।
आरूढस्य मृतस्याथ कीदृशी भगवन्गतिः ॥ यो.वा.प्र.६पू.स. १२६–४४ ॥

અર્થઃ—હે ભગવન્ ! પહેલી ત્રણ ભૂમિકામાં જ્ઞાનની ઉત્પત્તિ નહીં થતી હોવાથી પહેલી અથવા બીજી અથવા ત્રીજી ભૂમિકાને પ્રાપ્ત થઇને મરેલા યોગીની કેવી ગતિ થાય છે?

વસિષ્ઠજી ઉત્તર આપે છેઃ—

योगभूमिकयोत्क्रान्तजीवितस्य शरीरिणः ।
भूमिकांशानुसारेण क्षीयते पूर्वदुष्कृतम् ॥ ,, ॥ ४७–८ ॥
ततः सुरविमानेषु लोकपालपुरेषु च ।
मेरूपवनकुञ्जेषु रमते रमणीसखः ॥ ,, ॥ ४८–९ ॥

અર્થઃ—યોગભૂમિકાને પ્રાપ્ત થઈને (उत्क्रान्त) જીવતા મનુષ્યને ભૂમિકાને અનુસાર પૂર્વ જન્મોમાં કરેલાં પાપોની નિવૃત્તિ થાય છે. પૂર્વે કરેલા પાપોની નિવૃત્તિ થવાથી (ततः) તથા પુણ્યની ઉત્પત્તિ થવાથી તે લોક અર્થાત્ આત્મજ્ઞાન થતા પહેલાં જેઓનું મૃત્યુ થાય છે તે લોક સ્વર્ગ લોકને પ્રાપ્ત થાય છે. અને સ્વર્ગ લોકને પ્રાપ્ત થઈને ઇન્દ્રાદિ લોકપાલોના પુરમાં તથા સુમેરૂ પર્વતની કુંજોમાં દેવતાઓના વિમાનમાં ચઢીને અપ્સરાઓની સાથે પૂર્વ જન્મના પાપના ક્ષયને અનુસાર તથા પુણ્યને અનુસાર રમણ કરે છે અને—

ततः सुकृतसंभारे दुष्कृते च पुराकृते ।
भोगजाले परिक्षीणे जायन्ते योगिनो भुवि ॥ ,, ॥ ४९–५० ॥
शुचीनां श्रीमतां गेहे गुप्ते गुणवतां सताम् ॥ ॥ ५० ॥

અર્થઃ—તે પછી જ્યારે પુણ્યનો ક્ષય થાય છે. ત્યારે તે યોગીલોક પૃથિવીમાં પવિત્ર તથા શ્રીમન્ત, ગુણી અને રાજા આદિ સત્પુરૂષોના ઘરમા જન્મ લે છે.

अथवा योगिनामेव कुले भवति धीमताम् । भ० गी० अ० ६–४२ ॥

અર્થઃ—અથવા બુદ્ધિશાલી વિરક્ત યોગીઓના કુલમાં જ જન્મ લે છે.

जनित्वा योगमेवैते सेवन्ते योगवासिताः । यो.वा.प्र.६पू.अ.१२६–५१ ॥

અર્થઃ—ત્યાં જન્મ લઈને તે પૂર્વ જન્મના યોગની વાસના વાળા લોક ફરી પણ યોગનો જ અભ્યાસ કરે છે.

એ પ્રમાણે આત્મજ્ઞાન પર્યન્તનુ સાધન ન બને તોપણ જેટલું સાધન બન્યુ છે તેટલાનું પણ ફલ મળે છે જ, વ્યર્થ જતુ નથી. પ્રયત્ન કરનારને આ જન્મ અથવા જન્માન્તરમાં પણ જ્ઞાનપ્રાપ્તિ દ્વારા અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થવાની છે.

ઇતિ જ્ઞાનભૂમિકાનિરૂપણ તથા યોગભ્રષ્ટની ગતિનિરૂપણ અ૦ ૫. સ૦ ૬. સમાપ્ત.

---

## અધ્યાય ૫. સર્ગ ૭.

---

### જગન્મિથ્યાત્વનિરૂપણ

વેદાન્ત શાસ્ત્રના સિદ્ધાન્તમા ત્રણે કાળમાં જગત હોતું નથી. અર્થાત્ ન તો પહેલાં થયુ છે, અને ન તો હાલ છે, અને ન તો આગળ થવાનું છે. અને જે નામ રૂપ વાળું જગત જોવામાં આવે છે તે સ્વપ્નમાં દેખાતા પદાર્થની તુલ્ય મિથ્યા છે એવો વેદાન્તનો સિદ્ધાન્ત છે.

वैतथ्यं सर्वभावानां स्वप्न आहुर्मनीषिणः ।
अन्तःस्थानात्तु भावानां संवृतत्वेन हेतुना ॥ मा० का० प्र० २-१ ॥

અર્થ:—સ્વપ્નની તુલ્ય મિથ્યા કહેવાથી, પ્રથમ સ્વપ્નના પણ મિથ્યાત્વનો નિશ્ચય કરવો જોઇએ. તેથી આ શ્લોકથી સ્વપ્નનું મિથ્યાત્વ બતાવે છે. સ્વપ્નમાં દેખાતા પદાર્થ શરીરની અંદર સંકુચિત સ્થાનમાં દેખાય છે. તેથી બુદ્ધિમાન્ લોક સ્વપ્નમાં દેખાતા સર્વ પદાર્થને મિથ્યા કહે છે.

પોતાના મકાનની અંદર કોઇ કોટડીમાં સૂતેલો મનુષ્ય સ્વપ્નમાં કોટડીમાં હાથીને દેખે છે. તે હાથી મકાનની અંદરની કોટડીમાં કાંઈ આવ્યો નથી. તેથી શરીરની અંદર જ સ્વપ્ન પદાર્થો દેખાય છે એવો નિશ્ચય છે. શરીરની અંદર કોઈ હાથી આવવાનો સંભવ નથી. અને હાથીને ઉભા રહેવાની જગા પણ શરીરની અંદર નથી, કેમકે શરીરની અંદર બહુ જ સંકુચિત જ જગા છે. અહીં પ્રત્યક્ષ કોઈ સંકુચિત સ્થાનમાં મોટી વસ્તુને દેખે તો તે પણ મિથ્યા જ નિશ્ચય થશે. કોઈ એક ઘટાદિ નાના પદાર્થ ઉપર માખી આદિ નાનું પ્રાણી બેસવાનો તો સંભવ છે. તથાપિ તેના ઉપર એક હાથી બેઠેલો જુએ તો તે સર્વને મિથ્યા જ લાગશે. તેવી રીતે યોગ્ય દેશ, કાલ, આદિ વિના જે જે વસ્તુ જોવામાં આવે છે, તે સર્વ મિથ્યા હોવાનો નિશ્ચય થાય છે. શરીરની અંદર દેખાતા હાથી તથા પર્વત આદિ પદાર્થ સંકુચિત સ્થાનમાં દેખાવાથી મિથ્યા છે. આ તો યુક્તિ છે. પરન્તુ શ્રુતિ પણ સ્વપ્નના સર્વ પદાર્થોને મિથ્યા કહે છે:—

न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्ति॥ बृ.उ. अ. ४.ब्रा. ३-१० ॥

અર્થ:—સ્વપ્નમાં કોઈ રથ તથા ઘોડા તથા ઘોડાને ચાલવાના માર્ગ પણ નથી હોતા.

આ શ્રુતિ સ્વપ્નમાં દેખાતા રથાદિ સર્વ પદાર્થને મિથ્યા કહે છે. માટે સ્વપ્નમાં દેખાતા પદાર્થ સંકુચિત દેશમાં દેખાતા હોવાથી તથા દશ્ય હોવાથી મિથ્યા છે. તેવી રીતે આ જગતના પદાર્થ પણ યોગ્ય દેશાદિ રહિત બ્રહ્મમાં પ્રતીત થતા હોવાથી તથા દશ્ય હોવાથી મિથ્યા જ છે.

अन्तःस्थानात्तु भेदानां तस्माज्जागरिते स्मृतम् ।
यथा तत्र तथा स्वप्ने संवृतत्वेन भिद्यते ॥ मा० का० प्र० २ श्लो. ४ ॥

અર્થ:—જેવી રીતે શરીરની અંદર સંકુચિત દેશમાં દેખાતા પદાર્થ મિથ્યા છે, તેવી રીતે જાગ્રત્ પદાર્થને પણ વિદ્વાન્ લોકોએ મિથ્યા કહ્યા છે; કેમકે જેવી રીતે સ્વપ્નમાં દેખાતા પદાર્થ મિથ્યા છે, તેવી રીતે જાગ્રતના પદાર્થ પણ મિથ્યા છે. કેવલ સ્વપ્નના પદાર્થ શરીરની અંદર સંકુચિત દેશમાં દેખાય છે, અને જાગ્રત્ અવસ્થાના પદાર્થ દેહની અપેક્ષાએ બહાર જોવામાં આવે છે. સ્વપ્નના પદાર્થ તથા જાગ્રતના પદાર્થમાં કેવલ તેટલો જ ભેદ છે. અને દશ્યત્વ તથા મિથ્યાત્વ જાગ્રત્ અને સ્વપ્નના પદાર્થોમાં સમાન જ છે. વળી—

स्वप्नजागरितस्थाने ह्येकमाहुर्मनीषिणः ॥ मा० का० प्र० २-५ ॥

અર્થ:—વિદ્વાન્ લોક સ્વપ્નના પદાર્થ તથા જાગ્રતમાં પ્રતીત થતા પદાર્થ એ બંને મિથ્યા હોવાથી સમાન અર્થાત્ બંનેનું મિથ્યાત્વ તુલ્ય કહ્યું છે. વળી—

आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ।
वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥ „ ॥ ६ ॥

અર્થઃ—જેવી રીતે મૃગતૃષ્ણાનું જલ આદિ આદિમાં નથી તેમ અન્તમાં પણ નથી. તેથી તે મધ્યમાં પણ નથી જ એવો નિશ્ચય છે; તેવી રીતે આ જાગ્રત્ અવસ્થામાં દેખાતા પદાર્થ પણ આદિમાં અર્થાત્ ઉત્પત્તિના પહેલાં તથા અન્તમાં અર્થાત્ પ્રલય બાદ પણ દેખવામાં આવતા નથી. તેથી વર્તમાન કાળમાં પણ આ જાગ્રત્ પદાર્થ મિથ્યા જ છે. અર્થાત્ મૃગતૃષ્ણિકાની તુલ્ય જ છે. પરન્તુ મિથ્યા મૃગતૃષ્ણિકાની તુલ્ય હોવા છતાં પણ સત્ય પદાર્થની તુલ્ય જોવામાં આવે છે. જેવી રીતે સુવર્ણનું બનાવેલું આભૂષણ ભૂષણના આકારની પહેલાં નહોતું, અને ભૂષણને અગ્નિમાં ગાળ્યા બાદ પણ ભૂષણ રૂપે રહેતું નથી. પરન્તુ વચલા કાળમાં ભૂષણ રૂપે જોવામાં આવે છે; તેવી રીતે આ જગત્ પણ સૃષ્ટિની પહેલાં જગત્ રૂપે નહોતું. અને જેવી રીતે ભૂષણ ઘડાયા પહેલાં તે પોતાના કારણ સુવર્ણની શકલમાં તો હતું, તેવી રીતે આ જગત્ પણ ઉત્પત્તિ પહેલાં પોતાના કારણ પરમાત્મ રૂપે હતું, અને જેવી રીતે કટક, હાર, આદિ ભૂષણને ગાળી નાંખ્યા બાદ ભૂષણ રૂપે નષ્ટ થવાથી સુવર્ણ રૂપે રહી જાય છે, તેવી રીતે આ જગત્ પણ પ્રલય સમયે પોતાના નામ અને રૂપનો ત્યાગ કરીને પોતાના કારણ બ્રહ્મ રૂપે જ રહેશે. અને જે વસ્તુની સ્થિતિ ઉત્પત્તિ પહેલાં અને નાશની પછી પણ કારણ રૂપે છે, તો મધ્ય કાલમાં પણ અર્થાત્ જે સમયે પ્રતીત થાય છે તે સમયમાં પણ તેની અસલ સ્થિતિ કારણ રૂપે જ છે. અને જગત્ બ્રહ્મમાંથી, રજ્જુમાંથી સર્પની ઉત્પત્તિની પેઠે, ઉત્પન્ન થયું છે, અને લીન પણ બ્રહ્મમાં જ થવાનું છે. અર્થાત્ રજ્જુમાં કલ્પિત સર્પ રજ્જુનું જ્ઞાન થવાથી રજ્જુમાં જ લીન થાય છે. તેની તુલ્ય કલ્પિત જગત્ પણ બ્રહ્મમાં જ લીન થાય છે. અને વર્તમાન કાલમાં પણ રજ્જુમાં કલ્પિત સર્પ રજ્જુ રૂપે સ્થિત છે, તેવી રીતે બ્રહ્મમાં કલ્પેલું આ જગત વર્તમાનમાં પણ બ્રહ્મ રૂપે જ સ્થિત છે. કેવલ નામ રૂપ વાળા પદાર્થ મિથ્યા મૃગતૃષ્ણિકાના જલની તુલ્ય હોઇ સત્ય પદાર્થની તુલ્ય પ્રતીત થાય છે. વળી—

अव्यक्ता एव येऽन्तस्तु स्फुटा एव च ये वहिः ।
कल्पिता एव ते सर्वे विशेषस्त्विन्द्रियान्तरे ॥ „ ॥ २–१५ ॥

અર્થઃ—જે પદાર્થ સ્વપ્નાવસ્થામાં દેહની અંદર દેખાય છે તે અવ્યક્ત છે અર્થાત્ સ્પષ્ટ દેખવામાં આવતા નથી. અને જે બહાર દેખવામાં આવે છે તે સ્પષ્ટ દેખવામાં આવે છે. પરન્તુ તે સર્વ કલ્પિત જ છે. અને સ્વપ્નમાં દેખાતા પદાર્થો શરીરની અંદર દેખાય છે, અને જાગ્રતમાં ઇન્દ્રિય દ્વારા બહાર દેખવાના પદાર્થ બહાર દેખાય છે, એટલો બંનેમાં ભેદ છે. બાકી બંને કલ્પિત જ છે.

अनिश्चिता यथा रज्जुरन्धकारे विकल्पिता ।
सर्पधारादिभिर्भावैस्तद्वदात्मा विकल्पितः ॥ „ ॥ १७ ॥

અર્થઃ—કોઈ દોરી મન્દ અન્ધકારમાં પડેલી છે, તેથી તે દોરી છે એવો નિશ્ચય થયો નહીં. તેને દેખનાર કોઈ તેમાં સર્પની કલ્પના કરે છે, કોઈ જળની ધારાની કલ્પના કરે છે,

કોઈ દરડની, અને કોઈ ભૂમિ ફાટવાથી તરડ પડવાની કલ્પના કરે છે. એ પ્રમાણે આત્મસ્વરૂપને નહીં જાણનાર લોકે આત્મામાં નાના પ્રકારની કલ્પના કરી છે. અને તે પ્રમાણે કલ્પના કરનાર લોક કોઇ પ્રાણ, કોઈ પૃથિવી આદિ પંચભૂત, તથા કોઈ સત્ત્વાદિ ગુણને જ આત્મા કહે છે. અને કોઈએ વિશ્વ તૈજસાદિ એક એક પદાર્થને આત્મા માન્યો, કોઈએ રૂપ રસાદિ વિષયોને, કોઇએ વેદને, કોઇએ યજ્ઞને, અને રસોઇયાએ ખાવા પીવાના પદાર્થને જ ઇશ્વર માન્યો. કોઇએ કાલને, કોઇ સ્વરોદયને જાણનાર લોકે દિશાને જ ઇશ્વર માન્યો. તો કોઇએ ૧૪ ભુવનોને, કોઇએ મનને, કોઇએ બુદ્ધિને, કોઇએ ચિત્તને, કોઇએ ધર્મને, કોઇએ ૨૫ તત્ત્વને, કોઈએ ૨૬ તત્ત્વને, કોઈએ અતત્ત્વને, કોઈએ સંન્યાસાદિ આશ્રમને પરમાર્થ તત્ત્વ માન્યુ. કોઇએ પુલ્લિંગ તથા સ્ત્રીલિંગ રૂપ શબ્દોને, કોઈએ બ્રહ્માને, કોઈએ વિષ્ણુને, કોઇએ મહાદેવને, કોઇએ ગણેશને, કોઇએ દેવીને, કોઈએ સૂર્યને, કોઇએ પીપળાને, કોઇએ વડને, કોઇએ તુલસીને, કોઇએ વાંસને, કોઈએ અર્ક (આકડા)ને પણ ઇશ્વર માન્યો. પરન્તુ તે લોક સર્વ ઇશ્વરના યથાર્થ જ્ઞાનથી રહિત છે.

तृणार्चकादियोगान्ता ईश्वरे भ्रान्तिमाश्रिताः ।
लोकायतादिसांख्यान्ता जीवे विभ्रान्तिमाश्रिताः ॥ पंच० प्र० ६–१६ ॥

અર્થઃ–વાંસ તથા અર્ક અને ઘાસને પૂજનારથી માંડી યોગી (પતઞ્જલિ) પર્યન્તના મત વાળા સુધીના સર્વ લોક ઇશ્વર સંબંધી ભ્રાન્તિમાં પડેલા છે. અર્થાત્ ઇશ્વરના યથાર્થ સ્વરૂપને જાણતા નથી. અને લોકાયતથી માંડીને સાંખ્ય મતવાળા સુધીના સર્વ લોક જીવના સ્વરૂપ સબંધી ભ્રાન્તિમાં પડયા છે અર્થાત્ તે લોકને જીવના સ્વરૂપની ખબર નથી. જો જાગ્રત્ અને સ્વપ્ન એ બંને અવસ્થાના કલ્પિત જીવ અને સર્વ જડ પદાર્થ મિથ્યા હોય તો તે કલ્પિત પદાર્થને જાણનાર કોણ, અને તેમની કલ્પના કરનાર કોણ હશે ? કહીએ છીએ.

कल्पयत्यात्मनात्मानमात्मा देवः स्वमायया ।
स एव बुध्यते भेदानिति वेदान्तनिश्चयः ॥ मा० का० प्र० २–१२ ॥

અર્થઃ—પરમાત્મા પોતે જ પોતાની માયાથી પોતાને જ અનેક પ્રકારે કલ્પે છે, અને પોતે જ તે કલ્પિત પદાર્થોને જાણે છે એવો વેદાન્તનો નિશ્ચય છે. અર્થાત્ આત્માથી ભિન્ન કલ્પિત પદાર્થ તથા કલ્પના કરનાર એ કોઈ પણ નથી. આત્માથી ભિન્ન કોઈ પણ વસ્તુ નથી. તથાપિ—

यं भावं दर्शयेद्यस्य तं भावं स तु पश्यति ।
तं चावति स भूत्वाऽसौ तद्ग्रहः समुपैति तम् ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—જે આચાર્ય જે શિષ્યને આ ઘાસ, આ વાંસ, આ ગણેશ, આ વિષ્ણુ, આ મહાદેવ યથાર્થ વસ્તુ છે એમ કહીને જે વસ્તુને બતાવે છે તે વસ્તુને તે શિષ્ય યથાર્થ સમજે છે. અને તે તેની ઉપાસના આદિ કરતા રહે છે. ફરી જે વસ્તુને તેણે યથાર્થ રૂપે જાણી છે તે વસ્તુ તે મુમુક્ષુના ચિત્તને પોતાનામાં આસક્ત કરી દે છે. અર્થાત્ મુમુક્ષુના ચિત્તને બીજી સર્વ વસ્તુમાંથી રોકીને પોતાનામાં લગાવી દે છે. મનને બીજા સ્થાનમાં જવા દેવું નહીં તે જ મુમુક્ષુની રક્ષા કરવી છે. પછી મુમુક્ષુનુ ચિત્ત પણ તે વસ્તુમાં જ આસક્ત થઇ જાય છે. ફરી મૃત્યુ પછી તે વસ્તુને પ્રાપ્ત થાય છે. તેથી મુમુક્ષુએ પરમાર્થ તત્ત્વને

જાણવામાં વિશેષ કરીને ઉપનિષદ્‌નો જ આશ્રય લેવો જોઇએ આ જગતની ઉત્પત્તિ પરમાર્થથી થવાનો સંભવ નથી. વન્ધ્યાપુત્ર સત્ય અને મિથ્યા બંને પ્રકારે ઉત્પન્ન થતો નથી. શ્રુતિ કહે છે કેઃ—

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—કોઈ વસ્તુનો પ્રલય, અથવા કોઈ વસ્તુની ઉત્પત્તિ, અથવા કોઈ બદ્ધ જીવ અથવા મોક્ષની સિદ્ધિ કરનાર કોઈ સાધક, અથવા કોઈ મુમુક્ષુ, અથવા કોઈ મુક્ત પુરૂષ પણ નથી–એ જ પરમાર્થ તત્ત્વ છે. ઈશ્વરની માયાથી જ સર્વ પ્રતીત થાય છે, માયા વિના કોઈ પણ સૃષ્ટિ નથી. ઈશ્વરને આ સૃષ્ટિ કરવાને માટે શી જરૂર હતી? તેમણે ખાલી બેઠા બેઠા આ સૃષ્ટિ કેમ કરી? આ પ્રશ્ન કરનારને **"न निरोध"** ઈત્યાદિ શ્લોકોનો વિશેષ ખ્યાલ રાખવાની આવશ્યકતા છે.

भोगार्थं सृष्टिरित्यन्ये क्रीडार्थमिति चापरे ।
देवस्यैष स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा ॥ मा० का० प्र० १–९ ॥

અર્થ:—કોઈ કહે છે કે ઈશ્વરે ભોગને માટે સૃષ્ટિ બનાવી. કોઈ ખેલ(રમત)ને માટે સૃષ્ટિ કરી એમ કહે છે. પરન્તુ પરમેશ્વરનું નામ **આપ્તકામ** છે. જેની સંપૂર્ણ ઈચ્છા નિવૃત્ત થઈ છે તેને જ આપ્તકામ કહે છે. આપ્તકામને ભોગની ઈચ્છા, અથવા ખેલની ઈચ્છા હોતી નથી. તેથી ભોગને માટે સૃષ્ટિ છે અથવા ખેલને માટે સૃષ્ટિ છે તે કહેવુ બને નહીં. પરન્તુ પરમેશ્વરની માયાનું નામ સૃષ્ટિ છે, બીજી કોઈ સૃષ્ટિ નથી. અને માયા પોતે જ મિથ્યા છે. જે છે જ નહીં તે પદાર્થનું જ નામ **માયા** છે. તેથી સૃષ્ટિ કોઈ કાલમાં પણ થઈ નથી. જ્યારે સૃષ્ટિ થઈ જ નથી તો પછી "સૃષ્ટિ કેમ કરી?" એ પ્રશ્ન બનતો નથી. છતાં પણ જેને સૃષ્ટિ વિષે આગ્રહ છે, સૃષ્ટિ છે એવો નિશ્ચય છે તેને માટે શ્રુતિ પણ તેને અનુસાર ઉત્તર આપે છે.

मृल्लोहविस्फुलिङ्गाद्यैः सृष्टिर्या चोदितान्यथा ।
उपायः सोऽवताराय नास्ति भेदः कथंचन ॥ ,, ॥ १५ ॥

અર્થ:—માટી તથા લોઢું તથા અગ્નિની ચિનગારી આદિ દૃષ્ટાન્તોથી સૃષ્ટિનું કથન કર્યું છે તે સર્વ સૃષ્ટિ સંબંધી આગ્રહવાળા જીજ્ઞાસુને સમઝાવવાને માટે છે પરમાર્થથી બ્રહ્મમાં કોઈ ભેદ નથી, અને સૃષ્ટિ કલ્પિત છે. અને કલ્પિત શકિત અધિષ્ઠાનથી ભિન્ન હોઈ પણ શકતી નથી.

स्वप्नमाये यथा दृष्टे गन्धर्वनगरं यथा ।
तथा विश्वमिदं दृष्टं वेदान्तेषु विचक्षणैः ॥ ,, ॥ २–३१ ॥

અર્થ:—જે લોક વેદાન્તશાસ્ત્રમાં નિપુણ છે તેઓએ સ્વપ્નમાં દેખાતા પદાર્થો તથા પ્રસિદ્ધ ઈન્દ્રજાલ માયાના પદાર્થ તથા ગન્ધર્વ નગર જેમ મિથ્યા છે તેવું જ આ જગતને પણ મિથ્યા નિશ્ચય કર્યું છે. જ્યારે પરમાત્મા એક જ વસ્તુ છે અને તે પરમાત્માને અજ કહ્યા છે અર્થાત્ તેમનો જન્મ નહીં થનાર કહ્યા છે, ત્યારે ઉત્પત્તિ કોની થઇ? પરમાત્માની

ઉત્પત્તિ થવા સંભવ નથી. અને માયા મિથ્યા પદાર્થ હોવાથી તેની પણ ઉત્પત્તિનો સંભવ નથી. તે માટે જે કોઈ પણ પદાર્થ જોવામાં આવે છે તે સર્વ મિથ્યા છે; પરમાત્મા એક જ સત્ય વસ્તુ છે.

ઇતિ જગન્મિથ્યાત્વનિરૂપણ અ. ૫. સ. ૭. સમાપ્ત.

## અધ્યાય. ૫. સર્ગ ૮.

### અજાતવાદનિરૂપણ.

પરમાત્માથી ભિન્ન કોઈ પણ પદાર્થ નથી. અને પરમાત્મા ઉત્પન્ન થતા નથી. એટલે અદ્વૈતવાદ સંબંધી કોઈ પણ તર્ક કરવાનો રહેતો નથી.

**अद्वैतं परमार्थो हि द्वैतं तद्भेद उच्यते ।** मा० का० प्र० ३–१८ ॥

અર્થઃ—પરમાર્થ તો અદ્વૈત છે. અને દ્વૈત જે છે તે અદ્વૈતનો ભેદ છે. અને "**एकमेवाद्वितीयम्**"—એક જ છે અને અદ્વિતીય છે, તથા "**इन्द्रो मायाभिः पुरुरूप ईयते**" પરમાત્મા માયા વડે અનેક રૂપ થાય છે. વળી—

**मायया भिद्यते ह्येतन्नान्यथाऽजं कथंचन ।**
**तत्त्वतो भिद्यमाने हि मर्त्यताममृतं व्रजेत् ॥** „ ॥ १९ ॥

અર્થઃ—જન્મ નહીં લેનાર પરમાત્માનો ભેદ માયાથી મિથ્યા દ્વૈત રૂપે પ્રતીતિ માત્ર છે. માયા વિના કદાપિ બ્રહ્મનો ભેદ થઈ શકતો નથી. યથાર્થ રીતે જો પરમાત્માનો ભેદ હોય તો સ્વભાવથી અમૃત અર્થાત્ નહીં મરનાર તથા અજ તથા દ્વૈત રહિત જે બ્રહ્મ છે તે મરણધર્મ વાળું થશે. તેથી માયાથી દ્વૈતની મિથ્યા પ્રતીતિ માત્ર છે. વળી—

**अजातस्यैव भावस्य जातिमिच्छन्ति वादिनः ।**
**अजातो ह्यमृतो भावो मर्त्यतां कथमेष्यति ॥** „ ॥ २० ॥

અર્થઃ—વાદી લોક પણ જન્મ નહીં લેનાર પરમાત્માના જન્મને સિદ્ધ કરવાની ઇચ્છા કરે છે. અને જે વસ્તુ સ્વભાવથી જન્મ લેનાર નથી અને મરનાર પણ નથી. તે કેવી રીતે મરનાર હોય? અર્થાત્ કદાપિ નહીં. વળી—

**सांसिद्धिकी स्वाभाविकी सहजा अकृता च या ।**
**प्रकृतिः सेति विज्ञेया स्वभावं न जहाति या ॥** प्र० ४–९ ॥

અર્થઃ—વસ્તુની જે પ્રકૃતિ છે તે કદાપિ બદલાતી નથી. જે સ્વતઃસિદ્ધ હોનારી યોગી લોકોની અણિમાદિ સિદ્ધિ છે તે કદાપિ બદલતી નથી, અથવા નષ્ટ પણ થતી નથી. તેવી રીતે વસ્તુનો જે સ્વભાવ છે તે બદલાવાનો નથી. જેમ અગ્નિનો ઉષ્ણ સ્વભાવ અને પક્ષીની ઉડવાની શક્તિ જન્મથી જ તેની સાથે છે, તે સહજ પ્રકૃતિ પણ કોઇ દેશ, કોઇ કાલમાં નષ્ટ થવાની નથી. તેમ બીજો પણ કોઇ ગુણ જે બનાવટી નથી તે કોઇ પણ નાશ પામતો નથી. બહુ શું કહે! જે જે પદાર્થ પોતાના સ્વભાવને પરિત્યાગ કરતો નથી તે સર્વ **પ્રકૃતિ** કહેવાય છે. જે પ્રકૃતિ છે તે બદલાવાની નથી. તેવી રીતે બ્રહ્મનું જે અજત્વ છે તે પ્રકૃતિ છે. તેથી તે પણ જન્મ લેનાર નથી. વળી—

नेह नानास्ति चाम्नायादिन्द्रो मायाभिरित्यपि ।
अजायमानो बहुधा मायया जायते तु सः ॥      मा० का० प्र० ३–२४ ॥

અર્થ:— ' नेह नानास्ति किंचन" અને " इन्द्रो मायाभिः पुरुरूप ईयते" ઇત્યાદિ પ્રમાણ પણ ઉત્પન્ન નહીં થતા બ્રહ્મની માયા વડે ઉત્પત્તિની પ્રતીતિ માત્રને કહે છે. વળી—

सतो हि मायया जन्म युज्यते न तु तत्त्वतः ।
तत्त्वतो जायते यस्य जातं तस्य हि जायते ॥      ,,      ॥ २७ ॥

અર્થ:—પરમાર્થ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો સત્ય વસ્તુનો માયા વડે પણ જન્મ થતો નથી. અને જેના સિદ્ધાન્તમાં સત્ય વસ્તુનો યથાર્થ રીતે જન્મ કહ્યો છે, તેના મતમાં એક વાર ઉત્પન્ન થયેલી વસ્તુ ફરી બીજી વાર ઉત્પન્ન થશે. કોઇને એક પુત્ર ઉત્પન્ન થઇને ફરી તેની હયાતિમાં તેનો ફરીથી જન્મ થતો નથી. માટે સદ્‌વસ્તુ તો સત્ જ છે. ફરી તેનો જન્મ થવો કદાપિ સંભવ નથી. વળી—

असतो मायया जन्म तत्त्वतो नैव युज्यते ।
वन्ध्यापुत्रो न तत्त्वेन मायया वापि जायते ॥      ,,      ॥ २८ ॥

અર્થ:—અસત્ વસ્તુની માંયાથી અથવા યથાર્થ રીતે પણ ઉત્પત્તિ થઈ શકતી નથી. જેમ વન્ધ્યા પુત્રની ઉત્પત્તિ યથાર્થ રીતે કે માયાથી પણ થતી નથી. સંપૂર્ણ પદાર્થોની ઉત્પત્તિ અધિષ્ઠાનનું જ્ઞાન નહીં હોવાથી જ પ્રતીત થાય છે. રજ્જુના સ્વરૂપનો નિશ્ચય થતાં સર્વ ભ્રમની નિવૃત્તિ થાય છે. તેવી રીતે પરમાત્મા રૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થવાથી સર્વ કલ્પનાની નિવૃત્તિ થાય છે.

न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते ।
एतत्तदुत्तमं सत्यं यत्र किंचिन्न जायते ॥      ,,      ॥ ४८ ॥

અર્થ:—વળી કોઈ જીવ ઉત્પન્ન થતો નથી. તેની ઉત્પત્તિમાં કારણ દેખાતું નથી અને કોઇની ઉત્પત્તિ થતી નથી એ પરમ સત્ય છે. અને જે દેશ કાલાદિ રહિત બ્રહ્મમાં કોઈ પણ ઉત્પન્ન થતું નથી તે જ ઉત્તમ સત્ય છે. વળી—

भूतं न जायते किंचिदभूतं नैव जायते ।
विवदन्तो द्वयाह्येवमजातिं ख्यापयन्ति ते ॥      मा. का. प्र. ४–४ ॥

અર્થ:—જે વસ્તુ વિદ્યમાન છે તેની ઉત્પત્તિ થતી નથી. અને જે વસ્તુ અવિદ્યમાન છે–છે જ નહીં, તેની પણ ઉત્પત્તિ થતી નથી. અને ઉત્પત્તિવિષયમાં વિવાદ કરનાર દ્વૈતવાદી લોક વિવાદ કરતા સતા અજાતિને જ કહે છે અર્થાત્ ઉત્પન્ન નહીં થવાનું જ કથન કરે છે. વળી—

जरामरणनिर्मुक्ताः सर्वे धर्माः स्वभावतः ।
जरामरणमिच्छन्तश्च्यवन्ते तन्मनीषया ॥      ,,      ॥ १० ॥

અર્થ:—ઉપાધિથી નાના પ્રકારે પ્રતીત થતા અનેક આત્મા દેખાય છે. તે સર્વ સ્વભાવથી જ જરા મરણથી રહિત છે. અને આત્માની જરા કે મરણની ઇચ્છા કરતા સતા તેના

જન્મને સિદ્ધ કરવાને માટે વાદવિવાદ કરીને આત્માના જન્મ મરણના આગ્રહથી તે લોકનું પતન થાય છે અર્થાત્ સંસારને પ્રાપ્ત થાય છે. વળી—

अजातं जायते यस्मादजातिः प्रकृतिः स्ततः ।
प्रकृतेरन्यथाभावो न कथंचिद्भविष्यति ॥ ,, ॥ २९ ॥

અર્થ:—જે વાદી લોક જન્મ નહીં લેનાર વસ્તુના જ જન્મનું કથન કરે છે તે યુક્તિ રહિત કથન છે. જન્મ ન લેવો એ આત્માનો સ્વભાવ છે. માટે પ્રકૃતિનું જે અન્યથા થવું તે કદાપિ સંભવતું નથી. માટે આત્માની સંસારપ્રાપ્તિ અને મોક્ષ એ બંને વાસ્તવિક નથી.

अनादेरन्तवत्त्वं च संसारस्य न सेत्स्यति ।
अनन्तता चादिमतो मोक्षस्य न भविष्यति ॥ ,, ॥ ३० ॥

અર્થ:—જે સંસાર અનાદિ છે તેનો અન્ત યુક્તિથી પણ સિદ્ધ થતો નથી. અને અનન્ત જે મોક્ષ છે તેનું આદિપણું પણ કદાપિ થઈ શકતું નથી. તેથી કોઇ વસ્તુની ઉત્પત્તિ કે નાશ, તથા બન્ધ અને મોક્ષને સિદ્ધ કરનાર કોઇ પણ વસ્તુ યથાર્થ નથી. આ સર્વ કલ્પિત છે અને અજ્ઞાની મનુષ્યને સમઝાવવાને માટે નાના પ્રકારની પ્રક્રિયા કથન કરી છે. અદ્વિતીય પરબ્રહ્મ પરમાત્મા હમેશાં નિર્લેપ રહે છે. વળી—

प्रपञ्चो यदि विद्येत निवर्तेत न संशयः ।
मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः ॥ ,, ॥ १–१७ ॥

અર્થ:—જો કોઈ પ્રપંચ વસ્તુ પહેલેથી હોત તો અવશ્ય નિવૃત્ત પણ થઈ જાત. પરન્તુ આ સર્વ કોઇ વસ્તુ છે નહીં, કેવલ માયા માત્ર જ છે. પરમાર્થથી તે અદ્વૈત છે. અહીં કોઈ પણ પ્રપઞ્ચની ઉત્પત્તિ બની શકતી નથી.

विकल्पो विनिवर्तेत कल्पितो यदि केनचित् ।
उपदेशादयं वादो ज्ञाते द्वैतं न विद्यते ॥ ,, ॥ १८ ॥

અર્થ:—જો કોઇએ કલ્પના કરી હોત તો સર્વ કલ્પનાની નિવૃત્તિ થઈ જાત આ સર્વ કલ્પના તથા સૃષ્ટિ આદિનું કથન શિષ્યાદિના ઉપદેશને માટે છે. પરમાત્મ રૂપ તત્ત્વ જાણવામાં આવે તો ફરી કોઇ પણ દ્વૈત દેખાતું નથી.

अनादिमायया सुप्तो यदा जीवः प्रबुद्ध्यते ।
अजमनिद्रमस्वप्नमद्वैतं बुध्यते तदा ॥ ,, ॥ १६ ॥

અર્થ:—અનાદિ માયાથી સૂતેલા જીવને અર્થાત્ મારો પુત્ર છે, મારૂં ધન છે, મારૂં પશુ છે, મારૂં ક્ષેત્ર છે-એ પ્રકારના મોહમાં પડેલા આ જીવને જ્યારે ઉપદેશ દ્વારા પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે જન્માદિથી રહિત, તથા અવિદ્યા (અજ્ઞાન) રૂપ નિદ્રાથી રહિત, તથા અન્યથા ગ્રહણ રૂપ સ્વપ્નથી પણ રહિત, અદ્વૈત શુદ્ધ પરમાત્મા રૂપ તત્ત્વને જાણે છે. અને ત્યારે જ સર્વ દુઃખની નિવૃત્તિ પણ થાય છે.

ઇતિ અજાતવાદનિરૂપણ અ. ૫. સ. ૮. સમાપ્ત.

## અધ્યાય. ૫. સર્ગ. ૯.

### મહાવાક્યવિવેચન.

જીવ બ્રહ્મની એકતા (અભેદ)નું જ્ઞાન જ મોક્ષનું સાધન છે. અને જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન સંપાદન કરવાને માટે મહાવાક્યના વિવેચનની આવશ્યકતા હોવાથી તેનું વિવેચન કરીએ છીએ.

જીવ અને બ્રહ્મની એકતાનું જ્ઞાન કરાવનાર વાક્યને **મહાવાક્ય** કહે છે. અને જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન થવું તે જ વેદાન્તશાસ્ત્રનું પ્રયોજન છે. માટે આ સર્ગમાં ચાર મહાવાક્યોના અર્થોનું વિવેચન કરીએ છીએ. તેમાં પ્રથમ **ઐતરેય આરણ્યક** દ્વિતીય આરણ્યક અધ્યાય. ૬ ના પ્રથમ ખણ્ડના "**प्रज्ञानं ब्रह्म**" એ મહાવાક્યના અર્થનું શુકરહસ્યોપનિષદ્‌માં કહેલી રીતે નિરૂપણ કરીએ થીએ.

### ૧. "प्रज्ञानं ब्रह्म" નું વિવેચન.

**येनेक्षते शृणोतीदं जिघ्रति व्याकरोति च ।**
**स्वाद्वस्वादु विजानाति तत्प्रज्ञानमुदीरितम् ॥** शुक. र. उ. श्लो. १ ॥

અર્થઃ—જે નેત્રદ્વારા નિકળેલી અન્તઃકરણની વૃત્તિ રૂપ ઉપાધિ વાળા ચૈતન્ય વડે દર્શન કરવા યોગ્ય રૂપને દેખે છે, અને જે શ્રોત્રાદિ દ્વારા નિકળેલા અન્તઃકરણની વૃત્તિ રૂપ ઉપાધિ વાળા ચૈતન્ય વડે આ શબ્દોને સાંભળે છે, અને જે ઘ્રાણ દ્વારા નિકળેલી અન્તઃકરણની વૃત્તિ રૂપ ઉપાધિ વાળા ચૈતન્ય વડે સુગન્ધિ તથા દુર્ગન્ધિને સુંઘે છે, તથા જે વાગિન્દ્રિય દ્વારા નિકળેલી અન્તઃકરણની વૃત્તિઉપહિત ચૈતન્ય વડે શબ્દોને બોલે છે, અને જે રસનેન્દ્રિય દ્વારા નિકળેલી અન્તઃકરણની વૃત્તિ ઉપાધિ વાળા ચૈતન્ય વડે સ્વાદ તથા બેસ્વાદને જાણે છે—એવું જે ચેતન્ય છે તેને "**प्रज्ञानं ब्रह्म**" આ મહાવાક્યમાં **પ્રજ્ઞાન** શબ્દથી કહ્યું છે.

પહેલા શ્લોકમાં પ્રજ્ઞાન શબ્દના અર્થનું નિરૂપણ કરીને હવે બ્રહ્મ શબ્દનો અર્થ કહીએ છીએ.

**चतुर्मुखेन्द्रदेवेषु मनुष्याश्वगवादिषु ।**
**चैतन्यमेकं ब्रह्मातः प्रज्ञानं ब्रह्म मय्यपि ॥** ,, ॥ २ ॥

અર્થઃ—ઉત્તમ દેવાદિમાં તથા મધ્યમ મનુષ્યાદિમાં તથા અધમ અશ્વ, ગાય, આદિ સર્વ દેહધારીમાં એક જ ચૈતન્ય રૂપ બ્રહ્મ છે અને તે જ ચૈતન્ય રૂપ બ્રહ્મ મારામાં પણ છે. માટે હું બ્રહ્મ જ છું.

### ૨. "अहं ब्रह्मास्मि" નું વિવેચન.

**प्रज्ञानं ब्रह्म** એ મહાવાક્યનો અર્થ કરીને હવે **अहं ब्रह्मास्मि । बृ. उ. अ. १-४-१०** (હું બ્રહ્મ છું) એ મહાવાક્યનું વ્યાખ્યાન કરવામાં આવે છે. સંપૂર્ણ મહાવાક્યનો અર્થ કરતા પહેલાં પ્રથમ **अहम्** શબ્દના અર્થનું નિરૂપણ કરીએ છીએ. દેશ તથા કાલ તથા વસ્તુના પરિચ્છેદ રહિત જે પરમાત્મા મનુષ્યાદિ શરીરમાં બુદ્ધિ શબ્દથી કહેલા સૂક્ષ્મ શરીરના સાક્ષી રૂપે સ્થિત થઈને પ્રકાશે છે તેને **अहम्** (હું) શબ્દથી કહે છે. અને—

स्वतः पूर्णः परात्माऽत्र ब्रह्मशब्देन वर्णितः ।
अस्मीत्यैक्यपरामर्शस्तेन ब्रह्म भवाम्यहम् ॥ " ॥ ४ ॥

અર્થ:—સ્વભાવથી જ પરિચ્છેદ રહિત પરિપૂર્ણ પરમાત્માને આ શ્લોકમાં બ્રહ્મ શબ્દથી કહ્યા છે. અને અસ્મિ પદથી જીવ અને બ્રહ્મની એકતાનું કથન કર્યું છે. માટે હું અર્થાત્ अहम् શબ્દથી પૂર્વ શ્લોકમાં કહેલું જીવચૈતન્ય પણ બ્રહ્મ છે.

### ૩. "तत्त्वमसि"નું વિવેચન.

અને હવે "तत्त्वमसि । छा० उ० अ० ६-८-७ (તે તું છે) એ મહાવાકયના અર્થનું નિરૂપણ કરવામાં આવે છે. પ્રથમ तत् પદનો અર્થ કહીએ છીએ.

एकमेवाद्वितीयं सन्नामरूपविवर्जितम् ।
सृष्टेः पुराऽधुनाऽप्यस्य तादृक्त्वं तदितीर्यते ॥ " ॥ ५ ॥

અર્થ:—सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्—આ શ્રુતિમાં સૃષ્ટિના પહેલાં સ્વગતાદિ ભેદ રહિત જે સદ્દવસ્તુનું પ્રતિપાદન કર્યું છે તે સદ્દવસ્તુનું સૃષ્ટિ પછી હાલ પણ વિચારદૃષ્ટિથી સિદ્ધ થતું જે તથાત્વ છે અર્થાત્ સૃષ્ટિના પહેલાંની માફક સ્વગતાદિ ભેદ શૂન્યતા, તથા નામ અને રૂપના અભાવપણું છે તે સદ્દવસ્તુ રૂપ પરમાત્માને तत्त्वमसि મહાવાકયના तत् શબ્દથી કહ્યા છે.

श्रोतुर्देहेन्द्रियातीतं वस्त्वत्र त्वंपदेरितम् ।
एकता ग्राह्यतेऽसीति तदैक्यमनुभूयताम् ॥ " ॥ ६ ॥

અર્થ:—શ્રવણાદિના અનુષ્ઠાન દ્વારા મહાવાકયના અર્થને જાણનારને અહીં શ્રોતા કહ્યો છે. તે શ્રોતા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરથી ભિન્ન અને એ શરીરોના સાક્ષી થઈને જે સદ્દવસ્તુ વર્તમાન છે તેને જ त्वम् પદથી કહ્યું છે. અને આ तत्त्वमसि મહાવાકયમાં જે असि પદ છે તેનાથી तत् પદના અર્થ રૂપ ચૈતન્ય તથા त्वं પદના અર્થ રૂપ ચૈતન્ય એ બંનેની એકતાનો બોધ કરે છે. માટે તે तत् અને त्वम् પદના અર્થ રૂપ ચૈતન્યની એકતાને મુમુક્ષુ લોક અનુભવ કરો.

### ૪. "अयमात्मा ब्रह्म"નું વિવેચન

હવે ક્રમથી પ્રાપ્ત થયેલા "अयमात्मा ब्रह्म" बृ०उ०२-५-१९ આ આત્મા બ્રહ્મ છે—એ એ મહાવાકયના અર્થને નિરૂપણ કરીએ છીએ.

स्वप्रकाशापरोक्षत्वमयमित्युक्तितो मतम् ।
अहंकारादिदेहान्तात्प्रत्यगात्मेति गीयते ॥ " ॥ ७ ॥

અર્થ:—"अयमात्मा ब्रह्म" એ મહાવાકયમાં સ્થિત अयम् પદથી આત્માને સ્વપ્રકાશ રૂપ હોવાથી અપરોક્ષ કહ્યો છે. અને અહંકાર, મન, પ્રાણ, ઇંદ્રિય તથા દેહ એ સર્વના સમૂહને સંઘાત કહે છે. તે અહંકાર જેનો આદિ છે અને જેનો અન્ત દેહ છે એવા સંઘાતના અધિષ્ઠાન રૂપે તથા સાક્ષી રૂપે સ્થિત વસ્તુને "આત્મા" શબ્દથી કહ્યું છે. અને—

दृश्यमानस्य सर्वस्य जगतस्तत्त्वमीर्यते ।
ब्रह्मशब्देन तद्ब्रह्म स्वप्रकाशात्मरूपकम् ॥ " ॥ ८ ॥

અર્થઃ—દેખાતા આ સંપૂર્ણ જગતના અધિષ્ઠાન રૂપ જે પરમાર્થ વસ્તુ છે તેને "**अयमात्मा ब्रह्म**" એ મહાવાકયમાં **બ્રહ્મ** શબ્દથી કહ્યું છે. અને તે બ્રહ્મ સ્વપ્રકાશ રૂપ છે. આ મહાવાકયમાં જેને "**आत्मा**" કહ્યો છે તેને જ બ્રહ્મ કહ્યું છે. તેથી પણ જીવચૈતન્ય અને બ્રહ્મની એકતા કહી છે. વળી—

**जगतो यदुपादानं मायामादाय तामसीम् ।**
**निमित्तं शुद्धसत्त्वां तामुच्यते ब्रह्म तद्गिरा ॥** पंच० प्र० १–४४ ॥

અર્થઃ—જે સચ્ચિદાનન્દ રૂપ પરબ્રહ્મ તમોગુણ પ્રધાન વાળી માયાને ઉપાધિ રૂપે સ્વીકાર કરીને જગતના ઉપાદાન કારણ રૂપ થયું છે, અને તે જ બ્રહ્મ જે વિશુદ્ધ સત્ત્વપ્રધાન માયાને ઉપાધિ રૂપે સ્વીકારીને નિમિત્ત કારણ રૂપ થયું છે તે જગતના નિમિત્ત તથા ઉપાદાન કારણ રૂપ બ્રહ્મને **तत्त्वमसि** મહાવાકયમાં સ્થિત **तत्** શબ્દથી કહે છે. કલ્પિત વસ્તુના અધિષ્ઠાન રૂપ થવું તે જ બ્રહ્મમાં ઉપાદાનતા છે. અને ઉપાદાનાદિના અભિજ્ઞ ( જાણનાર ) હોવું તે જ નિમિત્ત કારણતા છે. વળી—

**यदा मलिनसत्त्वां तां कामकर्मादिदूषिताम् ।**
**आदत्ते तत्परं ब्रह्म त्वंपदेन तदोच्यते ॥** ,, ॥ ४५ ॥

અર્થઃ—તે જ બ્રહ્મ જે અવસ્થામાં મલિનસત્ત્વ પ્રધાન વાળી માયાને અર્થાત્ જેને **અવિદ્યા** શબ્દથી કહે છે તેને ઉપાધિ રૂપે સ્વીકાર કરે છે તે અવસ્થાને **तत्त्वमसि** મહાવાકયમાં સ્થિત **त्वम्** શબ્દથી કહે છે. અને—

**त्रितयीमपि तां मुक्त्वा परस्परविरोधिनीम् ।**
**अखण्डं सच्चिदानन्दं महावाक्येन लक्ष्यते ॥** ,, ॥ ४६ ॥

અર્થઃ—પરસ્પર વિરોધવાળી તમોગુણ પ્રધાન તથા વિશુદ્ધ સત્ત્વ પ્રધાન અને મલીન સત્ત્વપ્રધાન ભેદથી કહેલીમાયાને પરિત્યાગ કરવાથી જે સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ છે તે મહાવાકય વડે કથન કરે છે. અર્થાત્ લક્ષણાવૃત્તિથી જણાવે છે.

**सोऽयम्**—તે આ છે—આ મહાવાકયમાં **ભાગત્યાગલક્ષણા** છે, કેમકે ભૂતકાલમાં જે અન્ય દેશમાં સ્થિત વસ્તુ છે તેને જ **सः** શબ્દથી કહેવાય છે. તેથી અતીત કાલ તથા અન્ય દેશ સહિત વસ્તુ **सः** પદનો **વાચ્યાર્થ** છે. અને વર્તમાન કાલ તથા સમીપ દેશમાં સ્થિત વસ્તુને **अयम्** આ શબ્દથી કહેવાય છે. તેથી વર્તમાનકાળ અને સમીપ દેશ સહિત વસ્તુ **अयम्**—આ—પદનો વાચ્યાર્થ છે. અને અતીત કાલ અને અન્ય દેશ સહિત જે વસ્તુ છે તે જ વર્તમાન કાલ અને સમીપ દેશ સહિત છે તે **सोऽयम्** તે આ છે—એ સમુદાયનો વાચ્યાર્થ છે. પરન્તુ તે બને નહીં, કારણ ભૂતકાલ અને વર્તમાન કાલનો વિરોધ છે. તેવી રીતે અન્ય દેશ અને સમીપ દેશનો પણ વિરોધ છે. તેથી **सः** (તે) અને **अयम्** (આ)—એ બંને પદમાં પદોના વાચ્યાર્થ રૂપ દેશ અને કાલ રૂપ વિશેષ ભાગને પરિત્યાગ કરીને વસ્તુ માત્રનું ગ્રહણ કરવું તે **ભાગત્યાગલક્ષણા** છે. અને **तत्त्वमसि** મહાવાકયમાં માયા ઉપાધિ વાળા સર્વજ્ઞ પરમેશ્વર ( અર્થાત્ ઈશ્વરચૈતન્ય ) તત્ પદનો વાચ્યાર્થ છે. અને અવિદ્યા ઉપાધિવાળું અલ્પજ્ઞ જીવચૈતન્ય **तत्त्वमसि** મહાવાકયમાં સ્થિત **त्वम्** (તું) પદનો વાચ્યાર્થ છે. અને **तत्** અને **त्वम्** પદોના વાચ્યાર્થને ગ્રહણ કરવાથી બંનેની એકતા બની શકતી નથી. તેથી લક્ષણા કરવાની આવશ્યકતા છે.

આ લક્ષણા ત્રણ પ્રકારની છે—૧. જહત્, અને ૨. અજહત્ અને ૩. જહદજહત્. જે સ્થાનમાં પદોના વાચ્યાર્થોનું ગ્રહણ કરવાથી વાકયાર્થ બનતો ન હોય ત્યાં વાચ્યાર્થનો પરિત્યાગ થાય છે. જેમ ગંગામાં ગ્રામ છે. આ વાકયમાં સ્થિત ગંગા શબ્દનો વાચ્ય અર્થ ભાગીરથીનો પ્રવાહ છે. પ્રવાહમાં ગ્રામ હોવું સંભવ નથી. માટે મહાવાકયથી ગંગા શબ્દના વાચ્યાર્થ રૂપ પ્રવાહને છોડીને ગંગા શબ્દના તીરમાં લક્ષણા કરીને "ગંગાના તીરમાં ગ્રામ છે" એવો "गंगायां ग्रामः" એ વાકયનો અર્થ કરે છે. આને જહત્ લક્ષણા કહે છે, કેમકે જહત્ શબ્દનો અર્થ ત્યાગ કરનાર એવો છે. અહીં ગંગા શબ્દના વાચ્ય અર્થનો પરિત્યાગ કરીને ગગાના તીર રૂપ અર્થને ગ્રહણ કર્યો છે. અને 'शोणो धावति"—લાલ દોડે છે—આ વાકયનો અર્થ બનતો નથી, કારણ લાલ રંગ જે છે તે જડ છે. જડ પદાર્થ દોડે નહીં તેથી લાલ રંગ વાળા ઘોડામાં લક્ષણા કરીને લાલ રંગવાળો ઘોડો દોડે છે એવો "शोणो धावति" વાકયનો અર્થ કરે છે. આને અજહત્ લક્ષણા કહેવામાં આવે છે. કેમકે શોણ શબ્દના વાચ્યાર્થનો પરિત્યાગ કર્યા વિના ઘોડા રૂપ અર્થને સાથે લઈને "शोणो धावति"નો વાકયાર્થ કર્યો છે. અને જે વાકયમાં વિરૂદ્ધ અંશનો પરિત્યાગ કરીને અને અવિરૂદ્ધ અંશનુ ગ્રહણ કરીને અર્થ કરવામાં આવે છે ત્યાં જહદજહત્ લક્ષણા અથવા ભાગત્યાગલક્ષણા કહે છે. तत्त्वमसि વાકયમાં જીવ અને બ્રહ્મની એકતા રૂપ અર્થ સિદ્ધ કરવાને માટે માયોપાધિ અને અવિદ્યોપાધિ જે બંને વિરોધી છે તેમનો પરિત્યાગ કરીને અવિરૂદ્ધ જે ચૈતન્ય અર્થ તેનો સ્વીકાર કર્યો છે. તેથી ત્યાં ભાગત્યાગલક્ષણા છે. અને માયા અને અવિદ્યા બંને એક જ ચૈતન્યની ઉપાધિ છે. બને ઉપાધિનો પરિત્યાગ કરવાથી ચૈતન્યની એકતામાં કોઈ બાધ આવતો નથી. આ પ્રમાણે મહાવાકયથી જીવ અને બ્રહ્મના અભેદ (એકતા)ને પ્રતિપાદન કર્યો છે. સચ્ચિદાનન્દ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા મહાવાકયનો લક્ષ્યાર્થ છે. લક્ષણા દ્વારા જે અર્થની સિદ્ધિ થાય છે તે અર્થનું નામ લક્ષ્યાર્થ છે. નીચેના શ્લોકમાં તે સિદ્ધ કર્યો છે.

मायाविद्ये विहायैवमुपाधिपरजीवयोः ।
अखण्डं सच्चिदानन्दं परं ब्रह्मैव लक्ष्यते ॥ ॥ ४८ ॥

અર્થઃ—પરમાત્મા તથા જીવની માયા અને અવિદ્યા નામની ઉપાધિનો પરિત્યાગ કરીને મહાવાકય સ્વગતાદિ ભેદ રહિત પરબ્રહ્મને લક્ષણાથી જણાવે છે.

ઈતિ મહાવાકયવિવેચન અ. ૫. સ. ૯. સમાપ્ત.

## અધ્યાય. ૫. સર્ગ. ૧૦.

### પરમાત્માના નિર્ગુણ સ્વરૂપનું નિરૂપણ.

મહાવાકયના લક્ષ્યાર્થ રૂપ પરમાત્મા નિર્ગુણ સ્વરૂપ છે એવું શ્રુતિવાકયથી સિદ્ધ થાય છે.

एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥

શ્વે० ઉ० અ० ૬—૧૨ ॥

અર્થઃ—પરમાત્મા ભેદ રહિત છે અને સ્વયંપ્રકાશ રૂપ છે. અને સંપૂર્ણ પ્રાણીમાં ગુપ્ત

છે અર્થાત્ આચ્છાદિત છે, તેથી કોઈ દેખી શકતું નથી. અને ગીતામાં પણ "**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः।**"–હું મારી ઇચ્છાનુસાર કાર્ય કરનારી મારી માયા-શક્તિથી ઢંકાયેલો છું તેથી હું કોઇને પ્રકાશ નથી અર્થાત મને કોઈ દેખી શકતું નથી-એ પ્રમાણે ભગવાને પરમેશ્વરનું ગુપ્ત રહેવું કહ્યું છે. વળી સર્વ જગાએ વ્યાપક હોઇને વર્તમાન છે. અને સંપૂર્ણ પ્રાણીના અન્તરાત્મા રૂપ છે. અને પુણ્ય તથા પાપ રૂપ કર્મના નિયન્તા છે અર્થાત્ સંપૂર્ણ પ્રાણીના પુણ્ય અને પાપ રૂપ કર્મના ફલદાતા છે. અને સર્વાતમ રૂપ છે. જેવી રીતે સુવર્ણનાં બનાવેલાં અનેક પ્રકારનાં ભૂષણ સુવર્ણ રૂપ જ છે, તેવી રીતે આત્મામાં કલ્પેલા સંપૂર્ણ પદાર્થ આત્મસ્વરૂપ જ છે. માટે આત્માને સર્વાતમ રૂપ કહ્યો છે. અને સાક્ષી સ્વરૂપ છે. લોકોમાં નેત્ર આદિ ઇન્દ્રિય વાળાને સાક્ષી કહે છે. આત્મા સાક્ષી હોય તો આત્મા પણ ઇન્દ્રિયો વાળો હોવો જોઇએ એવી શંકા થાય છે, માટે કહે છે કે "**चेता केवलः**" અર્થાત્ આત્મા કેવલ બોદ્ધા (ચેતા)જ છે અર્થાત્ જાણનાર છે. જાણનાર હોય તો આત્મા જ્ઞાન ગુણ વાળો થશે એવી શંકા થઈ શકે છે. માટે કહ્યું છે—**निर्गुणश्च**-અર્થાત્ ગુણ રહિત છે, અર્થાત્ ગુણગુણી આદિ ભેદથી રહિત કેવલ ચેતા છે. વળી—

**न जायते न म्रियते न शुष्यति न क्लिद्यते न दह्यते न कम्पते न भिद्यते न छिद्यते निर्गुणः ॥** આ૦ ઉ૦ ક૦ ૧ ॥

અર્થઃ—પરમાત્મા જન્મ લેતા નથી તેમ મરતા પણ નથી. અને તે વાયુથી સુકાતા નથી. તથા પાણીથી પલળતા નથી, અને અગ્નિથી બળતા નથી, અને ચલાયમાન થતા નથી, તેમ તેમને ભેદન કરી શકતા નથી, તેમ છેદન કરી શકતા નથી. તથા પરમાત્મા નિર્ગુણ છે અર્થાત્ ગુણ રહિત છે. આ શ્રુતિ પરમાત્મામાં ઉત્તમ તથા કનિષ્ટ સર્વ પ્રકારના ગુણોનો સામાન્ય રૂપે નિષેધ જ કરે છે. અને જો બ્રહ્મને સગુણ માને તો અહીં જેવી રીતે પ્રત્યક્ષ ગુણ વાળા ઘટાદિ પદાર્થોનો નાશ જોવામાં આવે છે, તેવી રીતે પરમાત્માનો નાશ જ થવો સંભવ છે. તેથી પરબ્રહ્મ પરમાત્મા નિર્ગુણ જ છે. અને **सत्यकामः सत्यसंकल्पः ॥ छा: उ. अ** ૮–૭ ૧ ॥–પરમાત્માની કામના સત્ય હોય છે અને પરમાત્માના સંકલ્પ સત્ય હોય છે. તેવી રીતે "**यः सर्वज्ञः।**" मु. अ. ૧-૧-૯ ॥–જે સર્વજ્ઞ છે-એ પ્રમાણેની શ્રુતિઓ જે પરમાત્માના સત્યસંકલ્પત્વાદિ તથા સર્વજ્ઞત્વાદિ ગુણોને પ્રતિપાદન કરે છે તે બ્રહ્મમાં આરોપણ કરેલા ગુણોને પ્રતિપાદન કરે છે. પરમાત્મા પરમાર્થથી નિર્ગુણ છે. અને જ્ઞાન પણ બ્રહ્મનું સ્વરૂપ છે, ગુણ નથી, એમ કહ્યું છે. અને પરમાત્માની સગુણ મૂર્તિ આદિનું નિરૂપણ કરનાર પુરાણાદિનાં વાક્ય પણ પરમાત્મામાં આરોપણ કરેલા ગુણોનું જ પ્રતિપાદન કરે છે. સ્વરૂપથી તો પરમાત્માને કોઇ પ્રમાણ સગુણ કહેતું નથી.

ઇતિ પરમાત્માના નિર્ગુણ સ્વરૂપનું નિરૂપણ અ. ૫. સ. ૧૦. સમાપ્ત.

---

## અધ્યાય. ૫. સર્ગ. ૧૧.

---

### વાસનાક્ષય તથા મનોનાશનું નિરૂપણ

જ્યાંસુધી વાસના નિવૃત્ત થાય નહીં ત્યાંસુધી સંસારની નિવૃત્તિ થવાની નથી તેથી વાસનાને

નિવૃત્ત કરવી જોઇએ. તેના તથા મનોનાશના ઉપાયનું આ સર્ગમાં નિરૂપણ કરવામાં આવે છે.

યોગવાસિષ્ઠમાં કહ્યું છે કેઃ—

दुःसाध्यो वासनात्यागः सुमेरून्मूलनादपि । यो. वा. प्र. ५ स. ९२–१० ॥

અર્થઃ—સુમેરૂ પર્વતને ઉખેડવો તેના કરતાં પણ વાસનાનો પરિત્યાગ બહુ કષ્ટથી થઈ શકે છે. તેમજ વળી—

यावद्विलीनं न मनो न तावद्वासनाक्षयः ।
न क्षीणा वासना यावच्चित्तं तावन्न शाम्यति ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—જ્યાંસુધી મનનો નાશ થાય નહીં ત્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી., અને જ્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી ત્યાંસુધી મનની શાન્તિ પણ થતી નથી. અને વળી—

यावन्न तत्त्वविज्ञानं तावच्चित्तशमः कुतः ।
यावन्न चित्तोपशमो न तावत्तत्त्ववेदनम् ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—જ્યાંસુધી તત્ત્વજ્ઞાન થાય નહીં ત્યાંસુધી ચિત્તની શાન્તિ થવાની નથી. અને જ્યાંસુધી ચિત્તની શાન્તિ થાય નહીં ત્યાંસુધી તત્ત્વજ્ઞાન પણ થવાનું નથી. વળી—

यावन्न वासनानाशस्तावत्तत्त्वागमः कुतः ।
यावन्न तत्त्वसंप्राप्तिर्न तावद्वासनाक्षयः ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—જ્યાંસુધી વાસનાનો નાશ થતો નથી ત્યાંસુધી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થવાની નથી. અને જ્યાંસુધી તત્ત્વજ્ઞાન નહીં થાય ત્યાંસુધી વાસનાનો ક્ષય પણ થવાનો નથી. તેટલા માટે—

तत्त्वज्ञानं मनोनाशो वासनाक्षय एव च ।
मिथः कारणतां गत्वा दुःसाध्यानि स्थितान्यतः ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—તત્ત્વજ્ઞાન તથા મનોનાશ તથા વાસનાક્ષય એ ત્રણે પરસ્પર એકએકની કારણતાને પ્રાપ્ત થઇ દુઃખથી સાધ્ય રૂપે સ્થિત છે. અર્થાત્ તત્ત્વજ્ઞાનાદિ પરસ્પર કારણ હોવાથી તેમની અર્થાત્ તત્ત્વજ્ઞાનાદિની સિદ્ધિ બહુ જ કઠણ છે. માટે—

तस्माद्राघव यत्नेन पौरुषेण विवेकिना ।
भोगेच्छां दूरतस्त्यक्त्वा त्रयमेतत्समाचरेत् ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—હે રાઘવ! પુરૂષાર્થી વિવેકીએ વિષયભોગોની ઇચ્છાને દૂરથી પરિત્યાગ કરીને આ તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષયનો અભ્યાસ કરવો જોઇએ.

सर्वथा ते समं यावन्न स्वभ्यस्ता मुहुर्मुहुः ।
तावन्न पदसंप्राप्तिर्भवत्यपि समाशतैः ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—આ ત્રણેને એકી સાથે મેળવીને જ્યાંસુધી સારી રીતે વારંવાર અભ્યાસ કરવામાં નહીં આવે ત્યાંસુધી સો વર્ષે પણ પરમાત્મા રૂપ પદની પ્રાપ્તિ થશે નહીં.

वासनाक्षयविज्ञानमनोनाशा महामते ।
समकालं चिराभ्यस्ता भवन्ति फलदा मुने ॥ ,, ॥ १७ ॥

અર્થ:—અને હે ઉત્કૃષ્ટ બુદ્ધિ વાળા ! વાસનાક્ષય તથા તત્ત્વજ્ઞાન તથા મનોનાશ એ ત્રણેનો એકી સાથે લાંબા સમય સુધી અભ્યાસ કરવાથી મુનિને અર્થાત્ મનનશીલ મનુષ્યને ફળ દેનાર થાય છે.

एकैकशो निषेव्यन्ते यद्येते चिरमप्यलम् ।
तन्न सिद्धिं प्रयच्छन्ति मन्त्राः संकलिता यथा ॥ ,, ॥ १८ ॥

અર્થ:—મનોનાશાદિમાંથી એકેકનો અભ્યાસ બહુ કાળ સુધી કરવાથી પણ, સંકલિત મન્ત્રોની માફક, સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. તેમાં તત્ત્વજ્ઞાનનું સાધન શ્રવણાદિ છે, મનોનાશનું સાધન યોગ છે, અને વાસનાક્ષયનું સાધન પ્રતિકૂલ વાસના ઉત્પન્ન કરવી તે છે અર્થાત્ અશુભ વાસના શુભ વાસનાથી નષ્ટ થઈ જાય છે.

तामसीर्वासनाः पूर्वं त्यक्त्वा विषयवासिताः ।
मैत्र्यादिभावनानाम्नीं गृहाणामलवासनाम् ॥ यो. वा. प्र. ४ स. ५७–२० ॥

અર્થ:—પ્રથમ તામસી વિષયવાસનાને પરિત્યાગ કરીને મૈત્ર્યાદિ વાસના અર્થાત્ મૈત્રી, કરૂણા, આદિ શુદ્ધ વાસનાને ગ્રહણ કરો, જેથી તે મલિન વાસના નિવૃત્ત થશે. અને—

तामप्यन्तः परित्यज्य ताभिर्व्यवहरन्नपि ।
अन्तः शान्तसमस्तेहो भव चिन्मात्रवासन. ॥ ,, ॥ २१ ॥

અર્થ:—અને મૈત્રી આદિ સાધનથી તામસી વાસનાની નિવૃત્તિ થયા બાદ તે મૈત્રી આદિનો પણ પરિત્યાગ કરીને મનની સર્વ પ્રકારની ઇચ્છા નિવૃત્ત કરીને ચિન્માત્ર વાસના વાળો થા. અર્થાત્ મૈત્ર્યાદિથી યુક્ત વ્યવહાર કરતા સતા "હું ચૈતન્ય રૂપ આત્મા માત્ર છું" એવા દૃઢ નિશ્ચય વાળા થાઓ. અને જ્યાંસુધી દોષોની નિવૃત્તિ થતી નથી, અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ યતી નથી, ત્યાંસુધી ગુરૂ અને શાસ્ત્રે નિર્ણય કરેલું સાધન કરવું જોઇએ. અને જ્યારે દોષોની નિવૃત્તિ થઈ હોય અને વસ્તુને જાણ્યું હોય, ત્યારે શુભ વાસનાનો પણ પરિત્યાગ કરવો જોઇએ.

वासनासंपरित्यागसमं प्राणनिरोधनम् ।
विदुस्तत्त्वविदस्तस्मात्तदप्येवं समाहरेत् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—અને વાસનાપરિત્યાગ આદિ ત્રણેના અભ્યાસની સાથે પ્રાણાયામનો પણ અભ્યાસ કરવો જોઇએ એમ તત્ત્વવેત્તા લોક સમજે છે, તે કારણથી વાસનાત્યાગાદિની સાથે ચોથા પ્રાણાયામનો પણ અભ્યાસ કરવા યોગ્ય છે.

અને પ્રત્યક્ષ દેખાતા જગતના પદાર્થ ઉત્પન્ન થયા પહેલાં તથા નાશ પામ્યા પછી દેખાતા નથી. તે પ્રમાણે મધ્ય અવસ્થામાં પણ આ સર્વ પદાર્થ મિથ્યા જ છે. આ પ્રમાણે પદાર્થોની યથાર્થ દૃષ્ટિથી વાસનાની નિવૃત્તિ થાય છે. વળી—

निःसंगव्यवहारित्वाद्भवभावनवर्जनात् ।
शरीरनाशदर्शित्वाद्वासना न प्रवर्तते ॥
वासनाविभवे नष्टे न चित्तं संप्रवर्तते ॥ ,, ॥ ३० ॥

અર્થ:—બહિર્મુખ મનુષ્યોનો સંગ છોડવાથી તથા સંસાર સંબંધી મનોરથોનો પરિત્યાગ કરવાથી તથા પોતાના શરીરના નાશનો વિચાર કરવાથી પણ વાસના પ્રવૃત્ત થતી નથી અર્થાત્ નષ્ટ થઈ જાય છે. અને વાસના રૂપી ધન નષ્ટ થતાં ચિત્ત પણ પ્રવૃત્ત થતું નથી અર્થાત્ સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરે છે. વળી—

भावाभावे पदार्थानां हर्षामर्षविकारदा ।
मलिना वासना येषा सा सङ्ग इति कथ्यते ॥ यो.वा.प्र.५म.९३–८४ ॥

અર્થ:—ઇષ્ટ તથા અનિષ્ટ પદાર્થોના સંયોગ વિયોગમાં હર્ષ તથા શોક આપનારી જે રાગાદિ વાસના છે તેને વિદ્વાન્ લોક સંગ કહે છે. આ વાસના હમેશાં પરિત્યાગ કરવા યોગ્ય છે. અને શાસ્ત્રવાસના, લોકવાસના તથા દેહવાસના એ ત્રણ મલિન વાસનાને પરિત્યાગ કરવાનું પ્રથમ કહેવામાં આવ્યું છે. વળી—

जीवन्मुक्तशरीराणामपुनर्जन्मकारिणी ।
मुक्ता हर्षविषादाभ्यां शुद्धा भवति वासना ॥ ,, ॥ ८५ ॥

અર્થ:—જીવન્મુક્ત મનુષ્યની જે હર્ષ અને શોકથી રહિત, અને ફરીથી જન્મ નહીં દેનારી એવી શુદ્ધ વાસના હોય છે. વળી—

तामसंगाभिधां विद्धि यावद्देहं च भाविनी ।
तया यत्क्रियते कर्म न तद्बन्धाय वै पुनः ॥ ,, ॥ ८६ ॥

અર્થ:—તે જીવન્મુક્તની જે અસંગ નામની વાસના છે તે જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી રહેનારી છે. તે વાસનાથી એ જે કાર્ય કરે છે તે બન્ધનનું કારણ થતુ નથી. અને—

अजीवन्मुक्तरूपाणां दीनानां मूढचेतसाम् ।
युक्ता हर्षविषादाभ्यां बन्धनी वासना भवेत् ॥ ,, ॥ ८७ ॥

અર્થ:—જે જીવન્મુક્ત નથી એવા દીન અને મૂઢ ચિત્ત વાળાની જે હર્ષ અને શોકયુક્ત વાસના છે તે સંસારમાં બન્ધન કરનારી થાય છે.

सैवोक्ता संगशब्देन पुनर्जननकारिणी
तया यत्क्रियते कर्म तद्बन्धायैव केवलम् ॥ ,, ॥ ८८ ॥

અર્થ:—અને તે મલિન વાસનાને જ સઙ્ગ શબ્દથી કહી છે, અને તે પુનર્જન્મ દેનારી છે. તથા તે વાસનાથી મનુષ્ય જે કર્મ કરે છે તે સર્વ કેવળ બન્ધનને માટે જ છે.

एवं रूपं परित्यज्य सङ्गं स्वात्मविकारदम् ।
यदि तिष्ठसि निर्व्यग्रः कुर्वन्नपि न लिप्यसे ॥ ,, ॥ ८९ ॥

અર્થ:—આ પ્રકારે આપણા ચિત્તને વિકાર કરનાર સંગનો અર્થાત્ સંગ નામની મલિન વાસનાનો પરિત્યાગ કરીને તું વ્યગ્રતાથી રહિત થઈને રહીશ, તો કર્મોનો કર્તા હોવા છતાં તું લિપ્ત નહીં થાય. અને—

हर्षामर्षविषादाभ्यां यदि गच्छसि नान्यताम् ।
वीतरागभयक्रोधस्तदसङ्गोऽसि राघव ॥ ,, ॥ ९० ॥

અર્થ:—હે રાઘવ ! જ્યારે તું હર્ષ, ક્રોધ તથા શોકથી રહિત થઇશ, તથા વિકારને પ્રાપ્ત નહીં થાય, ત્યારે તું અસંગ છે. વળી—

**दुःखैर्न ग्लानिमायासि यदि हृष्यसि नो सुखैः ।**
**आशावैवश्यमुत्सृज्य तदसङ्गोऽसि राघव ॥ ,, ॥ ९१ ॥**

અર્થ:—હે રાઘવ ! જ્યારે તું દુઃખથી ગ્લાનિને પ્રાપ્ત નહીં થાય, અને સુખથી હર્ષને પણ પ્રાપ્ત નહીં થાય, ત્યારે તૃષ્ણાને પરવશતાથી છૂટીને તુ અસંગ થઇશ.

આ પ્રમાણે શાસ્ત્રમાં મલિન વાસનાને **સંગ**, અને શુદ્ધ વાસનાને **અસંગ** નિર્ણય કર્યો છે. તે કારણથી મુમુક્ષુએ હમેશાં મલિન દેહવાસના આદિનો પરિત્યાગ કરવો જોઇએ. અને મનોનાશનાં સાધન સર્વ યોગના નિરૂપણમાં કહેવામાં આવ્યાં છે.

**द्विविधश्चित्तनाशोऽस्ति सरूपोऽरूप एव च ।**
**जीवन्मुक्तः सरूपः स्यादरूपो देहमुक्तिजः ॥ ,, ॥ ९०–४ ॥**

અર્થ:—ચિત્તનો **સરૂપ** નાશ અને **અરૂપ** નાશ એમ બે પ્રકારનો નાશ હોય છે. તેમાં જીવન્મુક્તનું ચિત્ત સરૂપ નાશ પામે છે અર્થાત્ જીવન્મુક્તિ અવસ્થામાં દેહાદિની માફક ચિત્ત પણ રહે છે. પરન્તુ તે જન્મ દેનારી મલિન વાસનાથી રહિત થાય છે. અને વિદેહમુક્તિથી ચિત્તનો અરૂપ નાશ થાય છે.

**હવે નીચે જ્ઞાનાભ્યાસનું નિરૂપણ કરવામાં આવે છે.**

**अनाद्यन्तावभासात्मा परमात्मेह विद्यते ।**
**इत्येको निश्चयः स्फारः सम्यग्ज्ञानं विदुर्बुधाः ॥ ,, ॥ ७९–२ ॥**

અર્થ:—આદિ અને અન્તથી રહિત એક રૂપે પ્રકાશનાર અપરિચ્છિન્ન સ્વરૂપવાળા પરમાત્મા એક જ છે એ પ્રકારના એક દૃઢ નિશ્ચયને બુદ્ધિમાન્ લોક **યથાર્થ જ્ઞાન** કહે છે.

આ યથાર્થ જ્ઞાન જે અભ્યાસથી થાય છે તેનું નામ **જ્ઞાનાભ્યાસ** છે. તે નીચે પ્રમાણે.

**तच्चिन्तनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।**
**एतदेकपरत्वं च तदभ्यासं विदुर्बुधाः ॥ यो०वा०प्र०३स० ॥ २२–२४ ॥**

અર્થ:—સંશયથી રહિત પરમાર્થ વસ્તુ ચિત્તમાં આરૂઢ થાય તેને માટે પરમાત્માના સ્વરૂપનું ચિન્તન, તથા તત્ત્વવેત્તા લોકોની સાથે પરમાત્માના સ્વરૂપનું કથન જેથી પોતાની ભૂલની ખબર પડે છે, તથા જીજ્ઞાસુ લોક પરસ્પર એક બીજાને સમજાવે કે જેથી જે વાતની આપણને ખબર ન હોય તેની ખબર પડી જાય છે, ઇત્યાદિ સાધનોથી અસંભાવનાની નિવૃત્તિ થાય છે. અને તે અભ્યાસમાં તત્પર રહેવું અર્થાત્ તે જ બ્રહ્મસ્વરૂપનું નિદિધ્યાસન કરતા રહેવું–તેનું નામ **બ્રહ્માભ્યાસ** છે, અને તેને જ **જ્ઞાનાભ્યાસ** પણ કહે છે. તેનાથી વિપરીત ભાવના નિવૃત્ત થઈ જાય છે.

**सर्गादावेव नोत्पन्नं दृश्यं नास्त्येव तत्सदा ।**
**इदं जगदहं चेति बोधाभ्यास उदाहृतः ॥ ,, स० २२–२८ ॥**

અર્થ:—સૃષ્ટિના પહેલાં આ દૃશ્ય જગત્ નહોતું, તેમ હાલ તેમ આગળ પણ હોવાનો સંભવ નથી. અર્થાત્ આ જગત્ તથા હું પણ ત્રણે કાળમાં છે જ નહીં એ પ્રકારના

નિશ્ચયથી સંપૂર્ણ પ્રપંચમાં મિથ્યાત્વદષ્ટિની જે આવૃત્તિ કરતા રહેવું તેનું નામ જ્ઞાનાભ્યાસ છે. આ આત્મજ્ઞાનને દૃઢ કરવાનું સાધન હોવાથી તેને જ્ઞાનાભ્યાસ કહે છે.

વાસનાક્ષયનો અભ્યાસ, તથા મનોનાશ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ, તથા પ્રાણાયામ એ ચાર સાધનોનો મુમુક્ષુ પુરૂષે એકી સાથે અભ્યાસ કરવાથી તેને અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. અભ્યાસી મનુષ્ય પહેલાં એક ઘડી અથવા અડધી ઘડી પોતાની શક્તિ અનુસાર યોગનો અભ્યાસ કરીને પછી થોડું શાસ્ત્રનું શ્રવણ કરે, અથવા ગુરૂની પાસે જઇને શાસ્ત્રનો વિચાર કરવો જોઇએ. ફરી કંઈક સમય ગુરૂની સેવામાં વીતાવી પછી થોડો સમય અભ્યાસ કરવો જોઇએ. એ પ્રમાણે અભ્યાસને પ્રધાન રાખીને જે પોતાના વ્યવહારની જોડમેળ કરીને રાત્રિમાં સૂતી વખતે કેટલો સમય અભ્યાસ કર્યો તે ગણે. પંદર દિવસ સુધી તે જ ક્રમે અભ્યાસ કરીને અથવા માસ સુધી તે જ માત્રાથી અભ્યાસ કરીને ફરી યોગાભ્યાસના સમયને વધારવો જોઇએ. એ પ્રકારે થોડો થોડો વધારી એક વર્ષમાં અભ્યાસ ઘણો વધી જાય છે. એ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં આત્માને ચિત્તમાં જોડવું જોઇએ. એટલે તે મુમુક્ષુ સાક્ષાત્કારને યોગ્ય સામર્થ્ય સંપાદન કરે છે. શાળામાં ભણતા નાના વિદ્યાર્થીને જોઇને "આ મોટો વિદ્વાન્ થશે" એવો કોઈ નિશ્ચય કરતું નથી. તે જ વિદ્યાર્થી રોજ રોજ અડધો અથવા એક મન્ત્ર અથવા શ્લોક, અને એક એક સૂત્ર ભણીને ક્રમે બાર કે પંદર વર્ષમાં પણ્ડિત થયેલો જોવામાં આવે છે. તેવી રીતે વ્યાપારી બે આના, ચાર આના, રૂપીઓ એમ થોડે થોડે કમાઈને લક્ષપતિ અથવા કરોડપતિ થતો જોવામાં આવે છે. તેવી રીતે જ્ઞાનનો અભ્યાસ પણ છે. પરન્તુ વાસનાક્ષયાદિનો અભ્યાસ કર્યા વિના કદાપિ પણ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

અને મનોનાશ તથા વાસનાક્ષયને માટે તત્તદ્ અભ્યાસ નહીં કરનાર કેવલ શાસ્ત્રનો પાઠ કરનારને જ્ઞાનબન્ધુ કહેવામાં આવ્યો છે.

**व्याचष्टे यः पठति च शास्त्रं भोगाय शिल्पवत् ।**
**यतते न त्वनुष्ठाने ज्ञानबन्धुः स उच्यते ॥** यो.वा.उ प्र.६ स.२१–३ ॥

અર્થઃ—શિલ્પ વિદ્યાની પેઠે જે ભોગને માટે શાસ્ત્રોનું વ્યાખ્યાન કરે છે અને ભણે છે, પરન્તુ જે શાસ્ત્રોક્ત કર્મનું અનુષ્ઠાન કરવામાં યત્ન કરતો નથી, તે જ્ઞાનબન્ધુ કહેવાય છે. જે કોઇ પણ ભોગને માટે ભણતો નથી તે અનુષ્ઠાન પણ અવશ્ય કરશે. જે અનુષ્ઠાન વિના શાસ્ત્રોની વ્યાખ્યા કરે છે અથવા ભણે છે તે સર્વ ભોગને માટે જ કરે છે એવો નિશ્ચય છે. વળી—

**कर्मस्पन्देषु नो बोधः फलितो यस्य दृश्यते ।**
**बोधशिल्पोपजीवित्वाज्ज्ञानबन्धुः स उच्यते ॥** ,, ॥ ४ ॥

અર્થઃ—શાસ્ત્રના અભ્યાસનું ફલ વૈરાગ્ય છે. અને બોધ રૂપી શિલ્પથી જીવિકા કરનાર હોવાથી જેનું શાસ્ત્રજ્ઞાન દશ્ય ભોગ્ય પદાર્થમાં વિરક્તિ અને સંસારથી ઉપરામ રૂપ ફલને ઉત્પન્ન કરતું દેખાતું નથી તે મનુષ્ય જ્ઞાનબન્ધુ કહેવાય છે. શાસ્ત્રના ઉપદેશ દ્વારા બીજાને વશ્ચન કરવાની ચતુરતાને બોધશિલ્પ કહ્યું છે. તેની દ્વારા જીવિકા ચલાવવી મહાન્ નિષિદ્ધ હોવાથી તે લોકને કદાપિ વૈરાગ્ય થતો નથી. આસુરી સંપત્તિ વધતી જ જાય છે. વળી—

वसनाशनमात्रेण तुष्टाः शास्त्रफलानि ये ।
जानन्ति ज्ञानबन्धूंस्तान्विद्याच्छास्त्रार्थशिल्पिनः ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—વસ્ત્ર અને ભોજનાદિની પ્રાપ્તિ માત્ર જ શાસ્ત્રનું ફલ છે એવું જે જાણે છે અને તેથી જે શાસ્ત્રો ભણાવીને વસ્ત્ર, ભોજન, પૂજા પ્રતિષ્ઠા આદિ પ્રાપ્ત થવાથી પ્રસન્ન થાય છે, તેવા જ્ઞાનબન્ધુ લોકને નટાદિ શિલ્પી લોક તુલ્ય જાણવા, કેમકે નટાદિ નાટકાદિમાં નાચ કરે છે, અને આ લોક શાસ્ત્રના કથન રૂપ નાટક દ્વારા નાચે છે. વળી આત્મજ્ઞાનને પ્રાપ્ત ન કરતાં કેવલ ભોજન અને પૂજા પ્રતિષ્ઠા આદિથી સન્તુષ્ટ લોકોને અશુભ જ્ઞાનબન્ધુ કહ્યા છે. તેમને માટે પરલોકમાં અનિષ્ટપ્રાપ્તિ પણ શાસ્ત્રમાં કહી છે. તેથી જિજ્ઞાસુ માત્રે શાસ્ત્ર દ્વારા પરમાર્થ તત્ત્વને જાણીને મનોનાશ આદિને માટે પ્રયત્ન કરવો જોઈએ. નહિ તો મોક્ષ રૂપ ફલ મળવાનું નથી.

ઇતિ વાસનાક્ષય—મનોનાશ—નિરૂપણ અ. ૫. સ. ૧૧. સમાપ્ત.

## અધ્યાય ૫. સર્ગ. ૧૨.

### અધ્યાસ(ભ્રાન્તિ) નિરૂપણ.

છીપમાં રૂપાનો અને દોરડામાં સર્પનો ભ્રમ દરેકને થાય છે. તેથી **અધ્યાસ** છે એવો નિશ્ચય થાય છે. તથાપિ જે મનુષ્યે સત્ય સર્પ તથા રૂપું દીઠું છે તેને જ દોરડામાં સર્પની બુદ્ધિ, તથા છીપમાં રૂપાથી બુદ્ધિ થાય છે. તેથી દોરડામાં સર્પબુદ્ધિ થવામાં અને છીપમાં રૂપાબુદ્ધિ થવામાં સત્ય સર્પ તથા સત્ય રૂપાના જ્ઞાનથી થતા સંસ્કાર કારણ રૂપ પ્રતીત થાય છે. પરન્તુ એવા કોઇ પણ પ્રકારના કારણ વિના જ આત્મામાં બન્ધની પ્રતીતિ થાય છે. અને જેવી રીતે આકાશ નીલરૂપવાળું છે, અને તે એક તંબુ તાણ્યો હોય એવું છે—આ પ્રમાણે આકાશમાં નીલરૂપતાનો તથા તંબુ તાણ્યાનો અધ્યાસ થાય છે; તેવી રીતે આત્મામાં અનાત્મ પદાર્થનો અધ્યાસ છે. અને અન્ય વસ્તુની અન્ય રૂપે જે પ્રતીતિ છે તેનું જ નામ **અધ્યાસ** અથવા **ભ્રમ** છે. જેવી રીતે શુક્તિની રજત રૂપે પ્રતીતિ, તથા દોરડામાં સર્પ રૂપે જે પ્રતીતિ છે તે સર્વ **ભ્રમ** કહેવાય છે. શુક્તિ રજતાદિક ભ્રમસ્થાનમાં (૧) **અસત્ખ્યાતિ** શૂન્યવાદી બૌદ્ધોએ માની છે. અસત્ વિષયક જ્ઞાનને અસત્ખ્યાતિ કહે છે. જ્યારે છીપમાં રૂપાની પ્રતીતિ થાય છે, ત્યારે અસત્ રજતની જ પ્રતીતિ થાય છે. તેથી તેને અસત્ખ્યાતિ કહે છે. ન્યાય તથા વૈશેષિકોનો સિદ્ધાન્ત એવો છે કે છીપ આદિમાં દેશાન્તરમાં સ્થિત સત્ય રજતના રજતત્વ ધર્મની પ્રતીતિ થાય છે. આ મતને (૨) **અન્યથાખ્યાતિ** કહે છે. અને (૩) **આત્મખ્યાતિ** વાળા વિજ્ઞાનવાદી બૌદ્ધ લોક એમ કહે છે કે અન્તરમાં સ્થિત જે વિજ્ઞાન રૂપ આત્મા છે તે જ બહાર રજત રૂપે પ્રતીત થાય છે. અને (૪) જે વસ્તુમાં જેનો અધ્યાસ પ્રસિદ્ધ છે એ બે વસ્તુનો તથા બે જ્ઞાનનો પણ વિવેક ન હોવાથી "આ રજત છે" એ પ્રકારનો જે ભ્રમ થાય છે તેને **અધ્યાસ** કહે છે એવો મીમાંસક પ્રભાકરનો મત છે. તેને **અખ્યાતિ** કહે છે અને (૫) કેવલાદ્વૈતી વેદાન્તીના મતમાં **અનિર્વચનીય** ખ્યાતિ છે. જે વસ્તુની પ્રતીતિ થાય છે તેને સત્ અથવા અસત્ અથવા સદસત્ રૂપે પણ કહી ન શકાય તેને અનિર્વચનીય કહે છે. જે સમયે શુક્તિમાં રજતની

પ્રતીતિ થાય છે, તે જ સમયે શુક્તિ રૂપ અધિષ્ઠાનમાં પ્રાતિભાસિક રજતની ઉત્પત્તિ અને પ્રતીતિ પણ થાય છે. પરન્તુ અન્ય વસ્તુમાં અન્યની પ્રતીતિ (अतस्मिंस्तद्बुद्धिः) ભ્રમ છે તેમાં કોઇ વિવાદ થાય નહીં. અને હું કર્તા, હું ભોક્તા, હું સુખી દુઃખી ઇત્યાદિ જે અનાત્મ ધર્મ આત્મામાં પ્રતીત થઇ રહ્યા છે તે સર્વનું કારણ ભ્રમ છે. છીપના જ્ઞાનથી જ રજતભ્રમની નિવૃત્તિ થાય છે એવો સર્વને અનુભવ છે. માટે આત્મ વિષયમાં જે ભ્રમ છે તેની નિવૃત્તિને માટે આત્મજ્ઞાન પણ અવશ્ય સંપાદન કરવું જોઇશે તેમાં કોઇ શંકા હોવાનો સંભવ નથી.

ઇતિ અધ્યાસ(ભ્રાન્તિ)નિરૂપણ અ. ૫. સ. ૧૨. સમાપ્ત.

---

## અધ્યાય ૫. સર્ગ ૧૩.

---

### ચિદાભાસની સાત અવસ્થાઓનું નિરૂપણ.

એક સમયે માછલી પકડનાર દશ મનુષ્ય એક મોટી નદીમાં માછલી પકડવાને માટે ગયા. અને બહુ વાર સુધી માછલી પકડીને બહાર નિકળ્યા. પછી તે લોક, માછલી પકડવાને નદીમાં ઉતરેલા પોતાના માણસોમાંથી કોઇ નદીમાં મરી તો ગયો નથી તે તપાસવાને માટે નદીમાંથી નિકળેલા મનુષ્યને એક માણસે ગણી જોયા. તો તેણે પોતાનાથી ભિન્ન નવ મનુષ્યને ગણીને કહ્યું કે ભાઈ! નવ મનુષ્ય જ જોવામાં આવે છે, દશમો દેખાતો નથી. પરન્તુ "હું ગણનાર પોતે દશમો છું" એમ તેણે જાણ્યું નહીં. તે જ પ્રમાણે તે સર્વે જણાએ જૂદાજૂદા ગણી જોયા, સર્વેએ "નવ જ છે, એક મનુષ્ય નદીમાં ડુબી ગયો" એમ કહ્યું. પરન્તુ કોઈએ પણ ગણતરી કરનાર પોતે દશમો છે એવુ જાણ્યુ નહીં. સર્વે પોતાને ભૂલી ગયા. "હું દશમો છું" એવુ જ્ઞાન કોઈને થયુ નહીં. આ **અજ્ઞાન** તો પ્રત્યક્ષ છે. સાત અવસ્થામાં એક અવસ્થા આ **અજ્ઞાન** છે. અને—

**न भाति नास्ति दशम इति स्वं दशमं तदा ।**
**मत्वा वक्ति तदज्ञानकृतमावरणं विदुः ॥** पंच० प्र० ७-२४ ॥

અર્થ:—પોતે જ દશમો હોવા છતાં દશમો દેખાતો નથી, દશમો નથી—એ પ્રકારે કહે છે. આ જ અજ્ઞાને કરેલુ આવરણ છે એમ વિદ્વાન્ લોકોએ જાણ્યું છે. અર્થાત્ **અભાનાપાદક** આવરણથી દશમાની પ્રતીતિ થતી નથી, તેથી "દેખાતો નથી" એમ કહે છે. અને **અસત્ત્વાપાદક** આવરણથી "દશમો છે જ નહીં" એમ કહે છે. પછી—

**नद्यां ममार दशम इति शोचन्प्ररोदिति ।**
**अज्ञानकृतविक्षेपं रोदनादिं विदुर्बुधाः ॥** ,, ॥ २५ ॥

અર્થ:—દશમો મનુષ્ય નદીમા મરી ગયો એવો નિશ્ચય કરીને શોક કરે છે અને રડે છે. આ રોદનાદિક જે છે તેને જ વિદ્વાન્ લોક અજ્ઞાનના કાર્ય રૂપ વિક્ષેપ જાણે છે.

તે લોકનું રોદનાદિ જોઇને રસ્તેથી જનાર કોઈ વિવેકી મનુષ્ય આવીને પુછે છે કે કેમ રડો છો? ત્યારે તેઓ કહે છે કે અમે દશ મનુષ્ય માછલી પકડવાને માટે નદીમાં ઉતર્યા હતા. તેમાંથી એક નદીમાં મરી ગયો. એમ કહી ફરી રડે છે. ત્યારે તે મનુષ્ય તેમને ગણી જુએ છે, તો દશ મનુષ્યને બરાબર દેખે છે. પછી તે વિવેકી પોતાના મનમાં નિશ્ચય કરે છે

કે એમને કોઇને પણ ગણતાં આવડતું નથી. પછી ગણતરી કરીને પૂર્ણ કરીને બતાવવાનો શ્રમ કરે છે. પ્રથમ તે લોકને ગણવાને કહે છે. તે લોક પહેલાંની પેઠે પોતાને છોડી બાકીનાને ગણે છે. ત્યારે તે ગણતરી કરનારનો હાથ પકડી તેને પૂછે છે—"જુઓ, તમારી સામે નવ મનુષ્ય ઉભા છે તે બરાબર છે? તે કહે છે કે બરાબર નવ છે. આ પ્રમાણે જ્યારે તે નવ મનુષ્યને કબુલ રાખે છે, ત્યારે પછી તેને કહે છે—

**न मृतो दशमोऽस्तीति श्रुत्वाप्तवचनं तदा ।**
**परोक्षत्वेन दशमं वेत्ति स्वर्गादिलोकवत् ॥ ,, ॥ २६ ॥**

અર્થઃ—દેખો ભાઈ! દશમો છે, તે મરી ગયો નથી. તે વચન સાંભળીને જેવી રીતે કોઈ મનુષ્ય શાસ્ત્રથી "સ્વર્ગ છે" એમ સાંભળી, સ્વર્ગનું પૂર્ણ રીતે જ્ઞાન નહીં હોવા છતાં પણ "સ્વર્ગ છે" એમ સમજે છે; તેવી રીતે તે લોકો પણ "અમારો દશમો મનુષ્ય છે" એમ પરોક્ષ રૂપે દશમાને જાણે છે. અને પછી—

**त्वमेव दशमोऽसीति गणयित्वा प्रदर्शितः ।**
**अपरोक्षतया ज्ञात्वा हृष्यत्येव न रोदिति ॥ ,, ॥ २७ ॥**

અર્થઃ—"તું જ દશમો છે" એ પ્રમાણે જ્યારે ગણતરી કરીને તેમને બતાવે છે, ત્યારે અપરોક્ષ રૂપે દશમાને જાણે છે. અને જાણ્યા પછી હર્ષને પ્રાપ્ત કરી રડતો નથી અર્થાત્ શોકને છોડી દે છે.

**अज्ञानावृत्तिविक्षेपद्विविधज्ञानतृप्तयः ।**
**शोकापगम इत्येते योजेनीयाश्चिदात्मनि ॥ पंच० प्र० ७–२८ ॥**

અર્થઃ—અજ્ઞાન તથા આવરણ તથા વિક્ષેપ (ભ્રમ), પરોક્ષ જ્ઞાન, અપરોક્ષ જ્ઞાન, નિરંકુશ તૃપ્તિ તથા શોકાપગમ અર્થાત્ શોકનું દુર થવું એ સાત અવસ્થા છે તે ઉપર કહેલા દૃષ્ટાન્તની તુલ્ય ચિદાત્મા જીવમાં પણ જોડવી જોઇએ. માટે દશમાની માફક અજ્ઞાનાદિ અવસ્થા જીવમાં બતાવવામાં આવે છે.

**संसारासक्तचित्तः संश्चिदाभासः कदाचन ।**
**स्वयंप्रकाशकूटस्थं स्वतत्त्वं नैव वेत्त्ययम् ॥ ,, ॥ २९ ॥**

અર્થઃ—આ ચિદાભાસ વિષયોને સંપાદન કરવા આદિ કાર્યમાં આસક્ત ચિત્તવાળો થઇને કદાપિ શ્રુતિનો વિચાર કરતા પહેલાં પોતાના યથાર્થ સ્વયંપ્રકાશ ચૈતન્ય કૂટસ્થ સ્વરૂપને જાણતો નથી. તે જ **અજ્ઞાન** છે. જેવી રીતે નવ મનુષ્યને ગણીને દશમાને જાણતો નથી એમ કહે છે, તેવી રીતે હું બ્રહ્મને જાણતો નથી એ પ્રકારે કહેવાનો જે હેતુ છે તેનું જ નામ **અજ્ઞાન** છે. વળી—

**न भाति नास्ति कूटस्थ इति वक्ति प्रसंगतः ।**
**कर्ता भोक्ताऽहमस्मीति विक्षेपं प्रतिपद्यते ॥ ,, ॥ ३० ॥**

અર્થઃ—પ્રસંગોપાત કૂટસ્થની પ્રતીતિ નથી, અને કૂટસ્થ છે જ નહીં, એ પ્રમાણે કહે છે. આ **અભાનાપાદક** તથા **અસત્ત્વાપાદક આવરણને** જણાવે છે. અને હું કર્તા છું, ભોક્તા છું, તથા હું સુખી તથા દુઃખી, તથા જન્મમરણ વાળો છું–એ પ્રમાણે ભ્રમને

પ્રાપ્ત થાય છે જેવી રીતે દશમાને નહીં દેખવાથી બાકીના લોકોને રોદનાદિ શોક હતો, તેવી રીતે "હું કર્તા છું, ભોક્તા છુ, હું સુખી, તથા હુ દુઃખી છું એ પ્રકારના ભ્રમને જ શોક કહે છે.

**अस्ति कूटस्थ इत्यादौ परोक्षं वेत्ति वार्तया ।**

**पश्चात्कूटस्थ एवास्मीत्येवं वेत्ति विचारतः ॥ ,, ॥ ३१ ॥**

અર્થઃ—પછી બીજા તત્ત્વવેત્તાના કહેવાથી કૂટસ્થ છે એમ પરોક્ષ રીતે જાણે છે. આ **પરોક્ષ જ્ઞાન** છે. અને પછી શ્રવણ, મનન અને નિદિધ્યાસન પરિપક્વ થતાં "હું કૂટસ્થ છુ" એમ પોતાને જ કૂટસ્થ જાણે છે. આ **અપરોક્ષ જ્ઞાન** છે. અને—

**कर्ता भोक्तेत्येवमादि शोकजातं प्रमुञ्चति ।**

**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तुष्यति ॥ ,, ॥ ३२ ॥**

અર્થઃ—કૂટસ્થ આત્માનુ જ્ઞાન થયા પછી "હું કર્તા છુ, ભોક્તા છું' ઈત્યાદિ સર્વ શોકને પરિત્યાગ કરે છે. અને મારૂ જે કર્તવ્ય હતું તે હુ કરી ચૂક્યો છુ, અને પ્રાપ્ત કરવાને યોગ્ય જે વસ્તુ હતી તે મને પ્રાપ્ત થઈ ગઈ છે—આ પ્રકારે સન્તુષ્ટ થાય છે. આનુ નામ **તૃપ્તિ** છે.

આ સાત અવસ્થા ચિદાભાસમાં છે. તેમા અજ્ઞાન, આવરણ તથા વિક્ષેપ એ ત્રણ બંધનનું કારણ છે. અને પરોક્ષ જ્ઞાન, તથા અપરોક્ષ જ્ઞાન તથા કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ શોકનો પરિત્યાગ, તથા તૃપ્તિ આ ચાર મોક્ષનું કારણ છે. "હું જાણતો નથી" એ પ્રકારના વ્યવહારનુ કારણ **અજ્ઞાન** છે. અને શાસ્ત્રમાં કહેલી રીતને પરિત્યાગ કરીને કુતર્કથી વિચાર કરીને વસ્તુના સ્વરૂપને નહીં જાણવાથી "કૂટસ્થ આત્મા છે નહીં, અને પ્રતીત પણ થતો નથી" એ પ્રકારે જે વિપરીત વ્યવહાર છે તે આવરણનું કાર્ય છે. સ્થૂલ અને સૂક્ષ્મ શરીર સહિત જે ચિદાભાસ છે તે **વિક્ષેપ** છે. અને કર્તૃત્વાદિ સર્વ શોક ચિદાભાસ રૂપ વિક્ષેપનું કાર્ય છે.

ઈતિ ચિદાભાસની સાત અવસ્થાઓનું નિરૂપણ અ. ૫. સ ૧૩. સમાપ્ત.

---

ઇતિ જ્ઞાનસાધન નિરૂપણ અધ્યાય ૫. સમાપ્ત.



## અધ્યાય. ૬.

### પરલોકગતિ નિરૂપણ.

આ લોકમાં પુણ્ય કર્મ કરનારને સ્વર્ગ લોકાદિક પુણ્યલોકની પ્રાપ્તિ કહી છે. અને તેમને માટે **દેવયાન** તથા **પિતૃયાન** એવા બે માર્ગ પણ બતાવ્યા છે. તેમાં બ્રહ્મ લોકમાં જનાર ઉપાસકોને માટે દેવયાન માર્ગ કહ્યો છે. તે સંબંધી ભગવદ્ ગીતામાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥** भ० गी० अ० ८–२४ ॥

અને બ્ર. સૂ. (વેદદર્શન) નીચે પ્રમાણે કહે છેઃ—

**आतिवाहिकास्तल्लिंगात् ॥** वे० द० अ० ४ पा० ३ सू० ४ ॥

છાન્દોગ્યશ્રુતિ નીચે પ્રમાણે કહે છેઃ—

**अमानवः स एतान्ब्रह्म गमयति ॥** छा० उ० अ० ५–१०–२ ॥

અર્થઃ—વીજળી લોકને પ્રાપ્ત થયેલા તે ઉપાસકોને અમાનવ પુરૂષ કાર્યબ્રહ્મના લોકમાં પહોચાડે છે. એ પ્રમાણે અમાનવ પુરૂષનું નેતાપણું અર્થાત્ અમાનવ પુરૂષોનું ઉપાસકોને લઇ જવાનું કામ શ્રુતિમાં સાંભળ્યું છે. લિંગથી અર્ચિરાદિક પણ કાર્યબ્રહ્મના લોકમાં જનાર ઉપાસકોને લઇ જનાર દેવતાવિશેષ જ છે. તે દેવતાવિશેષ મનુની સૃષ્ટિનો નહીં હોવાથી તેને અમાનવ પુરૂષ કહ્યો છે. આ પ્રમાણે સૂત્ર તથા શ્રુતિથી અગ્નિ આદિક ઉપાસકોને લઈ જનાર દેવતા લોકોનાં નામ સિદ્ધ થાય છે. તેથી ઉપરના "अग्निर्ज्योतिः" એ શ્લોકમાં પણ આતિવાહિક દેવતા લોકોને જ ગ્રહણ કરવાના છે. તેને અનુસરીને શ્લોકનો અર્થ નીચે પ્રમાણે કરવાનો છેઃ—

અર્થઃ—કાર્યબ્રહ્મની ઉપાસના કરનાર ઉત્તરાયણ (દેવયાન) માર્ગથી જનાર લોક બ્રહ્મલોકમાં જાય છે. અને અગ્નિ અને જ્યોતિ એ બે શબ્દથી અર્ચિનું ગ્રહણ કરવાનું છે. તો અર્ચિ અભિમાની અને દિન અભિમાની તથા શુક્લ પક્ષના અભિમાની દેવતા તથા ઉત્તરાયણના જે ૭ માસ હોય છે તે ઉત્તરાયણના અભિમાની દેવતા એ સર્વ ઉપાસકોને લઇ જનાર છે. અને આ દેવતા વડે લઇ જવાયલા કાર્યબ્રહ્મની ઉપાસના કરનાર લોક બ્રહ્મલોકમાં જાય છે. અને—

**स एतं देवयानं पन्थानमासाद्याग्निलोकमागच्छति स वायुलोकं स वरुणलोकं स इन्द्रलोकं स प्रजापतिलोकं स ब्रह्मलोकम् ॥** कौ.ब्रा.उ.अ. १ क. ३ ॥

અર્થઃ—આ દેવયાન માર્ગને પ્રાપ્ત થઇને પ્રથમ અગ્નિલોકને પ્રાપ્ત થાય છે, અગ્નિલોકથી વાયુલોકને પ્રાપ્ત થાય છે, વાયુ લોકથી વરૂણ લોકને, વરૂણ લોકથી ઇન્દ્રલોકને, ઇન્દ્રલોકથી પ્રજાપતિ લોકને, અને પ્રજાપતિ લોકથી બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ભગવદ્ગીતા તથા શ્રુતિ પણ ઉપાસકોને માટે દેવયાન માર્ગનું કથન કરે છે. અને પૂર્વોક્ત કૌષીતકિ શ્રુતિમાં લઇ જનાર દેવતા લોક લખ્યા નથી.

અને તે સંબંધમાં છાન્દોગ્ય ઉપનિષદ્ નીચે પ્રમાણે કહે છેઃ—

ते अर्चिषमभिसंभवन्त्यर्चिषोहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षडुद्ङेति मासाँस्तान्.मासेभ्यः संवत्सरं संवत्सरादादित्यमादित्याचन्द्रमसं चन्द्रमसो विद्युतम् ॥ छा० उ० अ० ५ ख० १०–२ ॥

અર્થ:—બ્રહ્મલોકમાં જનાર લોક પ્રથમ અર્ચિ (અગ્નિ) અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. અર્ચિ અભિમાની દેવતાથી દિન અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. પછી શુકલપક્ષાભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. ત્યાંથી પછી ઉત્તરાયણના ૭ માસના અભિમાની દેવતાને, ત્યાંથી સંવત્સરાભિમાની દેવતાને, ત્યાંથી આદિત્ય દેવતાને, ત્યાંથી ચન્દ્રમાને, અને ચન્દ્રમાથી વીજળી લોકને પ્રાપ્ત થાય છે. આ શ્રુતિમાં લઈ જનાર દેવતા લોકોનો ક્રમ લખ્યો છે. અને વીજળી લોકથી વરૂણ લોક, વરૂણ લોકથી ઇન્દ્રલોક, ઇન્દ્રલોકથી પ્રજાપતિલોક, અને પ્રજાપતિ લોકથી બ્રહ્મલોકમાં જાય છે. અને "वायुलोकं वरुणलोकं" ઇત્યાદિ કૌષીતકિ શ્રુતિમાં કહ્યું છે. તેથી લઇ જનાર દેવતા લોકોનો ક્રમ નીચે પ્રમાણે જાણવો જોઇએ. પ્રથમ અર્ચિ અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. અર્ચિ અભિમાની દેવતાથી દિનના અભિમાની દેવતાને, ત્યાંથી શુકલ પક્ષાભિમાની દેવતાને, ત્યાંથી પછી ઉત્તરાયણના ૭ માસના અભિમાની દેવતાને, ત્યાંથી વાયુદેવતાને, વાયુદેવતાથી આદિત્યને પ્રાપ્ત થાય છે. અને આદિત્યથી ચન્દ્રમાને, ચન્દ્રમાથી વીજળી લોકને, વીજળી લોકથી વરૂણ લોકને, વરૂણ લોકથી ઇન્દ્રલોકને, ઇન્દ્રલોકથી પ્રજાપતિલોકને અને પ્રજાપતિલોકથી બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. તેમાં વીજળી લોકથી બ્રહ્મલોક સુધી ઉપાસકોને લઈ જનાર અમાનવ પુરૂષ જ છે. અને વરૂણાદિ તે અમાનવ પુરૂષના કેવલ સહાય કરનાર હોય છે, તેઓ મુખ્ય લઇ જનાર નથી. પરન્તુ પોતપોતાના લોકમાં આવેલા બ્રહ્મલોકમાં જનાર ઉપાસકોને તે દેવતાલોક બીજા દેવતા લોકમાં પહોચાડી દે છે એવો ભાવ છે. અને અગ્નિની શિખા આદિને અર્ચિ કહે છે તે પ્રકાશનો વાચક છે. તેથી "अग्निर्ज्योतिः" એ ગીતાના શ્લોકમાંના અગ્નિ અને જ્યોતિ એ બંને શબ્દથી અર્ચિ અર્થ કર્યો છે. અને કોઈ જગામાં અગ્નિ અને જ્યોતિ એ બંને શબ્દથી અગ્નિદેવતા, જ્યોતિદેવતા, એવા પણ અર્થ કર્યા છે. અને કાર્યબ્રહ્મની ઉપાસના કરનાર શરીરમાંથી મૂર્ધ દ્વારા નિકળીને બ્રહ્મલોકમાં જાય છે તે વાતનો પણ શ્રુતિમાં નિશ્ચય કર્યો છે.

तस्य हैतस्याग्रं प्रद्योतते तेन प्रद्योतेनैष आत्मा निष्क्रामति चक्षुषो वा मूर्ध्नो वाऽन्येभ्यो वा शरीरदेशेभ्यः ॥ बृ. उ. अ. ४. ब्रा. ४–२ ॥

અર્થ.—મરવાના સમયમાં મનુષ્યના હૃદયછિદ્રના અગ્ર ભાગ રૂપ જે નાડીમુખ અર્થાત્ હૃદયથી નિકળવાનું જે દ્વાર છે તેનું પ્રદ્યોતન થાય છે અર્થાત્ વાસનાને અનુસાર પ્રાપ્ત થવાને યોગ્ય ફલના જ્ઞાનરૂપ પ્રદ્યોતન નામનું સ્ફુરણ થાય છે. ભાવ એવો છે કે જ્યારે હૃદયાગ્ર દ્વારા નિકળે છે ત્યારે પ્રાપ્ત થવાના ફળનું જ્ઞાન થાય છે. તે જ્ઞાન દ્વારા જ આત્મા (લિંગ શરીરોપાધિ વાળો જીવ) નિકળે છે. અને જો આદિત્ય લોકને પ્રાપ્ત થવા યોગ્ય કર્મ અને ઉપાસના હોય તો નેત્ર દ્વારા નિકળે છે. અને બ્રહ્મલોકને પ્રાપ્ત થવા યોગ્ય કર્મ અને ઉપાસના કરી હોય તો મૂર્ધા દ્વારા અર્થાત્ દશમા દ્વાર દ્વારા નિકળે છે. અથવા નિકળનારના કર્મને અનુસાર શરીરના મુખાદિ અન્ય ભાગ દ્વારા પણ નિકળે છે. અને પછી—

तस्मिन्वसति शाश्वतीः समाः ॥ बृ० उ० अ० ५–१०–१ ॥

અર્થઃ—બ્રહ્મલોકને પ્રાપ્ત થઇને બહુ સંવત્સર સુધી ત્યાં બ્રહ્મલોકમાં રહે છે. અને ત્યાં—

**स एतस्माज्जीवघनात्परं पुरिशयं पुरुषमीक्षते ॥** प्र० उ० प्र० ५–५ ॥

અર્થઃ—બ્રહ્મલોકમાં ગયેલો તે ઉપાસક આ જીવોની સમષ્ટિ રૂપ હિરણ્યગર્ભ પાસેથી શ્રેષ્ઠ નિરૂપાધિક ચૈતન્ય રૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. અને પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી—

**कार्यात्यये तदध्यक्षेण सहातः परमभिधानात् ॥** વે૦દ૦અ૦૪પા૦૩–૧૦ ॥

અર્થઃ—બ્રહ્મલોકમાં ગયેલા આ લોક બ્રહ્મલોકના સ્વામી હિરણ્યગર્ભ (બ્રહ્મા)નો નાશ થતાં મુક્ત થાય છે–પરમાત્માને પ્રાપ્ત થાય છે. કેમકે **तयोर्ध्वमायन्नमृतत्वमेति ॥** छा० उ० अ० ८–६–६ ॥–તે મૂર્ધન્યા નાડી દ્વારા નિકળીને બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા લોક મોક્ષને પ્રાપ્ત થાય છે. એ શ્રુતિ, તથા **तेषां न पुनरावृत्तिः ॥** बृ० उ० अ० ६–२–१५॥ બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા લોકની પુનરાવૃત્તિ થતી નથી–ઈત્યાદિક શ્રુતિએ, બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા લોકોને બ્રહ્મલોકમાં પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર તથા બ્રહ્માજીની સાથે મુક્તિની પ્રાપ્તિ, તથા પુનરાવૃત્તિનો અભાવ પણ કહ્યો છે. તથાપિ—

**आ ब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ॥** भ० गी० अ० ८–१६ ॥

અર્થઃ—હે અર્જુન! બ્રહ્મલોક સહિત જેટલી ભોગભૂમિ છે તે સર્વ પુનરાવૃત્તિ સ્વભાવ વાળી છે અર્થાત્ બ્રહ્મલોકમાં જઇને પણ આત્મજ્ઞાન વિના પાછા આવવુ જ પડે છે. આ ગીતાના શ્લોકથી બ્રહ્મલોકમાંથી પણ પુનરાવૃત્તિ સાંભળી છે. તેની વ્યવસ્થા નીચે પ્રમાણે સમઝવી જોઈએ. જે લોક પંચાગ્નિ વિદ્યા વડે બ્રહ્મલોકમાં જાય છે તેઓની પુનરાવૃત્તિ અવસ્ય થાય છે, કેમકે તે લોક બ્રહ્મલોકમાં કલ્પ પર્યન્ત રહીને ભોગોને ભોગવીને કલ્પની પછી ફરી પૃથિવી લોકમાં જન્મ લે છે. માટે **"इमं मानवमावर्तं नावर्तन्ते" ॥** छा० उ० अ० ४–१५–५ ॥–આ મનુ સબંધી સૃષ્ટિ રૂપ સસાર (આવર્ત)ને પ્રાપ્ત થતા નથી–આ શ્રુતિમાં જે કલ્પમા તે લોક બ્રહ્મલોકમાં ગયા હોય તે કલ્પની સમાપ્તિ સુધી બ્રહ્મલોકમાં નિવાસ તથા કલ્પ બાદ બીજા કલ્પમાં પુનરાવૃત્તિ પણ કહી છે. અને જે લોક ક્રમમુક્તિના ભાગી છે એવા કાર્યબ્રહ્મ (સગુણ બ્રહ્મ)ની ઉપાસના કરનાર છે તે લોક બ્રહ્મ લોકમાં જઈને ત્યાંના ભોગોને ભોગવી બ્રહ્મલોકમાં પ્રાપ્ત થયેલા બ્રહ્મસાક્ષાત્કાર દ્વારા બ્રહ્માના નાશ સમયે મોક્ષને પ્રાપ્ત થાય છે. અને નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનાર પણ આ જન્મમાં જ્ઞાનની પ્રાપ્તિ વિના જો મૃત્યુને પ્રાપ્ત થયા હોય તો તે લોકને પણ બ્રહ્મલોકની પ્રાપ્તિ તથા બ્રહ્મલોકમાં થતા સાક્ષાત્કારથી મુક્તિ પણ પ્રાપ્ત થાય છે. અને—

**अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिं रात्रेरपरपक्षमपरपक्षाद्यान्षड् दक्षिणैति मासाँस्तान्नैते संवत्सरमभिप्राप्नुवन्ति ॥** छा० उ० अ० ५–१०–३ ॥

અર્થઃ—ગૃહસ્થ લોક ગ્રામમા રહીને અગ્નિહોત્રાદિક ઇષ્ટ કર્મ તથા વાપી, કૂપ, તડાગાદિને નિર્માણ કરવા રૂપ પૂર્તકર્મ તથા યથાશક્તિ યોગ્યને દાન દેવા રૂપ દત્તકર્મ કરે છે તે લોક ધૂમાભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. અને તે ધૂમાભિમાની દેવતા તેમને લઇને રાત્રિ અભિમાની દેવતાને પહોચાડે છે. ત્યાંથી કૃષ્ણ પક્ષાભિમાની દેવતાને, ત્યાંથી પછી દક્ષિણાયનના ૭

માસના અભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. આ ૭ માસના અભિમાની દેવતાથી કર્મીલોક સંવત્સરાભિમાની દેવતાને પ્રાપ્ત થાય છે. અને—

मासेभ्यः पितृलोकं पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसम् ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—માસાભિમાની દેવતાથી પિતૃલોકને પ્રાપ્ત થાય છે. પિતૃલોકથી આકાશને અને આકાશથી ચન્દ્રમાને પ્રાપ્ત થાય છે. અને—

तस्मिन्यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथेतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वा अभ्रं भवति ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—જ્યાંસુધી કર્મનો ક્ષય થતો નથી, ત્યાંસુધી ચન્દ્રમણ્ડલમાં રહીને વક્ષ્યમાણ (આગળ કહેવાના) માર્ગથી ફરી નિવૃત્ત થાય છે. અર્થાત્ મનુષ્યનાં અનેક પ્રકારનાં કર્મ હોય છે. એક જ જન્મથી દરેક કર્મનું ફલ ભોગવાતું નથી. તેથી જે કર્મના બલથી ચન્દ્રલોકમાં ગયો છે તે કર્મનો ક્ષય થતાં બાકી રહેલા અનેક કર્મોનું ફલ ભોગવવાને માટે ત્યાંથી નિવૃત્ત થાય છે. અને જેવી રીતે માસથી પિતૃલોકમાં અને પિતૃલોકથી આકાશમાં, અને આકાશથી ચન્દ્રલોકમાં—એ ક્રમથી જવાનું કહ્યું, પરન્તુ તે ક્રમથી નિવૃત્ત થતા નથી. તેથી "यथेतमाकाशम्" જે માર્ગથી ગયા તે જ માર્ગથી ભૌતિક આકાશ સુધી આવે છે અર્થાત્ આકાશના રૂપ જેવા સૂક્ષ્મ થાય છે, અને આકાશથી ફરી વાયુ રૂપ થાય છે. વાયુ રૂપ થઇને પછી ધૂમ રૂપ થાય છે. અને ધૂમ રૂપ થઇને પછી અભ્ર રૂપ થાય છે. અને—

अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्ते अतो वै खलु दुर्निष्प्रपतरं यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—અભ્ર થઇને મેઘ બને છે, મેઘ રૂપ થઇને વર્ષે છે અર્થાત્ વર્ષાની ધારા રૂપે પડે છે. તે અહીં વ્રીહિ, જવ, ઓષધિ, વનસ્પતિ, તલ, અડદ, ઇત્યાદિ રૂપે ઉત્પન્ન થાય છે અર્થાત્ પહેલાં ઉત્પન્ન થયેલા વ્રીહિ આદિ સાથે મળી જાય છે, પોતે વ્રીહિ આદિ રૂપે ઉત્પન્ન થતા નથી. અને તે વ્રીહિ આદિ અન્નની સાથે સંબન્ધ કરીને તેમાંથી બહુ જ દુઃખે નિકળવાનું બને છે. અને ફરી જે કોઈ પ્રાણી તે અન્નને ખાય છે, અને જે કોઈ ઋતુકાલમાં રેતને સ્ત્રીમાં સેચન કરે છે તે સમયે તે રેતના સેચન કરનારના રૂપ થઇને સ્થિત થાય છે. તેથી પુરૂષથી પુરૂષ રૂપે ઉત્પન્ન થાય છે, અને પશુથી પશુની જ આકૃતિથી ઉત્પન્ન થાય છે.

વળી વર્ષા રૂપે પડીને અન્નની સાથે તથા રેતને સેચન કરનારની સાથે સંબદ્ધ થઈને મનુષ્ય તથા પશુ અથવા અન્ય કોઈ પ્રાણી રૂપે ઉત્પન્ન થવામાં પણ બહુ કષ્ટ પડે છે. કેમકે વર્ષા રૂપે જો પર્વતના શિખર ઉપર અથવા મરૂભૂમિમાં પડે તો તેને અન્નની સાથે સંબન્ધ થવામા બહુ વાર લાગે છે, કેમકે પર્વતાદિમાં પડેલું જલ નદીમાં અને નદીમાંથી સમુદ્રમાં જાય છે. જો નદી અથવા સમુદ્રમાંથી મકર અથવા માછલી આદિ કોઇ પીએ તો ત્યાં જ રોકાઇ રહે છે. ફરી મકરની સાથે સમુદ્રમાં લય પામીને પાણીમાં મળી જાય છે. ફરી તે પાણી સૂર્યનાં કિરણોથી વરાળ રૂપ થઇને ઉપર ચડી ફરી મેઘ રૂપ થઇને વર્ષે છે.

એ પ્રમાણે અન્નની સાથે સંબન્ધ થતાં સુધીમાં બહુ કષ્ટ પડે છે. અને ફરી જો અન્ન સાથે સંબંધ થાય છે, તો તેને પક્ષી, પશુ, આદિ અનેક પ્રાણી ખાય છે. અને કદાપિ અભક્ષ્ય વસ્તુની સાથે સંબંધ થયો હોય તો ત્યાં જ પડયે પડયે સુકાય છે. તેથી અન્નમાંથી નિકળીને મનુષ્યમાં પ્રવેશ થવામાં પણ બહુ કષ્ટ થાય છે. અને—

**अथैतयोः पथोर्न कतरेण चन तानीमानि क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीयꣳ स्थानम् ॥** છા૦ ઉ૦ અ૦ ૫ ખં૦ ૧૧-૮ ॥

અર્થઃ—જ્યારે મનુષ્ય ન તો કોઈ ઉપાસના કરે છે, ન તો ઇષ્ટાદિ કર્મ કરે છે; ત્યારે ઉપર કહેલા ઉત્તરાયણ અથવા દક્ષિણાયન એ બેમાંથી એક પણ માર્ગથી જતા નથી. તેવા લોક વારંવાર ઉત્પન્ન થતા મચ્છર, કીટ, આદિ થાય છે. તેથી ઉત્તરાયણ માર્ગ તથા દક્ષિણાયન માર્ગ એ બંને માર્ગથી જવા યોગ્ય પુણ્યકર્મથી રહિત લોક વારંવાર ઉત્પન્ન થાય છે અને મરે છે. અને તે લોકોના જન્મમરણ રૂપ પરંપરાનું અનુકરણ કરતી સતી શ્રુતિમાં "**जायस्व म्रियस्व**"—જન્મો અને મરો—એમ કહ્યું. આ ત્રીજું સ્થાન છે. એ બંને માર્ગથી ભ્રષ્ટ લોક જન્મતા અને મરતા જ રહે છે. અને કોઇ કર્મ કરવાનો અથવા ભોગ ભોગવવાનો તે લોકને સમય મળતો નથી.

ઇતિ પરલોકગતિનિરૂપણ અ. ૬. સમાસ.



## અધ્યાય. ૭.

### અદ્વૈતવાદના ભેદનું નિરૂપણ.

હાલના સમયમાં અદ્વૈતવાદના કેવલાદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત એવા બે ભેદ પ્રસિદ્ધ છે. તેમના કંઇક સિદ્ધાન્ત આ અધ્યાયમાં સામાન્ય રીતે બતાવીએ છીએ: તેમાં કેવલાદ્વૈત નામથી શંકરાચાર્યનો સિદ્ધાન્ત પ્રસિદ્ધ છે, અને વિશિષ્ટાદ્વૈત નામથી રામાનુજાચાર્યનો મત પ્રસિદ્ધ છે.

#### કેવલાદ્વૈત સિદ્ધાન્ત.

૧. આત્મા રૂપ એક જ તત્ત્વ છે. અન્ય કોઇ પણ વસ્તુ નથી.

૨. આત્માથી ભિન્ન સજાતીય અથવા વિજાતીય અથવા આત્મામાં જ રહેતો કોઇ પણ બીજો સત્ય પદાર્થ નથી. આત્મા સ્વગત, સજાતીય અને વિજાતીય ભેદથી રહિત જ છે.

૩. તે આત્મા વિશેષ રહિત છે. આત્મા આ પ્રકારનો છે અથવા તે પ્રકારનો છે એમ કોઇ પણ પ્રકારે કથન કરી શકાતો નથી.

૪. માટે આત્મા નિર્ગુણ છે અને પરમાત્મામાં પરમાર્થથી કલ્યાણકારક પણ ગુણ નથી.

૫. આત્મામાં જ્ઞાન રૂપ પણ કોઈ ગુણ નથી. આત્મા પોતે જ્ઞાન સ્વરૂપ જ છે.

૬. આત્મા જ્ઞાન સ્વરૂપ હોવાથી આત્મામાં પરમાર્થથી કોઈ જ્ઞાતૃત્વ નથી.. અને આત્મામાં વિજ્ઞાતૃત્વનું જે કથન છે તે ગૌણ રીતે છે.

૭. આત્મામાં જ્ઞેયત્વ નથી.

૮. પરમાત્મા પોતાના સ્વરૂપથી કૂટસ્થ નિત્ય છે અને તે જ રૂપે અદ્વિતીય છે.

#### વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત.

૧. ચિત્ તથા અચિત્ રૂપ શરીર યુક્ત આત્મા એક છે. તે આત્મા અને શરીરથી ભિન્ન કોઈ વસ્તુ નથી.

૨. આત્મા પોતાના સજાતીય વાળા જીવથી તથા અચેતન(જડ)પ્રધાનાદિથી તથા આત્મામાં રહેતા કલ્યાણકારક ગુણથી પણ ભિન્ન છે.

૩. તે આત્મા વિશેષ યુક્ત છે. અને તે સર્વજ્ઞત્વ, નિત્યત્વ, વ્યાપિત્વાદિ વિશેષથી યુક્ત છે. અને સર્વજ્ઞ, નિત્ય, વ્યાપી ઇત્યાદિ શબ્દથી કથન કરવા યોગ્ય છે.

૪. આત્મા સ્વભાવથી અપહત પાપ્મત્વ (પાપરહિત પણું) આદિ અનેક કલ્યાણકારક ગુણના સમૂહોનો આશ્રય છે. અને આત્મામાં પરિત્યાગ કરવા યોગ્ય કોઈ ગુણ નથી.

૫. આત્મા જ્ઞાનસ્વરૂપ હોવાથી પણ જ્ઞાનગુણનો આશ્રય છે. અને ગુણ રૂપ જે જ્ઞાન છે તે સ્વરૂપ રૂપ જ્ઞાનથી ભિન્ન છે.

૬. આત્માના ગુણ રૂપ જે જ્ઞાન છે તે સ્વરૂપ રૂપ જ્ઞાનથી ભિન્ન હોવાથી આત્મામાં પરમાર્થથી જ્ઞાતૃત્વ છે. તેથી આત્માને વિજ્ઞાતા કહે છે.

૭. આત્મામાં જ્ઞેયત્વ છે.

૮. પરમાત્મા પોતાના સ્વરૂપે કૂટસ્થ નિત્ય છે, અને ચિદચિત્ રૂપ શરીર વિશિષ્ટ રૂપે પરિણામી નિત્ય પણ છે. અને વિશિષ્ટ રૂપે અદ્વિતીય પણ છે.

૯. અજ્ઞાનથી પરમાત્મામાં જ આ જગત્ ભાસે છે. આ વિવર્તવાદ છે.

૧૦. પરમાત્માના વિવર્તરૂપ આ પ્રાતિભાસિક જગત્ મિથ્યા છે, સત્ય નથી.

૧૧. આ જગત્ અનિર્વચનીય છે, અને અજ્ઞાનદોષથી ભાસે છે. તેથી અનિર્વચનીય ખ્યાતિ છે.

૧૨. નાના પ્રકારના પદાર્થ દેખાય છે. તે અનિર્વચનીય પદાર્થ જ પ્રતીત થાય છે.

૧૩. જગતની અન્તર્ભૂત હોવાથી શાસ્ત્ર પણ અસત્ય જ છે. તથાપિ તત્ત્વજ્ઞાનનું સાધન છે.

૧૪. પદાર્થજ્ઞાનના સાધન રૂપ પ્રમાણ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એ ૭ છે.

૧૫. પરમાત્માથી અભિન્ન જીવોની પણ પરમાત્માની તુલ્ય જ જ્ઞાનસ્વરૂપતા છે. પરમાર્થથી કોઈ જ્ઞાનાશ્રયત્વ નથી.

૧૬. જીવ વ્યાપક છે.

૧૭. સ્વરૂપથી જ જીવની શરીરના સર્વ અવયવોમાં વ્યાપ્તિ છે.

૧૮. જીવ બ્રહ્મનું સ્વરૂપ જ છે. તેથી બંને એક જ છે.

૧૯. વિવેકાદિ સાધન ચતુષ્ટયની પ્રાપ્તિ થતાં બ્રહ્મવિચારનો આરંભ થાય છે.

૨૦. મહાવાક્યથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતાં તરત અવિદ્યાની નિવૃત્તિ થાય છે.

૨૧. સુખદુઃખથી રહિત આત્માનો સાક્ષાત્કાર થવાથી આ લૌકિક શરીર રહેવા છતાં પણ જીવતાં જ મુક્તિ (જીવન્મુક્તિ) હોય છે.

૨૨. પ્રારબ્ધ કર્મનો ક્ષય થવાથી પોતાના સ્વરૂપે સ્થિતિ થાય છે.

૯. પ્રધાન પોતે જ અન્તર્યામી ઈશ્વરના સાન્નિધ્યથી જગત્ રૂપે પરિણામને પ્રાપ્ત થાય છે. આ પરિણામવાદ છે.

૧૦. પ્રધાનના પરિણામ રૂપ આ જગત્ સત્ય જ છે, મિથ્યા નથી.

૧૧. પરમાર્થથી જગત્ સત્ય જ ભાસે છે. તેથી સર્વ જગત્ સત્ખ્યાતિ છે.

૧૨. જ્યાં શુક્તિમાં રજતની પ્રતીતિ થાય છે અને જે પદાર્થ સ્વપ્નમાં દેખાય છે ત્યાં સર્વ સત્ય વસ્તુની જ પ્રતીતિ થાય છે.

૧૩. શાસ્ત્ર સત્ય હોવાથી જ શાસ્ત્ર તત્ત્વજ્ઞાનનું સાધન છે.

૧૪. પદાર્થજ્ઞાનના સાધન રૂપ પ્રમાણ, પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ એ ત્રણ છે.

૧૫. પરમાત્માથી ભિન્ન પરમાત્માના શરીર રૂપ જીવ જ્ઞાનસ્વરૂપ તથા જ્ઞાનગુણનો આશ્રય છે.

૧૬. જીવ અણુ છે.

૧૭. જ્ઞાન દ્વારા જીવની શરીરના સર્વ અવયવોમાં વ્યાપ્તિ છે.

૧૮. જીવો પરમાર્થથી નાના છે.

૧૯. કર્મના સ્વરૂપનું જ્ઞાન થયા બાદ બ્રહ્મવિચારનો આરંભ થાય છે.

૨૦. મહાવાક્ય વડે ઉપાસના કરતાં કરતાં તે ઉપાસના દૃઢ થતાં પરમાત્મા પ્રસન્ન થાય છે.

૨૧. ઉપાસનાથી પરમાત્મા પ્રસન્ન થાય છે. તથાપિ લૌકિક શરીર હોય ત્યાંસુધી સુખ અને દુઃખોનો અનુભવ અવશ્ય થશે. તેથી જીવન્મુક્તિ કદાપિ થતી નથી.

૨૨. પ્રારબ્ધ કર્મનો ક્ષય થવાથી લૌકિક શરીરનો ત્યાગ થાય છે, અને દિવ્ય દેહની

| | |
|---|---|
| | પ્રાપ્તિ થાય છે ત્યારે પરમાત્માની સાથે અત્યન્ત સામ્ય થાય છે. |
| ૨૩. અને આ વિદેહમુક્તિ છે. | ૨૩. આ મુક્તિ છે. |
| ૨૪. મુક્તિ અવસ્થામાં અહંભાવ નથી. | ૨૪. મુક્ત અવસ્થામાં પણ અહંભાવ હોય છે. |
| ૨૫. મુક્તિ અવસ્થામાં જીવ બ્રહ્મનો ભેદ રહેતો નથી. | ૨૫ મુક્તિ અવસ્થામા પણ જીવ બ્રહ્મનો ભેદ રહે છે. |
| ૨૬. અને મોક્ષ અવસ્થામા સુખદુઃખનો લેશ માત્ર પણ હોતો નથી. | ૨૬. અને મોક્ષ અવસ્થામા દુઃખનો લેશ પણ હોતો નથી, અને અધિક સુખ હોય છે. |

આ પ્રમાણે કેવલાદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત નામના અદ્વૈતવાદના બે મુખ્ય ભેદ બતાવવામાં આવ્યા.

ઇતિ અદ્વૈતવાદના ભેદનું નિરૂપણ અ. ૭. સમાપ્ત.



# મિશ્ર પ્રકરણ. ૮.

## અધ્યાય. ૧.

### પાપનિવારણ સાધન નિરૂપણ.

## સર્ગ. ૧.

### પ્રાયશ્ચિત્તનિરૂપણ.

અહીં સુધીમાં પુસ્તક લખવાનો મુખ્ય ઉદ્દેશ જે જ્ઞાનયોગ વિવેચન તે પૂર્ણ થયો છે. હવે તેને ઉપયોગી બાકી રહેલા કેટલાક વિષયોનું વિવેચન આ મિશ્ર પ્રકરણમાં કરવામાં આવે છે. તેમાં પ્રથમ પાપનિવારણનાં સાધનોનું વિવેચન કરવામાં આવે છે. તે મધ્યે પ્રથમ પ્રાયશ્ચિત્તનુ નિરૂપણ કરીએ છીએ.

**अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ।**
**प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तीयते नरः ॥** म० स्मृ० अ० ११श्लो०४४ ॥

અર્થઃ—વિહિત જે સન્ધ્યોપાસનાદિક નિત્ય કર્મ, તથા નૈમિત્તિક–નિમિત્તથી કરવામાં આવતું જેવું કે શબને સ્પર્શ કરવાથી કરવાનું જે સ્નાનાદિ તે નહીં કરવાથી, નિન્દિત અર્થાત્ નિષિદ્ધ હિંસાદિ કર્મ કરવાથી તથા નિષિદ્ધ વિષયસેવનમાં અત્યન્ત આસક્તિવાળા થવાથી મનુષ્ય માત્ર પ્રાયશ્ચિત્ત કરવા યોગ્ય થાય છે. જો પ્રાયશ્ચિત્ત ન કરે તો જરૂર પાપનો ભાગી થાય છે.

**अकामतः कृते पापे प्रायश्चित्तं विदुर्बुधाः ।**
**कामकारकृतेऽप्याहुरेके श्रुतिनिदर्शनात् ॥** ,, ॥ ४५ ॥

અર્થઃ—બુદ્ધિપૂર્વક નહીં કરેલા અર્થાત્ અજાણતાં કરેલા પાપ સંબંધી જ પ્રાયશ્ચિત્ત હોય છે એમ પણ્ડિત લોક કહે છે. અને "**इन्द्रो यतीन् शालावृकेभ्यः प्रायच्छत्**"–ઈન્દ્રે યતિઓને મારીને જંગલી શ્વાનો પ્રતિ નાંખ્યા. "**स प्रायश्चित्तार्थं प्रजापतिसमीपमगमत् ।**"–તે ઈન્દ્ર પ્રાયશ્ચિત્ત કરવાને માટે પ્રજાપતિની પાસે ગયા. **तस्मै प्रजापतिरुपहव्याख्य कर्म प्रायश्चित्तं दत्तवान् ।**–તે ઈન્દ્રને પ્રજાપતિએ ઉપહવ્ય નામનું કર્મ પ્રાયશ્ચિત્ત માટે બતાવ્યું. ઈત્યાદિ શ્રુતિથી જાણી બુજીને કરેલા પાપનું પણ પ્રાયશ્ચિત્ત હોય છે. પરન્તુ અજાણતાં કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત થોડું હોય છે, અને જાણીને કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત અધિક હોય છે, એટલો જ ભેદ છે.

**अकामतः कृतं पापं वेदाभ्यासेन शुध्यति ।**
**कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः ॥** ,, ॥ ४६ ॥

અર્થઃ—ઈચ્છા વિના કરેલું પાપ વેદાભ્યાસથી નષ્ટ થઈ જાય છે. અર્થાત્ તેનું પ્રાયશ્ચિત થોડું જ હોય છે. રાગદ્વેષાદિથી મૂઢ બનીને કરેલુ પાપ નાના પ્રકારનાં પ્રાયશ્ચિત્તથી નિવૃત્ત થાય છે.

**प्रायश्चितीयतां प्राप्य दैवात्पूर्वकृतेन वा ।**
**न संसर्गं व्रजेत्सद्भिः प्रायश्चित्तेऽकृते द्विजः ॥** ,, ॥ ४७ ॥

અર્થઃ—પ્રમાદથી દૈવવશાત્ અર્થાત્ પૂર્વજન્મમાં કરેલા કર્મદોષથી પ્રાયશ્ચિત્ત કરવાની યોગ્યતાને પ્રાપ્ત કરી તે મનુષ્ય જો પ્રાયશ્ચિત્ત ન કરે તો તેની સાથે સત્પુરૂષે યજ્ઞ કરાવવો આદિ સંસર્ગ ન કરવો જોઈએ.

ઇત્યાદિ શાસ્ત્રથી પાપકર્મનું પ્રાયશ્ચિત્ત અવશ્ય કરવાનું કર્ત્તવ્ય જાણવામાં આવે છે. જ્યાંસુધી તે પ્રાયશ્ચિત નહીં કરવામાં આવે ત્યાંસુધી તેની સાથેનો વ્યવહાર પણ બંધ રાખવો જોઇએ એવો ધર્મશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. વળી—

**इह दुश्चरितैः केचित् केचित्पूर्वकृतैस्तथा ।**
**प्राप्नुवन्ति दुरात्मानो नरा रूपविपर्ययम् ॥ „ ॥ ४८ ॥**

અર્થઃ—કોઇ આ જન્મમાં કરેલા, અને કોઈ પૂર્વ જન્મમાં કરેલા નિષિદ્ધ આચરણથી દુષ્ટ સ્વભાવવાળા મનુષ્ય કુનખ આદિ વિપરીત રોગને પ્રાપ્ત થાય છે. પગના અંગુઠાના નખની અંદર દુઃખ રૂપ રોગવિશેષનું નામ કુનખ છે.

આ જન્મમાં થતા રોગાદિ જોઇને પૂર્વ જન્મના પાપ કર્મનું અનુમાન કરીને તેની શાન્તિને માટે શાસ્ત્રમાં કહેલા ઉપાય કરવાથી જ તેને સુખ મળે છે. રોગ અને મૃત્યુ એ બંને કર્મજ અને દોષજ એમ બે પ્રકારનાં હોય છે. પૂર્વ જન્મમાં કરેલા પાપ કર્મથી થતા રોગાદિ કર્મજ કહેવાય છે, અને આહારાદિના દોષથી વાત, પિત્ત, કફ રૂપ ધાતુની વિષમતાથી થતા રોગાદિ દોષજ કહેવાય છે. અને કર્માનુસાર નિયત થયેલું આયુ ક્ષીણ થવાથી જે મૃત્યુ થાય છે તે કર્મજ કહેવાય છે, અને યુદ્ધાદિમાં જવાથી લાખો મનુષ્યોનું જે એકી સાથે મૃત્યુ છે તે દોષજ કહેવાય છે. તેમાં કર્મજ રોગાદિની નિવૃત્તિ પ્રાયશ્ચિત્ત આદિ તથા જપ હોમાદિ શાસ્ત્રીય ઉપાયથી થાય છે. અને દોષજ રોગાદિની નિવૃત્તિ ઔષધ આદિથી થાય છે. પ્રત્યક્ષ રોગાદિ જોઇને અપ્રત્યક્ષ પૂર્વ જન્મના પાપનું અનુમાન કરવું તથા તેની શાન્તિને માટે શાસ્ત્રીય ઉપાય કરવો એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. તે કારણથી પૂર્વ જન્મમાં ક્યાં ક્યાં પાપ કરવાથી આ જન્મમાં કયા કયા રોગ થાય છે તે શાસ્ત્રમાં બતાવ્યું છે. તેનું અહીં પ્રથમ નિરૂપણ કરીએ છીએ.

**सुवर्णचोरः कौनख्यं सुरापः श्यावदन्तताम् ।**
**ब्रह्महा क्षयरोगित्वं दौश्चर्म्यं गुरुतल्पग ॥ „ ॥ ४९ ॥**

અર્થઃ—પૂર્વ જન્મમાં જેણે બ્રાહ્મણના સુવર્ણની ચોરી કરી હોય તેવા મનુષ્યને કુનખનો રોગ થાય છે. અને નિષિદ્ધ દારૂ પીધેલા મનુષ્યમાં સ્વભાવથી કાળા દાંત હોય છે. અને બ્રહ્મહત્યા કરેલી હોય તેને આ જન્મમાં ક્ષયરોગ થાય છે. અને જેણે ગુરૂસ્ત્રીગમન કર્યું હોય તેને દુશ્ચર્મ અર્થાત્ ગુપ્તેન્દ્રિયનો રોગ થાય છે.

**पिशुनः पौतिनासिक्यं सूचकः पूतिवक्त्रताम् ।**
**धान्यचोरोऽङ्गहीनत्वमातिरेक्यं तु मिश्रकः ॥ „ ॥ ५० ॥**

અર્થઃ—ચુગલી કરનાર મનુષ્યનું નાક ગન્દુ થાય છે. અને જે સૂચક અર્થાત્ જૂઠા દોષનું આરોપણ કરીને ક્હેનાર હોય છે તેનું મુખ ગન્દુ હોય છે. ધાન્ય ચોરનાર અંગ રહિત થાય છે. અને ધાન્યમાં બીજી વસ્તુને મેળવનાર અધિક અંગવાળો થાય છે.

**अन्नहर्तामयावित्वं मौक्यं वागपहारकः ।**
**वस्त्रापहारकः श्वैत्र्यं पङ्गुतामश्वहारकः ॥ „ ॥ ५१ ॥**

અર્થઃ—અન્નની ચોરી કરનારનો જઠરાગ્નિ મંદ થાય છે. વાણીની ચોરી કરનાર અર્થાત્ માનહાનિ આદિના ભયથી પોતે વિદ્યાર્થી બન્યા વિના બીજાનો પાઠ સાંભળીને ભણનાર

મુંગો થાય છે. વસ્ત્રને ચોરનાર સફેદ કોઢ વાળો થાય છે. અને ઘોડાની ચોરી કરનાર લંગડો થાય છે.

दीपहर्ता भवेदन्धः काणो निर्वापको भवेत् ।
हिंसया व्याधिभूयस्त्वमरोगित्वमहिंसया ॥ „ ॥ ५२ ॥

અર્થઃ—દીપની ચોરી કરનાર અન્ધ થાય છે. દીવાને હોલવનાર કાણો થાય છે. જીવ-હિંસા કરનાર અનેક રોગવાળો થાય છે. અને અહિંસાથી અરોગી થાય છે.

एवं कर्मविशेषेण जायन्ते सद्भिगर्हिताः ।
जडमूकान्धबधिरा विकृताकृतयस्तथा ॥ „ ॥ ५३ ॥

અર્થઃ—આ પ્રમાણે મનુષ્ય જૂદાં જૂદાં કર્મોથી સજ્જનોમાં નિન્દિત એવા જડ, મુંગા, અન્ધ, બહેરા, તથા વિકૃત રૂપ વાળા થઇને જન્મે છે.

चरितव्यमतो नित्यं प्रायश्चित्तं विशुद्धये ।
निन्द्यैर्हि लक्षणैर्युक्ता जायन्तेऽनिकृतैनसः ॥ „ ॥ ५४ ॥

અર્થઃ—તેથી પાપથી છૂટવાને માટે અવસ્ય પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. પાપ નહીં છૂટવાથી નિન્દાયોગ્ય લક્ષણો યુક્ત થઈને જન્મ લે છે.

આ પ્રકારનાં પ્રમાણોથી પૂર્વ જન્મમાં કરેલાં પાપકર્મ આ જન્મમાં પણ રાગાદિ રૂપે બાધા કરે છે એવો નિર્ણય થાય છે.

महापातकजं चिह्नं सप्तजन्मनि जायते ।
उपपापोद्भवं पञ्च त्रीणि पापसमुद्भवम् ॥ शाता० स्मृ० अ० १–३ ॥

અર્થઃ—મહાપાતકનું ચિહ્ન સાત જન્મ સુધી રહે છે. ઉપપાતકનું ચિહ્ન પાંચ જન્મ સુધી, અને અન્ય સાધારણ પાપોનું ચિહ્ન ત્રણ જન્મ સુધી પ્રકટ થાય છે.

पूर्वजन्मकृतं पापं नरकस्य परिक्षये ।
बाधते व्याधिरूपेण तस्य जप्यादिभिः शमः ॥ „ ॥ ५ ॥

અર્થઃ—પૂર્વ જન્મનું પાપ, તેના ફલ રૂપ નરકનો ભોગ થઈ રહ્યા પછી ફરી વ્યાધિ રૂપ થઇને દુઃખ દે છે. પરન્તુ તે જપ આદિ વડે શાન્ત કરી શકાય છે. 'આદિ' શબ્દથી દેવ-પૂજન, હોમ, દાન, ઈત્યાદિ સમજવું જોઇએ. પ્રાયશ્ચિત્ત નહીં કરવાથી કર્મનું ફલ અવસ્ય ભોગવવું પડે છે. માટે પ્રાયશ્ચિત્ત અવસ્ય કરવું જોઇએ. શાતાતપ, લઘુ શાતાતપ, તથા વૃદ્ધ શાતાતપ-એમ શાતાતપ સ્મૃતિના ત્રણ ભેદ જોવામાં આવે છે.

### શુદ્ધિનાં કારણ.

कालोऽग्निः कर्म मृद्वायुर्मनो ज्ञानं तपो जलम् ।
पश्चात्तापो निराहारः सर्वेऽमी शुद्धिहेतवः ॥ या. स्मृ. अ. ३–३१ ॥

અર્થઃ—કાલ, અગ્નિ, કર્મ, મૃત્તિકા, વાયુ, મન, જ્ઞાન, તપ, જલ, પશ્ચાત્તાપ, ભોજનનો ત્યાગ—એ સર્વ શુદ્ધિનાં કારણ છે. તેમાં સૂતકમાં દશ દિવસે શુદ્ધિ કહી છે તે કાલથી શુદ્ધિ મનાય છે. અને જે માટીના પાત્રને ફરી અગ્નિમાં તપાવવાથી શુદ્ધિ કહી છે તે અગ્નિથી

શુદ્ધિ છે. અને જે અશ્વમેધાદિ યાગથી શુદ્ધિ કહી છે તે કર્મથી શુદ્ધિ સમઝવી. અને ગાયે સુંઘેલું તથા કીટ તથા કેશ તથા માખી આદિથી દુષિત થયેલા અન્નની શુદ્ધિને માટે મૃત્તિકા, જલ, ભસ્મ, આદિ તેના ઉપર નાંખવાથી શુદ્ધિ કહી છે તે મૃત્તિકાથી શુદ્ધિ જાણવી. અને રસ્તામાં પડેલા જલ શ્વાન આદિ સ્પર્શ કરે તો તેની વાયુથી શુદ્ધિ થાય છે. મનની શુદ્ધિનું કારણ મનના શુદ્ધ સંકલ્પ છે. અને આત્મજ્ઞાન એ સર્વ પાપની શુદ્ધિનું સાધન છે. તપ, કૃચ્છ્રાદિ વ્રત તથા જલ પણ શરીરની શુદ્ધિનું સાધન છે. પશ્ચાત્તાપ અને નિરાહાર એ બંને પ્રસિદ્ધ જ છે. વળી—'

अकार्यकारिणां दानं वेगो नद्याश्च शुद्धिकृत् ।
शोध्यस्य मृच्च तोयं च संन्यासो वै द्विजन्मनाम् ॥ ,, ॥ ३२ ॥
तपो वेदविदां क्षान्तिर्विदुषां वर्ष्मणो जलम् ।
जपः मच्छन्नपापानां मनसः सत्यमुच्यते ॥ ,, ॥ ३३ ॥
भूतात्मनस्तपोविद्ये बुद्धेर्ज्ञानं विशोधनम् ।
क्षेत्रज्ञस्येश्वरज्ञानाद्विशुद्धिः परमा मता ॥ ,, ॥ ३४ ॥

અર્થ:—અયોગ્ય નિષિદ્ધ કાર્ય કરનારની શુદ્ધિ દાનથી થાય છે. નદીશુદ્ધિ વેગથી થાય છે અર્થાત્ ઉષ્ણ કાલમાં જલ કમી થઈ જાય છે તેથી વેગ ન રહેવાથી જલમાં બહુ અપવિત્રતા એકઠી થાય છે, તે વર્ષાઋતુમાં ફરી પૂર આવવાથી શુદ્ધ થાય છે. તથા મલિન વસ્તુના સંબંધથી મલિન થયેલા પાત્રાદિની શુદ્ધિ માટી અને જલથી થાય છે અર્થાત્ માટીથી માંજીને પાણીથી ધોવાથી થાય છે. અને બ્રાહ્મણની શુદ્ધિ સંન્યાસથી થાય છે. વેદ જાણનારની શુદ્ધિ વેદાભ્યાસથી થાય છે. વેદ તથા શાસ્ત્રના તત્ત્વને જાણનાર વિદ્વાન્‌ની શુદ્ધિ શાન્તિથી થાય છે. શરીર (वर्ष्मन्)ની શુદ્ધિ જલથી થાય છે. ગુપ્ત પાપોની શુદ્ધિ જપથી થાય છે. મનની શુદ્ધિનું સાધન શુદ્ધ સંકલ્પ (सत्य) છે. ભૂતાત્માની શુદ્ધિ તપ અને વિદ્યાથી થાય છે, અર્થાત્ પઞ્ચભૂતોથી વીંટળાયલા શરીરની બહારની શુદ્ધિ જલથી થાય છે તે પહેલાં કહેવામાં આવ્યું છે. અને તેના કામક્રોધાદિની નિવૃત્તિ દ્વારા અંદરની શુદ્ધિ થાય છે. તે નિત્ય નૈમિત્તિક આદિ કર્મોના અનુષ્ઠાન રૂપ તથા વર્ણાશ્રમ ધર્મના પાલન રૂપ તપથી, તથા પરમાત્માની ઉપાસના રૂપ વિદ્યાથી થાય છે. આત્મા તથા અનાત્માનું વિવેકજ્ઞાન બુદ્ધિની શુદ્ધિ કરનાર છે. અને જીવની શુદ્ધિ પરમાત્માના અપરોક્ષ જ્ઞાનથી થાય છે. જે વસ્તુની શુદ્ધિ જે સાધનથી શાસ્ત્રમાં કહી છે તે જ સાધન કર્યા વિના તેની શુદ્ધિ કદાપિ થઇ શકે નહીં. માટે વિવેકી મનુષ્ય પોતાના અન્તઃકરણના દોષ તથા અજાણ્યે પણ થતા મિથ્યા ભાષણ તથા પરદ્રોહ તથા અનાચારાદિ પાપોને જાણી તેમની નિવૃત્તિને માટે પ્રાયશ્ચિત્ત કરવુ જરૂરનુ છે જેને પાપની નિવૃત્તિને માટે પ્રાયશ્ચિત્તની ખબર નથી અર્થાત્ કયું પાપ ક્યા પ્રાયશ્ચિત્તથી નિવૃત્ત થાય છે તેની જેને ખબર નથી તેણે પરિષદ્‌ને પૂછવું જોઇએ. અને તે લોક જે પ્રકારે કહે તેવી રીતે કરવું જોઇએ એવી શાસ્ત્રની આજ્ઞા છે.

निष्कृतौ व्यवहारे च व्रतस्याशंसनेऽपि च ।
धर्मं ना यदि वाधर्मं पर्षद्यत्माह तद्भवेत् ॥ वृ० पा० स्मृ० अ०६–७२ ॥

અર્થઃ—પ્રાયશ્ચિત્ત તથા વ્યવહાર તથા વ્રતનું કથન કરવામાં તથા ધર્મ અને અધર્મનો નિર્ણય કરવામાં પરિષદ્ લોક જે કહે તે માન્ય થાય છે. ધર્મનો ઉપદેશ કરનાર પંડિતોની સભાનું નામ પરિષદ્ છે. અને—

स्त्रीणां च बालवृद्धानां क्लीवानां कुशरीरिणाम् ।
उपवासाद्यशक्तानां कर्तव्योऽनुग्रहश्च तैः ॥ ,, ॥ ७८ ॥

અર્થઃ—સ્ત્રી, બાલક, વૃદ્ધ, નપુંસક, કુષ્ઠાદિ રોગવાળા તથા ઉપવાસાદિ કરવામાં અ-સમર્થ—એવા લોકોને માટે પરિષદ્‌ના લોકોએ અનુગ્રહ કરવો જોઇએ.

ज्ञात्वा देशं च कालं च वयः सामर्थ्यमेव च ।
कर्तव्योऽनुग्रहश्चैव मुनिभिः परिकीर्तितः ॥ ,, ॥ ७९ ॥

અર્થઃ—દેશ. કાલ, અવસ્થા, સામર્થ્ય એ વાતોનો વિચાર કરીને તેમના ઉપર અનુગ્રહ કરવો જોઇએ એમ મુનિઓએ કહ્યું છે.

लोभान्मोहाद्भयान्मैत्र्याद्यदि कुर्युरनुग्रहम् ।
नरकं यान्ति ते मूढाः शतधा ह्याततायिनः ॥ ,, ॥ ८० ॥

અર્થઃ—જો વિદ્વાન્ લોક મોહ, ભય, મૈત્રી એ કારણથી અનુગ્રહ કરે તો તે મહા પાપી મૂઢ આતતાયી લોક સેંકડો વખત નરકમા જાય છે.

ધર્મનો વિચાર કરીને વેદ તથા શાસ્ત્રને જાણનાર સાત અથવા પાંચ અથવા ત્રણ બ્રાહ્મણ મળીને પ્રાયશ્ચિત્તાદિ બતાવી શકે છે, કેમકે તેઓ જે કથન કરે છે તે ધર્મ છે. અથવા એક જ તત્ત્વવેત્તા જે કહે છે તે પણ ધર્મ છે. વળી—

वर्णजातिप्रमाणेन देशकालादिधर्मतः ।
कर्तव्यः सत्तमैः सर्वैर्धर्माणां निर्णये विधिः ॥ ,, ॥ ८५ ॥

અર્થઃ—બ્રાહ્મણાદિ વર્ણ તથા મૂર્ધાભિષિક્ત તથા અન્ય સંકર જાતિ આદિના ધર્મને અનુસાર તથા દેશ તથા કાલ આદિ ધર્મને અનુસાર પંડિતોએ ધર્મનો નિર્ણય કરવો જોઇએ.

प्रायश्चित्तमुपक्रम्य कर्ता यदि विपद्यते ।
पूतस्तदहरेवापि इह लोके परत्र च ॥ ,, ॥ २–७ ॥

અર્થઃ—જે પાપી મનુષ્ય પ્રાયશ્ચિત્ત વ્રત કરતાં કરતાં મરણ પામે છે, તે તે જ દિવસથી આ લોકમાં તેમ પરલોકમાં શુદ્ધ થઈ જાય છે.

अशीतिर्यस्य वर्षाणि बालो वाप्यूनषोडशः ॥
प्रायश्चित्तार्धमर्हन्ति स्त्रियो व्याधित एव च ॥ आप० स्मृ० अ० ३–६ ॥

અર્થઃ—એશી વર્ષનો વૃદ્ધ, તથા સોળ વર્ષથી નાની ઉમરનો બાલક, તથા સ્ત્રી તથા રોગી મનુષ્ય અડધા પ્રાયશ્ચિત્તને યોગ્ય છે. તેમને પૂર્ણ પ્રાયશ્ચિત્ત કરવાની આવશ્યકતા નથી.

न्यूनैकादशवर्षस्य पञ्चवर्षाधिकस्य च ।
चरेद्गुरुः सुहृद्वापि प्रायश्चित्तं विशोधनम् ॥ ,,

અર્થ:—અગિયાર વર્ષથી નાની ઉમરના અને પાંચ વર્ષથી અધિક ઉમરના બાળકે કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત તેનો ગુરૂ અથવા સુહૃદ કરે, અથવા ભાઇ, પિતા અથવા અન્ય કોઇ બન્ધુ કરે. પાંચ વર્ષથી નાની ઉમરના બાળકને પાપ લાગતું નથી.

क्षुधाव्याधितकायानां प्राणो येषां विपद्यते ।
ये न रक्षन्ति वक्तारस्तेषां तत्किल्बिषं भवेत् ॥ „ ॥ ९ ॥

અર્થ:—પ્રાયશ્ચિત્ત કરનાર જો ક્ષુધાથી પીડિત થઇને મરી જાય તો તેના પ્રાણુની રક્ષા ન કરનાર અર્થાત્ તેની શક્તિની બહારનું પ્રાયશ્ચિત્ત બતાવનાર ઉપદેશકને તે પાપ લાગે છે.

केशानां रक्षणार्थाय द्विगुणं व्रतमाचरेत् ।
द्विगुणे व्रतमादिष्टे दक्षिणा द्विगुणा भवेत् ॥ „ ॥ ९-५२ ॥

અર્થ:—ગૌહત્યાદિના પ્રાયશ્ચિત્તમાં જો કેશમુણ્ડન કરવવા ન ચહાતો હોય તો તેણે બમણું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. અને બમણું પ્રાયશ્ચિત્ત કરવાથી દક્ષિણા પણ બમણી આપવી જોઇએ.

राजा वा राजपुत्रो वा ब्राह्मणो वा बहुश्रुतः ।
अकृत्वा वपनं तेषां प्रायश्चित्तं विनिर्दिशेत् ॥ „ ॥ ५३ ॥

અર્થ:—રાજા અથવા રાજપુત્ર અથવા બહુશ્રુત બ્રાહ્મણ કેશનું મુણ્ડન કરાવ્યા વિના પણ પ્રાયશ્ચિત્ત કરી શકે છે.

यस्य न द्विगुणं दानं केशैश्च परिरक्षितः ।
तत्पापं तस्य तिष्ठेत त्यक्त्वा (उक्त्वा) च नरकं व्रजेत् ॥ „ ॥ ५४ ॥

અર્થ:—જે પુરૂષે કેશની રક્ષા કરી છે અને બમણું પ્રાયશ્ચિત્ત કર્યું નથી, અને બમણું દાન પણ કર્યું નથી, તેનું પાપ પહેલાંની માફક જ રહેશે. અર્થાત પાપથી મુક્ત નહીં થાય. અને આવું પ્રાયશ્ચિત્ત કરવાની અનુમતિ દેનાર પણ નરકમાં જશે તેમાં કોઇ સંશય નથી.

यत्किंचित्क्रियते पापं सर्वं केशेषु तिष्ठति ।
सर्वान्केशान्समुद्धृत्य छेदयेदङ्गुलिद्वयम् ॥ „ ॥ ५५ ॥
एवं नारीकुमारीणां शिरसो मुण्डनं स्मृतम् ।
न स्त्रियां केशवपनं न दूरे शयनाशनम् ॥ „ ॥ ५६ ॥

અર્થ:—કરેલું સર્વ પાપ કેશનો આશ્રય કરીને રહે છે. તે માટે વાળને હાથમાં પકડીને તેના અગ્ર ભાગના બે આંગળ વાળ કપાવી નાંખે. તેવી રીતે કુમારી તથા સુવાસિનીના શિરનું મુણ્ડન પણ થાય છે. તેથી અતિરિક્ત મુણ્ડન, તથા સ્વતન્ત્ર શયન અને ભોજનનું વિધાન નથી.

न च गोष्ठे वसेद्रात्रौ न दिवा गा अनुव्रजेत् ।
नदीषु संगमे चैव अरण्येषु विशेषतः ॥ „ ॥ ५७ ॥

અર્થ:—સ્ત્રીએ પ્રાયશ્ચિત્ત કરવી હોય તો તેમણે રાત્રિમાં ગોશાલામાં શયન કરવું, અને દિવસમાં ગાયની પાછળ પાછળ જવું, એ ઉચિત નથી. તેમાં વિશેષ કરીને નદીને કિનારે તથા જનસમુહના સ્થાનમાં, તથા વનમાં પણ જવાની તેમને માટે મના છે.

न स्त्रीणामजिनं वासो व्रतमेवं समाचरेत् ।
त्रिसन्ध्यं स्नानमित्युक्तं सुराणामर्चनं तथा ॥ ,, ॥ ५८ ॥

અર્થ:—સ્ત્રીઓને મૃગચર્મ ઓઢવાની આવશ્યકતા નથી. અને તેઓ ત્રણે સમય સ્નાન કરીને દેવતાનું પૂજન કરતી રહે.

वन्धुमध्ये व्रतं तासां कृच्छ्रचान्द्रायणादिकम् ।
गृहेषु सततं तिष्ठेच्छुचिर्नियममाचरेत् ॥ ,, ॥ ५९ ॥

અર્થ:—સ્ત્રીઓએ કૃચ્છ્ર યા ચાન્દ્રાયણાદિ વ્રત પોતાના બન્ધુઓની મધ્યમાં જ કરવાં જોઇએ. તે પોતાના ઘરમાં પવિત્ર રહીને હમેશાં વ્રતનું પાલન કરતી જ રહે.

पूर्णेऽपि कालनियमे न शुद्धिर्ब्राह्मणैर्विना ।
अपूर्णेष्वपि कालेषु शोधयन्ति द्विजोत्तमाः ॥ આપ૦સ્મૃ૦અ૦૨શ્લો૦ १० ॥

અર્થ:—પ્રાયશ્ચિત્તના વ્રતનો નિશ્ચિત સમય પૂરો થઈ જવા છતાં પણ બ્રાહ્મણોના કહ્યા વિના શુદ્ધિ થતી નથી. અને વ્રતનો સમય પૂરો ન થયો હોય તોપણ જો બ્રાહ્મણો કહે કે વ્રત પૂરૂં થયું છે તો શુદ્ધિ થઈ જાય છે. માટે પ્રાયશ્ચિત્તનું વ્રત પૂર્ણ થતાં બ્રાહ્મણોને કહેવું જોઇએ.

गोब्राह्मणहतादीनां तथा दंभादिकारिणाम् ।
तप्तकृच्छ्रेण शुद्धिः स्यादिति पाराशरोऽब्रवीत् ॥ बृ. पा. स्मृ. अ. ६–८६ ॥
भोजयित्वा द्विजान्दत्वा सवत्सां गां च दक्षिणाम् ।
जायते पापनिर्मुक्तः शक्तिश्चेन्नोर्यथा वचः ॥ ,, ॥ ८७ ॥

અર્થ:—ગાય તથા બ્રાહ્મણને તાડન કરનારની તથા તેમની નિન્દા કરનારની તથા પાખંડી લોકની શુદ્ધિ તપ્તકૃચ્છ્ર નામનું વ્રત કરીને બ્રાહ્મણભોજન તથા વાછડા સહિત ગાયનું દાન કરવાથી થાય છે એવું પારાશરજીનું વચન છે.

द्वादशाब्दानि विचरेद्ब्रह्मघ्नस्तत्कपालधृक् ।
सर्वत्र ख्यापयन्कर्म भिक्षां विप्रेषु सञ्चरेत् ॥ ,, ॥ ९१ ॥

અર્થ:—જેણે બ્રહ્મહત્યા કરી હોય એવો મનુષ્ય તે બ્રાહ્મણના કપાલને હાથમાં લઈને પોતાનું બ્રહ્મહત્યાનું કર્મ પ્રકાશ કરતો સતો અને બ્રાહ્મણના ઘરમાં ભિક્ષા કરતો સતો બાર વર્ષ સુધી પૃથિવીમાં ભ્રમણ કરતો રહે.

सेतुबन्धपथे भिक्षां चातुर्वर्ण्यात्समाचरेत् ।
वर्जयित्वा विकर्मस्थान् छत्रोपानहवर्जितः ॥ पारा.स्मृ.अ.१२श्लो.६३,४ ॥

અર્થ:—અને રામેશ્વર જતી વખતે રસ્તામાં છત્રી વિના તથા પગમાં જોડા પહેર્યા વિના નિષિદ્ધ કર્મ નહીં કરનાર એવી ચારે વર્ણોની ભિક્ષા કરે. આ પ્રમાણે પ્રાચીન પારાશર સ્મૃતિનો પાઠ છે.

दृष्ट्वा सेतुं समुद्रस्य स्नात्वा तु लवणाम्भसि ।
ब्राह्मणेषु चरन्भिक्षां स्वकर्म ख्यापयञ्छुचिः ॥ बृ. पा. अ. ६–९२ ॥

અર્થ:—રામચન્દ્રજીએ બનાવેલા સમુદ્રસેતુ( પૂલ )ને જોઈને અર્થાત્ રામેશ્વર જઈને સમુદ્રમાં સ્નાન કરી બ્રાહ્મણોની ભિક્ષા ગ્રહણ કરતો સતો પોતાના કર્મનો પ્રકાશ કરવાથી શુદ્ધ થાય છે.

मुण्डयित्वा शिखावर्जं सकौपिनो निराश्रयः ।
चीरचीवरवासा वै त्रिस्नायी सवनव्रती ॥ „ ॥ ९३ ॥
संजिताक्षश्चरेद्भिक्षां छत्रोपानद्विवर्जितः ।
ब्रह्मघ्नोऽस्मीत्यहं वाचमिति सर्वत्र वै वदेत् ॥ „ ॥ ९४ ॥

અર્થ:—શિખાને છોડી બાકી સર્વ મુંડન કરાવી ફાટેલાં જૂનાં વસ્ત્ર અને કૌપીન ધારણ કરીને ત્રણ કાલ સ્નાન કરતો સતો (૯૩) જિતેન્દ્રિય થઈને છત્ર અને જોડા રહિત થઈ "મેં બ્રહ્મહત્યા કરી છે" એવું વચન કહેતો ભ્રમણ કરે. (૯૪).

गवां च विंशतिं दद्याद् दक्षिणां वृषसंयुताम् ।
ब्राह्मणेभ्यो निवेद्यैतां शुचिराख्याय भूपते ॥ „ ॥ ९५ ॥

અર્થ:—અને હે રાજન્ ! પછીથી આખલા સહિત વીસ ગાયો બ્રાહ્મણોને આપવી જોઈએ. અને પોતે કરેલું પ્રાયશ્ચિત્ત રાજાને જણાવવાથી શુદ્ધિ થાય છે.

વળી અશ્વમેધ યજ્ઞની અન્તમાં કરવાનું અવભૃથ સ્નાન કરીને રાજાને કહેવાથી પણ શુદ્ધિ થાય છે.

रोगार्ताङ्गं द्विजं वापि मार्गे खेदसमन्वितम् ।
कृत्वा कृत्वा निरातङ्कं ब्रह्मघ्नः शुद्धिमाप्नुयात् ॥ „ ॥ ९६ ॥

અર્થ:—રોગથી પીડિત તથા માર્ગે ચાલવાથી દુઃખી થયેલા બ્રાહ્મણને સુખી અથવા નિર્ભય કરવાથી પણ બ્રહ્મઘાતી મનુષ્ય શુદ્ધ થાય છે.

सप्तव्याहृतिभिः कार्यो द्विजैर्होमो जितात्मभिः ।
उपपातकशुद्ध्यर्थं सहस्रपरिसंख्यया ॥ संवर्त स्मृ० श्लो० २१५ ॥

અર્થ:—ગોવધ આદિ ઉપપાતકની શુદ્ધિને માટે જિતેન્દ્રિય દ્વિજો દ્વારા સાત વ્યાહૃતિ મન્ત્ર વડે એક હજાર આહુતિ આપે. અને—

महापातकसंयुक्तो लक्षहोमं सदा द्विजः ।
मुच्यते सर्वपापेभ्यो गायत्र्या चैव पावितः ॥ „ ॥ २१६ ॥

અર્થ:—બ્રહ્મહત્યા આદિ મહાપાતક વાળો મનુષ્ય ગાયત્રી મન્ત્ર વડે એક લાખ આહુતિ આપે. એ પ્રમાણે ગાયત્રીથી પવિત્ર થયેલો દ્વિજ સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે.

अरण्ये निर्जने जप्त्वा शुद्ध्यन्ति वेदसंहिताम् । वृ. पा. स्मृ. अ. ६—१०० ॥

અર્થ:—નિર્જન વનમાં જઈને વેદની સંહિતાનું ત્રણ વાર પારાયણ કરવાથી બ્રહ્મહત્યા કરનારની શુદ્ધિ થાય છે. જો વિદ્વાન્ બ્રાહ્મણ જાતિ માત્ર બ્રાહ્મણોને મારે તો આ પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ થાય છે.

हत्वा गर्भमविज्ञातमेतदेव व्रतं चरेत् ।
राजन्यवैश्यौ चेजानावात्रेयीमेव च स्त्रियम् ॥ म० स्मृ० अ० ११—८७ ॥

અર્થઃ—સ્ત્રી અથવા પુરુષ અને નપુંસક ઇત્યાદિ ભેદથી અજ્ઞાત ગર્ભને, તથા યજ્ઞમાં પ્રવૃત્ત થયેલા ક્ષત્રિય અને વૈશ્યને, તથા ઋતુસ્નાતા રજસ્વલા સ્ત્રીને મારી નાંખવાથી બ્રહ્મહત્યા વ્રતનું જ આચરણ કરવું જોઈએ. અને—

सुरापस्तु सुरां तप्तां पयो वा जलमेव च ।
तप्तं गोमूत्रमाज्यं वा पीत्वा मृत्वा विशुद्ध्यति ॥ बृ.पा.स्मृ.अ.५श्लो.१०१,२॥
जटी वा चीरवासा वा ब्रह्महत्याव्रतं चरेत् ।

અર્થઃ—મદ્યપાન કરનાર તપાવેલું મદ્ય, દૂધ, જલ, ગોમૂત્ર અથવા ઘીનું પાન કરીને મરવાથી શુદ્ધ થાય છે. તેમ નહિંતો જટા અને ફાટેલાં જૂનાં કપડાં ધારણ કરીને બ્રહ્મહત્યાને માટે કહેલું વ્રત કરે.

यद्यज्ञानात्पिबेद्विप्रो द्विजातिर्वा सुरां पुनः ।
संस्कारकरणाच्छुद्धिरिति माह पराशरः ॥ ,, ॥ १०३ ॥

અર્થઃ—જે દ્વિજાતિ અજ્ઞાનથી સુરાપાન કરે તો ફરી સંસ્કાર કરવાથી શુદ્ધિ થાય છે એમ પરાશરજી કહે છે.

सुवर्णस्तेयकृद्विप्रो राजानमभिगम्य तु ।
स्वकर्म ख्यापयन्ब्रूयान्मां भवाननुशास्त्विति ॥ म. स्मृ. अ. ११–९९ ॥

અર્થઃ—સુવર્ણની ચોરી કરનાર બ્રાહ્મણ રાજાની પાસે જઈને પોતાનું કર્મ કહી બતાવી "આપ મને દંડ દો" એમ કહે.

गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम् ।
वधेन शुद्ध्यति स्तेनो ब्राह्मणस्तपसैव तु ॥ ,, ॥ १०० ॥

અર્થઃ—અને રાજા હાથમાં મુસળ લઈને તેને એક વાર મારે. તે માર ખાવાથી જો તે ચોર મરી જાય અથવા મૃતકની તુલ્ય થઇ બચી જાય તોપણ શુદ્ધ થાય છે. અને બ્રાહ્મણ પણ સુવર્ણની ચોરીના પાપમાંથી તપ વડે શુદ્ધ થાય છે. અને તે તપ પણ જે બ્રહ્મહત્યાને માટે કહ્યું છે તે કરવું જોઇએ. અને—

अयःस्त्रीप्रकृतिं कृत्वा वह्निवर्णवतीं धमेत् ।
गुर्वङ्गनागमं तस्यां लोहमय्यां च स्वापयेत् ॥ बृ०पा०स्मृ०अ० ६–१०७ ॥

અર્થઃ—ગુરૂપત્નીની સાથે ગમન કરનારને લોઢાની સ્ત્રીની પ્રતિમા બનાવીને તેને અગ્નિમાં લાલચોળ તપાવી તે પ્રતિમાની સાથે સુવાડે. તેનાથી મૃત્યુ થવાથી તેથી શુદ્ધિ થાય છે.

संवत्सरं चरेत्कृच्छ्रं प्राजापत्यमथापि वा ।
चान्द्रायणं चरेद्वापि त्रीन्मासान्नियतेन्द्रियः ॥ ,, ॥ १०९ ॥

અર્થઃ—અથવા નિર્જન વનમાં જઈને કૃચ્છ્ર અથવા પ્રાજાપત્ય વ્રત કરવાથી, અથવા ત્રણ માસ જીતેન્દ્રિય થઈને ચાન્દ્રાયણ વ્રત કરવાથી શુદ્ધ થાય છે.

व्रते तु क्रियमाणेऽपि विपत्तिः स्यात्कथंचन ।
स मृतोऽपि भवेच्छुद्ध इति धर्मविनिर्णयः ॥ ,, ॥ ११० ॥

અર્થ:—અને વ્રત કરતાં કરતાં કદાચિત્ મરી જાય તો પણ તે શુદ્ધ થાય છે તેવો ધર્મનો નિર્ણય છે.

अनिर्दिष्टस्य पापस्य तथोपपातकस्य च ।
तच्छुद्ध्यै पावनं कुर्याच्चान्द्रव्रतं समाहितः ॥ " ॥ १११ ॥

અર્થ:—અને જે પાપનું પ્રાયશ્ચિત્ત કહ્યું ન હોય તે પાપથી શુદ્ધ થવાને માટે સાવધાન ચિત્તવાળા થઈને ચાન્દ્રાયણ વ્રત કરવું જોઈએ. વળી—

क्षत्रियं ब्राह्मणो हत्वा गवां दद्यात्सहस्रकम् ।
वृषभैकेन संयुक्तं पापादस्माद्विमुच्यते ॥ " ॥ ११३ ॥

અર્થ:—બ્રાહ્મણ જો ક્ષત્રિયની હત્યા કરે તો એક આખલા સહિત હજાર ગાયોનું દાન કરવાથી શુદ્ધિ થાય છે.

त्रीणि वर्षाणि वै शुद्ध्यै ब्रह्मघ्नस्य व्रतं चरेत् ।
चान्द्रायणानि वा त्रीणि कृच्छ्राणि त्रीणि वा चरेत् ॥ " ॥ ११४ ॥

અર્થ:—અથવા ત્રણ વર્ષ પર્યન્ત બ્રહ્મહત્યાનું શોધક વ્રત કરવાથી, અથવા ત્રણ ચાન્દ્રાયણ વ્રત કરવાથી અથવા ત્રણ કૃચ્છ્ર વ્રત કરવાથી શુદ્ધિ થાય છે.

वैश्यं हत्वा द्विजश्चैवमब्दमेकं व्रतं चरेत् ।
गवां शेकशतं दद्याच्चरेच्चान्द्रायणानि च ॥ " ॥ ११५ ॥
कृच्छ्राणि वा चरेत्त्रीणि वचनाद्विदुषामसौ । " ॥ ११६ ॥

અર્થ:—વૈશ્યની હત્યા કરનાર બ્રાહ્મણની શુદ્ધિ, એક વર્ષ સુધી બ્રહ્મહત્યાને દૂર કરનાર વ્રત કરવાથી, અથવા એક સો ગાયોનું દાન કરવાથી, અથવા ત્રણ ચાન્દ્રાયણ વ્રત કરવાથી, અથવા ત્રણ કૃચ્છ્ર વ્રત કરવાથી થાય છે એવું વિદ્વાનોનું વચન છે. અને—

ये हन्युरमदुष्टां स्त्रीं चातुर्वर्ण्या द्विजातयः ।
शूद्रहत्याव्रतं ते तु चरन्तः शुद्धिमाप्नुयुः ॥ " ॥ ११७ ॥

અર્થ:—જે દ્વિજાતિ મનુષ્ય ચાર વર્ણમાંથી કોઈ પણ વર્ણની નિર્દોષ સ્ત્રીની હત્યા કરે છે, તે શૂદ્રહત્યાને દૂર કરનાર વ્રત કરે તો તેથી શુદ્ધ થાય છે. અને—

अनुलोमेन शूद्रं वा योषामव्यभिचारिणीम् ।
शुद्धिं व्रजन्ति कश्यपश्चन्द्रव्रतेन केचन ॥ " ॥ ११८ ॥

અર્થ:—અનુલોમ વર્ણસંકર શૂદ્ર તથા અવ્યભિચારીણી સ્ત્રીને મારનાર ચાન્દ્રાયણ વ્રતથી શુદ્ધ થાય છે એવુ કોઈ આચાર્ય કહે છે.

व्यभिचारात्तु ते हत्वा योषितो ब्राह्मणादयः ।
दृतिं धनुर्वस्तमविं क्रमाद्दद्युर्विशुद्धये ॥
साध्वीनां तु नरो हत्वा गवां चैव सहस्रकम् । " ॥ ११९ ॥

અર્થ:—બ્રાહ્મણાદિ ચારે વર્ણ જો સ્ત્રીને વ્યભિચાર દોષથી મારે તો જલ ભરવાની ચામડાની મશકનું દાન કરવાથી બ્રાહ્મણની શુદ્ધિ થાય છે, ક્ષત્રિયની શુદ્ધિ ધનુષ્ નું દાન કર-

વાથી થાય છે, વૈશ્યની શુદ્ધિ બકરાના દાનથી, અને શૂદ્રની શુદ્ધિ ઘેટાનું દાન કરવાથી થાય છે. અને સદાચારિણી સ્ત્રીને મારવાથી હજાર ગાયોનું દાન કરવાથી શુદ્ધિ થાય છે.

असवर्णस्तु यो गर्भः स्त्रीणां योनौ निषिच्यते ।
अशुद्धा सा भवेन्नारी यावद्गर्भं न मुञ्चति ॥ अत्रि० सं० श्लो. १९५ ॥

અર્થ:—અસમાન જાતિના પુરૂષથી કોઇ સ્ત્રીને ગર્ભાધાન થાય તો જ્યાંસુધી તે સ્ત્રીને પ્રસવ ન થાય ત્યાંસુધી તે અશુદ્ધ રહે છે.

विमुक्ते तु ततः शल्ये रजश्चापि प्रदृश्यते ।
तदा सा शुध्यते नारी विमलं काञ्चनं यथा । „ ॥ १९६ ॥

અર્થ:—તેને પ્રસવ થયા પછી અને ફરી રજોદર્શન થાય ત્યારે તે સ્ત્રી, નિર્મલ સુવર્ણની માફક શુદ્ધ થઇ જાય છે.

स्वयं विप्रतिपन्ना वा यदि वा विप्रतारिता ।
बलान्नारी प्रभुक्ता वा चौरभुक्ता तथापि वा ॥ „ ॥ १९७ ॥
न त्याज्या दूपिता नारी न कामोऽस्या विधीयते ।
ऋतुकाल उपासीत पुष्पकालेन शुद्ध्यति ॥ „ ॥ १९८ ॥

અર્થ:—કોઇ સ્ત્રી સ્વયં છેતરાઈ ગઈ હોય અથવા કોઈ બીજાએ તેને છેતરી હોય અથવા કોઈ સ્ત્રી ઉપર બલાત્કાર કર્યો હોય, અથવા ચોરીથી ફસાવી હોય—એ પ્રમાણે કોઇ પણ પ્રકારે દૂષિત થયેલી હોય તો તેનો પરિત્યાગ નહીં કરવો જોઇએ, કેમકે તેનો પરિત્યાગ કરવાને શાસ્ત્ર અનુમતિ આપતુ નથી. તેનો ઋતુનો સમય આવતા સુધી રાહ જોવી જોઈએ, કેમકે તે રજસ્વલા થયા પછી શુદ્ધ થાય છે.

अनस्थ्नामनः सास्थीनां जनो हत्वा सहस्रकम् ।
चीर्णेन शुद्धिमागच्छेद्योपाहत्यात्रतेन तु ॥ बृ. पा. स्मृ. अ. ६–१२० ॥

અર્થ:—હાડકાં વિનાના એક ગાડી (अनः) ભરીને જીવોને મારવાથી તથા હાડકા વાળા એક હજાર જીવોને મારવાથી જે સ્ત્રીહત્યાનું વ્રત કહ્યુ છે તે કરવાથી શુદ્ધ થવાય છે.

उपपातकसंयुक्तो गोघ्नो मासं यवान्पिबेत् ।
कृतवापी वसेद्गोष्ठे चर्मणा तेन संवृत ॥ म० स्मृ० अ० ११–१०८ ॥

અર્થ:—ગાયને મારવાથી ઉપપાતક વાળો થયેલો એક માસ સુધી જવના લોટની બનાવેલી પાતળી યવાગૂ (એક પ્રકારની રાબ) પીએ, અને શિખા સહિત શિર મુડાવીને મારેલી ગાયનુ ચામડુ ઓઢીને ત્રણ માસ સુધી ગોશાલામા રહે.

चतुर्थकालमश्नीयादक्षारलवणं मितम् ।
गोमूत्रेणाचरेत्स्नानं द्वौ मासौ नियतेन्द्रिय ॥ „ ॥ १०९ ॥

અર્થ:—અને ગોમૂત્રથી સ્નાન કરે, તથા ઇન્દ્રિયનિગ્રહ કરીને ખાર પદાર્થ તથા મીઠાને છોડીને હવિષ્યાન્નનું ભોજન કરે. પરન્તુ તે તૃપ્તિ થતા સુધી નહીં ખાવુ જોઈએ. આખો

દિવસ ઉપવાસ કરીને રાત્રિમાં ખાવું તેનું નામ ચતુર્થ કાલનું ભોજન કહ્યું છે. આ પહેલા માસમાં કરવાનું છે. બીજા અને ત્રીજા માસમાં યવાગુ પીને નિર્વાહ કરવો જોઇએ. બાકી સર્વ ધર્મ ત્રણ માસ પાળવા જોઈએ.

दिवानुगच्छेद्गास्तास्तु तिष्ठन्नूर्ध्वं रजः पिबेत् ।
शुश्रूषित्वा नमस्कृत्य रात्रौ वीरासनं वसेत् ॥ ,, ॥ १०० ॥

અર્થઃ—દિવસે ગાયની પાછળ પાછળ જવું જોઈએ. અને ગાયની ખરીમાંથી ઉંચે ઉડેલી ધૂળનું ઉભા રહીને પાન કરે. ગાયને ખંજોળવી આદિ સેવા કરીને તેને નમસ્કાર કરી રાત્રિમાં વીરાસને બેસવુ જોઈએ. અર્થાત્ ભીંત આદિને ટેકો દઈને ન બેસે.

तिष्ठन्तीष्वनुतिष्ठेत्तु व्रजन्तीष्वप्यनुव्रजेत् ।
आसीनासु तथासीनो नियतो वीतमत्सरः ॥ ,, ॥ १११ ॥

અર્થઃ—અને શુચિ તથા ક્રોધ રહિત થઇને ગાય ઉઠયા પછી ઉઠે, અને ગાય જ્યારે વનમાં વિચરતી હોય ત્યારે તેની સાથે વિચરે, અને ગાય બેસે ત્યારે બેસે.

आतुरामभिशस्तां वा चौरव्याघ्रादिभिर्भयैः ।
पतितां पङ्कलग्नां वा सर्वोपायैर्विमोचयेत् ॥ ,, ॥ ११२ ॥

અર્થઃ—અને રોગિણી હોય અથવા ચોર તથા વાઘ વગેરેથી ભય પામી હોય, પડી ગઈ હોય, અથવા કાદવમાં ફસી હોય, તેની સર્વ ઉપાય વડે રક્ષા કરવી જોઇએ.

उष्णे वर्षति शीते वा मारुते वाति वा भृशम् ।
न कुर्वीतात्मनस्त्राणं गोरकृत्वा तु शक्तितः ॥ ,, ॥ ११३ ॥

અર્થઃ—ઘણી ગરમી, વર્ષા, તથા શીત હોય તથા પવન ઘણો વાતો હોય તે વખતે પોતાની શક્તિ અનુસાર ગાયની રક્ષા કરવામાં ન આવે, ત્યાંસુધી પોતાની રક્ષા ન કરે.

आत्मनो यदि वाऽन्येषां गृहे क्षेत्रेऽथवा खले ।
भक्षयन्तीं न कथयेत्पिबन्तं चैव वत्सकम् ॥ ,, ॥ ११४ ॥

અર્થઃ—પોતાના કે બીજાના ઘરમાં કે ખેતરમાં કે ખળામાં અન્ન કે ઘાસ ખાતી હોય તો બીજાને કહે નહીં. અને વાછરડુ તેને ધાવી જતું હોય તોપણ કોઇને કહે નહીં.

अनेन विधिना यस्तु गोघ्नो गामनुगच्छति ।
स गोहत्याकृतं पापं त्रिभिर्मासैर्व्यपोहति ॥ ,, ॥ ११५ ॥

અર્થઃ—ઉપર કહેલી આ વિધિથી ગોહત્યા કરનાર જો ગાયની સેવા કરે તો ગોહત્યાનું પાપ ત્રણ માસમાં દૂર થાય છે. અને—

वृषभैकादशा गाश्च दद्यात्सुचरितव्रतः ।
अविद्यमाने सर्वस्वं वेदविद्भ्यो निवेदयेत् ॥ ,, ॥ ११६ ॥

આ પ્રમાણે પ્રાયશ્ચિત્તનું અનુષ્ઠાન કરેલા મનુષ્ય એક વૃષભ સહિત અગિયાર ગાયનું દાન કરે. જો તેટલું ધન ન હોય તો પોતાનું સર્વ ધન વેદવેત્તા બ્રાહ્મણોને આપી દે.

एतदेव व्रतं कुर्युरुपपातकिनो द्विजाः ।
अवकीर्णिवर्जं शुद्धयर्थं चान्द्रायणमथापि वा ॥ „ ॥ ११७ ॥

અર્થઃ—અવકીર્ણી સિવાયના સર્વ ઉપપાતકી લોક પોતાના પાપને દૂર કરવાને માટે ગોવધનું પ્રાયશ્ચિત્ત જ કરે, અથવા ચાન્દ્રાયણ વ્રત કરે.

अवकीर्णी तु काणेन गर्दभेन चतुष्पथे ।
पाकयज्ञविधानेन यजेत निर्ऋतिं निशि ॥ „ ॥ ११८ ॥

અર્થઃ—અવકીર્ણી કાણા ગધેડા વડે રાત્રિને સમયે ચકલામાં પાકયજ્ઞની વિધિ વડે નિર્ઋતિ નામની દેવતાને નિમિત્ત યજન કરે. જ્યાં ચાર રસ્તા એકઠા થતા હોય તે સ્થાનને ચતુષ્પથ કહે છે.

एतस्मिन्नेनसि प्राप्ते वसित्वा गर्दभाजिनम् ।
सप्तागारांश्चरेद्भैक्षं स्वकर्म परिकीर्तयन् ॥ „ ॥ १२२ ॥

અર્થઃ—અવકીર્ણી નામનું પાપ ઉત્પન્ન થતાં ગધેડાથી યાગ કરીને પછી ગધેડાનું ચામડું ઓઢીને "હું અવકીર્ણી છું" એમ કહીને સાત ઘેરથી ભિક્ષા કરે.

तेभ्यो लब्धेन भैक्षेण वर्तयन्नेककालिकम् ।
उपस्पृशंस्त्रिषवणं त्वब्देन स विशुध्यति ॥ „ ॥ १२३ ॥

અર્થઃ—તે સાત ઘરમાંથી મળેલી ભિક્ષા વડે એક વખત ભિક્ષા કરે. અને પ્રાતઃકાલ, મધ્યાહ્નકાલ તથા સાયંકાલ એ ત્રણ સમય સ્નાન કરે. આ પ્રમાણે કરવાથી અવકીર્ણી એક વર્ષમાં શુદ્ધ થાય છે. (બ્રહ્મચારી સ્ત્રીનો સમાગમ કરીને પોતાના વ્રતને નષ્ટ કરે તો તેને અવકીર્ણી કહે છે.) અને—

जातिभ्रंशकरं कर्म कृत्वान्यतममिच्छया ।
चरेत्सांतपनं कृच्छ्रं प्राजापत्यमनिच्छया ॥ „ ॥ १२४ ॥

અર્થઃ—"ब्राह्मणस्य रुजं कृत्वा" ઇત્યાદિ જે જાતિભ્રંશકર કર્મ કહ્યાં છે તેમાંનું કોઈ પણ કર્મ પોતાની ઇચ્છાથી કરવામાં આવ્યું હોય તો તેની શુદ્ધિને માટે સાંતપન કૃચ્છ્ર કરે. જો તે કર્મ અનિચ્છાથી થયુ હોય તો પ્રાજાપત્ય નામનું વ્રત કરે. અને—

संकरापात्रकृत्यासु मासं शोधनमैन्दवम् ।
मलिनीकरणीयेषु तप्तः स्याद्यावकैस्त्र्यहम् ॥ „ ॥ १२५ ॥

અર્થઃ—"खराश्वोष्ट्र" ઇત્યાદિ શ્લોકમાં સંકરીકરણ, તથા "निन्दितेभ्यो धनादानम्" ઇત્યાદિ અપાત્રીકરણ રૂપ પાપ પણ કહ્યાં છે. તેમાંનું કોઈ પણ પાપ ઇચ્છાપૂર્વક કરવામાં આવે તો તેની શુદ્ધિને માટે એક માસ ચાન્દ્રાયણ વ્રત કરે. અને "कृमिकीटवयो हत्वा" ઇત્યાદિ પ્રમાણથી મલિનીકરણ નામનું પાપ કહ્યું છે. તેમાંનું કોઈ એક પાપ ઇચ્છાથી કરવામાં આવે તો પકાવેલા યવાગૂનો ત્રણ રાત્રિ આહાર કરે. અને—

मार्जारनकुलौ हत्वा चाषं मण्डूकमेव च ।
श्वगोधोलूककाकांश्च शूद्रहत्याव्रतं चरेत् ॥ „ ॥ १३१ ॥

અર્થ —બિલાડુ, નોળીઓ, ચાષ (નીલ-ચાષ પક્ષી), દેડકુ, કૂતરૂ, પાટલા ઘો (गोधा), ઘુવડ તથા કાગડો ઇત્યાદિમાંથી કોઇને મારવામાં આવે તો શૂદ્રહત્યાનુ વ્રત કરવુ જોઈએ અર્થાત્ ઉપપાતક પ્રાયશ્ચિત્ત અથવા ગોવધનુ વ્રત (ચાન્દ્રાયણ) કરે

पय पिबेत्त्रिरात्रं वा योजनं वाध्वनो व्रजेत् ।

उपस्पृशेत्स्रवन्त्यां वा सूक्तं वाब्दैवतं जपेत् ॥ ,, ॥ १३२ ॥

અર્થ —અને જો અજાણતા બિલાડુ આદિને મારે તો ત્રણ રાત્રિ દૂધ પીને નિર્વાહ કરે અને જો મન્દાગ્નિ આદિ દોષથી દૂધ પીને ન રહી શકે તો ત્રણ રાત્રિ એક એક યોજન રસ્તો ચાલે. તેમ ચાલવાને પણ અશક્ત હોય તો ત્રણ રાત્રિ નદીમાં સ્નાન કરે તેમાં પણ અસમર્થ હોય તો ત્રણ રાત્રિ વરૂણ દેવતાનુ "आपोहिष्ठा" ઇત્યાદિ સૂક્ત જપે

अभ्रिं कार्ष्णायसीं दद्यात्सर्पं हत्वा द्विजोत्तमः ।

पलालभारकं षण्ढे सैसकं चैकमाषकम् ॥ ,, ॥ १३३ ॥

અર્થ —સર્પ મારતા તેની શુદ્ધિને માટે બ્રાહ્મણને તીક્ષ્ણ અગ્ર વાળા લોઢાનો દણ્ડ દાનમાં આપે અને નપુસકને મારીને બ્રાહ્મણને એક ભાર પરાળનુ દાન કરે અને એક માષ જેટલુ સીસાનુ પણ દાન કરે.

घृतकुम्भं वराहे तु तिलद्रोणं तु तित्तिरौ ।

शुके द्विहायनं वत्सं क्रौञ्चं हत्वा त्रिहायनम् ॥ ,, ॥ १३४ ॥

અર્થ —સુઅરને મારીને બ્રાહ્મણને ઘીથી ભરેલો ઘડો આપવો જોઈએ તેતર પક્ષીને મારીને એક દ્રોણ તલનુ દાન કરવુ જોઇએ પોપટને મારીને બે વર્ષની ઉમરના વાછડાનુ દાન કરવુ જોઇએ અને ક્રૌંચ પક્ષીને મારીને ત્રણ વર્ષનો વાછડો બ્રાહ્મણને આપવો જોઇએ

हत्वा हंसं बलाकां च बकं बर्हिणमेव च ।

वानरं श्येनभासौ च स्पर्शयेद्ब्राह्मणाय गाम् ॥ ,, ॥ १३५ ॥

અર્થ—હંસ, બગલો, બક, મોર વાનર, શ્યેન, અને ભાસ નામનુ પક્ષી-એમાના કોઇને મારીને શુદ્ધિને માટે બ્રાહ્મણને ગાય આપે.

वासो दद्याद्धयं हत्वा पञ्च नीलान्वृषान्गजम् ।

अजमेषावनड्वाहं खरं हत्वैकहायनम् ॥ ,, ॥ १३६ ॥

અર્થ —ઘોડાને મારીને વસ્ત્રનુ દાન કરે. હાથીને મારીને પાંચ નીલ બળદનુ દાન કરે બકરૂં અને ઘેટાને મારીને બળદનુ દાન કરે અને ગધેડાને મારીને એક વર્ષનો વાછડો દાનમાં આપે.

क्रव्यादांस्तु मृगान्हत्वा धेनुं दद्यात्पयस्विनीम् ।

अक्रव्यादान्वत्सतरीमुष्ट्रं हत्वा तु कृष्णलम् ॥ ,, ॥ १३७ ॥

અર્થ —માંસાહારી વાઘ વગેરેને મારીને બહુ દૂધ દેનારી ગાયનુ દાન કરે. અને માંસ નહિ ખાનાર હરિણાદિને મારીને જેની વાછડી સારી હોય એવી ગાયનુ દાન કરે. અને ઉંટને મારીને એક રતિ સુવર્ણનુ દાન કરે અને—

फलदानां तु वृक्षाणां छेदने जप्यमृक्शतम्।
गुल्मवल्लीलतानां च पुष्पितानां च वीरुधाम्॥ ,, ॥ १४२॥

અર્થઃ—ફલ દેનારા વૃક્ષો તથા ગુલ્મ તથા વેલ તથા લતા અર્થાત્ વૃક્ષોની શાખામા લપેટાયલી, તથા પુષ્પિત વીરૂધ અર્થાત્ કોળુ આદિ વેલનો નાશ (છેદન) કરવાથી સાવિત્રી આદિ મન્ત્રોને સો વાર જપે

વળી જે મનુષ્યનો જે નક્ષત્રમા જન્મ થયો હોય તે મનુષ્ય જો તે વૃક્ષને કાપે તો તેને વિશેષ હાનિ થાય છે

आयुष्काम स्वकं वृक्षं छेदयेन्न कदाचन।
सेचयेद्वर्द्धयेचापि पूजयेत्प्रणमेदपि॥ प्रपंचसार. पट. ४ श्लो. ६३॥

અર્થ—આયુની ઇચ્છા કરનાર મનુષ્ય પોતાના જન્મનક્ષત્રના વૃક્ષને કદાપિ છેદન ન કરે ઉલટુ જન્મ નક્ષત્રના વૃક્ષને ઉછેરવુ જોઇએ, અને તેને પાણી પાવુ જોઇએ તથા તેની પૂજા તથા તેને નમસ્કાર કરવા જોઇએ અને તેમ કરવાથી તેનુ આયુ વધે છે, અને કાપવાથી ઘટે છે તે વૃક્ષો નીચે પ્રમાણે છે—

कारास्करारव्यामलकोदुंबरा जंबुसज्ञकः। ,, ॥ ६०॥
खदिरः कृष्णवंशौ च पिप्पलो नागरोहिणौ।
पलाशः प्लक्षकाम्बष्ठबिल्वार्जुनविकङ्कता॥ ,, ॥ ६१॥
वकुल. शवर सर्जो वञ्जुल पनसार्ककौ।
शमीकदंबौ निम्बाम्रौ मधुकान्ता दिनांघ्रिपा॥ ,, ॥ ६२॥

અર્થ—૧ કારસ્કર (ઝેરકચોલાનું વૃક્ષ), ૨ આમલક (આબળાનું વૃક્ષ), ૩ ઉદુબર (ઉમરડો), ૪ જાબુડો, ૫ ખદિર (ખેર), ૬ કૃષ્ણ (કાળુ અગરૂ), ૭ વાસ, ૮ પિપળો, ૯, નાગ, ૧૦ રોહિણ (વડ), ૧૧. પલાશ, ૧૨ પ્લક્ષ (પાખડ), ૧૩ અબષ્ઠ, ૧૪ બિલ્વ, ૧૫ અર્જુન, ૧૬ વિકકત, ૧૭ બકુલ, ૧૮ શબર, ૧૯. સર્જ (સાલ), ૨૦ વઞ્જુલ (અશોક), ૨૧ પનસ, ૨૨ અર્કક (આકન્દ), ૨૩ શમી, ૨૪ કદમ્બ ૨૫ નિંબ, ૨૬ આમ્ર (આબો), અને ૨૭ મધૂક (મહુડો)-એ કારસ્કરથી લઇને મધૂક પર્યન્તના વૃક્ષો ક્રમે અશ્વિની આદિ નક્ષત્રના વૃક્ષ (दिनांघ्रिपा) છે વળી—

अन्नाद्यजानां सत्त्वानां रसजानां च सर्वश।
फलपुष्पोद्भवानां च घृतप्राशो विशोधनम्॥ म० स्मृ० अ० ११-१४३॥

અર્થ—અન્નાદિમાથી ઉત્પન્ન થતા, તથા ગોળ આદિ રસોમા ઉત્પન્ન થતા, તથા ઉમરડો આદિ વૃક્ષમા ઉત્પન્ન થતા, તથા મહુડા આદિના પુષ્પમાથી થતા સર્વ પ્રાણીને મારવાથી તેની શુદ્ધિને માટે ઘીનુ ભક્ષણ કરવુ જોઇએ

कृष्टजानामोषधीनां जातानां च स्वयं वने।
वृथालम्भेऽनुगच्छेद्गां दिनमेकं पयोव्रतः॥ ,, ॥ १४४॥

અર્થ—હળ વડે ખેડીને ઉત્પન્ન કરેલા અન્નાદિ, તથા વનમા સ્વય ઉત્પન્ન થતા નીવાર આદિ, તેમનુ નિષ્પ્રયોજન છેદન કરવાથી દૂધપાન કરીને એક દિવસ ગાયની પાછળ ચાલે અને—

आपः सुराभाजनस्था मद्यभाण्डस्थितास्तथा ।
पञ्चरात्रं पिबेत्पीत्वा शङ्खपुष्पीश्रितं पयः ॥ ,, ॥ १४७ ॥

અર્થઃ—પૈષ્ઠી સુરાના પાત્રમાં તથા અન્ય મદ્યના પાત્રમાં રાખેલું પાણી પીવામાં આવે તો પાંચ દિવસ શંખપુષ્પી નામનું ઔષધ નાખીને ઉકાળેલુ દૂધ પીવું જોઇએ, ત્યારે શુદ્ધિ થાય છે.

स्पृष्ट्वा दत्त्वा च मदिरां विधिवत्प्रतिगृह्य च ।
शूद्रोच्छिष्टाश्च पीत्वापः कुशवारि पिबेत्त्र्यहम् ॥ ,, ॥ १४८ ॥

અર્થઃ—મદિરાને સ્પર્શ કરીને તથા આપીને, તથા સ્વસ્તિવાચનપૂર્વક તેનો પ્રતિગ્રહ કરીને, તથા શૂદ્રનુ જૂઠું પાણી પીને બ્રાહ્મણે ત્રણ દિવસ દર્ભ નાખીને ઉકાળેલું પાણી પીવું જોઇએ.

ब्राह्मणस्तु सुरापस्य गन्धमाघ्राय सोमपः ।
प्राणानप्सु त्रिरायम्य घृतं प्राश्य विशुद्ध्यति ॥ ,, ॥ १४९ ॥

અર્થઃ—સોમનું પાન કરનાર બ્રાહ્મણ દારૂ પીનારના મુખની ગન્ધ લઇને જળની અંદર ઉભા રહીને ત્રણ પ્રાણાયામ કરીને ઘી ખાવાથી શુદ્ધ થાય છે.

अज्ञानात्प्राश्य विण्मूत्रं सुरासंस्पृष्टमेव च ।
पुनः संस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥ ,, ॥ १५० ॥

અર્થઃ—અજ્ઞાનથી મનુષ્યનો મલ તથા મૂત્ર અથવા મલનો સ્પર્શ થયેલો પદાર્થ ખાવામાં આવે, અથવા મદ્યનો સ્પર્શ થયેલો પદાર્થ ખાવામાં આવે તો તેની શુદ્ધિને માટે દ્વિજાતિએ ફરીથી સંસ્કાર કરાવવા જોઇએ. ફરી સંસ્કાર કર્મ કરવામાં શિરોમુણ્ડન, મેખલાધારણ, આદિ કરવાનુ નથી.

अभोज्यानां तु भुक्त्वान्नं स्त्रीशूद्रोच्छिष्टमेव च ।
दग्ध्वा मांसमभक्ष्यं च सप्तरात्रं यवान्पिबेत् ॥ ,, ॥ १५२ ॥

અર્થઃ—જેનું અન્ન ખાવાનો નિષેધ કર્યો છે તેનું અન્ન ખાવાથી, તથા સ્ત્રી અને શૂદ્રનું ઉચ્છિષ્ટ ખાવાથી, તથા અભક્ષ્ય વાઘ આદિ તથા ઉંટ આદિનું માંસ ખાનાર માંસાહારી મનુષ્ય પણ તે ખાઇને શુદ્ધિને માટે જલમાં મેળવેલા યવાગુના ચૂર્ણને સાત રાત્રિ પીને વ્રત કરવું જોઈએ.

शुक्तानि च कषायांश्च पीत्वाऽमेध्यान्यपि द्विजः ।
तावद्भवत्यप्रयतो यावत्तन्न व्रजत्यधः ॥ ,, ॥ १५३ ॥

અર્થઃ—સ્વભાવથી મધુર હોવા છતાં પણ બહુ વાર રહેવાથી ખાટા થયેલા એવા શુક્ત પદાર્થ, તથા કષાયાદિ પદાર્થ અર્થાત્ બિભીતક આદિનો કાઢો આદિ જેનો જેનો નિષેધ કર્યો ન હોય તોપણ તેને પીવાથી જ્યાંસુધી તે પચે નહીં ત્યાંસુધી તે અશુદ્ધ રહે છે.

विड्वराहखरोष्ट्राणां गोमायोः कपिकाकयोः ।
प्राश्य मूत्रपुरीषाणि द्विजश्चान्द्रायणं चरेत् ॥ ,, ॥ १५१ ॥

અર્થઃ—ગામનાં કુક્કર, ગધેડાં, ઉંટ, શિયાળ (ગોમાયુ), વાંદરૂં, કાગડો, ઇત્યાદિનો મળ અથવા મૂત્ર અથવા તેના સ્પર્શવાળો કોઇ પદાર્થ ખાવામાં આવે તો તેની શુદ્ધિને માટે દ્વિજાતિ ચાન્દ્રાયણ કરે.

शुष्काणि भुक्त्वा मांसानि भौमानि कवचानि च ।
अज्ञातं चैव सूनास्थमेतदेव व्रतं चरेत् ॥ „ ॥ १५५ ॥

અર્થઃ—સૂકું માંસ, તથા ભૂમિમાંથી અથવા વૃક્ષમાંથી ઉગેલા છત્રાક, તથા આ માંસ ગધેડાનું છે કે હરિણનું છે તે નહીં જાણતાં ખાવાથી, તેમજ કસાઇખાના(સૂના)માંથી આણેલું માંસ ખાવાથી પણ ચાન્દ્રાયણ વ્રત કરવું જોઇએ. માંસાહારીએ પણ આવું માંસ ખાઇને ચાન્દ્રાયણ કરવું જોઇએ.

क्रव्यादसूकरोष्ट्राणां कुक्कुटानां च भक्षणे ।
नरकाकखराणां च तप्तकृच्छ्रविशोधनम् ॥ „ ॥ १५६ ॥

અર્થઃ—માંસ ખાનાર પશુ તથા ગામનાં કુક્કર તથા ઉંટ તથા ગામમાં રહેનાર કુક્કુટ (મરઘા)નું, તથા મનુષ્યનું તથા કાગડો, ગધેડું ઇત્યાદિનું માંસ ખાવાથી તપ્તકૃચ્છ્રથી શુદ્ધિ થાય છે.

मासिकान्नं तु योऽश्नीयादसमावर्तको द्विजः ।
स त्रीण्यहान्युपवसेदेकाहं चोदके वसेत् ॥ „ ॥ १५७ ॥

અર્થઃ—જે બ્રહ્મચારી માસિક શ્રાદ્ધ સંબન્ધિ અન્ન ખાય તે ત્રણ રાત્રિ અપવાસ કરે, અને તે ત્રણ દિવસની અંદર એક દિવસ જલમાં રહે. આ સપિણ્ડીકરણના પહેલાં એકોદ્દિષ્ટ શ્રાદ્ધનું ઉપલક્ષણ છે. માટે એકોદ્દિષ્ટમાં પણ નહીં જમવું જોઇએ.

ब्रह्मचारी तु योऽश्नीयान्मधु मांसं कथंचन ।
स कृत्वा प्राकृतं कृच्छ्रं व्रतशेषं समापयेत् ॥ „ ॥ १५९ ॥

અર્થઃ—જે બ્રહ્મચારી મદ્ય અથવા માંસ અનિચ્છાથી પણ ખાય તેણે પ્રાજાપત્ય વ્રત કરીને બાકી રહેલા બ્રહ્મચર્યની સમાપ્તિ કરે.

धान्यान्नधनचौर्याणि कृत्वा कामाद् द्विजोत्तमः ।
स्वजातीयगृहादेव कृच्छ्राब्देन विशुद्ध्यति ॥ „ ॥ १६२ ॥

અર્થઃ—બ્રાહ્મણ પોતાના સ્વજાતીય બ્રાહ્મણના ઘરમાંથી ધાન્ય તથા અન્ન રૂપ ધનની ચોરી કરીને એક વર્ષ સુધી પ્રાજાપત્ય વ્રત કરવાથી શુદ્ધ થાય છે. અને—

मनुष्याणां तु हरणे स्त्रीणां क्षेत्रगृहस्य च ।
कूपवापीजलानां च शुद्धिश्चान्द्रायणं स्मृतम् ॥ „ ॥ १६३ ॥

અર્થઃ—પુરૂષ તથા સ્ત્રી, ક્ષેત્ર, ઘર એ સર્વનું હરણ કરવાથી તથા કુવો, વાવ, આદિના જલનું હરણ કરવાથી ચાન્દ્રાયણ વ્રત કરવાનું શાસ્ત્રકારે કહ્યું છે. અને—

द्रव्याणामल्पसाराणां स्तेयं कृत्वाऽन्यवेश्मतः ।
चरेत्सांतपनं कृच्छ्रं तन्निर्यात्यात्मशुद्धये ॥ „ ॥ १६४ ॥

અર્થઃ—થોડી કિંમત વાળા તથા થોડા પ્રયોજન વાળા પદાર્થની તથા જેનું પ્રાયશ્ચિત્ત લખવામાં આવ્યું નથી એવા ત્રપુ, સીસું, આદિ પદાર્થની બીજાના ઘરમાંથી ચોરી કરીને તે દ્રવ્ય તેના માલિકને પાછું આપીને પોતાની શુદ્ધિને માટે સાંતપન કૃચ્છ્ર કરે.

भक्ष्यभोज्यापहरणे यानशय्यासनस्य च ।
पुष्पमूलफलानां च पञ्चगव्यं विशोधनम् ॥ ,, ॥ १६५ ॥

અર્થઃ—ભક્ષ્ય અર્થાત્ લાડુ આદિ, તથા ભોજ્ય અર્થાત્ દૂધપાક આદિ, તથા ગાડી, શય્યા, આસન, આદિ, તથા પુષ્પ, મૂલ, ફલની ચોરી કરવાથી તેની શુદ્ધિને માટે પઞ્ચગવ્યનું પાન કરવુ જોઇએ. અને—

तृणकाष्ठद्रुमाणां च शुष्कान्नस्य गुडस्य च ।
चेलचर्मामिषाणां च त्रिरात्रं स्यादभोजनम् ॥ ,, ॥ १६६ ॥

અર્થઃ—ઘાસ તથા લાકડાં તથા વૃક્ષ તથા સૂકું અન્ન (ડાંગર આદિ), તથા ગોળ, વસ્ત્ર, ચર્મ અથવા માંસની ચોરી કરીને શુદ્ધિને માટે ત્રણ દિવસ અપવાસ કરવો જોઇએ.

मणिमुक्ताप्रवालानां ताम्रस्य रजतस्य च ।
अयःकांस्योपलानां च द्वादशाहं कणान्नता ॥ ,, ॥ १६७ ॥

અર્થઃ—રત્ન, કિંમતી પથ્થર, મણિ, મોતી, પ્રવાલ, ત્રાંબુ, ચાંદી, લોઢું, કાંસુ તથા ઉપલ (પથ્થર)—એમાંના કોઈ પદાર્થની ચોરી કરવામાં આવે તો ૧૨ દિવસ સુધી તણ્ડુલના કણનું ભોજન કરવું જોઇએ.

कार्पासकीटजोर्णानां द्विशफैकशफस्य च ।
पक्षिगन्धौषधीनां च रज्ज्वाश्चैव त्र्यहं पयः ॥ ,, ॥ १६८ ॥

અર્થઃ—કપાસનાં તથા રેશમનાં તથા ઊનનાં વસ્ત્રની તથા બે ખરી વાળાં ગાય વગેરેની તથા એક ખરી વાળાં અશ્વાદિની, તથા પક્ષીની તથા ગન્ધવાળા ચન્દન આદિ પદાર્થોની તથા દોરી આદિની ચોરી કરવાથી ત્રણ દિવસ દૂધનું જ ભોજન કરે. અને—

गुरुतल्पव्रतं कुर्याद्रेतः सिक्त्वा स्वयोनिषु ।
सख्युः पुत्रस्य च स्त्रीषु कुमारीष्वन्त्यजासु च ॥ ,, ॥ १७० ॥

અર્થઃ—પોતાની ભગિની, તથા મિત્રની પત્ની, તથા પુત્રની પત્ની, તથા કુમારી, તથા ચણ્ડાલી આદિ સ્ત્રીમાં રેતસેક કરવાથી ગુરુતલ્પવ્રત કરવું જોઇએ.

उदक्यां ब्राह्मणः स्पृष्ट्वा मातंगपतितानपि ।
चान्द्रायणेन शुद्ध्येत द्विजानां भोजनेन च ॥ बृ०पा०स्मृ०अ०६-१७१ ॥

અર્થઃ—રજસ્વલા સ્ત્રી, ચણ્ડાલ (માતંગ), પતિત—એમનો સ્પર્શ કરે તો બ્રાહ્મણ ચાન્દ્રાયણ વ્રત કરીને બ્રાહ્મણોને ભોજન કરાવવાથી શુદ્ધ થાય છે.

कापालिकादिनारीं तु गत्वाऽगम्यां तथाऽपराम् ।
भुक्त्वा विप्रस्तदन्नं स्याच्छुचिश्चन्द्रव्रतेन तु ॥ ,, ॥ १७२ ॥

અર્થઃ—દ્વિજાતિએ ખપરીઆની સ્ત્રી તથા તેથી અતિરિક્ત અસ્પૃશ્ય જાતિની જે સ્ત્રી

છે તેની સાથે અજાણતાં ગમન કરે, અથવા તેનું અન્ન ખાય, તો તેની શુદ્ધિ ચાન્દ્રાયણ વ્રત કરવાથી થાય છે.

विप्रेण मन्त्रितो विप्रः शूद्राहुतस्तु योऽश्नुते ।
आमन्त्रयितृभोक्तारौ शुद्धयेतामैन्दवेन तौ ॥ ,, ॥ १८१ ॥

અર્થ:—બ્રાહ્મણને બ્રાહ્મણે નિમન્ત્રણ આપ્યું હોય, છતાં જો શૂદ્ર બોલાવવા આવ્યો હોય અને તે ભોજન કરે તો તે અન્ન જમનાર બ્રાહ્મણ અને નિમન્ત્રણ દેનાર એ બંને ચાન્દ્રાયણ વ્રતથી શુદ્ધ થાય છે.

पीतशेषं जलं पीत्वा भुक्तोच्छिष्टं तथा कृतम् ।
अत्त्वा मूत्रपुरीषे तु विप्रश्चान्द्रायणं चरेत् ॥ ,, ॥ १८३ ॥

અર્થ:—પ્યાલો વિગેરેમાંથી એક વાર પાણી પીતાં તેમાં બચેલું પાણી બીજી વાર પીએ, તથા મલ તથા મૂત્રના સંબંધ વાળો પદાર્થ ખાય તો તે ચાન્દ્રાયણ વ્રતથી શુદ્ધ થાય છે.

गणिकागणयोरन्नं यदन्नं बहुयाचके ।
सीमन्तोन्नयने भुक्त्वा द्विजश्चान्द्रायणं चरेत् ॥ ,, ॥ १८७ ॥

અર્થ:—ગણિકા તથા ગણનું અન્ન, તથા બહુયાચકનું અન્ન, તથા સીમન્ત સંસ્કારનું ભોજન કરવાથી શુદ્ધિને, માટે ચાન્દ્રાયણ વ્રત કરવું જાઈએ.

चान्द्रायणं नवश्राद्धे पराकं मासिके तथा ।
न्यूनाब्दे पादकृच्छ्रं स्यादेकाहः पुनराब्दिके ।
स्नानमन्येषु कुर्वीत प्राणायामं जपं तथा ॥ ,, ॥ १९८ ॥

અર્થ:—એકાદશાહ શ્રાદ્ધમાં ભોજન કરનાર ચાન્દ્રાયણથી શુદ્ધ થાય છે. માસિક શ્રાદ્ધ ખાનાર દ્વિજાતિ પરાકવ્રતથી, અને ન્યૂનાબ્દિક અર્થાત્ એક વર્ષ પૂર્ણ ન થયું હોય તે પહેલાં શ્રાદ્ધમાં જમનાર પાદકૃચ્છ્રથી, અને વાર્ષિક શ્રાદ્ધ ખાનાર એક દિવસના ઉપવાસથી, અને બીજા કોઇ શ્રાદ્ધમાં જમનાર સ્નાન અને પ્રાણાયામની સાથે ૧૦૮ ગાયત્રી જપ કરવાથી શુદ્ધ થાય છે.

पितृव्यभ्रातृभार्यां च मातृष्वसारमेव च ।
भगिनीं चैव धात्रीं च गत्वा कृच्छ्रं समाचरेत् ॥ ,, ॥ २४३ ॥

અર્થ:—અને કાકી, ભોજાઇ, માસી, બહેન, તથા ધાવ એમની સાથે ગમન કરનાર કૃચ્છ્ર ચાન્દ્રાયણ વ્રતથી શુદ્ધ થાય છે. અને—

गुरुपत्नीं द्विजो गत्वा मातृस्वसृदुहितृषु ।
क्षिपेच्छुद्धयमात्मानं सुसमिद्धे हुताशने ॥ ,, ॥ २४५ ॥

અર્થ:—ગુરૂપત્ની, માતા, બહેન, પુત્રી એમની સાથે ગમન કરવાથી શુદ્ધિને માટે બળતા અગ્નિમાં પ્રવેશ કરવો જોઇએ. અને—

उपाध्यायनृपाचार्यशिष्ययोषिद्गमी नरः ।
षण्मासकृच्छ्राचरणाच्छुद्धयेदाह पराशरः ॥ ,, ॥ २४६ ॥

અર્થ:—ઉપાધ્યાયની પત્ની, તથા રાજપત્ની, આચાર્યપત્ની, શિષ્યપત્ની તેમની સાથે સમાગમ કરનાર પુરૂષ ૭ મહિના સુધી કૃચ્છ્ર વ્રત કરવાથી શુદ્ધ થાય છે એમ પારાશરજીએ કહ્યું છે. વળી—

सर्वेषामेव पापानां संकरे समुपस्थिते ।

शतं सहस्रमभ्यस्ता गायत्री शोधनं परम् ॥ पारा० स्मृ० अ० ११–५६ ॥

અર્થ:—એક જ સમયમાં સર્વ પાપોનો મેળ થયો હોય તો એક લાખ ગાયત્રીનો જપ કરવાથી શુદ્ધ થાય છે.

सव्याहृतिकाः सप्रणवाः प्राणायामास्तु षोडश ।

अपि भ्रूणहनं मासात्पुनन्त्यहरहः कृताः ॥ शंख० स्मृ० अ० १२–५,६ ॥

અર્થ:—અને ગર્ભસ્થ બાલકને મારનાર ભ્રુણઘાતી પણ એક મહિના સુધી દરરોજ વ્યાહૃતિ અને ૐકાર સહિત સોળ પ્રાણાયામ કરવાથી શુદ્ધ થઈ જાય છે.

प्रायश्चित्तं यदाम्नातं ब्राह्मणस्य महर्षिभिः ।

पादोनं क्षत्रियः कुर्यादर्धं वैश्यः समाचरेत् ॥

शूद्रः समाचरेत्पादमशेषेष्वपि पाप्मसु ॥ चतुर्विंशतिमत ॥

અર્થ:—સર્વ પાપમાં બુદ્ધિમાનોએ બ્રાહ્મણને માટે જે પ્રાયશ્ચિત્ત કહ્યું છે, તેનો ત્રણ ચતુર્થાંશ ક્ષત્રિય કરે, અડધું વૈશ્ય અને એક ચતુર્થાંશ શૂદ્ર કરે. અને જે પાપનું પ્રાયશ્ચિત્ત કહેવામાં આવ્યું ન હોય એવાં નાનાં નાનાં પાપોમાં પ્રાજાપત્ય વ્રત કરે એવું ચતુર્વિંશતિનો મત છે.

छत्राकं विड्वराहं च लशुनं ग्रामकुक्कुटम् ।

पलाण्डुं गृञ्जनं चैव मत्या जग्ध्वा पतेद्द्विजः ॥ म० स्मृ० अ० ५–१९ ॥

અર્થ:—વર્ષાઋતુમાં લાકડાં તથા ભૂમિ ઉપર ઉત્પન્ન થતાં છત્રાક, લસણ, ડુંગળી તથા ગાજર અને વિષ્ટા ખાનાર ડુક્કર તથા ગામનાં મરઘાંનું માંસ—આ સર્વને જાણી બુઝીને ખાનાર દ્વિજ પતિત થાય છે. અને—

अमत्यैतानि षड् जग्ध्वा कृच्छ्रं सांतपनं चरेत् ।

यतिचान्द्रायणं वापि शेषेषूपवसेदहः ॥ ,, ॥ २० ॥

અર્થ:—આ ૭ પદાર્થને અજ્ઞાનથી ખાનાર સાંતપન અથવા યતિચાન્દ્રાયણ વ્રત કરે. અને બાકી બીજા લાલ ગુંદર આદિ પદાર્થ ખાનાર એક દિવસ ઉપવાસ કરે.

असच्छूद्रेषु अन्नाद्यं ये भुञ्जन्त्यबुधा द्विजाः ।

प्रायश्चित्तं तथा प्राप्तं चरेच्चान्द्रायणव्रतम् ॥ वृ. यम. स्मृ. अ. ३–९१ ॥

અર્થ:—જે અજ્ઞાની દ્વિજાતિ અસત્ શૂદ્રનું અન્ન આદિ ખાય છે તે પ્રાયશ્ચિત્તનો અધિકારી થયેલો હોઈ ચાન્દ્રાયણ વ્રત કરે. અને—

अज्ञानात्त्रिस्तते तोयं ब्राह्मणः शूद्रजातिषु ।

अहोरात्रोषितः स्नात्वा पञ्चगव्येन शुद्ध्यति ॥ अत्रि सं० श्लो० २५२ ॥

અર્થ:—અસચ્છૂદ્રના ઘરમાં બ્રાહ્મણ અજ્ઞાનથી પાણી પીએ તો એક દિવસ ઉપવાસ કરીને પઞ્ચગવ્યનું પાન કરવાથી શુદ્ધ થાય છે.

अन्त्यानामपि सिद्धान्नं भक्षयित्वा द्विजातयः ।
चान्द्रं कृच्छ्रं तदर्धं तु ब्रह्मक्षत्रविशां विदुः ॥ अंगि. स्मृ. श्लो. २ ॥

અર્થ:—અન્ત્યજ જાતિએ રંધેલું અન્ન ખાવાથી બ્રાહ્મણ ચાન્દ્રાયણ વ્રત કરે, ક્ષત્રિય કૃચ્છ્ર અથવા સાંતપન અને વૈશ્ય અડધું કૃચ્છ્ર કરે.

अन्त्यजानां गृहे तोयं भाण्डे पर्युषितं च यत् ।
तद्द्विजेन यदा पीतं तदैव हि समाचरेत् ॥ ,, ॥ ४ ॥

અર્થ:—અન્ત્યજના ઘરનું જલ અથવા તેના ભાણ્ડમાંનું વાસી જલ જો દ્વિજ પીએ તો તે જ સમયે તેનું પ્રાયશ્ચિત્ત કરે.

अज्ञानात्पिबते तोयं ब्राह्मणस्त्वन्त्यजातिषु ।
अहोरात्रोषितो भूत्वा पञ्चगव्येन शुद्ध्यति ॥ ,, । ५ ॥

અર્થ:—અને જો બ્રાહ્મણ અન્ત્યજનું જલ અજ્ઞાનથી પીએ તો એક દિવસ રાત્રિ ભોજન રહિત રહે, અને પછી પઞ્ચગવ્ય પીએ, તેથી તેની શુદ્ધિ થશે.

अन्यैस्तु खानिताः कूपास्तडागानि तथैव च ।
एषु स्नात्वा च पीत्वा च पञ्चगव्येन शुद्ध्यति ॥ आप. स्मृ. अ. २–५ ॥

અર્થ:—બીજાએ ખોદાવેલા કુવા કે તળાવમાં સ્નાન કરનાર તથા તેનું જલ પીનાર પઞ્ચગવ્ય પીવાથી શુદ્ધ થાય છે. ( કુવો આદિ બનાવીને ઉત્સર્ગ કરવામાં આવ્યો હોય તો તે કુવા આદિનું જલ પીવામાં દોષ નથી. )

वृकश्वानशृगालादिदष्टो यस्तु द्विजोत्तमः ।
स्नात्वा जपेत्स गायत्रीं पवित्रां वेदमातरम् ॥ पारा० स्मृ० अ० ५–१ ॥

અર્થ:—જો બ્રાહ્મણને, વરૂ, શ્વાન, શિયાળ, આદિ કરડયું હોય તે સ્નાન કરીને ગાયત્રીનો જપ કરે, કારણ કે ગાયત્રી પરમ પવિત્ર અને વેદોની માતા છે.

गवां शृंगोदकस्नानान्महानद्योस्तु संगमे ।
समुद्रदर्शनाद्वापि शुना दष्टः शुचिर्भवेत् ॥ ,, ॥ २ ॥

અર્થ:—જેને શ્વાન આદિ કરડયું હોય તે ગાયના શૃંગથી શુદ્ધ કરેલા જલ વડે સ્નાન કરવાથી, અથવા મોટી નદીઓના સંગમમાં સ્નાન કરવાથી, અથવા સમુદ્રના દર્શનથી શુદ્ધ થાય છે. વળી–

शुनाघ्रातावलीढस्य नखैर्विलिखितस्य च ।
अद्भिः प्रक्षालनं प्रोक्तमग्निना चोपचूलनम् ॥ ,, ॥ ६ ॥

અર્થ:—જેને શ્વાને ચાટયો હોય, અથવા સૂંઘ્યો હોય અથવા નખ લગાવ્યા હોય, તો તે સ્થાનને જલ છાંટીને અગ્નિથી તપાવે એટલે તેની શુદ્ધિ થાય છે.

ब्राह्मणी तु शुना दष्टा जम्बुकेन वृकेण वा ।
उदितं ग्रहनक्षत्रं दृष्ट्वा सद्यः शुचिर्भवेत् ॥ ,, ॥ ७ ॥

અર્થ:—જે બ્રાહ્મણીને શ્વાન, શિયાલ અથવા વરૂ આદિ કરડયું હોય તો તે ઉદય પામેલા સૂર્ય, ચન્દ્ર, આદિ ગ્રહ અને નક્ષત્રનું દર્શન કરવાથી તરત શુદ્ધ થાય છે.

गवां मूत्रपुरीषेण दधिक्षीरेण सर्पिषा ।
त्र्यहं स्नात्वा च पीत्वा च कृमिदष्टः शुचिर्भवेत् ॥ ,, ॥ ६–४९ ॥

અર્થ:—જે બ્રાહ્મણના વ્રણ(ઘા)માં કૃમિ પડયા હોય, તે ગાયના મૂત્રથી અથવા તેના છાણથી કે દહીં, દૂધ કે ઘી વડે ત્રણ દિવસ સુધી સ્નાન કરે અને તે પાંચે વસ્તુને મેળવીને પીએ તો તેથી શુદ્ધ થાય છે.

क्षत्रियोऽपि सुवर्णस्य पंचमाषान्प्रदाय तु ।
गोदक्षिणां तु वैश्यस्याप्युपवासं विनिर्दिशेत् ॥ ,, ॥ ५० ॥
शूद्राणां नोपवासः स्याच्छूद्रो दानेन शुद्ध्यति ॥ ,, ॥ ५१ ॥

અર્થ:—ક્ષત્રિયના વ્રણ(ઘા)માં જો કીડા પડે તો સુપાત્ર બ્રાહ્મણને પાંચ માસા સુવર્ણદાન કરે, અને વૈશ્ય ગોદાન અને ઉપવાસ કરે, તો તે શુદ્ધ થાય છે. પરન્તુ શૂદ્રને ઉપવાસ કરવાની જરૂર નથી, તે દાન કરવાથી શુદ્ધ થાય છે.

प्राणायामशतं कार्यं सर्वपापापनुत्तये ।
उपपातकजातानामनादिष्टस्य चैव हि ॥ याज्ञ० स्मृ० अ० ३–३०६ ॥

અર્થ:—સર્વ પ્રકારનાં ઉપપાતકોને દૂર કરવાને માટે, તેમજ જે પાપનું પ્રાયશ્ચિત્ત જણાવવામાં આવ્યું ન હોય, તે સર્વ પાપોની નિવૃત્તિને માટે દરરોજ સો પ્રાણાયામ કરે.

यत्र यत्र च संकीर्णमात्मानं मन्यते द्विजः ।
तत्र तत्र तिलैर्होमो गायत्र्या वाचनं तथा ॥ ,, ३१० ॥

અર્થ:—જ્યાં જ્યાં બ્રાહ્મણ પોતાને મહાપાતકાદિ નિમિત્ત દોષથી લિપ્ત માનતો હોય, ત્યાં ત્યાં ગાયત્રી મન્ત્રનો જપ કરી તલનો હોમ કરે.

वायुभक्षो दिवा तिष्ठन् रात्रिं नीत्वाऽप्सु सूर्यदृक् ।
जप्त्वा सहस्रं गायत्र्याः शुद्ध्येद्ब्रह्मवधादृते ॥ ,, ॥ ३१२ ॥

અર્થ:—અને દિવસમાં અન્ન જલનો ત્યાગ કરીને કેવલ વાયુભક્ષણ વાળો થઈને રહે, રાત્રિમાં સૂર્યોદય સુધી જલમાં રહે, અને સૂર્યોદય થયા બાદ હજાર ગાયત્રી જપ કરે, તો તેથી બ્રહ્મહત્યાને છોડી અન્ય સર્વ પાપથી મુક્ત થાય છે.

ख्यापनेनानुतापेन तपसाऽध्ययनेन च ।
पापकृन्मुच्यते पापात्तथा दानेन चापदि ॥ म० स्मृ० अ० ११–२२७ ॥

અર્થ:—પોતે કરેલું પાપ પ્રસિદ્ધ કરવાથી તથા તપ કરવાથી તથા વેદનું અધ્યયન કરવાથી પાપથી મુક્ત થાય છે. અને આપત્તિકાલમાં દાનથી પણ શુદ્ધ થાય છે.

यावज्ज्ञानोदयं तावद्वेदान्तार्थं निरूपयेत् ।
नास्ति ज्ञानात्परं किञ्चित्पापकान्तारदाहकम् ॥ सू०सं०ख०२अ०७–३४ ॥

અર્થ:—જ્યાંસુધી જ્ઞાન ઉત્પન્ન થાય ત્યાંસુધી વેદાન્તનું જે જીવબ્રહ્મના અભેદ રૂપ તાત્પર્ય છે તેનો વિચાર કરવો, કેમકે આત્મજ્ઞાનથી અતિરિક્ત, પાપોને નાશ કરનાર બીજું કોઈ સાધન નથી.

मासमात्राद्विनश्यन्ति क्षुद्रपापानि सुव्रत ।
षण्मासश्रवणात्सर्वं नश्यत्येवोपपातकम् ॥ „ ॥ ३५ ॥

અર્થ:—એક માસ સુધી વેદાન્તનું શ્રવણ કરવાથી સર્વ પ્રકારનું ક્ષુદ્ર પાપ થાય નષ્ટ થઇ જાય છે. અને છ માસ સુધી શ્રવણ કરવાથી સર્વ પ્રકારનાં ઉપપાતક પણ નષ્ટ થઈ જાય છે.

महापातकसंघाश्च नित्यं वेदान्तसेवनात् ।
नश्यन्ति वत्सरात्सर्वे सत्यमुक्तं बृहस्पते ॥ „ ॥ ३६ ॥

અર્થ:—અને હે બૃહસ્પતિ! એક વર્ષ સુધી દરરોજ વેદાન્તનું શ્રવણ કરવાથી સર્વ પ્રકારના મહાપાતકો પણ નષ્ટ થઇ જાય છે એ વાત મેં સત્ય કહી છે.

श्रुत्याचार्यप्रसादेन सर्वं ब्रह्मेति भावयन् ।
मुच्यते पातकैः सर्वैर्घटिकामात्रतो नरः ॥ „ ॥ ४२-४१ ॥

અર્થ:—અને શ્રુતિના તાત્પર્યને ગુરુમુખથી જાણીને સ્થાવર જંગમ સર્વ પદાર્થોને એક ઘડી પર્યન્ત બ્રહ્મ રૂપે ભાવના કરવાથી સર્વ પ્રકારનાં પાતકથી છુટી જાય છે.

दिनार्धं सकलं ब्रह्म भावयन्गुरुपूर्वकम् ।
बुद्धिपूर्वकृतैः सर्वैः पातकैर्मुच्यते नरः ॥ „ ॥ ४२ ॥

અર્થ:—ગુરૂના ઉપદેશ દ્વારા અડધો દિવસ સર્વ પદાર્થોને બ્રહ્મ રૂપે ધ્યાન કરનાર મનુષ્ય બુદ્ધિપૂર્વક કરેલાં સર્વ પાપોથી મુક્ત થાય છે.

स्वरूपानुसन्धानान्नृत्यन्तं सर्वकारणम् ।
मुहूर्तं चिन्तयन्मर्त्यो मुच्यते सर्वपातकैः ॥ „ ॥ ४४ ॥

અર્થ:—અને જો મનુષ્ય પોતાના સ્વરૂપનું સ્મરણ કરતો સતો આનન્દથી નૃત્ય કરનાર એવા સંપૂર્ણ જગત્‌ના કારણ રૂપ મહાદેવનું એક મુહૂર્ત વાર ચિન્તન કરે, તો તે સર્વ પાપથી છુટી જાય છે,

नृत्यमानं महादेवं साम्बमूर्तिधरं तु वा ।
दिनार्धं चिन्तयन्पापात्प्रसिद्धान्मुच्यतेऽखिलात् ॥ „ ॥ ४५ ॥

અર્થ:—અને જો નૃત્ય કરતા મહાદેવનુ અથવા સામ્બમૂર્તિ ધારણ કરેલા મહાદેવનુ અડધો દિવસ ચિન્તન કરવામાં આવે તો સર્વ પ્રસિદ્ધ પાપોથી મુક્ત થઈ જાય છે.

विष्णोश्च विग्रहं ध्यायन्मर्त्यः शुद्धं दिनत्रयम् ।
महापातकसंघैश्च मुच्यते पातकान्तरैः ॥ „ ॥ ४८ ॥

અર્થ:—અને વિષ્ણુ ભગવાનની શુદ્ધ મૂર્તિનું ત્રણ દિવસ ધ્યાન કરવાથી મનુષ્ય મહાપાતકોના સમૂહ તથા અન્ય ઉપપાતકાદિ પાપથી છૂટી જાય છે.

ब्रह्मणो विग्रहं शुद्धं सप्तरात्रं विचिन्तयन् ।
महापातकसंघैश्च मुच्यते पातकान्तरैः ॥ ,, ॥ ૫૦ ॥

અર્થઃ—તેવી રીતે બ્રહ્માજીની શુદ્ધ મૂર્તિનું સાત રાત્રિ ચિન્તન કરવાથી મહાપાતકોના સમૂહથી તથા અન્ય ઉપપાતકાદિ પાપોથી પણ મનુષ્ય મુક્ત થાય છે.

जपित्वा दशसाहस्रं मन्त्रं चैतन्यवाचकम् ।
महापातकसंघैश्च मुच्यते पातकान्तरैः ॥ ,, ॥ ૫૨ ॥

અર્થઃ—તેમજ ભુવનેશ્વરી મન્ત્રનો ૧૦ હજાર જપ કરવાથી......

जपित्वा लक्षमेकं तु प्रणवं ब्रह्मवाचकम् ।
महापातकसंघैश्च मुच्यते पातकान्तरैः ॥ ,, ॥ ૫૬ ॥

અર્થઃ—તેમજ વળી બ્રહ્મના વાચક પ્રણવનો એક લાખ જપ કરવાથી......

नाभिमात्रोदके लक्षं जपित्वा तु षडक्षरम् ।
महापातकसंघैश्च मुच्यते पातकान्तरैः ॥ ,, ॥ ૫૮ ॥

અર્થઃ—અને નાભિ પર્યન્ત જલમાં ઉભા રહીને ॐ नमः शिवाय એ ષડક્ષર મન્ત્રનો જપ કરવાથી......

તેજ પ્રમાણે પાવમાની, અઘમર્ષણ, તથા "तन्मे मनः शिवसंकल्पमस्तु" ઈત્યાદિ મન્ત્ર જે સૂક્તમાં છે તે સૂક્તનો, "अस्य वामस्य" ઈત્યાદિ, अस्य वामीय સૂક્ત, પુરૂષ સૂક્ત, રૂદ્રાધ્યાયી, "द्रुपदादिव मुमुचानः" એ દ્રુપદા નામની ગાયત્રી, તથા "अवते हेळो वरुण અને यत्किंचेदं वरुण તથા इन्द्रं मित्रं वरुणमग्निमाहुः" ઇત્યાદિ અનેક વેદ-મન્ત્રોનો જપ કરવાથી મનુષ્ય સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થાય છે.

વળી અનેક પ્રકારનાં તીર્થોમાં સ્નાન કરવાથી પણ પાપોની નિવૃત્તિ થાય છે. માટે ગંગાસ્નાનાદિ પણ પ્રાયશ્ચિત્ત રૂપ છે તેમજ પુણ્યને વધારનાર છે. (તે સંબંધી વિવેચન મિશ્ર પ્રકરણમાં કરવામાં આવશે.

## દ્રવ્યશુદ્ધિ નિરૂપણ.

अन्नाद्ये कीटसंयुक्ते मक्षिकाकेशदूषिते ।
तदन्तरा स्पृशेच्चापस्तदन्नं भस्मना स्पृशेत् ॥ पारा. स्मृ.अ. ६ श्लो. ६४,५ ॥

અર્થઃ—કૃમિ તથા માખી તથા કેશ આદિથી અન્ન દૂષિત થાય તો તે કૃમિ આદિને બહાર કાઢી નાંખી જલથી હાથ ધોવા, અને અન્ન ઉપર થોડું જલ છાંટે, એટલે તે અન્નની શુદ્ધિ થાય છે. અને અન્ન ઉપર થોડી ભસ્મ નાંખે, એટલે તે અન્નની શુદ્ધિ થાય છે.

ततो द्रोणाढकस्यान्नं श्रुतिस्मृतिविदो विदुः ।
काकश्वानावलीढं तु गवाघ्रातं खरेण वा ॥ ,, ॥ ७१ ॥
स्वल्पमन्नं त्यजेद्विप्र शुद्धिर्द्रोणाढके भवेत् ।
अन्नस्योद्धृत्य तन्मात्रं यच्च लालाहतं भवेत् ॥ ,, ॥ ७२ ॥
सुवर्णोदकमभ्युक्ष्य हुताशेनैव तापयेत् । ,, ॥ ७३ ॥

અર્થ--દ્રોણ તથા આઢકના માપ જેટલા રાંધેલા અન્નને જો કાગડે કે શ્વાને ચાટ્યું હોય, અથવા ગાય કે ગધેડાએ સુંઘી લીધું હોય, તો તેમાંથી થોડું અન્ન કાઢીને બહાર ફેંકી દેવું અર્થાત્ જેટલા અન્નને તેની લાળ લાગી હોય તેટલુ અન્ન કાઢી નાંખે, અને બાકીના અન્નને સુવર્ણ સહિત જલ છાંટી અગ્નિમાં તપાવે તો તેની શુદ્ધિ થાય છે એવું વેદ તથા ધર્મશાસ્ત્રને જાણનાર લોક કહે છે.

हुताशनेन संस्पृष्टं सुवर्णसलिलेन च ॥ ,, ॥ ७३ ॥
विप्राणां ब्रह्मघोषेण भोज्यं भवति तत्क्षणात् ॥ ,, ॥ ७४ ॥

અર્થઃ—એ પ્રમાણે સુવર્ણનું જલ છાંટવાથી તથા અગ્નિમાં તપાવવાથી તથા બ્રાહ્મણોના વેદમન્ત્રોના ભણવાથી તે અન્ન તત્કાલ ખાવાને યોગ્ય થાય છે. અને—

अल्पं परित्यजेत्तत्र स्नेहस्योत्प्लवनेन च ।
अनलज्वालया शुद्धिर्गोरसस्य विधीयते ॥ ,, ॥ ७५ ॥

અર્થઃ—સ્નેહ અર્થાત્ ઘૃતાદિ પદાર્થ અશુદ્ધ થાય તો તેમાંથી થોડું જુદું કાઢી લઈને સ્નેહ પદાર્થને ઉછાળીને શુદ્ધ કરી લે. અને ગોરસ( દૂધ )ને અગ્નિમાં તપાવવાથી શુદ્ધ થાય છે.

मार्जनाद्यज्ञपात्राणां पाणिना यज्ञकर्मणि ।
चमसानां ग्रहाणां च शुद्धिः प्रक्षालनेन च ॥ पारा. स्मृ. अ. ७–२ ॥

અર્થઃ—યજ્ઞકર્મમાં યજ્ઞપાત્રોની શુદ્ધિ કેવલ હાથથી માંજવાથી થાય છે. અને ચમસ અને ગ્રહપાત્રોની શુદ્ધિ જલ વડે ધોવાથી થાય છે.

चरूणां स्रुक्स्रुवाणां च शुद्धिरुष्णेन वारिणा ।
भस्मना शुद्धयते कांस्यं ताम्रमम्लेन शुद्धयति ॥ ,, ॥ ३ ॥

અર્થઃ—ચરૂ તથા સ્રુક્ તથા સ્રુવાની શુદ્ધિ કેવલ ગરમ જલથી થઈ જાય છે. કાંસાના પાત્રની ભસ્મથી, અને ત્રાંબાનાં પાત્રની ખટાશથી પવિત્ર થાય છે.

भस्मना शुद्धयते कांस्यं सुरया यन्न लिप्यते ।
सुरामात्रेण संस्पृष्टं शुद्धयतेऽग्न्युपलेपनैः ॥ पारा० स्मृ० अ० ७–२४ ॥

અર્થઃ—કાંસાના જે પાત્રમાં સુરાનો સ્પર્શ થયો ન હોય તેને રાખ વડે માંજવાથી શુદ્ધ થાય છે. અને જો કોઇ પણ પ્રકારની સુરાનો સ્પર્શ થયો હોય તો તે પાત્રને વારંવાર અગ્નિમાં નાંખીને માંજવાથી જ શુદ્ધ થાય છે.

गवाघ्रातानि कांस्यानि श्वकाकोपहतानि च ।
शुद्धयन्ति दशभिः क्षारैः शूद्रोच्छिष्टानि यानि च ॥ ,, ॥ २५ ॥

અર્થઃ—ગાયે સુંઘેલાં તથા કાગડાએ ચાંચ લગાડી હોય તેવાં તથા શ્વાને ચાટેલાં હોય તથા અસચ્છૂદ્રે ખાવાથી ઉચ્છિષ્ટ થયેલાં હોય એવાં કાંસાનાં પાત્ર દસ વાર ખાર આદિ પદાર્થ વડે માંજવાથી શુદ્ધ થાય છે.

रजसा शुद्ध्यते नारी विकुलं या न गच्छति ।
नदी वेगेन शुद्ध्येत लेपो यदि न दृश्यते ॥ ,, ॥ ४ ॥

અર્થ:—સ્ત્રીએ જો નીચ જાતિની સાથે સંગતિ ન કરી હોય તો ઋતુમતી થવાથી શુદ્ધ થાય છે. અને નદીમાં કોઈ અશુદ્ધ પદાર્થ ન હોય તો તે વેગ (પ્રવાહ)થી જ પવિત્ર થાય છે.

वापीकूपतडागेषु दूषितेषु कथंचन ।
उद्धृत्य वै कुंभशतं पञ्चगव्येन शुद्ध्यति ॥ ,, ॥ ५ ॥

અર્થ:—વાવ, કુવા અથવા તળાવાદિ કોઈ પ્રકારે દૂષિત થયાં હોય તો તેમાંથી સો ઘડા પાણી કાઢી નાંખીને તેમાં પઞ્ચગવ્ય નાંખવાથી તેની શુદ્ધિ થાય છે.

अस्थिचर्मावसिक्तेषु खरश्वानादिदूषिते ।
उद्धरेदुदकं सर्वं शोधनं परिमार्जनम् ॥ अत्रि० सं० श्लो० ३३० ॥

અર્થ:—જલમાં હાડકું, ચામડું, આદિ પડીને ગળી ગયું હોય, અથવા ગધેડું, શ્વાન, આદિ પ્રાણી પડીને મરવાથી જલ દૂષિત થયું હોય તો સર્વ જલને કાઢી નાંખીને કાદવ વિગેરે સર્વ કાઢી નાંખી સાફ કરવું જોઇએ.

गण्डूषं पादशौचं च कृत्वा वै कांस्यभाजने ।
षण्मासान्भुवि निक्षिप्य उद्धृत्य पुनराहरेत् ॥ पारा० स्मृ० अ० ७–२६ ॥

અર્થ:—જો કોઈએ કાંસાના પાત્રમાં કોગળા કર્યા હોય અથવા પગ ધોયા હોય તો તે પાત્રને ૭ મહિના સુધી પૃથિવીમાં દાટીને પછી બહાર કાઢી કામમાં લે.

आयसेष्वायसानां च सीसस्याग्नौ विशोधनम् ।
दन्तमस्थि तथा शृंगं रौप्यं सौवर्णभाजनम् ॥ ,, ॥ २७ ॥
मणिपात्राणि शंखश्चेत्येतान्प्रक्षालयेज्जलैः ।
पाषाणे तु पुनर्घर्षं एषा शुद्धिरुदाहृता ॥ ,, ॥ २८ ॥

અર્થ:—જો લોઢાના પાત્રમાં કોગળા કર્યા હોય તેને તજી દેવાથી, તથા સીસાના પાત્રને તપાવવાથી, તથા દાંત, અસ્થિ, શૃંગ, ચાંદી તથા સુવર્ણનું પાત્ર(૨૭), તથા મણિ તથા રત્નોના પાત્ર તથા શંખને જલથી ધોવાથી તેમની શુદ્ધિ થાય છે. અને પથ્થરના પાત્રને જલ વડે ધોયા પછી તેને માજવું તથા તેને ઘર્ષણ કરવું તેને પણ શુદ્ધિનો ઉપાય કહ્યો છે.

मृन्मये दहनाच्छुद्धिर्धान्यानां मार्जनादपि ।
वेणुवल्कलचीराणां क्षौमकार्पासवाससाम् ।
और्णनेत्रपटानां च प्रोक्षणाच्छुद्धिरिष्यते ॥ ,, ॥ २९–३० ॥

અર્થ:—માટીના પાત્રની શુદ્ધિ અગ્નિમાં તપાવવાથી થાય છે. અને ધાન્યને મસળીને ધોવાથી શુદ્ધ થાય છે. વાંસ, વલ્કલ, ફાટેલા વસ્ત્ર, રેશમી વસ્ત્ર, સુતરેલ વસ્ત્ર, ઉનનાં વસ્ત્ર, નેત્રપટ, શણનાં વસ્ત્ર–એ સર્વને ધોવાથી જ શુદ્ધ થાય છે.

मुञ्जोपस्करशूर्पाणां शणस्य फलचर्मणाम् ।
तृणकाष्ठस्य रज्जूनामुदकाभ्युक्षणं मतम् ॥ ,, ॥ ३१ ॥

અર્થઃ—મુંજ, ઉપસ્કર (મુસલ), શૂર્પ (સૂપડું), શણ, ફલ, ચર્મ, તૃણ, લાકડું, દોરી–એ સર્વની શુદ્ધિ પાણી છાંટવાથી થાય છે.

तूलिकाद्युपधानानि रक्तवस्त्रादिकानि च ।
शोषयित्वार्कतापने प्रोक्षणाच्छुद्धतामियुः ॥ ,, ॥ ३२ ॥

અર્થઃ—રજાઈ, તકિયા, શય્યા, લાલ વસ્ત્ર, આદિને તડકામા સૂકવી જલ છાંટવાથી તેની શુદ્ધિ થાય છે.

मार्जारमक्षिकाकीटपतंगकृमिदर्दुराः ।
मेध्यामेध्यं स्पृशन्तो ये नोच्छिष्टं मनुरब्रवीत् ॥ ,, ॥ ३३ ॥

અર્થઃ—બિલાડાં, માખી, કીટ, પતંગ, કીડા (કૃમિ), દેડકાં, એ સર્વ હમેશાં શુદ્ધ તેમ અશુદ્ધ પદાર્થને સ્પર્શ કરે છે. તે કારણથી તેમના સ્પર્શથી કોઈ વસ્તુ અપવિત્ર થતી નથી એમ મનુજીનું વચન છે.

रथ्याकर्दमतोयानि नावः पन्थास्तृणानि च ।
मारुतार्केण शुद्धयन्ति पक्वेष्टकचितानि च ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—રસ્તામાંનો કાદવ તથા જલ, તથા નાકા, રસ્તો, તૃણ તથા પાકી ઇંટોથી ચણેલું–એ સર્વ વાયુ તથા સૂર્યથી શુદ્ધ થાય છે.

अदुष्टा संतता धारा वातोद्धूताश्च रेणवः ।
स्त्रियो वृद्धाश्च बालाश्च न दुष्यन्ति कदाचन ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—હમેશાં વહેતી જલની ધારા, તથા પવનથી ઉડેલી ધૂળ, સ્ત્રી, વૃદ્ધ તથા બાલક એ કદાપિ દૂષિત થતાં નથી.

क्षुते निष्ठीवने चैव दन्तोच्छिष्टे तथाऽनृते ।
पतितानां च संभाषे दक्षिणं श्रवणं स्पृशेत् ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—છીંક આવતાં, થૂંકયા પછી, દાંતથી કોઇ અંગ ઉચ્છિષ્ટ થતાં, તથા મિથ્યા બોલતાં, અથવા પતિતોની સાથે સંભાષણ કરીને પોતાના જમણા કાનને સ્પર્શ કરવો, કેમકે—

अग्निरापश्च वेदाश्च सोमसूर्यानिलास्तथा ।
एते सर्वेऽपि विप्राणां श्रोत्रे तिष्ठन्ति दक्षिणे ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—અગ્નિ, જલ, વેદ, ચન્દ્રમા, સૂર્ય, પવન એ સર્વ બ્રાહ્મણોના જમણા કાનમાં નિવાસ કરે છે. વળી—

प्रभासादीनि तीर्थानि गंगाद्याः सरितस्तथा ।
विप्रस्य दक्षिणे कर्णे सान्निध्यं मनुरब्रवीत् ॥ ,, ॥ ४० ॥

અર્થઃ—પ્રભાસાદિ તીર્થ તથા ગંગા આદિ નદીઓ એ પણ બ્રાહ્મણોના જમણા કાનમાં નિવાસ કરે છે એમ મનુજીએ કહ્યુ છે. તેથી તે કાનનો સ્પર્શ કરવાથી શુદ્ધિ થાય છે.

देहभंगे प्रवासे वा व्याधिषु व्यसनेष्वपि ।
रक्षेदेव स्वदेहादि पश्चाद्धर्मं समाचरेत् ॥ ,, ॥ ४१ ॥

અર્થઃ--દેશનો નાશ થવાના સમયમાં, અથવા પરદેશની મુસાફરીમાં, તથા રોગી થતાં, તથા આપત્તિ આવતાં પ્રથમ પોતાના શરીરની રક્ષા કરવી જોઇએ. તે પછી ધર્માચરણ કરે.

आममांसं घृतं क्षौद्रं स्नेहाश्च फलसंभवाः ।
म्लेच्छभाण्डस्थिता दुष्या निष्क्रान्ताः शुचयः स्मृताः ॥बृ.पा.स्मृ.अ.६–२२४॥

અર્થઃ--કાચું માંસ, ઘૃત, મધુ (ક્ષૌદ્ર), તથા, નાળિએર, એરંડી, આદિ ફલથી ઉત્પન્ન થયેલું તેલ-એ સર્વ મ્લેચ્છના પાત્રમાં રહેલાં અશુદ્ધ છે, પરન્તુ તેમાંથી કાઢી લેતાં તે શુદ્ધ થાય છે.

सर्वस्योपस्करैर्युक्ता शय्या रत्नांशुकानि च ।
पुष्पाणि चैव शुद्धयन्ति प्रोक्षितानि न संशयः ॥ ,, ॥ २२७ ॥

અર્થઃ--ગોદડું, રજાઈ, ઇત્યાદિ સામગ્રીયુક્ત શય્યા, તથા રત્ન, વસ્ત્ર, પુષ્પ એ સર્વ વસ્તુ જલ છાંટવાથી શુદ્ધ થાય છે.

क्षुरकर्मणि वान्ते च स्त्रीसंभोगे च, भो, द्विजाः ।
स्नायीत चैलवान्प्राज्ञः कटभूमिमुपेत्य, च ॥ ब्र. पु. अ. २२१–६९ ॥

અર્થઃ—હે દ્વિજો ! ક્ષૌર કરાવીને તથા વમન, થતાં, તથા સ્ત્રીસમાગમ કરીને, તથા સ્મશાન (कट) ભૂમિમાં જઇને બુદ્ધિમાન્ મનુષ્યે વસ્ત્ર સહિત સ્નાન કરવું જોઇએ.

गोकुले कन्दुशालायां तैलचक्रेक्षुचक्रयोः ।
अमीमांस्यानि शौचानि स्त्रीणां च व्याधितस्य च ॥ अत्रि.सं. श्लो. १९२ ॥

અર્થઃ--ગોકુલમાં અર્થાત્ જે સ્થાનમાં ગાય બહુ રહેતી હોય ત્યાં, તથા કંદોઇની દુકાન (कन्दुशाला)માં, તથા તેલ કાઢવાની ધાણી તથા શેરડીનો રસ કાઢવાના કોલુમાં, તથા સ્ત્રીઓના આચરણ સંબંધમાં, અને રોગી મનુષ્યના સંબંધમાં શુદ્ધિ અને અશુદ્ધિનો વિચાર કરવાની આવશ્યકતા નથી. (अमीमांस्यानि). તેમની સર્વની શુદ્ધિ માની લેવી જોઇએ.

गोदोहने चर्मपुटे च तोयं यन्त्राकरे कारुकशिल्पिहस्ते ।
स्त्रीबालवृद्धाचरितानि यान्यप्रत्यक्षदृष्टानि शुचीनि तानि ॥ ,, ॥ २३१ ॥

અર્થઃ—દહોણીમાં રાખેલું જલ, તથા ચામડાના પાત્ર વડે કાઢેલું તથા તેવા પાત્રમાં રાખેલુ જલ, તથા યન્ત્ર અને ખાણમાંની વસ્તુ, તથા કારિગર તથા શિલ્પીના હાથનો સ્પર્શ થયો હોય તેવી વસ્તુ, તથા સ્ત્રી, બાળક અને વૃદ્ધનાં આચરણ, અને જે કાંઈ પદાર્થની અશુદ્ધિ નજરે દીઠી ન હોય તે સર્વ પવિત્ર છે, તેમાં કોઈ અપવિત્રતા નથી. વળી—

प्राकाररोधे विषमप्रदेशे सेनानिवेशे भवनस्य दाहे ।
आरब्धयज्ञेषु महोत्सवेषु तथैव दोषा न विकल्पनीयाः ॥ ,, ॥२३२॥

અર્થઃ—કિલ્લાને ઘેરો ઘાલ્યો હોય ત્યારે, સેનામાં ગયા હોઈએ ત્યારે, મકાન બળતું હોય ત્યારે, તથા કોઈ યજ્ઞનો આરંભ કર્યો હોય અથવા કોઇ ઉત્સવ હોય એવા કોઈપણ પ્રસંગમાં સ્પર્શાસ્પર્શ આદિ કોઇ પ્રકારના દોષની કલ્પના નહીં કરવી જોઇએ.

ઇતિ પ્રાયશ્ચિત્તનિરૂપણ પ્ર૦ ૮. અ૦ ૧. સ૦ ૧. સમાપ્ત.

## અધ્યાય. ૧. સર્ગ. ૨.

### ચાન્દ્રાયણાદિ વ્રત નિરૂપણ.

આ સર્ગમાં પાપના નિવારણને માટે પ્રાયશ્ચિત્તને ઉપયોગી વ્રતાદિકોનું નિરૂપણ કરવામાં આવે છે.

પાપની નિવૃત્તિને માટે ચાંદ્રાયણ આદિ વ્રત કરવાથી પાપનો નાશ થાય છે, અને ધર્મને માટે પ્રદોષ તથા એકાદશી આદિ વ્રત કરવાથી પુણ્યની વૃદ્ધિ થાય છે. તેટલા માટે કૃચ્છ્રાદિ કેટલાંક વ્રતોનું નીચે વિવેચન કરવામાં આવે છે.

**गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम् ।**

**जग्ध्वाऽपरेहन्युपवसेत्कृच्छ्रं सांतपनं परम् ॥ या. स्मृ. अ. ३ श्लो. ३१५ ॥**

અર્થ:—ગોમૂત્ર, છાણ, દુધ, દહીં, અને ઘી એ પાંચ ભેગા કરવાથી **પંચગવ્ય** કહેવાય છે. કુશોદકની સાથે આ પંચગવ્યનું પાન કરીને બીજે દિવસે ઉપવાસ કરે. એ શ્રેષ્ઠ **સાંતપન** કૃચ્છ કહેવાય છે. અને—

**गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम् ।**

**निर्दिष्टं पंचगव्यं च पवित्रं पापशोधनम् ॥ पा. स्मृ. अ. ११. श्लो. २९ ॥**

અર્થ:—ગોમૂત્ર, છાણ, દુધ, દહીં, અને ઘી, તથા કુશોદક એ પંચગવ્ય કહેવાય છે. અને એ પવિત્ર છે અને પાપને દૂર કરનારાં છે. કુશોદક વિના ગોમૂત્ર આદિ પાંચને પણ પંચગવ્ય કહે છે.

પારાશરજીએ અન્ય પ્રકારથી સાંતપન વ્રતને કહ્યું છે—

**प्रत्येकं प्रत्यहं गव्यं शकृन्मूत्रं पयो दधि ।**

**घृतं कुशोदकं पीत्वा उपवासं चरेत्ततः ॥ बृ० पा० स्मृ० अ० ७–१२ ॥**

અર્થ:—એક દિવસ ગોમય, એક દિવસ ગોમૂત્ર, એક દિવસ ગાયનું દુધ, એક દિવસ દહીં, એક દિવસ ઘી, એક દિવસ કુશોદક આ પ્રમાણે, ૭ દિવસ કરીને સાતમે દિવસે નિરાહાર રહે આને **સાંતપન વ્રત** કહે છે.

જાબાલ ઋષિએ પણ સાત દિવસમાં કરી શકાય એવા સાંતપન વ્રતને પ્રતિપાદન કર્યું છે. કોઇ ઋષિ એને સપ્તાહ કૃચ્છ્ર પણ કહે છે.

**पृथक् सांतपनद्रव्यैः षडहः सोपवासकः ।**

**सप्ताहेन तु कृच्छ्रोऽयं महासांतपनः स्मृतः ॥ या० स्मृ० अ० ३ ३१६ ॥**

અર્થ:—સાંતપન વ્રતમાં કહેલાં ગોમૂત્ર આદિક ભિન્ન ભિન્ન વસ્તુથી એક એક દિવસ નિર્વાહ કરે. અને સાતમે દિવસે ઉપવાસ કરે. આને મહાસાંતપન નામ વ્રત કહેવાય છે.

**तैरेतत्रिगुणैस्तज्ज्ञैर्महासांतपनं स्मृतम् ।**

**प्राजापत्यं च कृच्छ्रं च पराकस्त्रिगुणो महान् ॥ बृ० पा० स्मृ०अ० ७=१४ ॥**

અર્થ:—પારાશરજીએ જે સાત દિવસનું સાંતપન વ્રત કહ્યું છે એને ત્રણ ગણુ કરવાથી, અર્થાત્ ૨૧ દિવસનું **મહાસાંતપન** વ્રત કહેવાય છે. ભાવ એ છે કે ગોમયાદિક એક

એકને ત્રણ ત્રણ દિવસ ભક્ષણ કરીને ત્રણ દિવસ ઉપવાસ કરવાથી મહાસાંતપન વ્રત થાય છે. પ્રાજાપત્ય અને કૃચ્છ્રવ્રત ત્રણ ગણું કરવાથી **મહાપરાક** વ્રત થાય છે.

યમે ૧૫ દિવસનું મહાસાંતપન વ્રત કહ્યું છે. જાબાલ ઋષિએ ૨૧ દિવસનું મહાસાંતપન વ્રત કહ્યુ છે. મનુષ્યોની શક્તિની અનુસાર વ્રતો કરવાને માટે આ જુદા જુદા પ્રકાર કહ્યા છે.

**एकभुक्तं च नक्तं च अयाचितविशोषणौ ।**
**पादकृच्छ्रोयमुदितस्त्रयः प्रजापतिव्रतम् ॥ ,, ॥ १५ ॥**

અર્થઃ—એક દિવસ દિવસે ભોજન કરે, અને એક દિવસ રાત્રિ ભોજન કરે, અને ત્રીજે દિવસે અયાચિત વસ્તુનું ભોજન કરે, અને ચોથા દિવસે નિરાહાર રહે. આ ચાર દિવસનું **પાદકૃચ્છ્ર** વ્રત કહેવાય છે. ત્રણ પાદકૃચ્છ્રનું એક પ્રજાપતિ વ્રત કહેવાય છે. આ પ્રમાણે બાર દિવસનું એક પ્રજાપતિ વ્રત થાય છે. અર્થાત્ ત્રણ દિવસ દિવસે ભોજન કરે, ત્રણ દિવસ સાંજે ભોજન કરે, ત્રણ દિવસ અયાચિત અન્નનું ભોજન કરે, અને ત્રણ દિવસ ઉપવાસ કરે. આમાં પ્રાતઃકાલનું ભોજન છવીસ ગ્રાસનું થાય છે અને સાયંકાલનું ભોજન ૩૨ ગ્રાસનું થાય છે. અને અયાચિત અન્નનું ભોજન ૨૪ ગ્રાસ (કોળીઆનું) થાય છે. ઉપવાસને દિવસે નિરાહાર રહેવાનો નિયમ છે. ગ્રાસ(કોળીઆ)નું પ્રમાણ મરઘાના ઈંડાની સમાન કોઈ કહે છે. કોઈ મોરના ઈંડાની સમાન કહે છે. પરંતુ તેમાં નિર્ણય એ છે કે જેટલો મોટો ગ્રાસ મુખમાં આવી શકે તેટલો લેવો જોઇએ.

**अयमेवातिकृच्छ्रः स्यात् पाणिपूरान्नभोजनः ।**
**कृच्छ्रातःकृच्छ्रः पयसा दिवसानेकविंशतिम् ॥ ,, ॥ १६ ॥**

અર્થઃ—આ બાર દિવસના પ્રજાપતિ વ્રતમાં ભોજનની વખતે એક અંજલી(ખોબો) માત્ર અન્નનું ભોજન કરવાથી તે **અતિકૃચ્છ્ર** વ્રત કહેવાય છે અર્થાત્ પહેલા ત્રણ દિવસ દિવસમાં એક એક અંજલી અન્ન ખાય, અને બીજા ત્રણ દિવસ સાંજે એક એક અંજલી જલ પીએ, અને ત્રીજા ત્રણ દિવસ અયાચિત અન્ન એક અંજલી ખાય, અને ચોથા ત્રણ દિવસ ઉપવાસ કરે. અંજલીને બદલે મનુજી મહારાજે એક ગ્રાસ લખ્યો છે. અને **कृच्छ्रातिकृच्छ्रः पयसा दिवसानेकविंशतिम्** । या. स्मृ. अ. ३. ३२१ ॥ અર્થઃ—એકવીસ દિવસ એક એક અંજલી દુધ પીને રહેવાથી કૃચ્છ્રાતિકૃચ્છ્ર કહેવાય છે. વળી—

**दिनैर्द्वादशभिः मोक्तः पराकः समुपोषणात् ।**
**एकद्वित्रिचतुरादि नक्तं चैव यथाश्रुतम् ॥ ,, ॥ १७ ॥**
**प्रमथ्य तिलपिण्याकतक्रतोयकुशोदकम् ।**
**पञ्चमेऽहन्युपवासः स्यात्सौम्यकृच्छ्रोऽयमुच्यते ॥ ,, ॥ १८ ॥**

અર્થઃ—બાર દિવસ સુધી નિરંતર નિરાહાર રહેવાથી **પરાકવ્રત** થાય છે એમ કહેલું છે. પહેલી, બીજી, ત્રીજી, તથા ચોથી રાત્રે ક્રમથી અર્થાત્ પહેલી રાત્રે તલનો કલ્ક **(तिलपिण्याक)** અર્થાત્ ખોળ જેમાંથી તેલ નીકળી ગયું હોય છે તેને ઘોળીને **(प्रमथ्य)** પીવો. બીજી રાત્રે છાશ, અને ત્રીજી રાત્રે જલ, અને ચોથી રાત્રે કુશોદક—એ પ્રમાણે

આહાર કરીને પાંચમે દિવસે જવ ખાવાથી સૌમ્યકૃચ્છ્ર વ્રત થાય છે એમ કહેવાય છે. આ વ્રતના ભોજનની માત્રા વ્રત કરનારના નિર્વાહના અનુસાર લેવી જોઇએ.

વળી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં કહ્યું છે કે:—

पिण्याकाचामतक्राम्बुसक्तूनां प्रतिवासरम् ।
एकरात्रोपवासश्च कृच्छ्रसौम्योऽयमुच्यते ॥ या० स्मृ० अ० ३ ॥ ३२२ ॥

અર્થ:—તેલ કાઢી લીધેલો તેલનો ખોળ, તથા ભાતનું ઓસામણ (આચામ), છાશ, પાણી અને સાથવો એ એકકને એક એક દિવસ ખાઇને છઠ્ઠે દિવસે ઉપવાસ કરે. એને સૌમ્યકૃચ્છ્ર કહે છે. આ પ્રમાણે સૌમ્યકૃચ્છ્રનો કંઇક ભેદ છે. વળી—

एषां त्रिरात्रमभ्यासादेकैकस्य यथाक्रमम् ।
तुलापुरुष इत्येष ज्ञेयः पञ्चदशाहिकः ,, ॥ ३२३ ॥

અર્થ:—પૂર્વ શ્લોકમાં કહેલા ખોળ, આદિક પાંચેને એક એકના ક્રમથી ત્રણ ત્રણ દિવસ સેવન કરવાથી પંદર દિવસમાં પૂર્ણ થતા એ વ્રતને તુલાપુરૂષ વ્રત કહે છે. યમે તુલાપુરૂષ વ્રત એકવીસ દિવસમાં પૂર્ણ થાય છે એમ કહ્યું છે. એમણે ખોળ આદિક પદાર્થ એક એકને ત્રણ ત્રણ દિવસ સેવન કરવાનું, અને ૭ દિવસ ઉપવાસ કરવાનું કહ્યું છે.

चान्द्रायणे च कृच्छ्रे च त्रिकालं स्नानमाचरेत् ।
स्नानद्वयं च कर्तव्यं व्रतेषु चापरेषु च ॥ वृ० या० स्मृ० अ० ७ श्लो० ॥१९॥

અર્થ:—ચાન્દ્રાયણ તથા કૃચ્છ્ર વ્રતમાં ત્રણે કાલ સ્નાન કરવું જોઇએ. બીજાં સર્વ વ્રતોમાં બે વખત સ્નાન કરવું જોઇએ. શરીરની શક્તિને અનુસાર વ્રતાદિક કરવાં જોઇએ. શક્તિ ન હોય તો પ્રાયશ્ચિત્ત દેનારા સભાસદો પાસે અનુગ્રહ માગવો જોઇએ.

હવે બ્રહ્મકૂર્ચ નામના વ્રતનું નિરૂપણ કરીએ છીએ.

गोमूत्रं कृष्णवर्णायाः श्वेतायाश्चैव गोमयम् ।
पयश्च ताम्रवर्णायाः रक्ताया गृह्यते दधि ॥ पा० स्मृ० अ० ११ ॥ ३० ॥
कपिलायाः घृतं ग्राह्यं सर्वं कापिलमेव वा ,, ॥ ३१ ॥

અર્થ:—કાળી ગાયનું મૂત્ર, સફેદ ગાયનું છાણ, ત્રાંબાના રંગની ગાયનું દુધ, લાલ ગાયનું દહીં અને કપિલા ગાયનું ઘી લેવું જોઈએ. અથવા બધી વસ્તુઓ કપીલા ગાયની જ લેવી.

मूत्रमेकपलं दद्यादंगुष्ठार्धं तु गोमयम् ॥ ,, ॥ ३१ ॥
क्षीरं सप्तपलं दद्याद्दधि त्रिपलमुच्यते ।
घृतमेकपलं दद्यात्पलमेकं कुशोदकम् ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—ગોમૂત્ર એક પલ ,અડધા અંગુઠા જેટલુ છાણ, સાત પલ દુધ, ત્રણ પલ દહીં, એક પલ ઘી, અને એક પલ કુશનું પાણી લેવું.

પૂર્વોક્ત કોઈપણ પ્રમાણને અનુસાર લઇને પંચગવ્ય બનાવવું જોઈએ. કોઇ પલ ૪૦ માસાનો અને કોઈ પલ ૬૦ માસાનો થાય છે.

गायत्र्यादाय गोमूत्रं गंधद्वारेति गोमयम् ।
आप्यायस्वेति च क्षीरं दधिक्राव्णस्तथा दधि ॥ ,, ॥ ३३ ॥
तेजोऽसि शुक्रमित्याज्यं देवस्य त्वा कुशोदकम् ।
पंचगव्यमृचा पूतं स्थापयेदग्निसंनिधौ ॥ ,, ॥ ३४ ॥
आपोहिष्ठेति चालोड्य मानस्तोकेति मन्त्रयेत् ।
सप्तावरास्तु ये दर्भा अच्छिन्नाग्राः शुकत्विषः ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—ગાયત્રી ભણીને ગોમૂત્ર, 'गंधद्वाराम्' એ મંત્રથી છાણ, 'आप्यायस्व' એ મંત્રથી દુધ, અને 'दधिक्राव्ण' એ મંત્રથી દહીં, તથા 'तेजोऽसि शुक्रम्' એ મંત્રથી ઘીનું ગ્રહણ કરે. 'देवस्य त्वा' એ મંત્રથી કુશનું પાણી લે. આ પ્રમાણે પ્રત્યેક મન્ત્રદ્વારા પવિત્ર કરેલા પંચગવ્યને અગ્નિની સામે રાખે, અને 'आपोहिष्ठा' એ મંત્રથી હલાવે. 'मानस्तोक' એ મંત્રથી મથે-મેળવે. અને પોપટના જેવા રંગવાળી ઓછામાં ઓછી સાત અણીદાર કુશાઓ લેવી.

एतैरुद्धृत्य होतव्यं पंचगव्यं यथाविधि ।
इरावती इदं विष्णुर्मानस्तोके च शंवती ॥ ,, ॥ ३६ ॥
एताभिश्चैव होतव्यं हुतशेषं पिबेद्द्विजः ।
आलोड्य प्रणवेनैव निर्मथ्य प्रणवेन तु ॥ ,, ॥ ३७ ॥
उद्धृत्य प्रणवेनैवं पिबेच्च प्रणवेन तु ।
यत्त्वगस्थिगतं पापं देहे तिष्ठति देहिनाम् ॥ ,, ॥ ३८ ॥
ब्रह्मकूर्चं दहेत्सर्वं यथैवाग्निरिवेन्धनम् ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—પૂર્વોક્ત કુશાઓથી, પંચગવ્ય ઉપાડીને 'इरावती' 'इदं विष्णुः' 'मानस्तोक' 'शंवती' એ મંત્રો ભણીને હવન કરીને બાકી રહેલુ બ્રાહ્મણો પાન કરે. અને ૐકાર બોલીને પંચગવ્યને હલાવીને, ઓંકાર બોલીને મથીને, ઓંકાર બોલીને જ ઉપાડે અને ઓંકાર બોલીને પીએ. દેહધારીઓની ચામડી અને હાડકાંમાં જે પાપ છે એ સર્વ પાપને બ્રહ્મકૂર્ચ, જેમ અગ્નિ લાકડાંને બાળીને ભસ્મ કરે છે તેમ, ભસ્મ કરે છે.

गोमूत्रं ताम्रवर्णायाः श्वेतायाश्चापि गोमयम् ॥
पयः काञ्चनवर्णायाः नीलायाश्च तथा दधि ॥
घृतञ्च कृष्णवर्णायाः सर्वं कापिलमेव वा ।
अलाभे सर्व वर्णानां पंचगव्येष्वयं विधिः ॥

અર્થઃ—ત્રાંબાના રંગની ગાયનું મૂત્ર, સફેદ ગાયનું છાણ, પીળા રંગની ગાયનું દુધ, ભુરા રંગની ગાયનું દહીં, અને કાળા રંગની ગાયનું ઘી લેવું. અને જો આ પ્રત્યેક રંગવાળી ગાયનું મૂત્રાદિ ન મળે તો સર્વ કપીલા ગાયનુ લેવું. એવો પંચગવ્યના સંબંધમાં કંઈક પાઠભેદ જોવામાં આવે છે.

વળી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની મિતાક્ષરા ટીકામાં ગોમૂત્ર આદિના પ્રમાણમાં પણ નીચે પ્રમાણે કંઈક ભેદ લખ્યો છે.

गोमूत्रे मापकास्त्वष्टौ गोमयस्य तु पोडश ।
क्षीरस्य द्वादश प्रोक्ता दध्नश्च दश कीर्तिताः ॥
गोमूत्रवद्घृतस्याष्टौ तदर्धं तु कुशोदकम् ।

અર્થ:—ગોમૂત્ર આઠ માસા, છાણ સોળ માસા, દુધ બાર માસા, દહીં દશ માસા અને ગોમૂત્રની માફક ઘી આઠ માસા અને કુશોદક ચાર માસા લેવાનું કહ્યું છે.

આ માત્રાનો ભેદ પીનારની શક્તિ અનુસાર જાણવો જોઈએ. વળી—

पर्णोदुम्बरराजीवबिल्वपत्रकुशोदकैः ।
प्रत्येकं प्रत्यहं पीतैः पर्णकृच्छ्र उदाहृतः ॥ या० स्मृ० अ० ३ ॥ ३१७ ॥

અર્થ:—પલાશ(**पर्ण**), ઉમરડો, કમળ(**राजीव**), અને બિલ્વ એ દરેકનુ પાંદડું નાંખીને ગરમ કરેલું પાણી એક એક દિવસ પીએ. અને એક દિવસ કુશોદક પીએ. આ પ્રમાણે પાંચ દિવસમાં થતા વ્રતને પર્ણકૃચ્છ્રોદક કહે છે. ( પર્ણનો પલાશવૃક્ષ પણ અર્થ છે. )

આ વખતે બીજું કંઈ ભોજન થઇ શકે નહીં, વળી પલાશ આદિનાં પાંદડાંને ગરમ પાણીમાં ઉકાળીને અન્ય ખોરાક છોડી દઈને ત્રણ દિવસ પીવાથી પર્ણકૂર્ચ નામનું વ્રત થાય છે. વળી—

બિલ્વાદિનાં ફલ લાવીને, પ્રત્યેક ફલને પાણીમાં પકવીને, એક માસ સુધી પાન કરે તો તે વ્રતને ફલકૃચ્છ્ર વ્રત કહે છે. ફુલોને ઉકાળીને પીવાથી પુષ્પકૃચ્છ્ર, અને મૂલને ઉકાળીને પીવાથી મૂલકૃચ્છ્ર કહેવાય છે. અને બિલ્વનાં ફલ ઉકાળીને પીવાથી કૃચ્છ્ર નામનું વ્રત કહેવાય છે. કમળના બીજને ઉકાળીને પીવાથી **પદ્માક્ષકૃચ્છ્ર**, અને એક માસ આમળાં ઉકાળીને પીવાથી અન્ય પ્રકારનું કૃચ્છ્ર કહેવાય છે. વળી—

तप्तक्षीरघृताम्बुनामेकैकं प्रत्यहं पिबेत् ।
एकरात्रोपवासश्च तप्तकृच्छ्र उदाहृतः ॥ ,, ॥ ३१८ ॥

અર્થ:—ગરમ કરેલું દુધ, ઘી, અને પાણી, એ દરેકને એક એક દિવસ પીએ, અને ચોથે દિવસે ઉપવાસ કરે. આ વ્રતને **તપ્તકૃચ્છ્ર** વ્રત કહે છે.

મનુજીએ બાર દિવસમાં થનારૂં તપ્તકૃચ્છ્ર વ્રત કહ્યું છે.

तप्तकृच्छ्रं चरन्विप्रो जलक्षीरघृतानिलान् ।
प्रति त्र्यहं पिबेदुष्णान्सकृत्स्नायी समाहितः ॥ मनु. स्मृ. अ. ११ ॥२१४॥

અર્થ:—તપ્તકૃચ્છ્ર વ્રત કરનાર દ્વિજાતિએ સંયમી થઇને ત્રણ દિવસ ગરમ પાણી, ત્રણ દિવસ ગરમ દુધ, અને ત્રણ દિવસ ગરમ ઘી, એ પ્રમાણે જલાદિક વસ્તુ નવ દિવસ પીને પછી ત્રણ દિવસ નિરાહાર, વાયુ માત્ર ભક્ષણ કરીને રહે, અને દિવસમાં એક વાર સ્નાન કરે. આ પ્રમાણે બાર દિવસમાં **તપ્તકૃચ્છ્ર** નામનું વ્રત પૂર્ણ થાય છે. વળી—

पलमेकं जलं पीत्वा पलमेकं तथा पयः ।
पलमेकं तथा सर्पिर्मानमेतत्मकीर्तितम् ॥ वृ. पा. स्मृ. अ. ७ ॥११॥

અર્થ:—એક પલ ગરમ પાણી, એક પલ દુધ, અને એક પલ ઘી એ તપ્તકૃચ્છ્ર વ્રત કરનારને માટે જલાદિનું માપ કહેલુ છે.

चंद्रवृद्ध्यानुयादग्रासान्शुक्लकृष्णे च ह्रासयेत् ।
चंद्रक्षये न भोक्तव्यं यवमध्यं शशिव्रतम् ॥ ,, ॥ २ ॥

અર્થ:—શુકલ પક્ષમાં ચંદ્રમાની વૃદ્ધિના ક્રમથી અર્થાત્ જેમ જેમ ચંદ્રમાની કળા વધતી જાય તેમ તેમ કોળીઆ વધારતા જાય અને કૃષ્ણ પક્ષમાં કોળીઆ ઘટાડે. જેમકે પડવાને દિવસે એક કોળીઓ બીજાને દિવસે બે કોળીઆ આ પ્રમાણે એક એક કોળીએ પૂર્ણિમા સુધી વધારતા જાય. પૂર્ણિમા( પંચદશી )ને દિવસે પંદર કોળીઆ ખાઇને કૃષ્ણ પક્ષના પડવે ચૌદ કોળીઆ અને બીજાને દિવસે તેર એમ એક એક કોળીઓ ઘટાડતા જાય. ચતુર્દશી સુધી એ પ્રમાણે ઘટાડીને ચતુર્દશીને દિવસે એક કોળીઓ ખાય અને અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરે. આ વ્રતને **યવમધ્ય ચાન્દ્રાયણ** વ્રત કહે છે. વળી—

विपरीतक्रमग्रासानादावादाय च ह्रासयेत् ।
वर्धयेदन्यपक्षे तु पिपीलीमध्यमैन्दवम् । वृ. पा. स्म. अ. ७ ७ ॥ ३ ॥

અર્થ:—અથવા વિપરીત ક્રમ કરે. જેમ કૃષ્ણ પક્ષને પડવે ચૌદ કોળીઆ ભોજન કરવું. પછી એક એક કોળીઓ ઘટાડતા ઘટાડતા અમાવાસ્યાને દિવસે નિરાહાર રહેવું. અને શુકલ પક્ષને પડવેથી એક એક કોળીઓ ફરી વધારતા વધારતા પૂર્ણિમાને દિવસે પંદર કોળીઆ ખાય. એ વ્રતને **પિપીલિકામધ્ય ચાન્દ્રાયણ** વ્રત કહે છે.

अष्टावष्टौ समश्नीयात्सद्व्रती प्रतिवासरम् ।
अष्टग्रासिकमित्येतच्चान्द्रायणमथापरम् ॥ ,, ॥ ४ ॥

અર્થ:—જે વ્રતી એક માસ સુધી પ્રતિદિન આઠ આઠ ગ્રાસ ભોજન કરે છે તેનું વ્રત **અષ્ટગ્રાસિક ચાન્દ્રાયણ** વ્રત કહેવાય છે. વળી—

शतद्वयं तु पिण्डानां चत्वारिंशत्समन्वितम् ।
मासेनैवोपभुञ्जीत चान्द्रायणमथापरम् ॥ ,, ॥ ५ ॥

અર્થ:—પ્રતિદિન આઠ કોળીઆથી ઓછું અથવા વધારે ભોજન કરતા સતા એક મહીનામાં બસો ચાલીશ કોળીઆ પૂર્ણ કરે. એ ચોથું ચાન્દ્રાયણ વ્રત છે.

चतुरः प्रातरश्नीयात्सायं ग्रासाँश्च तावतः ।
शिशुचान्द्रायणं तज्ज्ञै पुरोक्तं पापनोदनम् ॥ ,, ॥ ६ ॥

અર્થ:—ચાર કોળીઆ સવારમાં, અને તેટલા જ કોળીઆ સાંજે એ પ્રમાણે એક માસ ભોજન કરવુ. આને પાપનો નાશ કરનાર **શિશુ ચાન્દ્રાયણ** વ્રત કહે છે.

मध्यंदिने यदश्नीयादष्टौ ग्रासान्दिनं प्रति ।
चान्द्रायणं यतीनां तद्व्रतज्ञैः परिकीर्तितम् ॥ वृ. पा. स्मृ. अ. ७–७ ॥

અર્થ:—મધ્યાહ્ન સમયમાં પ્રતિદિન આઠ ગ્રાસ ભોજન કરવું. આ વ્રતને **યતિ ચાન્દ્રાયણ** વ્રત કહે છે. અને ચાન્દ્રાયણ વ્રતની વચ્ચે એકાદશી આવે તોપણ તે દિવસે ભોજન કરવું જોઇએ.

**शिखण्डसंमितान्ग्रासाश्चान्द्रव्रते प्रयोजयेत् ।**

**दोषः स्यादन्यथाभावे तस्मादुक्तं तदाश्रयेत् ॥ ,, ॥ ८ ॥**

અર્થ:—મોરના ઇંડાની સમાન કોળીઆ ચાન્દ્રાયણ વ્રતમાં લેવા જોઇએ. અન્યથા કરવાથી દોષ પ્રાપ્ત થાય છે. તેટલા માટે ઉપર કહેલી વિધિ પ્રમાણે જ કોળીઆ લેવા જોઇએ.

**एकभक्तैश्च नक्तैश्च चतुर्धा याचितैरपि ।**

**उपवासैश्चतुर्भिश्च कृच्छ्रः षोडशभिर्दिने ॥ ,, ॥ ९ ॥**

અર્થ:—ચાર દિવસ દિવસે એકવાર ભોજન કરવું. ચાર દિવસ એકવાર રાત્રિમાં ભોજન કરવું, ચાર દિવસ અયાચિત અર્થાત્ અનાયાસે પ્રાપ્ત થએલી વસ્તુઓથી નિર્વાહ કરવો. અને પછી ચાર દિવસ ઉપવાસ કરવો જોઈએ. આ પ્રમાણે સોળ દિવસમાં કૃચ્છ્ર વ્રત થાય છે.

**कपिलायाश्च गोर्दुग्ध्वा धारोष्णं यः पयः पिबेत् ।**

**एष व्यासकृतः कृच्छ्रः श्वपाकमपि शोधयेत् ॥ देवाल, स्मृ. श्लो. ६८ ॥**

અર્થ:—કપિલા ગાયનું દુધ દોહીને જે ધારોષ્ણ દુધ પીએ તો તે કૃચ્છ્ર વ્રત કહેવાય છે એ વ્યાસજીએ કહેલું કૃચ્છ્ર વ્રત છે. આ વ્રત શ્વપાકને પણ શુદ્ધ કરે છે.

**वह्निहोमो विप्रभक्तिः श्रद्धा धर्मे मतिः शुभा । स्का.पु.ख.६.अ.२७३–१८॥**

**सत्संगो विष्णुपूजा च सत्यवादो दया हृदि ।**

**आर्जवं मधुरा वाणी सच्चरित्रे सदा रतिः ॥ ,, ॥ १९ ॥**

**वेदपाठस्तथाऽस्तेयमहिंसा ह्रीः क्षमा दमः ।**

**निर्लोभताऽक्रोधता च निर्मोहोऽममता रतिः ॥ ,, ॥ २० ॥**

**श्रुतिक्रिया परं ज्ञानं कृष्णार्पितमनोगतिः ।**

**एतानि यस्य तिष्ठन्ति व्रतानि ब्रह्मवित्तम ॥ ,, ॥ २१ ॥**

**जीवन्मुक्तो नरः प्रोक्तो नैव लिप्यति पातकैः ॥ ,, ॥ २२ ॥**

અર્થ:—અગ્નિમાં હોમ કરવો, બ્રાહ્મણોની ભક્તિ કરવી, અને ધર્મમાં શ્રદ્ધા રાખવી, તથા સત્સંગ, ભગવાનની પૂજા, સત્ય ભાષણ, મનમાં દયા, સરલતા, મધુર વાણી, સદાચારમાં હમેશાં પ્રીતિ, વેદોનું અધ્યયન, અસ્તેય, કોઈ પ્રાણીને શરીર, મન અને વાણીથી દુઃખ ન દેવું, અનુચિત વ્યવહારમાં શરમ, ક્ષમા, ઈન્દ્રિયોનો નિગ્રહ, લોભનો અભાવ, અક્રોધ, મોહ તથા મમતાનો અભાવ, સંસારના પદાર્થમાં અપ્રીતિ, વૈદિક કર્મોનું અનુષ્ઠાન કરવાનું જ્ઞાન, અને મનની વૃત્તિ પરમાત્મામાં ચોટાડી રાખવી તે, હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ ! આ સર્વ વ્રતો જેનામાં છે તે માણસને જીવન્મુક્ત કહેવામાં આવ્યો છે. તે પાપથી લિપ્ત થતો નથી.

આ ઉપર કહેલાં સર્વ વ્રત ઉત્તમ વ્રત કહેવાય છે. અન્ય પ્રકારનાં ગુણસામાન્ય છે. તથાપિ દેહના દમનરૂપ હોવાથી પાપોની નિવૃત્તિ માટે ઉપયોગી છે. શાસ્ત્રમાં અનેક પ્રકા-

રનાં વ્રત પ્રતિપાદન કરેલાં છે. જેના અન્તઃકરણમાં પાપબુદ્ધિ નથી, રાગદ્વેષાદિ દોષ નથી, અને પરમેશ્વરમાં પ્રેમ છે, તેને માટે કોઈ પણ પ્રકારના વ્રતની આવશ્યકતા નથી. અન્ય મનુષ્યોને માટે કોઈ પણ વ્રતાદિ કરવાથી કંઈને કંઈ પુણ્ય જ થશે. જો પુણ્ય નહિં મળે તો અજીર્ણ આદિ દોષ નિવૃત્ત કરવાને માટે પણ વ્રત સારાં જ છે. પરંતુ અશક્તિ તથા રોગાદિક હોય, અથવા કાયક્લેશ બહુ કરવાના હોય તો તેણે વ્રત કરવું ઉચિત નથી. ચિત્તના વિક્ષેપોને નિવૃત્ત કરીને પરમેશ્વરમાં ચિત્તવૃત્તિ રાખવી તે સર્વ વ્રતોનો સિદ્ધાન્ત છે. કેમકે-

उपावृत्तस्य पापेभ्यो यस्तु वासो गुणैः सह ।

उपवासः स तु विज्ञेयो न शरीरविशोषणम् ॥ भवि. पु.ब्रा. प. अ.६४-४ ॥

અર્થઃ—સંસારનો વ્યવહાર કરનાર મનુષ્યને મિથ્યા ભાષણાદિક જૂદા જૂદા પ્રકારનાં પાપ કર્મ અવસ્ય થાય છે. એ પાપોથી નિવૃત્ત થઈને પરમેશ્વરનું ભજન તથા ગુણોનું કીર્તન આદિથી દિવસ વીતાવવો તેનું નામ ઉપવાસ છે, શરીરને સુકાવવાનું નામ ઉપવાસ નથી. **यः सर्वभोगविवर्जितः** એવો પણ કોઈ જગ્યાએ પાઠ છે. ત્યાં સર્વ ભોગોનો પરિત્યાગ કરીને એવો અર્થ છે. આ પ્રકારના પ્રમાણુથી પરમેશ્વરમાં ચિત્તવૃત્તિ લગાવ્યા વિના ઉપવાસનું તાત્પર્ય સિદ્ધ થતું નથી. તેટલા માટે એકાદશી તથા શિવરાત્રિ આદિ વ્રત કરનારને કેવલ પોતાના શરીરને સુકાવવાથી અથવા રોજ ભોજનનો પરિત્યાગ કરીને એરોરૂટ અથવા શિંઘોડા આદિનો શીરો અથવા સકરીઆં આદિ કંદ બહુ જ ખાઈને પેટ ભરવાથી પુણ્ય મળવાનું નથી કે પાપનો નાશ થવાનો નથી. ઈશ્વરભજનાદિકની પણ આવશ્યતા છે એમ સમજવું જોઇએ. અન્નાદિકનો પરિત્યાગ અથવા એકવાર ભોજન અથવા સાંજે ભોજન, અથવા ફલ, દુધ, આદિક કેવલ હવિષ્યાન્નનું ભોજન, બ્રહ્મચર્ય, જમીન ઉપર સૂઇ રહેવું, મિથ્યા ભાષણ તથા ચાડીચુગલીનો પરિત્યાગ, વાણીનો સંયમ, પતિતાદિકોની જોડે સંભાષણ ન કરવું, વ્યર્થ ભટકવું તથા દીવસમાં સૂવું આદિનો પરિત્યાગ, ઈશ્વરભજનાદિકનો નિયમ સર્વ પ્રકારનાં વ્રતોમાં પણ હોય છે. એ નિયમ ન હોય તો તે વ્રત કેવળ દંભ માત્ર જ છે.

ઈતિ ચાન્દ્રાયણ આદિ વ્રત નિરૂપણ અ૦ ૧.સ૦ ૨. સમાપ્ત.

---

## અધ્યાય. ૧. સર્ગ. ૩.

---

### એકાદશી આદિ વ્રત તથા યાત્રાદિ નિરૂપણ.

**આ સર્ગમાં અષ્ટમી, એકાદશી, આદિ વ્રતોનું તથા યાત્રાદિનું સામાન્ય નિરૂપણ કરીએ છીએ.**

मत्स्याष्टम्यां प्रयत्नेन कर्तव्यं नक्तभोजनम् ॥

कालाष्टम्यां विशेषेण हरे त्याज्यं हि भोजनम् ॥ भवि.पु.ब्रा. प. अ.६४-४॥

અર્થઃ—હે હરિ! દરેક અષ્ટમીને દિવસે પ્રયત્ન કરીને રાત્રે ભોજન કરવું યોગ્ય છે. વિશેષ કરીને કૃષ્ણ પક્ષની આઠમને દિવસે ભોજનનો પરિત્યાગ કરવો યોગ્ય છે. નહિં તો અવસ્ય રાત્રિ ભોજન જ કરવું જોઈએ.

एकादश्यां सीतायां तु त्याज्यं विष्णो हि भोजनम् ।
असीतायां तु भोक्तव्यं नक्तमभ्यर्च्य मां हरे ॥ „ ॥ १२ ॥

અર્થ:—હે હરિ ! શુક્લ પક્ષની એકાદશીને દિવસે અવશ્ય ભોજનનો પરિત્યાગ કરવો જોઇએ, અને કૃષ્ણ પક્ષની એકાદશીને દિવસે સાંજે મારૂં પૂજન કરીને ( અર્થાત્ ઇષ્ટનું પૂજન કરીને ) પછી ભોજન કરવું યોગ્ય છે. જો મહાદેવભક્ત એકાદશીનું વ્રત કરતો હોય તો તે મહાદેવનું પૂજન કરીને ભોજન કરે. વિષ્ણુનો ભક્ત વ્રત કરતો હોય તો વિષ્ણુ ભગવાનનું પૂજન કરીને ભોજન કરે, એવો ભાવ છે. એકાદશી વ્રતના સંબંધમાં લોકોનો ઘણો મતભેદ છે. એમાં પક્ષ પણ બહુ પ્રકારના છે. પરંતુ ભોજન નિષેધના પરિપાલન રૂપ તથા વ્રતાત્મક—એમ બે પ્રકારના એકાદશી વ્રતના ભેદ કહ્યા છે. તેમાં ગૃહસ્થાશ્રમીએ શુક્લ પક્ષની એકાદશીનું વ્રત હમેશાં કરવું જોઇએ. કૃષ્ણ પક્ષનો વ્રત રૂપ ઉપવાસ પુત્રવાળા ગૃહસ્થાશ્રમીને માટે કરવાનો નથી. પરંતુ કૃષ્ણ પક્ષમા એ લોકો વ્રતનો સંકલ્પ કર્યા વિના યથાશક્તિ નિયમાનુસાર ભોજનનો માત્ર પરિત્યાગ કરે અથવા રાત્રે ભગવાન્‌નું પૂજન કરીને ભોજન કરે. ભાવ એ છે કે જો એકાદશી કરનાર મહાદેવનો ભક્ત હોય તો સાંજે મહાદેવનું પૂજન કરીને પછી ભોજન કરે. જો એ વિષ્ણુભકત હોય તો ભોજનનો ત્યાગ કરે. શૈવ તથા વૈષ્ણવ એમ બે પ્રકારના ભકત હોય છે. વિષ્ણુ ભગવાનની ભક્તિ કરનાર સર્વ લોકોને વૈષ્ણવ કહે છે અને મહાદેવની ભક્તિ કરનાર સર્વેને શૈવ કહે છે. આ લોકો દુર્ગા, વિષ્ણુ, મહાદેવ, ગણેશ, સૂર્ય એ પાંચે દેવમાં પરમાત્મબુદ્ધિથી ઉપાસના કરનારા હોય છે. આ લોકોને વિશેષ કરીને સ્માર્ત કહેવાય છે. વૈષ્ણવ દીક્ષાવાળા જે લોક છે તેમને પણ વૈષ્ણવ કહે છે. એ પ્રમાણે શૈવ સંપ્રદાયને અનુસાર જે લોકોએ દીક્ષા લીધેલી છે તેમને પણ શૈવ કહે છે. એમાં જે વિષ્ણુભકત વૈષ્ણવ છે તે ભોજનનો ત્યાગ કરે છે. અને વૈષ્ણવ દીક્ષા જેણે લીધેલી છે તેને તો કૃષ્ણ પક્ષમાં પણ ઉપવાસ કરવાનો નિયમ છે. વાનપ્રસ્થ, સંન્યાસી, તથા વિધવાઓ માટે સર્વને એકાદશી વ્રત કરવાનો નિયમ છે. પરંતુ રોજ રોજ ભિક્ષાવૃત્તિ કરનારા યતિઓને માટે એ અવશ્ય કર્તવ્ય રૂપે વિધાન કરેલુ નથી. વ્રત કરવાને માટે તે જ અધિકારી છે કે જેને વ્રતની મર્યાદાનું જ્ઞાન હોય અને જેને કરવામાં શકિત હોય. પતિની અથવા પિતા આદિકોની આજ્ઞા મેળવેલી સ્ત્રીને જ વ્રત કરવાનો અધિકાર છે. એકાદશી વ્રતમાં દશમીનો વેધ વૈષ્ણવો તથા સ્માર્તો ગણે છે. અરૂણોદયમાં દશમીનો વેધ અને સૂર્યોદયમાં દશમીનો વેધ એમ બે પ્રકારનો દશમીનો વેધ થાય છે. સૂર્યોદયની ચાર ઘડી પહેલાં અરૂણોદયનો કાલ કહેવાય છે. સૂર્યોદય તો સ્પષ્ટ જ છે. તેટલા માટે છપન ઘડી પછી એક કલા માત્ર સમયની દશમી હોય તો તે અરૂણોદય વેધ કહેવાય છે. વૈષ્ણવ લોક અરૂણોદય વેધવાળી એકાદશીને દિવસે વ્રત કરતા નથી. અને રાત્રિની સાઠ ઘડી પૂરી થયા પછી એક પલ પણ દશમી હોય તો તે સૂર્યોદય વેધ કહેવાય છે. સ્માર્ત લોક સૂર્યોદય વેધ વાળી એકાદશીનું વ્રત કરતા નથી. આ સર્વ વ્રત શ્રદ્ધાળુ મનુષ્ય પોતપોતાની પરંપરાના ક્રમને અનુસાર કરવાથી પુણ્યના ભાગી થાય છે. મનુષ્યના નેત્રના અઢાર પલકારા અર્થાત્ અઢાર વાર ઉન્મેષ અને નિમેષ થવામાં જેટલો વખત લાગે છે એને એક કાષ્ઠા નામનો કાળ કહેવાય છે અને ત્રીસ-કાષ્ઠા બરાબર એક કલા-જાણવી.

निशि यत्नेन कर्तव्यं भोजनं सोमवासरे।
उभयोः पक्षयोर्विष्णो सर्वस्मिञ्छिवतत्परैः ॥ शि. पु. को. सं. अ. ३८-१४॥

અર્થઃ—હે વિષ્ણો! બન્ને પક્ષના સોમવારને દિવસે ઈશ્વરભક્તોએ રાત્રિભોજન રૂપ મત કરવુ જોઇએ.

अष्टमी सोमवारे च कृष्णपक्षे चतुर्दशी।
शिवतुष्टिकरं चैतन्नात्र कार्या विचारणा ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—આઠમ, સોમવાર તથા કૃષ્ણ પક્ષની ચતુર્દશી આ ત્રણે મહાદેવને પ્રસન્ન કરનારાં છે. એમાં કોઇ પણ જાતનો વિચાર કરવાનો નથી.

चतुर्ष्वपि व्रतिष्ठं हि शिवरात्रिव्रतं हरे।
तस्मात्तदेव कर्तव्यं भुक्तिमुक्तिफलेप्सुभिः ॥ ,, ॥ २० ॥

અર્થઃ—આઠમ, સોમવાર, દરેક કૃષ્ણપક્ષની ચતુર્દશી, અને શિવરાત્રિ એ ચાર વ્રતોની અંદર શિવરાત્રિનું વ્રત સર્વમાં શ્રેષ્ઠ છે. તેટલા માટે ભોગ તથા મોક્ષ બનેને ચહાનાર મનુષ્યોએ એ શિવરાત્રિનું વ્રત કરવુ યોગ્ય છે. શિવરાત્રિ આદિક વ્રતની સમાન દશ અવતારોની ઉત્પત્તિના દિવસનું વ્રત ભક્તોએ કરવું જોઈએ. દશ અવતારોની તિથિનો નિર્ણય ધર્મસિંધુમાં નીચે પ્રમાણે કહ્યો છે.

ચૈત્ર સુદ ત્રીજને દિવસે બપોરે મત્સ્યાવતાર થયો છે. વૈશાખ શુદ પુનમને દિવસે સાંજે કૂર્માવતાર થયો છે. ભાદરવા શુદ બારશને દિવસે બપોરે વામનાવતાર થયો છે. વૈશાખ સુદ ત્રીજને દિવસે બપોરે પરશુરામનો જન્મ થયો છે. કોઇક લોક પ્રદોષ સમયે થયાનું કહે છે. ચૈત્ર શુદ નવમીને દિવસે બપોરે દાશરથી રામચંદ્રજીનો અવતાર થયો છે. શ્રાવણ વદ આઠમને દિવસે મધ્યરાત્રિએ ભગવાન્ કૃષ્ણચંદ્રનો અવતાર થયો છે. આસો શુદ દશમને દિવસે સાંજે બુદ્ધ ભગવાનનો અવતાર થયો છે. શ્રાવણ શુદ છઠને દિવસે સાંજે કલ્કિ અવતાર થયો(कल्किर्जात.) છે. વળી—

अस्यामेव प्रतिपदि नवरात्रं समारभेत्।
पूर्वाह्णे पूजयेद्देवीं घटस्थापनपूर्वकम् ॥ वा. पु. पू. ख. अ. ११०-३० ॥
अंकुरारोपणं कृत्वा यवैर्गोधूममिश्रितैः।
ततः प्रतिदिनं कुर्यादेकभुक्तमयाचितम् ॥ ,, ॥ ३१ ॥
उपवासं यथाशक्ति पूजापाठजपादिकम्।
मार्कण्डेयपुराणोक्तं चरितत्रितयं द्विज ॥ ,, ॥ ३२ ॥
पठनीयं नव दिनं भुक्तिमुक्तिमभिप्सता।
कुमारीपूजनं तत्र प्रशस्तं भोजनादिभिः ॥ ,, ॥ ३३ ॥
इत्थं कृत्वा व्रतं विप्र सर्वसिद्ध्यालयो नरः।
जायते भुवि दुर्गाया प्रसादान्नात्र संशयः ॥ ,, ॥ ३४ ॥

અર્થ:—આસો શુદ એકમથી નવરાત્રિ વ્રતનો આરંભ કરવો જોઇએ. પડવાથી નવમી પર્યંતના નવ દિવસને નવરાત્રિ કહે છે. નવરાત્રમાં ઘટ સ્થાપનાદિની સાથે સવારમાં દેવીનું પૂજન કરે, અને જવ તથા ઘઉંને મેળવીને વાવે અને પછી પ્રતિ દિવસ એકવાર ભોજન કરે અથવા અયાચિત વસ્તુઓનું ભોજન કરે, અગર પોતાની શક્તિ અનુસાર ઉપવાસ કરે. ભોગ અને મોક્ષને ચહાનાર મનુષ્યે દેવીની પૂજા તથા માર્કંડેય પુરાણમાં કહેલા દેવીનાં ત્રણ ચરિત્રનો નવ દિવસ પાઠ કરવો જોઇએ અને મન્ત્રનો જપ પણ કરવો જોઇએ. નવરાત્રિમાં ઉત્તમ ભોજન સહિત કુમારી કન્યાનું પૂજન કરવું જોઇએ. આ પ્રમાણે વ્રત કરવાથી મનુષ્ય દુર્ગાની કૃપાથી સર્વ સિદ્ધિઓને પ્રાપ્ત કરે છે.

જેવી રીતે વિષ્ણુ આદિ દેવોને પ્રસન્ન કરવા માટે અનેક પ્રકારનાં વ્રત છે, **તેવી રીતે સૂર્ય ભગવાનને પ્રસન્ન કરવાનાં પણ વ્રત છે.**

**शुक्लपक्षस्य सप्तम्यां सूर्यवारे भवेद्यदि ।**
**सप्तमी विजया नाम तत्र दत्तं महाफलम् ॥** भ. पु. ब्रा. प. अ. ८१ ॥ २ ॥

અર્થ:—શુકલ પક્ષની સાતમને દિવસે જો રવિવાર હોય તો તેને વિજ્યાસપ્તમી કહે છે. એ દિવસે આપેલા દાનનું ફલ અનન્ત છે.

**स्नानं दानं तथा होम उपवासस्तथैव च ।**
**सर्वं विजयसप्तम्यां महापातकनाशनम् ॥** ,, ॥ ३ ॥

અર્થ:—વિજ્યા સપ્તમીને દિવસે કરેલાં સ્નાન, દાન, હોમ, અને ઉપવાસ એ સર્વ મહાપાતકનો નાશ કરે છે.

**मासि भाद्रपदे वीर शुक्ले पक्षे तु यो भवेत् ।**
**षष्ठ्यां गणकुलश्रेष्ठ स भद्रः परिकीर्तितः ॥** ,, ॥ ८३ श्लो. १ ॥

અર્થ:—હે વીર! ગણોમાં શ્રેષ્ઠ! ભાદરવા શુદ છઠને દિવસે રવિવાર આવે તો એ રવિવારનું નામ ભદ્ર છે.

**तत्र नक्तं तु यः कुर्यादुपवासमथापि वा ।**
**हंसयानसमारूढो याति हंससलोकताम् ॥** ,, ॥ २ ॥

અર્થ:—પૂર્વોક્ત રવિવારને દિવસે જે રાત્રે વ્રત કરે છે અથવા ઉપવાસ કરે છે તે સૂર્યના રથમાં આરૂઢ થઇને સૂર્યલોકને પ્રાપ્ત થાય છે.

**नक्षत्रं रोहिणी वीर यदा वारेऽस्य वै भवेत् ।**
**यात्यसौ सौख्यतां वीर स सौख्यः परिकीर्तितः ॥** ,, ८४ ॥ १ ॥

અર્થ:—હે વીર! જે આદિત્ય વારને દિવસે રોહિણી નક્ષત્ર આવે છે તે રવિવાર સૌખ્યતાને પ્રાપ્ત કરાવે છે. તેટલા માટે તે રવિવારને સૌખ્ય કહેવામાં આવે છે.

**नक्तं समाश्रितो योऽत्र पूजयेद्भास्करं नरः ।**
**याति लोकं स देवस्य भास्करस्य न संशयः ॥** ,, ॥ २ ॥

અર્થ:—જે મનુષ્ય એ રવિવારને દિવસે રાત્રિનું વ્રત કરીને સૂર્યનું પૂજન કરે છે તે સૂર્યલોકને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી.

प्राप्ते मार्गशिरे मासि शुक्लपष्ठयां तु यो भवेत् ।
स ज्ञेयः कामदो वारः सदेष्टो भास्करस्य हि ॥ ,, ८५ ॥ ३ ॥

અર્થ:—માગસર સુદ છઠને દિવસે જે રવિવાર આવે છે તે કામદ નામનો છે, અને તે હમેશાં સૂર્યને પ્રિય (सदा इष्ट.) છે.

कृत्वोपवासमथवा नक्तं त्रिपुरसूदन । ,, ॥ ४ ॥
इत्थं वै पूजितो ह्यत्र भास्करो लोकभास्करः ।
कामान्ददाति सर्वान्वै अतोऽयं कामदः स्मृतः ॥ ,, ॥ ५ ॥

અર્થ:—તે દિવસે ઉપવાસ અથવા નક્ત વ્રત કરીને પૂર્વોક્ત રીતે જે સૂર્યનું પૂજન કરે છે તેની સર્વેને પ્રકાશ કરનાર સૂર્ય ભગવાન્ સર્વ કામનાઓ પૂર્ણ કરે છે. એટલા માટે તે રવિવારને કામદ નામથી કહેવામાં આવ્યો છે.

આ પ્રમાણે સૂર્ય ભગવાન્નાં અનેક વ્રત કહ્યાં છે. એ સર્વ પાપને દૂર કરનારાં અને કામનાઓ પૂર્ણ કરનારાં છે.

તે પ્રમાણે ગણેશજીનાં પણ ચતુર્થી આદિ તિથિઓનાં વ્રત સનાતન ધર્મને અનુસાર શ્રદ્ધાલુ મનુષ્યને ફળ આપનારા છે.

ચાતુર્માસનાં વ્રત દરેક મનુષ્યને માટે કર્તવ્ય છે.

श्रावणे वर्जयेच्छाकं दधि भाद्रपदे तथा ।
दुग्धमाश्वयुजे मासि कार्तिके द्विदलं तथा ॥ धर्मसिन्धुः ॥

અર્થ:—ચાતુર્માસનાં વ્રત કરનારે શ્રાવણ માસમાં શાકનો, ભાદરવા મહિનામાં દહિંનો, આસો મહિનામાં દુધનો, અને કાર્તિક મહિનામાં દાલ આદિકનો પરિત્યાગ કરવો તે શરીરની તન્દુરસ્તીને માટે ઉપયોગી છે. ચતુર્માસમાં હિત અને મિત ભોજન કરીને ઈશ્વરભજન કરવું, અને મોક્ષ શાસ્ત્રનું શ્રવણ કરવું એ પ્રાચીનકાળથી વૈદિક ધર્મીઓની પ્રણાલી છે. વળી વ્રત કરવાથી મનુષ્યને સંયમ પ્રાપ્ત થાય છે, મનની ખાનપાન સંબંધી લાલસા કંઇક નિવૃત્ત થાય છે, અને તિતિક્ષા પ્રાપ્ત થાય છે.

જે પ્રમાણે વ્રતાદિક પાપોને દૂર કરવાનું સાધન છે તે પ્રમાણે તીર્થયાત્રા પણ પાપોને દૂર કરવાનું સાધન છે. તીર્થાટનથી બુદ્ધિશાળી તથા શ્રદ્ધાળુ મનુષ્યનું અન્તઃકરણ અવશ્ય પવિત્ર થાય છે. તીર્થોમાં અનેક પ્રકારના મહાન્ ઋષિ લોકોનો નિવાસ હોવાથી તથા તપના પ્રભાવથી પણ વાતાવરણ શુદ્ધ થાય છે. જેવી રીતે ખેતી કરવાની જમીન ઉત્તમ હોય તો અનાજનો પાક પણ સારો થાય છે. તેવી રીતે ઋષિલોકના તપથી પવિત્ર થએલા દેશમાં તપ કરવાથી અથવા નિયમપૂર્વક પાપકર્મોનો પરિત્યાગ કરીને નિવાસ માત્ર કરવાથી પણ અન્તઃકરણ પવિત્ર થાય છે. તીર્થાદિક પવિત્ર સ્થાનમાં સુપાત્રે કરેલા દાનનું તથા યજ્ઞાદિકોનું અનન્ત ફલ થાય છે. આજકાલ તીર્થોમાં અનુચિત વ્યવહાર થતા હોય તો તે તીર્થોનો દોષ નથી કેવળ મનુષ્યોનો દોષ છે. દોષોને દૂર કરીને તીર્થસ્થાનોને સુરક્ષિત રાખવાં એ ધર્માત્મા મનુષ્યોનું કામ છે. તીર્થ પણ ચાંદ્રાયણ આદિ વ્રતોને તુલ્ય શુદ્ધિનું કારણ હોવાથી પ્રાયશ્ચિત્તની સાથે આને પણ લખવામાં આવ્યું છે. તીર્થયાત્રાથી રામચન્દ્રજીની

અન્તઃકરણની શુદ્ધિ તથા વૈરાગ્યની પ્રાપ્તિ આદિ યોગવાસિષ્ઠમાં નીચે પ્રમાણે કહી છેઃ—
એક દિવસ રામચન્દ્રજી પોતાના પિતાજીને કહે છે કે—

**तीर्थानि देवसद्मानि वनान्यायतनानि च ।**
**द्रष्टुमुत्कण्ठितं तात ममेदं नाथ मानसम् ॥** यो. व. प्र. १ स. ३ ॥२२ ॥

અર્થઃ—હે પિતા ! હે નાથ ! મારૂં ચિત્ત જુદાં જુદાં તીર્થ તથા દેવતાઓનાં મંદિર, વન, તથા ઋષિઓનાં સ્થાન એ સર્વ જોવાની ઇચ્છા રાખે છે. તેટલા માટે આપ મારી પ્રાર્થનાનો સ્વીકાર કરો.

રામચન્દ્રજીની આ પ્રમાણે પ્રાર્થના સાંભળીને રાજાએ વસિષ્ઠજીની સાથે વિચાર કરીને તીર્થયાત્રા કરવા જવાની આજ્ઞા આપી. રામચંદ્રજી પિતાની આજ્ઞા પ્રાપ્ત કરીને શુભ નક્ષત્ર તથા શુભ દિવસમાં મંગળ તથા સ્વસ્તિવાચન આદિક કરાવીને, માતા, પિતા આદિ સર્વેનો આશીર્વાદ લઇને કેટલાક વિદ્વાન્ બ્રાહ્મણ, તથા પોતાની સમાન ઉમરના કેટલાક રાજપુત્રોની સાથે, તીર્થયાત્રા કરવા ઘરમાંથી નિકળ્યા.

**अथारभ्य स्वकात्तस्मात्क्रमात्कोशलमंडलात् ।**
**स्नानदानतपोध्यानपूर्वकं स ददर्श ह ॥** „ ॥ ३१ ॥

અર્થઃ—જે દિવસથી અયોધ્યાથી નિકળ્યા તે દિવસથી જ સ્નાન, દાન, તપ, અને ધ્યાન કરતા સતા સર્વ સ્થાનોનાં દરશન કરવા લાગ્યા. વળી—

**नदीतीराणि पुण्यानि वनान्यायतनानि च ।**
**जङ्गलानि जनान्तेषु तटान्यब्धिमहीभृताम् ॥** „ ॥ ३२ ॥

અર્થઃ—પવિત્ર નદીતીર, વન, ઋષિઓનાં સ્થાન, દેશનાં જંગલ, અને સમુદ્રકિનારા, અને પર્વત આદિઓના તટ દેખતા દેખતા ગયા. વળી—

**मन्दाकिनीमिंदुनिभां कालिंदीं चोत्पलामलाम् ।**
**सरस्वतीं शतद्रूं च चन्द्रभागामिरावतीम् ॥** ञ्यो. वा. प्र. १. स. ३–३३ ॥
**वेणीं च कृष्णावेणीं च निर्विन्ध्यां सरयूं तथा ।**
**चर्मण्वतीं वितस्तां च विपाशां बाहुदामपि ॥** „ ॥ ३४ ॥
**प्रयागं नैमिषं चैव धर्मारण्यं गयां तथा ।**
**वाराणसीं श्रीगिरिं च केदारं पुष्करं तथा ।** „ ॥ ३६ ॥
**मानसं च क्रमसरस्तथैवोत्तरमानसम् ।**
**वडवावदनं चैव तीर्थवृन्दं स सादरम् ॥** „ ॥ ३७ ॥
**अग्नितीर्थं महातीर्थमिन्द्रद्युम्नसरस्तथा ।**
**सरांसि सरितश्चैव तथा नदहृदावलीम् ॥** „ ॥ ३७ ॥

અર્થઃ—સફેદ રંગની મંદાકિની, નિલોત્પલના જેવી નિર્મલ કાલિન્દી (યમુના), સરસ્વતી, શતદ્રૂ, ચંદ્રભાગા, ઇરાવતી, વેણી, કૃષ્ણવેણી, નિર્વિન્ધ્યા, સરયૂ, ચર્મણ્વતી, વિતસ્તા, વિપાસા, બાહુદા, પ્રયાગ, નૈમિષ, ધર્મારણ્ય, ગયા, કાશી, શ્રીશૈલ, કેદાર, પુષ્કર, ક્રમપ્રાપ્ત માનસ સરોવર,

ઉત્તર માનસ સરોવર, હયગ્રીવતીર્થ, અગ્નિતીર્થ, મહાન્ ઇન્દ્રદ્યુમ્ન તીર્થ, અનેક સરોવર, નાની નદીઓ, મોટી નદીઓ, અનેક તલાવ, આદિકોમાં સ્નાન તથા દર્શનાદિ કરતા ગયા.

**स्वामिनं कार्तिकेयं च शालग्रामं हरिं तथा ।**
**स्थानानि च चतुःषष्टिं हरेरथ हरस्य च ॥ ,, ॥ ३८ ॥**

અર્થઃ—સ્વામી કાર્તિકેય તથા શાલગ્રામ રૂપ હરિનું પણ દર્શન કર્યું. વિશેષ શું કહે. ૬૪ હરિ અને ૬૪ હરનાં સ્થાનોનાં પણ એમણે દર્શન કર્યાં. વળી—

**नानाश्चर्यविचित्राणि चतुरब्धितटानि च ।**
**विन्ध्यमन्दरकुञ्जांश्च कुलशैलस्थलानि च ॥ यो. वा. प्र. १. स. ३–३९ ॥**

અર્થઃ—જૂદા જૂદા પ્રકારના વિચિત્ર આશ્ચર્યોને જોઇને ચારે સમુદ્રના તટ, વિન્ધ્ય, મન્દર, આદિક પર્વતોની કુંજ, તથા કુલપર્વતોના સ્થાનનાં દર્શન કર્યાં. મહેન્દ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, ઋક્ષપર્વત, વિન્ધ્ય, અને પારિયાત્ર–એ સાત કુલપર્વત છે. વળી—

**राजर्षीणां च महतां ब्रह्मर्षीणां तथैव च ।**
**देवानां ब्राह्मणानां च पावनानाश्रमाञ्छुभान् ॥ ,, ॥ ४० ॥**

અર્થઃ—મોટા મોટા રાજર્ષિઓ, મહર્ષિઓ, દેવતા તથા બ્રાહ્મણોના સુંદર પવિત્ર આશ્રમોનાં દર્શન કર્યાં.

**भूयो भूयः स बभ्राम भ्रातृभ्यां सह मानद ।**
**चतुर्ष्वपि दिगन्तेषु सर्वानेव महीतटान् ॥ ,, ॥ ४१ ॥**
**अमरकिन्नरमानवमानितः समवलोक्य महीमखिलामिमाम् ।**
**उदययौ स्वगृहं रघुनन्दनो विहृतदिक् शिवलोकमिवेश्वरः ॥ ,, ॥४२॥**

અર્થઃ—રામચંદ્રજી પોતાના ભાઈઓની સાથે ભ્રમણ કરતા સતા, સર્વ દિશાઓમાં, સર્વ પૃથ્વીમાં ફરતા સતા, દેવ તથા કિન્નર, અને મનુષ્યોનો સત્કાર ગ્રહણ કરતા સતા, આ સંપૂર્ણ પૃથ્વીને જોઈને, સર્વ દિશાઓમાં વિચરીને જેમ મહાદેવજી શિવલોકમાં પ્રવેશ કરે છે તેમ, રામચંદ્રજી પાછા ઘેર ગયા. વળી—

**कृतायां तीर्थयात्रायां रामो निजगृहे स्थितः ।**
**जगामानुदिनं कार्श्यं शरदीवामलं सरः ॥ ,, ॥ ५–४ ॥**

અર્થઃ—તીર્થયાત્રા કરીને રામચંદ્રજી પોતાના ઘરમાં રહેતા સતા પ્રતિદિન જેમ શરદ્-ઋતુમાં નિર્મલ તલાવ સૂકાતુ જાય છે તે પ્રમાણે સૂકાવા લાગ્યા, અને આખું મોઢું જેમનું પીળું થઇ ગએલું છે એવા રામચન્દ્રજી ચુપચાપ બેસી રહેતા હતા. બીજા લોકોની ઘણીજ પ્રાર્થનાથી પોતાનુ નિત્યકર્મ તથા ભોજનાદિ કોઇક વખત કરતા હતા. આ પ્રમાણે રામચન્દ્રજીની દશા જોઈને સર્વ લોકો વ્યાકુલ થયા. તે વખતે વિશ્વામિત્રજી રામચન્દ્રજીને પોતાના યજ્ઞની રક્ષા કરવાને લઇ જવા માટે ત્યા આવ્યા હતા. રામચન્દ્રજીની આ દશા સાંભળીને, ત્યારે વિશ્વામિત્રજી અને વસિષ્ઠજીની સમક્ષ રામચંદ્રજીને બોલાવીને પૂછવા લાગ્યા. રામચન્દ્રજી કહે છે કે ' મારા પિતાના ઘરમાં જન્મ લઇને ક્રમથી વૃદ્ધિને પ્રાપ્ત

થયો. વિદ્યા પણ ભણ્યો છું. વળી હું તીર્થયાત્રા કરવા ગયો હતો. તીર્થયાત્રા કરી આવ્યા પછી મારા મનમાં ભોગોમાં વિરસ બુદ્ધિથી આ પ્રમાણે વિચાર ઉત્પન્ન થયો છે.

किं नामेदं बत सुखं येयं संसारसंततिः ।
जायते म्रियते लोको म्रियते जननाय च ॥ यो. वा. प्र. १. स. १२-७॥
अस्थिराः सर्व एवेमे सचराचरचेष्टिताः ॥ „ ॥ ८ ॥

અર્થ:—આ સંસારના પદાર્થોમાં જેને સુખ કહે છે તે શું છે? અને આ સંસાર શું છે? લોકો જન્મે છે ને મરે છે અને ફરી પણ જન્મવાને માટે મરે છે. આ સર્વ સ્થાવર જંગમ રૂપ પદાર્થ અસ્થિર છે. કોઈ પણ પદાર્થ સ્થિર નથી. આ પ્રમાણે રામચન્દ્રજીએ વૈરાગ્યથી સર્વ જગતના પદાર્થને અને મનુષ્યની બાલ્યાદિ અવસ્થાને અને સર્વભોગ્ય પદાર્થને પણ તુચ્છ બતાવ્યા. રામચન્દ્રજીના દૃષ્ટાન્તથી નિયમાનુસાર તીર્થયાત્રા કરનારને પણ અન્તઃકરણની શુદ્ધિ, પાપોની નિવૃત્તિ, અને વૈરાગ્ય આદિની પ્રાપ્તિ થાય છે એ સિદ્ધ થાય છે.

**શાસ્ત્રોમાં પણ તીર્થસ્નાનનો મહિમા બતાવવામાં આવ્યો છે તે નીચે પ્રમાણે.**

प्रतिनिधिं कुशमयं तीर्थवारिषु मज्जति।
यमुद्दिश्य निमज्जेत अष्टभागं लभेत सः ॥ अत्रि. स्मृ. श्लो. ५० ॥

અર્થ:—કોઈની કુશની પ્રતિમા બનાવીને તીર્થમાં લઇ જઈને ડુબાવે તો જેના ઉદ્દેશથી પ્રતિમાને સ્નાન કરાવ્યું છે તેને યથાર્થ તીર્થસ્નાનના અષ્ટમ ભાગનું ફળ મળે છે.

मातरं पितरं वापि भ्रातरं सुहृदं गुरुम् ।
यमुद्दिश्य निमज्जेत द्वादशांशं फलं भवेत् ॥ „ ॥ ५१ ॥

અર્થ:—માતા અથવા પિતા અથવા ગુરૂ અથવા ભાઇ અથવા સુહૃદ્ હોય-જેના ઉદ્દેશથી સ્નાન કરવામાં આવે તેને બારમા ભાગનું ફળ મળે છે.

काङ्क्षन्ति पितरः सर्वे नरकान्तरभीरवः ।
गयां यास्यति यः पुत्रः स नस्त्राता भविष्यति ॥ „ ॥ ५६ ॥

અર્થ:—નરકથી ડરતા પિતૃઓ એવી ઇચ્છા કરે છે કે જે પુત્ર ગયા જશે તે મારી રક્ષા કરનાર થશે.

फल्गुतीर्थे नरः स्नात्वा दृष्ट्वा देवं गदाधरम् ॥
गयाशीर्षं पदाक्रम्य मुच्यते ब्रह्महत्यया ॥ „ ॥ ५७ ॥

અર્થ:—ફલ્ગુ નદીમાં સ્નાન કરવાથી, અને ગદાધર દેવનું દર્શન કરવાથી, તથા ગયાસુરના શિર ઉપર ચરણ રાખવાથી મનુષ્ય બ્રહ્મહત્યાથી પણ છૂટી જાય છે.

महानदीमुपस्पृश्य तर्पयेत्पितृदेवताः ।
अक्षयाँल्लभते लोकान्कुलं चैव समुद्धरेत् ॥ „ ॥ ५८ ॥

અર્થ:—મહાનદીમાં સ્નાન કરીને પિતૃ અને દેવતાનું તર્પણ કરનાર મનુષ્ય પોતાના કુલનો ઉદ્ધાર કરે છે. અને મૃત્યુ પામતાં તે અક્ષય લોકોમાં જાય છે, વળી—

गयायामक्षयं श्राद्धं प्रयागे मरणादिषु ।
गायन्ति गाथां ते सर्वे कीर्तयन्ति मनीषिणः ॥ उश. स्मृ. अ. ३–१३० ॥

અર્થઃ—ગયામાં કરેલું શ્રાદ્ધ અક્ષય ફલ વાળું થાય છે. પ્રયાગમાં મૃત્યુ થવાથી મનુષ્ય કલ્યાણનો ભાગી થાય છે. માટે વિદ્વાન્ લોક પ્રયાગમાં મરેલા મનુષ્યની કીર્તિનું ગાન કરે છે. વળી–

सेतुं दृष्ट्वा समुद्रस्य ब्रह्महत्यां व्यपोहति ।
सेतुं दृष्ट्वा विशुद्धात्मा त्ववगाहेत सागरम् ॥ पा. स्मृ० अ० १२–६८ ॥

અર્થઃ—રામેશ્વરમાં જે સમુદ્રનો સેતુ છે તેનું દર્શન કરીને સમુદ્રમાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યાના પાપથી છૂટી જવાય છે.

ઇતિ એકાદશી આદિ વ્રત વગેરેનું નિરૂપણ અ. ૧. સ. ૩. સમાપ્ત.

## અધ્યાય ૧. સર્ગ. ૪.

### કૃતઘ્નપાપનિવારણનિષેધ નિરૂપણ.

અહીં સુધીમાં અનેક પ્રકારનાં પાપો દૂર કરવાના સાધન રૂપ કૃચ્છ્રાદિ વ્રતોનું નિરૂપણ કરવામાં આવ્યું છે, પરન્તુ વિશ્વાસઘાતી કૃતઘ્ન મનુષ્યના પાપની નિવૃત્તિ થતી નથી. તેથી તે વિશે આ સર્ગને જૂદો લખવામાં આવ્યો છે.

कुतः कृतघ्नस्य यशः कुतः स्थानं कुतः सुखम् ।
अश्रद्धेयः कृतघ्नो हि कृतघ्ने नास्ति निष्कृतिः ॥
म० भा० शा० प० अ० १७३–२० ॥

અર્થઃ—કૃતઘ્ન મનુષ્યને યશ, સુખ તથા આશ્રયનું સ્થાન મળતું નથી. તથા કૃતઘ્નનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. કૃતઘ્નના પાપની કદાપિ નિવૃત્તિ થતી નથી. અર્થાત્ કૃતઘ્નતા રૂપ પાપ કરનાર વિશ્વાસઘાતીનું પ્રાયશ્ચિત્ત નથી. કરેલા ઉપકારને ભૂલી જઈને અપકાર કરવો તે કૃતઘ્નતા છે.

કૃતઘ્ન વિષયમાં મહાભારતના શાન્તિ પર્વના અ. ૧૬૮ થી અ. ૧૭૩ સુધી એક ઇતિહાસ છે તે નીચે પ્રમાણેઃ—

મધ્ય દેશમાં રહેનાર ગૌતમ નામનો કોઇ એક બ્રાહ્મણ ભીખ માગવાની ઇચ્છાથી એક ગામમાં ગયો. તે ગામમાં એક ધનવાન્ દાની ડાકુ (લૂંટારો) રહેતો હતો. બ્રાહ્મણે તેને ઘેર જઈને રહેવાને માટે ઘર તથા એક વર્ષ સુધીના નિર્વાહને માટે પૂર્ણ ખાનપાનના પદાર્થોની પણ ભિક્ષા માગી. ડાકુએ તે બ્રાહ્મણને નવાં વસ્ત્ર તથા પતિથી રહિત સ્ત્રી (વિધવા) આદિ સર્વ આપ્યું. બ્રાહ્મણ આ સર્વ વસ્તુ લઇને ડાકુના ઘરમાં રહેવા લાગ્યો. કેટલાક વર્ષ સુધી તેના ઘરમાં રહ્યો, અને ક્રમે બાણ મારવાનું શીખ્યો અને જંગલમાં રહેનાર ચક્રવાક પક્ષીઓને મારવા લાગ્યો. હમેશાં ડાકુની સાથે રહેવાથી હિંસાયુક્ત દયાહીન સદા પ્રાણીઓના વધમાં તત્પર રહેવાથી ડાકુની સમાન થયો. થોડા દિવસ બાદ ગૌતમના દેશનો એક બ્રહ્મચારી જે સ્થાનમાં ગૌતમ રહેતો હતો ત્યાં આવ્યો. તે ગૌતમનો પ્રિય મિત્ર હતો. તેનું ઘર શોધનો શોધનો તેને ઘેર પહોંચ્યો. તે સમયમાં ગૌતમ પણ ખભા ઉપર ચક્રવાકનો

ભાર તથા હાથમાં ધનુષ બાણ લીધેલો તથા રૂધિરથી ભરેલા શરીરથી રાક્ષસની માફક ઘરના દરવાજા આગળ આવ્યો. બ્રહ્મચારીએ તેને ઓળખ્યો, અને પૂછવા લાગ્યો કે તું ઉત્તમ વંશનો બ્રાહ્મણ થઇને કેવું કાર્ય કરી રહ્યો છે? મધ્ય દેશનો વિખ્યાત બ્રાહ્મણ થઈને શામાટે દસ્યુભાવને પ્રાપ્ત થયો છે; તું તારી વેદમાં પારંગત જાતિનું સ્મરણ કર. તું તેવા વંશમાં જન્મ લઇને આવો કુલાઙ્ગાર થયો છે. હે દ્વિજ ! તું પોતે પોતાને જાણીને સત્ય, શીલ, અધ્યયન, દમ તથા દયાનું સ્મરણ કરીને આ નિવાસસ્થાનને છોડ.

પોતાના મિત્રનું વચન સાંભળી ગૌતમ કહેવા લાગ્યો–હું ધનહીન અને વેદના જ્ઞાનથી પણ રહિત છું. તે કારણથી ધનસંગ્રહ કરવાને માટે આ સ્થાનમાં આવ્યો છું. આજ હું આપને જોઇને કૃતાર્થ થયો. આજની રાત્રિ આપ આ સ્થાનમાં વાસ કરશો, અને કાલે આપણે બંને સાથે જઇશું. દયાળુ બ્રાહ્મણ ભૂખ્યો હોવા છતાં પણ ત્યાં કોઈ વસ્તુનો સ્પર્શ નહીં કરતાં રાત્રિમાં નિવાસ કર્યો. રાત વીતી જતાં તે બ્રાહ્મણ ચાલ્યો ગયો. બ્રાહ્મણ ગયા પછી ગૌતમે ઘેરથી નિકળીને સમુદ્ર તરફ ગમન કર્યું. ચાલતાં ચાલતાં રસ્તામાં સમુદ્ર તરફ જતા વાણીઆ લોકને દીઠા. પછી તે લોકોની સાથે સમુદ્ર તરફ જવા લાગ્યો. હે રાજન્ ! કોઇ પર્વતની કંદરામાં સ્થિત હાથીઓના કારણે વાણીઆના સમૂહનો અધિક ભાગ નષ્ટ થયો. બ્રાહ્મણ કોઇ રીતે વિપદ્‌થી છૂટી ભયથી ઉત્તર દિશા તરફ દોડયો. કાયર થઈને વનમાં ઘૂમવા લાગ્યો. બાદ તેને સમુદ્ર તરફ જવાનો ઉત્તમ માર્ગ પ્રાપ્ત થતાં એક રમણીય વનમાં ઉપસ્થિત થયો. ત્યાં પહાડના શિખર ઉપર મનુષ્યની સમાન મુખ વાળાં ભારૂણ્ડ નામનાં પક્ષી તથા બીજાં પણ પક્ષી કલ્લોલ કરી રહ્યાં હતાં. ગૌતમ તેમના શબ્દોને સાંભળતો ગમન કરવા લાગ્યો. તે પછી તેણે અત્યન્ત રમણીય સ્થાનમાં મણ્ડલાકાર એક મોટું વટ વૃક્ષ દીઠું. તેની સર્વ શાખા છતની સમાન થઇ હતી. તેની નીચે ચન્દનનું જલ છાંટયું હતું. ગૌતમ તે સમયે બ્રહ્માજીની સભાની સમાન, દિવ્ય પુષ્પોથી શોભિત. મનોહર વૃક્ષનું સ્થાન દેખી પ્રસન્ન થયો અને ત્યાં બેસી ગયો. ગૌતમ ત્યાં બેસી જતાં સુન્દર પવન ચાલવા લાગ્યો, પવિત્ર વાયુ લાગવાથી શ્રમ દૂર થઈ ગયો, અને સુખથી સૂતો. એટલામાં સૂર્યનારાયણ પણ અસ્ત પામ્યા. સન્ધ્યાકાલ થતાં નાડીજઙ્ઘ નામનો બ્રહ્માજીનો મિત્ર તથા કશ્યપનો પુત્ર બુદ્ધિમાન્ બકરાજ (બગલો) બ્રહ્મલોકમાંથી ત્યાં આવ્યો. તે તેનું સ્થાન હતું. તે બકરાજ પૃથ્વી ઉપર રાજધર્મા નામથી પ્રસિદ્ધ હતો. તે પક્ષિરાજ સુન્દરતાથી તથા ભૂષણોથી પ્રકાશિત હતો. ગાતમ તે પક્ષિશ્રેષ્ઠને આવેલો જોઈ વિસ્મય પામ્યો. તે ક્ષુધાથી અને ધાથી અત્યન્ત વ્યાકુલ હતો. તેથી તેને મારવાની ઈચ્છાથી જોવા લાગ્યો.

એટલામાં રાજધર્મા કહેવા લાગ્યો—હે વિપ્ર ! આપનું મંગલ તો છે ને ? ભાગ્યથી જ આપ અમારા સ્થાનમાં ઉપસ્થિત થયા છો. આપ અતિથિ કૃપા કરીને અમારા સ્થાનમાં આવ્યા છો. આ સ્થાનમાં આજ રહીને કાલે જશો. ગૌતમ તે મધુર વચન સાંભળીને વિસ્મિત થઈને રાજધર્માને જોવા લાગ્યો. ત્યારે રાજધર્મા કહે છે–હું કશ્યપનો પુત્ર છું. દાક્ષાયણી મારી માતા છે. આપ ગુણવાન્ અતિથિ છો. આપનું મંગલ તો છે? એ પ્રમાણે કહીને રાજધર્માએ વિધિપુર્વક તેનો સત્કાર કર્યો, અને તેને એક દિવ્ય આસન આપ્યું, અને ભાગીરથી ગંગામાંથી માછલી અને અગ્નિ પણ તેને લાવી આપ્યાં. બ્રાહ્મણ ભોજન કરીને પ્રસન્ન થયો. મહા તપસ્વી બકરાજ તે બ્રાહ્મણની થકાવટ દૂર કરવાને માંટે પોતાની બંને

પાંખોથી તેને પવન નાંખવા લાગ્યો. બ્રાહ્મણ પરિશ્રમથી રહિત થઇને બેઠો. ત્યારે રાજધર્માએ તેનું નામ અને ગોત્ર પૂછ્યું. તેણે હું ગૌતમ છું એટલુ જ કહીને બીજું કાંઇ બોલ્યો નહીં. તે પછી પક્ષિરાજે તેને પાંદડાંની શય્યા આપી. બ્રાહ્મણ તેના ઉપર સુખથી સૂતો. જ્યારે ગૌતમ શય્યામાંથી ઉઠયો ત્યારે રાજધર્માએ તેને આવવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે અત્યન્ત દરિદ્ર છું. તેથી ધન સંચય કરવાને માટે સમુદ્ર તરફ જવાની ઇચ્છા છે. રાજધર્માએ પ્રસન્ન થઈને તેને કહ્યું—હે દ્વિજવર! આપ આતુર ન થાઓ. આપ ધન સહિત ઘેર જશો. હું આપનો મિત્ર થયો છું. આપને ધન પ્રાપ્ત થાય તેનો હું યત્ન કરીશ. તમે આ માર્ગે ચાલ્યા જાઓ. અવશ્ય કૃતાર્થ થશો. અહિંથી ત્રણ યોજન ઉપર વિરૂપાક્ષ નામના પ્રસિદ્ધ રાક્ષસ રાજાને તમે જોશો. તમે મારા વચનને અનુસાર તેની સમીપ જાઓ. તે તમને નિઃસન્દેહ સર્વ અભિલષિત વસ્તુ દાન કરશે. રાજધર્માનું આવુ વચન સાંભળી અમૃત તુલ્ય ફલ ખાઇને સાવધાન થઈને ચાલવા લાગ્યો, અને મેરૂવ્રત નામના નગરમાં પહોચ્યો. રાક્ષસ રાજાને મળ્યો. રાક્ષસ રાજાએ તેને સત્કારથી બેસાડી સમાચાર પૂછ્યા. તેણે પક્ષિરાજની સાથે મેળાપ થયાનું અને ધનને માટે અહીં મોકલ્યાનું—એ સર્વ સમાચાર કહ્યા. ત્યારે રાક્ષસરાજે તેનું નામ, ગોત્ર, સ્વાધ્યાય આદિ પૂછ્યું. ત્યારે તેણે પોતાનું ગોત્ર માત્ર કહ્યુ. ત્યારે રાક્ષસરાજે-તમે કયાં રહો છો અને તમારો વિવાહ કયાં થયો છે એ સર્વ વાત પૂછી, અને કહ્યું કે ડરશો નહીં, સત્ય વાત કહો. ત્યારે બ્રાહ્મણ કહેવા લાગ્યો—મધ્ય દેશમાં મારો જન્મ થયો છે હાલમાં ડાકુના ઘરમાં રહું છું. એક વિધવા શૂદ્ર સ્ત્રીની સાથે વિવાહ કર્યો છે. બ્રાહ્મણનું વચન સાંભળી રાક્ષસરાજે મનમાં વિચાર કર્યો—આ કેવલ જાતિનો બ્રાહ્મણ છે, તેને દાન દેવાથી કેવી રીતે પુણ્ય થઈ શકશે. તથાપિ આ બકરાજનો મિત્ર છે, તેથી તેને આપવું જ જોઇએ. આજ કાર્તિકી પૂર્ણિમાના દિવસમાં હજાર બ્રાહ્મણને ભોજન કરાવીશ. આ પણ તેમની સાથે ભોજન કરશે, ત્યારે તેને ધનદાન કરીશ. આજ પુણ્ય તિથિ છે. આ પણ અતિથિ થઇને આવ્યો છે—એવો વિચાર કરીને એક હજાર વિદ્વાન્ બ્રાહ્મણને બોલાવ્યા. બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણામાં અનેક પ્રકારનાં રત્નો તથા જે પાત્રમાં બ્રાહ્મણ લોકે ભોજન કર્યું હતું તે રત્નજડિત સુવર્ણ પાત્ર પણ બ્રાહ્મણ લોકોને આપ્યાં. સર્વ બ્રાહ્મણ લોક પોતાના દેશમાં ચાલ્યા ગયા. ગૌતમ પણ સુવર્ણનો બોજો લઇને અત્યન્ત કષ્ટથી ઉંચકતો ઉપર કહેલા વટવૃક્ષની પાસે ગયો. થાકીને ભૂખ્યો હોવાથી ત્યાં બેસી ગયો. અનન્તર રાજધર્મા પોતાની બંને પાંખોથી તેની થકાવટ દૂર કરવા લાગ્યો. પક્ષીએ તેનો સત્કાર કરીને ખાવાનું બતાવ્યું. પછી ગૌતમ વિચાર કરવા લાગ્યો—હું લોભને વશ થઈને સુવર્ણનો બહુ ભાર ઉઠાવી લાવ્યો છું. મારે બહુ દૂર જવાનું છે. રસ્તામાં ખાવાનું કાંઈ પણ મળવાનું નથી. આ બકરાજ મારી બગલમાં સ્થિત છે. તેને મારીને ગ્રહણ કરીને ગમન કરીશ. પક્ષિરાજે બ્રાહ્મણની રક્ષાને માટે વૃક્ષની નીચે અગ્નિ સળગાવ્યો હતો. બકરાજ પણ વિશ્વાસથી તેની પાસે સૂતો હતો. કૃતઘ્ન બ્રાહ્મણ તેને મારવાની ઇચ્છાથી તેની પાસે સૂતો. પછી તે દુષ્ટ બ્રાહ્મણે તે પક્ષિરાજને બળતા અંગારા વડે મારી નાંખ્યો, મારીને હર્ષિત થયો, દોષ દીઠો નહીં. પછી તે પક્ષીનાં રોમ તથા પાંખો તથા હાડકાં કાઢી નાંખીને અગ્નિમાં તેને શેક્યું. તેનું માંસ અને સુવર્ણને લઇને જલદી જવા લાગ્યો.

આ બાજુ રાક્ષસરાજે પોતાના પુત્રને બોલાવીને કહ્યુ કે આજ મેં રાજધર્માને દીઠો નહીં. તે દરરોજ બ્રહ્માજીને વન્દન કરવાને જતો હતો. મને મળ્યા વિના ઘેર જતો નહોતો. એ

સન્ધ્યા અને બે રાત્રિ વીતી ગઈ, પણ અહીં આવ્યો નથી. તેથી મારૂં મન પ્રસન્ન નથી થતું. તેની શોધ કરો. બ્રહ્મતેજથી રહિત હિંસામાં તત્પર અધમ બ્રાહ્મણ ત્યાં ગયો છે. તે તેનો વધ કરી શકે છે એવી મને શંકા થઈ રહી છે. તું રાજધર્માના સ્થાનમાં જઈને તપાસ કર કે તે જીવિત છે કે મરી ગયો છે. રાક્ષસનો પુત્ર રાજધર્માના સ્થાનમાં ગયો. જઈને દીઠું તો ત્યાં રાજધર્માનાં હાડકાં જોઈ દુઃખી થઈ રોતો રોતો શક્તિ અનુસાર શીઘ્રતાથી ગૌતમને પકડવાને માટે દોડયો. રાક્ષસોએ દૂર જઈને હાડકાં વગેરેથી રહિત રાજધર્માના શરીરની સાથે તેને પકડયો. તેને પકડીને શીઘ્રતાથી મેરૂવ્રજ નગરમાં આવીને રાજાની સમીપ હાજર કર્યો. તે રાજધર્માના મૃત શરીરને જોઇને રાજા, મન્ત્રી અને પુરોહિત સર્વ રૂદન કરવા લાગ્યા; નગરની અંદર બાલક અને સ્ત્રી સર્વનું ચિત્ત વ્યાકુલ થઈ ગયું. પછી રાક્ષસરાજે પુત્રને આજ્ઞા કરી કે આ પાપીનો શીઘ્રતાથી વધ કરો અને સર્વ રાક્ષસ લોક તેના માંસને ભક્ષણ કરીને સન્તુષ્ટ થાઓ. તે સાંભળીને કોઇ પણ રાક્ષસ તેને ખાવાને તૈયાર ન થયા. અને શિર નમાવીને રાજાને કહેવા લાગ્યા — હે મહારાજ! આ અધમ મનુષ્યને ભક્ષણ કરવાને માટે આ વખતે તેને દસ્યુઓના હાથમાં સોંપી દો. તેનું પાપમય શરીર ભક્ષણ કરવાને માટે અમને આજ્ઞા કરવી આપને ઉચિત નથી. રાક્ષસ રાજાએ રાક્ષસોનું કહેલું માનીને તેને દસ્યુઓના હાથમાં આપવાને કહ્યું. દસ્યુઓએ પણ તે પાપાચારીને ભક્ષણ કરવાની ઈચ્છા જ ન કરી. કેમકે—

क्रव्यादा अपि राजेन्द्र कृतघ्नं नोपभुञ्जते ।
ब्रह्मघ्ने च सुरापे च चौरे भग्नव्रते तथा ।
निष्कृतिर्विहिता राजन् कृतघ्ने नास्ति निष्कृतिः ॥

म० भा० शा० प० अ० १७२–२४, ५ ॥

અર્થઃ—માંસભક્ષી ક્રૂર લોક પણ કૃતઘ્નને ભક્ષણ કરતા નથી. હે રાજન્! બ્રાહ્મણની હત્યા કરનાર તથા દારૂ પીનાર, ચોર તથા જેણે વ્રતનો ભંગ કર્યો હોય એ સર્વની પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ થઈ શકે છે. પરન્તુ કૃતઘ્નને માટે પ્રાયશ્ચિત્ત નથી, તેમ તેની શુદ્ધિ નથી.

मित्रद्रोही कृतघ्नश्च नृशंसश्च नराधमः ।
क्रव्यादैः कृमिभिश्चैव न भुञ्ज्यन्ते हि तादृशाः ॥ „ ॥ २६ ॥

અર્થઃ—મનુષ્યોમાં જે નીચ મિત્રદ્રોહી, કૃતઘ્ન અને ક્રૂર હોય છે તેને માંસાહારી પશુ તથા બીજા માંસભક્ષી કીડા પણ ભક્ષણ કરતા નથી.

માટે કૃતઘ્નતાની બરાબર બીજું કોઇ પાપ નથી એ આ દૃષ્ટાન્તનું તાત્પર્ય છે.

ઇતિ કૃતઘ્નપાપનિવારણનિષેધ નિરૂપણ અ. ૧. સ. ૪. સમાપ્ત.

**ઈતિ પાપનિવારણસાધન નિરૂપણ અ. ૧ સમાપ્ત.**

---

## અધ્યાય. ૨.

### વ્રાત્યસંસ્કાર નિરૂપણ.

ઉપનયનાદિક સંસ્કારથી શુદ્ધ થએલા મનુષ્યને વેદનું અધ્યયન કરવાનો તથા યજ્ઞાદિક કર્મ

કરવાનો અધિકાર હોવાથી ઉપનયનાદિક વૈદિક સંસ્કાર આ લોક તથા પરલોકમાં પણ ઉપકારક છે. વળી—

गार्भैर्होमैर्जातकर्म चौलमौञ्जीनिबन्धनैः ।
बैजिकं गार्भिकं चैनो द्विजानामपमृज्यते ॥ म० स्मृ० अ. २–२७ ॥

અર્થ:—જે કર્મ ગર્ભની શુદ્ધિને માટે કરવામાં આવે છે તે કર્મથી, તથા જાતકર્મ, ચૂડાકરણ, અને મૌંન્જીબંધન આદિ સંસ્કારથી બીજ સંબંધી તથા ગર્ભવાસથી થનારા દોષ દૂર થાય છે. ગર્ભાધાનાદિ કર્મ હોમરૂપ હોવાથી એ સંસ્કારોને જ અહીંઆં હોમ શબ્દથી કહ્યા છે. તેટલા માટે સંસ્કાર જ સર્વ મનુષ્યોને શુદ્ધિનું કારણ છે.

अत ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः ।
सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिताः ॥ ,, ॥ २–३९ ॥

અર્થ:—આ બ્રાહ્મણાદિ દ્વિજાતિ ક્રમથી ૧૬, ૨૨, ૨૪, વર્ષ પર્યન્ત કહેલા ઉપનયનના કાળ સુધી જો સંસ્કાર ન કરાવે તો ઉપનયન સંસ્કારથી રહિત શિષ્ટ પુરૂષોથી નિન્દિત તે પુરૂષો વ્રાત્ય કહેવાય છે. વળી—

नैतैरपूतैर्विधिवदापद्यपि हि कर्हिचित् ।
ब्राह्मान्यौनांश्च संबंधानाचरेद्‌ब्राह्मणः सह ॥ ,, ॥ ४० ॥

અર્થ:—એ અપવિત્ર વ્રાત્યોની સાથે આપત્તિકાળમાં પણ બ્રાહ્મણો વેદ ભણવો, તથા કન્યા લેવી, આપવી, આદિક વ્યવહાર કદી પણ કરે નહીં. આ પ્રમાણે સંસ્કારથી રહિત દ્વિજાતિને શાસ્ત્રમાં અપવિત્ર તથા વૈદિક કાર્યમાં અનધિકારી પણ કહ્યો છે. જે સંસ્કારથી રહિત છે તે જન્મથી જ અશુદ્ધ છે. સંસ્કારથી રહિત વ્રાત્યોને ફરી વૈદિક કર્મ કરવાની ઇચ્છા હોય તો તે વ્રાત્યસ્તોમાદિક પ્રાયશ્ચિત્ત કર્યા પછી જ થઈ શકે છે એવો શાસ્ત્રનો નિયમ છે. તથાપિ કેટલાક ધર્મમાર્ગમાં ક્રૂર દૃષ્ટિનો ઉપયોગ કરનારા શાસ્ત્રનું તાત્પર્ય જાણવા છતાં પણ મનમાં કપટ રાખીને પોતાને વિશેષ ધર્મયુક્ત તથા વિદ્વાન્ પ્રકટ કરવાને માટે વિલક્ષણ રીતે ધર્મનો ઉપદેશ કરીને ભોળા લોકોને પરલોકના માર્ગથી ભ્રષ્ટ કરે છે. તેઓએ વિચાર કરવાની જરૂર છે કે વ્રાત્યોનો પ્રતિગ્રહ લઇને નિર્વાહ કરનાર બ્રાહ્મણોની કેવી દુર્દશા શાસ્ત્રમાં લખી છે. જો એ વાતનો વિચાર કરતા હોત તો વ્રાત્યોના આચાર્યો, તથા તેઓની યજમાનવૃત્તિ દ્વારા છવિકા ચલાવનારા પણ વ્રાત્યોને સંસ્કાર દ્વારા શુદ્ધ કરવાને માટે અવશ્ય પ્રયત્ન કરત. એક શત્રુનું એક નેત્ર ફોડવાને માટે પોતાનાં બે નેત્ર ફોડવાનું કબુલ કરનારા અંધત્વ તથા કાણત્વને જાણતા નથી એમ કહેવું પડશે. વ્રાત્યસંસ્કારને કબુલ નહિ કરનારા પોતે અંધ રહીને પણ બીજાને કાણો બનાવવાનું ચાહે છે. એ લોકોથી બચીને પોતાના ધર્મમાર્ગની રક્ષાને માટે અત્યારની પ્રસિદ્ધ ક્ષત્રિય તથા વૈશ્યાદિક પ્રજાએ ઉપનયનાદિ સંસ્કાર દ્વારા શુદ્ધ થઇને વૈદિક ધર્મનો આશ્રય કરવો જોઇએ. વ્રાત્યસ્તોમાદ સંસ્કાર આજકાલ થતા નથી. છતાં પણ પ્રાજાપત્યાદિક વ્રત કરવાથી મનુષ્ય મરી જાય છે, એવી વાતો સંભળાવીને લોકોને ગભરાવીને ધર્મમાર્ગમાંથી ચ્યુત કરવા એ સદાચારથી વિરૂદ્ધ છે. અમારા તિતિક્ષુ મંડળમાં પ્રશંસનીય જૈનભાઈ અદ્ભુજ તિતિક્ષા કરીને વ્રત ધારણ કરે છે.

તે લોકો કોઈ મરતા જોવામાં આવતા નથી. વૈદિક ધર્મના લોકો મરવાના ભયથી પાછા ફર્યા હોય એવો કોઈ પણ ઈતિહાસ નથી. આ ભારતભૂમિમાં ક્ષાત્ર ધર્મની બહુ પ્રબલતા હતી. સંપૂર્ણ ભગવદ્ગીતાએ, ક્ષાત્ર ધર્મની યોગ્યતાને અને નિષ્કામ કર્મના તત્ત્વને પણ કહેતી સતી આત્માના અજરત્વ, અમરત્વ, અદાહ્યત્વ, અને અશોષ્યત્વનું જ કથન કર્યું છે. અનેક વેદાન્ત ગ્રંથ તથા ઉપનિષદ્ આદિક પણ આત્માને અજર અને અમર કહે છે. અહીંના દરેક ગુમાર મનુષ્ય પણ આત્માના અમરત્વને જાણે છે. આત્મા અવિનાશી છે, શરીર તુચ્છ છે, નાશવંત છે. મનુષ્ય જૂનાં કપડાંને બદલીને નવાં વસ્ત્રો ગ્રહણ કરે છે, તેમ દેહી દેહને બદલે છે, ઈત્યાદિ જ્ઞાન જેનું દઢ છે, તેમને પ્રાયશ્ચિત્તનો ભય છે એમ કહેવું તે કેવલ આપણા હલકાપણાને અને અનાર્યત્વને પ્રગટ કરે છે. પ્રાયશ્ચિત્ત પણ શાસ્ત્રમાં દેશ અને કાલને અનુસાર બતાવેલું હોય છે. એમાં કંઈ જબરદસ્તી નથી, એમ આગળ કહેવામાં આવ્યું છે. તેટલા માટે હરિશ્ચંદ્ર તથા યુધિષ્ઠિર આદિના કુલમાં ઉત્પન્ન થએલા ક્ષત્રિયોએ તથા તુલાધાર જેવા વૈશ્યના કુલમાં ઉત્પન્ન થએલા વૈશ્યોએ પણ (ઉપનયન આદિ) વૈદિક સંસ્કારથી, પોતાની નિકૃષ્ટતાને દૂર કરવી જોઇએ. હાલમાં જેમને હિન્દુ લોકો અનાર્ય શબ્દથી કહે છે તેઓ આર્યધર્મનું અનુષ્ઠાન કરવાનું ઈચ્છે છે. અને અહીંની આર્યપ્રજા અનાર્ય ધર્મનો સ્વીકાર કરીને પશુ તુલ્ય વિષયભોગની ઈચ્છા કરે છે. આ જ લોક અજ્ઞાન અને અધર્મની મૂર્તિ છે. તેટલા માટે ધર્મપ્રેમી ભારતવાસી તથા અન્ય દેશીઓએ પણ પણ સંસ્કાર દ્વારા વૈદિક ધર્મના અનુષ્ઠાનમાં પ્રીતિ રાખવી જોઇએ.

**હવે વ્રાત્યોના પ્રાયશ્ચિત્તનું નિરૂપણ કરીએ છીએ.**

**पतितसावित्रीक उद्दालकव्रतं चरेत् ।** व. स्मृ. અ૦ ११ सू. ५६ ॥

**द्वौ मासौयावकेन वर्तयेत्, मासं पयसा, अर्धमासमामिक्षया, अष्टरात्रं घृतेन, पड्रात्रमयाचितेन, त्रिरात्रमब्भक्षोऽहोरात्रमुपवसेत् ॥** „ ॥ ५७ ॥

અર્થઃ—બે માસ સુધી જવનું ભોજન કરે, એક માસ દુધ ઉપર, અડધો માસ આમિક્ષા ઉપર, આઠ રાત્રિ ઘી ઉપર, ૭ રાત્રિ અયાચિત વસ્તુ ઉપર, અને ત્રણ રાત્રિ પાણી ઉપર રહે અને એક દિવસ રાત્રિ ઉપવાસ કરીને રહે. જેનો ઉપનયન સંસ્કાર થયો નથી તે આ પ્રમાણે ઉદ્દાલક વ્રત કરે.

ગરમ કરેલા દુધમાં દહીં નાંખવાથી જે વિકાર ઉત્પન્ન થાય છે. તેનું નામ આમિક્ષા છે. અથવા—

**व्रात्यस्तोमेन वा यजेत् ।** ॥ ६९ ॥

અર્થઃ—ઉદ્દાલક વ્રત ના કરે તો વ્રાત્યસ્તોમ નામનો યજ્ઞ કરે. તેથી પણ વ્રાત્યોની શુદ્ધિ થાય છે. વળી—

**अतिक्रान्ते सावित्र्याः काल ऋतुं त्रैविद्यकं ब्रह्मचर्यं चरेत् अथोपनयनम्, ततः संवत्सरमुदकोपस्पर्शनम्, अथाध्याप्य ॥**

आ. ध. सू. प्र. १. प. १. ख. १. सू. २४, २५, २६, २७ ॥

અર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેના ઉપનયન સંસ્કારનો કાલ વ્યતીત થઇ ગયો હોય તો બે માસ સુધી અગ્નિસેવા, અધ્યયન, અને ગુરૂશુશ્રૂષા, એ ત્રણેને છોડીને અન્ય સર્વ બ્રહ્મચારીના ધર્મને પાલન કરે. આ પ્રમાણે વ્રત કર્યા પછી તેમને ઉપનયન સંસ્કાર કરાવે. તેમણે ઉપનયનસંસ્કારના દિવસથી એક વર્ષ સુધી સ્નાન કરવું જોઇએ. ત્યાર પછી તેમને વેદ ભણાવવો જોઇએ. વળી—

अथ यस्य पिता पितामह इत्यनुपेतौ स्यातां ते ब्रह्महसंस्तुताः ॥ २८ ॥

અર્થઃ—જેના પિતા, અને દાદા પણ ઉપનયન સંસ્કારથી રહિત હોય, અને છોકરો પણ ઉપનયન સંસ્કારથી રહિત હોય એવા છોકરાને બ્રહ્મહન્ (ब्रह्महृ) શબ્દથી કહેવામાં આવે છે. એવા માણસોના સમીપમાં પણ વેદાધ્યયન ન કરવુ જોઇએ.

तेषामिच्छतां प्रायश्चित्तम् ॥ „ ॥ ३० ॥

અર્થઃ—તે લોકો ઇચ્છે તો તેમનું પ્રાયશ્ચિત્ત કરવુ યોગ્ય છે.

यथा प्रथमेऽतिक्रम ऋतुरेव संवत्सरः ॥ „ ॥ ३१ ॥

અર્થઃ—જેમ પ્રથમ કાળનું અતિક્રમણ કરવાથી એક ઋતુ બ્રહ્મચર્યનો કાળ કહ્યો છે, તેવી રીતે બે પેઢી સુધીનો કાળ વીતી ગયો હોય તો એક વર્ષ સુધીના બ્રહ્મચર્યનો કાળ કહ્યો છે. વળી—

प्रतिपुरुषं सङ्ख्याय संवत्सरान्यावन्तोऽनुपेताः स्युः ॥

„ प्र. १. प. १. ख. २. सू. १ ॥

અર્થઃ—જો પિતા જ ઉપનયન સંસ્કારથી રહિત હોય તો એક વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઈએ. પિતામહ પણ ઉપનયન સંસ્કારથી રહિત હોય તો પૌત્રે બે વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવુ જોઈએ. અને પોતે પણ વખતસર જનોઇ ન લીધી હોય તો ત્રણ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

अथोपनयनं तत उदकोपस्पर्शनम् ॥ „ प्र.१.प.१.ख.१.सू.३२ ॥

અર્થઃ—પૂર્વોક્ત પ્રમાણે એક વર્ષ, બે વર્ષ, અને ત્રણ વર્ષ બ્રહ્મચર્યનું પાલન કર્યા પછી ઉપનયન સંસ્કાર તથા સ્નાનાદિક કરવાની જરૂર છે.

अथाध्याप्यः ॥ „ „ ख. २. सू. ४ ॥

અર્થઃ—ઉપનયન સંસ્કાર અને સ્નાનાદિક કરાવ્યા પછી વેદાધ્યયન કરાવવું યોગ્ય છે.

अथ यस्य प्रपितामहादि नानुस्मर्यन्त उपनयनं ते श्मशानसंस्तुताः ॥ „ ॥५॥

અર્થઃ—જે બાળકના પ્રપિતામહ આદિના પણ ઉપનયન સંસ્કારનું સ્મરણ નથી અર્થાત્ ૨૦, ૩૦ પેઢી સુધી ઉપનયન સંસ્કાર થયાનું સાંભળવામાં નથી, તે લોકોના પુત્ર સ્મશાનના તુલ્ય અપવિત્ર કહેવાય છે.

तेषामिच्छतां प्रायश्चित्तं द्वादशवर्षाणि त्रैविद्यकं ब्रह्मचर्यं चरेदथोपनयनं तत उदकोपस्पर्शनं पावमान्यादिभिः ॥ प्र. १. प. १. ख. २. सू. ६ ॥

અર્થઃ—જો તેઓ પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છા રાખતા હોય તો બાર વર્ષ અગ્નિસેવા,

અધ્યયન અને ગુરૂશુશ્રૂષા એ ત્રણેને છોડીને અન્ય સર્વ બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરે ત્યાર પછી ઉપનયન કરાવવું અને પાવમાન્યાદિ મન્ત્રથી સ્નાન કરાવે.

**अथ गृहमेधोपदेशनम् ॥ " " " ॥ ७ ॥**

અર્થ:—પછી ગૃહસ્થાશ્રમીને ઉપયોગી ધર્મનું પ્રતિપાદન કરનારા ગૃહ્યસૂત્ર તથા ધર્મ શાસ્ત્રોને ભણાવે. અને પછી તેમનાં છોકરાં પૂર્ણ વેદનું અધ્યયન કરવામાં તથા વૈદિક ધર્મમાં અધિકારી થશે.

આ પ્રમાણે વ્રાત્યોનાં બાલકો ૮મા વર્ષથી અથવા ૭મા વર્ષથી બ્રહ્મચર્યવ્રતોના નિયમોનું બાર વર્ષ પાલન કરાવી વીસ વર્ષની ઉમરમાં ઉપનયન કરાવવાથી હાલ જોવામાં આવતા ૫૦ પેઢી અથવા ૧૦૦ પેઢીથી ઉપનયન સંસ્કારથી શૂન્ય વ્રાત્યોની પણ શુદ્ધિ થઈ શકે છે. એ શાસ્ત્રનો સિદ્ધાંત છે.

વળી તાણ્ડ્ય મહાબ્રાહ્મણમાં પણ વ્રાત્યોનો ભેદ તથા પ્રાયશ્ચિત્ત પણ બતાવ્યું છે. તાણ્ડ્ય બ્રાહ્મણમાં પણ **हीनाचारा निन्दिताः कनीयांसः ज्यायांसः** આ પ્રમાણે ચાર પ્રકારના વ્રાત્યો બતાવ્યા છે.

**हीना वा एते हीयन्ते ये व्रात्याः प्रवसन्ति, नहि ब्रह्मचर्यं चरन्ति, न कृषीन्न वणिज्या॰षोडशो वा एतत् स्तोमः समाप्तुमर्हति ॥**

ता. ब्रा. अ. १७. ख. १. क. २ ॥

અર્થ:—જે મનુષ્ય વ્રાત્યતાને પ્રાપ્ત થઈને જાતિ બહાર મૂકાવાથી બહાર રહે છે તે લોક નિકૃષ્ટ થઈને વારંવાર અધિક નિકૃષ્ટતાને પ્રાપ્ત થાય છે, કેમકે તે લોકો બ્રાહ્મણ જાતિને ઉચિત કર્મ કરતા નથી. આથી તેઓ બ્રાહ્મણથી હીન થાય છે, અને વૈશ્યોને યોગ્ય કૃષિ તથા વ્યાપાર પણ કરતા નથી. આથી તેઓ વૈશ્ય જાતિથી પણ હીન થાય છે. આથી તેઓ અત્યન્ત હીન છે. તેમને શ્રેષ્ઠતા પ્રાપ્ત કરાવવા **षोडशस्तोमः** નામનો યજ્ઞ કરવો જોઈએ, એ મંત્રથી એ પણ સિદ્ધ થાય છે કે કૃષિ તથા વ્યાપારાદિકોમાં તત્પર રહેનાર લોક વૈશ્યત્વથી પતિત નથી થતા, તથાપિ વૈદિક સંસ્કાર નહિં હોવાથી તેમને વૈદિક કર્મોનો અધિકાર નથી હોતો. આ મંત્રથી સહુ શાસ્ત્રમર્યાદાનો પરિત્યાગ કરીને કૃષિ તથા વ્યાપારાદિક વૈશ્યવૃત્તિનો પણ જેણે પરિત્યાગ કર્યો છે અને કેવળ વિવાહ કરીને પુત્ર ઉત્પાદન કર્યા છે તે લોકોને **હીનાચાર** કહ્યા છે.

**अथैष षट्षोडशी ये नृशंसा निन्दिताः सन्तो व्रात्यां प्रवसेयुस्त एतेन यजेरन् ॥ " " ख. २ क. १ ॥**

અર્થ:—જે લોકો નૃશંસ છે અર્થાત્ નિન્દિત છે અર્થાત્ પાપનું આરોપણ થવાથી વ્રાત્યત્વને પ્રાપ્ત થઈને જાતિની બહાર મૂકાવાથી બહાર રહે છે તે લોકો પોતાની શ્રેષ્ઠતાને માટે ષડ્ષોડશસ્તોમથી યજન કરે. આ મંત્રથી નિન્દિત વ્રાત્યોનું પ્રાયશ્ચિત્ત કહ્યુ છે. અને—

**अथैष द्विषोडशी ये कनिष्ठाः सन्तो व्रात्यां प्रवसेयुस्त एतेन यजेरन् ॥**

**" " ख. ३–१ ॥**

અર્થ:—યુવાવસ્થામાં જ વ્રાત્યતાને પ્રાપ્ત થઈ જાતિ બહાર મૂકાવાથી જે કનિષ્ઠ નામના વ્રાત્ય બહાર રહે છે તે લોકો પોતાની ઉત્કૃષ્ટતાને માટે દ્વિષોડષી નામના વ્રાત્યસ્તોમથી યજન કરે.

अथैष शमनी च मेढ्राणाऽस्तोमो ये ज्येष्ठाः सन्तो व्रात्यां प्रवसेयुस्त एतेन यजेरन् ॥ ,, ,, ख. ४ ॥

અર્થ:—જે લોકો ખૂબ વૃદ્ધ થઇ વ્રાત્યત્વને પ્રાપ્ત થઈ જાતિ બહાર મૂકાવાથી બહાર રહે છે તે વૃદ્ધાવસ્થાથી નષ્ટ વીર્યવાળા વ્રાત્યલોક પોતાની ઉત્કૃષ્ટતા માટે ઊર્ધ્વસ્તોમ નામના વ્રાત્ય યજ્ઞથી યજન કરે.

આ પ્રકારે વેદ તથા ધર્મશાસ્ત્રના કથનને અનુસાર વ્રાત્યોએ પ્રાયશ્ચિત્ત દ્વારા શુદ્ધ થઈ વેદાધ્યયન આદિક વૈદિક ધર્મમાં પ્રવૃત્ત થવુ એ ફરજ છે. આ પ્રાયશ્ચિત્ત જો કોઈને કઠણ લાગે તો દેશ કાળ તથા શક્તિની અનુસાર પવિત્ર બ્રાહ્મણોના આશીર્વાદ, દાન, મન્ત્રાદિથી પણ શુદ્ધિ થાય છે. તે સંબધી વિવેક પ્રાયશ્ચિત્ત નિરૂપણમાં કર્યો છે. વૈદિક સસ્કારથી રહિત વૈશ્યાદિનો પ્રતિગ્રહ લેનારા બ્રાહ્મણને મગધ દેશના અપવિત્ર બ્રહ્મબંધુ સમાન ગણ્યો છે. આ નિર્ણય તાણ્ડ્ય બ્રાહ્મણના ૧૧ મા અધ્યાયના પહેલા ખંડની ૧૬ મી કંડિકાના ભાષ્યમાં કર્યો છે.

ઇતિ વ્રાત્યસંસ્કારનિરૂપણ પ્ર. ૮. અ. ૨ સમાપ્ત.

---

## અધ્યાય. ૩.

### સત્ત્વાદિક ગુણ તથા ગતિ નિરૂપણ.

હવે સત્ત્વાદિક ગુણોનાં લક્ષણ તથા તે ગુણોને અનુસાર થનારી ગતિનું નિરૂપણ કરીએ છીએ.

वेदाभ्यासस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः ।
धर्मक्रियात्मचिन्ता च सात्त्विकं गुणलक्षणम् ॥ म. स्मृ. अ. १२–३१ ॥

અર્થ.—શાસ્ત્રોનું અધ્યયન કરવુ, તપ કરવુ, જ્ઞાન, પવિત્રતા રાખવી, ઈન્દ્રિયોનો નિગ્રહ કરવો, ધર્મનુ આચરણ કરવું, તથા આત્મચિન્તન કરવુ એ સર્વ સત્ત્વ ગુણનાં લક્ષણ છે અર્થાત્ સત્ત્વગુણી મનુષ્યની આ સર્વ કાર્યમાં પ્રવૃત્તિ થાય છે.

મહાભારતમાં સત્ત્વગુણી મનુષ્યનાં લક્ષણ નીચે પ્રમાણે કહ્યાં છે.

सत्त्वमानन्द उद्रेकः प्रीतिः प्राकाश्यमेव च ।
सुखं शुद्धित्वमारोग्यं संतोषः श्रद्धधानता ॥ म.भा.शा.प.अ.३१७–१७ ॥
अकार्पण्यमसंरंभः क्षमा धृतिरहिंसता ।
समता सत्यमानृण्यं मार्दवं ह्रीरचापलम् ॥ ,, ॥ १८ ॥
शौचमार्जवमाचारमलौल्यं हृद्यसंभ्रमम् ।
इष्टानिष्टवियोगानां कृतानामविकत्थन ॥ ,, ॥ १९ ॥
दानेन चात्मग्रहणमस्पृहत्वं परार्थता ।
सर्वभूतदया चैव सत्त्वस्यैते गुणाः स्मृताः ॥ ,, ॥ २० ॥

અર્થ:—મનોબલ, આનન્દ, ઉત્સાહ, પ્રીતિ, જ્ઞાન, સુખ, ચિત્તની પવિત્રતા (નિષ્કપટતા), આરોગ્ય, સંતોષ, શ્રદ્ધાળુપણું, અકાર્પણ્યતા, ક્રોધનો અભાવ, ક્ષમા, ધીરજ, કોઈને દુઃખ ન દેવું, સર્વ પ્રાણીઓ ઉપર સમદષ્ટિ, સત્યભાષણ, કોઇના દેવાદાર ન થવું અર્થાત્ કોઇનો પણ ઉપકાર રાખવો નહિ, કોઈ ઉપકાર કરે તો તેનો પ્રત્યુપકાર કરવો, કોમળ સ્વભાવ, ચંચલતા નહિ હોવી, શૌચ, સરલતા, આચાર, વિષયોમાં અલોલુપતા, નિર્ભયતા અર્થાત્ અત્યંત શીઘ્રતાથી સાધન વગર કાર્ય કરવું, ઇષ્ટ વસ્તુના અથવા અનિષ્ટ વસ્તુના સંયોગ અથવા વિયોગમાં હર્ષશોક રહિતપણું, પોતે કરેલા સત્કર્મની પ્રશંસા ન કરવી, દાનથી સર્વને વશ કરવા, કોઇ વસ્તુની તૃષ્ણા ન કરવી, બીજાની ઉપર ઉપકાર કરવાની વૃત્તિ રાખવી અને સંપૂર્ણ પ્રાણીઓ ઉપર દયા ભાવ રાખવો–એ સર્વ સત્ત્વગુણનાં લક્ષણ છે અર્થાત્ સત્ત્વગુણી મનુષ્યમાં એ સર્વ ગુણો હોય છે.

**अत्यागित्वमकारुण्यं सुखदुःखोपसेवनम् ॥ ,, ३१३-२१ ॥**
**परापवादेषु रतिर्विवादानां च सेवनम् ।**
**अहंकारमसत्कारं चिन्तावैरोपसेवनम् ॥ ,, ॥ २२ ॥**
**परितापोऽभिहरणं ह्रीनाशोऽनार्जवं तथा ।**
**भेदः परुषता चैव कामः क्रोधो मदस्तथा ॥ ,, ॥ २३ ॥**
**दर्पो द्वेषोऽतिवादश्च एते प्रोक्ता रजोगुणाः ॥ ,, ॥ २४ ॥**

અર્થ:—ઉદારતા રહિતપણું અર્થાત્ કૃપણતા, નિર્દયતા, થોડી વાતમાં સુખી તથા દુઃખી થવું, બીજાની ઉપર આક્ષેપ (અપવાદ) કરવામાં પ્રીતિ, વાદવિવાદ કરતા રહેવું, અતિ અહંકાર, યોગ્યનો પણ સત્કાર ન કરવો, મનમાં અનેક પ્રકારની ચિન્તા, વૈર રાખવું, નુકશાનને લીધે મનમાં સંતાપ કરવો, કોઈના ઉપર આક્રમણ કરવું, અયોગ્ય કાર્યમાં નિર્લજ્જતા, સરલતા રહિતપણું અર્થાત્ ઉદ્ધતાઈ, પોતાના તથા પારકાના સુખ દુઃખને સમાન જાણ્યા સિવાય ઘણોજ ભેદ રાખીને વ્યવહાર કરવો, કઠોરતા રાખવી, કામ, ક્રોધ, મદ, દર્પ, દ્વેષ, અને યથાર્થ વાતનું પણ ખંડન કરીને નિષ્પ્રયોજન બોલવું, આ બધાં રજોગુણનાં લક્ષણ છે.

મનુજી મહારાજ પણ નીચે પ્રમાણે રજોગુણનાં લક્ષણ બતાવે છેઃ—

**आरंभरुचिताऽधैर्यमसत्कार्यपरिग्रहः ।**
**विषयोपसेवा चाजस्रं राजसं गुणलक्षणम् ॥ मनु. स्मृ. अ. १२–३२ ॥**

અર્થ:—અનેક પ્રકારની પ્રવૃત્તિ વધારવામાં પ્રીતિ, અધૈર્યપણું, અર્થાત્ થોડું પણ દુઃખ પડે એટલામાં બહુ વ્યાકુલ થઈ જવું, ખોટું કામ કરવા તૈયાર થવું અને હમેશાં વિષયનું સેવન કરવું–આ સર્વ લક્ષણ રજોગુણનાં છે. વળીઃ—

**तमसो लक्षणानीह भक्षणाद्यभिरोचनम् ।**
**भोजनानामपर्याप्तिस्तथा पेयेष्वतृप्तता ॥ शा. प. ३१३–२६ ॥**
**गन्धवासी विहारेषु शयनेष्वासनेषु च ।**
**दिवास्वप्नेऽतिवादे च प्रमादेषु च वै रतिः ॥ ,, ॥ २७ ॥**

नृत्यवादित्रगीतानामज्ञानाच्छ्रद्दधानता ।
द्वेषो धर्मे विशेषाणामेते वै तामसा गुणाः ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—તમોગુણનાં લક્ષણમાં પહેલું ખાવા પીવાના પદાર્થમાં પ્રેમ અર્થાત્ જૂદા જૂદા ખાવા પીવાના પદાર્થમાં પ્રીતિ, તથા કેટલુંએ પણ ખાવાનું હોવા છતાં ખાવામાં અતૃપ્તિ, એ પ્રમાણે પીવાના પદાર્થમાં પણ અતૃપ્તિ અર્થાત્ દુધ આદિ બહુ પીવા છતાં પણ રંજન ન થવું (૨૬), સુગન્ધિ વાળા પદાર્થ, વસ્ત્ર, હરવા ફરવામાં, રમવામાં વિશેષ પ્રીતિ હોવી, દિવસમાં સૂવું, સર્વની વાતનું ઉલ્લંઘન કરીને બોલવું, પ્રમાદમાં પ્રીતિ હોવી (૨૭), નાચ, સંગીત આદિમાં શ્રદ્ધા અર્થાત્ વિશેષ પ્રીતિ, અને ધર્મોમાં દ્વેષ (૨૮), આ સર્વ તમોગુણનાં લક્ષણ કહેવાય છે.

મનુજી મહારાજે પણ તમોગુણનાં લક્ષણ નીચે પ્રમાણે બતાવ્યાં છે.

लोभः स्वप्नोऽधृतिः क्रौर्यं नास्तिक्यं भिन्नवृत्तिता ।
याचिष्णुता प्रमादश्च तामसं गुणलक्षणम् ॥ मनु. स्मृ. अ. १२–३३ ॥

અર્થઃ—લોભ, બહુ સૂવું, અધૈર્ય અર્થાત્ કાયરતા, ક્રૂરતા, નાસ્તિકતા, આચારનો અભાવ, યાચકપણું, અને પ્રમાદ અર્થાત્ કર્તવ્ય કર્મમાં અસાવધાનતા, આ બધાં તમોગુણનાં લક્ષણ છે.

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ भ० गी० अ० १४–११ ॥

અર્થઃ—આ શરીરમાં જે શ્રોત્રાદિક ઇન્દ્રિયો છે તેમાં જ્યારે જ્ઞાનપ્રસાદ રૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે અને રજોગુણ તથા તમોગુણની ન્યૂનતા થાય છે, ત્યારે અન્તઃકરણની પ્રસન્નતા રૂપ ચિહ્નથી સત્ત્વગુણ વૃદ્ધિ પામ્યો છે એમ જાણવું.

શબ્દાદિક વિષયોના જ્ઞાનને જ જ્ઞાનપ્રસાદ રૂપ પ્રકાશ કહ્યો છે. જ્યારે શ્રોત્રાદિક ઇન્દ્રિયો દ્વારા બુદ્ધિવૃત્તિ બહાર નિકળીને વિષયાકાર રૂપ પરિણામને પ્રાપ્ત થાય છે, ત્યારે જેમ પ્રકાશ અન્ધકારને નિવૃત્ત કરે છે, તેમ શ્રોત્રાદિક ઇન્દ્રિયોના વિષય રૂપ શબ્દાદિનું આવરણ નિવૃત્ત થાય છે. અને શબ્દાદિક વિષયોનું જ્ઞાન થાય છે. દરેક ઇન્દ્રિય દ્વારા બહાર નિકળેલી બુદ્ધિવૃત્તિ, દરેક વિષયના આવરણને નિવૃત્ત કરવાથી જ્યારે સર્વ શબ્દાદિક વિષયોનું જ્ઞાન થાય છે, ત્યારે સત્ત્વગુણની વૃદ્ધિ, તથા રજોગુણ અને તમોગુણની ન્યૂનતા જાણવી એવો ભાવ છે.

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ भ० गी० अ० १४–१२ ॥

અર્થઃ—હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ અર્જુન ! જ્યારે રજોગુણની વૃદ્ધિ થાય છે, ત્યારે લોભ, નિરન્તર પ્રયત્ન કરવાની વૃત્તિ, 'आरंभः कर्मणाम' અર્થાત્ ઘણા જ ધનના વ્યયથી તથા શરીરની મહેનતથી થનારાં કામ્ય, નિષિદ્ધ, ગૃહાદિક વિષયોના વ્યાપાર રૂપ ઉદ્યમ કરવો તે, अशमः અર્થાત્ આ કામ કરીને, બીજું કરીશ એવી રીતના સંકલ્પોની અશાન્તિ અર્થાત્ એક સંકલ્પની પાછળ બીજો સંકલ્પ ચલાવ્યા જ કરવો તે, અને સ્પૃહા અર્થાત્ જેમ તેમ કરીને પારકાના ધનને પચાવી લેવાની ઇચ્છા—આ સર્વ રજોગુણની વૃદ્ધિ થવાથી થાય છે.

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनंदन ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—હે કુરુનંદન! જ્ઞાનનાં કારણ ઉપદેશાદિક પ્રાપ્ત થવા છતાં પણ કોઈ પ્રકારનું જ્ઞાન થવાની યોગ્યતા ન થવી, તથા આ કાર્ય મારે કરવાનું છે એવી કર્તવ્યતાનું જ્ઞાન હોવા છતાં પણ તે કાર્ય કરવામાં પ્રવૃત્ત ન થવું, પ્રમાદ અર્થાત્ કર્તવ્ય કાર્યનો ખ્યાલ ન આવવો, અને મોહ અર્થાત્ નિદ્રાને પરવશ રહેવું તે, વિપર્યયત્વ, મૂઢત્વ, ઇત્યાદિ—આ સર્વ તમોગુણની વૃદ્ધિ થવાથી થાય છે.

સત્ત્વગુણની પરીક્ષા મનુષ્યોના ભોજનના પ્રિય પદાર્થને અનુસાર પણ થાય છે. જેને જે પ્રકારના આયુ આદિ વધારનાર, ખાટા, તીખા, બગડી ગયેલા, વાસી પદાર્થ ખાવાને પ્રિય લાગે છે તે પ્રમાણે તે મનુષ્યને સાત્વિક, રાજસિક તથા તામસિક જાણવો જોઇએ.

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—આ દેહાભિમાની જીવ, સત્ત્વગુણની વૃદ્ધિ થયા પછી મરી જાય તો અમલ અર્થાત્ રજ તથા તમો મલથી રહિત હિરણ્યગર્ભાદિકોની ઉપાસના કરનારને સુખ ભોગવવાના વિશેષ સ્થાન રૂપ લોકને પ્રાપ્ત થાય છે. અને—

रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—જો કોઇ રજોગુણની વૃદ્ધિ થયા પછી મરી જાય તો કર્મફલના અધિકારી મનુષ્યોમાં તેનો જન્મ થાય છે. તે જ પ્રમાણે તમોગુણની વૃદ્ધિ થયા પછી મરી જાય તો મૂઢ પશુ આદિક યોનિમાં જન્મ લે છે.

મનુજી મહારાજે પણ ગુણોને અનુસાર જન્મની પ્રાપ્તિ બતાવી છે—

देवत्वं सात्त्विका यान्ति मनुष्यत्वं च राजसाः ।
तिर्यक्त्वं तामसा नित्यमित्येषा त्रिविधा गतिः ॥ म. स्मृ. अ. १२–२ ॥

અર્થઃ—સાત્વિક મનુષ્યો દેવત્વને, રાજસિક મનુષ્યત્વને, અને તામસિક પશુ આદિ તિર્યક્ યોનિને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સાત્વિક આદિ ગુણવાળાની ત્રણ પ્રકારની ગતિના પણ એક એકના ઉત્તમ, મધ્યમ અને અધમ એ ત્રણ પ્રકારના ભેદથી ત્રણ ત્રણ પ્રકારનો ભેદ થાય છે. આ ત્રણ ત્રણ પ્રકારના ભેદ કર્મ અને ઉપાસના આદિના ભેદને અનુસાર થાય છે.

स्थावराः कृमिकीटाश्च मत्स्याः सर्पाः सकच्छपाः ।
पशवश्च मृगाश्चैव जघन्या तामसी गतिः ,, ॥ ४२ ॥

અર્થઃ—વૃક્ષાદિ, કૃમિ (સૂક્ષ્મ પ્રાણી), એનાથી થોડા મોટા કીડા, માછલી, સર્પ, કાચબા પશુ અને મૃગ, આદિનો જન્મ થવો એ તામસિક ગતિમાં અધમગતિ છે. વળી—

हस्तिनश्च तुरंगाश्च शूद्रम्लेच्छाश्च गर्हिताः ।
सिंहा व्याघ्रा वराहाश्च मध्यमा तामसी गतिः ॥ ,, ॥ ४३ ॥

અર્થ:—હાથી, ઘોડા, શૂદ્ર, મ્લેચ્છ, સિંહ, વાઘ, અને સુઅર ઇત્યાદિકોનો જન્મ થવો એ સર્વ તામસિક ગતિમાં મધ્યમ ગતિ કહેવાય છે. વળી—

चारणाश्च सुपर्णाश्च पुरुषाश्चैव दाम्भिकाः ।
रक्षांसि च पिशाचाश्च तामसीषूत्तमागतिः ॥ ,, ॥ ४४ ॥

અર્થ;—ચારણ અર્થાત્ રાજાની કીર્તિ વગેરે દેશાવરમાં ફેલાવવાનું કામ કરનારા, અને રાજદ્વારાદિની અંદર જઇને એમની પ્રશંસા કરનારા લોકો, કપટ કરનારા દાંભિકો, રાક્ષસો અને પિશાચો ઇત્યાદિ લોકોનો જન્મ થવો એ તામસિક ગતિમાં ઉત્તમ ગતિ કહેવાય છે.

झल्ला मल्ला नटाश्चैव पुरुषाः शस्त्रवृत्तयः ।
द्युतपानप्रसक्ताश्च जघन्या राजसी गतिः ॥ ,, ॥ ४६ ॥

અર્થ:—વ્રાત્ય ક્ષત્રિયથી સમાન સ્ત્રીમાં ઉત્પન્ન થએલી ઝલ્લ અને મલ્લ એ જાતિ છે. એમાં લાઠી ચલાવનારને ઝલ્લ કહે છે, અને કુસ્તી કરનારને મલ્લ કહે છે. નટો (નાચનારા), શસ્ત્રથી જીવિકા ચલાવનારા, જુગાર અને દારૂ આદિ વ્યસનવાળા લોકોમાં જન્મ થવો તે રાજસિક ગતિમાં અધમ ગતિ છે.

राजानः क्षत्रियाश्चैव राज्ञां चैव पुरोहिताः ।
वादयुद्धप्रधानाश्च मध्यमाः राजसी गतिः ॥ ,, ॥ ४६ ॥

અર્થ:—રાજાઓ, અન્ય ક્ષત્રિઓ, રાજાઓના પુરોહિતો, અને શાસ્ત્રાર્થ તથા કલહ કરવામાં નિપુણ લોકોમાં જન્મ થવો તે રાજસિક ગતિમાં મધ્યમ ગતિ છે.

गन्धर्वा गुह्यका यक्षा विबुधानुचराश्च ये ।
तथैवाप्सरसः सर्वा राजसीषूत्तमा गतिः ॥ ,, ॥ ४७ ॥

અર્થ:—ગન્ધર્વ, ગુહ્યક, યક્ષ, દેવતાઓના અનુયાયી, વિદ્યાધર આદિક, અને અપ્સરાઓમાં જન્મ થવો તે રાજસિક ગતિમાં ઉત્તમ ગતિ છે. અને—

तापसा यतयो विप्रा ये च वैमानिका गणाः ।
नक्षत्राणि च दैत्याश्च प्रथमा सात्त्विकी गतिः ॥ ,, ॥ ४८ ॥

અર્થ:—તપસ્વીઓ, સંન્યાસીઓ, બ્રાહ્મણો, વિમાનમાં વિચરનારી અપ્સરાઓ આદિથી ભિન્ન દેવગણો, નક્ષત્રો, અને દૈત્યોનો જન્મ એ સર્વ સાત્વિક ગતિમાં પ્રથમ અર્થાત્ નીચેની ગતિ છે.

यज्वान ऋषयो देवा वेदा ज्योतींषि वत्सराः ॥
पितरश्चैव साध्याश्च द्वितीया सात्त्विकी गतिः ॥ ,, ॥ ४९ ॥

અર્થ:—યજ્ઞ કરનારા ઋષિઓ, દેવતાઓ, ધ્રુવાદિ સંવત્સરાભિમાની દેવતા (વત્સર), પિતરો અને સાધ્યોનો જન્મ-તે સર્વ સાત્વિક ગતિમાં મધ્યમ ગતિ કહેવાય છે.

ब्रह्मा विश्वसृजो धर्मो महानव्यक्तमेव च ।
उत्तमां सात्त्विकीमेतां गतिमाहुर्मनीषिणः ॥ ,, ॥ ५० ॥

અર્થ:-બ્રહ્મા અર્થાત્ ચતુર્મુખ, મરીચિ આદિ પ્રજાપતિ (વિશ્વસૃજ) શરીરધારી

ધર્મ, મહત્ અને અવ્યકત આ સર્વ સાત્ત્વિકી ગતિમાં ઉત્તમ ગતિવાળા છે.

આ પ્રમાણે સાત્ત્વિકાદિ ગુણોની ન્યૂનતા તથા અધિકતાને અનુસાર પ્રાણિઓની ઉત્તમ અને અધમ ગતિ શાસ્ત્રોમાં કહી છે. વળી–

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।

रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ भ. गी. अ. १४–१६ ॥

અર્થઃ—સાત્ત્વિક ધર્મ રૂપ પુણ્યકર્મનું ફલ રજ અને તમોમલથી રહિત નિર્મલ સુખ છે એમ ઋષિ લોકોએ કહ્યું છે. અને રજોગુણી અર્થાત્ પાપમિશ્રિત પુણ્યકર્મનું ફલ દુઃખ છે અર્થાત્ દુઃખ બહુ, સુખ થોડું હોય છે. વળી તામસ કર્મરૂપ અધર્મનું ફલ અવિવેક રૂપી દુઃખ જ છે. એવું ઋષિ લોકોએ કહ્યું છે. વળી–

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।

प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ „ ॥ १७ ॥

અર્થઃ—સત્ત્વગુણથી પ્રકાશરૂપ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે પ્રમાણે સુખ પણ વિશેષ થાય છે. રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે અર્થાત્ અનેક પ્રકારના વિષય પ્રાપ્ત થવા છતાં પણ નિવૃત્ત ન થઈ શકે એવી તૃષ્ણા ઉત્પન્ન થાય છે. એ તૃષ્ણા હમેશાં વધતી જાય છે, તેને પૂર્ણ કરવાને અસમર્થ થવાથી હમેશાં દુઃખનું કારણ હોવાથી રાજસ કર્મનું ફલ દુઃખ ઉત્પન્ન થાય છે. અને તમોગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાન ઉત્પન્ન થાય છે. માટે પ્રમાદ આદિને અનુસાર તમોગુણનું ફલ દુઃખ જ થાય છે. વળી–

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।

जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ „ ॥ १८ ॥

અર્થઃ—શાસ્ત્રમાં કહેલાં કર્મ અને ઉપાસનામાં તત્પર મનુષ્યો સત્યલોક સુધીના દેવતાઓના જે ભિન્ન ભિન્ન લોક છે તેને પ્રાપ્ત થાય છે. અર્થાત્ ઉપાસના અને કર્મના ભેદને અનુસાર તે મનુષ્યો દેવતાઓમાં જન્મ લે છે. વળી લોભાદિ યુકત રાજસ કર્મમાં તત્પર રહેનારા લોકો પુણ્ય તથા પાપથી મિશ્રિત મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે. અને નિકૃષ્ટ તમોગુણની વૃત્તિરૂપ નિદ્રા, આલસ્ય, આદિમાં સ્થિત જે લોકો છે તે તામસી લોક પશુ આદિમાં ઉત્પન્ન થાય છે. વળી –

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।

प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसाः जनाः ॥ „ ॥१७–४॥

અર્થઃ—સાત્ત્વિક લોકો રૂદ્ર આદિક દેવતાઓનું પૂજન કરે છે. રાજસિક લોકો કુબેર આદિક યક્ષોનું અને નિર્ઋતિ આદિ રાક્ષસોનું પૂજન કરે છે. તામસિક લોક પ્રેત તથા માતૃકાદિક ગણોનું પૂજન કરે છે.

આ પૂજનને અનુસાર તે લોકોની ઉત્તમ, મધ્યમ, આદિ ગતિ થાય છે, **પરંતુ પરમાત્માની પ્રાપ્તિ તો ગુણાતીત થવાથી જ થાય છે.**

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।

जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ „ ॥ १४–२० ॥

गृहे मच्छन्न उत्पन्नो गूढजस्तु सुतः स्मृतः ।

कानीनः कन्यकाजातो मातामहसुतो मतः ॥ ,, ॥ १२९ ॥

અર્થઃ— પતિના ઘરમાં છૂપી રીતે સમાન જાતિના પરપુરૂષથી ઉત્પન્ન થએલો પુત્ર ગૂઢજ કહેવાય છે. પિતાના ઘરમાં અવિવાહિત કન્યાને જે પુત્ર ઉત્પન્ન થાય છે તેને કાનીન પુત્ર કહે છે. તે માતામહનો પુત્ર કહેવાય છે એવો મત છે.

अक्षतायां क्षतायां वा जातः पौनर्भवः सुतः ।

दद्यात्माता पिता वा यं स पुत्रो दत्तको भवेत् ॥ ,, ॥ १३० ॥

અર્થઃ—જે ક્ષત યોનિ વાળી અથવા અક્ષત યોનિ વાળી કન્યાનો પતિએ પરિત્યાગ કર્યો હોય અથવા પતિ મરી ગયો હોય ( અર્થાત્ વિધવા થઈ હોય ) તે સ્ત્રી ફરી બીજાની પત્ની થઇને જે પુત્રને ઉત્પન્ન કરે છે તે પૌનર્ભવ પુત્ર કહેવાય છે. માતા અથવા પિતા કોઇ પુત્રને બીજાને આપી દે તો તે પુત્ર દત્તક પુત્ર કહેવાય છે.

क्रीतश्च ताभ्यां विक्रीतः कृत्रिमः स्यात्स्वयं कृतः ।

दत्तात्मा तु स्वयं दत्तो गर्भे विन्नः सहोढजः ॥ या स्मृ. अ. २ ॥१३१ ॥

અર્થઃ—માતા અથવા પિતા પૈસા લઇને કોઇને પોતાનો પુત્ર વેચી દે (विक्रीतः) તો તે પુત્ર ખરીદનારનો ક્રીત પુત્ર કહેવાય છે. કોઈ પુત્રની ઇચ્છાવાળો મનુષ્ય પોતાનું ક્ષેત્ર, તથા ધનાદિ બતાવીને માતા પિતા વગરના છોકરાને પોતાનો પુત્ર બનાવે તો તે પુત્ર તેનો કૃત્રિમ પુત્ર કહેવાય છે. માતા પિતાએ જે પુત્રનો પરિત્યાગ કર્યો હોય, અથવા જેનાં માતા પિતા મરી ગયાં હોય તેવો પુત્ર કોઇની પાસે જઈને એમ કહે કે હું તમારો પુત્ર છું અને તેના તેમ કહેવાથી તે માણસ તેનો પુત્ર રૂપે સ્વીકાર કરે તો તે પુત્ર દત્તાત્મા કહેવાય છે. ભાવ એ છે કે પોતે પોતાની મેળે જઇને દત્ત રૂપ થયો હોવાથી દત્તાત્મા કહેવાય છે.

या गर्भिणी संस्क्रियते ज्ञाताऽज्ञातापि वा सती ।

वोढुः स गर्भो भवति सहोढ इति चोच्यते ॥ म. स्मृ अ. ९ ॥ १७३ ॥

અર્થઃ—કોઈ કન્યા વિવાહની પહેલાં ગર્ભવંતી થઈ હોય, તેને ગર્ભવતી છે એમ જાણીને અથવા અજાણતાં તેની સાથે વિવાહ કરે (संस्क्रियते) તેમાં ઉત્પન્ન થએલો પુત્ર સહોઢ પુત્ર કહેવાય છે. સહોઢ પુત્ર તે ગર્ભિણી સાથે વિવાહ કરનારનો કહેવાય છે.

उत्सृष्टो गृह्यते यस्तु सोऽपविद्धो भवेत्सुतः ।

पिण्डदोंऽशहरश्चैषां पूर्वाभावे परः परः ॥ ,, ॥ १३२ ॥

અર્થઃ—માતા પિતાએ કોઈ પુત્રનો ત્યાગ કર્યો હોય અને તેને કોઈ બીજો ગ્રહણ કરે તો તે પુત્ર તે ગ્રહણ કરનારનો કહેવાય છે અને તે પુત્ર અપવિદ્ધ પુત્ર કહેવાય છે. ઉપર કહેલા ૧૨ પુત્રોમાં પૂર્વ પૂર્વ કહેલા ઔરસ આદિ પુત્રના અભાવમાં ઉત્તરોત્તર કહેલા પુત્રો પિતાને પિણ્ડદાન કરવામાં તથા પિતાનું ધન લેવામાં અધિકારી ગણાય છે. વળી—

तद्वत्परस्त्रियः पुत्रौ द्वौ सुतौ कुंडगोलकौ ।

पत्यौ जीवति कुंडस्तु मृते भर्तरि गोलकः ॥ या. स्मृ० अ० ४ ॥२३ ॥

અર્થઃ—પતિની જીવિત અવસ્થામાં જારથી ઉત્પન્ન થએલા પુત્રને કુંડ કહે છે, અને

પતિના મૃત્યુ પછી જારથી ઉત્પન્ન થએલા પુત્રને ગોલક કહે છે.

પૂર્વે કહેલા બાર પુત્રોથી અતિરિક્ત આ બે પ્રકારના પુત્રોનું પ્રતિપાદન પણ ધર્મશાસ્ત્રમાં કર્યું છે. આ બે પુત્રો માતાના જ કહેવાય છે. અને—

केचिदाहुर्द्विजैर्जातौ संस्कार्यौ कुण्डगोलकौ ।

અર્થઃ—કોઈ કહે છે કે દ્વિજાતિથી ઉત્પન્ન થયેલા કુણ્ડ અને ગોલકનો પણ સંસ્કાર કરવા યોગ્ય છે.

पुत्रिकायां कृतायां तु यदि पुत्रोऽनुजायते ।

समस्तत्र विभागः स्याज्ज्येष्ठता नास्ति हि स्त्रियः ॥ ,, ॥ १३४ ॥

અર્થઃ—કોઈને પોતાને પુત્ર નહિં હોવાથી પુત્રીના વિવાહની વખતે પુત્રીને પુત્રિકા કરી હોય અને પુત્રિકા બનાવ્યા પછી જો પિતાને પુત્ર થયો હોય તો તે માણસ પોતાનું ધન વહેંચતી વખતે પોતાનો પુત્ર તથા પુત્રિકાનો સમાન ભાગ ગણે છે. પરંતુ પુત્રિકાને ઉદ્ધાર મલી શકતો નથી. પુત્રિકા પુત્ર કરતાં ઉમરમાં મોટી હોવા છતાં પણ તેને ઉદ્ધારના વિષયમાં ઉમરમાં મોટાપણાનો સ્વીકાર કરવામાં આવશે નહિં. તેટલા માટે પુત્રિકાને ઉદ્ધાર આપવામાં આવશે નહિં.

પિતાનું ધન વહેંચતી વખતે સર્વ ધનમાંથી અમુક ભાગ કાઢી લઈ મોટા પુત્રને આપવો અને બાકીનું ધન વહેંચી દેવું એવી મર્યાદા છે. તેનું નામ ઉદ્ધાર છે. તે પણ પુત્રિકા મોટી હોવા છતાં પણ તેને ન મળી શકે એવો ભાવ છે.

ऊर्ध्वं विभागाज्जातस्तु पित्र्यमेव हरेद्धनम् ।

संसृष्टास्तेन वा ये स्युर्विभजेत स तैः सह ॥ म० स्मृ० अ० ९ ॥ २१६ ॥

અર્થઃ—ધનનો વિભાગ થઇ ગયા પછી જો પિતાને પુત્ર ઉત્પન્ન થાય તો તેને પિતાનો ભાગ મળે. જો ભાઈઓ ધનનો વિભાગ થઈ ગયા પછી પણ પિતાના ભેગા (संसृष्टा)રહેતા હોય તો પિતાના મૃત્યુ પછી ભાઈની સાથે પિતાના ધનનો વિભાગ કરે.

पत्नी दुहितरश्चैव पितरौ भ्रातरस्तथा ।

तत्सुता गोत्रजा बन्धुः शिष्यः सब्रह्मचारिणः ॥ या. स्मृ. अ. २ ॥ १३५ ॥

एषामभावे पूर्वस्य धनभागोत्तरोत्तरः ।

स्वर्यातस्य ह्यपुत्रस्य सर्ववर्णेष्वयं विधिः ॥ ,, ॥ १३६ ॥

અર્થઃ—કોઈ પુરૂષ પુત્ર વગર મરી જાય તો તેનું ધન તેની સ્ત્રીને, સ્ત્રી ન હોય તો પુત્રીને, પુત્રી ન હોય તો મરેલા મનુષ્યના પિતાને, પિતા ન હોય તો માતાને, માતા ન હોય તો ભાઈને ભાઈ ન હોય તો ભાઇના પુત્રને, ભાઇને, પુત્ર, ન હોય તો ગોત્ર વાળાને, ગોત્ર વાળા ન હોય તો બન્ધુને, બન્ધુ ન હોય તો શિષ્યોને, શિષ્યો ન હોય તો પોતાના સહાધ્યાયી બ્રહ્મચારીને મળે. આ સર્વ વર્ણોને માટે વિધિ છે.

अपुत्राः शयनं भर्तुः पालयन्ति व्रते स्थिताः ।

पत्न्येव दद्यात्तत्पिण्डं कृत्स्नमंशं लभेत च ॥ वृद्ध मनुः ।

અર્થઃ—પુત્ર વિનાની વિધવા સ્ત્રી બરાબર પતિવ્રતા ધર્મ પાલન કરતી હોય તો તે સ્ત્રી

પતિનું પિણ્ડદાન કરે અને પતિનું સંપૂર્ણ ધન લે.

यदि कुर्यात्समानांशान्पत्न्यः कार्याः समांशिकाः ।
न दत्तं स्त्रीधनं यासां भर्त्रा वा श्वशुरेण वा ॥ या. स्मृ. अ. २ ॥ ११६ ॥

અર્થ:—જો સર્વ પુત્રો સમાન ભાગ વહેંચી લે તો ઘરની માતા આદિ જે સ્ત્રીને પતિ પાસેથી અથવા સસરા પાસેથી કાંઇ ધન ન મળ્યું હોય તેમને પણ પુત્રોની સમાન ભાગ આપે. વળી :—

विभजेरन्सुताः पित्रोरूर्ध्वं रिक्थमृणं समम् ।
मातुर्दुहितरः शेषमृणात्ताभ्य ऋतेऽन्वयः ॥ ,, ॥ ११७ ॥

અર્થ:—માતા અને પિતાના મરણ પછી સર્વે પુત્રો ધન અને ઋણ બરોબર વહેંચી લે. માતાનું ધન તેનું ઋણ ચૂકાવીને પુત્રીઓ લે. પરંતુ જો પુત્રીઓ ન હોય તો પુત્રોને મળે.

पितृभ्यां यस्य यद्दत्तं तत्तस्यैव धनं भवेत् ।
पितुरूर्ध्वं विभजतां माताप्यंशं समं हरेत् ॥ म० स्मृ० अ० २ ॥ १२३ ॥

અર્થ:—જે ધન પિતાએ ધનનો વિભાગ કરતા પહેલાં જેને આપ્યું હશે તે તેનું જ થશે. પિતાના મરણ પછી જે ધન પુત્રો વહેંચશે તેમાંથી માતાને પણ પુત્રોની સમાન એક ભાગ મલશે.

शक्तस्यानीहमानस्य किञ्चिद्दत्त्वा पृथक्क्रिया ।
न्यूनाधिकविभक्तानां धर्म्यः पितृकृतः स्मृतः ॥ ,, ॥ ११६ ॥

અર્થ:—જે પુત્ર ધન કમાવવામાં સમર્થ હોવાથી પિતાના ધનની ઇચ્છા કરતો નથી, અથવા શકતાને લઇને ધન કમાવાની અથવા ધનની રક્ષા કરવાની ચેષ્ટા કરતો નથી તેને થોડું ધન આપીને બાકીનું સર્વ ધન બાકીના પુત્રોને વહેંચી દેવાનું કાર્ય કરવું જોઇએ. ધર્મની અનુસાર ઓછું અથવા વધારે આપવામાં પિતાએ કરેલો વિભાગ બદલાતો નથી.

उपपन्नो गुणैः सर्वैः पुत्रो यस्य तु दत्रिमः ।
स हरेदेव तद्रिक्थं संप्राप्तोऽप्यन्यगोत्रतः ॥ म० स्मृ. अ. ९–१४१ ॥

અર્થ:—અન્ય ગોત્રમાંથી આવ્યા છતાં પણ દત્તક પુત્ર જો સર્વ ગુણોથી યુક્ત હોય તો સપુત્ર હોવા છતાં પણ ભાગ મેળવશે.

अनंशौ क्लीवपतितौ जात्यंधवधिरौ तथा ।
उन्मत्तजडमूकाश्च ये च केचिन्निरिन्द्रियाः ॥ ,, ॥ २०१ ॥

અર્થ:—નપુંસક, પતિત, જન્મથી અન્ધ, જન્મથી બહેરો, ઉન્મત્ત, જડ, ગુંગો અને લંગડો આદિ ઈન્દ્રિય વગરના મનુષ્યને ભાગ મળશે નહિં.

सर्वेषामपि तु न्याय्यं दातुं शक्त्या मनीषिणा ।
ग्रासाच्छादनमत्यन्तं पतितो ह्यददद्भवेत् ॥ ,, ॥ २०२ ॥

અર્થ:—પરંતુ સંપત્તિ લેનારા બુદ્ધિશાળી મનુષ્યે એ નપુંસકાદિકોનું અન્નવસ્ત્રાદિથી પોષણ કરવું જોઇએ. જો ન કરે તો એ ધન લેનારા પતિત થશે.

यद्यर्थिता तु दारैः स्यात्क्लीबादीनां कथंचन ।
तेषामुत्पन्नजन्तूनामपत्यं दायमर्हति ॥ म० स्मृ० अ० १–२०३ ॥

અર્થ:— જો તે નપુંસક, અન્ધ, આદિક વિવાહ કરે તો તેમની સ્ત્રીઓમાં ઉત્તમ થએલા ઔરસ તથા ક્ષેત્રાદિ પુત્રો દાદાના ધનના ભાગી થશે.

औरसाः क्षेत्रजास्त्वेषां निर्दोषा भागहारिणः । „ ॥ २–१४५ ॥

અર્થ:— એ નપુંસકાદિકોના નિર્દોષ ઔરસ તથા ક્ષેત્રજ પુત્રો ધનના ભાગીદાર છે.

सर्व एव विकर्मस्था नार्हन्ति भ्रातरो धनम् । „ ॥ ९–२१४ ॥

અર્થ:— કુકર્મમાં પ્રવૃત્ત થએલા ભાઈઓને પિતાનું ધન મળી શકતું નથી.

अनंशास्त्वाश्रमान्तरगताः । वसि० स्मृ० अ० १७ सू० ४६ ॥

અર્થ:— સંન્યાસ આદિક ત્યાગ આશ્રમનો સ્વીકાર કરેલા મનુષ્યને ભાગ મળી શકતો નથી.

यथैवात्मा तथा पुत्र पुत्रेण दुहिता समा ।
तस्यामात्मनि तिष्ठन्त्यां कथमन्यो धनं हरेत् ॥ „ ॥ १३० ॥

અર્થ:— પુત્ર પિતાના આત્મા સમાન છે. પુત્રી પણ પુત્રના સમાન છે. તેટલા માટે પુત્રીની હયાતિમાં પુત્રહીન મનુષ્યનું ધન બીજાને મળી શકતું નથી. વળી—

मातुस्तु यौतकं यत्स्यात्कुमारीभाग एव सः ।
दौहित्र एव च हरेदपुत्रस्याखिलं धनम् ॥ „ ॥ १३१ ॥

અર્થ:— માતાના લગ્ન વખતે તેને મળેલાં ભૂષણ આદિક તથા પૈસા આદિક માતાના મર્યા પછી કુમારી કન્યા જ લેશે. અને પુત્રહીન મનુષ્યનું ધન દૌહિત્ર જ લેશે.

संस्थितस्यानपत्यस्य सगोत्रात्पुत्रमाहरेत् ।
तत्र तद्रिक्तजातं स्यात्तत्तस्मिन्प्रतिपादयेत् ॥ म० स्मृ० अ०९–१९० ॥

અર્થ:— પુત્રહીન વિધવા સ્ત્રી સગોત્ર પુરૂષથી પુત્ર ઉત્પન્ન કરીને પોતાના મૃત પતિનું સર્વ ધન તે પુત્રને આપી દે.

जनन्यां संस्थितायां तु समं सर्वे सहोदराः ।
भजेरन्मातृकं रिक्थं भगिन्यश्च सनाभयः ॥ „ ॥ १९२ ॥

અર્થ:— માતાના મરી ગયા પછી તેનું ધન તેના સહોદર ભાઈ અને બહેન સરખું વહેંચી લે.

यास्तासां स्युर्दुहितरस्तासामपि यथार्हतः ।
मातामह्या धनात्किंचित् प्रदेयं प्रीतिपूर्वकम् ॥ „ ॥ १९३ ॥

અર્થ:— જો પુત્રીને પુત્રી હોય તો તેના સન્માનને માટે તેને પણ માતામહીના ધનમાંથી પ્રીતિપૂર્વક કંઇક આપવું જોઈએ.

पत्यौ जीवति यः स्त्रीभिरलंकारो धृतो भवेत् ।
न तं भजेरन्दायादा भजमाना पतन्ति ते ॥ „ ॥ २०० ॥

અર્થ— પતિની જીવિત અવસ્થામાં જે ભૂષણો સ્ત્રી પહેરતી હતી, તે ભૂષણો પતિના મરણ પછી જીવતા પુત્રો વહેંચી શકશે નહીં. જો વહેંચી લેશે તો પાપના ભાગી થશે.

स्त्रीधनं दुहितॄणामप्रत्तानामप्रतिष्ठितानां च । गौ. स्मृ. अ. २९ सू. ८ ॥

અર્થ:— માતાનું સ્ત્રીધન અવિવાહિત પુત્રીને તથા વિવાહિત દુઃખી પુત્રીઓને મળવું જોઇએ.

वानप्रस्थयतिब्रह्मचारिणां रिक्थभागिनः।
क्रमेणाचार्यसच्छिष्यधर्मभ्रात्रेकतीर्थिन ॥ या० स्मृ० अ० २-१३७ ॥

અર્થ —વાનપ્રસ્થનુ ધન આચાર્ય લે, સન્યાસીનુ ધન શ્રેષ્ઠ શિષ્ય લે, અને બ્રહ્મચારીનું ધન એક જ આશ્રમમા રહેનાર સહપાઠી લે

देशान्तरगते प्रेते द्रव्यं दायादबान्धवाः।
ज्ञातयो वा हरेयुस्तदागतास्तैर्विना नृप ॥ ,, ॥ २६४ ॥

અર્થ —જો કોઇ વ્યાપારી આદિ અન્ય દેશમા મરી ગયો હોય તો તેનુ દ્રવ્ય તેના પુત્ર આદિક દાયાદો અથવા બાન્ધવો, અથવા તેની જાતિના મનુષ્યો ત્યા જઇને લે તેમાથી જો કોઈ ન જાય તો તેનુ ધન રાજા લઈ લે

एकस्य चेत्स्याद्व्यसनं दायादोऽस्य तदाप्नुयात्।
अन्यो वासति दायादे सक्तश्चेत्सर्वमेव वा॥ ना. स्मृ वि. पद. श्लो. ७ ॥

અર્થ —બે વેપારી મલીને (सक्त) વેપાર કરતા હોય તેમાથી એક મરી જાય તો તેના ભાગનુ ધન તેના પુત્રાદિ વારસ લે દાયાદ ન હોય તો બીજા સબન્ધી લે સમન્ધી પણ ન હોય તો ભાગીદાર વેપારી લઇ લે

अस्वामिकमदायादं दशवर्षस्थितं पुनः।
राजा तदात्मसात्कुर्यादेवं धर्मो न हीयते॥ ,, ॥ १६ ॥

અર્થ —માલિક તથા દાયાદ રહિત ધનની રાજા દશ વર્ષ સુધી રક્ષા કરે. દશ વર્ષ વીતી ગયા પછી પણ કોઈ દાયાદાદિક ન આવે તો તે ધન રાજા લઈ લે એમ કરવાથી રાજાના ધર્મની હાનિ થતી નથી

वस्त्रं यानमलङ्कारं कृतान्नमुदकं स्त्रिय ।
योगक्षेमं प्रचारं च न विभाज्यं प्रचक्षते ॥ म० स्मृ० अ० ९-२१९ ॥

અર્થ —વસ્ત્ર, વાહન, થોડી કિંમતના અલકાર, રાંધેલા ભાત આદિક અન્ન, સર્વને ઉપયોગમા લેવાનુ કુવાનુ પાણી, દાસી આદિક સ્ત્રી, યોગક્ષેમ અર્થાત્ કોઇની વીસ ઘરની યજમાની, અને ગાય આદિક પ્રાણીને ચાલવાનો માર્ગ, આ સર્વ વહેંચવાને યોગ્ય નથી એમ મનુજી આદિક ઋષિલોકો કહે છે પરન્તુ તેને જે વાપરતા હોય તે લે

દાયભાગાદિ ક્રમને અધર્મી લોકો પાલન કરી શકતા નથી તેટલા માટે તેમના વર્તાવમા પક્ષપાત પરિપૂર્ણ જોવામા આવે છે પરતુ તેમા સર્વ મનુષ્યોની વિષયલપટતા જ કારણ છે તેટલા માટે તે કોઈ પણ સ્વીકાર કરવાને માટે યોગ્ય નથી.

**ઇતિ દાયભાગ નિરૂપણ અ. ૪. સમાપ્ત.**

---

## અધ્યાય ૫.

### દણ્ડનીતિ નિરૂપણ

અપરાધી મનુષ્યોને શિક્ષા કરવાને માટે જે નિયમો બતાવ્યા છે તેનું નામ દણ્ડનીતિ છે મનુષ્યોને ધર્મ માર્ગમા ચલાવનાર ધર્માત્મા રાજા અને દણ્ડ છે આ દણ્ડનીતિ પણ

स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युर्द्विजानां सदृशाः द्विजाः।
शूद्राश्च सन्तः शूद्राणामन्त्यानामन्त्ययोनयः॥ „ ॥ ६८॥

અર્થઃ—સ્ત્રીઓના આપવા લેવાના અંદર અંદરના વ્યવહારમાં સ્ત્રીઓ જ સાક્ષી હોવી જોઇએ. બ્રાહ્મણાદિક દ્વિજાતિઓને દ્વિજાતિના જ સાક્ષી હોવા જોઇએ. શૂદ્રોના સાક્ષી સદાચારી શૂદ્ર, તથા અન્ત્યજોના સાક્ષી અન્ત્યજ જ હોવા જોઇએ.

अनुभवी तु यः कश्चित्कुर्यात्साक्ष्यं विवादिनाम्।
अन्तर्वेश्मन्यरण्ये वा शरीरस्यापि चात्यये॥ „ ॥ ६९॥

અર્થઃ—ઘરની અંદર અથવા વનમાં થએલી ઘટનાઓ, તથા મારપીટ અર્થાત્ મનુષ્યને મારવાના મુકદ્દમામાં જે કોઈ તે વાત જાણતા હોય તે જ સાક્ષી થાય છે. મતલબ કે પહેલાં ધીરધાર આદિકોમાં જે લક્ષણયુક્ત સાક્ષી કહ્યા છે એવા લક્ષણવાળા સાક્ષીની આવશ્યકતા નથી.

स्त्रियाप्यसंभवे कार्यं बालेन स्थविरेण वा।
शिष्येण बन्धुना वापि दासेन भृतकेन वा॥ „ ॥ ७०॥

અર્થઃ—ઘરની અંદર કોઈ જગ્યાએ ઉપદ્રવ થયો હોય અને યોગ્ય સાક્ષી ન મળી શકતો હોય તો તે વખતે સ્ત્રી, બાલક, વૃદ્ધ, શિષ્ય, બન્ધુ, દાસ, અને નોકર ઇત્યાદિક લોકો પણ સાક્ષી થઇ શકે છે.

साहसेषु च सर्वेषु स्तेयसंग्रहणेषु च।
वाग्दंडयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः „ ॥७२॥

અર્થઃ—લૂટફાટ આદિ સર્વ પ્રકારનાં સાહસ, ચોરી, સ્ત્રીસંગ્રહ, ગાળ આદિ વાક્પારુષ્ય, અને મારપીટ આદિ દણ્ડપારુષ્યના મુકદ્દમામાં સાક્ષીઓની પરીક્ષાની જરૂર નથી અર્થાત્ જે મનુષ્ય તેને જાણતો હોય તેને જ સાક્ષી માનવો જોઇએ.

कौटसाक्ष्यं तु कुर्वाणांस्त्रीन्वर्णान्धार्मिको नृपः।
प्रवासयेद्दण्डयित्वा ब्राह्मणं तु विवासयेत्॥ „ ॥ १२३॥

અર્થઃ—રાજા જૂઠી સાક્ષી પૂરનાર ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રને દણ્ડ કરીને દેશનિકાલ કરે. અને બ્રાહ્મણને દણ્ડ કર્યા વગર દેશનિકાલ કરે.

यो ग्रामदेशसंघानां कृत्वा सत्येन संविदम्।
विसंवदेन्नरो लोभात्तं राष्ट्राद्विप्रवासयेत्॥ „ ॥ २१९॥

અર્થઃ—ગામ અથવા દેશમાં રહેનારા વ્યાપારી આદિકના સમૂહમાં શપથ સાથે પ્રતિજ્ઞા કરીને લોભને વશ થઇને જે પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તેને રાજા પોતાના રાજ્યમાંથી કાઢી મૂકે, અથવા જેવો ગુનો કર્યો હોય તેને અનુસાર દંડ કરે.

एतद्दण्डविधिं कुर्याद्धार्मिकः पृथिवीपतिः।
ग्रामजातिसमूहेषु समयव्यभिचारिणाम्॥ „ ॥ २२१॥

અર્થઃ—ગામની જાતિના સમૂહમાં કોઈ મનુષ્ય પ્રતિજ્ઞા (સમય)નો ભંગ કરે તો ધર્માત્મા રાજા તેનો તે પ્રકારે દંડ કરે.

गणद्रव्यं हरेद्यस्तु संविदं लङ्घयेच्च यः ॥
सर्वस्वहरणं कृत्वा तं राष्ट्राद्विप्रवासयेत् ॥ या० स्मृ० अ० २ ॥ १८७ ॥

અર્થ:—જે મનુષ્ય સમુદાયનું દ્રવ્ય ચોરે છે, અને સમૂહની અથવા રાજાની કરેલી મર્યાદા સંવિદ્ )નું ઉલ્લંઘન કરે છે તેનું બધુ ધન લઇ લઇને રાજા તેને પોતાના દેશમાંથી કાઢી મૂકે.

शतं ब्राह्मणमाक्रुश्य क्षत्रियो दण्डमर्हति ।
वैश्योऽप्यर्धशतं द्वे वा शूद्रस्तु वधमर्हति ॥ म० स्म० अ० ९ ॥ २६७ ॥

અર્થ:—બ્રાહ્મણને કઠોર વાણી બોલનાર ક્ષત્રિયનો સો 'પણ' ( ૧૬ માસા પ્રમાણનો એક પણ થાય છે. એક પણમાં ૧૧ માસા ચાંદી, ૪ માસા ત્રાંબુ, અને લોઢું, કલાઈ, સીસું અને સુરમો-અંજન-એ ચારેમાંથી એક વસ્તુ એક તોલો એટલી વસ્તુઓ આવે છે.) અને વૈશ્યનો દોઢસો અથવા બસેં પણ, અને શૂદ્રનો તાડન કરવા આદિક વધદણ્ડ કરવો યોગ્ય છે.

पञ्चाशद्ब्राह्मणो दण्डयः क्षत्रियस्याभिशंसने ।
वैश्ये स्यादर्धपञ्चाशच्छूद्रे द्वादशको दमः ॥ " ॥ २६८ ॥

અર્થ:—જો બ્રાહ્મણ ક્ષત્રિયને કઠોર વચન કહે તો બ્રાહ્મણનો પચાસ પણ દણ્ડ કરે. જો વૈશ્યને કઠોર વચન કહે તો પચીસ પણ, અને શૂદ્રને કઠોર વચન કહે તો બાર પણ દણ્ડ કરે.

समवर्णे द्विजातीनां द्वादशैव व्यतिक्रमे ।
वादेष्ववचनीयेषु तदेव द्विगुणं भवेत् ॥ " ॥ २६९ ॥

અર્થ:—બ્રાહ્મણ બ્રાહ્મણને, ક્ષત્રિય ક્ષત્રિયને, અને વૈશ્ય વૈશ્યને કઠોર વચન કહે તો તેમનો બાર પણ દણ્ડ કરે. જો કહેવાને બહુ અયોગ્ય શબ્દ કહે તો બેગણો દણ્ડ કરે.

एकजातिर्द्विजातीस्तु वाचा दारुणया क्षिपन् ।
जिह्वायाः प्राप्नुयाच्छेदं जघन्यप्रभवो हि सः ॥ " २७० ॥

અર્થ:—જો શૂદ્ર દ્વિજાતિને પાપ ઉત્પન્ન કરે એવું કઠોર વચન કહે તો રાજા તેની જીભ કપાવી નાંખે, કારણ કે શૂદ્ર નિકૃષ્ટ અંગથી ઉત્પન્ન થયો છે. માટે તેનો તેવો જ દણ્ડ કરવો જોઇએ.

नामजातिग्रहं तेषामभिद्रोहेण कुर्वतः ।
निक्षेप्योऽयोमयः शङ्कुर्ज्वलन्नास्ये दशाङ्गुलः " ॥ २७१ ॥

અર્થ:—જો શૂદ્ર નામ તથા જાતિને ઉદ્દેશીને દ્વિજાતિની નિન્દા કરે તો દશ આંગળ ધગધગતો લોઢાનો સળીઓ શૂદ્રના મુખમાં ખોસી ઘાલે.

धर्मोपदेशं दर्पेण विप्राणामस्य कुर्वतः ।
तप्तमासेचयेत्तैलं वक्त्रे श्रोत्रे च पार्थिवः " ॥ २७२ ॥

અર્થ:—જો શૂદ્ર અહંકારથી બ્રાહ્મણને ધર્મોપદેશ કરે તો રાજા તેના મુખમાં અને કાનમાં ગરમ કરેલુ તેલ રેડાવે.

श्रुतं देशं च जातिं च कर्मशारीरमेव च ।
वितथेन ब्रुवन्दर्पाद्दाप्यः स्याद्द्विशतं दमम् ॥ " ॥ २७३ ॥

અર્થ:—કોઇ શૂદ્ર અહંકારથી કોઇની વિદ્યા, દેશ, જાતિ, તથા સંસ્કારકર્મ, સંબન્ધમાં વિરૂદ્ધ કહે તો તેની ૨૦૦ પણ દણ્ડ કરે.

काणं वाप्यथवा खञ्जमन्यं वापि तथाविधम् ।
तथ्येनापि ब्रुवन्दाप्यो दण्डं कार्षापणावरम् ॥ „ ॥ २७४ ॥

અર્થ:—સત્ય હોવા છતાં પણ કોઈ મનુષ્ય કાણાને કાણો અને લંગડાને લંગડો કહે તો પણ તેનો ઓછામાં ઓછો એક પણ દણ્ડ કરે.

मातरं पितरं जायां भ्रातरं तनयं गुरुम् ।
आक्षारयञ्छतं दाप्यः पन्थानं चाददद्गुरोः ॥ „ ॥ २७६ ॥

અર્થ:—માતા, પિતા, પત્ની, ભાઈ, પુત્ર અથવા ગુરૂને દુર્વચન કહેનારનો અને પોતાનાથી મોટા માણસને માર્ગ નહિ આપનારનો સો પણ દણ્ડ કરે.

अभिगन्तास्मि भगिनीं मातरं वा तवेति ह ।
शपन्तं दापयेद्राजा पञ्चविंशतिकं दमम् ॥ या० स्मृ० अ० २–२०५ ॥

અર્થ:—કોઈ મનુષ્ય કોઇને કહે કે હું તારી બેનની જોડે તથા માની જોડે ગમન કરીશ તો તેનો પચીસ પણ દણ્ડ કરે.

पतनीयकृते क्षेपे दण्डो मध्यमसाहसः ।
उपपातकयुक्ते तु दाप्यः प्रथमसाहसः ॥ „ ॥ २–२१० ॥

અર્થ:—કોઈ મનુષ્યને પતિત થવાને યોગ્ય જૂઠો દોષ મૂકનારનો પાંચસો પણ, તથા ઉપપાતકનો જૂઠો દોષ મૂકનારનો બસેં પચાસ પણ દણ્ડ કરવા યોગ્ય છે.

त्रैविद्यो नृपदेवानां क्षेप उत्तमसाहसः ।
मध्यमो जातिपूगानां प्रथमो ग्रामदेशयोः ॥ „ ॥ २११ ॥

અર્થ:—ત્રણે વેદને જાણનાર બ્રાહ્મણની, રાજાની અને દેવતાની નિન્દા કરનારનો એક હજાર પણ, જાતિના સમૂહની નિન્દા કરનારનો પાંચસો પણ, અને ગામની તથા દેશની નિન્દા કરનારનો અઢીસેં પણ દણ્ડ કરવો જોઇએ.

येन केनचिदङ्गेन हिंस्याच्चेच्छ्रेष्ठमन्त्यजः ।
छेत्तव्यं तत्तदेवास्य तन्मनोरनुशासनम् ॥ म० स्मृ० अ० ८–२७९ ॥

અર્થ:—અન્ત્યજ મનુષ્ય શ્રેષ્ઠ જાતિના મનુષ્યને જે અંગમાં ઇજા કરે તેનું તે અંગ રાજા કપાવી નાંખે એવી મનુજીની આજ્ઞા છે.

पाणिमुद्यम्य दण्डं वा पाणिच्छेदनमर्हति ।
पादेन प्रहरन्कोपात्पादच्छेदनमर्हति ॥ म. स्मृ. अ. ८–२८० ॥

અર્થ:—અન્ત્યજ મનુષ્ય શ્રેષ્ઠ જાતિને મારવાને માટે હાથ અથવા લાઠી ઉપાડે તો તેનો હાથ કપાવી નાંખે, અને ક્રોધથી લાતનો પ્રહાર કરે તો તેનો પગ કપાવી નાંખે.

सहासनमभिप्रेप्सुरुत्कृष्टस्यापकृष्टजः ।
कट्यां कृताङ्को निर्वास्यः स्फिचं वास्यावकर्तयेत् ॥ „ ॥ २८१ ॥

અર્થ:—બ્રાહ્મણની સાથે આસન ઉપર બેઠેલા શૂદ્રની કેડમાં તપાવેલા લોઢાનું ચિન્હ કરીને રાજ્યમાંથી કાઢી મૂકે અથવા તેની ગુદા ( स्फिचं ) કપાવી નાંખે. મરે નહિ તેવી રીતે કપાવવાની છે.—

अवनिष्ठीवतो दर्पाद्द्वावोष्ठौ छेदयेन्नृप ।
अवमूत्रयतो मेढ्रमवशर्धयतो गुदम् ॥ ,, ॥ २८२ ॥

અર્થ —જો શૂદ્ર બ્રાહ્મણનુ થુકીને અપમાન કરે તો રાજા તેના બન્ને હોઠ કપાવી નાખે બ્રાહ્મણના શરીર ઉપર મૂત્ર ફેંકીને અપમાન કરે તો તેનુ લિંગ કપાવી નાખે, અને અધોવાયુ છોડીને અપમાન કરે તો તેની ગુદા કપાવી નાખે

केशेषु गृह्णतो हस्तौ छेदयेदविचारयन् ।
पादयोर्दाढिकायां च ग्रीवायां वृषणेषु च ॥ ,, ॥ ८–२८३ ॥

અર્થ —મારવાને માટે કેશ, ચરણ, દાઢી, ગરદન અથવા અણ્ડકોષને પકડે તો વિચાર કર્યા વગર તેના હાથો કપાવી નાખે

त्वग्भेदक शतं दण्ड्यो लोहितस्य च दर्शक ।
मांसभेत्ता तु षट् निष्कान् प्रवास्यस्त्वस्थिभेदक ॥ ,, ॥ २८४ ॥

અર્થ —સમાન જાતિના મનુષ્યની ચામડી ચીરનાર તથા લોહી કાઢનારનો સો પણ દણ્ડ કરે, મારીને માસ કઢાડનારનો ચોવીસ મહોર દણ્ડ કરે, અને હાડકા ભાગી નાખનારને રાજ્યમાથી કાઢી મૂકે

वनस्पतीनां सर्वेषामुपभोगो यथा यथा ।
तथा तथा दम कार्यो हिंसायामिति धारणा ॥ ,, ॥ २८५ ॥

અર્થ —સર્વ પ્રકારની વનસ્પતિ નષ્ટ કરનારનો, તેના પત્ર, પુષ્પ તથા ફલની આવકને અનુસાર વિચાર કરીને દણ્ડ કરવો યોગ્ય છે એવો નિશ્ચય છે

मनुष्याणां पशूनां च दु खाय प्रहृते सति ।
यथा यथा महद्दुःखं दण्ड कुर्यात्तथा तथा ॥ ,, ॥ २८६ ॥

અર્થ —મનુષ્ય અથવા પશુની ઉપર પ્રહાર કરવાથી તેમના દુ ખને અનુસાર અપરાધીનો દણ્ડ કરે

अङ्गावपीडनायां च व्रणशोणितयोस्तथा ।
समुत्थानं व्ययं दाप्य सर्वदण्डमथापि वा ॥ ,, ॥ ८–२८७ ॥

અર્થ —ઇજા કરવાથી શરીરમા ઘા પડવાથી અને લોહી નિકળવાથી પીડા થવાથી પીડા, ઔષધ તથા પથ્યાદિનુ જે કાઈ ખર્ચ થયુ હોય તે મારનારની પાસેથી રાજા અપાવે જો મારનાર ન આપે તો ઘાયલ મનુષ્યના ખરચને અનુસાર અપરાધી પાસેથી દંડ વસુલ કરીને ઘાયલ મનુષ્યને આપે

एकघ्नतां बहूनां च यथोक्ताद्द्विगुणो दम ।
कलहापहृत देयं दण्डश्च द्विगुणस्ततः ॥ या० स्मृ० अ० २–२२१ ॥

અર્થ —જો ઘણા માણસો મળીને એક મનુષ્યને મારે તો પ્રત્યેક મનુષ્યના ઉપર જે અપરાધમા જે દણ્ડ કહેલો છે તેનાથી બેગણો દણ્ડ કરે કલહના સમયમા કોઈ કોઈનુ ધન ચોરી જાય તો તેની પાસેથી તે દ્રવ્ય પાછુ અપાવે, અને તેની પાસેથી બેગણો દણ્ડ લે

दु खोत्पादि गृहे द्रव्यं क्षिपन्प्राणहर तथा ।
षोडशाद्य पणान्दाप्यो द्वितीयो मध्यमं दमम् ॥ ,, ॥ २२४ ॥

અર્થઃ—કોઈના ઘરમા દુઃખ ઉત્પન્ન કરનારા કાંટા આદિ વસ્તુ ફેંકનાર (આઘઃ)નો. સોળ પણ દણ્ડ કરે. અને વિષ સર્પાદિ પ્રાણહરણ વસ્તુઓ ફેંકી જનારનો પાંચસો પણ દણ્ડ કરે.

दुःखे च शोणितोत्पादे शाखाङ्गछेदने तथा ।
दण्डः क्षुद्रपशूनां तु द्विपणप्रभृति क्रमात् ॥ ,, ॥ २२५ ॥
लिङ्गस्य छेदने मृत्यौ मध्यमो मूल्यमेव च ।
महापशूनामेतेषु स्थानेषु द्विगुणो दमः ॥ ,, ॥ २२६ ॥

અર્થઃ—કોઈ બકરી આદિ પશુને દુઃખ આપનારનો બે પણ, અને તેમનાં શરીરમાંથી લોહી કહાડનારનો ચાર પણ, તેમનાં શીંગડાં તોડી નાખનારનો ૭ પણ, અંગ ભાગી નાખનારનો આઠ પણ, લિંગ છેદી નાંખનારનો અને તેમને મારી નાખનારનો પાંચસો પણ દણ્ડ કરે, અને તેમના માલિકને તેના પૈસા અપાવે. ઘોડા આદિ મોટા પશુને આ પ્રમાણે કરનારનો બે ગણો દણ્ડ કરવો જોઇએ.

शस्त्रावपाते गर्भस्य पातने चोत्तमो दमः ।
उत्तमो वाऽधमो वापि पुरुषस्त्रीप्रमापणे ॥ स्मृ० अ० २–२२७ ॥

અર્થઃ—શસ્ત્રથી કોઇને મારનારનો, અને સ્ત્રીનો ગર્ભપાત કરાવનારનો તથા પુરુષ અને સ્ત્રીને મારી નાખનારનો પણ યથાયોગ્ય ઉત્તમ અથવા અધમ દણ્ડ કરવો જોઇએ.

धान्यं दशभ्यः कुम्भेभ्यो हरतोऽभ्यधिकं वधः ।
शेषेऽप्येकादशगुणं दाप्यस्तस्य च तद्धनम् ॥ म० स्मृ० अ० ८–३२० ॥

અર્થઃ—દશ કુંભથી અધિક ધાન્ય ચોરનારનો શારીરિક દણ્ડ કરે, અને તેથી ઓછું ચોરનાર ચોરનો ચોરેલા ધાન્યથી અગીઆર ગણો દણ્ડ લે અને ધાન્યવાળાનું ધાન્ય પણ અપાવે.

तथा धरिममेयानां शतादभ्यधिके वधः ।
सुवर्णरजतादीनामुत्तमानां च वाससाम् ॥ ,, ॥ ३२१ ॥

અર્થઃ—જેમ દશ કુંભથી અધિક ધાન્ય ચોરનારનો વધ કહ્યો છે, તેમ સો પલથી અધિક સોનું, રૂપુ, આદિ વસ્તુ ચોરનારનો તોલ (धरिमन्–ત્રાજું)ને યોગ્ય શારીરિક દણ્ડ કરે.

पञ्चाशतस्त्वभ्यधिके हस्तच्छेदनमिष्यते ।
शेषे त्वेकादशगुणं मूल्याद्दण्डं प्रकल्पयेत् ॥ ,, ॥ ३२२ ॥

અર્થઃ—પચાસ પલથી અધિક અને સોથી ઓછું ચોરનારના હાથ કપાવી નાંખે. અને પચાસ પલથી ઓછુ ચોરનારની પાસેથી અગિયાર ગણો દણ્ડ લે.

पुरुषाणां कुलीनानां नारीणां च विशेषतः ।
मुख्यानां च रत्नानां हरणे वधमर्हति ॥ ,, ॥ ३२३ ॥

અર્થઃ—કુલીન પુરુષ, તથા વિશેષ કરીને કુલીન સ્ત્રીઓ, અને હીરા આદિક શ્રેષ્ઠ રત્નોનું હરણ કરનારનો વધ કરે.

महापशूनां हरणे शस्त्राणामौषधस्य च ।
कालमासाद्य कार्यं च दण्डं राजा प्रकल्पयेत् ॥ ,, ॥ ३२४ ॥

અર્થઃ—હાથી, ઘોડા આદિ મોટાં પશુઓ, શસ્ત્ર અને ઔષધની ચોરી કરનારને સમય અને કાર્યને વિચાર કરીને રાજા દણ્ડનું વિધાન કરે.

सूत्रकार्पासकिण्वानां गोमयस्य गुडस्य च ।
दध्नः क्षीरस्य तक्रस्य पानीयस्य तृणस्य च ॥ „ ॥ ३२६ ॥
वेणुवैदलभाण्डानां लवणानां तथैव च ।
मृन्मयानां च हरणे मृदो भस्मन एव च ॥ „ ॥ ३२७ ॥
मत्स्यानां पक्षिणां चैव तैलस्य च घृतस्य च ।
मांसस्य मधुनश्चैव यच्चान्यत्पशुसंभवम् ॥ म० स्मृ० अ० ८-३२८ ॥
अन्येषां चैवमादीनां मद्यानामोदनस्य च ।
पक्वान्नानां च सर्वेषां तन्मूल्याद्द्विगुणो दमः ॥ „ ॥ ३२९ ॥

અર્થઃ—સૂતર, કપાસ, સુરાબીજ, છાણ, ગોળ, દહીં, દૂધ, છાશ, પાણી, ઘાસ, વાંસ, અને વાંસની ચીજો, માટીનાં વાસણ, મીઠું, માટી અને રાખ, માછલી, પક્ષી, તેલ, ઘી, માંસ, મધ, પશુઓનાં ચામડાં, શિંગડાં આદિ, મદ્ય, ભાત, પકવાન, અને ચૂસવાના પદાર્થો આદિકની ચોરીની વસ્તુઓથી બે ગણો દણ્ડ લે.

બલના અભિમાનથી જે કોઇ કામ કરવામાં આવે છે તેને **સાહસ** કહેવામાં આવે છે, કારણ કે **सह** શબ્દનો અર્થ બલ છે. તે પ્રથમ, મધ્યમ અને ઉત્તમ ભેદથી ત્રણ પ્રકારનું હોય છે.

ફલ, મૂલ, જલાદિ અને ખેતીની સામગ્રીનો નાશ કરવો, આક્ષેપ કરવો, અને મર્દન કરવું આદિક પ્રથમ સાહસ કહેવાય છે. વસ્ત્ર, પશુ, અન્ન, પાન આદિ ઘરની સામગ્રીનો નાશ કરવો એ મધ્યમ સાહસ કહેવાય છે. વિષ આપવુ, શસ્ત્રાદિથી મારવુ, પારકી સ્ત્રી સાથે દુષ્ટ વ્યવહાર કરવો અને પ્રાણનો નાશ કરનારાં અન્ય કર્મ કરવાં તેને ઉત્તમ સાહસ કહે છે.

પ્રથમ સાહસનો દણ્ડ સો પણ, મધ્યમ સાહસનો દણ્ડ પાંચસો પણ, અને ઉત્તમ સાહસનો દણ્ડ એક હજાર પણ લેવા, વધ કરવો, સર્વસ્વ હરણ કરી લેવુ, દેશનિકાલ કરવો, શરીરમાં ડામ દેવો (ચિહ્નો કરવાં) અને અંગ કપાવવું વગેરે છે.

परदाराभिमर्शेषु प्रवृत्तान्नॄन्महीपतिः ।
उद्वेजनकरैर्दण्डैश्छिन्नयित्वा प्रवासयेत् ॥ „ ॥ ३५२ ॥

અર્થઃ—પારકી સ્ત્રીની સાથે ગમન કરનાર મનુષ્યને રાજા ઉદ્વેજન દણ્ડથી ચિહ્નિત કરીને અર્થાત્ નાક, કાન, આદિ કોઈ અંગ કપાવીને રાજ્યમાંથી કાઢી મૂકે.

तत्समुत्थो हि लोकस्य जायते वर्णसङ्करः ।
येन मूलहरोऽधर्मः सर्वनाशाय कल्पते ॥ „ ॥ ३५३ ॥

અર્થઃ—પૂર્વે કહેલા દુરાચારથી પ્રજા વર્ણસંકર થાય છે, **જેથી ધર્મના મૂલનો નાશ થવાથી સર્વનો નાશ થાય છે.**

રાજાએ દ્યુત તથા સમાહ્વય રાજ્યમાં થવા દેવાં ન જોઇએ. તે રાજ્યનો નાશ કરનારાં છે. જુગાર અને સમાહ્વય એ બન્ને પ્રત્યક્ષ ચોરી કહેવાય છે. તેમને રોકવાને માટે રાજાએ હમેશાં પ્રયત્ન કરવો જોઈએ.

જે ખેલ પાસા આદિક પ્રાણુ રહિત વસ્તુથી થાય છે તેને જુગાર કહે છે. અને જે ખેલ ઘેટાં, મુરઘાં, આદિ પ્રાણીઓ દ્વારા બાજીગર લોકો કરે છે તેનું નામ સમાહ્વય છે.

घूतं समाह्वयं चैव यः कुर्यात्कारयेत वा ।

तान्सर्वान्घातयेद्राजा शूद्रांश्च द्विजलिङ्गिनः ॥ ,, अ. ९-२२९ ॥

અર્થઃ—જે મનુષ્યો જુગાર રમે છે અથવા સમાહ્વયનો ખેલ કરે છે અથવા બીજાની પાસે કરાવે છે, તેમને રાજા હાથ કપાવી નાંખવા આદિ શારીરિક શિક્ષા કરે. અને બ્રાહ્મણનાં ચિહ્ન ધારણ કરનારા શૂદ્રોનો પણ આ પ્રમાણે જ દણ્ડ કરે.

યથોક્ત રીતે દણ્ડ દેવાથી પ્રજા ધર્મનું પાલન કરે છે. દણ્ડ નહિ દેવાથી કોઈપણ ધર્મનું પાલન કરશે નહિ.

तस्यार्थे सर्वभूतानां गोप्तारं धर्ममात्मजम् ।

ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥ ,, अ० ७ ॥ १४ ॥

અર્થઃ—પૂર્વ સમયમાં ઈશ્વરે રાજાના પ્રયોજનની સિદ્ધિને માટે સર્વ પ્રાણીઓની રક્ષા કરનાર બ્રહ્મતેજથી યુક્ત ધર્મપુત્ર (દણ્ડ) ઉત્પન્ન કર્યો છે.

तस्य सर्वाणि भूतानि स्थावराणि चराणि च ।

भयाद्भोगाय कल्पन्ते स्वधर्मान्न चलन्ति च ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—દણ્ડના ભયથી સર્વ સ્થાવર જંગમ રૂપ પ્રાણી પોતપાતાના ભોગમાં સ્થિત છે. તેમ ન હોત તો બલવાન્ ગરીબને મારીને સર્વ હરણ કરી લેત, અને ગરીબને કોઈ પણ ભોગ મળત નહિ. પરન્તુ દણ્ડના ભયથી સર્વને ભોગ મળે છે અને દણ્ડના ભયથી પોતાના ધર્મથી ચલાયમાન થતા નથી.

वाग्दण्डं प्रथमं कुर्याद्धिग्दण्डं तदनन्तरम् ।

तृतीयं धनदण्डं तु वधदण्डमतः परम् ॥ ,, ॥ ८-१२९ ॥

અર્થઃ—પહેલી વાર અપરાધીને વચનથી ધમકાવીને ડરાવે, બીજીવાર ધિક્કાર કરીને, ત્રીજી વાર ધનનો દંડ કરીને શાસન કરે. આ સર્વ દણ્ડો પછી શારીરિક દણ્ડ કરે.

मौण्ड्यं प्राणान्तिको दण्डो ब्राह्मणस्य विधीयते ।

इतरेषां तु वर्णानां दण्डः प्राणान्तिको भवेत् ॥ ,, ॥ ८-३७९ ॥

અર્થઃ—બ્રાહ્મણનું માથું મુંડાવી નંખાવવું તે વધના સમાન છે. અને ક્ષત્રિય આદિકને પ્રાણાન્તનો દંડ દેવો જોઈએ.

ઇતિ દણ્ડનીતિ નિરૂપણ અ. ૫. સમાપ્ત.

## અધ્યાય ૬.

### ભિન્ન ભિન્ન વિષય નિરૂપણ.

### સર્ગ. ૧.

### દિનચર્યા નિરૂપણ.

આ સર્ગમાં દિનચર્યાનું નિરૂપણ કરવામાં આવે છે.

**ब्राह्मे मुहूर्ते बुध्येत स्वस्थो रक्षार्थमायुषः ।**
**तत्र सर्वाघशान्त्यर्थं स्मरेच्च मधुसूदनम् ॥** यो० र० नि.प्र० ॥ ३ ॥

અર્થઃ—તન્દુરસ્ત મનુષ્યે પોતાની આયુની રક્ષાને માટે બ્રાહ્મ મુહૂર્તમાં જાગવું જોઇએ. અને ઉઠીને તે સમયમાં સંપૂર્ણ પાપોની શાન્તિને માટે કંઇક સમય સુધી પરમાત્માનું ધ્યાન કરવું જોઇએ. અને અરૂણોદયના પહેલાંનું રાત્રિના પશ્ચિમ યામ( પહોર )નું જે મુહૂર્ત છે તેના બ્રહ્મા દેવતા છે. તેથી તેને બ્રાહ્મ મુહૂર્ત કહે છે. અર્થાત્ અરૂણોદયના પહેલાંના ૧૨૦ પળના સમયને બ્રાહ્મ મુહૂર્ત કહે છે. તે સમયમાં શક્તિ અનુસાર ઈશ્વરનું સ્મરણ કરીને પછી મંગલને માટે—

**दध्याज्यादर्शसिद्धार्थबिल्वगोरोचनस्रजाम् ।**
**दर्शनं स्पर्शनं कार्यं प्रबुद्धेन शुभावहम् ॥** ,, ॥ ४ ॥

અર્થઃ—શુભ દેનારઃ દધિ, ઘી, દર્પણ, પાકેલો પદાર્થ ( ફલાદિ ), બિલ્વ ફળ, ગોરોચન, માળા, ઇત્યાદિ પદાર્થોનું દર્શન તથા સ્પર્શન કરવું જોઈએ. અને–

**स्वमाननं घृते पश्येद्यदीच्छेच्चिरजीवितम् ।** ,, ॥ ५ ॥

અર્થઃ—જો દીર્ઘાયુની ઇચ્છા હોય તો ઘીમાં પોતાના મુખને દેખે. અને તે પછી ગ્રામની બહાર નિર્જન સ્થાનમાં જઈને મલાદિને વિસર્જન કરે. અને—

**आयुष्यमुषसि प्रोक्तं मलादीनां विसर्जनम् ।** ॥ ५ ॥

અર્થઃ—પ્રાતઃકાલમાં જ મલાદિનો ત્યાગ આયુને માટે હિતકર કહેલો છે. પરન્તુ—

**न फालकृष्टे न जले न चित्यां न च पर्वते ।**
**न जीर्णदेवायतने न वल्मीके कदाचन ॥** म० स्मृ० अ० ४–४६ ॥

અર્થઃ—ખેડેલી જમીનમાં, જલમાં, અગ્નિકુણ્ડ તથા વેદિ તથા મકાન આદિ બનાવવાને માટે એકઠી કરેલી ઈંટોના ઢગલામાં, તથા પર્વતમાં, પુરાણા તુટેલા ફુટેલા દેવાલયમાં તથા કૃમિ આદિએ કરેલા માટીના ઢગલામાં મલમૂત્ર વિસર્જન ન કરવાં. વળી—

**न सत्त्वेषु गर्तेषु न गच्छन्नापि च स्थितः ।**
**न नदीतीरमासाद्य न च पर्वतमस्तके ॥** ,, ॥ ४७ ॥

અર્થઃ—કોઈ પ્રાણીના દરમાં, નદીને કિનારે, પર્વતના શિખરમાં મલમૂત્ર વિસર્જન ન કરે. તેમ ચાલતા ચાલતા તથા ઉભા રહીને પણ મલમૂત્ર વિસર્જન ન કરે. અને ઉપર કહેલી જગાઓને છોડીને અન્ય સ્થાનમાં જઇને પૃથ્વીને ઘાસ આદિથી ઢાંકીને મલ વિસર્જન કરવો જોઇએ. વળી—

वाय्वग्निविप्रमादित्यमपः पश्यंस्तथैव गाः ।
न कदाचन कुर्वीत विण्मूत्रस्य विसर्जनम् ॥　　　,,　　　॥ ४८ ॥

અર્થ:—હવાની સામે, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય તથા જલની સામે, તથા ગાયના દેખતાં પણ મલમૂત્રનો ત્યાગ ન કરે.

मूत्रोच्चारसमुत्सर्गं दिवा कुर्यादुदङ्मुखः ।
दक्षिणाभिमुखो रात्रौ संध्ययोश्च तथा दिवा ॥　　　,,　　　॥ ५० ॥

અર્થ:—મલ (ઉચ્ચાર) અને મૂત્રનું વિસર્જન દિવસે તથા સન્ધ્યાકાલમાં ઉત્તરમાં મુખ કરીને કરવું જોઇએ, અને રાત્રિમાં દક્ષિણ દિશામાં મુખ કરીને કરવું જોઇએ. વળી—

छायायामन्धकारे वा रात्रावहनि वा द्विजः ।
यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषु च ॥　　　,,　　　॥ ५१ ॥

અર્થ:—છાયામાં, તથા દિવસમાં પણ કદાપિ ધુમસ પડવાથી અથવા આંધી ચઢવાથી અન્ધકાર થયો હોય, અથવા રાત્રિમાં અન્ધકારના સમયમાં પણ, તેમ પ્રાણહાનિ થવાનો ભય હોય ત્યારે પણ જે દિશામાં મુખ કરીને બેસવાથી સુખ હોય તે દિશામાં મુખ કરીને બેસવું.

प्रत्यग्निं प्रतिसूर्यं च प्रतिसोमोदकद्विजान् ।
प्रति गां प्रति वातं च प्रज्ञा नश्यति मेहतः ॥　　　,,　　　॥ ५२ ॥

અર્થ:—અગ્નિ, સૂર્ય, ચન્દ્ર, જલ, બ્રાહ્મણ તથા ગાય અને વાયુ-તેમની સામે બેસીને મલમૂત્રનો ત્યાગ ન કરવો, કેમકે તેમ કરવાથી બુદ્ધિ નષ્ટ થઈ જાય છે.

વળી મલ મૂત્ર પરિત્યાગ કર્યા પછી ગુદા આદિ દ્વારને સાફ કરવાં જોઇએ અર્થાત્ જલથી શૌચ કરવું જોઇએ. વળી—

गुदादिमलमार्गाणां शौचं कान्तिबलप्रदम् ।
पावित्र्यकरमायुष्यमलक्ष्मीकलिपापहृत् ॥　　　यो. र. नि. प्र. श्लो. १० ॥

અર્થ:—ગુદા આદિ મલના માર્ગોનું શૌચ દેહની કાન્તિ તથા બલને દેનાર છે, અને પવિત્ર કરનાર તથા આયુ માટે હિતકર છે, અને અલક્ષ્મી તથા કલિ તથા પાપને દૂર કરનાર છે. વળી—

प्रक्षालनं हि पाण्योश्च पादयोः शुद्धिकारणम् ।
मलश्रमहरं वृष्यं चक्षुष्यं राक्षसापहम् ॥　　　,,　　　॥ ११ ॥

અર્થ:—શૌચ કર્યા બાદ હાથ તથા પગને પણ ધોવા જોઇએ. તે શુદ્ધિનું કારણ છે, તથા મલ અને શ્રમને દૂર કરતા છે, તથા બલકારક છે અને નેત્રને માટે હિત છે, તથા રાક્ષસોના ઉપદ્રવને દૂર કરતા છે.

શૌચથી નિવૃત્ત થયા પછી દન્તધાવન કરવું જોઇએ. ધર્મશાસ્ત્રમાં કાંટાવાળા તથા દૂધ વાળા દાતણ વડે દાતણ કરવાનું કહ્યું છે.

अर्कन्यग्रोधखदिरकरञ्जककुभादिकम् ।
प्रागुदङ्मुखमासीनो निश्चलो मौनवानपि ॥　　　,,　　　॥ १२ ॥

અર્થ:—અર્ક, વડ, ખદિર, કરંજ, કકુભ, ઇત્યાદિના દાતણુ વડે પૂર્વ અથવા ઉત્તર દિશામાં મુખ કરીને બેસી નિશ્ચલ તથા મૌની થઇને દાતણુ કરે.

मधुको मधुरे श्रेष्ठः करञ्जः कटुके तथा।
निम्बस्तु तिक्तके श्रेष्ठः कषाये खदिरस्तथा॥ ,, ॥१३॥

અર્થ:—મીઠા દાતણુમાં મહુડાનું દાતણુ શ્રેષ્ઠ છે. તીખા દાતણુમાં કરંજ શ્રેષ્ઠ છે. તિક્ત (કડવા) રસવાળામાં લિંબડો શ્રેષ્ઠ છે. અને તુરા રસવાળામાં ખદિર શ્રેષ્ઠ છે. વળી—

भक्षयेद्दन्तधवनं द्वादशाङ्गुलमायतम्। ,, ॥२०॥

અર્થ:—બાર આંગળ લાંબા દાતણુથી દાતણુ કરવું જોઇએ.

अर्दितो कर्णशूलश्च नेत्ररोगी नवज्वरी।
वर्जयेद्दन्तकाष्ठं तु हृद्यामययुतोऽपि वा॥ ,, ॥२४॥

અર્થ:—પીડિત મનુષ્ય, તથા કર્ણશૂલ વાળો તથા નેત્રના રોગ વાળો વથા નવીન જ્વર વાળો આ કોઇ પણ દાતણુ ન કરે. અને—

जिह्वानिर्लेखनं हैमं राजतं ताम्रजं तथा। ,, ॥२६॥
पाटितं मृदु तत्काष्ठं मृदुपत्रमयं तथा।
दशाङ्गुलं मृदु स्निग्धं तेन जिह्वां लिखेत्सुखम्॥ ,, ॥२७॥

અર્થ:—જીહ્વા સાફ કરવાની લેખની સોનાની અથવા ચાંદીની અથવા ત્રાંબાની બનાવેલી હોવી જોઇએ. અથવા જેના વડે દાતણુ કરતા હોય તે જ કોમલ દાતણુની ચીર કરીને જીહ્વા સાફ કરવી જોઇએ. જો ત્રાંબુ આદિની બનાવેલી હોય તો કોમલ પત્રા રૂપ તથા દશ આંગળ લાંબી તથા ચીકણી હોય તે વડે જીહ્વાને સાફ કરવી જોઇએ.

शर्वर्यन्ते समुत्थाय कृतशौचः समाहितः।
स्नात्वा सन्ध्यामुपासीत सर्वकालमतन्द्रितः॥ म.ग.पु.आ.का.अ.२१३–२५॥

અર્થ:—રાત્રિ સમાપ્ત થતાં ઉઠીને શૌચાદિથી નિવૃત્ત થઇને એકાગ્ર ચિત્તવાળા થઇને સ્નાન કરે. પછી સન્ધ્યાવન્દન આદિ કરીને શક્તિ અનુસાર ગાયત્રી મન્ત્રનો જપ કરે. પછી ક્રમે ષટ્કર્મને પૂર્ણ કરીને અતિથિભોજનાદિ કરીને પછી ભોજન કરી પુરાણુ આદિના શ્રવણુમાં થોડો કાળ વીતાવે. બાકીના સમયમાં અર્થાત્ સાયંકાલની સન્ધ્યા સુધી યોગક્ષેમનો વિચાર કરે, અને સાયંકાલમાં સન્ધ્યાવન્દન, હોમ, આદિ કર્યા પછી ભોજન અને શયન કરે. આ ધર્માચરણુ કરનારને માટે દિનચર્યા ધર્મશાસ્ત્રને અનુસાર લખવામાં આવી છે.

ઇતિ દિનચર્યા નિરૂપણ અ. ૬. સ. ૧. સમાપ્ત.

## અધ્યાય. ૬. સર્ગ ૨.

### બ્રહ્માવર્તાદિ દેશ નિરૂપણ.

આ સર્ગમાં બ્રહ્માવર્તાદિ પુણ્ય દેશનું નિરૂપણુ કરવામાં આવે છે.

सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम्।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते॥ म० स्मृ० अ० २–१७॥

અર્થઃ—સરસ્વતી તથા દષદ્વતી એ બે દેવ નદીઓની વચમાં આવેલા દેવતા લોકોએ નિર્માણ કરેલા દેશને બ્રહ્માવર્ત કહે છે.

कुरुक्षेत्रञ्च मत्स्याश्च पञ्चालाः शूरसेनकाः।
एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरः ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—બ્રહ્માવર્તથી પછી આવેલા કુરૂક્ષેત્ર તથા મત્સ્ય દેશ તથા પઞ્ચાલ દેશ અને શૂરસેન દેશને પણ બ્રહ્માવર્તથી કંઈક ન્યૂન બ્રહ્મર્ષિદેશ કહે છે. વિશેષ કરીને જયપુર આદિ દેશને મત્સ્ય દેશ કહે છે. અને વ્રજભૂમિને શૂરસેન દેશ કહે છે. અને—

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥ ,, ॥ २० ॥

અર્થઃ—આ દેશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ પાસેથી પૃથ્વીના સર્વ મનુષ્યોએ પોતપોતાનો આચાર શીખવો જોઈએ. અને—

हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि ।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—હિમાલયથી દક્ષિણમાં અને વિન્ધ્ય પર્વતથી ઉત્તરમાં આવેલો તથા વિનશન અર્થાત્ જે દેશમાં સરસ્વતી અન્તર્ધાન થઈ છે તે દેશથી પૂર્વ તરફનો અને પ્રયાગથી પશ્ચિમ તરફનો દેશ મધ્યદેશ કહેવાય છે. અને—

आ समुद्रात्तु वै पूर्वादा समुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ ,, ॥ २२ ॥

અર્થઃ—પૂર્વ દિશાના સમુદ્રથી પશ્ચિમ દિશાના સમુદ્ર સુધીના અને હિમાલય પર્વતની દક્ષિણના અને વિન્ધ્ય પર્વતની ઉત્તરના દેશને વિદ્વાન્ લોક આર્યાવર્ત કહે છે. અને—

कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ।
स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परः ॥ म० स्मृ० अ० २–२३ ॥

અર્થઃ—જે દેશમા કાળો મૃગ (હરિણ) સ્વભાવથી વિચરે છે તે દેશ યજ્ઞ કરવાને યોગ્ય છે. તેથી અન્ય દેશને મ્લેચ્છદેશ કહે છે.

एतान्द्विजातयो देशान्संश्रयेरन्प्रयत्नतः ।
शूद्रस्तु यस्मिन्कस्मिन्वा निवसेद्वृत्तिकर्शितः ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—દ્વિજાતિ લોકોએ યત્નપૂર્વક આ દેશોમાં નિવાસ કરવો જોઈએ. અને શૂદ્ર લોક પોતાની જીવિકાને માટે કોઈ પણ દેશમાં નિવાસ કરી શકે છે. અને—

देशेष्वन्येषु या नद्यो धन्याः सागरगाः शुभाः ।
तीर्थानि यानि पुण्यानि मुनिभिः सेवितानि च ॥ वृ.पा.स्मृ.अ. १–४३ ॥
वसेयुस्तदुपान्तेषु शमिच्छन्तो द्विजातयः ।
मुनिभिः सेवितत्वेन पुण्यदेशः प्रकीर्तितः ॥ ,, ॥ ४४ ॥

અર્થ:—સુખ ( शम् )ને ચહાનાર દ્વિજાતિ મનુષ્ય અન્ય દેશોમાં જે પવિત્ર નદીઓ સીધી સમુદ્રને મળતી હોય તેની, તથા ઋષિલોકોએ નિવાસ કરેલાં પુણ્ય તીર્થ હોય તેની આસપાસ નિવાસ કરે, કેમકે મુનિ લોકોના નિવાસથી તે દેશ પુણ્યદેશ કહેવાય છે.

ઇતિ બ્રહ્માવર્તાદિ દેશનિરૂપણ અ. ૬. સ. ૨. સમાપ્ત.

## અધ્યાય. ૬. સર્ગ. ૩.

### ભૃત્ય તથા દાસાદિ નિરૂપણ.

હવે આ સર્ગમાં ભૃત્ય તથા દાસાદિનું નિરૂપણ કરવામાં આવે છે.

**शुश्रूषकः पञ्चविधः शास्त्रे दृष्टो मनीषिभिः ।**
**चतुर्विधः कर्मकरस्तेषां दासास्त्रिपञ्चकाः ॥** ना. स्मृ.प. वि. पा. श्लो. ॥ २ ॥

અર્થ:—વિદ્વાન્ લોકોએ શાસ્ત્ર જોઈને પાંચ પ્રકારના શુશ્રૂષા કરનાર કહ્યા છે. તેમાં ચાર પ્રકારનાં કર્મ કરનાર શુશ્રૂષક, અને પાંચમામાં ૧૫ પ્રકારના દાસ હોય છે.

**शिष्यान्तेवासिभृतकाश्चतुर्थस्त्वधिकर्मकृत् ।**
**एते कर्मकरा ज्ञेया दासस्तु गृहजातयः ॥** „ ॥ ३ ॥

અર્થ:—શિષ્ય, અન્તેવાસી અર્થાત્ શિલ્પવિદ્યા ભણનાર, ભૃત્ય તથા અધિકર્મકૃત્ અર્થાત્ સોંપેલું કામ કરનાર એ ચાર પ્રકારના કર્મકર (કર્મ કરનાર), અને પાંચમો દાસીનો પુત્ર આદિ ઘરમાં ઉત્પન્ન થયેલા ૧૫ પ્રકારના દાસ છે.

**कर्मापि द्विविधं ज्ञेयं शुभं चाशुभमेव च ।**
**अशुभं दासकर्मोक्तं शुभं कर्मकृतं स्मृतम् ॥** „ ॥ ५ ॥

અર્થ:—ઉંચ અને નીચ ભેદથી કર્મ બે પ્રકારનું છે એમ સમઝવું જોઇએ. તેમાં દાસકર્મ નીચ છે, અને કર્મકરોનું કર્મ શુશ્રૂષકોમાં સારૂં છે.

**गृहद्वाराशुचिस्थानरथ्यावस्करशोधनम् ।**
**गुह्याङ्गस्पर्शनोच्छिष्टविण्मूत्रग्रहणोज्झनम् ॥** „ ॥ ६ ॥
**इष्टतः स्वामिनश्चाङ्गैरुपस्थानमथान्ततः ।**
**अशुभं कर्म विज्ञेयं शुभमन्यत्ततः परम् ॥** „ ॥ ७ ॥

અર્થ:—ગૃહનું દ્વાર, મોરી આદિ અપવિત્ર સ્થાન, ગલી, પાયખાનું, આદિ સાફ કરવું, ગુદા આદિ ગુપ્ત અંગને સાફ કરવું, જૂઠું તથા વિષ્ટા, મૂત્ર, આદિ ઉઠાવીને ફેંકી દેવું, તથા સ્વામીની ઇચ્છાનુસાર તેના શરીરની સેવા કરવી—આ સર્વને હીન કર્મ સમઝવું. અને તેથી અન્યને શુભ કર્મ જાણવું.

**उत्तमस्त्वायुधीयोऽत्र मध्यमस्तु कृषीवलः ॥**
**अधमो भारवाहः स्यादित्येष त्रिविधो भृतः ॥** „ ॥ २१ ॥

અર્થ:—ભૃત્ય ત્રણ પ્રકારના હોય છે. તેમાં શસ્ત્ર ધારણ કરનાર ઉત્તમ, ખેતીનું કામ કરનાર મધ્યમ અને ભાર ઉઠાવનાર અધમ ભૃત્ય છે. અને—

अर्थेष्वधिकृतो यः स्यात्कुटुंबस्य तथोपरि ।
सोऽपि कर्मकरो ज्ञेयः स च कौटुम्बिकः स्मृतः ॥ ,, ॥ २२ ॥

અર્થ:—જેને ધન તથા કુટુંબની રક્ષા કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે, તે કૌટુમ્બિક કર્મકર કહેવાય છે.

शुभकर्मकरास्त्वेते चत्वारः समुदाहृताः ।
जघन्यकर्मभाजस्तु शेषदासास्त्रिपञ्चकाः ॥ ,, ॥ २३ ॥

અર્થ:—આ ચાર પ્રકારના કર્મકર શુભ કર્મ કરનાર, અને તેથી ભિન્ન ૧૫ પ્રકારના દાસ નિન્દિત કર્મ કરનાર કહેવાય છે.

गृहजातस्तथा क्रीतो लब्धो दायादुपागतः ।
अनाकालभृतो लोके आहितः स्वामिना च यः ॥ ,, ॥ २४ ॥
मोक्षितो महतश्चर्णात्प्राप्तो युद्धात्पणार्जितः ।
तवाहमित्युपगतः प्रव्रज्यावसितः कृतः ॥ ,, ॥ २५ ॥
भक्तदासश्च विज्ञेयस्तथैव वडवाहृतः ।
विक्रेता चात्मनः शास्त्रे दासाः पञ्चदश स्मृताः ,, ॥ २६ ॥

અર્થ:—૧. પોતાની દાસીમાં ઉત્પન્ન થયેલો, ૨. પૈસા આપીને ખરીદ કરેલો, ૩. દાનાદિથી પ્રાપ્ત થયેલો, ૪. ધનાદિનો વિભાગ કરતી વખતે હિસ્સામાં આવેલો, ૫. દુકાળમાં રક્ષા કરીને રાખેલો, ૬. ઋણના બદલામાં કોઈને રાખ્યો હોય, ૭. મોટા દેવામાંથી છોડાવેલો, ૮. યુદ્ધમાં જય કરીને પ્રાપ્ત કરેલો, ૯. જુગાર રમવામાં જીતાયલો, ૧૦. પોતે જાતે આવીને કરાર કરીને દાસ બન્યો હોય, ૧૧. સંન્યાસ ધર્મથી ભ્રષ્ટ થયેલો સંન્યાસી, ૧૨. અમુક સમયનો નિશ્ચય કરીને રહેલો, ૧૩. ખાવાને માટે દાસ બનેલો, ૧૪. કોઈની દાસી સાથે વિવાહ કરીને તેનો દાસ બનેલો હોય, અને ૧૫. પોતાના શરીરને વેચી દેનાર–શાસ્ત્રમાં આ પંદર પ્રકારના દાસ કહ્યા છે.

तत्र पूर्वश्चतुर्वर्गो दासत्वान्न विमुच्यते ।
प्रमादाद्धनिनोऽन्यत्र दासमेषां क्रमागतम् ॥ ,, ॥ २७ ॥

અર્થ:—તેમાં પહેલા કહેલા ચાર અર્થાત્ ૧. દાસીમાં ઉત્પન્ન, ૨. પૈસા આપીને ખરીદેલો, ૩. દાનાદિથી પ્રાપ્ત થયેલો, ૪. હીસ્સામાં આવેલો એ દાસપણામાંથી કદાપિ છૂટી શકતા નથી. પરંપરાથી પ્રાપ્ત થયેલો જે દાસ છે તે માલિકના પ્રમાદથી બીજાનું કામ કરી શકે છે.

यो वैषां स्वामिनं कश्चिन्मोक्षयेत्प्राणसंशयात् ।
दासत्वात्स विमुच्येत पुत्रभागं लभेत च ॥ ,, ॥ २८ ॥

અર્થ:—આ પંદર પ્રકારના દાસોમાંથી કોઈ દાસ પોતાના સ્વામીને પ્રાણભયથી બચાવે તો તે દાસભાવથી છૂટી જાય છે. અને પુત્રના ભાગને પ્રાપ્ત કરે છે.

અને દુર્ભિક્ષમાં પાલન કરીને રાખેલો દાસ બે ગાય આપીને છૂટી શકે છે. એક માણસે પોતાનો દાસ બીજાને ત્યાં ગીરો મૂક્યો હોય તો તે ઋણ ચૂકવવાથી બીજા સ્વામીથી છૂટશે. અને દાસનું ઋણ આપીને રાખેલો દાસ વ્યાજ સહિત ઋણ ચૂકવીને દાસપણાથી છૂટી જશે.

રહેતી વખત અમુક સમયનો નિશ્ચય કરીયે રહેલો દાસ સમય પૂરો થયે છૂટશે. રહેવાનો કરાર કરીને રહેલો દાસ અને યુદ્ધમાં જીતમાં મળેલો તથા જુગારમાં જીતાયલો એ ત્રણ દાસ પોતાની સમાન બીજો દાસ આપવાથી દાસભાવથી છૂટશે. અને—

**राज्ञामेव तु दासः स्यात्प्रव्रज्यावसितो नरः ।**
**न तस्य विप्रमोक्षोऽस्ति न विशुद्धिः कथंचन ॥ „ ॥ ३२ ॥**

અર્થઃ—સંન્યાસધર્મથી ભ્રષ્ટ થયેલો સંન્યાસી રાજાનો દાસ થશે, અને તેનો કદાપિ છૂટકારો થશે નહીં તેમ તેની શુદ્ધિ પણ થશે નહીં.

અને ખાવાને માટે રહેલો દાસ ભોજન ન દેતાં દાસપણાથી છૂટી જશે. અને પોતાની દાસી સાથે વિવાહ કરીને રહેલો દાસ દાસીની પાસે જવાની મના કરવાથી દાસપણાથી છૂટી જશે. અને પોતાના દેહને વેચનાર દાસપણાથી છૂટતો નથી.

ઇતિ ભૃત્ય તથા દાસાદિ નિરૂપણ અ. ૬. સ. ૩. સમાપ્ત.

---

## અધ્યાય ૬. સર્ગ ૪.

---

### તોલ માપનું નિરૂપણ.

માપની અંદર પહેલું દેશમાપ તથા કાલમાપનું નિરૂપણ કરીએ છીએ.

જાળીઆમાંથી તાપ જ્યારે ઘરમાં આવે છે ત્યારે તેની અંદર સૂક્ષ્મ રજકણો ઉડતાં જોવામાં આવે છે. એ રજનો જે છઠ્ઠો ભાગ છે તેને પરમાણુ કહે છે.

૮ પરમાણુ=૧ ધૂલકણ. અર્થાત્ રથના પૈડાથી ઉડેલી ધૂલનો એક કણ કહેવાય છે.
૮ ધૂલકણ=૧ લિક્ષા.
૮ લિક્ષા=૧ યૂકામધ્ય.
૮ યૂકામધ્ય=૧ યવમધ્ય.
૮ યવમધ્ય=૧ આંગળ.
૪ આંગળ=૧ ધનુર્ગ્રહ.
૨ ધનુર્ગ્રહ=૧ ધનુર્મુષ્ટિ.
૧½ ધનુર્મુષ્ટિ=૧ વિતસ્તિ–વેંત (બિલાંયદ) અથવા ૧૨ આંગળ છાયા પૌરૂષ.
૧૪ આંગળ=૧ શમ=શલ=પરિચ્ય=પદ. પૈર પણ કહે છે.
૨ વિતરિત=૧ અરત્નિ (૧ હાથ).
૪ અરત્નિ=૧ દણ્ડા.
૧૦ દણ્ડ=૧ રજ્જુ.
૨ રજ્જુ=૧ પરિદેશ.
૧½ પરિદેશ=૧ નિવર્તન.
૨૦૦૦ ધનુ (દણ્ડ)=૧ ગોરૂત. તેને કોશ તથા ક્રોસ પણ કહે છે.
૪ ગોરૂત=૧ યોજન.

૮૪ આંગળનું એક માપ હોય છે તેને વ્યામ કહે છે. એ દોરડાને માપવામાં, ખોદેલા કુવાને માપવામાં, અને નાવ માપવામાં કામમાં આવે છે.

**દશમાનની પછી કાલમાનને કહીએ છીએ.**

તુટ (ત્રુટિ), લવ, નિમેષ, કાષ્ઠા, કલા, નાલિકા, મુહૂર્ત, પૂર્વ ભાગ (પૂર્વાહ્ન), અપર ભાગ (અપરાહ્ન), દિવસ (દિન), રાત્રિ, પક્ષ, માસ, ઋતુ, અયન (ઉત્તરાયણ, દક્ષિણાયન-૭ મહિનાનું એક અયન થાય છે), સંવત્સર અને યુગ આ ૧૭ કાલના વિશેષ વિભાગ કરવામાં આવ્યા છે.

આંખનો પલકારો મારવામાં જેટલો સમય જાય છે તેને નિમેષ કહે છે. નિમેષના ચોથા ભાગના સમયને તુટ કહે છે.

૨ ત્રુટ=૧ લવ.
૨ લવ=૧ નિમેષ.
૫ નિમેષ=૧ કાષ્ઠા.
૩૦ કાષ્ઠા=૧ કલા.
૪૦ કલા=૧ નાડિકા.
૨ નાડિકા=૧ મુહૂર્ત.
૧૫ મુહૂર્ત=૧ દિન અને રાત.
૧૫ દિનરાત=૧ પક્ષ.
૨ પક્ષ=૧ મહિનો.
૨ મહિના=૧ ઋતુ.
૩ ઋતુ=૧ અયન.
૨ અયન=૧ સંવત્સર.

ઉપર કહેલા પરિમાણની દિન રાત ચૈત્ર મહિનામાં અને આશ્વિન મહિનામાં જ હોય છે, કારણ કે આ મહિનામાં દિન અને રાત બરાબર હોય છે.

શ્રાવણ અને ભાદરવો એ બે મહીના વર્ષા ઋતુ હોય છે, આશ્વિન અને કાર્તિક એ બે મહિના શરદ ઋતુ હોય છે. માગસર અને પોષ એ બે મહીના હેમન્ત ઋતુ હોય છે. માઘ અને ફાગણ એ બે મહિના શિશિર ઋતુ હોય છે. ચૈત્ર અને વૈશાખ એ બે મહિના વસન્ત ઋતુ હોય છે. જેઠ અને આષાઢ મહિનામાં ગ્રીષ્મ ઋતુ હોય છે.

શિશિર, વસન્ત, અને ગ્રીષ્મ ઋતુ ઉત્તરાયણ કહેવાય છે. અને વર્ષા, શરદ અને હેમન્ત ઋતુ દક્ષિણાયન કહેવાય છે.

**હવે સુવર્ણાદિક તોલવાના માપનું કથન કરીએ છીએ.**

૧૦ ધાન્ય માષ (અડદના દાણા)નો એક સુવર્ણ માષ અથવા પાંચ રતિ થાય છે.
૧૬ માષક=૧ સુવર્ણ અથવા ૧ કર્ષ. ૪ કર્ષ=૧ પલ.
આ સુવર્ણનું તોલ કથન કર્યું છે.

**ચાંદીના તોલનું માપ.**

સફેદ સરસવ (બંગાળી સરસવ)ના ૮૮ દાણાની બરોબર ૧ રૂપ્ય માષક થાય છે. ૧૬ રૂપ્ય માષકની ૧ ધરણ થાય છે. અને ૧ ધરણનો ૨૦ રૌમ્બ્ય (મૂળાનું બીજ) કહેવાય છે. આ ચાંદીના તોલનુ કથન કરેલુ છે.

૨૦ ચોખાની ૧ વજ્રધરણ થાય છે. આ હીરાનું તોલ છે. સો પલનું નામ ૧ તોલો છે. અને ૨૦ તોલાનો ૧ ભાર છે. દશ ધરણનો ૧ પલ થાય છે.

હવે દ્રોણ, આઢક, આદિ પરિમાણોનું નિરૂપણ કરીએ છીએ. ધાન્યમાષ (અડદના દાણા)ના ૨૦૦ પલનો એક આયમાન દ્રોણ થાય છે. આ દ્રોણ કેવળ રાજકીય આયને તોલવાના કામમાં જ લેવામાં આવે છે.

૧૮૭½ પલનો એક વ્યાવહારિક દ્રોણ થાય છે. આ ક્રય વ્યવહારના સમયમાં તોલવાના કામમાં આવે છે. ૧૭૫ પલનો ૧ ભાજનીય દ્રોણ થાય છે. આ ભૃત્યોને માટે દ્રવ્યાદિના કામમાં આવે છે. ૧૬૨ પલનું એક અન્તઃપુર ભાજનીય દ્રોણ થાય છે. તેનો અન્તઃપુરમાં સામાન જોખવાના કામમાં આવે છે.

આ ચાર પ્રકારના દ્રોણોના ઉત્તરોત્તર ચતુર્થાંશ ઓછો કરીને આઢક, પ્રસ્થ, અને કુડુબનું પરિમાણ નિશ્ચય કરવામાં આવે છે અર્થાત્ દ્રોણનાં જેટલાં પરિમાણ થાય છે તેથી ચોથો ભાગ કમ આઢકનું, આઢકનો ચોથો ભાગ કમ પ્રસ્થનું, અને પ્રસ્થનો ચોથો ભાગ કમ કુડુબનું પરિમાણ છે.

વળી ૧૬ દ્રોણુની એક ખારી, અને વીસ દ્રોણુનો ૧ કુંભ, અને દશ કુંભનો ૧ વહ થાય છે.

ધર્મશાસ્ત્રમાં લખેલા તોલ માપને જાણવા માટે અહીંઆં આ માપ લખેલાં છે.

ઈતિ તોલ માપનું નિરૂપણુ અ. ૬. સ. ૪. સમાપ્ત.

## અધ્યાય ૬. સર્ગ. ૫.

### ધૂપ નિરૂપણુ.

દેવપૂજા આદિકોમાં ધૂપ કરવાની રીતિ છે. તથાપિ દેવતાની પ્રસન્નતા રૂપ ફલથી અતિરિક્ત ફલ પણુ વેદ તથા અન્ય શાસ્ત્રમાં કહ્યું છે. તેનું સામાન્ય રીતે અહીંઆં નિરૂપણુ કરીએ છીએ.

विश्वञ्च एतस्माद् यक्ष्मा मृगा अश्वा इवेरते यद् गुग्गुलु (गुलगुलु) सैन्धवं यत् व्याप्यासि समुद्रियम् ॥ अ० वे० सं० का० १९. अनु० ५. सू० ३९ ॥

અર્થઃ—સિન્ધુ દેશમાં થનારા અથવા સમુદ્રમાં થનાર ગુગ્ગુલુની ગંધ લેનારની પાસેથી સર્વ રોગો, જલ્દી દોડનારા હરિણુ આદિ મૃગની માફક, જૂદી જૂદી દિશાઓમાં નાસી જાય છે. તેટલા માટે ગુગ્ગુલુ આદિનો ધૂપ કરવાથી રોગાદિનાશ રૂપ દષ્ટ ફલ પણુ સિદ્ધ થાય છે. વળી–

अगरुं च स कर्पूरं दिव्यं चन्दनसौरभम् ।
दत्वा मां वै सहे मासे कुलानां तारयेच्छतम् ॥

स्का. पु. ख. २. मा. ५. अ. ८–२३ ॥

અર્થઃ—અગર, કપુર, અને સુગન્ધિ વાળું ચન્દન એ ભેગાં કરીને માગશર મહિનામાં ધૂપ કરવાથી સો કુલોને તારે છે.

कृष्णागुरुसमुत्थेन धूपेन च ममालयम् ।
धूपयेद्वैष्णवो यस्तु स मुक्तो नरकार्णवात् ॥ ,, ॥ २३ ॥

અર્થઃ—જે ભગવાનનો ભક્ત કૃષ્ણાગરૂથી ઉત્પન્ન થએલા ધૂપથી મારા મન્દિરમાં ધૂપ કરે છે તે નરક રૂપી સમુદ્રમાંથી છૂટે છે.

माहिष्यं गुग्गुलुं यस्तु आज्ययुक्तं सशर्करम् ।
धूपं ददाति यो वै मां तस्येच्छां प्रददाम्यहम् ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—જે ભક્ત મને ઘી તથા ગોળથી યુક્ત મહિષા ગુગળનો ધૂપ દે છે તેની ઈચ્છાને હું પૂર્ણ કરૂં છું.

देहं गेहं पुनात्येव धूपस्त्वगुरुसंभवः ।
नाशयेद्यक्षरक्षांसि धूपः सर्जरसोद्भवः ॥

અર્થઃ—અગરનો ધૂપ શરીર તથા ઘરને પવિત્ર કરે છે, અને સર્જરસનો ધૂપ યક્ષ તથા રાક્ષસોના ઉપદ્રવને દૂર કરે છે.

जातिपुष्पमथैला च गुग्गुलुश्च हरीतकी ।
कूटः सर्जरसश्चैव गुडः शैलं शठं तथा ॥
नखी युक्तानि चैतानि दशांगो धूप उच्यते ॥ ,, ॥ २७ ॥

અર્થ:—ચમેલી, ઈલાયચી, ગુગળ, હરડે, કૂટ, સર્જરસ, ગુડ, શૈલ(પથ્થરમાં થનારૂં ગન્ધ-દ્રવ્ય વિશેષ), તગર અને નખી(ગન્ધ દ્રવ્ય વિશેષ), આ સર્વથી યુક્ત દશ વસ્તુઓનો ધૂપ કહેવાય છે. વળી—

धूपं दशांगं यदि चेत्करोति मासे सहे मेऽतिवल्लभे च ।
ददामि कामानतिदुर्लभानपि बलं च पुष्टिं सुतदारभक्तिम् ॥ ,, ॥२८॥

અર્થ.—મારા અત્યન્ત પ્રિય માગસર માસમાં જે દશાંગ ધૂપ કરે છે તેની દુર્લભ કામનાઓ પણ હું પૂર્ણ કરૂં છું. અને બલ, પુષ્ટિ, પુત્ર, સ્ત્રી, તથા ભક્તિ એ સર્વ આપું છું.

मुस्ताधूपे मानुषाणां प्रियत्वं मांगल्यकं वश्यकरं गुडस्य ।
कुर्यात्सहे मासि ममाग्रतो यो विहाय पापानि स मां समाप्नुयात् ॥ ॥२९॥

અર્થ:—મુસ્તાનો ધૂપ કરવાથી મનુષ્યોનું સારૂં થાય છે. ગોળનો ધૂપ મંગળકારી અને વશ્યકર છે માગશર માસમાં મારા આગળ જે મુસ્તા તથા ગોળનો ધૂપ કરે છે તે સંપૂર્ણ પાપોથી મુક્ત થઈને મને પ્રાપ્ત થાય છે.

अगरुं चन्दनं मुस्तं संहकं त्र्युषणं तथा ।
समभागैस्तु कर्तव्यमिदं चामृतमुच्यते ॥ म. वि. पु. बा. ख. अ. ९७–१९ ॥

અર્થ::—અગર, ચન્દન, મોથ( મુસ્ત ), સિંહલ( સિંહલ દેશમાં ઉત્પન્ન થનારૂં ગન્ધ વિશેષ ), અને ત્ર્યુષણ—આ સર્વનો સરખો ભાગ ભેગો કરીને કરેલા ધૂપને અમૃત કહે છે. અન્ય પણ અનેક દુર્ગા, ગણેશ, આદિકોના અષ્ટગન્ધ જૂદા જૂદા પ્રકારના છે.

ઇતિ ધૂપનિરૂપણ અ૦ ૬. સ૦ ૫. સમાપ્ત.

ઇતિ ભિન્ન, ભિન્ન વિષયનિરૂપણ અ૦ ૬. સમાપ્ત.



## અધ્યાય. ૭.

### કલિયુગવર્ણન.

આ અધ્યાયમાં અધર્મની વૃદ્ધિ કરનાર કલિયુગનું હાલનું વર્ણન કરવામાં આવે છે.

**तामसं युगमासाद्य हरिः कृष्णत्वमेति च ।**
**यः कंश्चिदपि धर्मात्मा यज्ञाचारान् करोति च ॥ बृ.ना.पु.पू.ख.अ.४१–२२॥**
**यः कश्चिदपि पुण्यात्मा क्रियायोगरतो भवेत् ।**
**नरं धर्मरतं दृष्ट्वा सर्वेऽसूयां प्रकुर्वते ॥ ,, ॥ २३ ॥**

અર્થઃ—કલિયુગને તામસિક યુગ કહ્યો છે. આ તામસિક કલિયુગમાં ભગવાનનો રંગ પણ કાળો થઈ જાય છે. આ કલિયુગમાં જો કોઈ ધર્માત્મા યજ્ઞ કરે છે. અથવા જો કોઈ પુણ્યાત્મા કોઈ પણ પુણ્ય કર્મ કરે છે તો સર્વે મનુષ્યો તેને ધર્મમાર્ગમાં પ્રવૃત્ત થએલો જોઇ તેની અસૂયા કરે છે.

**व्रताचाराः प्रणश्यन्ति ज्ञानयज्ञादयस्तथा ।**
**उपद्रवा भविष्यन्ति ह्यधर्मस्य प्रवर्तनात् ॥ ,, ॥ २४ ॥**

અર્થઃ—વ્રત તથા સદાચાર નષ્ટ થઈ જશે. જ્ઞાન તથા યજ્ઞાદિકોનો પણ નાશ થશે. અને અધર્મની પ્રવૃત્તિ થવાથી જૂદા જૂદા પ્રકારના ઉપદ્રવો થશે.

**असूयानिरताः सर्वे दंभाचारपरायणाः।**
**प्रजाश्चाल्पायुषः सर्वा भविष्यन्ति कलौ युगे ॥ ,, ॥ २५ ॥**

અર્થઃ—કલિયુગમાં સર્વે લોકો અસૂયા કરનારા થશે. અને દંભી લોકો પણ વિશેષ થશે અર્થાત્ તેમનું આચરણ ધર્મબુદ્ધિથી થશે નહિં. તેમનો સર્વ પ્રકારનો આચાર લોકોને છેતરવા માટે જ થશે. અને પ્રજા અલ્પ આયુવાળી થશે.

**ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्रा धर्मपराङ्मुखाः ।**
**घोरे कलियुगे प्राप्ते द्विजा वेदपराङ्मुखाः ,, ॥ ३० ॥**

અર્થઃ—ઘોર કલિયુગ આવતાં બ્રાહ્મણાદિ ચારે વર્ણ ધર્મથી વિમુખ થઇ જશે, અને બ્રાહ્મણો વેદથી વિમુખ થશે.

**व्याजधर्मरताः सर्वेऽसूयानिरतास्तथा ।**
**वृथाहंकारदुष्टाश्च सत्यहीनाश्च पण्डिताः ॥ ,, ॥ ३१ ॥**

અર્થઃ—સર્વે મનુષ્યો ખોટા ધર્મમાં અને અસૂયામાં પ્રીતિવાળા થશે. ગુણો નહિં હોવા છતાં અહંકારી અને દુષ્ટ સ્વભાવવાળા થશે. કલિયુગમાં વિદ્વાનો પણ સત્ય વસ્તુમાં નિષ્ઠા તથા સત્ય ભાષણ આદિથી રહિત થશે.

**अहमेवाधिक इति सर्वेऽपि विवदन्ति च ।**
**अधर्मलोलुपाः सर्वे तथा वैतण्डिका नराः ,, ॥ ३२ ॥**

અર્થઃ—હું સર્વથી ગુણી તથા આચરણુ આદિમાં મોટો છું, મારી બરાબર કોઈ નથી, એવી રીતે દરેક મનુષ્ય પોતાની મોટાઈ બતાવવા માટે વિતંડાવાદ કરશે, અને સર્વે મનુષ્યો અધર્મમાં પ્રીતિવાળા થશે.

अतः स्वल्पायुषः सर्वे भविष्यन्ति कलौ युगे ।
अल्पायुष्ट्वान्मनुष्याणां न विद्याग्रहणं द्विज ॥ ,, ॥ ३३ ॥

અર્થઃ—કલિયુગમાં સર્વે મનુષ્યો અલ્પાયુષ વાળા થશે. અને હે દ્વિજ! થોડા આયુષ્ય વાળા હોવાથી તેઓ વિદ્યાધ્યયન આદિ યોગ્ય રીતે કરી શકશે નહિં.

विद्याग्रहणशून्यत्वादधर्मो वर्तते पुनः ।
व्युत्क्रमेण प्रजा सर्वा म्रियन्ते पापतत्पराः ,, ॥ ३४ ॥

અર્થઃ—વિદ્યાનું અધ્યયન નહિં હોવાથી ધર્મનું જ્ઞાન થશે નહીં, ધર્મનું જ્ઞાન નહિં હોવાથી અધર્મનુંજ આચરણુ કરશે. અને તેથી સર્વ પ્રજા અધર્મ માર્ગમાં પ્રવૃત્ત થઇને અલ્પાયુ થઇને પિતા પહેલાં પુત્ર ઇત્યાદિના ઉલટાં ક્રમથી પાપ કરતી કરતી મરી જશે.

ब्राह्मणाद्यास्तथा वर्णाः संकीर्यन्ते परस्परम् ।
कामक्रोधपरा मूढा वृथासंतापपीडिताः ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—કલિયુગમાં બ્રાહ્મણાદિ પોતપોતાની જાતિને બદલે બીજી જાતિમાં વિવાહ કરવાથી જાતિ તથા વર્ણસંકરતા પ્રાપ્ત થશે. અને કામ, ક્રોધ, તથા સંતાપથી પીડિત થઇને સર્વે મનુષ્યો મૂઢ થશે.

शूद्रतुल्या भविष्यन्ति सर्वे वर्णा कलौ युगे ।
उत्तमा नीचतां यान्ति नीचाश्चोत्तमतां तथा ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—કલિયુગમાં સર્વે વર્ણુ શૂદ્ર સમાન થશે. અને ઉત્તમ લોકો નીચતાને પ્રાપ્ત થશે અને નીચ લોકો ઉત્તમતાને પ્રાપ્ત થશે.

राजानो द्रव्यनिरतास्तथैवान्यायवर्तिनः ।
पीडयन्ति प्रजाश्चैव करैरत्यर्थयोजितैः ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—કલિયુગમાં રાજાઓ ધનમાં જ તત્પર રહેશે, અને અન્યાય અને અનીતિને માર્ગે ચાલનારા થશે, અને કર વધારીને સર્વ પ્રજાને પીડા દેશે.

शववाहा भविष्यन्ति शूद्राणां च द्विजातयः । ,, ॥ ३८ ॥

અર્થઃ—દ્વિજાતિના મનુષ્યો શૂદ્રના શબને ઉપાડશે.

द्विषन्ति पितरं पुत्रा भर्तारं च स्त्रियोऽखिलाः ।
परस्त्रीनिरताः सर्वे परद्रव्यपरायणाः ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—પુત્ર પિતાના ઉપર અને સ્ત્રી પતિ ઉપર દ્વેષ કરશે, અને સર્વે મનુષ્યો પરસ્ત્રી અને પરદ્રવ્ય હરણુ કરવામાં તત્પર રહેશે.

पृथ्वी निष्फलतां याति बीजं पुष्पं विनश्यति ।
वेश्यालावण्यशीलेषु स्पृहां कुर्वन्ति योषितः ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—કલિયુગમાં પૃથ્વી ફ્લથી રહિત થશે અર્થાત્ અન્નાદિ બરાબર પાકશે નહિ. બીજ, ફૂલ, આદિ સર્વ નાશ પામશે. સ્ત્રીઓ વેસ્યાના સમાન શરીરને સુંદર અને ખુલ્લું રાખવાની ઇચ્છા કરશે.

धर्मविक्रयिणो विप्राः स्त्रियश्च भगविक्रयाः ।
वेदविक्रयकाश्चान्ये शूद्राचाररता द्विजाः ॥ „ ॥ ४३ ॥

અર્થઃ—કલિયુગમાં બ્રાહ્મણો ધર્મને વેચશે અર્થાત્ ધનને માટે ધર્મનો પરિત્યાગ કરશે. સ્ત્રીઓ ધનને માટે વ્યભિચારિણી થશે. બ્રાહ્મણો વેદવિક્રયી થશે અર્થાત્ ધનને માટે પૈસા લઇને જ ભણાવશે તથા ઉપદેશ કરશે, અને દ્વિજાતિ શૂદ્રના આચારમાં તત્પર રહેશે.

साधूनां विधवानां च वित्तान्यपहरन्ति च ।
न व्रतानि चरिष्यन्ति ब्राह्मणा द्रव्यलोलुपाः ॥ „ ॥ ४४ ॥

અર્થઃ—લોકો સાધુપુરૂષો તથા વિધવાઓનું ધન હરણ કરશે. બ્રાહ્મણો દ્રવ્યની લોલુપતાથી કોઈ પણ વ્રતનું આચરણ કરશે નહિં. અર્થાત્ ધનના ઉપાર્જન માટે આમ તેમ ભટકતા રહેશે. તેટલા માટે એ લોકોને બીજું કોઇ ધર્મકાર્ય કરવામાં વખત મલશે નહિ.

अपात्रेष्वेव दानानि प्रयच्छन्ति नराधमाः ।
दुग्धलोभनिमित्तेन गोषु प्रीतिं च कुर्वते ॥ „ ॥ ४६ ॥

અર્થઃ—કલિયુગના અધમ મનુષ્ય અપાત્રને અર્થાત્ અનધિકારીને જ દાન આપશે. અને દુધ પીવાના લોભથી જ ગાય ઉપર પ્રીતિ કરશે અર્થાત્ ધર્મબુદ્ધિથી ગાયની સેવા કરશે નહિં. ( તેટલા માટે દુધ મળવાનું બંધ થતાં જ ગાયને કસાઇને વેચી દેશે. )

न कुर्वन्ति तथा विप्राः स्नानशौचादिकाः क्रियाः ।
अकाले कर्मनिरताः भविष्यन्ति द्विजाधमाः ॥ „ ॥ ४७ ॥

અર્થઃ—કલિયુગમાં બ્રાહ્મણો સ્નાન, શૌચ, સન્ધ્યાવન્દનાદિ કોઇ ક્રિયા કરશે નહિ. અને કરશે તો વખતસર કરશે નહિં, અયોગ્ય વખતે જ સર્વ કર્મ કરશે.

साधुनिन्दापराश्चैव विप्रनिन्दापरास्तथा ।
न कस्यापि मनो विप्र विष्णुभक्तिपरं भवेत् ॥ „ ॥ ४८ ॥

અર્થઃ—કેટલાક લોકો સાધુની નિન્દા કરશે, અને કેટલાક લોક બ્રાહ્મણોની નિન્દા કરશે. પરન્તુ કોઈનું પણ મન પરમાત્માની ભક્તિમાં ચોટશે નહિં.

कलेः प्रथमपादेऽपि विनिन्दन्ति हरिं नराः ।
युगान्ते च हरेर्नाम नैव कश्चिद्वदिष्यति ॥ „ ॥ ५१ ॥

અર્થઃ—કલિયુગના આરંભમાં જ મનુષ્યો પરમાત્માની નિન્દા કરશે. અને કલિયુગના અન્તમાં કોઇ પરમાત્માનું નામ પણ બોલશે નહિ.

काषायपरिवीताश्च जटिलाभस्मधूलिताः ।
शूद्रा धर्मान् प्रवक्ष्यन्ति कूटयुक्तिपरायणाः ॥ „ ॥ ५२ ॥

અર્થઃ—કલિયુગમાં કપટયુક્તિમાં તત્પર શદ્રો કાષાય વસ્ત્રો પહેરીને અને ભસ્મ અને જટા ધારણ કરીને ધર્મોનો ઉપદેશ કરશે.

गीतवादित्रकुशलाः क्षुद्रधर्मसमाश्रयाः ।
भविष्यन्ति कलौ प्रायो धर्मविध्वंसका नराः ॥ ,, ॥ ६० ॥

અર્થઃ—કલિયુગમાં ધર્મનો નાશ કરનારા મનુષ્યો વિશેષ કરીને સંગીતમાં ( ગાવા બજાવવામાં ) જ કુશલ રહેશે, અને ક્ષુદ્ર ધર્મોનો આશ્રય કરનારા થશે.

अल्पद्रव्या वृथालिङ्गा वृथाहंकारदूषिताः ।
हर्तारः परवित्तानां भवितारो नराधमाः ॥ ,, ॥ ६१ ॥

અર્થઃ—કલિયુગના અધમ મનુષ્યો યજ્ઞોપવીત આદિ ચિહ્નોને વ્યર્થ ધારણ કરશે અર્થાત્ કોઇ પ્રકારના ધર્મનું આચરણ કરશે નહિં. ખોટા અભિમાનથી દૂષિત થએલા ચિત્તવાળા તે લોકો બીજાનું ધન હરણ કરનારા થશે.

आत्मस्तुतिपराः सर्वे परनिन्दापरास्तथा ।
विश्वासघातिनः क्रूरा दयाधर्मविवर्जिताः ॥ ,, ॥ ६२ ॥
भविष्यन्ति नरा विप्र कलौ चाधर्मबान्धवाः ॥ ,, ॥ ६३ ॥

અર્થઃ—હે વિપ્ર! અધર્મ જ જેનો બંધુ છે એવા કલિયુગના મનુષ્ય પોતાની સ્તુતિ કરનારા, બીજાની નિન્દા કરનારા, વિશ્વાસઘાતી, ક્રૂર, તથા દયા તથા ધર્મથી રહિત થશે.

भविष्यन्ति कलौ प्राप्ते राजानो म्लेच्छजातयः ।
शूद्रा भैक्षरताश्चैव तेषां शुश्रूषणे द्विजाः ॥ ,, ॥ ७३ ॥

અર્થઃ—કલિયુગની પ્રાપ્તિ થતાં રાજાઓ મ્લેચ્છ જાતિના થશે. અર્થાત્ આર્યપ્રજાના ક્ષત્રિયો રાજા હશે નહિં. શદ્રો ભિક્ષાવૃત્તિમાં તત્પર રહેશે, અને બ્રાહ્મણો મ્લેચ્છ અને શદ્રોની સેવામાં તત્પર રહેશે.

न शिष्यो न गुरुः कश्चिन्न पुत्रो न पिता तथा ।
न भार्या न पतिश्चैव भवितारोऽत्र संकरे ॥ ,, ॥ ७२ ॥

અર્થઃ—આ પ્રમાણે કલિયુગમાં જૂદી જૂદી પ્રકારના વર્ણસંકર તથા ધર્મસંકર થવાથી ગુરૂ શિષ્ય કે પિતા પુત્ર તથા પતિપત્નીભાવ રહેશે નહીં અર્થાત્ કોઇ કોઇની પરવા કરશે નહિં, તથા મર્યાદાનું પણ પાલન કરશે નહિં.

कलौ गते भविष्यन्ति धनाढ्या अपि याचकाः ।
रसविक्रयिणश्चापि भविष्यन्ति द्विजातयः ॥ ,, ॥ ७३ ॥

અર્થઃ—કલિયુગમાં ધનાઢ્ય લોકો પણ યાચક બનશે—અને બ્રાહ્મણો દુધ અને રસોને વેચશે.

वेदनिन्दापराश्चैव धर्मशास्त्रविनिन्दकाः ।
शूद्रवत्यैव जीवन्ति नरकार्हा द्विजा मुने ॥ ,, ॥ ७५ ॥

અર્થઃ—હે મુનિ! કલિયુગમાં નરકને યોગ્ય દ્વિજાતિ પ્રજા વેદ તથા ધર્મશાસ્ત્રોની નિન્દા કરનારા થશે, અને શૂદ્રના ધંધાથી જીવિકા ચલાવનારા થશે.

अनावृष्टिभयं माप्ता गगनासक्तदृष्टयः ।
भविष्यन्ति कलौ मर्त्या सर्वे क्षुद्भयकातराः ॥ ,, ॥ ७६ ॥

અર્થઃ—કલિયુગમાં મનુષ્ય વૃષ્ટિ નહિં થવાથી ભૂખ્યે મરવાના ભયને પ્રાપ્ત થશે. અને તેથી ક્ષુધાથી કાયર થએલા આકાશ તરફ દેખતા રહેશે અને કહેશે કે વરસાદ થશે નહિં.

कामार्ता ह्रस्वदेहाश्च लुब्धाश्चाधर्मतत्पराः ।
कलौ सर्वे भविष्यन्ति स्वल्पभाग्या बहुप्रजाः ॥ ,, ॥ ७८ ॥

અર્થઃ—કલિયુગમાં લોકો કામથી પીડાએલા, નાના શરીરવાળા, લોભી, અધર્મમાં તત્પર, અલ્પ આયુષ્ય વાળી અને અલ્પ ભાગ્યવાળી બહુ પ્રજાવાળા થશે. અર્થાત્ ભાગ્યશાળી હશે તેને ત્યાં પુત્ર નહિં હોય અને ગરીબના ઘરમાં ઘણા પુત્રો થશે.

स्वकार्यसिद्धिपर्यन्तं बन्धुतां कुर्वते जनाः ।
भिक्षवश्चापि मित्रादिस्नेहसंबन्धयन्त्रिता ॥ ,, ॥ ८३ ॥

અર્થઃ—કલિયુગમાં લોકો પોતાનું કાર્ય સરતા સુધી જ બીજાની જોડે મિત્રતા કરશે. અને ભિક્ષુ લોકો પણ મિત્રાદિ સ્નેહ તથા સંબન્ધાદિથી યુક્ત થઈ તેઓની માફક વર્તાવ કરશે.

अन्नोपाधिनिमित्तेन शिष्यान्गृह्णन्ति भिक्षवः ॥ ,, ॥ ८४ ॥

અર્થઃ—ભિક્ષુ લોકોને અન્ન માત્રની જ ઉપાધિ છે. તેને માટે તેઓ શિષ્યોનો સંગ્રહ કરશે.

माठापत्यं च सेवा च धनसंग्रह एव च ।
दासीगमनमीर्ष्या च पंचधा तत्त्ववादिनः ॥ सौ. पु. अ. २१. श्लो. ॥ ७२ ॥

અર્થઃ—કલિયુગમાં મઠના મહંત બનશે, ગૃહસ્થોની સેવા કરશે, ધનને સંગ્રહ કરશે અને દાસીઓની સાથે ગમન કરશે, અને પરસ્પર ઈર્ષ્યા કરનારા થશે. કલિયુગમાં આ પાંચ પ્રકારના તત્ત્વવેત્તાઓ થશે.

उभाभ्यामथ पाणिभ्यां शिरःकण्डूयनं स्त्रियः ।
कुर्वन्त्यो गुरुभर्तॄणामाज्ञामुल्लंघयन्ति च ॥ वृ. ना. पु. पू. ख. अ. ४१ ॥ ८५ ॥

અર્થઃ—સ્ત્રીઓ બન્ને હાથે માથું ખંજોળશે. (આ ઘણુ જ ક્રોધની નિશાની છે). અને વડીલો તથા પતિની આજ્ઞાનું ઉલંઘન કરશે.

तरुणीप्रभुता गेहे बालको बुद्धिदायकः ।
कन्याया विक्रयो लोभाद्दंपतीनां च कल्कनम् ॥ भाग. मा. अ. ७ ॥ ३२ ॥

અર્થઃ—કલિયુગમાં ઘરમાં સ્ત્રીઓની પ્રધાનતા થશે અર્થાત્ પુરૂષોનું કંઈ ચાલશે નહિં. બાલકો વડીલોને સમઝાવશે, લોભથી કન્યાનો વિક્રય કરશે, અને ઘરમાં હમેશાં પતિપત્નીને કલહ થયા કરશે.

पण्डितास्तु कलत्रेण रमन्ते महिषा इव ।
पुत्रस्योत्पादने दक्षाऽदक्षा मुक्तिसाधने ॥ ,, अ० १. श्लो० ॥ ७४ ॥

અર્થઃ—કલિયુગમાં પણ્ડિતો સ્ત્રીઓની સાથે પાડાની માફક રમણ કરશે. અને પુત્રોત્પાદન કરવામાં જ સમર્થ થશે. પરંતુ મોક્ષનાં સાધન કરવામાં સમર્થ થશે નહિ.

वित्तमेव कलौ नृणां जन्माचारगुणोदयः ।
धर्मन्यायव्यवस्थायां कारणं बलमेव हि ॥ भाग स्कं० १२ अ० २ २ ॥

અર્થઃ—સાધારણ રીતે દુનીઆમાં ઉત્તમ કુલમાં જન્મ થવાથી અથવા વિદ્યા આચાર આદિ ગુણ હોવાથી શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય છે. પરંતુ કલિયુગમાં ધનથી જ શ્રેષ્ઠતા પ્રાપ્ત થશે, ધન રહિત મનુષ્યમાં ગુણ હોવા છતાં પણ શ્રેષ્ઠ ગણાશે નહિં. ધર્મ તથા ન્યાયની વ્યવસ્થા કરવામાં બલ જ કારણ ગણાશે અર્થાત્ જેનામાં કોઈ પણ પ્રકારનું બલ હશે તેણે કહેલો જ ધર્મ ગણાશે, અને તે જ ન્યાય થશે, યથાર્થ સત્યાદિ કારણ ગણાશે નહિં. સત્યની તો કોઈ વાત પણ પૂછશે નહિં.

दाम्पत्येऽभिरुचिर्हेतुर्मायैव व्यवहारिके ।
स्त्रीत्वे पुंस्त्वे च हि रतिर्विप्रत्वे सूत्रमेव हि ॥ ,, ॥ ३ ॥

અર્થઃ—કલિયુગમાં પતિ અને પત્નીના ભાવમાં પ્રીતિ જ કારણ રહેશે; કુલ, ગોત્ર, અને વૃદ્ધોની ઇચ્છા નહિં રહે અર્થાત્ વિવાહાદિ જેની સાથે મન મળશે તેની સાથે થશે. ક્રય, વિક્રય, આદિ વ્યવહારમાં કપટતા જ કારણ રહેશે, નિષ્કપટતાદિ નહિં. સ્ત્રીઓ અને પુરૂષોમાં શ્રેષ્ઠતાનું કારણ રતિકુશલતા માત્ર રહેશે અર્થાત્ જૂદી જૂદી કામક્રીડાનું સામર્થ્ય માત્ર કારણ ગણાશે, સદાચારાદિ નહિં બ્રાહ્મણપણામાં ઉપવીત ધારણ માત્ર કારણ ગણાશે; તપ, શૌચ, સંતોષ આદિ નહિં. અર્થાત્ કલિયુગમાં જનોઈ વિના બીજા તપાદિ ગુણો પ્રાપ્ત થવાના નથી.

लिङ्गमेवाश्रमख्यातावन्योन्यापत्तिकारणम् ।
अवृत्त्या न्यायदौर्बल्यं पाण्डित्ये चापलं वचः ॥ भा. स्कं. १२ अ. २ ॥ ४ ॥

અર્થઃ—કલિયુગમાં બ્રહ્મચર્યાદિ આશ્રમનાં સૂચક કાષાય વસ્ત્રાદિ માત્ર રહેશે, આશ્રમને માટે વિધાન કરેલા ધર્મ નહિ. અર્થાત્ આશ્રમીઓથી ધર્મનું પાલન થઈ શકવાનું નથી. પરસ્પર નમસ્કારાદિ વ્યવહારમાં પણ એ ચિહ્નો માત્ર જ કારણ રહેશે. કોઈ રાજકીય કાર્યમાં હાર થવાનુ કારણ પોતાના દોષ જ હોય છે. પરંતુ કલિયુગમાં હાર થવાનું કારણ પોતાના દોષ નહિ ગણાય, પરંતુ ધનાદિ આપવાની શક્તિ ન હોવી (**अवृत्ति**) તે જ કારણ ગણાશે અર્થાત્ કચેરીમાં જે ધન ખરચી શકશે તેનો જ જય થશે. અને કલિયુગમાં પાણ્ડિત્યનું કારણ વાચાળપણું જ ગણાશે, વિદ્યાભ્યાસ નહિં અર્થાત્ ચપલ મનુષ્યને જ લોકો પણ્ડિત માનશે.

ऊनषोडशवर्षाश्च प्रसोष्यन्ति तथा स्त्रियः। ब्र. पु. अ. २३० श्लो. १० ॥

અર્થઃ—કલિયુગમાં ૧૬ વર્ષથી ઓછી ઉમરની સ્ત્રી સંતાનને જન્મ આપશે.

श्वापदप्रचुरत्वं च गवां चैव परिक्षयः ॥ ,, १४ ॥

અર્થઃ—કલિયુગમાં કૂતરાંની વૃદ્ધિ થશે અને ગાયો નાશ પામશે.

ध्यानं परं कृतयुगे त्रेतायां यज्ञ उच्यते ।
प्रवृत्तं द्वापरे युद्धं स्तेयमेव कलौ युगे ॥ ब्र० पु० अ० ७० ५१ ॥

અર્થઃ—કૃતયુગમાં ધ્યાનની પ્રધાનતા હતી, ત્રેતાયુગમાં યજ્ઞની પ્રધાનતા હતી, જ્યારે

દ્વાપરયુગ પ્રવૃત્ત થયો ત્યારે યુદ્ધની પ્રવૃત્તિ બહુ જ થઈ. કલિયુગમાં સર્વ ધર્મ નષ્ટ થઇ ચોરીની પ્રધાનતા રહે છે.

दूरे वार्ययनं तीर्थं लावण्ये केशधारणम् ।
उदरंभरिता स्वार्थः सत्यत्वे धार्ष्ट्यमेव हि ॥ भा. स्क. १२ अ. २ ६ ॥

અર્થઃ—કલિયુગમાં દૂર આવેલાં જલાશયો તીર્થસ્થાનો મનાશે અર્થાત્ ઘરમાં રહેલા તીર્થરૂપ માતા પિતા આદિમાં તીર્થરૂપ બુદ્ધિ રહેશે નહિં. માથાના વાળને જૂદી જૂદી રીતે ઓળવા એ સુંદરતાનું સાધન ગણાશે. સુવર્ણ આદિ ઘરમાં રહેશે નહિં. પેટ ભરવું તે જ પરમ પુરૂષાર્થ ગણાશે. ધર્માદિ કાર્યોને પુરૂષાર્થ માનશે નહિં. યથાર્થ ભાષણ તથા નિષ્કપટ વ્યવહાર કરનાર મનુષ્ય જ સાચો મનુષ્ય કહેવાય છે, પરન્તુ કલિયુગમાં નિર્લજ્જતા જ સચ્ચાઈનું કારણ ગણાશે.

अनाढ्यतैवासाधुत्वे साधुत्वे दंभ एव तु ।
स्वीकार एव चोद्वाहे स्नानमेव प्रसाधनम् ॥

અર્થઃ—કલિયુગમાં દરિદ્રતા ચોરી આદિ નીચ કર્મ કરવામાં કારણ ગણાશે અર્થાત્ ગરીબાઈને લઇને ચોરી આદિની વૃદ્ધિ થશે. દાંભિકતા (કપટયુક્ત વ્યવાહર) જ સાધુતામાં કારણ ગણાશે અર્થાત્ જે દંભી હશે, તે ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરશે ધર્માત્મા નહિં. પરસ્પર સ્વીકાર માત્ર વિવાહમાં કારણ ગણાશે, શાસ્ત્રની વિધિ કોઇ માનશે નહિં. સ્વીકારનું તાત્પર્ય એ છે કે હું તારો પતિ છું અને તું મારી પત્ની છે આવી પ્રકારની વાણી માત્રથી વિવાહ થશે, અન્ય કોઈ પ્રકારનો નિયમ રહેશે નહિં. દેહનો મલ દૂર કરવો તે જ કલિયુગમાં સ્નાનનું પ્રયોજન ગણાશે, બીજાં શાસ્ત્રોક્ત તીર્થ સ્નાનાદિ રહેશે નહિં.

दाक्ष्यं कुटुंबभरणं यशोऽर्थं धर्मसेवनम् । „ ॥ ७ ॥

અર્થઃ—પોતાના કુટુંબ માત્રનું પોષણ કરવું એ જ કલિયુગમાં સામર્થ્ય ગણાશે, ધર્માદિકાનું સંપાદન કરવાનું સામર્થ્ય મનાશે નહિં અર્થાત્ ધર્માદિક પ્રવૃત્તિને બાયલાપણું કહેવાશે. અને જે કોઇ મનુષ્ય ધર્મનું આચરણ કરશે તે યશને માટે જ કરશે.

આવી રીતે જૂદી જૂદી પ્રકારના અનર્થ કલિયુગમાં થશે એમ શાસ્ત્રોમાં કહ્યું છે.

કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગ છે. આ યુગો જ્યેષ્ઠ આદિ મહિનાની પેઠે કાળનો જ વિભાગ છે એવી માન્યતા છે. પરંતુ જેવી રીતે જ્યેષ્ઠ મહિનામાં ગરમી અને પોષ મહિનામાં ઠંડી આદિ સ્વભાવથી સર્વને માલમ પડે છે, તેવી રીતે યુગધર્મ સ્વભાવથી દુઃખરૂપ તથા સુખરૂપ નથી. પોષ માસમાં ઠંડી સર્વને દુઃખ દે છે અર્થાત્ પોષમાં સર્વને ઠંડી લાગે છે. કોઈને ગરમી અને કોઇને ઠંડી એમ બનતું નથી. તેવી રીતે જ્યેષ્ઠ મહિનામાં સર્વને ગરમી જ લાગે છે, કોઇને ગરમી અને કોઇને ઠંડી એવું કોઇ દિવસ થતું નથી. તેમાં કોઈ પ્રકારનો ફેર માલમ પડે તો તે કોઈ રોગાદિકના નિમિત્તને લઇને હોય છે. જો આ શીતકાલ આદિના ધર્મની માફક કલિયુગનો ધર્મ હોય તો સર્વે મનુષ્યો અધર્મી થવા જોઈએ. પરન્તુ તેવું જોવામાં આવતું નથી. કલિયુગમાં પણ ઘણા ધર્માત્મા માણસો જોવામાં આવે છે. અને શાસ્ત્રોમાં પણ કલિયુગમાં ધર્માત્મા મનુષ્યો રહેશે, અત્યન્ત નાશ થશે નહિં એવું કહેલું છે. તેટલા માટે કૃતાદિ યુગોના કાલની ગણત્રી માત્ર ઉપયોગી

જાણવા યોગ્ય છે. પરંતુ તે કાલમાં થવાના ધર્મ પણ અટલ છે એવો નિશ્ચય કરવો એ યોગ્ય નથી. યુગધર્મ રાજાની ધર્મનિષ્ઠા તથા અધર્મની રૂચિને અનુસાર બદલાય છે. તેટલા માટે ધર્મશાસ્ત્રોએ રાજાને જ યુગ રૂપ કહ્યો છે.

**राजा कृतयुगस्रष्टा त्रेताया द्वापरस्य च ।**

**युगस्य च चतुर्थस्य राजा भवति कारणम् ॥** म. भा. शा.प. अ. ६९-९८ ॥

અર્થ:–સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને કલિયુગ એ ચારે યુગોની સૃષ્ટિ કરનાર રાજા છે. યુગોના નિયમો તો પહેલેથી જ છે પરંતુ યુગ યુગમાં ધર્મોના પરિવર્તનનું કારણ રાજાનુ આચરણ જ છે. તેટલા માટે રાજાને યુગનો સ્રષ્ટા કહેલો છે.

**दण्डनीतिं परित्यज्य यदा कार्त्स्न्येन भूमिपः ।**

**प्रजाः क्लिश्नात्ययोगेन प्रवर्तेत तदा कलिः** ॥ म.भा. शा. प. अ. ६९ ॥९१॥

અર્થ:-જ્યારે રાજા દણ્ડયુક્ત રાજનીતિનો તદ્દન પરિત્યાગ કરીને કેવલ અસત્ ઉપાયોથી પ્રજાને પીડા કરે છે, ત્યારે કલિયુગની પ્રવૃત્તિ થાય છે. અર્થાત્ રાજા જ જ્યારે આ પ્રમાણે પ્રજાને અન્યાયથી પીડે છે, અને ધર્મ નીતિનો વિચાર કરતો નથી, ત્યારે તે સમયને કલિયુગ કહે છે.

મનુ ભગવાને પણ આ પ્રમાણે રાજાને જ યુગનો પરિવર્તક કહેલો છે.

**कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेव च ।**

**राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥** मनु. स्मृ. अ. ९ ॥ ३०१ ॥

અર્થ:—કૃત, ત્રેતા, દ્વાપર, અને કલિ એ સર્વ રાજાની ચેષ્ટાને જ કહે છે. તેટલા માટે રાજાને જ કૃતાદિ યુગથી કહેવામાં આવે છે.

**कलिः प्रसुप्तो भवति स जाग्रद्द्वापरं युगम् ।**

**कर्मस्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम् ॥** „ ॥ ३०२ ॥

અર્થ:—જ્યારે રાજા અજ્ઞાન, આલસ્ય, મોજશોખ આદિ નિમિત્તથી નિરૂદ્યમી અને ધર્મથી વિમુખ થાય છે, ત્યારે કલિયુગ કહેવાય છે. જ્યારે રાજા ધર્મ જાણવા છતાં અનુષ્ઠાન નથી કરતો ત્યારે દ્વાપર યુગ કહેવાય છે. અને જ્યારે રાજા ધર્મકાર્યોનું અનુષ્ઠાન કરવામાં પ્રવૃત્ત થાય છે, ત્યારે ત્રેતાયુગ કહેવાય છે. જ્યારે રાજા શાસ્ત્રાનુસાર કર્મોનું આચરણ કરે છે, ત્યારે કૃતયુગ કહેવાય છે.

તે પ્રમાણે પુરાણોમાં પણ રાજાને જ કૃતાદિ યુગ તરીકે કહેલા છે.

**राजा कृतं तथा त्रेता द्वापरश्च तथा कलिः ।**

**राजमूलानि सर्वाणि राजा धर्मस्य कारणम्** ॥स्का. पु. ख. ५. अ. २३ ॥ ३॥

અર્થ.—કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચારે યુગ રાજા જ છે, કારણ કે રાજ્યમાં જે કોઇ કાર્ય થાય છે તેનું કારણ રાજા જ કહેવાય છે. તેટલા માટે ધર્મનું કારણ રાજા જ છે. તેથી એ વાતનો નિશ્ચય થાય છે કે રાજા ચહાય તો હમેશાં કૃતયુગ પ્રવર્તાવે અને ચહાય તો કલિયુગ પ્રવર્તાવે.

કલિયુગની એક વંશાવળી પુરાણમાં આપી છે, તેને પણ સમઝવાની જરૂર છે.

प्रलयान्ते जगत्स्रष्टा ब्रह्मा लोकपितामहः ।

ससर्ज घोरं मलिनं पृष्ठदेशात्स्वपातकम् ॥ कल्कि. पु. अ. १ ॥ १४ ॥

અર્થઃ—પ્રલય વીતી ગયા પછી જગતની ઉત્પત્તિ કરનાર સંપૂર્ણ પ્રાણી માત્રના પિતામહ બ્રહ્માજીએ પોતાની પીઠમાંથી પોતાના પાપને ઉત્પન્ન કર્યું અર્થાત્ પાપની એક મૂર્તિને પ્રકટ કરી. તેનું નામ અધર્મ હતું.

अधर्मस्य प्रियारम्या मिथ्या मार्जारलोचना।

तस्य पुत्रोऽतितेजस्वी दंभः परमकोपनः ॥ „ ॥ १६ ॥

અર્થઃ—અધર્મની ભાર્યાનું નામ મિથ્યા હતું. તે મનને અત્યંત રમણ કરાવે તેવી અને બિલાડીના જેવાં નેત્ર વાળી હતી. તેનો દંભ નામનો ઘણો જ તેજસ્વી અને ક્રોધી પુત્ર હતો. મિથ્યાને માયા નામની એક કન્યા ઉત્પન્ન થઇ હતી.

स मायायां भगिन्यां तु लोभं पुत्रं च कन्यकाम् ।

विकृतिं जनयामास तयोः क्रोधः सुतोऽभवत् ॥ „ ॥ १७ ॥

અર્થઃ—દંભે પોતાની બ્હેન માયાથી એક લોભ નામનો પુત્ર અને નિકૃતિ ( શઠતા ) નામની કન્યા ઉત્પન્ન કરી. લોભે નિકૃતિથી ક્રોધ નામનો એક પુત્ર ઉત્પન્ન કર્યો.

स हिंसायां भगिन्यां तु जनयामास तं कलिम् ।

वामहस्तधृतोपस्थं तैलाभ्यक्ताञ्जनप्रभम् ॥ „ ॥ १८ ॥

અર્થઃ—પછી ક્રોધને હિંસા નામની એક બ્હેન જન્મી. એ હિંસાથી ક્રોધે કલિને ઉત્પન્ન કર્યો. કલિએ ડાબા હાથમાં ઉપસ્થ (લિંગ) પકડેલું હતું. તેના શરીરની કાન્તિ તેલમાં મેળવેલા સુરમાના સમાન કાળી હતી.

काकोदरं करालास्यं लोलजिह्वं भयानकम् ।

पूतिगन्धं द्यूतमद्यस्त्रीसुवर्णकृताश्रयम् ॥ कल्कि० पु० अ० १ ॥ १९ ॥

અર્થઃ—કલિયુગનું પેટ કાગડાની સમાન હતું. જેમ કાગડાને ભક્ષ્યાભક્ષ્યનો વિચાર નથી અને જે મળે તે ખાઇ લે છે, તેવી રીતે કલિ પણ બધુંએ ખાઈ લેતો હતો. કલિનું મુખ ભયંકર હતું. તેની જીભ બહુ ચંચલ હતી અને પોતે સ્વયં ભયાનક હતો. તેના શરીરની વાસ સડેલી વસ્તુની વાસના જેવી હતી. જુગાર, મદ્ય, સ્ત્રી, સુવર્ણ એ કલિને રહેવાનાં સ્થાન હતાં. તાત્પર્ય એ છે કે કલિ શબ્દનો વિવાદ, યુદ્ધ, કલહ, આદિ અર્થ છે. ચોથા યુગમાં કલહ આદિ બહુ થવાના નિમિત્તને લઈને તેને કલિયુગ કહેવામાં આવ્યો છે. દારૂ, જુગાર, સ્ત્રી, તથા સુવર્ણ એ કલહનાં ચાર મુખ્ય કારણ જોવામાં આવે છે. તેટલા માટે આ ચારેને કલિયુગનાં નિવાસસ્થાન કહ્યાં છે. દૃષ્ટાન્ત તરીકે દારૂ પીવાના નિમિત્તથી યદુવંશીઓને કલહ થયો. સ્ત્રીના નિમિત્તથી રામ અને રાવણને યુદ્ધ થયું. જુગારના નિમિત્તથી કૌરવ તથા પાણ્ડવો વચ્ચે યુદ્ધ થયું. અને સુવર્ણના નિમિત્તનાં દૃષ્ટાન્તો સર્વનાં છે અર્થાત્ સર્વ મનુષ્યો સુવર્ણને માટે લડે છે.

भगिन्यां तु दुरुक्त्यां स भयं पुत्रं च कन्यकाम् ।

मृत्युं स जनयामास तयोश्च निरयोऽभवत् ॥ „ ॥ २० ॥

અર્થ:—આ કલિએ દુરૂક્તિ (કટુ વાણી) નામની પોતાની બહેનથી ભય નામનો પુત્ર અને મૃત્યુ નામની કન્યા ઉત્પન્ન કરી. ભયે મૃત્યુથી નિરયને ઉત્પન્ન કર્યો. (નિરય નામ નરકનું છે.)

यातनायां भगिन्यां तु लेभे पुत्रायुतायुतम् ।
इत्थं कलिकुले जाता बहवो धर्मनिन्दकाः ॥ „ २१ ॥

અર્થ:—નિરયને યાતના (દુઃખ) નામની એક બહેન જન્મી. નિરયે યાતનાથી હજારો પુત્ર ઉત્પન્ન કર્યા. આ રીતે કલિના કુલમાં બહુ ધર્મનિન્દકોએ જન્મ લીધો હતો.

કલિ રાજાના આ દંભ, મિથ્યા ભાષણ, લોભ, ક્રોધ, આદિ સેવક લોક સંસારનો નાશ કરતા સતા ઝુંડે ઝુંડ પૃથ્વીમાં ફરશે.

આ વંશાવળીના કથનનું એ તાત્પર્ય છે કે જ્યારે રાજા ધર્મપરાયણ નહિં રહે, ત્યારે અધર્મ, મિથ્યા ભાષણ, દંભ, લોભ, શઠત્વ, ક્રોધ, હિંસા, કલહ, કટુવાણી, જુગાર, દારૂ, આદિ વ્યસન લોકોમાં વધશે. અને ગમ્યાગમ્ય તથા ભક્ષ્યાભક્ષ્ય તથા ભાઈ બહેન આદિનો કોઈ વિચાર કરશે નહિં. આવા પાપકર્મોથી અલ્પાયુવાળા મનુષ્ય થોડા દિવસમાં મરીને નરકને પ્રાપ્ત થશે, અને નરકમાં જૂદી જૂદી પ્રકારનાં દુઃખો ભોગવશે.

ઇતિ કલિયુગવર્ણન પ્ર. ૮. અ. ૭. સમાપ્ત.

ઈતિ મિશ્રપ્રકરણ ૮. સમાપ્ત.





# સમાલોચન પ્રકરણ ૯.

## અધ્યાય. ૧.

### બ્રાહ્મણાદિ જાતિ સમાલોચન.

અમે પ્રથમ ત્ર્યંબકમાં સંન્યાસ લઇને કેટલાક સમય બાદ મુબઈ ગયા. તો ત્યાં વાલકેશ્વરમાં એક નાના મહાદેવની બાજુની કુટિયામાં એક મહાત્મા રહેતા હતા. તેમની સાથે અમને કઇક સામાન્ય પરિચય થયો. એક રોજ વાલકેશ્વરના તલાવને કિનારે આવેલા એક મકાનમાં કેટલાક મહાત્મા લોક જેવામાં આવ્યા. ત્યારે અમારા પરિચિત મહાત્માને તે મહાત્મા લોકો સંબંધી સમાચાર પૂછ્યા. ત્યારે તેમણે આ ઉદાસીન મહાત્માઓ છે, તેઓ પંજાબના રહેનાર છે એમ કહ્યું. તે પણ તેમના વિશેષ પરિચયવાળા નહોતા. તે દિવસથી અમારા મનમાં વિચાર થયો કે ત્યાગીઓમાં પણ નામભેદ જેવામાં આવે છે. વેષભેદ જેવામાં આવતો નથી. આ ભેદ જાણવો જરૂર કર્તવ્ય છે, કોણ કોણ શી વસ્તુ જાણતા હશે, અને જે જે મનુષ્યોમાં ગુણ છે તેની તપાસ તો અવશ્ય કરવી જેઇએ એવો નિશ્ચય કર્યો. મુંબાઈથી અમે દ્વારકા ગયા. અને દ્વારકાથી પાછા આવતાં ઉજ્જૈનના કુંભમેળાનો સમય હતો. તેથી હું કુંભમેળાને માટે થોડા દિવસમાં પહોંચ્યો. ત્યાં નાના પ્રકારના મહાત્માઓને દીઠા. પરન્તુ તે લોકોનો કાંઈ પણ ભેદ જાણી શકયો નહી. ઉદાસીન મહાત્મા લોકોનો પણ કાંઈ ભેદ મળ્યો નહીં. એટલું માત્ર સાંભળ્યું કે પંજાબમાં મહાત્મા લોક વિશેષ છે. કુંભમેળો સમાપ્ત થયા બાદ હું પંજાબ ગયો. જઈને અમૃતસરમાં કંઇક દિવસ રહ્યો. ત્યાંથી અમરનાથની યાત્રાના સમયમાં અમરનાથ ગયા. તે યાત્રામાં મહાત્મા લોકોનો કંઇક વિશેષ ભેદ જાણવામાં આવ્યો. ત્યાંથી પાછા પંજાબમાં આવ્યા. તો દિન પ્રતિદિન વિશેષ ભેદ જાણવામાં આવ્યો. દર સાલ હૃષીકેશમાં દીવાળી પછી જતો હતો. વૈશાખ અથવા જ્યેષ્ઠ સુધી ત્યાં રહેતો હતો. કોઈ વાર ગરમીમાં પણ રહેતો હતો. એ પ્રમાણે ફરતા ફરતા ૧૩-૧૪ વર્ષ સિંધ તથા પંજાબ દેશમાં જ ફર્યો. પાંચ વર્ષ સુધી મધ્ય દેશ આદિ સ્થાનમા પણ ફરતો રહ્યો. તેટલા સમયમાં વિશેષ કરીને અનેક સંપ્રદાયોને દીઠા. અને તે લોકોના સિદ્ધાન્તોનો પણ બનતો પરિચય કરી લીધો. વિશેષે કરીને દશનામી સંન્યાસી, વૈરાગી, ઉદાસી, નિર્મલા, કબિરપન્થી, દાદુપન્થી, ચરણદાસી, નિરાકારી, પાનવદાસી, ગરીબદાસી, લાલપન્થી, બુનિયાદાસી, રાધાસ્વામી, દરિયાદાસી, પલટુદાસી, જગજીવનપન્થી, ઘીસાપન્થી, મોહનપન્થી, ખિચડાપન્થી, કુણ્ડાપન્થી, બીજમાર્ગી, વામમાર્ગી, ચોલીમાર્ગ, સ્વામીનારાયણ, ગુલાબદાસી, કાપડી, તુલસી સાહેબ, ભાણુસાહેબ, રવિસાહેબ, ગોસાંઈ (ગોસ્વામી), નિત્યાનન્દ પ્રાણુગો, કાનફટાનાથ, ઓઘડનાથ, રામકૃષ્ણ પરમહંસના સંપ્રદાયના સંન્યાસી, જંગમ, સેવડા, જૈન, સોથરાસાહી, મધ્વાચાર્ય સંપ્રદાયના સંન્યાસી, રામાનુજાચાર્ય સંપ્રદાય સંન્યાસી, બીનકપન્થી,

સેવાપન્થી, બેનામી, પ્રણામી, કામુકડિયા, બ્રહ્મસમાજી, સન્તદાસી, મદનપન્થી, યોગી, રામ-સ્નેહી, આર્યસમાજી, અન્તરસમાજ, દિગમ્બરી, શૈવ, વીરશૈવ, લિંગાયત. નિંબાર્ક, ગૌરાંગ-પ્રભુ, અઘોરી, વેદાન્તી (આ પન્થ કચ્છમાં છે), વ્યાસપન્થી, સન્તરામ, કુબેરદાસ, આદિ અનેક પન્થના મહાત્મા લોકોનો પરિચય કર્યો.

તે લોકોના સિદ્ધાન્તો જોતાં કોઈ લોક શુદ્ધ વેદાન્તી છે, કોઈ લોક ગુરૂ ભક્તિમાં બહુ ઉચ્ચ કોટિમાં પહોંચેલા છે. કોઈ લોકના આચાર બહુ શુદ્ધ પવિત્ર, તથા કેટલાક લોકનાં બાહ્ય આચરણ બહુ શ્રેષ્ઠ તથા ખાન પાન આદિનો વિચાર કમતી દીઠો. કેટલાક લોકનાં મકાનમાં જઇએ તો એક મનુષ્ય તરત દોડીને પાસે આવે છે અને કહે છે કે આરાધ્યપાદ અંદર બિરાજમાન છે. તમારા શરીરે લાગેલો પવન અંદર જશે તો અપવિત્ર થશે. અને સ્નાન કરવું પડશે. માટે મકાનની બહાર જાઓ. આ પ્રકારના વિચિત્ર ધર્મ પણ જોવામાં આવ્યા. અને કોઈના મકાનમાં જઈએ તો ત્યાં એક અડાળીના ખુણામાં એક પીવાના પાણીનો ઘડો રાખેલો હોય અને ત્યાં કેટલાએ મનુષ્ય રાત્રિમાં સુએ છે તે સર્વ તે ખુણામાં જ થુંકે છે, અને તે ઘડા ઉપર પણ પડે છે. અને તેઓ વેદાન્તની વાત પણ કરે છે. અને કેટલાક લોક ચાલતી સમયે રસ્તામાં બહુ જ જોઈને ચાલે છે. છતાં તેમને અપવિત્ર થવાનો બહુ જ ડર રહે છે. અને કોઈ સર્વને આશીર્વાદ આપે છે, અને સર્વનું ખાય છે. કોઈ કણ્ઠી, માલા, આદિનું ખંડન કરે છે, અને કોઇ તેને જ બહુ ધારણ કરવાને માટે કહે છે. કોઇ તીર્થાદિનું ખણ્ડન કરે છે, તો કોઈ તીર્થાટન હમેશાં કરવાને અને બને તો ત્યાં જ રહેવાને પણ કહે છે. અને કોઈ મૂર્તિપૂજન તથા મન્દિર આદિ બનાવવાનો નિષેધ કહે છે, અને કોઈ તેને જ પરમ કર્તવ્ય જાણીને અસંખ્ય ધન ખરચ કરે છે. અને કોઈ અહિંસાને પ્રતિપાદન કરે છે; તો કોઇ માંસભક્ષણ નહીં કરવાથી શરીરનું બલ તથા શાર્ય નષ્ટ થઇ જાય છે એમ કહે છે. કોઈ આત્મજ્ઞાનને માટે વેદાન્તનો ઉપદેશ આપે છે; અને કોઈ વેદાન્ત સાંભળવામાં પાપની પ્રાપ્તિ કહે છે. એ પ્રમાણે અનેક પ્રકારના સિદ્ધાન્તોને શ્રવણ કરતા અને કરાવતા પોતપોતાના મહત્ત્વને માટે વાદવિવાદ કરતા જોયા છે. અને સર્વ કોઇ પોતાને વૈદિક ધર્મી તથા સનાતની પણ કહેતા સતા ખૂબ ઝઘડે છે. તે વાદ-વિવાદ વિષયમાં જે અનુભવ શાસ્ત્રનું અવલોકન કરવાથી પ્રાપ્ત થયો છે તેને અનુસાર સર્વ વાત આની પહેલાં આ પુસ્તકમાં લખવામાં આવી નથી. તેથી જૂદા જૂદા લોકોના નાના પ્રકારના આગ્રહ યુક્ત વાદવિવાદનો નિર્ણય કરવામાં ઉપયોગી આ **સમાલોચન પ્રકરણ** લખવામાં આવે છે.

તેમાં પ્રથમ બ્રાહ્મણાદિ જાતિ જન્મથી છે અથવા કર્મથી તેનો નિશ્ચય કરવાનો છે. તેની ઉપર સમાલોચન કરવાનું છે, કેમકે આ સર્વ સંપ્રદાયની મધ્યમાં તેનો ઝઘડો વિશેષ સાંભળવામાં આવે છે.

બ્રાહ્મણ જાતિને સર્વ જાતિમાં શ્રેષ્ઠ માની છે. બ્રાહ્મણની શ્રેષ્ઠતા વિષયમાં નાના પ્રકારના વાદવિવાદ હોવાથી તે વિષયમાં જ અહીં પ્રથમ નિરૂપણ કરીએ છીએ.
તે સંબંધમાં શુક્લ યજુર્વેદની શ્રુતિ નીચે પ્રમાણે કહે છેઃ—

ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽजायत ॥ शु. य. वे.सं.अ. ३१. मं. ११॥

અર્થ:—બ્રાહ્મણ જાતિ પ્રજાપતિના મુખમાંથી ઉત્પન્ન થઈ છે. જે ક્ષત્રિય છે તેમને હાથમાંથી ઉત્પન્ન કરવામાં આવ્યા છે. જે વૈશ્ય છે તેને ઊરૂમાંથી ઉત્પન્ન કર્યા છે. અને પગમાંથી શૂદ્રને ઉત્પન્ન કર્યા છે. સાયણ, મહીધર, આદિએ આ મન્ત્રને આ પ્રમાણે અર્થ કર્યો છે. અને—

**प्रजापतिरकामयत प्रजायेयेति स मुखतस्त्रिवृतं निरमिमीत तमग्निर्देवताऽन्वसृज्यत गायत्रीछन्दो रथन्तरꣳ साम ब्राह्मणो मनुष्याणामजः पशूनां तस्मात्ते मुख्या मुखतोऽसृज्यन्त** ॥ कृ. य. तै. सं का. ७ प्र. १ अनु. ॥ १ ॥

અર્થ:—સૃષ્ટિ કરવાની ઇચ્છા વાળા પ્રજાપતિએ સૃષ્ટિના સાધન રૂપ અગ્નિષ્ટોમ નામના યજ્ઞનું અનુષ્ઠાન કર્યું. તે યજ્ઞના સામર્થ્યથી તે સત્ય સંકલ્પવાળા થયા. સત્ય સંકલ્પવાળા થઇને મુખથી ત્રિવૃદાદિની ઉત્પત્તિ થાઓ એવો સંકલ્પ કરીને પ્રથમ સ્તોત્રની સૃષ્ટિ કરી. ત્યાર બાદ દેવતાઓ મધ્યે અગ્નિની સૃષ્ટિ કરી. તે પછી છન્દોની મધ્યે ગાયત્રીની સૃષ્ટિ કરી. તે પછી સામની મધ્યે રથન્તર નામના સામની સૃષ્ટિ કરી. અને તે પછી મનુષ્યોની મધ્યે બ્રાહ્મણની સૃષ્ટિ કરી. તે પછી પશુની મધ્યમાં બકરા(अज)ની સૃષ્ટિ કરી. જે કારણથી આ સ્તોત્રાદિની **मुखतः** અર્થાત્ મુખમાંથી સૃષ્ટિ કરી છે, તે કારણથી આ સ્તોત્ર, બ્રાહ્મણ, બકરૂં, આદિ ક્ષત્રિયાદિથી શ્રેષ્ઠ છે. આ મન્ત્રનો અર્થ પણ અહીં સાયણાચાર્ય ભાષ્યને અનુસાર લખ્યો છે.

આ બંને મન્ત્રોના આધારથી બ્રાહ્મણ આદિની ઉત્પત્તિ પુરૂષ રૂપ પ્રજાપતિના મુખમાંથી માનીને બ્રાહ્મણ સર્વથી શ્રેષ્ઠ હોવાનો નિશ્ચય કર્યો છે. વળી—

**चत्वारो वर्णा ब्राह्मणक्षत्रियवैश्यशूद्राः** ॥ आप० ध. सू.प्रश्न. १ सू. ॥ ४ ॥

અર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય, વશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ છે.

**तेषां पूर्वः पूर्वो जन्मतः श्रेयान्** ॥ „ सू० ॥ ५ ॥

અર્થ:—આ ચારે વર્ણોની વચમાં બ્રાહ્મણાદિ પૂર્વ પૂર્વ વર્ણ જન્મથી શ્રેષ્ઠ છે. આ બંને ધર્મસૂત્રથી પણ બ્રાહ્મણની જન્મથી જ શ્રેષ્ઠતાનો નિર્ણય કર્યો છે.

પરન્તુ સૃષ્ટિનો ક્રમ અને અનુભવથી આ બને મન્ત્ર સૃષ્ટિને પ્રતિપાદન કરવામાં તાત્પર્ય વાળા નથી. પરન્તુ કેવલ જાતિની ઉત્કર્ષતા અને અપકર્ષતાના સૂચક જ માલમ પડે છે, કેમકે એવા ભાવનો શ્લોક મનુસ્મૃતિમાં પણ છે.

**लोकानां तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः ।**
**ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत्** ॥ म० स्मृ० अ. १ ॥ ३१ ॥

અર્થ:—પૃથિવ્યાદિક લોકોની વૃદ્ધિને માટે મુખ, હાથ, ઊરૂ અને પાદમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારેની સૃષ્ટિ કરી. "ब्राह्मणोऽस्य" એ મન્ત્રનો અને આ શ્લોકનો ભાવ એક જ છે. આ શ્લોકની ટીકામા મેધાતિથિ ઋષિએ નીચે પ્રમાણે લખ્યુ છે:—

**अद्यतनानां सर्वेषां मिथुनसंप्रयोगेन उत्पत्तिदर्शनात् परमार्थतः स्तुतिरेषा वर्णानामुत्कर्षापकर्षप्रदर्शनार्थं सर्वेषां भूतानां प्रजापतिः श्रेष्ठस्तस्यापि सर्वेषामङ्गानां मुखं ब्राह्मणोऽपि सर्वेषां वर्णानां प्रशस्यतम एतेन साम्येन ब्रह्ममुखादुत्पन्न**

इत्युच्यते क्षत्रियस्यापि बाहुकर्म युद्धं वैश्यस्यापि ऊरुकर्म पशुरूपं रक्षतो गोभिश्चरद्भिर्भ्रमणं स्थलपथवारिपथादिषु वाणिज्यार्थं गमनं शूद्रस्यापि पादकर्म शुश्रूषा॥

અર્થ – સ્તાનના સમયમા સર્વ લોકોની ઉત્પત્તિ સ્ત્રી અને પુરૂષના સયોગથી જોવામા આવે છે પરમાર્થથી મુખમાથી ઉત્પત્તિનુ કથન બ્રાહ્મણ જાતિની સ્તુતિ રૂપ છે વર્ણોની શ્રેષ્ઠતા અને નિકૃષ્ટતા આદિ બતાવવાને માટે આ પ્રકારનુ કથન છે સર્વ પ્રાણીમા પ્રજાપતિ શ્રેષ્ઠ છે તેમના સર્વ અગોમા પણ મુખ શ્રેષ્ઠ છે એ પ્રમાણે બ્રાહ્મણ પણ સર્વ વર્ણોમા શ્રેષ્ઠ છે શ્રેષ્ઠતાની સમાનતાથી બ્રાહ્મણ બ્રહ્મમુખમાથી ઉત્પન્ન થયો એમ કહ્યુ છે ક્ષત્રિયનુ બાહુ(હાથ)કર્મ યુદ્ધ છે વૈશ્યનુ ઊરૂકર્મ પશુની રક્ષા કરતા સતા તેની સાથે સ્થલ માર્ગમા વિચરતા સતા વ્યાપાર કરવાનુ છે અને શૂદ્રનુ પણ પાદકર્મ શુશ્રૂષા છે

અને સર્વજ્ઞ નારાયણ નામના વ્યાખ્યાકારે **मुखादिना अर्थात् मुखेन होमादिना** " અર્થાત્ વૈદિક કર્મ રૂપ હોમાદિ કરનાર હોવાથી બ્રાહ્મણોની મુખથી ઉત્પત્તિ કહી એવુ તેનુ તાત્પર્ય બતાવ્યુ છે

**द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ।**
**अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥** म. स्मृ. अ. १–३२ ॥

અર્થ —આ પ્રમાણે ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ રૂપે બ્રાહ્મણાદિ પ્રજાની સૃષ્ટિ કરનાર પ્રજાપતિ (બ્રહ્મા)એ પોતાના દેહના બે ભાગ કર્યા એક અડધો ભાગ પુરૂષ અને બીજો અડધો ભાગ સ્ત્રી થઈ. તે સ્ત્રીમા ગ્રામ્ય ધર્મથી વિરાટ્ નામના પુરૂષને નિર્માણ કર્યો.

આ શ્લોકથી કહેલા વિરાટ્ પુરૂષની ઉત્પત્તિ —

**ततो विराडजायत ।** शु० य० वे० अ० ३१ मं ॥ ५ ॥

અર્થ —તે આદિ પુરૂષથી બ્રહ્માણ્ડ દેહવાળા વિરાટ્ ઉત્પન્ન થયા છે એમ આ મન્ત્રથી કહ્યુ છે.

વિરાટ્ પુરૂષને જ જ્યારે સ્ત્રીપુરૂષના સયોગથી ઉત્પન્ન કર્યો છે, તો મનુષ્યને મુખનુ ભેદન કરીને બહાર કાઢયો એમ કહેવુ તે બને નહીં વળી સ્તોત્ર, છન્દ, આદિના સ્વરૂપને મુખને ભેદન કરીને કાઢ્યા એમ નથી મુખમાથી બોલવુ તેનીજ ઉત્પત્તિ છે, બીજી નહી. આ કારણથી મન્ત્રનો ભાવ ઉત્પત્તિનુ કથન કરવામા હોઇ શકતુ નથી

વળી "**ब्राह्मणोऽस्य मुखमासीत्**" એ મન્ત્રની પહેલા—

**यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् । मुखं किमस्यासीत्किं बाहू किमूरू पादा उच्येते ॥** शु० य० वे० स० अ० ३१ म ॥ १० ॥

અર્થ.—પ્રજાપતિના પ્રાણ રૂપ દેવતા લોકે યજ્ઞમા જે પુરૂષને ઉત્પન્ન કર્યો તેની કેટલી પ્રકારે કલ્પના કરી ? અને તે આદિ પુરૂષનુ મુખ શુ હતુ ? તથા હાથ તથા ઊરૂ તથા પાદ કોણ હતા ? એ પ્રશ્નને અનુસાર બ્રાહ્મણાદિક તેના મુખાદિ રૂપ હતા એ જ સમાધાન થઈ શકે છે વળી "**ब्राह्मणोऽस्य**" એ મન્ત્રમા પણ સાયણ તથા મહીધર બન્ને આચાર્યોએ '**बाहू राजन्यः कृतः**" અને '**ऊरू तदस्य यद्वैश्यः**" એ બન્નેનો ક્ષત્રિયને "**बाहुत्वेन निष्पादितः**" (ક્ષત્રિયને હાથ રૂપે ઉત્પન્ન કર્યો), અને **प्रजापतेर्यदूरू तद्रूपो वैश्यः संपन्नः.**" પ્રજાપતિના ઊરૂ રૂપે વૈશ્ય ઉત્પન્ન થયો એવો અર્થ કરીને તેનો

ભાવાર્થ બ્રાહ્મણ મુખથી, તથા ક્ષત્રિય હાથથી, તથા વૈશ્ય ઊરૂથી ઉત્પન્ન થયો એમ લખ્યું છે. આ ઉત્તર પહેલાંના "मुखं किमासीत्"-મુખ શું હતું ?-એ પ્રશ્નને અનુસાર નથી. અને ઉવટાચાર્યના ભાષ્યમાં અને મહીધરાચાર્યના ભાષ્યમાં પણ કેવી રીતે કલ્પના કરી છે ? એવા અર્થ લખીને, પછી મુખ શું છે ? એ પ્રશ્નનો અર્થ લખ્યો છે. તેથી એ સ્પષ્ટ નિશ્ચય થાય છે કે બ્રાહ્મણની મુખ રૂપે કલ્પના કરી, ક્ષત્રિયની હાથ રૂપે, વૈશ્યની ઊરૂ રૂપે અને શુદ્રની પાદ રૂપે કલ્પના કરી એવો જ અર્થ છે. મન્ત્રમાં બ્રાહ્મણ રાજન્ય, વૈશ્ય, ઈત્યાદિ શબ્દની વિભક્તિનો વિચાર ર્ક્યા વિના "पद्भ्यां" શબ્દમાં પંચમી માનીને પાદથી શદ્રની ઉત્પત્તિ થઈ એવો અર્થ કરીને, તેને અનુસાર મુખાદિ શબ્દના અર્થ કરવાર્મા કેવલ આગ્રહ જ કારણ છે. આગળ જે "चन्द्रमा मनसो जात" ઈત્યાદિક મન્ત્રોનો પણ અર્થ ચન્દ્રમાની મન રૂપે કલ્પના કરી—એવો જ કરવો ઉચિત છે. વળી ૧૩ મા મન્ત્રની અન્તમાં "लोकाँ अकल्पयन्"। એ વાક્યથી પણ આ જ અર્થ સિદ્ધ થાય છે. કેમકે કેવળ બ્રાહ્મણાદિની કલ્પના નથી. "लोकान् अकल्पयन्"-તેનો અર્થ પણ પુરૂષના અવયવ રૂપ લોકોની કલ્પના કરી-એવો જ અર્થ ઉપટાચાર્યે લખ્યો છે. બીજું પ્રજાપતિના મુખથી કેવલ મનુષ્ય બ્રાહ્મણની જ ઉત્પત્તિ થઈ છે, અથવા પશુબ્રાહ્મણ, પાષાણ બ્રાહ્મણ આદિની પણ ઉત્પત્તિ થઈ છે-એ શંકા થાય છે. "ब्राह्मणोऽस्य" એ મન્ત્રની વ્યાખ્યામાં મનુષ્ય બ્રાહ્મણને જ લખ્યો છે, બીજા બ્રાહ્મણને નહીં. વૈદિક ધર્મીઓના શાસ્ત્રમાં સર્પ તથા રસ (પારો) આદિ ધાતુમાં અને અનેક પ્રકારના ઔષધમાં પણ બ્રાહ્મણ આદિક ભેદની કલ્પના કરી છે. ત્યાં તક્ષક નામનો બ્રાહ્મણ સર્પ પ્રજાપતિના મુખમાંથી ઉત્પન્ન થયો, અને મૂર્ખ, મંડલી, વ્યયન્તિર, રાજિલ, ઈત્યાદિ સર્પમાં કોઈ હાથથી, કોઈ ઊરૂથી, કોઈ પાદથી ઉત્પન્ન થયા એમ માનવું છે ? અને એ પ્રમાણે સફેદ પારો પ્રજાપતિના મુખથી ઉત્પન્ન થયો, અને લાલ હાથથી, અને પીળા ઊરૂથી અને કાળો પાદથી ઉત્પન્ન થયો એમ માનવું છે ? અને એ પ્રમાણે સર્વ માનશો તો તે આપ મન્ત્રવ્યાખ્યા કરનારને હાંસીનું કારણ થશે. માટે તે જ કહેવું પડશે કે સર્પ આદિમાં તક્ષક આદિની, તથા પારા આદિની, તથા અન્ય ઔષધિની પણ ઉત્કૃષ્ટતા તથા નિકૃષ્ટતાનું સૂચન કરવાને માટે બ્રાહ્મણાદિની કલ્પના છે તે ગુણોને અનુસાર કરી છે. જો કહો કે બ્રાહ્મણ સર્વથી શ્રેષ્ઠ હોવાથી એવો જ અર્થ કરવો છે તો બ્રાહ્મણની શ્રેષ્ઠતા વેદાધ્યયન, હોમ, કર્મપ્રધાન હોવાથી જ છે. તેને સિદ્ધ કરવાને માટે મન્ત્રોના અર્થનો અનર્થ કરવાની આવશ્યકતા નથી. જો કહો કે મન્ત્રમાં, બ્રાહ્મણ પ્રજાપતિના મુખથી ઉત્પન્ન થયેલો છે એવો અર્થ કરવાથી બ્રાહ્મણના જન્મમાત્રથી શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે, કોઈ ગુણની આવશ્યકતા નથી, એવું પણ કથન બની શકતું નથી. તેમાં પ્રથમ ઉપનિષદોમાં વજ્રસૂચિકા ઉપનિષદ્નો યુક્તિ સહિત લેખ જ પ્રમાણ છે. તે નીચે પ્રમાણે છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ પ્રમાણે ચાર વર્ણ છે. એ ચાર વર્ણમાં બ્રાહ્મણ પ્રધાન છે એ વાત વેદ તથા ધર્મશાસ્ત્રથી પણ સિદ્ધ છે, તે સંબંધમાં આ પ્રકારનો પ્રશ્ન થાય છે.

**को वा ब्राह्मणो नाम किं जीवः किं देहः किं जातिः किं ज्ञानं किं कर्म किं धार्मिक इति ॥ व० सू० उप० ॥**

અર્થઃ—આ બ્રાહ્મણ નામવાળો કોણ છે? શું જીવ બ્રાહ્મણ છે? કે શરીર બ્રાહ્મણ છે?

અહીં પ્રથમ પક્ષમાં જો જીવને બ્રાહ્મણ કહેતા હો તો તે બને નહીં, કેમકે જીવના અનેક જન્મ પહેલાં પણ થઈ ચૂક્યા છે. અને કર્મવશથી અનેક પ્રકારના પશુ આદિના શરીરને પણ જીવે ધારણ કર્યાં છે. અને સર્વ શરીરમાં જીવ એક રૂપ હોવાથી જીવને બ્રાહ્મણ કહી શકતા નથી. જો શરીરને બ્રાહ્મણ કહો તો તે પણ બની શકતું નથી, કેમકે ચણ્ડાલ સુધીના મનુષ્યોના દેહ પણ પઞ્ચભૂતોના જ બનાવેલા છે. અને દેહ સર્વના એક રૂપ છે. અર્થાત્ અન્નરસથી ઉત્પન્ન થયેલા રજ તથા વીર્યથી સર્વના દેહની ઉત્પત્તિ, તથા જરા તથા મરણાદિ ધર્મ પણ સર્વ દેહોના તુલ્ય છે. અને બ્રાહ્મણનો સફેદ વર્ણ છે, ક્ષત્રિય લાલ વર્ણનો છે, વૈશ્ય પીળા રંગનો છે અને શૂદ્ર કાળા રંગનો છે એવો કોઈ નિયમ પણ જોવામાં આવતો નથી. અને જો કહો કે જ્ઞાન બ્રાહ્મણ છે તો તે પણ બની શકે નહીં, કેમકે ક્ષત્રિયાદિક પણ અનેક તત્ત્વવેત્તા જોવામાં આવે છે. જો કર્મને બ્રાહ્મણ કહો તો તે પણ બને નહીં, કારણ કે સર્વ પ્રાણીઓનાં કર્મ પ્રારબ્ધ, સંચિત અને આગામિ એમ ત્રણ જ પ્રકારનાં હોય છે. તેથી કર્મને જ બ્રાહ્મણ સિદ્ધ કરવું કઠણ છે. જો ધર્માત્માને બ્રાહ્મણ કહો તો તે પણ બની શકે નહીં, કારણ કે બ્રાહ્મણથી ભિન્ન અન્ય જાતિમાં પણ ધર્માત્મા લોકો જોવામાં આવે છે. તે કારણથી દાનાદિ ધર્મ કરનાર ધર્માત્માને પણ બ્રાહ્મણ કહી શકતા નથી. ત્યારે કોણ બ્રાહ્મણ છે? જે કોઈએ સચ્ચિદાનન્દ રૂપ આત્માનો સાક્ષાત્કાર કર્યો છે તે જ બ્રાહ્મણ છે એમ કહ્યું છે.

" यः कश्चिदात्मानमद्वितीयं जातिगुणक्रियाहीनं करतलामलकवत् साक्षादपरोक्षीकृत्य कृतार्थतया कामरागादिदोषरहितः शमदमादिसंपन्नो भावमात्सर्यतृष्णाशामोहादिरहितो दंभाहंकारादिभिरसंस्पृष्टचेता वर्तत एवमुक्तलक्षणो यः स एव ब्राह्मण इति श्रुतिस्मृतीतिहासपुराणानामभिप्रायः अन्यथा हि ब्राह्मणत्वसिद्धिर्नास्त्येव ॥ व० सू० उ० ॥ "

અર્થ:—અદ્વિતીય તથા જાતિ ગુણ અને ક્રિયાથી રહિત આત્માનો, હાથેળીમાં રાખેલા આમળાને જેવી રીતે બરાબર રીતે દેખીને અનુભવ કરે છે, તેવી રીતે અનુભવ કરી લીધો છે તે કારણથી જે કૃતાર્થ થયો છે, તથા રાગાદિ દોષથી રહિત છે, તથા શમાદિ સાધનો યુક્ત છે, સ્નેહ, મત્સર, તૃષ્ણા, આશા તથા મોહ વગેરેથી રહિત છે, અને દંભ તથા અહંકાર આદિએ જેના ચિત્તને સ્પર્શ પણ કર્યો નથી—આ પ્રકારના લક્ષણથી જે વર્તમાન છે, તે જ બ્રાહ્મણ છે—એવો શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણોનો અભિપ્રાય છે. જો તેમ ન હોય તો બ્રાહ્મણત્વની સિદ્ધિ જ થઇ શકે નહીં. માટે બ્રાહ્મણ તથા ક્ષત્રિયાદિ હો અથવા કોઈ અન્ય જ હો—જેણે પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો હોય તે જ યથાર્થ બ્રાહ્મણ છે. તથાપિ વ્યવહાર અને પરમાર્થનો ભેદ છે. વ્યવહાર અને પરમાર્થ બંને છે, અને બંને માટે શાસ્ત્ર પણ છે. તેથી શબ્દોના અર્થોનું વિવેચન કરતી વખતે પરમાર્થ અને વ્યવહાર બંનેને અનુસાર વિવેચન કરવું જોઇએ. કેવલ પરમાર્થ દૃષ્ટિથી વ્યાખ્યા કરવામાં વ્યવહારમાં અવશ્ય બાધા થશે. અને કેવલ વ્યવહાર દૃષ્ટિથી જ વ્યાખ્યા કરવામાં મોક્ષશાસ્ત્રનો સિદ્ધાન્ત પણ વિપરીત થશે. માટે શાસ્ત્ર સિદ્ધાન્તને અનુસાર બ્રાહ્મણ શબ્દના અર્થનું પરમાર્થ અને વ્યવહારને અનુસાર વિવેચન કરવું જોઇએ.

વ્યવહાર બે પ્રકારનો હોય છે. એક લૌકિક અર્થાત્ સાધારણ લોકવ્યવહાર, અને બીજો વૈદિક. લોકમાં વિવાહ આદિ વ્યવહાર સમાન જાતિમાં જ વિશેષ કરીને થાય છે. તથાપિ કોઇ કોઈ અન્ય જાતિની સાથે પણ જોવામાં આવે છે. તથાપિ નિકૃષ્ટ ચણ્ડાલાદિની સાથે ઉત્તમ બ્રાહ્મણાદિનો વિવાહ જોવામાં આવતો નથી. તેથી વિવાહાદિ વ્યવહારમાં જન્મ માત્રથી જ જાતિનો નિશ્ચય કરવો પડે છે. વિવાહને તુલ્ય અત્યન્ત નિકૃષ્ટ ચણ્ડાલાદિની સાથે ભોજન કરવું તે પણ મનુષ્યને માટે સુખનું કારણ નહીં થાય, કેમકે એકને બહુ જ સાત્વિક પદાર્થ ખાવાનો સ્વભાવ છે, તે પણ સ્નાનાદિ કરીને પવિત્ર થઈ બનાવવું જોઇએ. અને બીજાને ગોમાંસ આદિ ખાવાનો સ્વભાવ છે, તે પણ મરેલા પશુનું ખાવાનો સ્વભાવ છે, અને કોઈ પ્રકારની પવિત્રતાની પણ આવશ્યકતા નથી. આ બંનેનો પરસ્પર ભોજનવ્યવહાર એક સાથે થવો કઠણ છે. કોઈ એક દુર્લભ મનુષ્યથી થઇ શકે. તથાપિ અધિક સમુદાયના લોકોથી થવું બહુ કઠિન છે. અને બહુ કાલથી ચાલ્યા આવેલા વ્યવહારનો પરિત્યાગ કરવો કેવલ ઉપદ્રવનું જ કારણ થશે. અને જાતિ આદિની બાંધેલી મર્યાદાને તોડનાર રાજદણ્ડનો પણ ભાગી થાય છે એવું દણ્ડનીતિના નિરૂપણમાં કહેવામાં આવ્યું છે. અને ભોજનનો વ્યવહાર દરેક મનુષ્યની સાથે કરવાથી શી હાનિ છે તે ભોજન નિરૂપણમાં કહ્યું છે. માટે વિવાહ તથા ભોજનાદિ લૌકિક વ્યવહારમાં જન્મથી જ જાતિની પરીક્ષા થશે. અને યજ્ઞાદિ વૈદિક વ્યવહાર કરાવવો વિગેરે હોય તેમાં જાતિ અને ગુણ બંનેની પરીક્ષા કરવી જોઈએ. વેદ તથા કર્મકાણ્ડની પદ્ધતિને ભણ્યા વિનાનો મનુષ્ય યજ્ઞાદિ કરાવી શકતો નથી. અને બીજો વેદાદિ નહીં ભણેલા મૂર્ખને દાનાદિ દેવામાં તથા લેવામાં પણ દોષ શાસ્ત્રમાં કહ્યો છે. તેથી પ્રતિગ્રહ લેનારમાં તથા યજ્ઞાદિ વૈદિક કર્મ કરવામાં પણ ગુણની પરીક્ષા અવસ્ય કરવી જોઇએ. છતાં ગુણી શૂદ્રાદિ યજ્ઞાદિ કરાવે એ પણ બને નહીં, કારણ દક્ષિણા તથા અન્ય પ્રકારનો પ્રતિગ્રહ પણ બ્રાહ્મણ વિના બીજાને લેવાનો અધિકાર શાસ્ત્રમાં કહ્યો નથી. અને હાલ સુધી બ્રાહ્મણ વિના બીજો કોઈ લેતો જોવામાં આવતો નથી. અને ક્ષત્રિયાદિ પ્રતિગ્રહ લે તો પ્રતિગ્રહના પાપથી તેનું અન્તઃકરણ શીઘ્ર જ મલિન થશે, અને વીરતા આદિ શીઘ્ર મલિન થઈ જાય છે. તેથી ક્ષત્રિયાદિની દાનશૂરતા અને યુદ્ધવીરતા આદિ નષ્ટ થઈને બ્રાહ્મણોની તુલ્ય યાચનાની શૂરતા વૃદ્ધિ પામશે. તે માટે યાગાદિ વૈદિક વ્યવહારમાં જન્મથી અને ગુણથી પણ બ્રાહ્મણ હોવો જોઇએ એવો નિશ્ચય થાય છે. અને પરમાત્માની પ્રાપ્તિ કરવાના વિષયને જ અહીં પરમાર્થ કહે છે. તેમાં કોઈ જાતિની અપેક્ષા નથી, કેમકે પરમાત્માની પ્રાપ્તિને માટે શાસ્ત્રોમાં કહેલાં સાધનનું અનુષ્ઠાન બ્રાહ્મણથી લઈને ચણ્ડાલ સુધીના સર્વ મનુષ્યો કરી શકે છે. પરન્તુ મુમુક્ષુતા, તિતિક્ષા, વૈરાગ્ય તથા શમાદિક દરેક ગુણોની આવશ્યકતા છે. તેથી પરમાર્થના માર્ગમાં કેવલ ગુણની જ પરીક્ષા કરવાની છે. અહીં જાતિની કોઈ આવશ્યકતા નથી. એટલે એવો નિર્ણય થાય છે કે લૌકિક વ્યવહારમાં જન્મ માત્રથી જાતિનો નિર્ણય, અને વૈદિક વ્યવહારમાં જન્મ અને ગુણ બંનેથી, અને પરમાર્થમાં કેવલ ગુણ માત્રથી જાતિનો નિર્ણય કરવાનો છે. અને કેવલ ગુણ માત્રથી બ્રાહ્મણ તથા ક્ષત્રિયાદિ જાતિનો નિર્ણય કરવાથી મનુષ્યોમાં બહુ પ્રકારનો કલેશ ઉત્પન્ન થવાનો સંભવ છે. એક બ્રાહ્મણનો પુત્ર કેટલો પણ દુરાચારી હોય, તોપણ તેનાં માતાપિતા તેને ભંગી આદિના ઘરમાં મોકલી પોતે બ્રાહ્મણાદિના કુલમાં રહી શકે નહીં. અને તે પુત્રની સાથે ભંગીનો વ્યવહાર પણ કરી શકતાં નથી. તેની રીતે કોઇ ચણ્ડાલ બ્રાહ્મણની તુલ્ય ગુણવાળો પણ

હોય, તથાપિ તેને બ્રાહ્મણ આદિ લોક શ્રેષ્ઠ બ્રાહ્મણ માની કન્યાદાન કરી શકતા નથી. અને યજ્ઞાદિમાં તે ગુણી ચણ્ડાલનો ઋત્વિગાદિ રૂપે સ્વીકાર પણ નહીં કરવામાં આવે. તેથી લૌકિક અને વૈદિક વ્યવહારમાં જન્મથી જ જાતિનો સ્વીકાર કરવો પડશે.

અને શાસ્ત્રમાં શ્રેષ્ઠતાને માટે પણ ગુણને જ કારણ કહ્યું છે. તથાપિ લૌકિક વ્યવહારમાં ગુણને જાતિની પ્રાપ્તિમાં પ્રધાન માનીને વ્યવહાર થઈ શકતો નથી.

અને શાસ્ત્રમાં બ્રાહ્મણાદિનાં લક્ષણ નીચે પ્રમાણે કહ્યાં છે.

जातकर्मादिभिर्यस्तु संस्कारैः संस्कृतः शुचिः ।
वेदाध्ययनसंपन्नः षट्सु कर्मस्ववस्थितः ॥ म.भा.शा.प.अ. १८९–२ ॥

અર્થ:—જાતકર્માદિ સંસ્કારથી સંસ્કૃત છે, માટે પવિત્ર છે. અને વેદનું અધ્યયન કર્યું છે અને બ્રાહ્મણોનાં ષટ્કર્મમાં સ્થિત છે અર્થાત્ ષટ્કર્મ કરનાર છે, તથા—

शौचाचारस्थितः सम्यग्विघसाशी गुरुप्रियः ।
नित्यव्रती सत्यपरः स वै ब्राह्मण उच्यते ॥ ,, ॥ ३ ॥

અર્થ:—શૌચાદિ આચારથી યુક્ત છે, તથા અતિથિ આદિનો સત્કાર કર્યા પછી બચેલું પવિત્ર અન્ન (વિઘસ) ખાય છે, તથા ગુરૂભક્ત છે, સન્ધ્યાવન્દન, પઞ્ચયજ્ઞ, આદિ વ્રત નિયમપૂર્વક કરે છે, તથા સત્યભાષણ કરનાર છે, તે બ્રાહ્મણ કહેવાય છે. વળી—

सत्यं दानमथाद्रोह आनृशंस्यं त्रपा घृणा ।
तपश्च दृश्यते यत्र स ब्राह्मण इति स्मृतः ॥ म. भा. शा. प. अ. १८३–४ ॥

અર્થ:—સત્ય ભાષણ કરવું, તથા દાન દેવું, તથા કોઈ પણ પ્રાણીને ઉપદ્રવ ન કરવો, તથા નિષ્ઠુરતા ન હોવી, અને અનુચિત વ્યવહાર કરવામાં લજ્જા હોવી, તથા દયાલુતા, તથા તપ—આ સર્વ જેમાં જોવામાં આવે તે બ્રાહ્મણ કહેવાય છે. વળી—

जीवितं यस्य धर्मार्थं धर्मो हर्यर्थमेव च ।
अहोरात्राश्च पुण्यार्थं तं देवा ब्राह्मणं विदुः ,, २४५–२३ ॥

અર્થ:—જેનુ જીવન કેવલ ધર્માચરણને માટે છે, અને ધર્મ પણ કેવલ પરમેશ્વરની પ્રાપ્તિને માટે છે અર્થાત્ સંસારના સુખને કામનાથી કોઈ પણ ધર્માચરણ કરતો નથી, અને દિવસ રાત જેને પુણ્ય કર્મ કરવાને માટે છે, તેને દેવતા લોક બ્રાહ્મણ જાણે છે. વળી—

न जात्या ब्राह्मणश्चात्र क्षत्रियो वैश्य एव न ।
न शूद्रो न च वै म्लेच्छो भेदिता गुणकर्मभिः ॥ शु० नी० अ० १–३८ ॥

અર્થ:—અહીં જાતિ (જન્મ)થી અર્થાત્ બ્રાહ્મણાદિક જાતિમાં જન્મ હોવાથી બ્રાહ્મણ કે ક્ષત્રિય કે વૈશ્ય કે શૂદ્ર હોતો નથી. પરન્તુ ગુણ તથા કર્મથી બ્રાહ્મણાદિનો ભેદ કર્યો છે.

ब्रह्मणस्तु समुत्पन्नाः सर्वे ते किं न ब्राह्मणाः ।
न वर्णतो न जनकाद्ब्राह्मतेजः प्रपद्यते ॥ ,, ॥ ३९ ॥

અર્થ:—બ્રહ્મથી ઉત્પન્ન થયેલા સર્વ બ્રાહ્મણ કેમ નહીં? અર્થાત્ સર્વ બ્રાહ્મણ કહેવાશે. અને જાતિથી અથવા પિતાથી પણ કોઇને બ્રહ્મતેજ પ્રાપ્ત થતું નથી.

ज्ञानकर्मोपासनाभिर्देवताराधने रतः ।
शान्तो दान्तो दयालुश्च ब्राह्मणश्च गुणैः कृतः ॥ „ ॥ ४० ॥

અર્થઃ—જ્ઞાન, કર્મ અને ઉપાસના, તથા દેવતાઓના આરાધનમાં તત્પર રહેનાર, શાન્ત, તથા જીતેન્દ્રિય અને દયાલુ હોવું-ઇત્યાદિ ગુણથી જ બ્રાહ્મણનો નિશ્ચય કર્યો છે. વળી—

क्षान्तं दान्तं जितक्रोधं जितात्मानं जितेन्द्रियम् ।
तमेव ब्राह्मणं मन्ये शेषा शूद्रा इति स्मृताः ॥ वृ० गौ०स्मृ० अ. ॥ २१ ॥

અર્થઃ—જે ક્ષમા યુક્ત છે, તથા જીતેન્દ્રિય છે, તથા ક્રોધને જેણે જીતી લીધો છે, તથા મનને પણ વશ કર્યું છે તેને જ હું બ્રાહ્મણ માનું છું. બાકી બીજા બધા શૂદ્ર જ છે એમ કહ્યું છે. વળી—

न जातिः पूज्यते राजन्गुणाः कल्याणकारकाः ।
चण्डालमपि वृत्तस्थं तं देवा ब्राह्मणं विदुः ॥ „ „

અર્થઃ—હે રાજન્! મનુષ્ય જાતિથી પૂજાતો નથી, મનુષ્યનું કલ્યાણ કરનાર ગુણ છે. અને ઉત્તમ ધર્માચરણમાં સ્થિત ચણ્ડાલને પણ દેવલોક બ્રાહ્મણ જાણે છે. વળી—

सत्यं दमस्तपो दानमहिंसा धर्मनित्यता ।
साधकानि सदा पुंसां न जातिर्न कुलं नृप ॥ वन० प० अ० ॥१८८–४३ ॥

અર્થઃ—સત્ય ભાષણ, જીતેન્દ્રિયતા, તપ, દાન, અહિંસા, ધર્મમાં તત્પરતા એ સર્વ મનુષ્યના કર્તવ્યને પૂર્ણ કરાવનાર છે. જાતિ તથા કુલ મનુષ્યના કર્તવ્યને પૂર્ણ કરાવનાર વસ્તુ નથી.

योगस्तपो दमो दानं सत्यं शौचं दया श्रतम् ।
विद्या विज्ञानमास्तिक्यमेतत्ब्राह्मणलक्षणम् ॥ वसि०स्मृ. अ. ६–२०॥

અર્થઃ—યોગ, તપ, જીતેન્દ્રિયતા, દાન કરવું તે, સત્ય ભાષણ, શૌચ, દયા, તથા વેદનું અધ્યયન, તથા નાના પ્રકારની વિદ્યા, તથા અનુભવ જ્ઞાન, તથા આસ્તિકતા—આ સર્વ બ્રાહ્મણનું લક્ષણ છે. વળી—

बृहत्त्वाद्भगवान् ब्रह्मा नाभेयास्तस्य ये जनाः ।
भक्त्या सक्ताः प्रपन्नाश्च ब्राह्मणास्ते प्रकीर्तिताः ॥ भवि.पु.ब्रा.प.अ. ४४–९॥

અર્થઃ—સર્વથી મોટા હોવાથી ભગવાનને બ્રહ્મા કહે છે. તેમના સન્તાન રૂપ જે લોક છે અને ભક્તિથી જેનું ચિત્ત તેમનામાં સક્ત થયેલુ છે, અને તેમને શરણે ગયો છે, તેને બ્રાહ્મણ કહે છે.

क्षमा दमा दया दानं सत्यं शौचं धृतिर्घृणा ।
मार्दवार्जवसन्तोपानहंकारतपःशमाः ॥ „ ॥ १२ ॥
धर्मो ज्ञानमपैशून्यं ब्रह्मचर्यममूढता ।
ध्यानमास्तिक्यमद्वेपो वैराग्यं च शमात्मता ॥ „ ॥ १३ ॥

पापभीरुत्वमस्तेयममात्सर्यमतृष्णता ।
नैसंग्यं गुरुशुश्रूषा मनोवाकायसंयमः ॥ , ॥ १४ ॥

य एवंभूतमाचारमनुतिष्ठन्ति मानवाः ।
ब्राह्मण्यं पुष्कलं तेषां नित्यमेव प्रवर्धते ॥ ,, ॥ १५ ॥

અર્થ:—ક્ષમા, ઇન્દ્રિયનિગ્રહ, દયા, દાન, સત્ય, શૌચ, ધીરજ, અયોગ્ય કર્મની નિન્દા રૂપ તિરસ્કારબુદ્ધિ, કોમલતા, સરલતા. સન્તોષ, અહંકારનો અભાવ, તપ, શાન્તિ (૧૨),

તથા ધર્મનું આચરણ, દાન, પૈશુન્યનો અભાવ અર્થાત્ ચાડી ચુગલી કરવાનો સ્વભાવ ન હોવો તે, બ્રહ્મચર્ય, અમૂઢતા, ઈશ્વરનું ધ્યાન, આસ્તિક્ય, દ્વેષ ન કરવો તે, તથા ચિત્તમાં વિષય પદાર્થોની તૃષ્ણાના અભાવ રૂપ વૈરાગ્ય (૧૩),

તથા પાપ કર્મ કરવામાં ભય, અસ્તેય અર્થાત્ કોઇનું ધન હરણ કરવાની ઇચ્છા ન થવી તે, મત્સર ન કરવો તે, તૃષ્ણાનો અભાવ, સંગનો પરિત્યાગ, ગુરૂની સેવા, તથા મન, વાણી અને શરીરનો સંયમ (૧૪),

આ પ્રકારના આચારનું જે મનુષ્ય અનુષ્ઠાન કરે છે તે લોકનું બ્રાહ્મણ્ય પુષ્કળ છે અને તેઓ રોજ વધતા જાય છે. (૧૫). વળી—

आचारमनुतिष्ठन्तो व्यासादिमुनिसत्तमाः ।
गर्भाधानादिसंस्कारकलापरहिता स्फुटम् ॥ वसि, स्मृ. अ० ४२–२० ॥

અર્થ:—ગર્ભાધાનાદિ સંસ્કારોથી રહિત જ વ્યાસાદિ ઋષિ લોક છે તે વાત સ્પષ્ટ છે. તે લોક આચારોનું અનુષ્ઠાન કરતા સતા ઋષિ થયા છે. અને—

जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्याश्च पराशरः ।
शुक्याः शुकः कणादाख्यस्तथोलूक्याः सुतोऽभवत् ॥ ,, ॥ २२ ॥

અર્થ:—વ્યાસજી માછીની કન્યામાં ઉત્પન્ન થયા છે, અને પરાશરજી શ્વપાકીમાં ઉત્પન્ન થયા છે. શુકીથી શુકની ઉત્પત્તિ થઈ છે, અને કણાદ નામના ઋષિ ઉલૂકીથી ઉત્પન્ન થયા છે.

मृगीजोऽथर्ष्यशृंगोऽपि वसिष्ठो गणिकात्मजः ।
मन्दपालो मुनिश्रेष्ठो नाविकापत्यमुच्यते ॥ ,, ॥ २३ ॥

અર્થ:—ઋષ્યશૃંગ ઋષિ મૃગીથી ઉત્પન્ન થયા છે. અને વસિષ્ઠજી વેશ્યાના પુત્ર છે. મન્દપાલ નામના શ્રેષ્ઠ ઋષિ નૌકા ચલાવનારના પુત્ર કહેવાય છે.

माण्डव्यो मुनिराजस्तु मण्डूकीगर्भसंभवः ।
बहवोऽन्येऽपि विप्रत्वं प्राप्ता ये पूर्वमद्विजाः । ,, ॥ २४ ॥

અર્થ:—માણ્ડવ્ય નામના મુનિરાજ મણ્ડૂકી (દેડકી)માં ઉત્પન્ન થયા છે. તેવી રીતે બહુ લોક જે પહેલાં બ્રાહ્મણ નહોતા તે સર્વ બ્રાહ્મણ થયા છે. વળી—

हरिणीगर्भसंभूत ऋष्यशृंगो महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥ ,, ॥ २६ ॥

અર્થઃ—હરિણીમાં ઉત્પન્ન થયેલા ઋષ્યશૃંગ નામના ઋષિ તપથી બ્રાહ્મણ થયા છે. તેથી બ્રાહ્મણ થવામાં સંસ્કાર જ કારણ છે. વળી—

श्वपाकीगर्भसंभूतः पिता व्यासस्य पार्थिव ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—હે રાજન્ ! વ્યાસજીના પિતા શ્વપાકીના ગર્ભથી ઉત્પન્ન થયા, અને તે તપથી બ્રાહ્મણ થયા છે. માટે બ્રાહ્મણ થવામાં સંસ્કાર જ કારણ છે. વળી—

उलूकीगर्भसंभूतः कणादाख्यो महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—કણાદ નામના મોટા ઋષિ ઉલુકી( ઘુવડની સ્ત્રી )માં ઉત્પન્ન થયા છે. તે તપથી બ્રાહ્મણ થયા છે. માટે બ્રાહ્મણ થવામાં સંસ્કાર જ કારણ છે.

गणिकागर्भसंभूतो वसिष्ठश्च महामुनिः ॥
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—વસિષ્ઠ નામના મહાન્ ઋષિ વેશ્યાથી ઉત્પન્ન થયા છે. તે તપથી બ્રાહ્મણ થયા છે. માટે બ્રાહ્મણ થવામાં તપ જ કારણ છે.

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।
क्षत्रियो याति विप्रत्वं विद्याद्वैश्यं तथैव च ॥ भवि. पु. ब्रा. प. अ. ४०–३४॥

અર્થઃ—શૂદ્ર ઉત્તમ કર્મ કરવાથી બ્રાહ્મણત્વને પ્રાપ્ત થાય છે, અને બ્રાહ્મણ પોતાના નિકૃષ્ટ કર્મથી શૂદ્રતાને પ્રાપ્ત થાય છે. તેવી રીતે ક્ષત્રિય તથા વૈશ્ય પોતાના ઉત્કૃષ્ટ કર્મથી બ્રાહ્મણત્વને, અને નિકૃષ્ટ કર્મથી શૂદ્રત્વને પણ પ્રાપ્ત થાય છે.

न ब्राह्मणाश्चन्द्रमरीचिशुभ्रा न क्षत्रियाः किंशुकपुष्पवर्णाः ।
न चेह वैश्या हरितालतुल्याः शूद्रा न चांगारसमानवर्णाः ॥ अ० ४१–४१ ॥

અર્થઃ—બ્રાહ્મણ ચન્દ્રમાના કિરણની તુલ્ય સફેદ વર્ણના હોતા નથી. તેમ ક્ષત્રિય કિંશુકના પુષ્પની તુલ્ય લાલ હોતા નથી. વળી વૈશ્ય પણ હડતાલની સમાન પીળા રંગના હોતા નથી. અને શૂદ્ર પણ કોલસાના જેવા કાળા વર્ણના નથી. આ પ્રમાણે વર્ણના નિયમથી પણ કોઈ જાતિની શ્રેષ્ઠતા જોવામાં આવતી નથી. વળી—

पादप्रचारैस्तनुवर्णकेशैः सुखेन दुःखेन च शोणितेन ।
त्वङ्मांसमेदोऽस्थिरसैः समानाश्चतुःप्रभेदा हि कथं भवन्ति ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—પગ વડે ફરવા હરવાની ક્રિયા, શરીરનો વર્ણ, કેશ, સુખ, દુઃખ, રક્ત (લોહી), ત્વચા, માંસ, મેદ, અસ્થિ (હાડકાં), રસ એ સર્વ સમાન હોવા છતાં તેના ચાર ભેદ કેવી રીતે થઈ શકે છે ? અર્થાત્ કદાપિ થઈ શકતા નથી. વળી—

वर्णप्रमाणाकृतिगर्भवासवाग्बुद्धिकर्मेन्द्रियजीवितेषु ।
बलत्रिवर्गामयभेषजेषु न विद्यते जातिकृतो विशेषः ॥ ,, ॥ ४३ ॥

शूद्रोऽपि शीलसंपन्नो ब्राह्मणादधिको भवेत् ।
ब्राह्मणो विगताचारः शूद्राद्धीनतरो भवेत् ॥ भवि. पु. प. १ अ. ४४–३१ ॥

અર્થઃ—શીલયુક્ત શૂદ્ર પણ બ્રાહ્મણથી અધિક હોય છે. અને આચરણથી શૂન્ય બ્રાહ્મણ પણ શૂદ્ર કરતાં અધિક નિકૃષ્ટ છે.

વળી કોઇ પણ મનુષ્ય પોતાની જાતિનો નિર્ણય કરી શકતો નથી એમ પણ શાસ્ત્રમાં કહ્યું છે.

जातिरत्र महासर्प मनुष्यत्वे महामते ।
संकरं सर्ववर्णानां दुष्परीक्ष्येति मे मतिः ॥ म.भा.व.प.अ. ८०–३१ ॥

અર્થઃ—હે મહાસર્પ! હે બુદ્ધિમાન્! મનુષ્યોમાં સર્વ વર્ણોની અન્યોન્ય સંકરતા થાય છે. તેથી કોઈ પણ મનુષ્યની જાતિની પરીક્ષા કરવી કઠિન છે.

सर्वे सर्वास्वपत्यानि जनयन्ति सदा नराः ॥
वाङ्मैथुनमथो जन्म मरणं च समं नृणाम् ॥ „ ॥ ३२ ॥

અર્થઃ—સર્વ લોક સર્વ જાતિમાં સન્તાન ઉત્પન્ન કરે છે. અને વાણી તથા વિષયભોગ અને જન્મ તથા મરણ એ સર્વ મનુષ્યનાં સમાન જ હોય છે.

इदमार्षं प्रमाणं च ये यजामह इत्यपि ।
तस्माच्छीलं प्रधानेष्टं विदुर्ये तत्त्वदर्शिनः ॥ „ ॥ ३३ ॥

અર્થઃ—न चैतद्विद्मो ब्राह्मणाः स्मो वयमब्राह्मणा इति જે અમે લોક યજ્ઞ કરીએ છીએ તે અમે બ્રાહ્મણ છીએ કે અબ્રાહ્મણ છીએ તે અમે જાણતા નથી. "ये यजामहे" આ વેદનું પ્રમાણ પણ જાતિ નિશ્ચય કરવાની કઠિનતાને જ બતાવે છે. તેથી મનુષ્યને બ્રાહ્મણત્વાદિનો નિશ્ચય કરવામાં શીલ જ પ્રધાન રૂપે ઇષ્ટ છે એવું તત્ત્વદર્શી લોક જાણે છે. શીલનું લક્ષણ આ ગ્રન્થના પૃ. ૨૫૫–૫૬ માં લખ્યું છે. અને વ્યાસાદિક ઋષિ લોકોની ઉત્પત્તિ વિષયમાં કેટલાક લોક એમ પણ કહે છે કે વ્યાસ આદિ બ્રાહ્મણના બીજથી ઉત્પન્ન થયા છે તેથી બ્રાહ્મણ હોઈ શકે છે. પરન્તુ તે કથન પણ બરાબર નથી, કેમકે હાલના સમયમાં બ્રાહ્મણથી ક્ષત્રાણીમાં ઉત્પન્ન થયેલા પુત્રને પણ બ્રાહ્મણ માનતા નથી. તો પછી બ્રાહ્મણથી શૂદ્રમાં ઉત્પન્ન થયેલા પુત્રને પારશવ આદિ સંકરજાતિ જ શાસ્ત્રમાં કહી છે. આ પ્રમાણે જાતિ માત્રથી શ્રેષ્ઠતા માનવાને માટે પણ બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં જ ઉત્પન્ન થવાની આવશ્યક્તા છે. વળી—

शूद्रे तु यद्भवेल्लक्ष्म द्विजे तच्च न विद्यते ।
नैव शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः॥ ना.पु.पू.ख.अ. ४३–७०,१ ॥

અર્થઃ—શૂદ્રમાં જે લક્ષણ હોય છે તે લક્ષણ કોઈ પણ બ્રાહ્મણમાં હોતુ નથી અર્થાત્ શૂદ્રના લક્ષણ વિનાનો જે મનુષ્ય છે તે જ બ્રાહ્મણ છે. જન્મથી જે શૂદ્ર કે બ્રાહ્મણ છે તે પરમાર્થથી શૂદ્ર કે બ્રાહ્મણ નથી.

આ પ્રકારનાં પ્રમાણોથી શાસ્ત્રમાં ગુણ માત્રથી જ બ્રાહ્મણત્વનો નિર્ણય કર્યો છે. અને કોઇ સ્થલમાં જે જાતિ માત્રથી બ્રાહ્મણ કહ્યો છે તે કેવલ લૌકિક વ્યવહાર વિષયમાં જ કહ્યો છે.

અર્થ:—વર્ણ, તથા શરીરની ઉચાઈ તથા નીચાઈ, તથા આકૃતિ, તથા ગર્ભવાસ, તથા વાણી, બુદ્ધિ અને કર્મ ઇન્દ્રિયો તથા જીવન, બલ તથા ધર્મ, અર્થ અને કામ રૂપ ત્રિવર્ગ, તથા રોગ, તથા ઔષધિ આદિ વિષયોમાં જાતિથી કરેલો કોઈ ભેદ જોવામાં આવતો નથી. અર્થાત્ બ્રાહ્મણ ગૌર વર્ણનો હોવો જોઈએ, અને શૂદ્ર કાળો જ હોવો જોઈએ; અને બ્રાહ્મણ ૭ ફુટ ઉંચો હોવો જોઇએ, અને શૂદ્રની ઉંચાઈ ત્રણ ફુટ જ રહેશે; અને બ્રાહ્મણની આકૃતિ સુન્દર હોય અને શૂદ્રની આકૃતિ ખરાબ હોવી જોઈએ; અને બ્રાહ્મણ ગર્ભવાસના દુઃખને સહન કર્યા વિના ઉત્પન્ન થાય છે, અને શૂદ્ર ગર્ભવાસના દુઃખને સહન કરીને જ ઉત્પન્ન થાય છે; એવું કાંઈ નથી. તથા વાણી આદિ કર્મેન્દ્રિયોમાં કોઈ ભેદ નથી. તથા બ્રાહ્મણ સો વર્ષ જીવે છે અને ક્ષત્રિય ૨૫ વર્ષમાં જ મરી જાય છે એવો ભેદ પણ જોવામાં આવતો નથી. વળી બ્રાહ્મણના શરીરમાં પૂર્ણ બલ હોય, અને શૂદ્ર બહુ દુર્બલ હોય એવો ભેદ પણ જોવામાં આવતો નથી. તથા ધર્મ, અર્થ અને કામની ઇચ્છા પણ સર્વમાં સમાન જોવામાં આવે છે. તેમ બ્રાહ્મણ જાતિ સર્વ વિરક્ત હોય, અને શૂદ્ર સર્વ વિષયી હોય; અને બ્રાહ્મણને ધન જોઇએ નહીં, અને શૂદ્રને બહુ ધનની આવશ્યકતા છે; અને બ્રાહ્મણ સર્વ ધર્મનું આચરણ કરે છે, અને શૂદ્ર સર્વ પાપ કરે છે—એવું પણ જોવામાં આવતું નથી. તેમ બ્રાહ્મણ સર્વ નિરોગી હોય અને શૂદ્ર સર્વ રોગી રહે; અથવા બ્રાહ્મણ લોકને અજીર્ણનો રોગ હોય અને તેમને ક્ષય રોગ ન હોય, અને શૂદ્રને ક્ષય રોગ જ હોય, અને અજીર્ણ ન હોય—એવો પણ કોઇ નિયમ જોવામાં આવતો નથી. તેવી રીતે બ્રાહ્મણના સર્વ રોગ મીઠી દવાથી જ દૂર થાય, અને શૂદ્રના રોગ કડવી દવાથી જ મટે એવો પણ કોઈ ભેદ નથી. માટે મનુષ્ય જાતિ સર્વ એક જ છે. વળી—

स एक एवात्र पतिः प्रजानां कथं पुनर्जातिकृतः प्रभेदः ।
प्रमाणदृष्टान्तनयप्रवादैः परीक्ष्यमाणो विघटत्वमेति ॥ „ ॥ ४४ ॥

અર્થ:—તે પરમાત્મા એક જ સર્વ પ્રજાનો સ્વામી છે. છતાં જાતિ નિમિત્તથી થતા ભેદ કયે પ્રકારે હોઇ શકે છે? પ્રમાણ, દૃષ્ટાન્ત, નીતિ તથા યુક્તિ સહિત તર્કથી પણ જાતિનો ભેદ ઘટતો નથી. વળી—

चत्वार एकस्य पितुः सुताश्च तेषां सुतानां खलु जातिरेका ।
एवं प्रजानां हि पितैक एव पित्रेकभावान्न च जातिभेदः ॥ „ ॥ ४५ ॥

અર્થ:—એક પિતાના ચાર પુત્ર છે, એ ચારે પુત્રોની જાતિ એક જ દેખવામાં આવે છે. તેવી રીતે સર્વ પ્રજાના સ્વામી એક જ પરમેશ્વર છે. વળી પિતા એક હોવાથી જાતિનો ભેદ નથી.

फलान्ययोदुंबरवृक्षजातेर्यथाग्रमध्यान्तभवानि यानि ।
वर्णाकृतिस्पर्शरसैः समानि तथैकतो जातिरिति प्रचिन्त्या ॥ „ ॥ ४६ ॥

અર્થ:—ઉમરડાના વૃક્ષના ઉપરના ભાગમાં ઉત્પન્ન થયેલાં, તથા મધ્યભાગમાં ઉત્પન્ન થયેલાં, તથા નીચેના ભાગમાં ઉત્પન્ન થયેલાં ફળ પણ વર્ણ તથા આકાર તથા સ્પર્શ તથા રસ સર્વમાં સમાન હોય છે. તેવી રીતે એક પરમેશ્વરથી ઉત્પન્ન થયેલી જાતિ પણ એક જ છે, એવો વિચાર કરવા યોગ્ય (प्रचिन्त्या) છે.

शूद्रोऽपि शीलसंपन्नो ब्राह्मणादधिको भवेत् ।
ब्राह्मणो विगताचारः शूद्राद्धीनतरो भवेत् ॥ भवि. पु. प. १ अ. ४४–३१ ॥

અર્થઃ—શીલયુક્ત શૂદ્ર પણ બ્રાહ્મણથી અધિક હોય છે. અને આચરણથી શૂન્ય બ્રાહ્મણ પણ શૂદ્ર કરતાં અધિક નિકૃષ્ટ છે.

વળી કોઇ પણ મનુષ્ય પોતાની જાતિનો નિર્ણય કરી શકતો નથી એમ પણ શાસ્ત્રમા કહ્યુ છે.

जातिरत्र महासर्प मनुष्यत्वे महामते ।
संकरं सर्ववर्णानां दुष्परीक्ष्येति मे मतिः ॥ म.भा.व.प.अ. ८०–३१ ॥

અર્થઃ—હે મહાસર્પ! હે બુદ્ધિમાન્! મનુષ્યોમાં સર્વ વર્ણોની અન્યોન્ય સંકરતા થાય છે. તેથી કોઈ પણ મનુષ્યની જાતિની પરીક્ષા કરવી કઠિન છે.

सर्वे सर्वास्वपत्यानि जनयन्ति सदा नराः ॥
वाङ्मैथुनमथो जन्म मरणं च समं नृणाम् ॥ ,, ॥ ३२ ॥

અર્થ.—સર્વ લોક સર્વ જાતિમાં સન્તાન ઉત્પન્ન કરે છે. અને વાણી તથા વિષયભોગ અને જન્મ તથા મરણ એ સર્વ મનુષ્યનાં સમાન જ હોય છે.

इदमार्षं प्रमाणं च ये यजामह इत्यपि ।
तस्माच्छीलं प्रधानेष्टं विदुर्ये तत्त्वदर्शिनः ॥ ,, ॥ ३३ ॥

અર્થઃ-**न चैतद्विद्मो ब्राह्मणाः स्मो वयमब्राह्मणा इति** જે અમે લોક યજ્ઞ કરીએ છીએ તે અમે બ્રાહ્મણ છીએ કે અબ્રાહ્મણ છીએ તે અમે જાણતા નથી. "**ये यजामहे**" આ વેદનું પ્રમાણ પણ જાતિ નિશ્ચય કરવાની કઠિનતાને જ બતાવે છે. તેથી મનુષ્યને બ્રાહ્મણત્વાદિનો નિશ્ચય કરવામાં શીલ જ પ્રધાન રૂપે ઇષ્ટ છે એવું તત્ત્વદર્શી લોક જાણે છે. શીલનું લક્ષણ આ ગ્રન્થના પૃ. ૨૫૫–૫૬ માં લખ્યું છે. અને વ્યાસાદિક ઋષિ લોકોની ઉત્પત્તિ વિષયમાં કેટલાક લોક એમ પણ કહે છે કે વ્યાસ આદિ બ્રાહ્મણના બીજથી ઉત્પન્ન થયા છે તેથી બ્રાહ્મણ હોઈ શકે છે. પરન્તુ તે કથન પણ બરાબર નથી, કેમકે હાલના સમયમાં બ્રાહ્મણથી ક્ષત્રાણીમાં ઉત્પન્ન થયેલા પુત્રને પણ બ્રાહ્મણ માનતા નથી. તો પછી બ્રાહ્મણથી શૂદ્રમાં ઉત્પન્ન થયેલા પુત્રને પારશવ આદિ સંકરજાતિ જ શાસ્ત્રમાં કહી છે. આ પ્રમાણે જાતિ માત્રથી શ્રેષ્ઠતા માનવાને માટે પણ બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં જ ઉત્પન્ન થવાની આવશ્યકતા છે. વળી—

शूद्रे तु यद्भवेल्लक्ष्म द्विजे तच्च न विद्यते ।
नैव शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः॥ ना.पु.पू.ख.अ. ४३–७०,१ ॥

અર્થઃ—શૂદ્રમાં જે લક્ષણ હોય છે તે લક્ષણ કોઈ પણ બ્રાહ્મણમાં હોતુ નથી અર્થાત્ શૂદ્રના લક્ષણ વિનાનો જે મનુષ્ય છે તે જ બ્રાહ્મણ છે. જન્મથી જે શૂદ્ર કે બ્રાહ્મણ છે તે પરમાર્થથી શૂદ્ર કે બ્રાહ્મણ નથી.

આ પ્રકારનાં પ્રમાણોથી શાસ્ત્રમાં ગુણ માત્રથી જ બ્રાહ્મણત્વનો નિર્ણય કર્યો છે. અને કોઇ સ્થલમાં જે જાતિ માત્રથી બ્રાહ્મણ કહ્યો છે તે કેવલ લૌકિક વ્યવહાર વિષયમાં જ કહ્યો છે.

જેવી રીતે બ્રાહ્મણનો ગુણથી નિર્ણય કર્યો છે, તેવી રીતે ક્ષત્રિયાદિનો પણ લક્ષણથી જ સિદ્ધ કર્યો છે.

क्षत्रजं सेवते कर्म वेदाध्ययनसंगतः ।

दानादानरतिर्यस्तु स वै क्षत्रिय उच्यते ॥ म. भा. शा. प. अ. १८९-५ ॥

અર્થઃ—જે ક્ષત્રિય યુદ્ધાદિક કર્મ કરે છે તથા વેદાન્ત યુક્ત છે, અને પ્રજાની પાસેથી કર વગેરે લેવામાં તથા દાન દેવામાં પ્રીતિવાળો છે તે ક્ષત્રિય કહેવાય છે.

क्षत्रियास्तु क्षतत्राणाद्वैश्या वार्ताप्रवेशनात् ।

ये तु श्रुते द्रुतिं प्राप्ताः शूद्रास्तेनेह कीर्तिताः ॥ भवि.पु.ब्रा.प.अ. ४४-१०॥

અર્થઃ—પ્રજાની દુઃખથી રક્ષા કરનાર હોવાથી ક્ષત્રિય કહેવાય છે. કૃષિ આદિ વૃત્તિ ગ્રહણ કરવાથી વૈશ્ય કહેવાય છે. અને જે લોક વેદના અધ્યયનથી નાસી ગયા છે અર્થાત્ વેદાધ્યનનો પરિત્યાગ કર્યો છે તે લોકને વેદનો ત્યાગ કરવાથી અહીં શૂદ્ર કહ્યા છે.

वाणिज्यं पशुरक्षा च कृष्यादानरतिः शुचिः ।

वेदाध्ययनसंपन्नः स वैश्य इति संज्ञितः ॥ म. भा. शा. प. अ. १८९-६ ॥

અર્થઃ—વ્યાપાર કરવો, પશુની રક્ષા કરવી તથા કૃષિ વડે અન્ન સંપાદન કરવામાં પ્રીતિવાળા હોવું, અને વેદાધ્યનથી યુક્ત હોવું તેનું વૈશ્ય એવું નામ રાખ્યું છે.

सर्वभक्षरतिर्नित्यं सर्वकर्मकरोऽशुचिः ।

त्यक्तवेदस्त्वनाचारः स वै शूद्र इति स्मृतः ॥ ना.पु.पू.ख.अ. ४४-६९,७०॥

અર્થઃ– અને સર્વ વસ્તુ ખાવામાં પ્રીતિ વાળો હોય, તથા સર્વ કર્મ કરનાર હોય અર્થાત્ સારા ખોટાનો વિચાર કરતો ન હોય, તથા અપવિત્ર હોય, વેદનો પરિત્યાગ કર્યો હોય તથા આચારથી રહિત હોય તેને શૂદ્ર કહે છે.

તેવી રીતે ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રનો પણ કર્મથી નિર્ણય કર્યો છે.

અને શાસ્ત્રમાં કામ ક્રોધાદિ દોષને શૂદ્ર શબ્દથી કહ્યા છે. તે ચારે વર્ણમાં રહે છે, તેથી તે કામાદિ દોષ નિવૃત્ત થવાથી જ બ્રાહ્મણ થઈ શકે છે.

उदिते तस्य विप्रस्य क्रियायुक्तस्य धीमतः ।

चतुर्वेदविदश्चापि देहे षट् वृषलाः स्थिताः ॥ वृ. गौ. सं. अ. ८ ॥

અર્થઃ—જે બ્રાહ્મણ ક્રિયાથી યુક્ત હોય, ચાર વેદને જાણનાર વિદ્વાન્ બુદ્ધિશાલી હોય, તથાપિ તે જ્યારે ઉત્પન્ન થાય છે તે જ વખતે તેના શરીરમાં ૭ વૃષલ ( શૂદ્ર ) રહે છે.

क्षत्रिये सप्त विज्ञेया वैश्ये त्वष्टौ प्रकीर्तिताः ।

नियता पाण्डवश्रेष्ठ शूद्राणामेकविंशतिः ॥ ,, ॥ ॥

અર્થઃ—અને ક્ષત્રિયમાં સાત શૂદ્ર રહે છે, વૈશ્ય આઠ શૂદ્રની સાથે જન્મ લે છે એમ કહ્યું છે. અને હે પાણ્ડવશ્રેષ્ઠ! શૂદ્રોનો જન્મ એકવીસ શૂદ્રો સહિત થાય છે.

આ એકવીસ શૂદ્રો નીચે પ્રમાણે છે.

कामः क्रोधश्च लोभश्च मानश्च मद एव च ।

महामोहस्तथैत्येते देहे षट् वृषलाः स्थिता ॥ ,, ॥ ॥

અર્થ:—કામ, ક્રોધ, લોભ, માન, મદ અને મહામોહ અર્થાત્ " **महामोहस्तु विज्ञेयो ग्राम्यभोगसुखेषणा** "—સંસારના વિષયભોગના સુખની જે ઇચ્છા છે તે, તથા ભ્રાન્તિથી અનિષ્ટમાં પણ પ્રીતિ થવી, તથા અજ્ઞાન–તે સર્વ મહામોહ કહેવાય છે, એ ૭ પ્રકારના શૂદ્ર બ્રાહ્મણના દેહમાં છે. અને

**गर्वो दम्भोऽप्यहंकार ईर्ष्याभिद्रोह एव वा ।**
**पारुष्यं क्रूरता चेति एते ते क्षत्रिये स्थिताः ॥ ,, ॥ ८ ॥**

અર્થ:—ગર્વ, દંભ, અહંકાર, ઈર્ષ્યા, દ્રોહ, કઠોર વાણી બોલવાનો સ્વભાવ, અને ક્રૂરતા એ સાત શૂદ્રોએ ક્ષત્રિયનો આશ્રય કરેલો છે.

**तीक्ष्णता निकृतिर्माया शाठ्यं दंभो ह्यनार्जवम् ।**
**पैशुन्यमनृतं चैव वैश्यस्याष्टौ प्रकीर्तिताः ॥ ,, ॥ ॥**

અર્થ:—તીક્ષ્ણતા, નિકૃતિ અર્થાત્ તિરસ્કાર અથવા દીનતા, માયા અર્થાત્ છળ કપટ, શાઠ્ય, દંભ, સરલતાનો અભાવ, ચાડી ચુગલી કરવી તે અને જૂઠું બોલવું તે આઠ પ્રકારના શૂદ્ર વૈશ્ય દેહમાં જન્મ લે છે. અને—

**तृष्णा बुभुक्षां चालस्यं निद्रां चाप्यघृणादमम् ।**
**अधृतिं च विवादं च प्रमादं हीनसत्त्वताम् ॥ ,, ॥ ॥**
**भयं वितथां जाल्यं च पापतामसुरे वचः ।**
**आशां त्वश्रद्धधानत्वमनवस्थामयन्त्रणाम् ॥**
**अशौचं मलिनत्वं च शूद्रस्यैते प्रकीर्तिताः ॥ ,, ॥ ८ ॥**

અર્થ:—તૃષ્ણા, ખાવાની લાલસા, આલસ્ય, નિદ્રા, નિર્દયતા, ઇન્દ્રિયનિગ્રહ ન હોવો તે (અદમમ્)ધીરજ ન હોવી તે, વિવાદ કરવાનો સ્વભાવ, પ્રમાદ, મનની દુર્બલતા, તથા ભય, જૂઠું બોલવાનો સ્વભાવ, પામરપણું, પાપ કરવાનો સ્વભાવ, અસુરોના જેવી ખરાબ વાણી બોલવી તે, જે વસ્તુ પ્રાપ્ત થવાને અશક્ય હોય તેની ઇચ્છા રાખવી તે, શ્રદ્ધા ન હોવી તે, અસ્થિરતા, ઉચ્છૃંખલ સ્વભાવ, અશૌચ અને મલિનતા–એ એકવીસ પ્રકારના શૂદ્ર શૂદ્રમાં રહે છે એમ કહે છે.

માટે બ્રાહ્મણાદિ પ્રજામાંથી આ સર્વ પ્રકારના શૂદ્ર જ્યારે નિકળી જશે ત્યારે જ મનુષ્ય પૂર્ણ રીતે બ્રાહ્મણ થઈ શકે છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. માટે જન્મથી જે બ્રાહ્મણત્વાદિ છે તે શ્રેષ્ઠ નથી. અને ગુણથી જે બ્રાહ્મણત્વ પ્રાપ્ત થાય છે તે જ ઉત્તમ છે તેમાં કોઈ શંકા નથી. તથાપિ મનુષ્યોમાં મોહ વિશેષ હોવાથી કોઈ પણ ચણ્ડાલના ગુણ વાળા પુત્રને પોતાના ઘરમાંથી કાઢી શકતો નથી. અને બ્રાહ્મણના ગુણ વાળા ચણ્ડાલને પણ કોઈ ઘરમાં રાખી શકતો નથી. તેથી વિવાહાદિ વ્યવહારમાં જાતિ માત્રથી જ બ્રાહ્મણત્વાદિનો નિર્ણય થઈ શકે છે. અને લૌકિક વ્યવહારમાં ગુણની પ્રધાનતાથી બ્રાહ્મણત્વ આદિનું ગ્રહણ કરવામાં આવે તો બહુ પ્રકારના કલેશ થવાનો સંભવ છે. અને વર્ણસંકરતા પણ શીઘ્ર ફેલાઈ જશે. અને કોઈ બનાવટી ગુણનો ડોળ બતાવીને ભોળા મનુષ્યને છેતરી દેશે. હાલ પણ એવા અનેક અનર્થ થાય છે. કોઈ મનુષ્યનો જન્મ બ્રાહ્મણ જાતિમાં છે. તે અનેક પ્રકારનો દુર્ગુણી

છે. તથાપિ તેનો બ્રાહ્મણ શબ્દ નષ્ટ થતો નથી. પરન્તુ જે જે જાતિનો ગુણ તેમાં છે તે ગુણને અનુસાર બીજી જાતિનું નામ પણ તેની સાથે લાગી જાય છે. તેથી **અત્રિસંહિતામાં** બ્રાહ્મણ જાતિમાં ઉત્પન્ન થયો હોવા છતાં પણ કર્મના ભેદથી બ્રાહ્મણોના દસ પ્રકારના ભેદ કહ્યા છે.

देवो मुनिर्द्विजो राजा वैश्यः शूद्रो निषादकः।
पशुर्म्लेच्छोऽपि चाण्डालो विप्रा दशविधाः स्मृताः ॥ अत्रि,सं.श्लो. ३७३ ॥

અર્થઃ—દેવ, મુનિ, દ્વિજ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, નિષાદ, પશુ, મ્લેચ્છ તથા ચણ્ડાલ-એ દશ પ્રકારના બ્રાહ્મણ ધર્મશાસ્ત્રમાં કહ્યા છે. વળી—

सन्ध्या स्नानं जपं होमं देवतानित्यपूजनम्।
आतिथ्यं वैश्वदेवं च देवब्राह्मण उच्यते ॥ ,, ॥ ३७४ ॥

અર્થઃ—સન્ધ્યાવન્દન, સ્નાન, જપ, હોમ, દરરોજ દેવતાનું પૂજન કરવું તે, અતિથિસત્કાર, અને વૈશ્વદેવ ઇત્યાદિ કર્મ કરનાર બ્રાહ્મણને **દેવ બ્રાહ્મણ** કહે છે.

शाके पत्रे फले मूले वनवासे सदा रतः।
निरतोऽहरहः श्राद्धे स विप्रो मुनिरुच्यते ॥ ,, ॥ ३७५ ॥

અર્થઃ—શાક, પાંદડાં, ફલ અને મૂલ ખાઇને વનમાં રહેતો હોય, તથા હમેશાં શ્રાદ્ધકર્મ કરનાર હોય તે બ્રાહ્મણને **મુનિ બ્રાહ્મણ** કહે છે.

वेदान्तं पठते नित्यं सर्वसङ्गं परित्यजेत्।
सांख्ययोगविचारस्थः स विप्रो द्विज उच्यते ॥ ,, ॥ ३७६ ॥

અર્થઃ—જે દરરોજ વેદાન્તનો અભ્યાસ કરે છે, અને સર્વ પ્રકારના સંગનો પરિત્યાગ કરે છે અને આત્મવિચારમાં તત્પર છે તે બ્રાહ્મણને **દ્વિજ બ્રાહ્મણ** કહે છે. અને—

अस्त्राहताश्च धन्वानः संग्रामे सर्वसंमुखे।
आरंभे निर्जिता येन स विप्रः क्षत्र उच्यते ॥ ,, ॥ ३७७ ॥

અર્થઃ—અસ્ત્ર તથા ધનુષને ધારણ કરનાર શત્રુઓને યુદ્ધમાં સર્વ શૂરવીરોની સન્મુખ જે પરાજય કરનાર છે તે બ્રાહ્મણને **ક્ષત્રિય બ્રાહ્મણ** કહે છે.

कृषिकर्मरतो यश्च गवां च परिपालकः।
वाणिज्यव्यवसायश्च स विप्रो वैश्य उच्यते ॥ ,, ॥ ३७८ ॥

અર્થઃ—જે બ્રાહ્મણ ખેતી કરવામાં તત્પર છે, તથા ગાયોનું પાલન કરનાર છે, તથાં વ્યાપારાદિ વ્યવસાય કરનાર છે-એવો જે બ્રાહ્મણ છે તે **વૈશ્ય બ્રાહ્મણ** કહેવાય છે. અને-

लाक्षालवणसंमिश्रं कुसुंभं क्षीरसर्पिषः।
विक्रेता मधुमांसानां स विप्रः शूद्र उच्यते ॥ ,, ॥ ३७९ ॥

અર્થઃ—લાખ, સમુદ્રનું મીઠું, તથા ઉષર ભૂમિમાં થતું મીઠું, તથા કુસુંભ, તથા દૂધ, ઘી, દારૂ, માંસ, ઇત્યાદિને વેચનાર બ્રાહ્મણ **શૂદ્ર બ્રાહ્મણ** કહેવાય છે. અને—

चोरश्च तस्करश्चैव सूचको दंशकस्तथा ।
मत्स्यमांसे सदा लुब्धो विप्रो निषाद उच्यते ॥ ,, ॥ ३८० ॥

અર્થઃ—ચોરી તથા લૂંટનો ધંધો કરનાર તથા બીજાને દુઃખ દેનાર, તથા માછલી અને માંસ ખાનાર જે બ્રાહ્મણ છે તે નિષાદ બ્રાહ્મણ કહેવાય છે. અને -

ब्रह्मतत्त्वं न जानाति ब्रह्मसूत्रेण गर्वितः ।
तेनैव स च पापेन विप्रः पशुरुदाहृतः ॥ ,, ॥ ३८१ ॥

અર્થઃ—પરબ્રહ્મ પરમાત્માના તત્ત્વને જે જાણતો નથી, અને બ્રહ્મસૂત્ર અર્થાત્ જનોઈ માત્રથી ગર્વ કરે છે, તે પાપથી જ તે બ્રાહ્મણને પશુ બ્રાહ્મણ કહે છે. અને—

वापीकूपतडागानामारामस्य सरःसु च ।
निःशंकं रोधकश्चैव स विप्रो म्लेच्छ उच्यते ॥ ,, ॥ ३८२ ॥

અર્થઃ—વાવ, કુવા, તળાવ, બાગબગીચા, સરોવર, આદિને શંકા વિના રોકનાર અર્થાત્ વાવ, સરોવર, આદિમાંથી જલ આદિ લેવાની મનાઇ કરનાર બ્રાહ્મણ મ્લેચ્છ બ્રાહ્મણ કહેવાય છે.

क्रियाहीनश्च मूर्खश्च सर्वधर्मविवर्जितः ।
निर्दयः सर्वभूतेषु विप्रश्चाण्डाल उच्यते ॥ ,, ॥ ३८३ ॥

અર્થઃ—કોઈ પ્રકારની ક્રિયા કરતો નથી, અને મૂર્ખ છે, અને સર્વ ધર્મથી રહિત છે, તથા સર્વ પ્રાણી ઉપર નિર્દય છે એવો જે બ્રાહ્મણ છે તે ચાણ્ડાલ બ્રાહ્મણ કહેવાય છે.

આ પ્રમાણે બ્રાહ્મણોના કર્મને અનુસાર દસ પ્રકારના ભેદ કહ્યા છે. માટે ગુણોને અનુસાર માણસની જાતિ બદલાય છે તે નિશ્ચય જ છે. જન્મથી જાતિ ગૌણ કહી છે. **આ પ્રમાણે ગુણથી જાતિની શ્રેષ્ઠતા સિદ્ધ છે. તથાપિ લૌકિક વ્યવહારમાં અને વૈદિક વ્યવહારમાં જન્મ તથા કર્મ બન્નેની આવશ્યક્તા છે, અને પરમાર્થમાં ગુણ માત્રની જ આવશ્યક્તા છે, જાતિની કોઇ અપેક્ષા નથી એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.**

વળી કેટલાક લોક કોઇ પુરાણોનાં પણ પ્રમાણો આપીને બ્રાહ્મણોની ઉત્પત્તિ બ્રહ્માજીના મુખમાંથી જ સિદ્ધ કરવાનો આગ્રહ કરે છે. તે લોક બ્રાહ્મણોની ઉત્પત્તિ બ્રહ્માજીના મુખમાંથી માનવાથી શી હાનિ છે તેની ખબર નથી. અને મુખમાંથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણનું ગોત્ર કયું તે પહેલાં કહેવું પડશે. બ્રહ્માનું ગોત્ર કહેશો અથવા અગોત્ર કહેવા પડશે. બ્રહ્માનું ગોત્ર તો સર્વ પ્રાણી માત્રનું છે, અને અગોત્ર બ્રાહ્મણ નિકૃષ્ટ ગણાય છે. તેથી પુરાણના કથનને અનુસાર બ્રાહ્મણોની ઉત્પત્તિ બ્રહ્માજીના મુખમાંથી માનવાથી નિકૃષ્ટ બ્રાહ્મણની ઉત્પત્તિ જ બ્રહ્માજીના મુખથી થઈ એવું સિદ્ધ થાય છે. કેમકે—

बभूवुर्ब्रह्मणो वक्त्रादन्या ब्राह्मणजातयः ।
ताः स्थिता देशभेदेषु गोत्रशून्याश्च शौनक ॥ ब्र.वै.पु.ब्र.ख.अ. १०–१४ ॥

અર્થઃ—હે શૌનક ! હાલ જોવામાં આવતા પ્રત્યક્ષ બ્રાહ્મણથી અન્ય કેટલાએક બ્રાહ્મણ બ્રહ્માજીના મુખમાંથી ઉત્પન્ન થયા છે. તે લોક ગોત્રથી રહિત છે. તથા વૈદિક કર્મથી ભ્રષ્ટ દેશાન્તરમાં સ્થિત છે. અને જેવી રીતે કામધેનુના શરીરમાંથી અનેક મ્લેચ્છોની ઉત્પત્તિ થઈ એમ કહે છે, તેવી રીતે આ બ્રહ્માજીના મુખમાંથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ છે, અને તેમની

કોઇ વૈદિક ધર્મી આર્યોની મધ્યમાં ગણતરી નથી. તેથી બ્રાહ્મણની ઉત્પત્તિ હાલના સમયમાં જે પ્રકારે થાય છે તેજ પ્રકારે પહેલાં પણ હતી એવો નિશ્ચય છે.

ઇતિ સમા૦ પ્રક૦ ૯ માં બ્રાહ્મણાદિ જાતિ સમાલોચન અ. ૧. સમાપ્ત.

## અધ્યાય ૨.

### અધ્યયન સમાલોચન.

મનુષ્ય માત્રે પોતાના જન્મની સફલતાનો વિચાર કરવો અવશ્ય કર્તવ્ય છે. પરમાત્માનું જ્ઞાન સંપાદન કરીને સંસારથી મુક્ત થઇ જવું તે વૈદિક ધર્મનો સિદ્ધાન્ત છે. તે જ્ઞાન પ્રાપ્તિને માટે શાસ્ત્રની આવશ્યક્તા, મતનો સ્વીકાર, ઉપદેશ, આદિની જરૂર છે. શાસ્ત્રના અધ્યયન વિના કોઈ પણ વિવેકનો સંભવ નથી. માટે મનુષ્ય માત્ર વિદ્યા અધ્યયન કરવાને માટે અધિકારી છે. મનુષ્યત્વ જાતિની જ તેમાં આવશ્યક્તા છે. મુંગા મનુષ્યે પણ શાસ્ત્રનો આશ્રય લેવો જોઇએ. સ્ત્રી કે પુરુષનો પણ તેમાં કોઈ વિચાર કરવાની જરૂર નથી. ચણ્ડાલ અથવા શ્વપચ અથવા તેનાથી પણ કોઈ નીચે હોય તેમની સ્ત્રી કે પુરુષ લોકે પણ વિદ્યાધ્યયન અવશ્ય કરવું જોઈએ. અને વિદ્યા ભણવામાં કોઈ પાપ લાગવાનું નથી. મૂર્ખ રહેવામાં નાના પ્રકારનાં પાપ લાગે છે. શ્રુતિ અને સ્મૃતિએ શૂદ્રાદિને તેમ સ્ત્રીને ભણવાનો નિષેધ લખ્યો છે તે વાત બરાબર છે. પરન્તુ શ્રુતિ અને સ્મૃતિ કે પુરાણાદિનું પ્રયોજન ત્યાં જ હોય છે જ્યાં આપણને પ્રત્યક્ષ અનુભવ નથી. અને યોગ્ય અનુમાનથી પણ સિદ્ધ ન થતું હોય. જેવી રીતે ભોજનનું ફળ ક્ષુધાની નિવૃત્તિ સર્વ કોઇ પ્રત્યક્ષ અનુભવ કરી શકે છે, તેવી રીતે વિદ્યા ભણવાથી અજ્ઞાનની નિવૃત્તિ અને વિવેકની વૃદ્ધિ, બુદ્ધિની હોંશીઆરી, કામ કરવાની શક્તિ, આદિ સર્વ પ્રત્યક્ષ અનુભવે છે. માટે વિદ્યા અધ્યયન કરવામાં શાસ્ત્રનો સિદ્ધાન્ત શો છે તે જાણવાનો પ્રયત્ન કરવો જ ભૂલ છે. તે તો તરત ભણવું જ જોઈએ. ભણવામાં અનધિકાર બતાવનાર પોતાના સ્વાર્થને માટે જ બીજાને મૂર્ખ રાખવા પસંદ કરીને કહે છે, તેના તરફ દૃષ્ટિ નહીં આપતાં ભણવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. ધનનું ઉપાર્જન કરવું પોતાના જીવનના નિર્વાહને માટે છે. સર્વને માટે તેનો અધિકાર છે, કેમકે પોતાનું જીવન સર્વને પ્યારૂં છે. સારી વસ્તુ ખાવા પીવાને માટે તથા સારાં વસ્ત્ર પહેરવાને માટે તથા સારા ઘરમાં રહેવાની ઇચ્છા સર્વને હોય છે. તેની મનાઇ કરનાર કેવલ બીજાને ગુલામ રાખી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાની જ મતલબ હોય છે. પોતાના વિશ્વાસપાત્ર દૈવી સંપત્તિવાળા સત્યવાદી ગુમાસ્તાને શેઠ બનાવવાની ઇચ્છા કરનાર સ્વામી આજ સુધી જોવામાં આવ્યો નથી.

**शक्तेनापि हि शूद्रेण न कार्यो धनसंचयः ।**
**शूद्रो हि धनमासाद्य ब्राह्मणानेव बाधते ॥** म० स्मृ० अ० ११-१२९ ॥

અર્થઃ—શૂદ્ર ધન કમાવામાં સમર્થ હોય તોપણ તેણે ધન એકઠું ન કરવું જોઇએ, કેમકે શૂદ્ર ધનને પ્રાપ્ત કરીને બ્રાહ્મણને જ બાધા કરશે.

આ શ્લોકના તાત્પર્યનો વિચાર કરવાથી શૂદ્રાદિ જાતિઓની ઉપર લખનારની કેવી દૃષ્ટિ છે તે સર્વ લોકને માલમ પડશે. આ સમયમાં પ્રત્યક્ષ ધન પ્રાપ્ત કરીને કેટલા દ્વિજાતિ

અન્યાય કરે છે, તેથી અધિક બીજા શૂદ્ર જાતિના શ્રીમન્ત કરતા જોવામાં આવતા નથી. જેવી રીતે ધન કમાવાનો નિષેધ કેવળ ગરીબોને ગુલામ રાખવાને માટે જ કરવામાં આવ્યો છે, તેવી રીતે વિદ્યા અધ્યયન કરવાની મનાઈ પણ શૂદ્રાદિને ગુલામ રાખવાને માટે જ કરી છે. લઢનાર બંને મનુષ્યના હાથમાં લાકડી હોય તો બંને પાર પડે છે. એકની પાસે હોય તો બિચારો બીજો ગરીબ જ માર ખાતો રહે છે એ વાત સર્વને અનુભવ સિદ્ધ છે. શાસ્ત્ર રૂપી શસ્ત્ર પણ દ્વિજાતિ પાસે જ રહેવાથી બીજાને હમેશાં જ તેનો માર ખાવો પડશે. ઈશ્વરે ગરીબોના ઉદ્ધારને માટે આ પ્રસંગ આપ્યો છે. હાલ સર્વને ભણીને જ્ઞાન સંપાદન કરવાનો સમય આવ્યો છે. હવે ભણનાર શૂદ્રને ફાંસી દેવાનો કાયદો રહ્યો નથી. માટે સર્વ જીવોએ પોતાના પરાક્રમથી વિદ્યા અધ્યયન કરવું પ્રથમ કર્તવ્ય છે. જે પોતાના ધર્મમાં તત્પર નથી એવા દ્વિજાતિની સેવા કરવાથી શૂદ્રને કોઈ લાભ નથી. ધર્મ રહિત પ્રજાની સેવાથી શૂદ્ર પણ પાપનો જ ભાગી થાય છે. ધર્માત્માની સેવા શુશ્રૂષા કરવાથી પુણ્ય હરેકને થાય છે એ વાત સત્ય જ છે. પરન્તુ ધર્માત્મા લોક બીજાની ઉન્નતિને માટે પ્રયત્ન કરનારા હોય છે. પોતાના સેવકોની ઉન્નતિને માટે કેમ નહીં કરી શકે? અવશ્ય કરી શકે છે. જે શૂદ્રોની અથવા અન્ત્યજોની ઉન્નતિ ચહાતા નથી તે દ્વિજાતિની સેવા શૂદ્રાદિએ પણ કરવાની આવશ્યકતા નથી. જીવિત અવસ્થામાં પણ પોતાના સેવક પેટ ભરીને ખાતા જેને રૂચતા નથી એવા મનુષ્યને તે બુદ્ધિમાન્ થાય કે ધનવાન્ થાય તે કેમ રૂચશે? કદાપિ રૂચવાનો સંભવ નથી. મનુષ્યોને સારૂં ખાવા પીવામાંથી પણ તંગ રાખીને તેમની પાસે સેવા કરાવવાની ઈચ્છા કરનાર મનુષ્યોની ગણતરી શ્રેષ્ઠોની મધ્યમાં થઈ શકતી નથી. દયા કરવી તો ક્યાંયે રહી. સર્વ પ્રાણીની સાથે મૈત્રી કરવાનો સિદ્ધાન્ત ક્યાં ગયો છે? સ્વાર્થના નિશામાં સર્વ ધર્મનાં તત્ત્વ પાણીમાં ડુબી ગયાં છે. આ પૃથ્વી લોકથી લઈને બ્રહ્મલોક પર્યન્તના કોઈ પણ પદાર્થોમાં એક લેશ માત્રની પણ કોઈ મનુષ્ય આશા રાખતો હોય તો તે કદાપિ પૂર્ણ ધર્માત્મા કે સત્યવક્તા થઈ શકતો નથી. માટે અધ્યયન સંબંધી જે કાંઈ લખવામાં આવ્યું છે તે ઉપર કોઈ પણ વિચાર કરવાની આવશ્યકતા નથી. પોતાને જ્ઞાન પ્રાપ્ત કરવામાં કોઈ પણ બાધા કરતો હોય અથવા કહેતો હોય તો સર્વ પોતાને અહિતકારી છે એમ જ સમઝવું જોઇએ

ધાર્મિક સંસ્કાર ન થવા તે બીજાને દુઃખ દેવામાં તથા અનીતિનાં કાર્ય કરવામાં કારણ છે. જેને હિન્દુ લોક પ્રત્યક્ષ મ્લેચ્છ શબ્દથી કહે છે અને જેનો સ્પર્શ કરવાથી હિન્દુ લોક સ્નાન કરે છે એવી જાતિમાં મોટા મોટા શ્રીમન્ત લોક હિન્દુથી બહુ અધિક વિનયવાળા જોવામાં આવ્યા છે. એક પાલખી બનાવનાર મનુષ્ય તેને ઉડાવનાર મનુષ્યને અવશ્ય ચહાય છે. સર્વ કોઇ શ્રીમન્ત અને વિદ્વાન્ થઈ જાય તો કોઈ કોઈની ગુલામી કરવી સંભવ નથી. સંસારનાં સુખની ઈચ્છા કરનાર મનુષ્ય કોઈ પણ પ્રકારે મનુષ્યને દાસ બનાવી તેની દ્વારા પોતાનો આનન્દ ભોગવવાની ઇચ્છા કરે છે. તેના અન્તઃકરણમાં ધર્મનો વિચાર અથવા બીજા દુઃખી જીવ ઉપર દયા હોતી નથી. તેના ધર્મ આદિ સર્વ વાણીમાં જ હોય છે. કરણીમાં કાંઈ પણ હોતું નથી. શાસ્ત્રના લેખોને તે લોકે ઉલટા સુલટા સમઝાવીને લોકોને મૂર્ખ બનાવ્યા છે. ઈશ્વરે પ્રાણીના સુખને માટે જે પ્રમાણે અન્ન જલાદિ સર્વ પ્રાણીને માટે સાધારણ બનાવ્યાં છે, તેવી રીતે જ્ઞાન સંપાદન કરવાને માટે વિદ્યાનો ઉપદેશ પણ પ્રાણી માત્રને માટે કર્યો છે. જેને વાગિન્દ્રિય છે તે સર્વ બોલી શકે છે. જેને પગ છે તે સર્વ

ચાલી શકે છે. જેને બુદ્ધિ છે તે સર્વ ભણી શકે છે. સમઝાવવાની શક્તિ જેનામાં છે તે સર્વ અધિકારી છે. વિદ્યાધ્યયન કરવામાં જે લોક મનાઈ કરે છે તે મતમાં રહેવું જ પાપ છે. તે મત અને કોમનો અવસ્ય પરિત્યાગ કરવો જોઈએ. શુદ્ર તથા અન્ત્યજ આદિને માટે નાના પ્રકારની શિલ્પવિદ્યા તથા કલા શીખીને પોતાની જીવિકાના કષ્ટથી નિવૃત્ત થવાનો ઉપાય પ્રથમ કરવો જોઈએ. તેની સાથે સાથે ધાર્મિક શિક્ષણની આવશ્યકતા છે. જ્યાં સુધી પેટનું પોષણ પરાધીન હોય છે ત્યાંસુધી કોઇ પણ મનુષ્ય પોતાના ઇષ્ટને સંપાદન કરી શકતો નથી. તેથી નાના પ્રકારની કલા આદિને જ પ્રથમ શીખવાની આવશ્યકતા છે. વિદ્યા પણ પ્રથમ સર્વ જાતિઓની સ્ત્રીઓએ જ શીખવાની જરૂર છે, કેમકે બાળક હમેશાં માતાની પાસે જ રહે છે. જેવી રીતે માતા પુત્રમાં ધર્મના સંસ્કાર પાડી શકે છે, તેવી રીતે અન્ય કોઈ પણ કરી શકતા નથી. માતા પોતે કાંઇ પણ ન જાણતી હોય તો તે કેવી રીતે પુત્રને શિક્ષણ દઈ શકે છે? નથી દઇ શકતી. માટે સ્ત્રીઓએ જ પ્રથમ ભણવું જોઇએ. ભારતના ઇતિહાસમાં અનેક વિદુષી સ્ત્રીઓની વાતો આવે છે. તે વાતો સર્વ તે કલ્પની છે, આ કલ્પની છે, કાળા સમયની છે, પીળા સમયની છે, એમ કહીને ઉડાવી દીધી છે.

सुजीर्णमन्नं सुविचक्षणः सुतः सुशासिता स्त्री नृपतिः सुसेवितः ।
सुचिन्त्य चोक्तं सुविचार्य यत्कृतं सुदीर्घकालेऽपि न याति विक्रियाम् ॥

અર્થઃ—સારી રીતે પાચન થયેલું અન્ન, તથા યોગ્ય રીતે શિક્ષા પ્રાપ્ત કરીને સમર્થ થયેલો પુત્ર, તથા યોગ્ય રીતે શિક્ષણ આપેલી સ્ત્રી, તથા પુન્ય બુદ્ધિથી ભક્તિપૂર્વક સેવા કરીને પ્રસન્ન કરેલો રાજા, તથા વિચાર કરીને કહેલું વચન, તથા વિચાર કરીને કરેલુ કાર્ય—આ સર્વ બહુ કાળ થઇ જવા છતાં પણ વિકારને પ્રાપ્ત થતાં નથી એવો પૂર્વ કાલનો નિશ્ચય હતો. હાલનો નિશ્ચય તેથી ઉલટો છે. શું ભણવાથી સ્ત્રી બગડી જાય છે? પરન્તુ ભણવાથી મૂર્ખ પતિની ગુલામી નહીં થાય તેટલું થવાનો તો સંભવ છે. બીજું ધાર્મિક શિક્ષણથી યોગ્ય રીતે સુધરે છે, કોઇ બગડતી નથી. હિન્દુ સંપ્રદાયમાં સર્વાત્મભાવ અને દયા હતી. ધર્મની મર્યાદા પણ હતી, જ્યારથી તે સર્વ બગડયું છે ત્યારથી વિવાહાદિની મર્યાદા બગડી ગઇ. લોક વિષયલંપટ થયા, સાઠ વર્ષનો વૃદ્ધ, કુષ્ઠી, અન્ધ, બ્હેરો મૂર્ખ કાંઈ કમાઈ કરી ન શકે એવા લોક પણ વિવાહ કરવા લાગ્યા. એટલે શિક્ષિત કન્યા હોય તો એવા નિકૃષ્ટ વરને પસંદ નહીં કરે એમ જાણી પહેલા જ તેમને ભણાવવી નહીં. બીજું તેમનો વિવાહ ધૂળમાં રમવાની ઉમરમાં જ સારા અને ખોટાની કોઈ ખબર ન હોય તે વખતે કરવો જોઈએ. તેને શીઘ્ર વિષયાસક્ત બનાવવી જોઈએ. એ સર્વ નિશ્ચય કરીને ધર્મશાસ્ત્રમાં નાના પ્રકારના ઝગડા ઉડાવી ધર્મનો નાશ કરી દીધો. વેદમાં પ્રતિપાદન કરેલા તથા સર્વજ્ઞ ઋષિઓએ બાંધેલી ધર્મની મર્યાદા હમેશને માટે એક રીતિની જ હોય છે. પરન્તુ અનુષ્ઠાન કરનારમાં સામર્થ્ય નહીં હોવાથી તેની કાંઇક સુગમતા કરવાને માટે કંઇક રીતિ માત્ર બદલે છે. ધર્મ તો તે જ રહે છે.

तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते ।
द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे ॥ वृ०पा०स्मृ०अ०१श्लो०२२,२ ॥

અર્થઃ—સત્ય યુગમાં કેવલ તપ કરવું તે ધર્મ છે. ત્રેતા યુગમાં જ્ઞાન જ ધર્મ છે. દ્વાપરમાં યજ્ઞ જ ધર્મ છે. અને કલિયુગમાં દાન જ ધર્મ છે.

આ શ્લોકમાં સત્ય યુગમાં તપને ધર્મ કહ્યો છે. તેથી દ્વાપર અથવા કલિયુગમાં કોઈ તપ કરે નહીં એવો તેનો ભાવ નથી. કૃતયુગમાં ચારસેં વર્ષનું આયુ હતું. જ્યાં સુધી મનુષ્યમાં અસ્થિ માત્ર રહેતાં હતાં, ત્યાંસુધી મનુષ્ય મરતો નહોતો. તેથી ઘણુ કષ્ટ સહન કરી શકતા હતા. અને કલિયુગમાં અન્ન નહીં મળવાથી મનુષ્ય મરી જાય છે. તેથી કમજોર પ્રજા તપ કરી શકતી નથી. માટે તેમનું કલ્યાણ દાનથી થઈ શકે છે એવું શાસ્ત્રનું કહેવું છે. કલિયુગમાં કોઈ તપ કરે તો તેને પાપ લાગશે અથવા નિષ્ફલ જશે એવો ભાવ નથી. જો કષ્ટ સહન કરી શકે તો ઉત્તમ જ છે, કોઇ મનાઈ નથી. અન્ય યુગનો ધર્મ અન્ય યુગમાં પાપનું કારણ હોત તો ત્રેતામાં જ જ્ઞાનને ધર્મ કહ્યો છે, હાલ લોકો ત્યાગ કરીને શામાટે જ્ઞાનને માટે પ્રયત્ન કરે છે ? તેમને પાપ નહીં લાગે ? માટે તે જ તાત્પર્ય છે. કૃતાદિ યુગમાં જે ધર્મની મર્યાદા છે તે કલિયુગમાં પણ હોઈ શકે છે, પોતાના સામર્થ્ય માત્રની આવશ્યકતા છે. સ્ત્રીઓમાં કોઈ સામર્થ્ય ઘટયું નથી, તેથી તે લોક હાલ પણ વેદનું અધ્યયન આદિ કરી શકે છે. યજ્ઞોપવીત ન હોવાથી ભણી નહીં શકે તે વાત પણ બને નહીં. કેમકે—

**पुराकल्पे कुमारीणां मौञ्जीबन्धनमिष्यते ।**
**अध्यापनं च वेदानां सावित्रीवचनं तथा ॥**
**पिता पितृव्यो भ्राता वा नैनामध्यापयेत् परः ।**
**स्वगृहे चैव कन्याया भैक्ष्यचर्या विधीयते ।**
**वर्जयेदजिनं दण्डं जटाधारणमेव च। पराशरमाधवः। गोभि.सू.भा.प्र.ख.१सू.१९॥**

અર્થઃ—પહેલા કલ્પમાં કન્યાને પણ મૌઞ્જીબન્ધન તથા ઉપનયનાદિ સંસ્કાર થતા હતા. અને વેદનું અધ્યયન, ગાયત્રીનો ઉપદેશ પણ થતો હતો. પિતા અથવા કન્યાનો ભાઈ ન હોય તો પિતાનો ભાઈ, તેમાંથી કોઈ તેને ભણાવે, બીજું કોઈ તેને ન ભણાવે. કન્યાની ભિક્ષા પોતાના ઘરમાં જ થાય છે, બહાર જઇને ભીક્ષા માગે નહીં એવો નિયમ છે. અને મૃગચર્મ પહેરવું, દણ્ડ ધારણ કરવો, જટા રાખવી, આદિ તેમને માટે ત્યાજ્ય છે. આ પ્રમાણે પહેલાંના કાળમાં કન્યાને વેદ ભણવાનો નિયમ હતો. આ પૂર્વ કલ્પની વાત નથી. પરન્તુ આ યુગમાં પણ આ નિયમ હતો એવું ઇતિહાસથી માલમ પડે છે.

ગાર્ગી, સુલભા, મદાલસા, આદિ તત્ત્વને જાણનારી સ્ત્રી બહુ થઈ છે. શકુન્તલાની વાણીને સર્વ લોક શાકુન્તલ વચન રૂપે સ્મરણ કરે છે. રાજા ભોજના સમયમાં પણ અનેક સ્ત્રીઓ[1] વિદુષી હતી.

**अथ य इच्छेद्दुहिता मे पण्डिता जायेत सर्वमायुरियादिति तिलोदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयित वै ॥ बृ० उ० अ० ६ ब्रा. ४–१७॥**
**तथा श० प० ब्रा० का० १४ प्र० ७ स० ९-१६ ॥**

અર્થઃ—જો પોતાની પુત્રી વિદુષી અને પૂર્ણ આયુ વાળી થાય એવી જેની ઇચ્છા હોય તો તિલોદન રાંધીને તેમાં ઘી મેળવી માતા પિતા બંને ખાય, તો વિદુષી પુત્રીને ઉત્પન્ન કરવાને માટે તે માતાપિતા સમર્થ થશે.

[1] આ મન્ત્રની ટીકા કરનાર લોકોએ સ્ત્રીનું પાચિકલ ગૃહકાર્યને ઉપયોગી કામ કરવાનું છે

એવું કહ્યું છે. અર્થાત્ ઝાડૂ કાઢવું, વાસણ માંજવાં, રસોઈ બનાવવી, કપડાં ધોવાં, ઈત્યાદિ કર્મ કરવાનું છે. હાલના સમયમાં મનુષ્ય લોક વાંદરાંની પાસેથી પણ કામ લે છે. શું પ્રાચીન કાલમાં પણ સ્ત્રીલોક એટલી બુદ્ધિ વિનાની ઉત્પન્ન થતી હતી? શું ઝાડૂ દેવાની બુદ્ધિ પણ તેમને બહુ પરિશ્રમથી ઔષધ અને મન્ત્રોના પ્રયોગથી પ્રાપ્ત કરવી પડતી હતી? આ પ્રકારની વ્યાખ્યા હિન્દુ શાસ્ત્રની શોભાને નષ્ટ કરી દે છે સર્વેએ એ જ નિશ્ચય કર્યો છે કે હાલમાં જે અનુકૂલ વાત છે તેને અનુસાર શાસ્ત્રની વ્યાખ્યા કરવી. પરન્તુ તેમ કરવાથી તે લોકનો ધર્મ પાણીમાં ડુબી જાય છે. મન્ત્રની વ્યાખ્યા કરનારે પૂર્વ કલ્પની વાત પણ રહેવા દીધી નથી.

प्राहृतां यज्ञोपवीतिनीमभ्युदानयन् जपेत् सोमोऽददद्गन्धर्वीयेति ॥

गोभि० गृ० सू० प्र० २ ख० १ सू० १९ ॥

અર્થ:—પિતાએ આપેલી તથા આચ્છાદન કરેલી તથા યજ્ઞોપવીત ધારણ કરેલી એવી કન્યાના હસ્તને પોતાના હાથમાં ગ્રહણ કરીને ગૃહમાંથી અગ્નિની સામે લાવીને પતિ "**सोमोऽददत्**" એ મન્ત્રનો જપ કરે. તે પછી કન્યાને જપ કરવાનો **प्र मे प्रतियान** એ મંત્ર પણ (સૂ. ૨૦ માં) કહ્યો છે. પરન્તુ કન્યા **स्वयं जपेदजपन्त्यां ॥ गोभि. गृ. सू प्र. २. ख. १. सू. २१ ॥** અર્થાત્ લજ્જાથી અથવા અન્ય કારણથી કન્યા પોતે મન્ત્રને ન જપે તો પતિ તે મન્ત્રનો જપ કરે. આ પ્રમાણે પૂર્વ મન્ત્ર (સૂ. ૨૦ નો) કન્યાએ જ જપવાનું કહ્યું છે. આ ગૃહ્યસૂત્રના પ્રમાણથી હાલના કાલમાં પણ કન્યાઓને ઉપનયનસંસ્કાર તથા વેદાધ્યયન કરવાનો અધિકાર સિદ્ધ થાય છે. હારીત ઋષિ બે પ્રકારની સ્ત્રીઓ બતાવે છે. એક બ્રહ્મવાદિની, બીજી સદ્યોવધૂ. બાલ અવસ્થામાં જ વૈરાગ્યાદિ સાધનોથી યુક્ત થઈ બ્રહ્મવિચારમાં તત્પર રહેનારી સ્ત્રીઓને બ્રહ્મવાદિની કહે છે. અને શીઘ્ર યોગ્ય વરને ઇચ્છા કરનારી સ્ત્રીઓને સદ્યોવધૂ કહે છે. તેમાં બ્રહ્મવાદિની સ્ત્રીને વેદાધ્યયન, ભિક્ષાચર્યા, આદિ વિવાહના પહેલાં જ સર્વ થાય છે. અને સદ્યોવધૂનો ઉપનયન કરીને વિવાહ થાય છે. તેમને પતિદ્વારા જ શિક્ષા મળતી હતી તેવી રીતે હાલના સમયમાં પણ સ્ત્રીઓની ઇચ્છા અને શક્તિ જોઈને જ વિવાહ કરવાનો નિયમ છે. પરન્તુ સ્ત્રીઓને અશિક્ષિત રાખીને વિષયાસક્ત મનુષ્યોને કુચેષ્ટા કરવાની ઇચ્છા થઈ છે, ત્યારથી ધૂળમાં રમવાના સમયમાં જ વિવાહ કરી દેવો જોઇએ, નહિંતો પિતરો નરકમાં જાય છે, રજનું ભોજન કરે છે, તેને ભણાવવી નહીં જોઇએ, શૂદ્ર અને સ્ત્રી બન્ને તુલ્ય છે—આવી વાત સર્વ પ્રકટ થઈ છે. તેમાં કેટલાક લોક, ભણાવવાની શાસ્ત્રની આજ્ઞા છે, માટે સ્ત્રીઓને અધ્યયન કરાવવું જ જોઇએ એવા નિશ્ચયવાળા નિકળ્યા, ત્યારે તેમનું સમાધાન કરવાને માટે "**पुराकल्पे**" ની વાત કાઢી. પરન્તુ વૈદિક ધર્મ સર્વ કાલને માટે સમાન છે. સામર્થ્ય હોય તો અનુષ્ઠાન કરવાથી યોગ્ય ફળ મળે છે જ.

द्विजस्त्रीणामपि श्रौतज्ञानाभ्यासेऽधिकारिता।
अस्ति शूद्रस्य शुश्रूषोः पुराणेनैव वेदनम् ॥
वदन्ति केचिद्विद्वांसः स्त्रीणां शूद्रसमानताम् । सू०सं०ख०१ अ०७—२०,१॥

અર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યની સ્ત્રીઓને વૈદિક ગ્રન્થો દ્વારા જ્ઞાનાભ્યાસમાં અધિકાર છે. અને દ્વિજાતિની શુશ્રૂષા કરનાર શૂદ્રોને પુરાણ દ્વારા જ જ્ઞાન સંપાદન કરવાનું છે. અને

કોઈ વિદ્વાન્ લોક સ્ત્રીઓની પણ શૂદ્રસમાનતા કહે છે. પરન્તુ આ વાત બરાબર નથી એવો આ શ્લોકનો ભાવ છે.

अन्येषामपि सर्वेषां ज्ञानाभ्यासो विधीयते ।
भाषान्तरेण कालेन तेषां सोऽप्युपकारकः ॥ ,, ॥ २२ ॥

અર્થઃ—જેઓ શૂદ્રથી પણ હીન જાતિના લોક છે તે લોકને માટે પણ જ્ઞાનાભ્યાસનું વિધ ન કરે છે. પરન્તુ તે કાલક્રમથી અધ્યયનની યોગ્યતા કમી થવાથી તત્તત્ દેશની પ્રસિદ્ધ ભાષા દ્વારા જ થવો જોઇએ. તે ભાષામાં ગ્રન્થ બનાવીને શીખવું તે પણ તે લોકને માટે ઉપકારક છે.

અહીં યુગાન્તરની વાત લાવવાની યુક્તિ બને નહીં, કેમકે સૂતસંહિતા દ્વાપરના અન્તમાં અથવા કલિયુગમાં બની છે. તે ગ્રન્થમાં કૃતયુગના ધર્મ કહેવાનો સંભવ જ નથી. માટે ઉપર કહેલા શ્લોકે કલિયુગને માટે અધ્યયનની મર્યાદા કહી છે. જે લોકે સ્ત્રીઓની શૂદ્રસમાનતા કહી છે તેનો નિષેધ પણ પૂર્વ શ્લોકથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. અને દ્વાપરની અન્તમાં અથવા કલિયુગમાં બનેલા ગ્રન્થમાં ક્યાંએ પણ પૂર્વ કલ્પની અથવા પૂર્વ યુગની વાત કહેવી યોગ્ય નથી. તેવી રીતે વેદમાં જે ધર્મ છે તે પણ પૂર્વ યુગને માટે છે અથવા પૂર્વ કલ્પને માટે છે એમ કહી શકતા નથી. તે સર્વ હમેશને માટે છે. શક્તિ કમતી થવાથી તે હાલ કરવામાં મનાઈ કરી છે એમ કહેવું પણ બને નહીં, કેમકે તે નિષેધ જે સ્ત્રીમાં ભણવાની શક્તિ નથી તે ન ભણે એમ હોવું જોઈએ, બીજી રીતે હોઈ શકતું નથી. સર્વની શક્તિ ઘટી ગઈ છે એવો સંભવ નથી. અને એવું જોવામાં પણ આવતું નથી.

હિન્દુઓમાં કલ્પાન્તર અને યુગાન્તરના નામ ઉપરાંત વાતોને ઉડાવવાનો બીજો એક ઉપાય છે. તે શો છે? આ ક્ષેપક છે, આ કોઇએ ઉપરથી લખીને ઘુસાડી દીધું છે, તે આ ગ્રન્થનું નથી. જે વાત પોતાના દુરાચારાદિ રૂપ સ્વાર્થને સિદ્ધ કરતી હોય તે વાતને આજ સુધી કોઇએ સ્વાર્થી લોકોના લેખ છે એમ કહ્યું નથી. મત્સ્યપુરાણમાં કહ્યું છે કે પહેલાં જ્યારે દેવતા અને અસુરોનું યુદ્ધ થયું, ત્યારે અનેક સ્ત્રીઓ ધર્મથી પતિત થઇ છે. ત્યારે તે સ્ત્રીઓએ જઇને ઇન્દ્રની આગળ ફરીઆદ કરી. ઇન્દ્રે તેમને વેસ્યાધર્મથી રહેવાને કહ્યું છે, અને પુણ્ય દિવસમાં બ્રાહ્મણોને ગાય, પૃથ્વી, સુવર્ણ, અન્નાદિ આપવું, અને તે લોકે કહેલા વચનને પણ માનવું-એ પાપનું પ્રાયશ્ચિત્ત છે. હસ્તનક્ષત્ર અથવા પુષ્ય અથવા પુનર્વસુ નક્ષત્ર યુક્ત રવિવારને દિવસ પ્રાયશ્ચિત્તનું વ્રત છે. તે દિવસે ભગવાન્નું પૂજન કરીને—

तत आहूय धर्मज्ञं ब्राह्मणं वेदपारगम् ।
अव्यङ्गावयवं पूज्य गन्धपुष्पार्चनादिभिः ॥ मत्स्युपु० अ० ७०–४२ ॥
शालेयतण्डुलप्रस्थं घृतपात्रेण संयुतम् ।
तस्मै विप्राय सा दद्यान्माधवः प्रीयतामिति ॥ ,, ॥ ४३ ॥

અર્થઃ—પછી વેદના પારંગત, ધર્મને જાણનાર, તથા જેના કોઈ પણ અંગનો ભંગ ન હોય એવા બ્રાહ્મણને બોલાવી ગન્ધ પુષ્પાદિ વડે તેનું પૂજન કરીને, તથા એક પ્રસ્થ ચોખા ઘૃતથી ભરેલા એક પાત્રસહિત, "માધવ પ્રસન્ન થાઓ" એવો સંકલ્પ કરીને તે બ્રાહ્મણને આપવા.

यथेष्टाहारयुक्तं वै तमेव द्विजसत्तमम् ।
रत्यर्थं कामदेवोऽयमिति चित्तेऽवधार्यताम् ॥ " ॥ ४४ ॥

અર્થ:—પછી યથેષ્ટ ભોજન કરાવીને "મારી પાસે રતિને માટે આ સાક્ષાત્ કામદેવ આવેલો છે" એમ ચિત્તમાં ધારણ કરવું.

यद्यदिच्छति विप्रेन्द्रस्तत्तत् कुर्याद्विलासिनी ।
सर्वभावेन चात्मानमर्पयेत् स्मितभाषिणी ॥ " ॥ ४५ ॥

અર્થ:—પછી વિલાસ કરનારી તથા મધુર ભાષણ કરનારી વેશ્યાએ સર્વ પ્રકારના ભાવથી પોતાના શરીરને તે બ્રાહ્મણશ્રેષ્ઠને અર્પણ કરવું. અને તે બ્રાહ્મણ જે જે ઇચ્છા કરે તે સર્વ કરવું. આ પ્રમાણે તેર માસ સુધી કરવું. તેર માસમાં શય્યા આદિ નાના પ્રકારની વસ્તુ, તથા ગાય, તથા સુવર્ણની બનાવેલી પત્ની સહિત કામદેવની મૂર્તિ પણ તેને આપવી.

ततः प्रभृति यो विप्रो रत्यर्थं गृहमागतः ।
संमान्यः सूर्यवारे च स मन्तव्यो भवेत्तदा ॥ " ॥ ७०–९६ ॥

અર્થ:—તે દિવસથી જે બ્રાહ્મણ રતિને માટે ગૃહમાં આવે તેને રવિવારે માન આપવું યોગ્ય છે. તેની આજ્ઞા માનવી યોગ્ય છે. આ પ્રકારનું વ્રત વેશ્યાની પવિત્રતાને માટે મત્સ્યપુરાણના અ. ૭૦ માં તથા પદ્મપુરાણના સૃષ્ટિખણ્ડના અ. ૨૩ માં પણ લખ્યું છે. વેશ્યાનો પ્રતિગ્રહ મહાન્ નિષિદ્ધ છે. પરન્તુ વ્રતના બહાનાથી તેની પાસેથી દાન લેવું અને દુરાચાર કરવો પણ કબુલ કર્યો. કોણ ઋષિએ આવું પ્રાયશ્ચિત્ત કયા વેદમાંથી કાઢયું હશે? અસંભવ તથા અનીતિ હોવાથી પણ પોતાના સ્વાર્થને માટે કોઇ પરીક્ષક લોકે તેને ક્ષેપક કહ્યું નથી. જ્યાં જ્યાં સ્વાર્થમાં હાનિ જુએ છે ત્યાં ત્યાં ક્ષેપક કહીને પોકારવા લાગે છે. આ પ્રકારે સ્વાર્થના નિમિત્તથી જ વૈદિક ધર્મનું પતન થયું છે. સ્ત્રીઓ અથવા અન્ય કોઇને અધ્યયન કરવાથી કોઈ હાનિ થઈ નથી. કૌસલ્યા, કુન્તી, આદિ વિદુષી સ્ત્રીઓએ જ રામચન્દ્ર, અર્જુન, આદિ પુત્રોને સંપાદન કર્યા છે એવી વિદુષી સ્ત્રી જ્યારે ફરીથી પણ થશે, ત્યારે જ ભારતનો ઉદ્ધાર થવાનો છે. અશિક્ષિત કન્યા તથા મૃતકભાષનાં સન્તાનોથી કોઈ ઉન્નતિ થવાની નથી. વિવાહ ગર્ભાધાનાદિ વૈદિક નિયમથી કરવાનું એજ તાત્પર્ય છે કે જેથી સન્તાન ધર્માત્મા તથા સુયોગ્ય ઉત્પન્ન થાય. કન્યા અને વરમાં ગુણ નહીં હોવાથી મહાન્ વૈદિક વિધિથી પણ વિવાહ કરવા છતાં પણ તેમાં યોગ્ય સન્તાન થતાં નથી. એક કૂતરો અને કૂતરીનો ખૂબ ધામધૂમથી વિવાહ કરવાથી તેનાં સન્તાન કદાપિ સિંહ જેવાં પરાક્રમી થશે નહીં. તે જ વાત અહિંના ધામધૂમના વિવાહની છે.

यद्वर्णा तु भवेद्भूमिस्तद्वर्णा सलिलं ध्रुवम् ।
मातॄणां शीलदोषेण,तथा रूपगुणैः पुनः ॥ ब्रह्म.पु.म.भा.उ.पो.पा.अ.७–५६॥
विभिन्नास्तु प्रजाः सर्वास्तथा ख्यातिवशेन च ॥ " ॥ ५७ ॥

અર્થ:—પૃથ્વીનો રંગ જે પ્રકારનો હોય છે તે પ્રકારના રંગનું જલ હોય છે તે નિશ્ચય છે. તેવી રીતે માતાના શીલના દોષથી પ્રજા સર્વ ભિન્ન ભિન્ન દોષવાળી થાય છે. અને માતાના રૂપ અને ગુણોથી જ પુત્રોમાં રૂપ અને ગુણ હોય છે. અને માતાની ખ્યાતિ (કીર્તિ)ને અનુસાર પુત્રમાં ખ્યાતિ પણ હોય છે.

આ પ્રમાણે માતાના ગુણુ દોષને અનુસાર સન્તાનોના ગુણુ દોષ કહેલા છે. પુત્ર સારો હોવાની સર્વ કોઈ ઈચ્છા રાખે છે. માતાને ગુણવતી બનાવવાને માટે ઈચ્છા કરતા જોવામાં આવતા નથી. તે લોકના મનોરથ પણ પૂર્ણ થવાના નથી.

**अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् ।**
**नोद्वाहयेत्पिता बालामज्ञातधर्मशासनाम् ॥** महा० नि० तन्त्रम् ॥

અર્થઃ—જે કન્યા પતિની સાથે વર્તાવ કરવાની મર્યાદા જાણતી નથી, અને પતિની સેવા પણ જાણતી નથી, તથા જે કન્યાને ધર્મનું શિક્ષણ પણ મળ્યું નથી એવી કન્યાનો વિવાહ પિતા ન કરે અર્થાત્ પતિની સેવા તથા ધાર્મિક શિક્ષણ આપ્યા પછી જ તેનો વિવાહ કરવો જોઈએ.

વળી "**इयं नार्युपब्रूते**" એ મન્ત્રને કન્યા બોલે. **मान. गृ. सू. पु. १. ख. ११ सू. १२ ।** આ પ્રમાણે અનેક ગ્રન્થમાં વિવાહ પ્રકરણમાં કન્યાને બોલવાના મન્ત્ર લખ્યા છે. તથાપિ તે મંત્રોની વ્યવસ્થામાં એવો જ નિર્ણય સર્વેએ કર્યો છે કે જેટલા મંત્ર વિવાહમાં ઉપયોગી હોય તેટલા જ મન્ત્ર કન્યાને ભણાવે. આ પણ એક વિલક્ષણ આશ્ચર્યની વાત છે. શું એક ગ્રન્થનાં દસ પાનાં ભણી શકે, અધિક ભણે તો પાપ લાગે?

વળી સ્ત્રીઓની શૂદ્ર સાથે સમાનતા બતાવનારે વિચારવા યોગ્ય છે કે આવી નિકૃષ્ટ સ્ત્રીઓ યજ્ઞમાં કેવી રીતે સાથે બેસી શકે છે, અને તેના હાથની બનેલી રસોઈ કેવી રીતે જમી શકે છે? તે સર્વ વાતોનો વિચાર કરનાર કોઈ પણ સ્ત્રીઓને શૂદ્ર સમાન નહીં કહી શકે છે. ઉપનયનાદિ સંસ્કાર નહીં હોવાથી સ્ત્રીઓની શૂદ્રોની સમાનતા તો બરાબર જ છે. તેમની વ્રાત્યતા નિમિત્ત જ તેમની શૂદ્ર સાથે સમાનતા છે, બીજા કારણથી નહીં.

**पतत्यर्धशरीरस्य यस्य भार्या सुरां पिबेत् ।**
**पतितार्धशरीरस्य निष्कृतिर्न विधीयते ॥** वसि० स्मृ० अ० २१–१६ ॥

અર્થઃ—જેની સ્ત્રી દારૂ પીએ છે તેના શરીરના અડધા ભાગથી તે મનુષ્ય પતિત થાય છે. અને જેનું અડધું શરીર પતિત થયુ છે તેનું પ્રાયશ્ચિત્ત હોઈ શકતુ નથી.

આ પ્રકારના શ્લોક પત્નીના ભક્ષ્યાભક્ષ્ય તથા પેયાપેયના દોષ પણ પતિને પતિત થવામાં કારણ કહ્યું છે. શું બ્રાહ્મણાદિ સ્ત્રીઓના ઉપનયનાદિ સંસ્કાર નહીં હોવાથી જે વ્રાત્યતા છે તે તેમના પતિના પતિત થવામાં કારણ નથી? અર્થાત્ અવશ્ય પતિત થવામાં કારણ છે. અમારા ધર્મશાસ્ત્રમાં દોષ લખ્યો નથી, અને મન્ત્ર વિના અમે સ્ત્રીના પણ સંસ્કાર કરીએ છીએ, એમ કહેવાથી નહીં ચાલે. કંઈક યુક્તિ પણ અહીં કહેવી પડશે. યુક્તિ વિના મનઘટિત વાત કોઈ પણ કહે તો તે પરિત્યાગ કરવી જોઈશે, મન્ત્ર વિનાના સંસ્કારથી જે શુદ્ધિ થાય છે તે સ્નાનાદિથી અધિક નથી. વૈદિક ધર્મમાં સર્વ મન્ત્ર સહિત ક્રિયાથી શુદ્ધિ માની છે. તેથી આ વાત સિદ્ધ છે. જે સ્ત્રીના સંસ્કાર થયા નથી તેના પતિના સંસ્કાર થવાથી પણ અવશ્ય અર્ધ શરીરથી તો શું, પરન્તુ સંપૂર્ણ શરીરથી તે પતિત જ છે. તેને વૈદિક કર્મનું પૂર્ણ ફલ કદાપિ મળવાનું નથી. આ કારણથી સત્કર્મ કરવાની ઈચ્છા વાળા મનુષ્યે અવશ્ય સ્ત્રીના પણ વૈદિક સંસ્કાર કરાવવા જોઈએ, તથા તેમને વેદનું અધ્યયન કરાવવું જોઈએ.

શૂદ્ર, શ્વપચ, આદિને પણ વિદ્યા ભણવાનો અધિકાર છે. તેથી એક ચણ્ડાલનો પુત્ર વેદની સંહિતા ભણવાને માટે તૈયાર થઈ જાય, તથા એક પણ્ડિત તેને ભણાવવાને માટે તૈયાર થાય એમ કહેવાનું તાત્પર્ય નથી. વેદ ભણવાને યોગ્ય અધિકારી હાલના સમયમાં દ્વિજાતિમાં પણ બહુ કમ છે. અમે વેદ ભણ્યા છીએ એ પ્રકારની વાણી માત્ર કહેવાથી અથવા બે ચાર મન્ત્ર શિખવાથી કોઇપણ કૃતકૃત્ય થતા નથી. વૈદિક નિયમને અનુસાર વિવાહિત થયેલા યોગ્ય માતાપિતામાં ઉત્પન્ન થયેલા જે પુત્રને ક્રમે સંસ્કાર કરાવીને બ્રહ્મચર્યાશ્રમમાં પ્રવૃત્ત કર્યો હોય તે પુત્રે બ્રહ્મચારીને માટે શાસ્ત્રમાં કહેલા ધર્મનું પાલન કરીને નિયમપૂર્વક ભણવામાં આવેલા વેદ જ મનુષ્યને ફળ આપનાર થાય છે. અન્યાયથી ધન ઉપાર્જન કરીને લગાવેલા અન્નક્ષેત્રની મુષ્ટિ અનાજ ખાઈને ગુરૂ પીરની ખબર વિનાં પંદર રૂપીઆના નોકર વેદપાઠીની પાસેથી કંઈ રૂદ્રી આદિ ભણ્યા તે ગાસલેટના કોડીઆના દીવાના પ્રકાશમાં બેસીને યાદ કરી લીધુ તો તે વેદ લાલાજીના ઘરમાં જઈને સંભળાવી એક સમયનું ખાવાનું સીધુ લેવાના ચાર આના દક્ષિણા લેવાને જ ઉપયોગી થાય છે. બીજું પરલોક સંબંધી પુણ્ય અથવા આ લોક સંબંધી જે ફલ બતાવ્યું છે તે તે લોકને મળવાનું નથી. વેદ ભણનારને કમમાં કમ બાર વર્ષના બ્રહ્મચર્યની જરૂર છે. તે વ્રત પૂર્ણ થતા સુધી ગુરૂકુલમાં જ તેણે રહેવું જોઈએ. ત્યાં રહીને ગુરૂ શુશ્રુષા આદિ ધર્મનું પાલન કરતા સતા વેદ ભણવાની મર્યાદા છે. વેદમાં પણ કેટલાંક સકામ કર્મનાં ફળ પ્રાપ્ત કરવાને માટે તે કર્મને ઉપયોગી મન્ત્રોને પ્રત્યેક વ્રતની સાથે શિખવાની આજ્ઞા છે. તેવી રીતે શિખેલા વેદ ઇચ્છાનુસાર ફળ આપે છે.

**ब्रह्म रक्षति ब्रह्मचारिणा भृतम् ॥** अथ.वे.सं का. ११ अ.३ सू. ७ ॥

અર્થ:—બ્રહ્મચારીએ નિયમપૂર્વક અધ્યયન કરીને સંપાદન કરેલા વેદ રૂપ બ્રહ્મ સર્વ પ્રાણી માત્રની રક્ષા કરવામાં સમર્થ છે.

આ મન્ત્રે વ્રત સહિત અધ્યયન કરેલા વેદને જ ફળવાળા કહ્યા છે.

પૂર્વકાલમાં વિદ્વાન્ લોક સદાચારી વેદપાઠી મન્ત્રોનું ઉચ્ચારણ માત્ર કરીને વર્ષા આદિ કરાવી લેતા હતા. તેનું કારણ તે મન્ત્રને તે લોકોએ વ્રતની સાથે અધ્યયન કરીને તેનો જપ કરેલો છે. તેથી તે મન્ત્ર તેમને ફળ આપે છે. તે મન્ત્રો હાલ છે. તથાપિ તેમને ભણવાથી પાણીનું કોઈ બુંદ પણ પડતું નથી. પાશુપત, તથા સુદર્શન, અશ્વારૂઢ, અથવા બલાતિબલ, આદિક મન્ત્ર હાલ પણ છે. તથાપિ તેનું કાંઇ પણ ફલ જોવામાં આવતું નથી. પાશુપતાસ્ત્ર મન્ત્રને ભણીને બાણ છોડે તો આજકાલ કાગડા પણ મરતા નથી. બલાતિબલનો જપ કરવાથી કોઈની ક્ષુધા પિપાસા નિવૃત્ત થતી જોતા નથી. અશ્વારૂઢ મન્ત્રથી સર્વ વિશ્વનો જય કરી શકાય છે. પરન્તુ હાલ એક મનુષ્યનો જય કરવામાં તે કામ આવતો નથી, કારણ કે તેમનું અનુષ્ઠાન જે વ્રત સહિત કરવાનું હતું તે સર્વ નષ્ટ થયું. તેથી કોઇનું પણ ફળ જોવામાં આવતું નથી. યજ્ઞાદિ કરવાથી જે સ્વર્ગાદિ ફળ બતાવ્યું છે તે પણ પૂર્વે કહેલા નિયમપૂર્વક વેદ ભણેલા કર્મનિષ્ઠ આચાર્ય તે પ્રકારે વૈદિક ધર્માવલંબી યજમાનને કરાવે તો પ્રાપ્ત થાય છે, નહિંતો તે પણ નિષ્ફલ જાય છે. અથવા અનર્થ ફલ આપનાર થાય છે, કેમકે **नास्ति यज्ञसमो रिपुः ॥** યજ્ઞ જેવો મહાન્ કોઈ રિપુ નથી. માટે યોગ્ય આચાર્ય, મન્ત્ર તથા વિધિનો અભાવ હોતાં યજ્ઞ પણ શત્રુની તુલ્ય નાશ કરનાર થાય છે.

આ પ્રમાણે શાસ્ત્રના વિચારથી જોતાં વેદના અધિકારી લોક દ્વિજાતિમાં પણ થોડા જ નિકળશે. જ્યારે દ્વિજાતિમાં પણ વેદભણવાના અધિકારી થોડા છે તો બાકી હીન જાતિમાં તેના અધિકારી કેવી રીતે હોવાના છે? અર્થાત્ હોવાનો અસંભવ છે. માટે મનુષ્યે દુરાગ્રહ છોડીને પોતાના પ્રયત્નની સફલતા પ્રાપ્ત કરવાને માટે સામર્થ્યને અનુસાર જ કાર્યનો આરંભ કરવો ઉચિત છે. તેથી જેને બ્રહ્મચર્યાશ્રમની મર્યાદા પાલન કરીને વેદનુ અધ્યયન કરવાનું સામર્થ્ય હોય તે દ્વિજાતિ અથવા અનુલોમ સંકર જાતિ વેદનું અધ્યયન કરે. બીજા અસમર્થ દ્વિજાતિ લોક વેદના સંપૂર્ણ ભાગનુ અધ્યયન છોડીને સન્ધ્યાવન્દનાદિ ગાયત્રી આદિક શિખીને શાસ્ત્રના અધ્યયન દ્વારા જ્ઞાન સંપાદન કરે. તેમાં પણ અસમર્થ દ્વિજાતિ સન્ધ્યાવન્દનાદિ શિખીને પુરાણો, ધર્મશાસ્ત્રો અને ઇતિહાસનો વિચાર કરે. તેથી અતિરિક્ત સદાચારી સત્ શૂદ્ર પુરાણ તથા ભારતાદિ ઇતિહાસ તથા ધર્મશાસ્ત્રનું અધ્યયન કરે. બાકી સર્વ મનુષ્ય પ્રત્યેક દેશની ભાષામા બનાવેલા ગ્રન્થો દ્વારા જ્ઞાન તથા ધર્મને જાણે. તેમની સ્ત્રીઓ પણ તે જ પ્રકારે અધ્યયન કરે તો અધ્યયનનું ફળ સર્વ લોકોને મળી શકે છે. ખોટો આગ્રહ રાખવાથી મનુષ્યના પ્રયત્ન નિષ્પ્રયોજન થાય છે. માટે તેવા આગ્રહને છોડીને પોતાના પ્રયોજનમાં દૃષ્ટિ રાખીને કામ કરવુ તે જ સુખનું કારણ છે. પૂર્વકાલમાં શૂદ્રને પણ વેદ ભણવાનો અધિકાર હતો એવુ શાસ્ત્રના લેખથી સિદ્ધ થાય છે.

न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥

ना. पु. पू. ख. अ. ४३–५६ ॥ शा. प. अ. १८८–१० ॥

અર્થ:—વર્ણોમાં કોઈ વિશેષતા નથી. આ સર્વ જગત્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે. અને બ્રહ્માજીએ પ્રથમ સૃષ્ટિ કરેલી પ્રજા કર્મથી વર્ણતાને પ્રાપ્ત થઇ છે.

कामभोगाः प्रियास्तीक्ष्णा क्रोधनाः प्रियसाहसाः ।
त्यक्तस्वधर्मा रक्ताङ्गास्ते द्विजाः क्षत्रतां गताः ॥ ,, ॥ ५७ ॥

અર્થ:—વિષયોને ભોગવનાર, અને વિષયભોગ જેઓને પ્રિય છે, તથા તીક્ષ્ણ સ્વભાવવાળા છે, તથા ક્રોધ તથા સાહસ પ્રિય છે અર્થાત્ સાહસ કરવામાં રૂચિવાળા છે, અને બ્રાહ્મ ધર્મનો જેમણે પરિત્યાગ કર્યો છે એવા રજોગુણપ્રધાન( रक्ताङ्गाः ) જે બ્રાહ્મણ ( द्विजाः ) હતા તેઓ ક્ષત્રત્વને પ્રાપ્ત થયા છે. અને—

गोभ्यो वृत्तिं समास्थाय पीताः कृष्युपजीविनः ।
स्वधर्मान्नानुतिष्ठन्ति ते द्विजा वैश्यतां गताः ॥ ,, ॥ ५८ ॥

અર્થ:—પશુ વડે થતી ખેતી આદિ વૃત્તિનો સ્વીકાર કરીને તે વડે જીવન ચલાવનાર, તથા રજોગુણ અને તમોગુણ સ્વભાવ વાળા ( पीता. ) અને બ્રાહ્મણના ધર્મ( स्वधर्मान् )નું અનુષ્ઠાન નહી કરનાર જે બ્રાહ્મણ (द्विजा·) હતા તેઓ વૈશ્યત્વને પ્રાપ્ત થયા છે. અને—

हिंसानृतप्रिया लुब्धाः सर्वकर्मोपजीविनः ।
कृष्णाः शौचपरिभ्रष्टास्ते द्विजाः शूद्रतां गताः ॥ ,, ॥ ५९ ॥

અર્થ:—બીજાને દુઃખ દેવામાં તથા મિથ્યા બોલવામાં જેઓને પ્રેમ હતો, તથા સર્વ પ્રકારના ધંધા કરીને જીવન ચલાવનાર, તથા તમોગુણ સ્વભાવવાળા (कृष्णाः) તથા શૌચથી ભ્રષ્ટ થયેલા જે બ્રાહ્મણ (द्विजाः) હતા તેઓ શૂદ્રત્વને પ્રાપ્ત થયા છે.

इत्येतैः कर्मभिर्व्यस्ता द्विजा वर्णान्तरं गताः ।
धर्मो यज्ञक्रिया तेषां नित्यं न प्रतिषिध्यते ॥ म. भा. शा. प. अ. १८८—१४॥

અર્થ:—આ પ્રમાણે પ્રથમ કર્મથી ભિન્ન થયેલા બ્રાહ્મણો જાત્યન્તર (જાતિભેદ)ને પ્રાપ્ત થયા છે. અને તે લોકને માટે ધર્માચરણ તથા યજ્ઞાદિક વૈદિક કર્મનો હમેશને માટે નિષેધ કરતા નથી.

इत्येतचतुरो वर्णा येषां ब्राह्मी सरस्वती ।
विहिता ब्रह्मणा पूर्वं लोभात्त्वज्ञानतां गताः ॥ ,, ॥ १५ ॥

અર્થ:—આ ચાર વર્ણ છે, જેમને માટે બ્રહ્માજીએ પૂર્વે આ વેદરૂપી સરસ્વતી (વિદ્યા)નું વિધાન કર્યું છે. છતાં લોભ રૂપી દોષથી શૂદ્ર લોક તમોભાવને પ્રાપ્ત થઈ વેદમાં અનધિકારી થઈ ગયા છે.

વળી હાલના સમયના કેટલા ક્ષત્રિય તથા વૈશ્ય લોક પણ લોભથી તમો ભાવને પ્રાપ્ત થઈને વેદનો પરિત્યાગ કરવાથી વેદમાં અનધિકારી થયેલા જોવામાં આવે છે. વળી કેટલાક બ્રાહ્મણ લોક પણ વેદના અનધિકારી થતા જાય છે. તે પ્રમાણે જે કોઇ સંસ્કાર અને વેદના અધ્યયનનો પરિત્યાગ કરશે તે સર્વ અનધિકારી થશે. એટલે અજ્ઞાનથી વેદનો પરિત્યાગ કરેલા પ્રાચીન બ્રાહ્મણ રૂપ હાલના સમયના શૂદ્રને સંસ્કાર દ્વારા અધ્યયનાદિમાં પ્રવર્ત કરાવવા યોગ્ય છે.

વળી વેદમાં કેટલીક અનુલોમ વર્ણસંકર જાતિને પણ ઉપનયન તથા અગ્નિહોત્રનું વિધાન કરવામાં આવ્યું છે.

निषादरथकारयोराधानादग्निहोत्रं दर्शपूर्णमासौ च नियम्येते ॥
स० आ० श्रौ० सू० प्र० ३ प० १ ॥

અર્થ:—નિષાદ અને રથકાર એ બંનેને આધાનનું વિધાન હોવાથી અગ્નિહોત્ર તથા દર્શ-પૂર્ણમાસનો પણ નિયમ કરે છે.

આ શ્રૌતસૂત્રથી તથા "निषादस्थपतिं याजयेत्"—નિષાદસ્થપતિને યજન કરાવે—આ મન્ત્રથી પણ નિષાદને અગ્નિઆધાનાદિક સિદ્ધ થાય છે. બ્રાહ્મણથી શૂદ્રીમાં ચોરીથી ઉત્પન્ન થયેલા પુત્રને નિષાદ કહ્યો છે, અને તેની સાથે વિવાહથી ઉત્પન્ન થયેલા પુત્રને પારશવ કહે છે. વળી—

ऋभूणां त्वा देवानां व्रतपते व्रतेनाऽऽदधामीति रथकारस्य ॥
कृ० य० वे० तै० ब्रा० का० १ प्र० १ अ० ४ ॥

અર્થ:—રથકારના ઋભુ દેવતા છે. તેથી ऋभूणाम् એ મન્ત્રથી રથકારનું આધાન થાય છે. વળી—

माहिष्येण करण्यां तु रथकारः प्रजायते । या० स्मृ० अ० १—९४ ॥

અર્થ:—કરણી જાતિની સ્ત્રીમાં માહિષ્ય જાતિના પુરૂષથી રથકાર નામનો પુત્ર ઉત્પન્ન થાય છે. અને વૈસ્યામાં ક્ષત્રિયથી ઉત્પન્ન થયેલા પુત્રને માહિષ્ય કહે છે, અને શૂદ્રમાં વૈસ્યથી ઉત્પન્ન થયેલી પુત્રીને કરણી કહે છે. આ પ્રમાણે આ રથકાર ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્ર એ ત્રણ જાતિની સંકરજાતિ છે. વળી—

क्षत्रियवैश्यानुलोमान्तरोत्पन्नो रथकारस्तस्येज्यादानोपनयनसंस्कारक्रिया: ॥

અર્થ:—ક્ષત્રિય અને વૈસ્યના અનુલોમ સંકરથી ઉત્પન્ન થયેલા રથકારને યજ્ઞ, દાન, ઉપનયનસંકારની ક્રિયામાં અધિકાર છે. આ શંખ ઋષિનું કથન છે. અને તે પૂર્વોક્ત શ્લો. ૯૫ની મિતાક્ષરા ટીકામાં આપેલું છે.

આ પ્રમાણે રથકાર તથા નિષાદને પણ ઉપનયન અને અગ્નિઆધાન આદિ સિદ્ધ થાય છે. તો પછી કેવળ દુરાચારમાં તત્પર થઈને ધર્મને પરિત્યાગ કરનાર મનુષ્યને છોડી સર્વ મનુષ્યને ઉપનયન વૈદિક સંસ્કારમાં અધિકાર છે. કેવળ આચાર શૂન્યને નથી.

અને જે જે મનુષ્યમાં સ્નાન શૌચ નથી, તથા ભક્ષ્યાભક્ષ્ય, ગમ્યાગમ્યના વિચાર રૂપ સદાચાર નથી તેમને સદાચાર શિખવી વૈદિક ધર્મમાં પ્રવૃત્ત કરવા તે ઉચ્ચ જાતિનું કર્તવ્ય છે. જે મતમાં રહેનાર મનુષ્યને તે મતના ગ્રન્થનું અધ્યયન કરવાનો અધિકાર નથી તથા તે મતના દેવની પૂજા કરવાનો અધિકાર નથી, તથા તે મતનો પ્રચાર કરનાર ઉપદેષ્ટા લોકોની સાથે પૂર્ણ રીતે સંબન્ધ પણ રાખી શકતા નથી, તથા શાસ્ત્ર સાંભળવાનો પણ અધિકાર નથી, તો તેણે તે મતનો અવશ્ય પરિત્યાગ કરવો જોઈએ, કેમકે તેને તે મતમાં રહેવાથી કોઈ પ્રયોજન નથી તેનો હમેશાં ખ્યાલ રાખવા યોગ્ય છે. માટે શાસ્ત્રનું અધ્યયન સર્વથી પહેલું જ છે. અને શાસ્ત્ર સિદ્ધાન્તને અનુસાર ગર્ભાધાનાદિ સંસ્કાર જેમાં છે, અને બ્રહ્મચર્યાશ્રમમાં રહીને જેણે વેદનું અધ્યયન કર્યું છે, અને બ્રાહ્મ આદિ વિવાહના ક્રમથી વિવાહ કરેલો છે, સન્ધ્યાવન્દન આદિ નિયમપૂર્વક કરે છે, તથા અગ્નિ ઉપાસના અને અતિથિ સત્કાર આદિ જેના ઘરમાં નિયમથી છે તે આર્ય પ્રજા વૈદિક ધર્મી તથા ગૃહસ્થાશ્રમી કહેવાય છે. અને જેની પત્નીને ઉપનયનાદિ સંસ્કાર થયા નથી તે અડધો વૈદિક ધર્મી કહી શકાય છે, કેમકે પુરૂષના શરીરનો અડધો ભાગ પત્નીને કહ્યો છે. અને જેની પત્ની રૂપ અડધો ભાગ સંસ્કૃત નથી તે મનુષ્ય પણ અર્ધસંસ્કૃત જ છે. અને જેની પત્ની સંસ્કૃત છે તે જ પૂર્ણ સંસ્કૃત છે. માટે સંપૂર્ણ વૈદિકોનું અભિમાન રાખનાર સ્ત્રી પુરૂષ સર્વેએ સંસ્કાર દ્વારા શાસ્ત્રના અધ્યયનને માટે પ્રયત્ન કરવો યોગ્ય છે.

ઈતિ અધ્યયનસમાલોચન અ. ૨. સમાપ્ત.

## અધ્યાય. ૩.

### વિવાહસમાલોચન

વિવાહના વિષયમાં આર્યપ્રજામાં ભિન્ન ભિન્ન પ્રકારના વાદવિવાદ છે. આ વાદવિવાદ ઉપર વિચાર કરવાનું પ્રયોજન નથી, કારણ કે વિષયાસક્ત પ્રાણી જગત્ વ્યવહારમાં લોકોને સારી લાગે અને પોતાનો સ્વાર્થ પૂર્ણ થાય તેવી અનેક પ્રકારની વાતો બનાવે છે, અને તે વાતોને સિદ્ધ

કરવાને માટે શાસ્ત્રોને તપાસે છે. પરંતુ શાસ્ત્રાનુસાર ધર્મમાર્ગમાં ચાલીને પોતાનું કલ્યાણ પ્રાપ્ત કરનાર મનુષ્ય હમેશાં થોડા હોય છે. પહેલાં પણ થોડા હતા. જે તપસ્વી અને વીતરાગી મનુષ્ય છે તેજ વિવાહધર્મના તત્ત્વનું પાલન કરી શકે છે. અન્ય કોઈ ઋષિ અથવા સમર્થ દેવતા લોક પણ આ ધર્મનું યથાર્થ રીતે પાલન કરી શક્યા નથી, તો મનુષ્યોનું તો કહેવું જ શું. સ્ત્રી તથા પુરૂષના સંયોગથી પ્રજાની ઉત્પત્તિ થશે એ ઇશ્વરનો કરેલો નિયમ છે. એ નિયમનું કોઈ પણ ઉલ્લંઘન કરી શકશે નહિં. એ નિયમના બળથી મનુષ્યો વિવાહ કર્યા વિના પણ એ માર્ગમાં પ્રવૃત્ત થશે, કેમકે મનુષ્ય તો શું, સંપૂર્ણ પ્રાણીઓના શરીરની રચના જ એવી છે. તેટલા માટે વખતને અનુસાર પશુ આદિકોની સમાન મનુષ્ય પણ તેમાં પ્રવૃત્ત થાય છે.

જે સાધારણ કાર્યમાં મનુષ્યની સ્વભાવથી પ્રવૃત્તિ થાય છે તેમાં પાપનું કે પુણ્યનું કારણ હોતું નથી. ભોજન, નિદ્રા, આદિની પ્રવૃત્તિ સ્વભાવથી થાય છે. તેમાં કોઈ પાપ અથવા પુણ્ય કારણ નથી. તે પ્રમાણે પ્રાણીઓને દેહધર્મની અનુસાર સ્ત્રીગમન કરવાની ઇચ્છા સ્વભાવથી જ થાય છે. તે પણ પાપ અથવા પુણ્યનું કારણ નથી. આ વિચારથી પહેલાંના વખતમાં અન્ન જલાદિક ભોગ્ય પદાર્થની સમાન સ્ત્રીઓ પણ હતી. કોઈને પણ કોઈ કાર્યમાં પ્રતિબંધ નહોતો.

પાણ્ડુ રાજા કુન્તીના પ્રતિ કહે છે કે—

अनावृताः किल पुरा स्त्रिय आसन्वरानने ।
कामचारविहारिण्य स्वतन्त्राश्चारुहासिनि ॥ म. भा. आ. प. अ. १२२—४ ॥

અર્થઃ—હે સુન્દરી! પૂર્વ કાળમાં સ્ત્રીઓને કોઇ પણ વાતમાં પ્રતિબંધ નહોતો. હે મધુરહાસિનિ! પહેલાં સ્ત્રીઓ સ્વતંત્ર હતી અને ઇચ્છાનુસાર વિચરીને વિહાર કરતી હતી.

तासां व्युचरमाणानां कौमारात्सुभगे पतीन् ।
नाधर्मोऽभूद्वरारोहे स हि धर्मः पुराऽभवत् ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—હે સુંદરી! કુમારી અવસ્થાથી જ વ્યભિચાર કરવામાં તેમને કોઈ અધર્મ નહોતો, કારણ કે પહેલાં તેવો જ ધર્મ હતો.

प्रमाणदृष्टो धर्मोऽयं पूज्यते च महर्षिभिः ।
उत्तरेषु च रंभोरु कुरुष्वद्यापि पूज्यते ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—મહર્ષિ લોકો પણ પ્રમાણથી બનાવેલા આ ધર્મનો આદર કરતા હતા. હે સુંદરિ! ઉત્તર કુરૂઓમાં અત્યાર સુધી આ ધર્મનો સત્કાર થાય છે. અર્થાત્ ઉત્તર કુરૂઓમાં હજુ પણ આવો ધર્મ છે.

स्त्रीणामनुग्रहकरः स हि धर्मः सनातनः ।
अस्मिंस्तु लोके न चिरान्मर्यादेयं शुचिस्मिते ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—કેમકે આ સનાતન ધર્મ સ્ત્રીઓ ઉપર અનુગ્રહ રૂપ છે. પરંતુ થોડા વખતથી આ વિષયમાં આ મર્યાદા થઇ છે.

स्थापिता येन यस्माच्च तन्मे विस्तरतः शृणु ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—જેણે જે કારણથી આવી મર્યાદા સ્થાપન કરી છે તે તું મારી પાસેથી વિસ્તારથી સાંભળ.

बभूवोद्दालको नाम महर्षिरिति नः श्रुतम् ।
श्वेतकेतुरिति ख्यातः पुत्रस्तस्याभवन्मुनिः ॥ „ ॥ १० ॥

અર્થઃ—પહેલાં ઉદ્દાલક નામના એક ઋષિ હતા. તેમને શ્વેતકેતુ નામનો પુત્ર હતો. તેણે આ ધર્મની મર્યાદાને સ્થાપન કરી છે એવું મેં સાંભળ્યુ છે.

मर्यादेयं कृता तेन धर्म्या वै श्वेतकेतुना ।
कोपात्कमलपत्राक्षि यदर्थं तान्निबोध मे ॥ „ ॥ ११ ॥

અર્થઃ—હે કમલ સમાન નેત્રાવાળી! જે કારણથી શ્વેતકેતુએ ક્રોધથી આ ધર્મની મર્યાદા સ્થાપન કરી છે તે તું મારી પાસેથી સાંભળ.

श्वेतकेतोः किल पुरा समक्षं मातरं पितुः ।
जग्राह ब्राह्मणः पाणौ गच्छाव इति चाब्रवीत् ॥ „ ॥ १२ ॥

અર્થઃ—એક વખત એક બ્રાહ્મણ શ્વેતકેતુના પિતાના દેખતાં શ્વેતકેતુની માતાનો હાથ પકડી તેને કહેવા લાગ્યો—આપણે બે ચાલો જઈએ.

ऋषिपुत्रस्ततः कोपं चकारामर्षचोदितः ।
मातरं तां तथा दृष्ट्वा नीयमानां बलादिव ॥ „ ॥ १३ ॥

અર્થઃ—ઋષિના પુત્ર શ્વેતકેતુએ બીજા પુરૂષને પોતાની માતાને પરાણે લઇ જતો જોઈ તેને સહન ન કરવાથી ક્રોધાયમાન થયો.

क्रुद्धं तं तु पिता दृष्ट्वा श्वेतकेतुमुवाच ह ।
मा तात कोपं कार्षीस्त्वमेष धर्मः सनातनः ॥ „ ॥ १४ ॥

અર્થઃ—ત્યારે તેના પિતા ઉદ્દાલક ઋષિ શ્વેતકેતુને ક્રોધ યુક્ત જોઈને કહેવા લાગ્યા કે હે પુત્ર! તું ક્રોધ કરીશ નહિં. આ સનાતન ધર્મ છે.

अनावृत्ता हि सर्वेषां वर्णानामङ्गना भुवि ।
यथा भावस्थितास्तात स्वे स्वे वर्णे तथा प्रजाः ॥ „ ॥ १५ ॥

અર્થઃ—સ્ત્રીઓ સર્વને માટે ઉઘાડી છે. તેટલા માટે સર્વ વર્ણની સ્ત્રીઓ સર્વની સાથે મળે છે. જેમ પશુ પોતાની જાતના સર્વ પશુઓ સાથે વ્યવહાર કરે છે, તેમ મનુષ્યો પણ પોતપોતાની વર્ણમાં સર્વ સાથે વ્યવહાર કરે છે.

ऋषिपुत्रोऽथ तं धर्मं श्वेतकेतुर्न चक्षमे ।
चकार चैव मर्यादामिमां स्त्रीपुंसयोर्भुवि ॥

અર્થઃ—ઋષિનો પુત્ર શ્વેતકેતુ આ ધર્મને સહન ન કરી શક્યો. તેણે સંસારમાં સ્ત્રી અને પુરૂષો માટે મર્યાદા કરી કે—

व्युच्चरन्त्याः पतिं नार्या अद्यप्रभृति पातकम् ।
भ्रूणहत्यासमं घोरं भविष्यत्यसुखावहम् ॥ „ ॥ १८ ॥

भार्यां तथा व्युचरतः कौमारब्रह्मचारिणीम् ।
पतिव्रतामेतदेव भविता पातकं भुवि ॥ " ॥ १९ ॥

અર્થ:—આજથી જો સ્ત્રી પતિને છોડી વ્યભિચાર કરશે તો તેને અતિ દુઃખદાયી બ્રહ્મહત્યાનું પાપ લાગશે. જો પુરુષ આ ભૂમંડલમાં કુમાર અવસ્થાની બ્રહ્મચારિણી પતિવ્રતા સ્ત્રીને છોડી પરસ્ત્રી સાથે સંયોગ કરશે તો તેને પણ તેવું પાપ લાગશે.

इति तेन पुरा भीरु मर्यादा स्थापिता बलात् ।
उद्दालकस्य पुत्रेण धर्म्या वै श्वेतकेतुना ॥ " ॥ २१ ॥

અર્થ:—હે ભીરૂ ! તે ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ બલપૂર્વક આ ધર્મની મર્યાદા કરાવી છે. પરંતુ પ્રાચીન ધર્મ એવો ન હતો. તેટલા માટે પુત્ર નહિં હોવાથી પતિની આજ્ઞાથી પર પુરુષથી પુત્ર ઉત્પાદન કરવામાં દોષ નથી સૌદાસની સ્ત્રી મદયંતીએ પતિની આજ્ઞાથી મહર્ષિ વસિષ્ઠથી અશ્મક નામનો પુત્ર ઉત્પાદન કર્યો હતો.

વળી કૌરવોનો વંશ વધારવાને માટે ભગવાન્ કૃષ્ણદ્વૈપાયનથી અમારો જન્મ થયો છે. આ સર્વનો વિચાર કરીને ધર્મને અનુસાર અમારા વચનનો સ્વીકાર કરવો તે તમારે માટે યોગ્ય છે.

ऋतावृतौ राजपुत्रि स्त्रिया भर्ता पतिव्रते ।
नातिवर्तव्य इत्येवं धर्मं धर्मविदो विदुः ॥ " ॥ २६ ॥

અર્થ:—હે પતિવ્રતે ! ધર્મને જાણનાર લોકોએ પત્ની દરેક ઋતુના સમયમાં પતિને છોડીને અન્ય સ્થળે ન જાય. પરન્તુ ઋતુકાળથી અન્ય સમયમાં તેઓ સ્વતંત્ર થઈ શકે છે એમ જાણે છે.

તેટલા માટે તમને કોઇ પણ પ્રકારનો દોષ થવાનો નથી. તું કોઇ તપસ્વી બ્રાહ્મણથી પુત્ર ઉત્પાદન કર. એવી પાણ્ડુએ કુન્તીને પુત્ર ઉત્પાદન કરવાની આજ્ઞા આપી. તે વખતે કુન્તીએ પાણ્ડુને દુર્વાસા ઋષિના વરદાનની વાત સંભળાવી. હું જ્યારે પિતાના ઘરમાં હતી. ત્યારે દુર્વાસા ઋષિએ મને દેવતા લોકોને બોલાવવાનો મંત્ર આપ્યો છે. આ સાંભળીને પાણ્ડુ કહે છે–

अद्यैव त्वं वरारोहे प्रयतस्व यथाविधि ।
धर्ममावाहय शुभे स हि लोकेषु पुण्यभाक् ॥ " ॥ ४१ ॥

અર્થ:—હે સુન્દરિ ! તુ આજે જ આ કાર્યને માટે પ્રયત્ન કર. હે શુભે ! તુ ધર્મને બોલાવ, કેમકે તે જ સર્વ દેવોમાં પુણ્યાત્મા છે.

अधर्मेण न नो धर्मः संयुज्येत कथंचन ।
लोकश्चायं वरारोहे धर्मोऽयमिति मंस्यते ॥ " ॥ ४२ ॥

અર્થ:—હે સુન્દરિ ! ધર્મ અમને અધર્મમાં નહિં નાખે. ધર્મને બોલાવીને પુત્ર ઉત્પન્ન કરવાથી લોકો પણ નિયોગથી પુત્ર ઉત્પાદન કરવો એ યથાર્થ ધર્મ છે એમ માનશે.

धार्मिकश्च कुरुणां स भविष्यति न संशयः ।
धर्मेण चापि दत्तस्य नाधर्मे रंस्यते मनः ॥ " ॥ ४३ ॥

અર્થઃ—ધર્મનો આપેલો તે પુત્ર કુરૂઓમાં ધર્માત્મા થશે અને તેનું મન કોઈ વખત પણ અધર્મમાં પ્રવૃત્ત થશે જ નહિં.

તેથી કુન્તીએ પાણ્ડુની આજ્ઞાથી મન્ત્ર વડે ધર્મરાજ આદિક દેવતાઓને બોલાવીને પુત્ર ઉત્પાદન કર્યા.

આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે શ્વેતકેતુએ નિયમ કર્યા પછી પણ નિયોગની મર્યાદા હતી.

વળી મનુસ્મૃતિમાં પણ નિયોગનો વિધિ જોવામાં આવે છે.

देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया ।
प्रजेप्सिताऽधिगन्तव्या सन्तानस्य परिक्षये ॥ म. स्मृ. अ. ९–६४ ॥

અર્થઃ—સ્ત્રીને સંતાન ન હોય તો દીએર અથવા સપિણ્ડ પુરૂષથી નિયોગ કરાવીને પુત્ર ઉત્પાદન કરે.

આમાં એક જ પુત્ર ઉત્પાદન કરે એ નિયમ નથી, કેમકે કુન્તીએ ત્રણ પુત્ર ઉત્પાદન કર્યા હતા, અને માદ્રીએ બે પુત્ર ઉત્પન્ન કર્યા હતા.

જે મનુસ્મૃતિમાં નિયોગ દ્વારા પુત્ર ઉત્પન્ન કરવાની આજ્ઞા છે તેમાં જ તેનો નિષેધ પણ કરેલો છે. માટે તે વિચારવા જેવું છે.

મનુસ્મૃતિમાં લખે છે કે—

नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या द्विजातिभिः ।
अन्यस्मिन्हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम् ॥ ,, ॥ ६४ ॥

અર્થઃ—વિધવાઓનો નિયોગ કરવો તે દ્વિજાતિને માટે યોગ્ય નથી. નિયોગ કરનાર સનાતન ધર્મનો નાશ કરે છે.

अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः ।
मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥ ,, ॥ ६६ ॥

અર્થઃ—આ પશુધર્મની વિદ્વાન્ લોકોએ નિન્દા કરી છે, કેમકે રાજા વેનના સમયમાં મનુષ્યોની અંદર પણ તેણે નિયોગની મર્યાદા ચલાવી હતી.

ત્યારે આ વિચાર થાય છે કે જે ધર્મ પ્રજાપતિ મનુજીને સમ્મત નથી તે નિયોગધર્મ મનુજીના ધર્મ શાસ્ત્રમાં વેન રાજાના મતાનુસાર લખ્યો છે એ બને નહિં. મનુજીના પહેલાં વેન રાજા હતો કે નહિં ? તે મનુજી કરતાં વધારે સમર્થ હતો કે જે કારણથી તેનો નિયોગ ધર્મ મનુજી લખી શકે ? તેટલા માટે એ નિશ્ચય થાય છે કે વેનની વાત લખનાર કોઈ અન્ય છે.

પૂર્વોક્ત રીતિથી પહેલવહેલી શ્વેતકેતુથી દામ્પત્ય ધર્મની મર્યાદા બદલાવા લાગી છે.

મહાભારતના આદિ પર્વના ૧૦૪મા અધ્યાયમાં એક બીજો ઇતિહાસ છે તે નીચે પ્રમાણે છે.

પૂર્વ કાળમાં ઉતથ્ય નામના એક ઋષિ હતા. તેમની પત્નીનું નામ મમતા હતું. એક વખત ઉતથ્યના ન્હાના ભાઇ દેવતાના પુરોહિત બૃહસ્પતિએ મમતાની પાસે જઇને ગમન કરવાની ઇચ્છા પ્રગટ કરી. ત્યારે મમતા બોલી કે હું તમારા મોટાભાઇથી ગર્ભવતી થયેલી છું. માટે તમે પાછા જાઓ. બૃહસ્પતિએ મમતાનું વચન માન્યા વિના મમતા ઉપર આક્રમણ કર્યું, ત્યારે ગર્ભમાં સ્થિત બાળક માર્ગ રોકીને બૃહસ્પતિને કહેવા લાગ્યો કેહું

પહેલાં અહિંઆં આવ્યો છું. અહિંઆં એને માટે સ્થાન નથી, તમે શાન્ત થાઓ. બૃહસ્પતિએ તે પણ માન્યું નહિં. માર્ગ રોકાવાથી વીર્ય બહાર પડયું, ત્યારે બૃહસ્પતિએ ગર્ભસ્થ બાળકને જન્માન્ધ થવાનો શાપ આપ્યો, તે જન્માન્ધ પુત્ર દીર્ઘતમાના નામથી પ્રસિદ્ધ થયો. દીર્ઘતમાએ વિદ્યાબલથી પ્રદ્વેષી નામની પત્ની પ્રાપ્ત કરી, અને તેમાં ગૌતમાદિ પુત્રો ઉત્પન્ન કર્યા. દીર્ઘતમાએ કામધેનુ(પશુ) પાસેથી પશુધર્મ જાણીને તે ધર્મમાં શ્રદ્ધા રાખીને ખુલ્લા રીતે પશુના સમાન વિષયભોગ કરવા માંડયા. ત્યારે આશ્રમના ઋષિઓએ દીર્ઘતમાને મર્યાદા છોડતો જોઇ ક્રોધિત થઈ ને પરસ્પર કહેવા લાગ્યા કે આણે મર્યાદા અને લજ્જા છોડી દીધી છે. આ પાપાત્મા આશ્રમમાં રહેવાને યોગ્ય નથી. આપણે એને બહાર કાઢવો જોઇએ. દીર્ઘતમાના આવા વ્યવહારથી તેની પત્ની પણ તેના ઉપર પ્રસન્ન ન હતી. એક દિવસ દીર્ઘતમાએ પોતાની પત્નીને અસંતુષ્ટ જોઇને કહ્યું કે તું મારા ઉપર દ્વેષ કરે છે? ત્યારે પત્ની બોલી કે પતિ સ્ત્રીનું ભરણપોષણ કરે છે તેથી પતિ **ભર્તા** કહેવાય છે. પાલન કરે છે તેથી **પતિ** કહેવાય છે. હે તપસ્વિન્! તું જન્મથી અંધ હોવાથી હું તારૂં તથા તારા પુત્રોનું ભરણપોષણ કરીને થાકી ગઈ છું. હવે મારાથી વધારે ભરણપોષણ થઈ નહિં શકે. ત્યારે ઋષિ ક્રોધથી કહેવા લાગ્યા કે તું મને ક્ષત્રિય કુળમાં લઈ જઈશ તો તું ધનવાળી થઇશ. ત્યારે પ્રદ્વેષી બોલી—હે વિપ્રેન્દ્ર! તમારા આપેલા દુઃખદાયી ધનની મને ઈચ્છા નથી. તમને જેમ યોગ્ય લાગે તેમ કરો. પહેલાંની માફક હું ભરણપોષણ કરી શકવાની નથી. ત્યારે દીર્ઘતમા બોલ્યો કે—

> **अद्यप्रभृति मर्यादा मया लोके प्रतिष्ठिता ।** आ. प. अ. १०४–३५ ॥
> **एक एव पतिर्नार्या यावज्जीवं परायणम् ।**
> **मृते जीवति वा तस्मिन्नापरं प्राप्नुयान्नरम् ॥** ,, ॥ ३६ ॥

અર્થઃ—હું આજથી લોકમાં એવી મર્યાદા સ્થાપન કરૂં છું કે સ્ત્રીએ મરણ પર્યન્ત એક પતિનો આશ્રય લેવો જોઇએ. એક પતિ જીવે કે મરી જાય તોપણ બીજા પતિનું શરણ લઇ શકે નહિં. જો કોઇ બીજો પતિ કરે તો તે પતિત થશે. આ પ્રમાણે ક્રોધથી અનેક શાપ આપ્યા. તે દીવસથી એક પતિની મર્યાદા ચાલી. કોઢવાળો, આંધળો પણ પતિ પરમેશ્વર છે એવી વાણી ચાલુ થઈ. આ પતિવ્રતાધર્મનો નિયમ રાખનાર આચાર્ય મહર્ષિ દીર્ઘતમા કેવા ઉત્તમ સદાચારી હતા તે વાત ઇતિહાસ વાંચનારાઓથી છાની નહિં રહે. આજકાલના વિચારશીલ પંડિત લોકો સર્વ સંપ્રદાયોના આચાર્યોની ટીકા કરે છે. પરન્તુ પતિવ્રતા ધર્મના નિયમને સ્થાપન કરનારા દીર્ઘતમાના જેવા ક્યા અનાચાર તેઓમાં છે તે વિચાર કરવા જેવું છે.

પાંચે પાણ્ડવોએ મળીને જ્યારે દ્રૌપદીનો વિવાહ કરવાના સમાચાર કહ્યા ત્યારે યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે—

> **श्रूयते हि पुराणेऽपि जटिला नाम गौतमी ।**
> **ऋषीनध्यासितवती सप्त धर्मभृतां वरा ॥** ,, १९८–१४ ॥

અથઃ—પુરાણોમાં પણ સાંભળ્યું છે કે જટિલા નામની ગૌતમ ગોત્રની ધર્મનું પાલન કરનારમાં શ્રેષ્ઠ એવા એક બ્રાહ્મણીએ સાત ઋષિઓની સાથે વિવાહ કર્યો હતો.

આ પ્રમાણે પહેલેથી જ એક સ્ત્રીની સાથે જ અનેકોનો વિવાહ થયેલો છે તેટલા માટે એ ધર્મ વિરૂદ્ધ નથી આવુ યુધિષ્ઠિરનુ વચન સાભળીને દ્રુપદ રાજાએ દ્રૌપદીનો વિવાહ પાચે પાણ્ડવોની સાથે કર્યો હતો આ ઉપરથી જણાય છે કે સ્ત્રીના એક જ વખતે અનેક પુરૂષોની સાથે વિવાહ કરવાની રીત પહેલા હતી

આ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારના ઇતિહાસોનુ નિરૂપણ કરવાથી પહેલાના ચાલુ રિવાજને અધર્મ જાણીને શ્વેતકેતુએ બધ કર્યો પરન્તુ તે કાળમા વ્યભિચારનો જ દોષ હતો બીજો પતિ કરવાનો રિવાજ બધ કર્યો ન હતો પછી દીર્ઘતમાએ મરણ પર્યંત એક જ પતિ થઇ શકે છે, મરણ પછી પણ બીજો પતિ થઇ શકે નહિ, એવો નિયમ સ્થાપ્યો ત્યારપછી પણ કોઇ પણ સ્થાપન કરેલા નિયમો બરાબર રહ્યા નથી ધર્મશાસ્ત્ર બનાવનાર ઋષિલોકોએ અનેક પ્રકારના નિયમો ધર્મશાસ્ત્રમા લખ્યા છે પરન્તુ તેમના સપૂર્ણ નિયમોનો કોઇ પણ સમષ્ટિ પ્રજામા પ્રચાર થયો નહિ, ત્યારે ઋષિલોકોએ ફરી ધર્મનો નિર્ણય કરવાને માટે જ્યારે સભા ( **परिषद्** ) ભરવાનો નિયમ કર્યો, ત્યારે તે સભાના લોકો તત્તત્ કાલને અનુસાર વિવાહ અથવા નિયોગની મર્યાદાનો નિર્ણય કરતા હતા તે કાળમા કેટલીક બ્રહ્મવાદિની સ્ત્રીઓ વિવાહ કર્યા વિના નિવૃત્તિ માર્ગનો સ્વીકાર કરતી હતી કેટલીક સદ્યોવધૂ પોતાની ઇચ્છાનુસાર અથવા સ્વયવરની મર્યાદાથી અથવા ગાન્ધર્વ વિવાહથી પતિનો સ્વીકાર કરીને ગૃહસ્થાશ્રમના ધર્મનું પાલન કરતી હતી તેમાથી કેટલીક પોતાના પતિના મૃત્યુ પછી પતિની સાથે પોતે પણ અગ્નિમા પ્રવેશ કરતી હતી કેટલીક પુત્રહીન વિધવાઓ અને સધવાઓ પણ નિયોગથી પુત્ર ઉત્પાદન કરીને પોતાના પતિના વશને ચાલુ રાખવાને માટે પ્રયત્ન કરતી હતી સ્વયવર આદિની વ્યવસ્થા ક્ષત્રિયોમા વિશેષ હતી પતિવ્રતા ધર્મનો નિયમ તે કાલમા પૂર્ણ રીતે હતો, તોપણ તે પતિની આજ્ઞાનુ ઉલ્લઘન ન કરવુ એ તાત્પર્ય ઉપર જ હતો પુત્રહીન સ્ત્રી પુત્ર ઉત્પાદન કરાવવાથી તેને દુરાચારિણી સમજતા ન હતા પાણ્ડુ રાજાની પત્ની માદ્રીએ નકુલ અને સહદેવને ઉત્પાદન કર્યા હતા, અને પાણ્ડુની સાથે ચિતામા પ્રવેશ પણ કર્યો હતો.

મનુષ્યોમા ધીમે ધીમે તપોબળ ઘટવા માડયુ અને જીતેન્દ્રિય નહિ રહેવાથી કામવાસના વધતી ગઇ, અને દ્વેષ પણ વધતો ગયો ત્યારે સ્ત્રીઓ સબધી ભિન્ન ભિન્ન પ્રકારના નિયમો ઘડાયા આ નિયમાવલી ધર્મની રક્ષાને માટે કરવામા આવી નહોતી, પરન્તુ કેવલ સ્ત્રીઓને વશમા રાખવાના ઉદ્દેશથી જ કરવામા આવી હતી

વૈદિક ધર્મનો ઉચ્ચ સિદ્ધાન્ત સ્ત્રી અથવા પુરૂષ નૈષ્ઠિક બ્રહ્મચારી વ્રતનુ પાલન કરી વેદાધ્યયન આદિ યોગ્ય રીતે કરી આત્મજ્ઞાન સપાદન કરીને દુખ રૂપી સસારથી મુક્ત થવાનો છે એટલે ખરેખરો વૈદિક ધર્મ ત્યાગમાર્ગ છે એવા ધર્મમા કોઇ પણ પ્રકારનો વિવાહ પૂર્ણ રીતે ઉત્તમ કોટિનો થઇ શકતો નથી, ઉતરતી કોટિનો જ થઇ શકે છે પુનર્વિવાહ આદિ સારા છે કે ખરાબ છે એ શકા રહેતી જ નથી તેટલા માટે શાસ્ત્રાનુસાર આત્મજ્ઞાન સપાદન કરવાને વિરક્ત થવુ જોઇએ અને વિષયવાસના હોવાથી જેનાથી તે બની શકે નહિ તે સમાન જાતિની પત્ની સાથે વિવાહ કરીને પુત્ર ઉત્પાદન કરે, અને પુત્ર માતાની રક્ષા કરવાને સમર્થ થાય ત્યાસુધી ગૃહસ્થાશ્રમનુ પાલન કરીને પછી વનમા જઈને અથવા ગામની પાસે ઝુપડી બનાવીને ત્યા રહીને ઈશ્વરભજન કરીને આત્મજ્ઞાન સપાદન કરે

વિષયવાસના નિવૃત્ત કરવાને માટે એક, બે અથવા પચીસ પણ વિવાહ કરવામા સ્ત્રી

અને પુરૂષને સમાન હક્ક છે. જે જાતિમાં પ્રથમ પત્ની મરી જવાથી પુરૂષ સાઠ વર્ષનો હોવા છતાં પણ દસ બાર વર્ષની કન્યા સાથે વિવાહ કરવાનો રિવાજ છે, અને પ્રથમ પતિ મરી જવાથી આઠ વર્ષની બાળ વિધવાને પણ પતિ વિના રહેવાની ફરજ પડે છે, તે જાતિમાં ધર્મ લેશ પણ રહેવાનો સંભવ નથી. તે કૂર પ્રજા કહેવાય છે અને તે લોકોમાં સદાચાર રહેવો પણ મુશ્કેલ છે. કોઇ પણ મનુષ્ય અથવા સ્ત્રી પોતાની હિંમતથી પોતાની ઇચ્છાનુસાર કરે તો જ તેનું પાલન થઇ શકે છે. બીજી કોઈ રીતે ધર્મનું પાલન કદાપિ થઈ શકતું નથી. જેની શક્તિ હોય અને ઇચ્છા હોય તેને જ નિયમમાં રાખવા એ ધર્મરક્ષાનું સાધન છે. સર્વ નિયમ કરતાં બ્રહ્મચર્યનો નિયમ અત્યંત કઠિન છે. હિંદુઓમાં સ્ત્રીઓને અશક્ત ઘણી છે. તેમનામાં કોઈ પણ કાર્ય કરવાની હિંમત નથી એવો નિશ્ચય કર્યો છે. પરન્તુ મરણ પર્યંત બ્રહ્મચર્યના નિયમમાં રહી શકે છે એમ કહેનારની બુદ્ધિ પાતાળમાંથી ઉપર આવી નથી. તેટલા માટે પતિના મરણ પછી વૈરાગ્ય હોવાથી તપ કરવાનું સામર્થ્ય હોય તો તે ઉત્તમ છે પરન્તુ બાલબચ્ચાંઓની સાથે રહીને બાલિકા તપ કરે છે એમ કહેવું તે પણ હાંસીનુ કારણ છે. જો તપ કરવાનું અથવા સંન્યાસ લેવાનુ પણ સામર્થ્ય ન હોય અથવા એકાન્તમાં રહીને ઈશ્વરનું ભજન કરવાનું પણ જેનામાં સામર્થ્ય ન હોય તેને માટે પુનર્વિવાહ ધર્મની વિરૂદ્ધ નથી. પુનર્વિવાહથી સ્ત્રીઓને શાસ્ત્રમાં કોઈ પણ પ્રકારના પાપનો સંભવ કહ્યો નથી. પરન્તુ દુરાચારના દોષ બહુ બતાવ્યા છે. તેટલા માટે તપસ્વિની બની શકે અને યોગ્ય સાધન દ્વારા પરમાત્માની પ્રાપ્તિ કરી શકે તો સર્વથી ઉત્તમ છે. તપ પણ કર્યું નથી અને સંસાર પણ ભોગવ્યો નથી તેનું જીવન પશુ કરતાં પણ નિકૃષ્ટ છે. તે અનાથોની સ્થિતિનો વિચાર કર્યા વિના ધર્મની વ્યવસ્થા કરનારા પણ્ડિત-લોકોની શું ગતિ થશે તે શાસ્ત્રો પણ કહી શકતાં નથી.

વિવાહ કરનારી સદ્યોવધુને માટે પૂર્વ પતિના મરણ પછી તપ કરવું અથવા સંન્યાસ લેવો શ્રેષ્ઠ ધર્મ છે. તે ન બને તો પુનર્વિવાહમાં કોઇ પાપ કહ્યું નથી. પરન્તુ દુરાચાર દુઃખનું જ કારણ હોવાથી તેમાંથી હમેશાં બચવું એ જ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

પૂર્વે લખેલા ઇતિહાસોનો વિચાર કરીને વિવાહની વ્યવસ્થાના પ્રકારના ઉપાયનો નિર્ણય સર્વ કોઈ કરી શકે છે. જે પ્રકારે તત્તત્ કાલના નિષ્પક્ષપાતી વિદ્વાન્ લોકો જે પ્રકારના આચરણને ધર્મ રૂપ માને તેજ ધર્મ છે. તે ધર્મ કલ્યાણનું સાધન છે. વિવાહના વિવેચનમાં આ વિષયની બહુ વાત લખી છે. ત્યાંથી પણ શાસ્ત્રનું તાત્પર્ય શું છે તે જાણવું જરૂરનું છે.

ઈતિ વિવાહસમાલોચન અ૦ ૩. સમાપ્ત.

---

## અધ્યાય ૪.

---

### શુદ્ધિસમાલોચન.

આ અધ્યાયમાં અન્ત્યજ આદિ જાતિ સંસ્કાર દ્વારા બ્રાહ્મણ થઈ શકે કે નહિં તેનો વિચાર કરવામાં આવે છે.

જે દિવસે બાળકનો જન્મ થાય છે તે દિવસથી તેને બ્રાહ્મણ બાળક, ક્ષત્રિય બાળક,

વૈશ્ય બાળક, શૂદ્ર બાળક અને અન્ત્યજ બાળક કહેવામાં આવે છે. તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, ઇત્યાદિ જાતિનાં નામ પ્રાપ્ત કરવાને તત્તત્ જાતિમાં જન્મ થવો એ જ કારણ છે. તથાપિ કોઇ નિકૃષ્ટ જાતિનો મનુષ્ય તપાદિક સાધનથી ઉત્કૃષ્ટ જાતિને પ્રાપ્ત કરી શકે છે. તપ વિના સ્નાન કરાવી, કંઇ હોમ કરાવી, સારા વસ્ત્રો પહેરાવે, તેથી કોઇ ઉત્તમ જાતિને પ્રાપ્ત થઇ શકતો નથી, કારણ કે મનુષ્ય પોતાના કર્મને અનુસાર જે જાતિમાં જન્મ લે છે તેનો સ્વભાવ અવશ્ય તેનામાં આવે છે.

**अनार्यता निष्ठुरता क्रूरता निष्क्रियात्मता ।**

**पुरुषं व्यञ्जयन्तीह लोके कलुषयोनिजम् ॥** म० स्मृ० अ० १०-५८ ॥

અર્થઃ—અનાર્યતા, કઠોર બોલવું, ક્રૂરતા, વિહિત કર્મોનું અનુષ્ઠાન ન કરવું, આદિ સ્વભાવ મનુષ્યનુ સંકરજાતિપણુ પ્રકટ કરે છે.

**पित्र्यं वा भजते शीलं मातुर्वोभयमेव वा ।**

**न कथंचन दुर्योनिः प्रकृतिं स्वां नियच्छति ॥** ,, ॥ ५९ ॥

અર્થઃ—સંકરજાતિના મનુષ્યમાં પિતાનો દુષ્ટ સ્વભાવ, માતાનો અથવા માતાપિતા બન્નેનો દુષ્ટ સ્વભાવ હોય છે. તે કદાપિ પોતાના માતાપિતાનો સ્વભાવ સતાડી શકતો નથી.

**कुले मुख्येऽपि जातस्य यस्य स्याद्योनिसंकरः ।**

**संश्रयत्येव तच्छीलं नरोऽल्पमपि वा बहु ॥** ,, ॥ ६० ॥

અર્થઃ—બ્રહ્મ કુળમાં ઉત્પન્ન થએલો મનુષ્ય હોય તોપણ જેનામાં સંકરદોષ છે તેનામાં પોતાના પિતાનો થોડો અથવા વધારે સ્વભાવ કંઇક ને કંઇક હોય છે.

તેથી મનુષ્યોમાં પોતાના માતાપિતાની જાતિને અનુસાર પ્રાપ્ત થતા સ્વભાવથી તરત જ નિવૃત્ત થતો નથી. બટાટા ધોવાથી સાફ થાય છે, કેમકે તેનો મેલ કેવળ ઉપર હોય છે. સોના ચાંદી આદિકનો મેલ કેવળ ધોવાથી શુદ્ધ થતો નથી, કેમકે તેની અંદર રહેલા મેલને કાઢવા માટે અગ્નિમાં તપાવવા રૂપ સંપુટ આપવો જોઇએ. તેવી રીતે મનુષ્યના દેહમાં જે દોષ છે તે તપ રૂપી અગ્નિમાં તપાવવાથી નિવૃત્ત થાય છે. સ્નાનથી કેવળ બહારનો જ મેલ જાય છે જ્યાંસુધી પ્રકૃતિ બદલાતી નથી ત્યાંસુધી જાતિ બદલાતી નથી. જ્યારે પ્રકૃતિ બદલાઇ જાય છે ત્યારે જાતિ બદલાય છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. તે અત્યંત પુણ્ય કર્મથી અથવા અત્યન્ત પાપ કર્મથી બને છે.

**जात्यन्तरपरिणामः प्रकृत्याऽऽपूरात् ॥** यो. द. पा. ४ सू. २ ॥

અર્થઃ—મનુષ્ય જાતિ રૂપે પરિણામ પામેલા શરીર અને ઇન્દ્રિયોનો જે જાત્યન્તર અર્થાત્ દેવ અથવા પશુ આદિ રૂપે જે પરિણામ થાય છે તે પ્રકૃતિના અવયવોના પ્રવેશથી થાય છે.

શરીરની પ્રકૃતિ પૃથિવી આદિક પંચભૂત છે, અને ઇન્દ્રિયોની પ્રકૃતિ અહંકાર છે. તીવ્ર પુણ્ય કર્મથી પશુ આદિક રૂપે પરિણામ પામેલા પૃથિવી આદિ પંચભૂત વગેરે તે પરિણામને છોડીને મનુષ્ય, દેવાદિક જાતિ રૂપે પરિણત થાય છે અને તીવ્ર પાપ કરવાથી મનુષ્ય જાતિ રૂપ પરિણામ પામેલા પંચભૂતાદિ પશુ આદિ રૂપે પરિણામ પામે છે. અર્થાત્ ધર્મનું અનુષ્ઠાન કરવાથી પશુ આદિક અથવા મનુષ્યોમાં અન્ત્યજ

આદિક જાતિમાં જન્મ થવાના કારણ રૂપ અધર્મની નિવૃત્તિ થાય છે, ત્યારે પ્રકૃતિ પોતે જ ઉત્તમ જાતિ રૂપે પરિણામને પામે છે; નન્દિકેશ્વરને તીવ્ર પુણ્યથી તેને તેજ જન્મમાં દેવત્વની પ્રાપ્તિ થઈ, અને નહુષને તેના તીવ્ર પાપથી અજગરનો દેહ પ્રાપ્ત થયો. તેવી જ રીતે વિશ્વામિત્ર આદિક બ્રાહ્મણ જાતિને પ્રાપ્ત થયા છે. મનુષ્યોનાં ધર્મ અને અધર્મના આચરણને અનુસાર પ્રકૃતિ હમેશાં બદલાતી રહે છે. અને વિલક્ષણ રૂપે પરિણામ પામવાને યોગ્ય કંઇ નિમિત્ત મળવાથી તે તરત જ ભિન્ન રૂપે પરિણામને પામે છે. ખેતીને પાણી પહોંચાડવાને માટે ખેડુત જૂદે જૂદે ઠેકાણે નીકની વચ્ચે વચ્ચે માટીનો બંધ મૂકે છે. પાણી તો સીધુ જાય છે, પણ જ્યાં બંધ દેખે છે ત્યાં અટકી જાય છે. જ્યારે ખેડુત બંધને તોડી નાંખે છે ત્યારે પાણી તે તરફ જલ્દી જાય છે. તેવી રીતે પ્રકૃતિનું પણ છે. પ્રકૃતિ પહેલાં જે દેવ પશુ આદિ રૂપે પરિણામને પ્રાપ્ત થયેલી છે તે રૂપે સ્થિત થાય છે.' પછી જ્યારે મનુષ્ય ધર્મ અથવા અધર્મ કરે છે ત્યારે તે બદલાવા માંડે છે. નિકૃષ્ટ જાતિનો મનુષ્ય તીવ્ર પુણ્ય કર્મ કરીને અધર્મ રૂપી બંધને તોડી નાંખે તે જ વખતે પ્રકૃતિ ઉત્તમ જાતિ રૂપ પરિણામને પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે ઉચ્ચ જાતિનો મનુષ્ય તીવ્ર અધર્મ કરે છે ત્યારે તેની પ્રકૃતિ તરત જ નિકૃષ્ટ જાતિ રૂપે પરિણામ પામે છે. અને બહુ જ તીવ્ર પુણ્ય તથા પાપ હોય તો તે જ જન્મમાં દેવ અથવા પશુ આદિ રૂપે નન્દિકેશ્વર અને નહુષની પેઠે પ્રતીત થાય છે.

જો ધર્મ અને અધર્મ મંદ હોય તો ધીમે ધીમે બીજા જન્મમાં ધર્મ અને અધર્મને અનુસાર દેવ અથવા પશુ આદિક રૂપે પરિણામ પામે છે.

અહિંમાં પ્રત્યક્ષ છે કે બાગમાં કામ કરનાર માળી લોક વૃક્ષોને કલમ કરતા જોવામાં આવે છે. જેમ ખાટી નારંગી આદિકમાં મીઠી નારંગી આદિકને કલમ કરી રોપવાથી તેમાંથી મીઠી નારંગી ઉત્પન્ન થતી જોવામાં આવે છે. જ્યારે ખાટી નારંગીના વૃક્ષમાં મીઠી નારંગીની અસર પહોંચે છે ત્યારે મીઠી નારંગીના વૃક્ષની સમાન તરત જ ખટાશનો પરીત્યાગ કરીને મીઠાસ રૂપે પરિણામ પામે છે. તેવી રીતે ધર્મ અને અધર્મથી મનુષ્ય જાતિ પણ પરિણામને પ્રાપ્ત થાય છે. ધર્મશાસ્ત્રમાં પણ ધર્મ તથા અધર્મથી ઉત્કૃષ્ટ જાતિ અથવા નિકૃષ્ટ જાતિની પ્રાપ્તિ કહી છે.

**धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते ॥**

आ. ध. सू. प्र. २ प. ५. ख. १२. सू. १० ॥

અર્થઃ—ધર્માચરણથી નિકૃષ્ટ જાતિ શ્રેષ્ઠ જાતિને પ્રાપ્ત થાય છે.

**अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते ॥** „ ॥ ११ ॥

અર્થઃ—અધર્મ આચરણથી શ્રેષ્ઠ જાતિનો મનુષ્ય નિકૃષ્ટ જાતિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ ધર્મની અધિકતાને અનુસાર ઉત્તમ જાતિને અને અધર્મની અધિકતાને અનુસાર નિકૃષ્ટ જાતિને પ્રાપ્ત થાય છે. તેટલા માટે જાતિ બદલવાનું સાધન તપ(ધર્મ) છે.

આ જન્મમાં તીવ્ર તપ કરીને જે જાતિને બદલી શકતો નથી તેની જાતિ જન્માન્તરમાં બદલી શકાય છે. તેની રીત પણ શાસ્ત્રમાં કહી છે. કોઈ પણ નિકૃષ્ટ જાતિનાને બ્રાહ્મણ બનાવવો હોય તો તેની શાસ્ત્રોક્ત રીતિ નીચે પ્રમાણે છે.

ભંગીના કુળને બ્રાહ્મણ કુળ બનાવવાને ઇચ્છનાર કોઈ મનુષ્ય એક ભંગીની છોકરીને ઉચ્ચ જાતિ બનાવવાની ઇચ્છાથી તેને જન્મથી જ ઉચ્ચ જાતિના શૌચ તથા આચારાદિ

શિખવાડીને ભંગીથી કંઈક ઉચ્ચ જાતિની સાથે વિવાહ કરાવે. તેનાથી ઉત્પન્ન થયેલી કન્યાને ઉચ્ચ શિક્ષણ આપીને તેના કરતાં ઉચ્ચ જાતિની સાથે વિવાહ કરાવે. એમ કરતાં કરતાં બીજની પ્રધાનતાથી દસ અગર અગિઆરમી પેઢીએ સન્તાન બ્રાહ્મણ થઇ શકે છે.

शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत् प्रजायते ।

अश्रेयान्श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात् ॥ मनु० स्मृ० अ० १०-६४ ॥

અર્થઃ—શૂદ્ર સ્ત્રીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલી છોકરીને બ્રાહ્મણ સાથે વિવાહ કરાવીને, અને તેમાં ઉત્પન્ન થએલી છોકરીમાં ફરી બ્રાહ્મણ પતિથી પુત્રીને ઉત્પન્ન કરે. આ પ્રમાણે કરતાં કરતાં સાતમી પેઢીએ ઉત્પન્ન થનારી છોકરી અથવા છોકરો બ્રાહ્મણ જાતિ થઈ શકે છે એવું મનુજીએ કહ્યું છે.

આ શ્લોક ઉપલક્ષણ માત્ર છે. કોઈની પણ ઉત્તમ જાતિ બનાવવી હોય તો તેની આ રીત છે, આનાથી અતિરિક્ત કેવલ સ્નાનાદિક કરાવીને સારાં કપડાં પહેરાવીને બ્રાહ્મણ બનાવે તો બ્રાહ્મણ થઈ શકે નહિં. તે તો બીજી ઉચ્ચ જાતિને પાડવાનો ઉપાય છે, નિકૃષ્ટ જાતિને ઉચ્ચ જાતિ બનાવવાનો ઉપાય નથી.

ઇતિ શુદ્ધિસમાલોચન અ૦ ૪. સમાપ્ત.

---

## અધ્યાય. ૫.

---

### પુરુષાર્થસમાલોચન.

ભારતમાં પુરુષાર્થવાદી તથા પ્રારબ્ધવાદીઓની તકરારનો હજુ સુધી નિર્ણય થયો નથી. કોઇ પ્રારબ્ધને બલવાન્ માને છે, અને કોઇ પુરુષાર્થને અધિક બલવાન્ માને છે. જે રીતે શાસ્ત્રમાં પ્રારબ્ધ તથા પુરુષાર્થનો નિર્ણય કર્યો છે તેને અનુસાર અહિં વિવેચન કરીએ છીએ.

પહેલાં પ્રારબ્ધ તથા પુરુષાર્થના અર્થનું નિરૂપણ કરીએ છીએ. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચારેમાં કોઇને કોઈ વસ્તુની સામાન્ય રીતે સર્વ કોઇને ઇચ્છા થાય છે. એ ચારેમાંથી કોઈપણ વસ્તુ પ્રાપ્ત કરવાને માટે મનુષ્ય વૈદિક અથવા લૌકિક કર્મ કરે છે. અર્થાત્ કોઇપણ પ્રકારનો યત્ન કરે છે. તે સર્વ પુરૂષાર્થ કહેવાય છે.

પૂર્વ જન્મમાં અથવા મહિના પહેલાં કરેલ કર્મ જે ફલ આપે છે, આપવાનુ છે, અથવા આપેલુ હોય તેને **પ્રારબ્ધ** કહે છે. આથી પ્રારબ્ધ અને પુરુષાર્થમાં એટલો ભેદ માલમ પડે છે કે જે પહેલાં કરેલુ કર્મ છે તેને પ્રારબ્ધ અને અત્યારે કરે છે તેને પુરુષાર્થ કહે છે.

પ્રારબ્ધ અને પુરુષાર્થ બન્ને મળીને મનુષ્યને ભોગ આપે છે, એમ શાસ્ત્રનું કહેવું છે.

दैवे पुरुषकारे च खलु सर्वं प्रतिष्ठितम् ।

पूर्वजन्मकृतं कर्मेहार्जितं तद्द्विधा कृतम् ॥ शु. नी. अ. १. ४९ ॥

અર્થઃ—સમ્પૂર્ણ જગતની સ્થિતિ પ્રારબ્ધ (દૈવ) અને પુરુષાર્થમાં છે. પૂર્વ જન્મમાં કરેલા કર્મને **પ્રારબ્ધ** અને આ જન્મમાં કરેલા કર્મને **પુરૂષાર્થ** કહે છે. એક જ કર્મના પ્રારબ્ધ અને પુરુષાર્થ એવા બે ભેદ કરેલા છે. તેટલા માટે પ્રારબ્ધ પુરુષાર્થથી કંઇ ભિન્ન નથી

आबद्धा मानुषाः सर्वे निबद्धा कर्मणोर्द्वयोः ।
दैवे पुरुषकारे च परं ताभ्यां न विद्यते ॥ म. भा. सौ. प. अ. २-२ ॥

અર્થ:—સર્વ મનુષ્ય પ્રારબ્ધ તથા પુરુષાર્થ રૂપી બે કર્મમાં બંધાયેલા છે. પ્રારબ્ધ તથા પુરુષાર્થને છોડીને બીજુ કાંઈ જોવામાં આવતુ નથી. અર્થાત્ પ્રારબ્ધમાં વિશેષ રૂપે અને પુરુષાર્થમાં સામાન્ય રૂપે બધાયેલા છે.

न हि दैवेन सिद्ध्यन्ति कार्याण्येकेन सत्तम ।
न चापि कर्मणैकेन द्वाभ्यां सिद्धिस्तु योगतः ॥ „ ॥ ३ ॥

અર્થ.—કેવળ એક પ્રારબ્ધથી જ સર્વ કાર્ય સિદ્ધ થતાં નથી, અને કેવળ પુરુષાર્થથી પણ સર્વ કાર્ય સિદ્ધ થતા નથી અર્થાત્ પ્રારબ્ધ તથા પુરુષાર્થ એ બેથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.

ताभ्यामुभाभ्यां सर्वार्था निबद्धा अधमोत्तमाः ।
प्रवृत्ताश्चैव दृश्यन्ते निवृत्ताश्चैव सर्वशः ॥ सौ. प. २-४ ॥

અર્થ:—પ્રવૃત્તિ માર્ગનાં તથા નિવૃત્તિ માર્ગનાં પણ કર્મ અધમ, મધ્યમ અને ઉત્તમ એવાં ત્રણ પ્રકારનાં હોય છે. આ ત્રણે પ્રકારનાં કર્મ પ્રારબ્ધ તથા પુરુષાર્થથી બંધાયેલાં છે.

सुवृष्टे च यथा दैवे सम्यक्क्षेत्रे च कर्षिते ।
बीजं महागुणं भूयात्तथा सिद्धिर्हि मानुषी ॥ „ ॥ ७ ॥

અર્થ—જેવી રીતે સારી રીતે ખેડેલા ખેતરમાં બીજ વરસાદ વરસવાથી સારું ગુણવાળુ થાય છે અર્થાત્ સારી રીતે ઉગે છે અને વધે છે, તેવી રીતે પ્રારબ્ધની સહાયતાથી મનુષ્યના કર્મની સિથતિ થાય છે. અને બહુ ઉત્તમ રીતે પુરુષાર્થ કરવા છતાં પણ પ્રારબ્ધ ન હોય તો કર્મ ઉત્તમ ફલ આપતુ નથી. તેટલા માટે પ્રારબ્ધ તથા પુરુષાર્થ મળીને ફલ આપે છે એ વાત નિશ્ચિત છે. તેથી બુદ્ધિશાળી મનુષ્ય પ્રારબ્ધનું લક્ષ રાખીને પુરુષાર્થ કરે છે. અને—

तत्रालसा मनुष्याणां ये भवन्त्यमनस्विनः ।
उत्थानं ते विगर्हन्ति प्राज्ञानां तन्न रोचते ॥ „ ॥ १२ ॥

અર્થ:—જે બુદ્ધિહીન તથા આળસુ લોકો છે તે પુરુષાર્થની નિંદા કરે છે, અને બુદ્ધિશાળી મનુષ્યોને તે રૂચતુ નથી.

कृते पुरुषकारे तु येषां कार्यं न सिद्ध्यति ।
दैवेनोपहतास्ते तु नात्र कार्या विचारणा ॥ „ ॥ ३६ ॥

અર્થ:—પુરુષાર્થ કરવા છતાં પણ જેનું કાર્ય સિદ્ધ થતુ નથી તે પ્રારબ્ધથી માર્યો ગયો છે તેમાં કાંઈ વિચાર કરવાનો નથી. તથાપિ હમેશાં મનુષ્યે પુરુષાર્થ કરવાની ફરજ છે.
પુરુષાર્થી મનુષ્ય જ ધનાદિને સંપાદન કરે છે અને પુરુષાર્થી મનુષ્ય મોક્ષને પ્રાપ્ત કરે છે.

उद्योगेनैव सिद्ध्यन्ति कार्याणि न मनोरथैः ।
न हि सुप्तमृगेन्द्रस्य निपतन्ति गजा मुखे ॥ शु. नी. प्र. ६ अ. ४-२९३ ॥

અર્થઃ—ઉદ્યોગથી જ સર્વ કાર્યની સિદ્ધિ થાય છે, મનોરથ માત્રથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. હાથી સુતેલા સિંહના મુખમાં જઈને પડતો નથી. અર્થાત્ સિંહનામાં હાથીને મારવાની શક્તિ છે, તથાપિ શિકાર કર્યા વિના હાથી મલી શકતો નથી.

प्राक्कर्मफलभोगार्हा बुद्धिः संजायते नृणाम् ।
पापकर्मणि पुण्ये वा कर्तुं शक्तो न चान्यथा ॥ शु. नी. अ. १. ४६ ॥
बुद्धिरुत्पद्यते तादृक् यादृक्कर्मफलोदयः ।
सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥ ,, ॥ ४६ ॥

અર્થઃ—લોકોની પાપકર્મ અથવા પુણ્ય કર્મમાં પ્રવૃત્તિ તેમની બુદ્ધિને અનુસાર થાય છે, અન્ય પ્રકારે થતી નથી. જે પ્રકારે પૂર્વે જન્મમાં કર્મ કર્યા હોય છે તે પુણ્ય અને પાપ કર્મનું ફળ જે રીતે મળવાનું હોય છે તેને અનુસાર મનુષ્યની બુદ્ધિ થાય છે. જેવાં કર્મનું ફલ ઉદય થવાનું હોય છે તેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને જેવુ થવાનું હોય છે તેવી સહાય મળે છે.

આ શ્લોકને સાંભળી પ્રારબ્ધના ભરોસા ઉપર બેસીને મનુષ્યો પુરુષાર્થ છોડી દેવાનું પસંદ કરે છે. પરન્તુ તે લોકોને શાસ્ત્રનું યથાર્થ જ્ઞાન નહિં હોવાથી આવું કહે છે; કેમકે પૂર્વોક્ત શ્લોક પુરુષાર્થનો પરિત્યાગ કરવાનું કહેતો નથી, પરન્તુ કેવળ પ્રારબ્ધ કર્મને અનુસાર જ મનુષ્યો સુખાદિક ભોગવે છે એવો નિશ્ચય કરાવે છે.

प्राक्कर्मवशतः सर्वं भवत्येव विनिश्चितम् ।
तदोपदेशा व्यर्थाः स्युः कार्याकार्यप्रबोधकाः ॥ ,, ॥ ४१ ॥

અર્થઃ—જો એમ નિશ્ચય જ હોય કે પૂર્વ કર્મને અધીન સર્વ કાર્ય થાય છે તો કાર્ય અને અકાર્યને જણાવનાર શાસ્ત્રનો ઉપદેશ વ્યર્થ જશે, કેમકે જે કંઈ સારૂં અથવા ખરાબ કરે છે તે સર્વ પ્રારબ્ધને અનુસાર જ કરે છે અને કોઈ પ્રારબ્ધને તો બદલાવી શકતું નથી. તો પછી પુરૂષાર્થનો ઉપદેશ કરવાની કોઈ આવશ્યકતા રહેતી નથી. તથાપિ સત્કર્મ કરવાને માટે તથા કુકર્મની નિવૃત્તિને માટે પણ શાસ્ત્ર ઉપદેશ કરે છે. તેથી એ નિશ્ચય થાય છે કે પુરૂષાર્થ કરવાથી જરૂર કોઈ વખતે પણ કાર્યની સિદ્ધિ થશે.

પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલો રોગ ઓષધ સેવનથી તથા ઈશ્વરસેવાથી નિવૃત્ત થતો જોવામાં આવે છે. જો પુરૂષાર્થ વ્યર્થ હોત તો શાસ્ત્ર બનાવવાની આવશ્યકતા પણ ન રહેત. ગયા દિવસે રાત્રે બહુ ખાધેલા મનુષ્યનું અજીર્ણ, બીજે દિવસે ઉપવાસ કરવાથી, ત્રીજે દિવસે નાશ પામેલું જોવામાં આવે છે પ્રારબ્ધ જાણીને બીજે દિવસે ખાત તો ત્રીજે દિવસે જરૂર વધારે માંદો પડત. તેથી નિશ્ચય થાય છે કે પુરૂષાર્થ કરવાથી પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા દુઃખની નિવૃત્તિ થાય છે. તેટલા માટે—

धीमन्तो वन्द्यचरिता मन्यन्ते पौरुषं महत् ।
अशक्ताः पौरुषं कर्तुं क्लीवा दैवमुपासते ॥ ,, ॥ ४८ ॥

અર્થઃ—જેમનાં ચારિત્ર સર્વને માનવા યોગ્ય છે એવા બુદ્ધિશાળી મનુષ્ય પુરૂષાર્થને મોટા માને છે. અને જે પુરૂષાર્થ કરવામાં અસમર્થ કાયર છે તે પ્રારબ્ધની ઉપાસના કરે છે.

ચોર ચોરી કરવામાં વિશેષ કરીને સ્વતંત્ર હોય છે. પરન્તુ જ્યારે સજા મળવાનો સમય આવે છે ત્યારે ચોર બિલકુલ ન્યાયાધીશને અધીન હોય છે. તેવી રીતે કર્મ કરનારાં સર્વ પ્રાણી કર્મ કરવામાં સ્વતંત્ર હોય છે, પરન્તુ ફલ ભોગવવામાં પરતંત્ર રહે છે. કર્મ કરવામાં કંઇક પરતંત્રતા છે, તથાપિ ભોગની પરતંત્રતા જેટલી નહિં. તેટલા માટે આપત્તિ કાળમાં પણ ધીરજતાથી સત્કર્મ કરનારો મનુષ્ય સુખી થાય છે.

धर्माद्वै पवनो राजा विधाय बुभुजे भुवम् ।
अधर्माच्चैव नहुषः प्रतिपेदे रसातलम् ॥ „ ॥ ६८ ॥

અર્થઃ—ધર્મથી પવન રાજાએ પૃથિવીનું રાજ્ય ભોગવ્યું હતું, અને અધર્મથી નહુષ રાજા રસાતલને પ્રાપ્ત થયો હતો.

ભોગ્ય પદાર્થથી મનુષ્ય કદાપિ તૃપ્ત થતો નથી. તેથી જે પ્રારબ્ધ કર્મથી આ શરીર પ્રાપ્ત થયું છે તેનાથી શરીરની રક્ષાની વસ્તુઓ પણ અવશ્ય પ્રાપ્ત થાય. છે. તે કારણથી યોગક્ષેમની ફિકરમાં દિવસ પૂર્ણ કર્યા વિના પરમાત્માની પ્રાપ્તિ માટે પુરૂષાર્થ કરવો જોઇએ. યોગક્ષેમને માટે સામાન્ય પુરૂષાર્થ કરવાની જરૂર છે એવો શાસ્ત્રનો ભાવ છે. પ્રારબ્ધને માનીને પુરૂષાર્થ છોડી દઇને શૂન્ય મૂન્ય બેસી રહેવું એ શાસ્ત્રનો સિદ્ધાન્ત નથી.

હાલમાં વિશેષ ભાગના લોકો પણ યોગક્ષેમને માટે પૂર્ણ શક્તિથી પુરૂષાર્થ કરે છે, અને કહે છે કે ધર્માચરણ પ્રારબ્ધમાં હશે તો થશે. આ કેવળ ધર્માચરણ નહિં કરવાનું બ્હાનું છે, શાસ્ત્રસિદ્ધાન્તથી વિરૂદ્ધ છે. આવું કહેનારાઓને પણ પ્રારબ્ધ ઉપર પૂર્ણ વિશ્વાસ નથી. જો વિશ્વાસ હોત તો યોગક્ષેમના ઉદ્યમનો પરિત્યાગ કરત. પણ તેમ કરતા નથી. તેટલા માટે તેઓ પણ પ્રારબ્ધમાં નિશ્ચયવાળા નથી. તેમનો પણ પુરૂષાર્થમાં જ નિશ્ચય છે, પરન્તુ વિષયવાસનાના બળથી પુરૂષાર્થને કેવળ યોગક્ષેમમાં જ સમાપ્ત કરે છે.

લૌકિક તથા શાસ્ત્રીય ભેદથી પુરૂષાર્થ બે પ્રકારનો છે. ખેતી, વેપાર, આદિ સર્વ લૌકિક પુરૂષાર્થ કહેવાય છે, અને યોગશાસ્ત્ર આદિમાં જે સાધનનું વિધાન કરેલું છે તે શાસ્ત્રીય પુરૂષાર્થ કહેવાય છે. શાસ્ત્રીય પુરૂષાર્થ કરનારના સર્વ પ્રારબ્ધદોષ નિવૃત્ત થવાથી ઇષ્ટની સિદ્ધિ થાય છે. અને કેવળ લૌકિક પુરૂષાર્થ કરનાર પ્રારબ્ધને જ અધીન રહે છે. આ વિષયમાં સર્વ કોઈ કહે છે કે કર્મફળ અવશ્ય ભોગવવાનું. પરન્તુ તેઓએ એ અવશ્ય જાણવું જોઇએ કે કર્મફળ ભોગવવાના વિષયમાં ઇશ્વરનો સંકેત શું છે? કોઈ મનુષ્યે ગૌહત્યા કરી. તેથી નિશ્ચય થાય છે કે ગૌહત્યા રૂપ પાપનું ફળ તેને અવશ્ય ભોગવવું પડશે. તે પાપ ન ભોગવવું પડે એવો વિચાર કરે છે. તે વિચારથી તે પ્રાયશ્ચિત્ત કરે છે અને તે પાપથી મુક્ત થાય છે. તે ઉપરથી નક્કી થાય છે કે શાસ્ત્રીય પુરૂષાર્થ પ્રારબ્ધ કરતાં અધિક બલવાન્ છે.

આ પ્રમાણે લૌકિક પુરૂષાર્થથી બંધાયેલું પ્રારબ્ધ તથા શાસ્ત્રીય પુરૂષાર્થથી બંધાયેલા પ્રારબ્ધમાં બહુ ફેર છે. લૌકિક પુરૂષાર્થથી બંધાયેલા પ્રારબ્ધનો શાસ્ત્રીય પુરૂષાર્થ શીઘ્ર નાશ કરે છે તેમાં કોઈ પણ જાતની શંકા નથી. તેથી એવો નિર્ણય થાય છે કે લૌકિક પુરૂષાર્થથી પ્રારબ્ધ વધારે બળવાન્ છે અને શાસ્ત્રીય પુરૂષાર્થની અપેક્ષાએ પ્રારબ્ધ ઓછું બલવાન્ છે.

શાસ્ત્રમાં કહેલા પુરુષાર્થને યોગ્ય રીતે કરનારો મનુષ્ય ઇચ્છાનુસાર દેવરાજ, બ્રહ્મા, સર્વ બની શકે છે. અને પ્રારબ્ધવાદી તો ભોગતો જ રહે છે. તેટલા માટે ભોગ્ય પદાર્થની પ્રાપ્તિ પ્રારબ્ધને અધીન જાણીને તેને માટે સામાન્ય લૌકિક પુરુષાર્થ કરવો. અને તે પણ શાસ્ત્રની મર્યાદાને છોડીને કરવો નહિં. પરમાત્માની પ્રાપ્તિને માટે વિશેષ શાસ્ત્રીય પુરુષાર્થ કરવો. તેને પ્રારબ્ધના કોઈ દોષ બાધ કરશે નહિં તે શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

ભોગવાસનાનો પરિત્યાગ કરીને શાસ્ત્રીય પુરુષાર્થના અનુષ્ઠાનથી પરમ પદને પ્રાપ્ત કરવું તે સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

वेदार्थचिन्तामणिपाठकानां
यतीन्द्रयोगीन्द्रमुनीश्वराणाम् ।
देशस्य राष्ट्रस्य ममापि राज्ञां
करोतु शान्तिं भगवान्महेशः ॥ ॥ १ ॥

---

ઇતિ પરમહંસ સંન્યાસી સ્વામી શ્રીરામાનન્દજી યતિવર શિષ્ય
સ્વામી શ્રીમાધવાનન્દજી વિરચિત-
॥ વેદાર્થચિન્તામણિ ॥
સ મા પ્ત.
॥ ॐ ॥

---



# પરિશિષ્ટ.

## પંચાયતન દેવોની સ્તુતિનાં સ્તોત્ર.

### ૧. ગણેશસ્તુતિ.

एकदन्तं महाकायं तप्तकाञ्चनसन्निभम् ।
लंबोदरं विशालाक्षं वंदेऽहं गणनायकम् ॥ १ ॥

અર્થઃ—જેમને એક દાંત છે, જેમનું મોટું શરીર છે, જે તપાવેલા સુવર્ણના સમાન રંગવાળા છે, જેમનું પેટ મોટું છે, અને જેમનાં વિશાળ નેત્ર છે એવા ગણોના સ્વામી ગણેશજીને હું નમસ્કાર કરૂં છું.

मुञ्जकृष्णाजिनधरं नागयज्ञोपवीतकम् ( तिनम् ) ।
बालेन्दुकलिकामौलिंवन्देऽहं गणनायकम् ॥ २ ॥

અર્થઃ—જેમણે મુંજ તથા કાળા હરણનું ચર્મ ધારણ કરેલું છે, અને જેમને સર્પની યજ્ઞોપવીત છે, અને જેઓના મસ્તકમાં બાલ ચન્દ્રમા છે—એવા ગણેશજીને હું નમસ્કાર કરૂં છું.

सर्वविघ्नहरं देवं सर्वविघ्नविवर्जितम् ।
सर्वसिद्धिप्रणेतारं वन्देऽहं गणनायकम् ॥ ॥ ३ ॥

અર્થઃ—જે સર્વ વિઘ્નોનો નાશ કરનારા દેવ છે, જે વિઘ્નોથી રહિત છે, અને જે સર્વ પ્રકારની સિદ્ધિના સ્વામી છે એ ગણેશજીને હું નમસ્કાર કરૂં છું.

मूषकोत्तममारुह्य देवासुरमहाहवे ।
योद्धुकामं महाबाहुं वन्देऽहं गणनायकम् ॥ ४ ॥

અર્થઃ—દેવ તથા અસુરોના મહાયુદ્ધમાં મૂષિક(ઉંદર) ઉપર આરૂઢ થઇને યુદ્ધ કરવાની ઇચ્છાવાળા ગણેશજીને હું નમસ્કાર કરૂં છું.

अंबिकाहृदयानन्दं मातृभिः परिवेष्टितम् ।
भक्तप्रियं मदोन्मत्तं वन्देऽहं गणनायकम् ॥ ५ ॥

અર્થઃ—પાર્વતીજીના હૃદયને આનંદ આપનારા, માતૃગણોથી વીંટાએલા, ભક્તપ્રિય, અને મદોન્મત્ત ગણેશજીને હું નમસ્કાર કરૂં છું.

चित्ररत्नविचित्राङ्गं चित्रमालाविभूषितम् ।
कामरूपधरं देवं वन्देऽहं गणनायकम् ॥ ६ ॥

અર્થઃ—જેમનું શરીર જુદા જુદા પ્રકારનાં રત્નોથી ભૂષિત છે, જેમનું શરીર વિચિત્ર માલાઓથી શોભિત છે, અને જે ઇચ્છાનુસાર રૂપોને ધારણ કરે છે એવા ગણેશજીને હું નમસ્કાર કરૂં છુ.

गजवक्त्रं सुरश्रेष्ठं चारुकर्णविभूषितम् ।
पाशाङ्कुशधरं देवं वन्देऽहं गणनायकम् ॥ ७ ॥

અર્થઃ—જેમનું મુખ હાથીના મુખ સમાન છે, જે દેવતાઓમાં શ્રેષ્ઠ છે, જે સુન્દર કર્ણોથી શોભિત છે, અને જેમણે પાશ અને અંકુશ ધારણ કરેલાં છે એવા ગણેશજીને હું નમસ્કાર કરૂં છું.

यक्षकिन्नरगन्धर्वैः सिद्धविद्याधरैः सदा ।
स्तूयमानं महात्मानं वन्देऽहं गणनायकम् ॥ ८ ॥

અર્થઃ—યક્ષો, કિન્નરો, ગન્ધર્વો, સિદ્ધો, અને વિદ્યાધરો ઇત્યાદિક દેવતાઓ હમેશાં જેની સ્તુતિ કરે છે એવા ગણેશજીને હું નમસ્કાર કરૂં છું.

गणाष्टकमिदं पुण्यं भक्तितो यः पठेन्नरः ।
सर्वसिद्धिमवाप्नोति रुद्रलोके महीयते ॥ ९ ॥

અર્થઃ—આ ગણેશજીનું અષ્ટક પુણ્ય ઉત્પાદન કરનારૂં છે. જે મનુષ્ય તેનો ભક્તિથી પાઠ કરે છે તેને સંપૂર્ણ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, અને મૃત્યુ પછી રૂદ્રલોકમાં જાય છે.

न निःस्वतां तथाभ्येति सप्तजन्मसु मानवः ।
य इदं पठते नित्यं महाराजो भवेन्नरः ॥ १० ॥

અર્થઃ—તે મનુષ્ય સાત જન્મ સુધી ગરીબ થતો નથી. વળી જે મનુષ્ય આનો હમેશાં પાઠ કરશે તે મર્ય્ત્યે મહારાજા થશે.

वशं करोति त्रैलोक्यं पठनाच्छ्रवणादपि ।
स्तोत्रं परं महापुण्यं गणपस्य महात्मनः ॥ ११ ॥

અર્થઃ—વળી આ શ્રેષ્ઠ અનન્ત પુણ્ય આપનાર મહાત્મા ગણેશજીના સ્તોત્રનો પાઠ કરનાર પણ ત્રણે લોકને વશ કરે છે. पद्म पु. ख. १. अ० ६६ ॥

ઇતિ ગણેશસ્તુતિ સમાપ્ત.

---

## ૨. વેદસારસ્તવ.

पशूनां पतिं पापनाशं परेशं गजेन्द्रस्य कृत्तिं वसानं वरेण्यम् ।
जटाजूटमध्ये स्फुरद्गांगवारिं महादेवमेकं स्मरामि स्मरारिम् ॥ १ ॥

અર્થઃ—સંસારમાં બંધાએલાં પ્રાણીઓના પતિ, પાપનો નાશ કરનાર, પરેશ, હાથીના ચર્મને ધારણ કરનારા, ભજન કરવાને યોગ્ય (સેવ્ય), જેમના જટાજૂટમાં ગંગાજી વિરાજમાન છે તેવા અને કામદેવના શત્રુ મહાદેવજીનું હું સ્મરણ કરૂં છું.

महेशं सुरेशं सुरारातिनाशं विभुं विश्वनाथं विभूत्यंगभूषम् ।
विरूपाक्षमिन्द्वर्कवह्नित्रिनेत्रं सदानंदमीडे प्रभुं पंचवक्त्रम् ॥ २ ॥

અર્થઃ—મહેશ, દેવોના ઇશ, દેવોના શત્રુઓનો નાશ કરનાર, વ્યાપક, વિશ્વનાથ અર્થાત્ સૃષ્ટિ આદિ કરનાર, જેમનું શરીર ભસ્મથી શોભે છે, વિકટ નેત્ર વાળા અર્થાત્ દૃષ્ટિથી જ શત્રુઓનો નાશ કરનાર, ચન્દ્રમા, સૂર્ય, અને અગ્નિ રૂપી ત્રણ નેત્રવાળા, સદા આનન્દ સ્વરૂપ, સર્વના પ્રભુ અને જેમને પાંચ મુખ છે એવા શિવ ભગવાનની હું સ્તુતિ કરૂં છું.

गिरीशं गणेशं गले नीलवर्णं गवेंद्राधिरूढं गणातीतरूपम् ।
भवं भास्वरं भस्मना भूषितांगं भवानीकलत्रं भजे पंचवक्त्रम् ।

અર્થ:—પહાડમાં શયન કરનારા, દેવાદિ ગુણોના ઈશ, નીલકંઠ, બળદની સ્વારી કરેલા, ગણોના રૂપથી વિલક્ષણ રૂપવાળા, જગતને ઉત્પન્ન કરનાર, પ્રકાશમાન, ભસ્મથી ભૂષિત શરીર વાળા, અને પાર્વતીના પતિ એવા પાંચ મુખવાળા મહાદેવને હું ભજું છું.

शिवाकान्त शंभो शशांकार्धमौले महेशान शूलिन् जटाजूटधारिन् ।
त्वमेको जगद्व्यापको विश्वरूपः प्रसीद प्रसीद प्रभो पूर्णरूप ॥ ४ ॥

અર્થ:—હે પાર્વતીપતિ શંભો, જટાજૂટમાં અર્ધ ચન્દ્રમાને ધારણ કરનાર, હે મહેશ્વર, શૂલને ધારણ કરનારા, જટાજૂટને ધારણ કરનાર! તમે જગતમાં એક વ્યાપક તથા અસંખ્ય રૂપવાળા છો. હે પૂર્ણરૂપ પ્રભુ! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ.

परात्मानमेकं जगद्बीजमाद्यं निरीहं निराकारमोंकारवेद्यम् ।
यतो जायते पाल्यते येन विश्वं तमीशं भजे लीयते यत्र विश्वम् ॥ ५ ॥

અર્થ:—પરમાત્મસ્વરૂપ, અદ્વિતીય, જગતના કારણ રૂપ, આદ્ય, ઈચ્છાથી રહિત, આકારથી રહિત, ઓંકાર વડે જાણવા યોગ્ય, જેમાંથી જગતની ઉત્પત્તિ છે, જેનાથી જગ-તની રક્ષા થાય છે અને જેમાં જગતનો લય થાય છે એવા પરમેશ્વરને હું ભજું છું.

न भूमिर्न चापो न वह्निर्न वायुर्न चाकाशमास्ते न तंद्रा न निद्रा ।
न ग्रीष्मो न शीतं न देशो न वेपो न यस्यास्ति मूर्तिस्त्रिमूर्तिं तमीडे ॥ ६ ॥

અર્થ:—આપ ભૂમિ નથી, આપ જલ નથી, આપ અગ્નિ નથી, આપ વાયુ નથી, આપ આકાશ નથી, આપ આલસ્ય નથી, આપ નિદ્રા નથી, આપ ગ્રીષ્મ નથી, આપ શીત નથી, આપ દેશ નથી, આપ વેશ નથી, અને આપની મૂર્તિ નથી. એવા ત્રિમૂર્તિનું રૂપ આપની હું સ્તુતિ કરૂં છું.

अजं शाश्वतं कारणं कारणानां शिवं केवलं भासकं भासकानाम् ।
तुरीयं तमः पारमाद्यंतहीनं प्रपद्ये परं पावनं द्वैतहीनम् ॥ ॥ ७ ॥

અર્થ:—જન્મ રહિત, નિત્ય કારણોના કારણ મંગલરૂપ અદ્વિતીય સૂર્યાદિ પ્રકાશક વસ્તુના પણ પ્રકાશક, નિર્ગુણ, અજ્ઞાનથી રહિત, આદિ અને અન્તથી રહિત, દ્વૈત રહિત અને શુદ્ધ એવા આપ પરમાત્માને હું શરણે આવ્યો છું.

नमस्ते नमस्ते विभो विश्वमूर्ते नमस्ते नमस्ते चिदानंदमूर्ते ।
नमस्ते नमस्ते तपोयोगगम्य नमस्ते नमस्ते श्रुतिज्ञानगम्य ॥ ८ ॥

અર્થ:—હે વ્યાપક સંસાર સ્વરૂપ! આપને મારા નમસ્કાર હો. હે ચિત્સ્વરૂપ! આનન્દ સ્વરૂપ આપને મારા નમસ્કાર હો. હે તપ અને યોગથી પ્રાપ્ય! આપને મારા નમસ્કાર હો. હે વેદના જ્ઞાનથી જાણવા યોગ્ય! આપને મારા નમસ્કાર હો.

प्रभो शूलपाणे विभो विश्वनाथ महादेव शंभो महेश त्रिनेत्र ।
शिवाकान्त शान्त स्मरारे पुरारे त्वदन्यो वरेण्यो न मान्यो न गण्यः ॥ ९ ॥

અર્થઃ—હે પ્રભુ શૂલપાણી, વ્યાપક, વિશ્વનાથ, મહાદેવ, શંભો, મહેશ, ત્રણ નેત્રોવાળા, પાર્વતીપતિ, શાન્ત સ્વરૂપ, કામના શત્રુ, ત્રિપુરના શત્રુ! આપનાથી અન્ય સેવ્ય, માનનીય અને આદરણીય કોઈ નથી.

शंभो महेश करुणामय शूलपाणे गौरीपते पशुपते पशुपाशनाशिन् ।
काशीपते करुणया जगदेतदेकस्त्वं हंसि पासि विदधासि महेश्वरोऽसि ॥ १० ॥

અર્થઃ—હે શંભો! મહેશ, કરૂણામય, શૂલપાણી, પાર્વતીપતિ, અજ્ઞાનીઓના પતિ, સંસારમાં બંધાએલાનાં બંધન કાપનારા, કાશીપતિ! આપ એકલા આ જગતને આપની દયાથી ઉત્પન્ન કરો છો, પાલન કરો છો અને સંહાર કરો છો. આપ સર્વના ઈશ્વર છો.

त्वत्तो जगद्भवति देव भव स्मरारे त्वय्येव तिष्ठति जगन्मृड विश्वनाथ ।
त्वय्येव गच्छति लयं जगदेतदीश लिंगात्मकं हर चराचर विश्वरूपिन् ॥ ११ ॥

અર્થઃ—હે ભવ, સ્મરારે, દેવ! તમારાથી જગતની ઉત્પત્તિ છે. હે મૃડ, વિશ્વનાથ! આ જગત્ તમારામાં સ્થિત છે. હે ઈશ! આ જગત્ તમારામાં જ લય પામે છે. હે સ્થાવર જંગમ ચરાચર વિશ્વરૂપ! મારા લિંગ દેહનો નાશ કરો.

ઈતિ વેદસારસ્તવ સંપૂર્ણ.

---

## ૩. વિષ્ણુસ્તુતિ.

मार्कण्डेय उवाच ।
किं वर्णये तव विभो यदुदीरितोऽसुः संस्पन्दते तमनु वाङ्मन इन्द्रियाणि ।
स्पन्दन्ति वै तनुभृतामजशर्वयोश्च स्वस्याप्यथापि भजतामसि भावबन्धुः ॥
भा० स्क० १२ अ० ८–४० ॥

અર્થઃ—હે વિભો! હું તમારૂં શી રીતે વર્ણન કરી શકું અર્થાત્ આપની સ્તુતિ કરવી કઠણ છે. કેમકે આપથી પ્રેરિત થએલા સંપૂર્ણ પ્રાણીઓના, બ્રહ્માના, મહાદેવ(શર્વ)ના અને મારા પ્રાણ ચેષ્ટા કરે છે. પ્રાણની ચેષ્ટાને અનુસાર સર્વે વાગાદિક ઇન્દ્રિયો પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે અર્થાત્ આપ સંપૂર્ણ પ્રાણીઓના અંતર્યામી રૂપ હોવાથી સંપૂર્ણ પ્રાણીના પ્રાણ તથા વાગાદિક ઈન્દ્રિયોની ચેષ્ટા પણ આપને અધીન છે. આપ પૂર્ણ સ્વતન્ત્ર છો. આપ સૂત્રમાં બંધાએલી પુતળીની માફક સર્વ પ્રાણીઓના પ્રવર્તક છો એટલે આપની પ્રેરણા વિના વાણી આદિક ઇન્દ્રિયો કોઈ વ્યાપાર કરી શકતી નથી. અર્થાત વાણીથી આપનું ભજન કરવું હોય, તોપણ તે આપની કૃપા વિના થઇ શકતું નથી. તેટલા માટે આપની પ્રેરણાથી ઇન્દ્રિયો ચેષ્ટા કરનારી છે. તેના વડે ભજન કરનારના પણ આપ ભવબન્ધુ છો અર્થાત્ ભજન કરનારના ભાવમાત્રથી આપ ભક્તિને વશ થઈ જાઓ છો. અહો! શી આપની કૃપા!

मूर्ती इमे भगवतो भगवंस्त्रिलोक्याः क्षेमाय तापविरमाय च मृत्युजित्यै ।
नाना बिभर्ष्यवितुमन्यतनूर्यथेदं सृष्ट्वा पुनर्ग्रससि सर्वमिवोर्णनाभिः ॥ ,, ॥४१॥

અર્થઃ—હે ભગવન્ આપનો નરનારાયણ રૂપ જે અવતાર છે તે ત્રિલોકના પ્રાણીઓની

રક્ષા (ક્ષેમ) તથા આધ્યાત્મિકાદિક તાપ રૂપ દુઃખની નિવૃત્તિ તથા સર્વેના મોક્ષને માટે છે જેવી રીતે જગતની રક્ષા કરવાને માટે આપ બીજા જૂદા જૂદા મત્સ્યાદિક રૂપ ધારણ કરો છો અને તેમનો ફરી ઉપસંહાર કરી લ્યો છો, તેવીરીતે આપ નારાયણ અવતારને પણ કરોળીઆની માફક આપ પોતે પ્રકટ કરીને આપ પોતે અન્તર્ધાન કરો છો અર્થાત્ જેમ કરોળીઓ પોતાના શરીરમાંથી તંતુઓ બહાર કાઢીને જાળ બનાવે છે અને પાછી પોતે જ તેને સંકોચી લે છે, તેવી રીતે આપ પણ નારાયણ મૂર્તિ ધારણ કરીને આપ પોતે તેને શમાવી ઘો છો એવો ભાવ છે

**तस्याखिलु स्थिरचरेशितुर ङ्घ्रिमूलं यत्स्थं न कर्मगुणकालरजः स्पृशन्ति ।**
**यद्वै स्तुवन्ति निनमन्ति यजन्त्यभीक्ष्णं ध्यायन्ति वेदहृदया मुनयस्तदाप्त्यै ॥४२॥**

અર્થ —સ્થાવર જંગમ રૂપ પ્રાણીઓનું રક્ષણ કરનાર, સર્વના નિયામક આપના ચરણ કમલની ઉપાસના કરનારને, કર્મ, ગુણ અને કાલના તાપ રૂપ પાપ સ્પર્શ કરી શકતા નથી, અને વેદનું તાત્પર્ય જાણનાર લોકો પરમાત્માની પ્રાપ્તિને માટે જેના ચરણકમલની વારવાર સ્તુતિ કરે છે, નમન કરે છે, પૂજન કરે છે અને ધ્યાન કરે છે તેમના ચરણ-કમલને હું ભજું છુ

**नान्यं तवाङ्घ्र्युपनयादपवर्गमूर्तेः क्षेमं जनस्य परितो भिय ईश विद्मः ।**
**ब्रह्मा विभेत्यलमतो द्विपरार्ध्यधिष्ण्यः कालस्य ते किमुत तत्कृतभौतिकानाम् ॥**

भा० स्कं० १२ अ० ८–४३ ॥

અર્થ —હે ઈશ ! બ્રહ્મલોકમાં રહેનારા પ્રાણીને પણ જેનો ભય છે એવા મોક્ષ રૂપ આપના ચરણની પ્રાપ્તિ સિવાય બીજું કોઇ કલ્યાણ હુ જાણતો નથી અર્થાત્ આપના ચરણની પ્રાપ્તિ જ સર્વ પ્રાણીઓને કલ્યાણ રૂપ છે જ્યાસુધી આપના ચરણની પ્રાપ્તિ નહિ થાય ત્યાસુધી કોઇનો પણ ભય નિવૃત્ત થવાનો નથી બ્રહ્માજી કે જેમનું સ્થાન બે પરાર્ધ વર્ષ સુધીનું છે તે પણ આપ કાલ રૂપ ભગવાનનો ભય રાખે છે, તો પછી બ્રહ્માજીએ સૃષ્ટિ કરેલા પચભૂતોના વિકાર રૂપ પ્રાણીઓને આપનો ભય હોય તેમાં નવાઈ શી

**तद्वै भजाम्यृतधियस्तव पादमूलं हित्वेदमात्मच्छदि चात्मगुरोः परस्य ।**
**देहाद्यपार्थमसदन्त्यमभिज्ञमात्रं विन्देत ते तर्हि सर्वमनीषितार्थम् ॥ ,, ॥४४॥**

અર્થ —તેથી પરમાત્માના આવરણ (छदि) રૂપ, નિષ્ફલ (अपार्थ), તુચ્છ, નાશવાળા, દેહ તથા ગૃહાદિનો પરિત્યાગ કરીને સત્ય સંકલ્પવાળા તથા સર્વ પ્રાણીઓના ગુરૂ(ઉપદેષ્ટા) રૂપ, અથવા અન્તર્યામી રૂપે સર્વનું નિયમન કરનાર આપ પરમેશ્વરના ચરણકમલનું હું ભજન કરૂ છુ કેમકે જ્યારે મનુષ્ય સર્વના સાક્ષીરૂપ આપનું ભજન કરશે ત્યારે જ સર્વ ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરી શકશે જે અન્ય દેવતાઓના ભજનથી ફલ પ્રાપ્ત થાય છે તે ફલ પણ આપે નિશ્ચિત કરેલુ ફલ છે તેથી આપના ભક્તોને મોક્ષ સિવાય અન્ય ફલ પણ આપનાથી જ પ્રાપ્ત થાય છે તેને માટે અન્ય દેવોનું ભજન કરવાની આવશ્યકતા રહેતી નથી

**सत्त्वं रजस्तम इतीश तवात्मबन्धो मायामयाः स्थितिलयोदयहेतवोऽस्य ।**
**लीलाधृता यदपि सत्त्वमयी प्रशान्त्यै नान्ये नृणां व्यसनमोहभियश्च याभ्याम् ॥**

भा० स्कं० १२ अ० ८–४५ ॥

અર્થઃ—હે ઈશ ! સર્વના હિતનું ચિન્તન કરનાર ! આપે આ જગતની સૃષ્ટિ, સ્થિતિ. તથા સંહાર કરવાને માટે સત્ત્વ, રજ, અને તમ અર્થાત્ ત્રિગુણાત્મક માયા રૂપે જ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર રૂપ ત્રણ લીલાવિગ્રહને ધારણ કર્યા છે. પરમાર્થથી શુદ્ધ સચ્ચિદાનંદ અજન્મા, આપ ત્રણ રૂપે આવિર્ભાવ થઈ શકો નહિં, માટે આપે જે લીલાવિગ્રહ ધારણ કર્યાં છે તે પણ માયાથી જ છે. આ માયામય લીલાવિગ્રહોમાં પણ જે સત્ત્વગુણી વિષ્ણુ મૂર્તિ છે તે મનુષ્યોની શાન્તિને માટે અને મોક્ષને માટે છે, અન્ય બ્રહ્મા અને રૂદ્ર એ બે મૂર્તિ એવી હોતી નથી. તેમનાથી કોઈવાર ભય, મોહ, તથા દુઃખ પ્રાપ્ત થવાનો સંભવ છે. જો કે બ્રહ્માદિની ભક્તિથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, તથાપિ કોઇ વખતે તેઓની અપ્રીતિ થવાથી દુઃખ મળવાનો પણ સંભવ છે. પરંતુ આપની ભક્તિ કરવાથી કોઈ પણ વખત દુઃખ પ્રાપ્ત થવાની શંકા નથી એવો ભાવ છે.

**तस्मात्तवेह भगवन्नथ तावकानां शुक्लां तनुं स्वदयितां कुशला भजन्ति।**
**यत्सात्वताः पुरुषरूपमुशन्ति सत्त्वं लोको यतोऽभयमुतात्मसुखं न चाऽन्यत् ॥**
**,, ॥ ४६ ॥**

અર્થઃ—તેથી કરીને આપની સત્ત્વમૂર્તિ મનુષ્યોનું કલ્યાણ કરનારી છે. તેટલા માટે હે ભગવાન્ વિવેક પ્રાપ્ત થવાથી આપના (**तावकानां**) ભક્તોને પ્રિય (**स्वदयितां**) આપના શુદ્ધ સત્ત્વગુણ રૂપનું જ બુદ્ધિશાળી ભક્તો(**सात्वताः**) ભજન કરે છે. વળી જે સત્ત્વ છે તે જ ભગવાન્નું જ રૂપ છે એવુ ભક્ત લોકો માને છે (**उशन्ति**) કેમકે જે કારણથી અભય અર્થાત્ જન્મમરણના ભયનો અભાવ અને આત્માનન્દની પ્રાપ્તિનું જે સુખ છે તે આપની સત્ત્વગુણી મૂર્તિના ભજનથી પ્રાપ્ત થાય છે. બીજાના ભજનથી પ્રાપ્ત થતુ નથી.

**तस्मै नमो भगवते पुरुषाय भूम्ने विश्वाय विश्वगुरवे परदेवतायै ।**
**नारायणाय ऋषये च नरोत्तमाय हंसाय संयतगिरे निगमेश्वराय ॥ ,, ॥४७॥**

અર્થઃ—વળી ભગવાન્ અર્થાત્ સર્વ પ્રકારના ઐશ્વર્ય વાળા, સંપૂર્ણ પ્રાણીઓમાં અન્તર્યામી રૂપે રહેલા વ્યાપક રૂપ, જગતરૂપ સર્વના ઉપદેષ્ટા, પર દેવતારૂપ, ઋષિ રૂપ, નારાયણ, મનુષ્યોમાં શ્રેષ્ઠરૂપ, શુદ્ધરૂપ, નિયમિત વાણી બોલનાર, અર્થાત્ જરૂર જેટલુ માત્ર બોલનાર અને વેદના પ્રવર્તક આપને મારા નમસ્કાર હો.

**यं वै न वेद वितथाक्षपथैर्भ्रमद्धीः सन्तं स्वखेष्वसुषु हृद्यपि दृक्पथेषु ।**
**तन्मायया॒ऽऽवृतमतिः स उ एव साक्षादाद्यस्तवाऽखिलगुरोरुपसाद्य वेदम् ॥**
**भा० स्कं० १२ अ० ८–४८ ॥**

અર્થઃ—જેની બુદ્ધિ માયાથી ઢંકાઈ ગઈ છે અને તેથી કરીને જે વિષય(**अक्षपथ**)માં જ ભ્રમણ કરે છે એવો વિક્ષિપ્ત બુદ્ધિવાળો મનુષ્ય ઇન્દ્રિયોમાં, પ્રાણમાં, હૃદયમાં તથા સર્વ વિષય પદાર્થોમાં અન્તર્યામી રૂપે સ્થિત થએલા આપ પરમાત્માને જાણતો નથી. તો સર્વના ગુરૂ આપે પ્રવર્તેલા વેદને પ્રાપ્ત કરીને આદ્ય બ્રહ્મા પણ આપને જાણી શક્યા નહિ તો બીજાનું તો કહેવુ જ શું.

**यद्दर्शनं निगमात्मरहः प्रकाशं मुह्यन्ति यत्र कवयोऽजपरा यतन्तः ।**
**तं सर्ववादविषयप्रतिरूपशीलं वन्दे महापुरुषमात्मनि गूढबोधम् ॥ ,, ॥४९॥**

અર્થઃ—આપનું રહસ્ય સચ્ચિદાનંદ સ્વરૂપતા જ છે. તેને પ્રકાશ કરનારૂં જે જ્ઞાન છે તે વેદમાં છે. બ્રહ્માદિ શ્રેષ્ઠ વક્તાઓ પણ વેદના વિચારમાં યત્ન કરતા સતા મોહને પ્રાપ્ત થાય છે અર્થાત્ આપની ભક્તિ વિના કેવળ વેદાધ્યયનથી પણ આપનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. વળી કેટલાક સાંખ્ય, યોગપાશુપત, આદિ મતભેદ છે તે સર્વ મતવાળાઓને પ્રતિપાદન કરવા યોગ્ય જે વસ્તુ છે અર્થાત્ જે જે પ્રકારે તેઓ પ્રતિપાદન કરે છે તે પ્રમાણે થવાનો જેનો સ્વભાવ છે (અર્થાત્ જેવું જેવું તે લોકો પ્રતિપાદન કરે છે તેવું તેવું તેઓને પ્રતીત થાય છે) તેવા મહાપુરૂષ રૂપ, માયિક દેહના સ્વરૂપ વડે પોતાના જ્ઞાન સ્વરૂપને જેમણે આચ્છાદન કરેલું છે એવા આપ પરમાત્માને મારા નમસ્કાર હો!

આ પ્રમાણે માર્કણ્ડેય ઋષિએ નરનારાયણ રૂપ ભગવાનની સ્તુતિ કરી છે. **भाग० स्कं ११. अ. ८॥**

स्तोत्रेणानेन वै मर्त्यः प्राप्यते परमां गतिम् ॥

ઇતિ વિષ્ણુસ્તુતિ સમાપ્ત.

---

### ૪. લલિતાપંચક.

प्रातः स्मरामि ललितावदनारविन्दं
बिंबाधरं पृथुलमौक्तिकशोभिनासम् ।
आकर्णदीर्घनयनं मणिकुंडलाढ्यम्
मंदस्मितं मृगमदोज्ज्वलफालदेशम् ॥ १ ॥

અર્થઃ—જેનું અધર બિંબફલના સમાન લાલ છે, જેની નાસિકા મોટાં મોતીઓથી શોભિત છે, જેનાં નેત્રો કર્ણ સુધી લંબાયેલાં છે, જેના કાન મણિથી જડેલાં કુંડલથી શોભિત છે, જે મન્દ હાસ્યથી યુક્ત છે અને કસ્તુરીથી જેનું ભાલ શોભી રહ્યું છે એવી કમલ સમાન મુખવાળી લલિતાદેવીનું હું પ્રાતઃકાલમાં સ્મરણ કરૂં છું.

प्रातर्भजामि ललिताभुजकल्पवल्लीं
रक्तांगुलीयलसदंगुलीपल्लवाढ्याम् ।
माणिक्यहेमवलयांगदशोभमानां
पुण्ड्रेक्षुचापकुसुमेषुसृणीर्दधानाम् ॥ २ ॥

અર્થઃ—લાલ અંગુઠીઓથી શોભાયમાન આંગળીઓથી શોભતી, માણિક્ય મણિથી યુક્ત સુવર્ણનાં વલય (પહોંચી) અને બાજુબંધથી શોભાયમાન, મોટી ઈક્ષુનું ધનુષ્ બાણ, તથા અંકુશ ધારણ કરેલી લલિતાદેવીના બાહુ રૂપ કલ્પલતાઓને હું પ્રાતઃકાળમાં ભજું છું.

प्रातर्नमामि ललिताचरणारविंदं
भक्तेष्टदाननिरतं भवसिंधुपोतम् ।
पद्मासनादिसुरनायकपूजनीयं
पद्मांकुशध्वजसुदर्शनलांछनाढ्यम् ॥ ३ ॥

અર્થ:—ભક્તોને ઇષ્ટ પદાર્થ આપવામાં તત્પર, સંસારરૂપી સમુદ્રથી પાર કરનારા બ્રહ્મા આદિ દેવોથી પૂજા કરવા યોગ્ય, અને કમલ, અંકુશ, ધ્વજ અને સુદર્શન ચક્રથી શોભિત, લલિતાદેવીનાં ચરણકમલને હું પ્રાતઃકાળમાં નમસ્કાર કરું છું.

मातः स्तुवे परशिवां ललितां भवानीम्
त्रय्यंतवेद्यविभवां करुणानवद्याम् ।
विश्वस्य सृष्टिविलयस्थितिहेतुभूतां
विद्येश्वरीं निगमवाङ्मनसातिदूराम् ॥ ४ ॥

અર્થ:—જેનું ઐશ્વર્ય વેદાન્તથી જાણવા યોગ્ય છે, જે દયાથી યુક્ત છે, જે સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરનારી છે, જે સરસ્વતી રૂપ છે, જે વેદાદિ શાસ્ત્ર, વાણી અને મનનો વિષય નથી, જે સર્વને કલ્યાણ આપનારી છે, અને જે શિવજીની પત્ની છે એવી લલિતાદેવીની હું પ્રાતઃકાળમાં સ્તુતિ કરું છું.

मातर्वदामि ललिते तव पुण्यनाम
कामेश्वरीति कमलेति महेश्वरीति ।
श्री शांभवीति जगतां जननी परेति
वाग्देवतेति वचसा त्रिपुरेश्वरीति ॥ ५ ॥

અર્થ:—હે લલિતાદેવિ ! આપનાં કામેશ્વરી, કમલા, મહેશ્વરી, શ્રી, શાંભવી, જગતજનની, સર્વથી ઉત્કૃષ્ટ, વાગ્દેવી અને ત્રિપુરેશ્વરી ઇત્યાદિ પુણ્ય નામનું પ્રાતઃકાળમાં સ્મરણ કરું છું.

यः श्लोकपंचकमिदं ललितांबिकायाः
सौभाग्यदं सुललितं पठति प्रभाते ।
तस्मै ददाति ललिता झटिति प्रसन्ना
विद्यां श्रियं विमलसौख्यमनंतकीर्तिम् ॥ ६ ॥

અર્થ:—લલિતાદેવીના સુન્દર અને સૌભાગ્ય આપનાર આ પાંચ શ્લોકોનો જે પ્રાતઃકાળમાં પાઠ કરે છે તેને લલિતાદેવી પ્રસન્ન થઈને વિદ્યા, ધન, અનંત સુખ અને અતુલયશને આપે છે.

ઇતિ લલિતાપંચક સમાપ્ત.

---

## ૫. સૂર્યસ્તોત્ર

नमामि देवदेवेशं भूतभावनमव्ययम् ।
दिवाकरं रविं भानुं मार्तण्डं भास्करं भगम् ॥ १ ॥

અર્થ:—બ્રહ્મા, વિષ્ણુ જે દેવોના પણ દેવ છે તેમના પણ ઇશ્વર, સર્વ જગતને ઉત્પન્ન કરનાર, નાશ રહિત, દિવસને કરનાર, સ્તુતિ કરવા યોગ્ય (रविः), પ્રકાશ કરનાર, મૃત-ણ્ડથી ઉત્પન્ન થએલા, અને ઉત્પત્તિનું સ્થાન એવા સૂર્ય ભગવાનને હું નમસ્કાર કરું છું.

नमस्ते भूतपतये लोकानां पतये नमः ।
देवानां पतये नित्यं वर्णानां पतये नमः ॥ २ ॥

અર્થ:—સર્વ ચર અને અચરના પતિ, સ્વર્ગાદિ લોકોના પતિ, દેવોના પતિ, અને બ્રાહ્મણ આદિ વર્ણોના પતિ સૂર્ય ભગવાનને મારા નમસ્કાર હો.

त्वं ब्रह्मा त्वं जगन्नाथो रुद्रस्त्वं च प्रजापतिः ।
त्वं सोमस्त्वं तथादित्यस्त्वमोंकारक एव हि ॥ ३ ॥

અર્થ:—તમે બ્રહ્મા, તમે જગતના નાથ, તમે રૂદ્ર, તમે પ્રજાપતિ, તમે ચન્દ્રમા, તમે સૂર્ય, અને ઓંકારરૂપ છો.

बृहस्पतिर्बुधस्त्वं हि त्वं शुक्रस्त्वं विभावसुः ।
यमस्त्वं वरुणस्त्वं हि नमस्ते कश्यपात्मज ॥ ४ ॥

અર્થ.—હે કશ્યપના પુત્ર! તમે દેવોના ગુરૂ બૃહસ્પતિ છો, તમે બુધ, તમે અસુરોના આચાર્ય શુક્ર છો, તમે અગ્નિ, તમે યમ અને તમે વરૂણ છો.

त्वया ततमिदं सर्वं जगत्स्थावरजङ्गमम् ।
त्वत्त एव समुत्पन्नं सदेवासुरमानुषम् ॥ ५ ॥

અર્થ:—સ્થાવર જંગમ સંસારમાં આપ વ્યાપ્ત છો. આપમાંથીજ દેવ, અસુર, તથા મનુષ્ય ઉત્પન્ન થયા છે.

नमस्ते वेदरूपाय अहोरूपाय वै नमः ।
नमस्ते ज्ञानरूपाय यज्ञाय च नमो नमः ॥ ६ ॥

અર્થ:—વેદરૂપ, દિનરૂપ, જ્ઞાનરૂપ અને યજ્ઞરૂપ આપને નમસ્કાર હો.

जगत्पते नमस्तेऽस्तु ग्रहाणां पतये नमः ।
दारिद्र्यव्याधिदुःखघ्न नमस्ते भवनाशन ॥ ७ ॥

અર્થ:—હે જગત્પતિ! આપને નમસ્કાર હો. હે ગ્રહોના પતિ! આપને નમસ્કાર હો. દરિદ્રતા, રોગ અને દુઃખનો નાશ કરનાર તથા સંસારનાં દુઃખનો નાશ કરનાર આપને નમસ્કાર હો.

प्रसीद मे जगन्नाथ हंसानघ दिवस्पते ।
संसारार्णवमग्नानां त्राहि देव वृषध्वज ॥ ८ ॥

અર્થ:—હે જગન્નાથ! વ્યાપક, પાપોથી રહિત, આકાશમાં વિરાજમાન, વૃષધ્વજ! સંસારરૂપી સમુદ્રમાં ડુબેલા લોકોની રક્ષા કરો.

य इदं शृणुयान्नित्यं पठेद्वापि प्रयत्नतः ।
सोऽग्नेयं यानमारूढो याति भानोः परं पदम् ॥ ९ ॥

અર્થ:—જે આ સ્તોત્રને નિત્ય સાંભળશે અથવા યત્નપૂર્વક પાઠ કરશે તે આગ્નેય રથમાં બેસીને સૂર્ય લોકમાં જશે. ॥ भवि० पु० ब्रह्मपर्व० अ० १६६ ॥

ઇતિ સૂર્યસ્તુતિ સમાપ્ત.

ઇતિ પંચાયન દેવ સ્તુતિ સ્તોત્ર સમાપ્ત.

---

ॐ